

श्रीकाशीपण्डितसभया सारस्वतसार्वभौम इति पण्डितराज इति
चोपाधिविभूषितेन स्वामिश्रीभगवदाचार्येण सदर्थ-
बोधिनीत्याख्यया गुर्जरभाषाव्याख्यया सहितं
श्रीवाल्मीकिमुनिप्रणीतं

# श्रीवाल्मीकिरामायणम्

## अरण्यकाण्डान्तम्

## प्रथमो भागः



પ્રકાશક : શ્રી મહન્ત તુલસીદાસજી
સાયલા



श्रीकाशीपण्डितसभया सारस्वतसार्वभौम इति पण्डितराज इति
चोपाधिविभूषितेन **स्वामिश्रीभगवदाचार्येण** सदर्थ-
बोधिनीत्याख्यया गुर्जरभाषाव्याख्यया सहितं
**श्रीवाल्मीकिमुनिप्रणीतं**

# श्रीवाल्मीकिरामायणम्

## अरण्यकाण्डान्तम्

## प्रथमो भागः



॥ શ્રી વૈષ્ણવ માર્તંડ ॥



શ્રીલાલ પીઠાધિશ્વર મહામંડલેશ્વર સપ્તમાચાર્ય

**પૂજ્ય મહંતશ્રી મયારામદાસજી મહારાજ**

(વિદ્યાવારિધિ)

**સાયલા**

# ધન્યવાદ

ઘણાં વર્ષો વહી ગયાં જ્યારે મેં સાયલાના માનનીય મહાન્ત શ્રીમયારામદાસજી મહારાજને પ્રાર્થના કરી હતી કે શ્રીવાલ્મીકિ-રામાયણની એક આવી પ્રત પ્રકાશિત થવી જોયિયે જે વિશુદ્ધ હોય અને ભગવાન્ શ્રીરામના મર્યાદાપુરુષોત્તમત્વની રક્ષિકા હોય. આજે જે રામાયણ ઉપલબ્ધ છે તે નથી માનવમર્યાદાનું રક્ષક અને નથી ભગવાન્ રામનાં ભગવત્ત્વનું રક્ષક, સહસ્રો વર્ષોનું આ રામાયણ આવી સ્થિતિ અને આવા સ્વરૂપમાં પ્રચરિત થયી રહ્યું છે કે અનાચારની અને અવિવેકની મર્યાદા મૂકીને, વિકરાળ રૂપ ધારણ કરીને, આર્યમર્યાદાને અથવા હિન્દુમર્યાદાને અને હિન્દુજાતિના પરમદેવને અપમાનિત કરવા અગ્રસર છે.

તે સમયે પરિશોધિત રામાયણને ટીકા-ટિપ્પણી વિનાજ મૂલમાત્ર પ્રકાશિત કરાવવાની મારી ઇચ્છા હતી; પણ શ્રીમયારામદાસજી મહારાજે ગુજરાતીભાષાટીકા સાથે પ્રકાશિત કરવાની ઇચ્છા દાખવી હતી. મેં હા પાડી હતી.

ત્યાર પછી શ્રીમહાંતજીમહારાજ પણ ચુપ રહ્યા અને મેં પણ મારી ઇચ્છાની પુનરાવૃત્તિ કરી નહિ. સમય તો આગળ આગળ દોડતો ગયો.

તે ધર્મપ્રાણ શ્રીમહાંતજીમહારાજ એક દિવસે મારી પાસે આવ્યા અને તેમના કારભારી શ્રીભાગવત ભાઈ આચાર્ય પણ તેમની સાથે હતા. હું મારા ટેબલ ઉપર કયિંક લખવાના કાર્યમાં સંલગ્ન હતો. મહાંત શ્રીમયારામદાસજી મહારાજે મારા ટેબલ ઉપર વીશ સહસ્ર રૂપયાની નોટો મૂકી, મારી પાસે જ વિરાજમાન થયા. મેં પ્રશ્ન કર્યો, મહારાજજી, આ શું છે ? તેમણે ઉત્તર આપ્યો શ્રીવાલ્મીકિ-રામાયણને છપાવવા માટે આ ધન છે. મેં કહ્યું : આ ધન આપની પાસે જ આપ રાખો અને ભાગવત્ત ભાયીને શ્રી રામાનંદ પ્રેસમાં મોક્લીને આપણે આ ગ્રંથના મુદ્રણમાં કેટલો વ્યય થશે અને કાગળ કેટલો જોયિયે તેનું ચિત્ર મંગાવી જોયિયે. શ્રીભાગવતભાયી પ્રેસમાં ગયા. ત્યાંથી બધી વિગત મેળવી સીધા બજારમાં જયી પોતાના રુચિપ્રમાણે પાંચ સહસ્ર રુપિયાનો કાગળ લયી આવ્યા.

એક મહાપુરુષની અને મહાત્માની પવિત્ર ઇચ્છાને અનુસરીને આ ગ્રન્થનું મુદ્રણ કાર્ય પ્રારબ્ધ થયું અને થોડા મહીનાવો પછી જ તેવો એટલે શ્રીમહાંત શ્રીમયારામદાસજી મહારાજ નશ્વર દેહનો ત્યાગ કરી સાકેતધામમાં પહોંચી વિરાજમાન થયા. તે તિથિ હતી.... ... ... ।

તેમની પવિત્ર ગાદી ઉપર તેમના યોગ્ય શિષ્ય શ્રીતુલસીદાસજી મહારાજ મહાંત થયીને વિરાજમાન થયા.

શ્રીરામાયણનું મુદ્રણકાર્ય અવિરત ચાલુ જ રહ્યું અને નવીન મહાંત શ્રીતુલસીદાસજી મહારાજે પોતાની ઉદારતાનું અને રામાયણ-પ્રકાશનની શ્રદ્ધાનું દ્વાર ખુલ્લું જ રાખ્યું. તેના પરિણામે રામાયણના ત્રણ કાંડો આજે ગુર્જરભાષાનુવાદ સાથે પ્રકાશિત થયી શક્યાં, તે ભગવાન્ શ્રીરામની અનંત કરુણાનું અને વર્તમાન મહાંતજીની ઉદારતાનું ફળ છે.

શ્રીરામધામનિવાસી શ્રીમાન્ મહાંત શ્રીમયારામદાસજી મહારાજની ઉપકારસ્મૃતિ સાથે વર્તમાન મહાંત શ્રીતુલસીદાસજી મહારાજને, આ ઉપકાર માટે, ઔદાર્ય માટે અને પોતાના આચાર્યની વચનરક્ષા માટે અનેકાનેક ધન્યવાદ છે. તેમની આ ગુરુભક્તિ સૌ શિષ્યો, માટે અનુકરણીય અને આદરણીય છે.

રાજનગર સોસાયટી
અમદાવાદ-૭
૩૧-૧૦-૧૯૭૨ ઇ.

સ્વામી ભગવદાચાર્ય

# શુભ કામના

આ રામાયણ શ્રીરામાનંદ પ્રેસમાં છપાય છે. આ પ્રેસમાં જ આ પવિત્ર ગ્રંથ છપાય આવો મારો આગ્રહ હતો અને છે. કારણ કે આ પ્રેસના અધ્યક્ષ સ્વામી ત્રિભુવનદાસજી શાસ્ત્રી શ્રીરામાનન્દીય વિરક્ત વૈષ્ણવ છે અને વિદ્વાન્ શ્રીરામભક્ત છે. આ ગ્રંથ માટે શ્રી શાસ્ત્રીજીનો પણ પ્રેમ છે, આસ્થા છે અને મમતા છે. આ ગ્રંથના મુદ્રણ કાર્યમાં તેમણે પણ મારી થોડી સહાયતા કરી છે. હું જ્યાં થાકી જતો, ત્યાં શાસ્ત્રીજીને સૂચના આપતો કે તેવો ગ્રંથમાં જોયીને સંસ્કૃત પાઠ શુદ્ધ કરી લે. તેવોયે તે પ્રમાણે કર્યું છે અને આટલો ભાર મારા ઉપર ઓછો રહ્યો છે.

આ રામાયણના પ્રતાપે જ આ લાભપંચમીના ઉપલક્ષમાં તા૦ ૧૮-૧૧-૭૨ના દિવસે શાસ્ત્રી ત્રિભુવનદાસજી આબૂના શ્રીરઘુનાથ મંદિરના શ્રીમહાંત થવાના છે. ભગવન્ શ્રીરામ ! એમને દરેક રીતે જીવનમાં સફળ બનાવવા કૃપા કરો.

અમદાવાદ-૭
૨-૧૧-૭૨

શુભચિંતક
ભગવદાચાર્ય



# પ્રસ્તાવના

વાલ્મીકિરામાયણ જુનો ગ્રંથ છે. જુના ગ્રંથોમાં પાઠો વધારવાની આપણા દેશમાં એક જુની પરિપાટી છે. તે પ્રમાણે આ રામાયણમાં પણ કેટલાક નવા પાઠો ઉમેરાયા છે, મૂલસ્વરૂપમાં આ ગ્રંથ રહ્યો નથી.

મેં શ્રમ કરીને આ ગ્રંથમાંથી પ્રક્ષિપ્ત પાઠોને કાઢી મૂક્યા છે. કેટલાય સ્થળે આખો સર્ગ પણ મેં કાઢી નાખ્યો છે.

કેટલાક સ્થળે રામની સાથે માંસાહારનો પણ સંબંધ આ ગ્રંથમાં જોડવામાં આવ્યો છે. મેં તેને પણ આ ગ્રંથમાંથી દૂર કર્યો છે. રામ શ્રીવૈષ્ણવ હતા. તેમના કુળદેવ વિષ્ણુ હતા. પોતે વિષ્ણુના અવતાર હતા ત્યારે તેવો માંસનો સ્પર્શ કેવી રીતે કરી શક્યા હશે ?

આવી રીતે જગદંબા સીતા વનમાં જતાં અને અયોધ્યા આવતાં સરયૂજીની શરાબથી ગંગાજીની પૂજા કરી છે, આમ આ ગ્રંથમાં લખેલ મળે છે. મેં તેને પણ અલગ કર્યો છે. સીતાજી પણ વૈષ્ણવી, ગંગાજી પણ વૈષ્ણવી, ત્યારે મદિરાથી તેમની પૂજા સીતાજી કરી શકે જ નહિ

આવી રીતે બાલકાંડમાં રામાવતારમાટે મહારાજ દશરથે પુત્રેષ્ટિ કરી છે. પણ તે પૂર્વે અશ્વમેધ કર્યો હતો. એમ લખ્યું છે. આ અસંબદ્ધ વસ્તુ છે. સંતાનોત્પત્તિ માટે પુત્રેષ્ટિ આવશ્યક છે, અશ્વમેધ નહિ. પોતાના પુત્રમાટે બીજાના પુત્રનો વધ આ તો મહાહિંસક મનુષ્યનું કર્મ છે. ભગવાન્ રામને આ હિંસક પદ્ધતિથી ભૂતલ ઉપર પ્રકટાવવામાં ભારે અવિવેક અને મૂર્ખતા છે.

જ્યારે વિષ્ણુયે પોતે દશરથકુમાર થવાની પ્રતિજ્ઞા કરી છે ત્યારે આ અશ્વમેધ જેવા કુકૃત્ય કરવાની કોયી આવશ્યકતા જ ન હતી. વિષ્ણુના શબ્દ ઉપર જ વિશ્વાસ રાખવો જોયતો હતો. તેમ ન કરીને પશુવધની વૃત્તિ જે અત્યંત અન્યાય્ય અને અધમવૃત્તિ છે, તેનો અંગીકાર કરવામાં કોયી પણ સાત્વિકતા અને ધાર્મિકતા જણાતી નથી.

મારીચ જ્યારે ભગવાન્ના આશ્રમમાં આવ્યો હતો અને શ્રીસીતાજિયે તેના કાંચન-ચર્મની માંગણી કરી હતી ત્યારે ભગવાન્ તેની પાછળ દોડયા હતા. મરતાં મરતાં મારીચે સીતા અને લક્ષ્મણનાં નામો ઉચ્ચાર્યાં હતાં. તે સમયે સીતાજીયે લક્ષ્મણ માટે જે વાક્યોનો પ્રયોગ કર્યો હતો તે અત્યંત નીચ, નિર્ઘૃણ અને ગ્રામ્ય હતો. સીતાજી આવા શબ્દોનો પ્રયોગ લક્ષ્મણ માટે કરે, આ સંભવ જ નથી. વાલ્મીકિયે અનિષ્ટ કલ્પના કરી આવા બીભત્સ અને ગર્હ્ય શબ્દ-વાક્ય જગદંબાના મુખમાંથી બહાર કઢાવ્યાં, આવી તુચ્છ અને સર્વતિરસ્કાર્ય વાણી બોલાવીને વાલ્મીકિયે હિંદુજાતિનો ભારે અપમાન અને અપરાધ કર્યો છે. વાલ્મીકિના પ્રતાપે જ આજે રાયપુર (મધ્યપ્રદેશ)માં અને જયપુર (રાજસ્થાન)માં અવાંછનીય ઘટના ઘટી ગયી છે.

વાલ્મીકિયે આ ગ્રંથ લખીને રામનો કે હિંદુજાતિનો કોયી પણ ઉપકાર કર્યો નથી પ્રત્યુત એટલો મોટો અપકાર કર્યો છે જેને માટે સમસ્ત હિંદુહૃદય આજે સળગી રહ્યું છે અને ભવિષ્યમાં સળગતું જ રહેશે.

વાલ્મીકિયે જે રીતે આ જ રામાયણમાં ભગવાન રામનું ગુણગાન કર્યું છે, તે રીતને સામે રાખીને રામકથા વાચનારને તરત જ જણાયી આવશે કે રામકથા અને રામગુણમાં અકલ્પનીય વિરોધ છે. આવા વિરોધો રામના અસ્તિત્વને સંદિગ્ધ બનાવી દેશે. રામના સદ્દગુણો ઉપર ઠંડું પાણી રેડી દેશે. તેથી મેં વિરોધપરિહારની દૃષ્ટિથી આ ગ્રંથમાંથી કેટલા પ્રસંગો અને કેટલા સર્ગોને તિલાંજલિ આપી છે.

તેથી આ ગ્રંથના પાઠમાં અને બીજા ગ્રંથોના પાઠમાં સ્વાભાવિક રીતે જ ભેદ ઉદ્દભવ્યો છે. આ સંબંધમાં મેં અલગ એક પુસ્તક પ્રકાશિત કર્યું છે, તેને વાચવા અને વિચારવા માટે સૌ સજ્જન વાચકોને અને વિવેચકોને આગ્રહપૂર્ણ મારી વિનતિ છે.

ઉત્તરકાંડ આ રામાયણનો ભાગ નથી પ્રત્યુત ઉત્તરકાવ્ય નામે તે પ્રસિદ્ધ સ્વતંત્ર ગ્રંથ છે. રામકથાના નામે જ તે રામાયણનો ભાગ માની લેવામાં આવ્યો છે. તે કાંડમાં સીતા અને રામ બન્નેને ભ્રષ્ટ કરવામાં આવ્યા છે. સતી સીતાનો રામપાસેથી ત્યાગ કરાવીને; પછી છાતી કૂટવાનો પ્રસંગ ઉભો કરીને, સીતાને શરાબ પિવરાવીને, તેમને સૂચના આપ્યા વિના જ, કોયી પણ અપરાધ વિના જ જંગળમાં ઋચ્છો અને વ્યાઘ્રો તથા સિંહોની દયાપર મુકાવી દેવામાં તે કાંડના રચયિતાને કયા પ્રકારનો આનંદ સાંપડ્યો હશે આ આજસુધી અજ્ઞેય છે અને પ્રલયાંત અજ્ઞેય જ રહેશે.

ઉત્તરકાંડને રામભક્ત અને સભ્ય વ્યક્તિ સ્પર્શ પણ નહિ કરે આવી મારી નમ્ર પ્રાર્થના છે, આ પ્રાર્થનાનો સ્વીકાર સહૃદય પાઠક જ કરી શકશે આવી મારી ધારણા છે.

રાજનગર સોસાયટી
**અમદાવાદ-૭**

**ભગવદાચાર્ય**

# બે શબ્દો

શ્રીરામાયણના આ ગુજરાતી–અનુવાદ માટે ગુર્જરભાષાના વિદ્વાનોને મારે બે જ શબ્દો કહેવા છે.

એક તો આ કે, આ અનુવાદમાં જે કયીં અક્ષમ્ય ભૂલ થયેલી હોય તેને ક્ષમા કરવાની ઉદારતા દર્શાવવી.

બીજો શબ્દ આ કે, આ અનુવાદની ભાષા જે પદ્ધતિયે લખાયેલી છે તે પદ્ધતિ અવશ્ય નવીન છે. સંભવ છે કે કેટલાક લોકોને આ ભૂલ ભરેલી લાગે. તેના માટે હું નીચે પ્રમાણે સ્પષ્ટતા કરું છું.

ગુજરાતી લેખક વિદ્વાનો જોડણી જે પ્રકારે કરે છે, તેને ત્યજી, મેં અહીં જે પ્રમાણે જોડણી કરી છે તેનું કારણ દર્શાવિશ.

| પ્રચલિત જોડણી | મારી જોડણી પદ્ધતિ |
|---|---|
| આવીએ છીએ. | આવિયે છિયે |
| વાચીએ છીએ, | વાચિયે છિયે |
| જાઉં છું | જાવું છું |
| જુઓ | જુવો |

મૂર્ખ અને સાક્ષર કોયી પણ ગુજરાતી બંધુ **વાંચીએ છીએ** આમ **ચી** માં કે **છી** માં દીર્ઘ બોલતા નથી. હ્રસ્વશ્રુતિ જ થાય છે. તેમજ હ્રસ્વ ઇ કે દીર્ઘ ઈ પછી કોયી સ્વર આવે તો તે સ્વર શુદ્ધ સ્વરૂપે બોલાતો જ નથી. અવશ્ય જ તેનામાં યૂતી શ્રુતિ થાય છે. તેથી મેં **વાચીએ** ન લખીને વાચિયે લખેલ છે. આવી રીતે **આવીએ** ન લખાને **આવિયે** મેં લખેલ છે. જઇએ ને બદલે **જયિયે, ચાલીએ** ને બદલે **ચાલિયે**, જોઇએ ને બદલે **જોયિયે, આઓ** ને બદલે **આવો**, જુઓ ને બદલે **જુવો, ગાઓ** ને બદલે **ગાવો**, રાખીએ ને બદલે **રખિયે** ઇત્યાદિ લખવાની મેં પદ્ધતિ સ્વીકારેલી છે. મારી દષ્ટિયે આ જ પદ્ધતિ શુદ્ધ છે.

પણ યદિ આ પદ્ધતિ કોયી વિદ્વાન્‌ને અશુદ્ધ જણાય તો તે પદ્ધતિને અશુદ્ધ સમજી શકે છે, તે શબ્દને નહિ. આ મારી નમ્ર પ્રાર્થના છે.

રાજનગર સોસાઇટી
**અમદાવાદ-૭**
**૨–૧૧–૭૨**

**ભગવદાચાર્ય**



बाल, अयोध्या और अरण्य तीन काण्डोंकी श्लोकसंख्या :—

મૂળ રામાયણ ગ્રંથમાં

| काण्ड | सर्ग | श्लोकसंख्या |
| --- | --- | --- |
| बालकाण्ड | ७७ | २२४४ |
| अयोध्याकाण्ड | ११९ | ४२८१ |
| अरण्यकाण्ड | ७५ | २४०६ |

આ રામાયણ ગ્રંથમાં

| काण्ड | सर्ग | श्लोकसंख्या |
| --- | --- | --- |
| बालकाण्ड | ३२ | ७५९ |
| अयोध्याकाण्ड | १०७ | १९७९ |
| अरण्यकाण्ड | ७० | १६८२ |

भगवदाचार्य



वेद-उपनिषद्-गीता-ब्रह्मसूत्रभाष्यकार
'सारस्वतसार्वभौम' 'पण्डितराज'
(काशी पण्डित सभा)
परिव्राजकाचार्य स्वामी श्रीभगवदाचार्य

पण्डितराज-सारस्वतसार्वभौम-स्वामिश्रीभगवदाचार्यकृतया सदर्थबोधिन्याख्यव्याख्यया सहितम्

# श्रीमद्वाल्मीकिरामायणम्

## बालकाण्डम्

### अथ प्रथमः सर्गः

मङ्गलाचरणम्

वाल्मीकिनादिकविना मुनिना महीयः,
काव्यं प्रणीय जगदीश्वरभक्तिरत्र ।
नीता समस्तजनताश्रुतियुग्ममस्मात्,
तस्मै ततः प्रणतयो मम सन्त्वजस्रम् ॥१॥
स्फीतं यदस्ति सकलेषु जनेषु तत्त्वं,
यत्सर्वदा नयति धर्मधियं मनुष्यान् ।
व्याप्तं च येन सकले विकलेऽकलेऽपि,
क्षेमाय मे भवतु तन्महसां निधानम् ॥२॥
लोकानशोकपदवीं नयते सशोकान्,
सर्वान्तरं प्रणयते मलिनेतरद् यः ।
मुष्णात्वसावसत एव गुणान्मदीयान्,
पुष्णातु सर्वसुधियां महितान् हितांश्च ॥३॥
व्याख्यातुकाम इह चास्मि मुनीन्द्रगीतं,
रामायणं लघुधियाहमथोधिया वा ।
तच्चेद्भवेदथ परं परमेश धार्ष्टयं,
क्षन्तव्यमेव करुणावरुणालयेन ॥४॥
स्वामी भगवदाचार्यः सर्वशास्त्रार्थपारगः ।
रामतत्त्वपरो धीमान् रामदर्शनशुद्धधीः ॥५॥
वाल्मीकिमुनिना गीतां श्रीमद्रामकथाप्रथाम् ।
कर्तुकामेन कृपया लोकानत्राव्यथानथ ॥६॥
तस्याः श्रीरामभक्तेषु मुक्तेष्वेवाघसंचयात् ।
निर्बाधं सम्प्रसाराय प्रयते यतिधर्मभृत् ॥७॥
भागाननर्गलान् सर्वान्परित्यज्य विचारतः ।
मान्यान् ग्राह्यान्धर्ममितान् कृत्स्नशो हि गृहीतवान् ॥८॥

कोशलो नाम मुदितः स्फीतो जनपदो महान् । निविष्टः सरयूतीरे प्रभूतधनधान्यवान् ॥१॥

સરયૂ નદીને કિનારે પુષ્કળ ધનધાન્યથી પરિપૂર્ણ, પ્રતિદિન વર્ધમાન એવો કોશલ નામનો મહાન્ જનપદ હતો. (૧)

**अयोध्या नाम नगरी तत्रासील्लोकविश्रुता । मनुना मानवेन्द्रेण या पुरी निर्मिता स्वयम् ॥२॥**

ત્યાં મહામાનવ મનુયે રચેલી એવી લોકપ્રસિદ્ધ અયોધ્યાનામે એક નગરી હતી. (૨)

**आयता दश च द्वे च योजनानि महापुरी । श्रीमती त्रीणि विस्तीर्णा सुविभक्तमहापथा ॥३॥**

તે નગરી ૧૨ યોજન લાંબી અને ૩ યોજન વિસ્તારવાળી હતી. અને તેમાં વિવિધ મહા–માર્ગો હતા. (૩)

**राजमार्गेण महता सुविभक्तेन शोभिता । मुक्तपुष्पावकीर्णेन जलसिक्तेन नित्यशः ॥४॥**

એ વિશાળ રાજમાર્ગોની બન્ને ઓર વેરાયેલાં પુષ્પોથી અને જલના નિત્ય છંટકાવથી શોભતી એવી અયોધ્યા નગરી હતી. (૪)

**तां तु राजा दशरथो महाराष्ट्रविवर्धनः । पुरीमावासयामास दिवि देवपतिर्यथा ॥५॥**

જે રીતે ઇન્દ્રદેવ સ્વર્ગને શોભાવે છે એ રીતે એ મહાન્ રાષ્ટ્રની વૃદ્ધિ કરનાર મહારાજ દશરથે પોતાના પૂર્વજો કરતાં પણ એ નગરીની શોભા સમૃદ્ધિ વધારી દીધી હતી. (૫)

**कपाटतोरणवतीं सुविभक्तान्तरापणाम् । सर्वयन्त्रायुधवतीमुषितां सर्वशिल्पिभिः ॥६॥**

ત્યાં સુંદર કમાડો અને તોરણોવાળા મોટા ને અલગ અલગ બજારો હતાં. એ બજારોમાં અનેક-વિધ યંત્રો અને આયુધો હતાં. વળી સર્વ પ્રકારના શિલ્પિયો ત્યાં નિવાસ કરતા હતા. (૬)

**सूतमागधसंबाधां श्रीमतीमतुलप्रभाम् । उच्चाट्टालध्वजवतीं शतघ्नीशतसंकुलाम् ॥७॥**

એ નગરી સૂત, પૌરાણિક અને માગધ ભાટજનોથી ભરેલી, ને અવર્ણનીય શોભાવાળી, ઊંચી ઊંચી અટારિયો પર ફરકતા ધ્વજથી તેમજ અસંખ્યાત તોપોથી શોભતી હતી. (૭)

**वधूनाटकसंघैश्च संयुक्तां सर्वतः पुरीम् । उद्यानाम्रवणोपेतां महतीं सालमेखलाम् ॥८॥**

ત્યાં કુળવાન સ્ત્રિયોને માટે સુંદર ને વ્યવસ્થિત નાટકશાળાવો હતી. એ નાટકશાળાવોની ચારે ઓર આમ્રવૃક્ષો તેમજ સાલવૃક્ષોની હારો હતી. (૮)

**दुर्गगम्भीरपरिखां दुर्गामन्यैर्दुरासदाम् । वाजिवारणसम्पूर्णां गोभिरुष्ट्रैः खरैस्तथा ॥९॥**

શત્રુ ત્યાં પ્રવેશ કરી શકે નહિ એવી વિશાળ ખાયિયો ગઢની ચારે ઓર હતી, તદુપરાંત ત્યાં અસંખ્યાત હાથી, ઘોડા, ગાય, ઊંટ અને ખચ્ચરો હતાં. (૯)

**सामन्तराजसंघैश्च बलिकर्मभिरावृताम् । नानादेशनिवासैश्च वणिग्भिरुपशोभिताम् ॥१०॥**

ત્યાં અનેક સામન્તો અને રાજાવો કર ભરતા હતા ને વિવિધ દેશોમાંથી આવીને અહીં અનેક વણિકજનો રહેતા હતા. (૧૦)

**प्रासादै रत्नविकृतैः पर्वतैरिव शोभिताम् । कूटागारैश्च सम्पूर्णामिन्द्रस्येवामरावतीम् ॥११॥**

એ નગરીમાં પર્વતો જેવા ઊંચા રત્નજટિત એવા સુશોભિત મહેલો હતા, અને સ્ત્રિયોનાં સુંદર ક્રીડાગૃહોથી પરિપૂર્ણ એવી એ નગરી ઇન્દ્રની અમરાવતી જેવી શોભતી હતી. (૧૧)

**चित्रामष्टापदाकारां वरनारीगणैर्युताम् । सर्वरत्नसमाकीर्णां विमानगृहशोभिताम् ॥१२॥**

ત્યાં મધ્યમાં રાજગૃહ અને તેની ચારે ઓર રાજમાર્ગ ને એ રાજમાર્ગોની વચમાં અયોધ્યા હતી. તદુપરાંત ઊંચા સાત સાત મજલાવાળા, રત્નજટિત એવાં મોટાં ને વિશાળ ભવનો હતાં જેમાં સુંદર સ્ત્રિયો રહેતી હતી. (૧૨)

---

૧. अष्टापद=शारिफल । २. सात·महलवाला घर ।

**गृहगाढामविच्छिद्रां समभूमौ निवेशिताम् । शालितण्डुलसम्पूर्णामिक्षुकाण्डरसोदकाम् ॥१३॥**

ત્યાં અનેક કુટુંબો વસતાં હતાં, અને તે સમાનભૂમિ ડાંગર, ચોખા ને શેરડી આદિથી ભરપૂર હતી. (૧૩)

**दुन्दुभीभिर्मृदङ्गैश्च विणाभिः पणवैस्तथा । नादितां भृशमत्यर्थं पृथिव्यां तामनुत्तमाम् ॥१४॥**

જ્યાં દુન્દુભિ, મૃદંગ, વીણા, પણુવ (**મર્દલ**) આદિ વાજિંત્રો સદૈવ વાગતાં હતાં–એવી પૃથ્વી પર શ્રેષ્ઠ અયોધ્યા હતી. (૧૪॥)

**विमानमिव सिद्धानां तपसाधिगतं दिवि । सुनिवेशितवेश्मान्तां नरोत्तमसमावृताम् ॥१५॥**

એ નગરી તપસ્યા વડે પ્રાપ્ત થયેલ સિદ્ધોના વિમાન જેવી, સુંદર દેખાવવાળા ગૃહપ્રાસાદો અને શ્રેષ્ઠજનોથી ભરપૂર એવી ભવ્ય હતી. (૧૫)

**सिंहव्याघ्रवराहाणां मत्तानां नर्दतां वने । हन्तारो निशितैः शस्त्रैर्बलाद्बाहुबलैरपि ॥१६॥**

ત્યાં ગાઢ જંગલોમાં ગર્જના કરતા સિંહ, વાઘ અને વરાહ જેવા ભયંકર પશુવોને તીક્ષ્ણ હથિયારોથી અને બાહુબળથી પણ મારનારા હતા. (૧૬)

**ये च बाणैर्न विध्यन्ति विविक्तमपरापरम् । शब्दवेध्यं च विततं लघुहस्ता विशारदाः ॥१७॥**

વિવિક્ત–ટોળામાંથી ભ્રષ્ટ થયેલ, પર–પિતા આદિ અને અપર–પુત્રાદિથી હીન, શબ્દવેધ્ય યુદ્ધ કરીને નાસી ગયેલા આવાને પણ જે લોકો બાણોથી મારતા ન હતા જોકે શબ્દ સાંભળીને ઝડપથી મારનારા કુશળ વીરો હતા. (૧૭)

**तादृशानां सहस्त्रैस्तामभिपूर्णां महारथैः । पुरीमावासयामास राजा दशरथस्तदा ॥१८॥**

એવા અને બીજા સહસ્રો મહારથોથી પૂર્ણ તે અયોધ્યા નગરીની તે સમયે રાજા દશરથ સર્વ સંકટોથી રક્ષા કરતા હતા. (૧૭॥)

**तामग्निमद्भिर्गुणवद्भिरावृतां द्विजोत्तमैर्वेदषडङ्गपारगैः ।**
**सहस्रदैः सत्यरतैर्महात्मभिर्महर्षिकल्पैर्ऋषिभिश्च केवलैः ॥१८॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे प्रथमः सर्गः ॥१॥

અગ્નિહોત્રિયો વડે શમદમ આદિ ગુણોથી, ષડંગ વેદના જ્ઞાતાવો વડે, દાતાવો વડે અથવા સહસ્ર શાખાવાળા સામવેદના અધ્યાપન કરાવનારાવો વડે, સત્યવાદિયો વડે, મહાત્માવો વડે, મહર્ષિ વસિષ્ઠ જેવાવો વડે, ત્યાગી, વેદમંત્ર દ્રષ્ટાવો વડે પૂર્ણ તે અયોધ્યા નગરી રાજા દશરથે વસાવી હતી. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના પ્રથમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्वितीयः सर्गः

**तस्यां पुर्यामयोध्यायां वेदवित्सर्वसंग्रहः । दीर्घदर्शी महातेजाः पौरजानपदप्रियः ॥१॥**

તે અયોધ્યાપુરીમાં વેદ જાણનારા, ચતુરંગિણી સેના, રાષ્ટ્ર, દુર્ગ આદિના સંગ્રહ કરનારા, દીર્ઘદ્રષ્ટા, મહાતેજસ્વી, નગર અને દેશની પ્રજાના પ્રિય એવા દશરથ રાજા રાજ્ય કરતા હતા. (૧)

१. सुनिवेशिताः वेश्मान्ता गृहप्रांता यस्यां ताम् । २. आत्मानं सारथिं चाश्वान् रक्षन् युध्येत यो नरः । स महारथसंज्ञः स्यात् ।

इक्ष्वाकूणामतिरथो यज्वा धर्मपरो वशी । महर्षिकल्पो राजर्षिस्त्रिषु लोकेषु विश्रुतः ॥२॥

વળી તે ઇક્ષ્વાકુવંશમાં અતિરથ એટલે દશ સહસ્ર મહારથોની સાથે એકલા યુદ્ધ કરી શકે એવા બળવાન્, યજ્ઞકરનારા, ધર્મપરાયણ, જિતેન્દ્રિય, રાજર્ષિયોમાં મહર્ષિ જેવા ત્રણેય લોકોમાં પ્રખ્યાત હતા. (૨)

बलवान्निहतामित्रो मित्रवान्विजितेन्द्रियः । धनैश्च संचयैश्चान्यैः शक्रवैश्रवणोपमः ॥३॥

વળી તે મહાબળવાન્ શત્રુવોનો નાશ કરનારા, ઘણા સુમિત્રરાષ્ટ્રોવાળા, જિતેન્દ્રિય, પ્રાકૃત તેમજ અપ્રાકૃત ધન–સંચય વડે ઇન્દ્ર, કુવેર આદિ જેવા તે રાજા સમૃદ્ધ હતા. (૩)

यथा मनुर्महातेजा लोकस्य परिरक्षिता । तथा दशरथो राजा लोकस्य परिरक्षिता ॥४॥

જે રીતે મનુ મહારાજ પ્રજાજનોની રક્ષા કરતા હતા તે રીતે રાજા દશરથ પણ પ્રજાનું રક્ષણ કરતા હતા. (૪)

तेन सत्याभिसन्धेन त्रिवर्गमनुतिष्ठता । पालिता सा पुरी श्रेष्ठा इन्द्रेणेवामरावती ॥५॥

તે સત્યપ્રતિજ્ઞ અને ધર્મ, અર્થ, તથા કામના સંગ્રહ કરનારા રાજા દશરથ; ઇન્દ્ર જેમ અમરાવતીની રક્ષા કરતા તેમ અયોધ્યાની રક્ષા કરતા હતા. (૫)

तस्मिन्पुरवरे हृष्टा धर्मात्मानो बहुश्रुताः । नरास्तुष्टा धनैः स्वैः स्वैरलुब्धाः सत्यवादिनः ॥६॥

તે શ્રેષ્ઠપુરીમાં બહુશ્રુત ધર્માત્માવો પ્રસન્ન હતા અને પ્રજાજન પોતે પોતાના જ ધનથી સંતુષ્ટ હતા તેમજ નિર્લોભ અને સત્યવાદી હતા. (૬)

नाल्पसन्निचयः कश्चिदासीत्तस्मिन्पुरोत्तमे । कुटुम्बी यो ह्यसिद्धार्थोऽगवाश्वधनधान्यवान् ॥७॥

તે ઉત્તમ નગરીમાં એવું કોયી ન હતું કે જેની પાસે પુષ્કળ ધન–સંચય ન હોય, કે જેને માતા–પિતા, બે પુત્રો, બે પુત્રવધુવો, એક એક પુત્ર, પત્ની અને અતિથિરૂપ પરિવાર ન હોય, કે જે ધર્મ, અર્થ અને કામરૂપ પુરુષાર્થમાં સફળ થયો ન હોય, અથવા કે જેની પાસે ગાય, અશ્વ આદિ પશુવો અને ધનધાન્યાદિ ન હોય; એવાં સુખી કુટુંબો અને સમૃદ્ધ ધનભંડાર ત્યાં હતાં. (૭)

कामी वा न कदर्यो वा नृशंसः पुरुषः क्वचित् । द्रष्टुं शक्यमयोध्यायां नाविद्वान्न च नास्तिकः

તે અયોધ્યા નગરીમાં કોયી કામી પુરુષ, કે કોયી કંજૂસ માનવી ત્યાં દેખાતો ન હતો, અથવા જે લોભના કારણે પોતાને ધર્મકૃત્યને, પુત્રો કે પત્ની કે માતાપિતાને અથવા ભાયિયોને કોયી-પણ પ્રકારની પીડા પહોંચાડે, એવો પણ ત્યાં કોયી ન હતો. એટલું જ નહિ પણ ત્યાં ક્યાંય કોયી ક્રૂર, મૂર્ખ કે નાસ્તિક પુરુષ પણ દૃષ્ટિગત ન હતો. (૮)

सर्वे नराश्च नार्यश्च धर्मशीलाः सुसंयताः । मुदिता शीलवृत्ताभ्यां महर्षय इवामलाः ॥९॥

ત્યાં સૌ સ્ત્રી–પુરુષો ધર્મશીલ અને જિતેન્દ્રિય અને પ્રસન્ન હતાં. તેમજ મહર્ષિયોની જેમ સ્વભાવથી તથા આચરણથી પવિત્ર જીવન ગાળતાં હતાં. (૯)

नाकुण्डली नामुकुटी नास्रग्वी नाल्पभोगवान् । नामृष्टो न नलिप्ताङ्गो नासुगन्धश्च विद्यते ॥१०॥

१. अतिरथः दशसहस्रमहारथैर्योद्धा ।

२. आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयेत् । लोभाद्यः पितरौ भ्रातॄन् स कदर्य इति स्मृतः ।

२. माता पिता स्नुषे पुत्रौ पुत्री पत्न्यतिथिः स्वयम् । दशसंख्यः कुटुम्बीति विष्णुनाह द्विजोत्तमः ॥

ત્યાં કોયી કુંડળ વિનાનું ન હતું, ન તો કોયી મુકુટ કે માળા વિના હતું, અથવા કોયી અલ્પ ભોગવાળું, મલિન, અલિપ્તાંગ ન હતું કે સુગંધ વિનાનું ન હતું. (૧૦)

**नामृष्टभोजी नादाता नाप्यनङ्गदनिष्कधृक् । नाहस्ताभरणो वापि दृश्यते नाप्यनात्मवान् ॥११॥**

ત્યાં કોયી વૈશ્વદેવાદિની પૂજા વિના ભોજન કરનાર ન હતું. કોયી કૃપણ પણ ન હતું, એવું કોયી ત્યાં ન હતું કે જે અંગદ બાહુભૂષણ અને કંઠાભૂષણવાળું કે હસ્તાભૂષણવાળું ન હોય. ત્યાં સર્વ એવાં હતાં કે જેમણે મન ઉપર વિજય મેળવ્યો હતો. (૧૧)

**नानाहिताग्निर्नायज्वा न क्षुद्रो वा न तस्करः कश्चिदासीदयोध्यायां न चावृत्तो न संकरः ॥१२॥**

ત્યાં કોયી એવું ન હતું કે જે અગ્નિહોત્રી ન હોય, કે યાજ્ઞિક ન હોય, વળી તે અયોધ્યામાં કોયી અલ્પવિદ્યાવાન્ અથવા અલ્પધનવાન્, કોયી ચોર, કોયી સદાચારહીન કે કોયી વર્ણસંકર ન હતું. (૧૨)

**स्वकर्मनिरता नित्यं ब्राह्मणा विजितेन्द्रियाः । दानाध्ययनशीलाश्च संयताश्च प्रतिग्रहे ॥१३॥**

ત્યાં બ્રાહ્મણો જિતેન્દ્રિય હતા ને સદૈવ પોતાનાં કર્મમાં તત્પર રહેનારા હતા. વળી તેવો દાનશીલ ને અધ્યયનપરાયણ હતા. ત્યાં કોયી પ્રતિગ્રહી ન હતું. (૧૩)

**नास्तिको नानृती वापि न कश्चिदबहुश्रुतः । नासूयको न चाशक्तो नाविद्वान्विद्यते क्वचित् १४॥**

ત્યાં કોયી નાસ્તિક ન હતું, કોયી અસત્યવાદી ન હતું, ન તો કોયી વ્રતહીન હતું ન અબહુશ્રુત હતું. નિન્દ્ય, અશક્ત અને અવિદ્વાન્ એવું કોયી ત્યાં દૃષ્ટિમાં પડતું ન હતું. (૧૪)

**नाषडङ्गविदत्रास्ति नाव्रतो नासहस्रदः । न दीनः क्षिप्तचित्तो वा व्यथितो वापि कश्चन १५॥**

ત્યાં કોયી એવું ન હતું કે જે ષડંગને જાણનારા ન હોય કે વ્રત કરનાર ન હોય, અને પ્રસન્ન મનથી દાન કરનાર ન હોય; વળી ત્યાં કોયી દીન–દુઃખી પણ ન હતું ને કોયી પાગલ પણ નહિ. કોયી રાજદ્રોહી પણ દેખાતો ન હતો. (૧૫)

**कश्चिन्नरो वा नारी वा नाश्रीमान्नाप्यरूपवान् । द्रष्टुं शक्यमयोध्यायां नापि राजन्यभक्तिमान् ॥**

ત્યાં કોયી સ્ત્રી–પુરુષ અતેજસ્વી અને કદ્રૂપાં ન હતાં. ત્યાં કોયી રાજદ્રોહી જોવામાં આવતો ન હતો. (૧૬)

**वर्णेष्वग्र्यचतुर्थेषु देवतातिथिपूजकाः । कृतज्ञाश्च वदान्याश्च शूरा विक्रमसंयुताः ॥१७॥**

ત્યાં ચારે વર્ણો–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર દેવતાવો અને અતિથિયોની પૂજા કરનારા હતા. બધાય કૃતજ્ઞ, દાની, શૂરવીર અને પરાક્રમી હતા. (૧૭)

**दीर्घायुषो नराः सर्वे धर्मं सत्यं च संश्रिताः । सहिताः पुत्रपौत्रैश्च नित्यस्त्रीभिः पुरोत्तमे ॥१८॥**

ત્યાં પુત્ર, પૌત્ર અને સ્ત્રિયો સહિત બધાંય મનુષ્યો દીર્ઘાયુવાળાં હતાં, અને તેવો સત્ય–ધર્મના પૂર્ણ આગ્રહી હતાં. (૧૮)

**क्षत्त्रं ब्रह्ममुखं चासीद्वैश्याः क्षत्त्रमनुव्रताः । शूद्राः स्वकर्मनिरतास्त्रीन्वर्णानुपचारिणः ॥१९॥**

---

१. अङ्गद बाहुभूषण । २. निष्क उरोभूषण
३. निषिद्धप्रतिग्रहे । ४. नास्ति परलोक इति बुद्धिमान् । ५. शिक्षाकल्पव्याकरणनिरुक्तिश्छन्दोविचितिज्योतिषामयनं च । ६. उपचार=सेवा ।

ત્યાં ક્ષત્રિયો બ્રાહ્મણોની આજ્ઞા માનનારા હતા. વૈશ્યો ક્ષત્રિયોની આજ્ઞાનું પાલન કરતા હતા; અને શૂદ્રો ત્રણેય વર્ણોની સેવા કરતા હતા. (૧૯)

**सा तेनेक्ष्वाकुनाथेन पुरी सुपरिरक्षिता । यथा पुरस्तान्मनुना मानवेन्द्रेण धीमता ॥२०॥**

પહેલાં ભગવાન્ મનુવે તે પુરીની જે રીતે રક્ષા કરી હતી તે જ રીતે રાજા દશરથ પણ રક્ષા કરતા હતા. (૨૦)

**योधानामग्निकल्पानां पेशलानाममर्षिणाम् । संपूर्णा कृतविद्यानां गुहा केसरिणामिव ॥२१॥**

જેવી રીતે સિંહોથી ગુફા ભરાયેલી હોય તેવી જ રીતે તે અયોધ્યા નગરી તેજસ્વી, કોમળ, શાંત, શસ્ત્રવિદ્યામાં પારંગત ને કુશળ એવા યોદ્ધાવોથી પરિપૂર્ણ હતી. (૨૧)

**काम्बोजविषये जातैर्बाह्लीकैश्च हयोत्तमैः । वनायुजैर्नदीजैश्च पूर्णा हरिहयोत्तमैः ॥२२॥**

કામ્બોજ, વાહ્લીક, વનાયુ અને સિંધુ નદીના પાસેના દેશોમાં ઉત્પન્ન થતા ઉત્તમ ઘોડાવોથી તે અયોધ્યા નગરી પૂર્ણ હતી. (૨૨)

**विन्ध्यपर्वतजैर्मत्तैः पूर्णा हैमवतैरपि । मदान्वितैरतिबलैर्मातङ्गैः पर्वतोपमैः ॥२३॥**

ત્યાં વિન્ધ્યાચળ, હિમાલય આદિ પર્વતોના અતિ બળવાન્ ને મદપૂર્ણ હાથિયો હતા. (૨૩)

**ऐरावतकुलीनैश्च महापद्मकुलैस्तथा । अञ्जनादपि निष्क्रान्तैर्वामनादपि च द्विपैः ॥२४॥**

ઐરાવત અને મહાપદ્મ કુળમાં ઉત્પન્ન થનારા, અંજન અર્થાત્ વરુણ દિગ્ગજોથી ઉત્પન્ન થનારા, વામન અથવા યમ દિગ્ગજોથી ઉત્પન્ન થનારા એવા ગજેન્દ્રોથી તે અયોધ્યા નગરી સુશોભિત હતી. (૨૪)

**भद्रैर्मन्द्रैर्मृगैश्चैव भद्रमन्द्रमृगैस्तथा । भद्रमन्द्रैर्भद्रमृगैर्मृगमन्द्रैश्च सा पुरी ॥२५॥**

**नित्यमत्तैः सदा पूर्णा नागैरचलसन्निभैः । सा योजने द्वे च भूयः सत्यनामा प्रकाशते ॥२६॥**

હિમાલયના હાથિયો ભદ્ર કહેવાય છે અને વિન્ધ્યાચળના હાથિયો મન્દ્ર કહેવાય છે. તેમજ સહ્યાદ્રિ પર્વતના હાથિયો મૃગ કહેવાય છે, ત્યાં ભદ્ર, મન્દ્ર અને મૃગ સ્વભાવવાળા, મૃગ, મન્દ્ર સ્વભાવવાળા, પર્વત જેવા ઊંચા ને નિત્યમત્ત એવા હાથિયોથી તે બે યોજન લાંબી એવી અયોધ્યા પોતાની ખ્યાતિને સત્ય સિદ્ધ કરે છે. (૨૫)

**तां पुरीं स महातेजा राजा दशरथो महान् । शशास शमितामित्रो नक्षत्राणीव चन्द्रमाः ॥२७॥**

ત્યાં મહારાજ દશરથ પોતાના શત્રુવોને શાંત કરીને તે નગરીનું શાસન એવી રીતે કરતા હતા, જેમ ચંદ્રમા નક્ષત્રો ઉપર રાજ્ય કરે છે. (૨૭)

**तां सत्यनामां दृढतोरणार्गलां गृहैर्विचित्रैरुपशोभितां शिवाम् ।**
**पुरीमयोध्यां नृसहस्रसंकुलां शशास वै शक्रसमो महीपतिः ॥२८॥**

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे द्वितीयः सर्गः ॥२॥

१. पेशलः अकुटिलः । २. अमर्षी अभिभवासहिष्णुः । ३. नदीजैः सिन्धुनदीसमीपदेशोद्भवैः । ૪. અગ્નિદિગ્ગજ, પુંડરીક, વરુણદિગ્ગજ. ૫. ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ સુપ્રતીક આ આઠ દિગ્ગજોના નામો છે. ऐरावतः पुण्डरीको वामनः कुमुदोऽञ्जनः । पुष्पदन्तः सार्वभौमः सुप्रतीकश्च दिग्गजाः । भद्रो मद्रो मृगश्चेति विज्ञेयास्त्रिविधा गजाः इति हलायुधः ।

જેની સાથે કોયી યુદ્ધ ન કરી શકે એવી સત્યનામા, વળી સહસ્રો ખંડ–મંડળ રાજાવોથી ભરેલી, દ૮ દ્વારવાળી, ચિત્રવિચિત્ર ગૃહાદિથી શોભતી, કલ્યાણુસ્વરૂપા આવી અયોધ્યાનગરી પર ઇન્દ્રસમાન તેજસ્વી રાજા દશરથ રાજ્ય કરતા હતા. (૨૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણુના બાલકાંડ દ્વિતીય સર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ तृतीयः सर्गः

तस्यामात्या गुणैरासन्निक्ष्वाकोः सुमहात्मनः । मन्त्रज्ञाश्चेङ्गितज्ञाश्च नित्यं प्रियहिते रताः ॥१॥

ઇક્ષ્વાકુ વંશના તે મહાત્મા દશરથના મંત્ર અને ઇંગિત–સંકેતને સમજનારા અને સદૈવ પ્રિયજનોનું હિત કરવામાં તત્પર એવા ગુણી અમાત્યો હતા. (૧)

अष्टौ बभूवुर्वीरस्य तस्यामात्या यशस्विनः । शुचयश्चानुरक्ताश्च राजकृत्येषु नित्यशः ॥२॥

તે રાજાના એ આઠે અમાત્યો કાર્યવિચાર કરવામાં કુશળ, બીજાંના અભિપ્રાયને સમજનારા, રાજકાર્યમાં તત્પર, યશસ્વી અને પવિત્ર હતા. (૨)

धृष्टिर्जयन्तो विजयः सुराष्ट्रो राष्ट्रवर्धनः । अकोपो धर्मपालश्च सुमन्त्रश्चाष्टमोऽर्थवित् ॥३॥

એ આઠ અમાત્યોનાં નામો—ધૃષ્ટિ, જયંત, વિજય, સુરાષ્ટ્ર, રાષ્ટ્રવર્ધન, અકોપ, ધર્મપાલ, સુમંત* (૩)

ऋत्विजौ द्वावभिमतौ तस्यास्तामृषिसत्तमौ । वसिष्ठो वामदेवश्च मन्त्रिणश्च तथा परे ॥४॥

વસિષ્ઠ અને વામદેવ એ બે ઋષિયો તે દશરથના પુરોહિતો હતા તેમ જ તેમના મંત્રિયો પણ હતા. (૪)

सुयज्ञोऽप्यथ जावालिः काश्यपोऽप्यथ गौतमः । मार्कण्डेयस्तु दीर्घायुस्तथा कात्यायनो द्विजः ॥

સુયજ્ઞ, જાબાલિ, કાશ્યપ, ગૌતમ, માર્કંડેય, કાત્યાયન બ્રાહ્મણો પણ તેમની સાથે હતા. (૫)

एतैर्ब्रह्मर्षिभिर्नित्यमृत्विजस्तस्य पौर्वकाः । विद्याविनीता ह्रीमन्तः कुशला नियतेन्द्रियाः ॥६॥

આ બ્રહ્મર્ષિયોની સાથે બીજા પણ યજ્ઞ કરનારા હતા. આ બધા સર્વ વિદ્યાવોમાં કુશળ, વિનીત, હ્રીમાન્ અને જિતેન્દ્રિય હતા. (૬)

श्रीमन्तश्च महात्मानः शास्त्रज्ञा दृढविक्रमाः । कीर्तिमन्तः प्रणिहिता यथावचनकारिणः ॥७॥

આ સર્વે શ્રીમાન્ મહાત્મા, શાસ્ત્રજ્ઞ, દૃઢમનોબળવાળા, કીર્તિવાળા અને કુશળ તેમ જ રાજાની આજ્ઞાને અનુસરીને ચાલનારા હતા. (૭)

तेजःक्षमायशःप्राप्ताः स्मितपूर्वाभिभाषिणः । क्रोधात्कामार्थहेतोर्वा न ब्रुयुरनृतं वचः ॥८॥

---

१. मन्त्रिणः सप्त वाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् इति मनुः ।

*રામાભિરામી ટીકામાં મંત્રિયોનાં નામો આ પ્રમાણે છે: ધૃષ્ટિ, જયંત, વિજય, સિદ્ધાર્થ, અર્થસાધક, અશોક, મંત્રપાલ, સુમંત્ર,

તે સર્વે તેજસ્વી, ક્ષમાવાન્ અને યશસ્વી હતા. પ્રસન્ન મુખથી બોલતા અને કદીય ક્રોધ કે કામ અથવા સ્વાર્થથી પણ અસત્ય બોલનારા ન હતા. (૮)

**तेषामविदितं किंचित्स्वेषु नास्ति परेषु वा । क्रियमाणं कृतं वापि चारेणापि चिकीर्षितम् ॥९॥**

પોતાના માણસો શું કરે છે અથવા પરાયા શું કરે છે તે તેમને અજાણુ ન હતું. કોણુ શું કરે છે ને કોણુ શું કરી રહ્યું છે તે બધું જ ગુપ્તચર–દ્વારા તેવો જાણુતા હતા. (૯)

**कुशला व्यवहारेषु सौहृदेषु परीक्षिताः । प्राप्तकालं यथादण्डं धारयेयुः सुतेष्वपि ॥१०॥**

વ્યવહારમાં કુશળ, મિત્રતામાં મિત્રો વડે પરીક્ષિત અને સમયાનુસાર પુત્રોને દંડ આપવામાં તેવો પાછી પાની કરતા ન હતા. (૧૦)

**कोशसंग्रहणे युक्ता बलस्य च परिग्रहे । अहितं चापि पुरुषं न हिंस्युरविदूषकम् ॥११॥**

કોષના અને સેનાના સંગ્રહમાં તેવો યોગ્ય હતા. વળી પોતાના શત્રુવો જો નિર્દોષ હોય તો તેવોને તેવો મારતા ન હતા. (૧૧)

**वीराश्च नियतोत्साहा राजशास्त्रमनुष्ठिताः । शुचीनां रक्षितारश्च नित्यं विषयवासिनाम् ॥१२॥**

તે સર્વ વીર, ધીર, ઉત્સાહી હતા ને રાજનીતિપ્રમાણે ચાલનારા હતા. તેમ જ પવિત્ર દેશવાસિયોના રક્ષકો હતા. (૧૨)

**ब्रह्मक्षत्रमहिंसन्तस्ते कोशं समपूरयन् । सुतीक्ष्णदण्डाः सम्प्रेक्ष्य पुरुषस्य बलाबलम् ॥१३॥**

કોયીપણુ અપરાધ વિના તે અમાત્યો, બ્રાહ્મણો અને ક્ષત્રિયોના ધનનું હરણુ કરતા ન હતા. મનુષ્યના અપરાધનો પૂર્ણ વિચાર કરીને જ તેવો કઠોર દંડ વડે રાજકોષને ભરતા હતા. (૧૩)

**शुचीनामेकबुद्धीनां सर्वेषां सम्प्रजानताम् । नासीत्पुरे वा राष्ट्रे वा मृषावादी नरः क्वचित् ॥१४॥**

તે સર્વ પવિત્ર હતા, સમાન વિચારસરણિ ધરાવનારા હતા. રાજતંત્રનો વિચાર કરનાર હતા, સમગ્ર અયોધ્યાપુરીમાં કે રાજ્યમાં કોયી અસત્યવાદી ન હતું. (૧૪)

**क्वचिन्न दुष्टस्तत्रासीत्परदाररतिर्नरः । प्रशान्तं सर्वमेवासीद्राष्ट्रं पुरवरं च तत् ॥१५॥**

ત્યાં કોયી દુષ્ટ કે કોયી વ્યભિચારી ન હતો. તે નગરી તથા રાષ્ટ્ર સર્વથા શાંત હતાં. (૧૫)

**सुवाससः सुवेषाश्च ते च सर्वे शुचिव्रताः हितार्थाश्च नरेन्द्रस्य जाग्रतो नयचक्षुषा ॥१६॥**

તે સર્વ મંત્રિયો સુંદર વસ્ત્રો ધારણુ કરનારા, સ્વરૂપવાન્, પવિત્ર સંકલ્પવાળા, રાજાનું હિત ચાહનારા અને નીતિમાન્ હતા. (૧૬)

**गुरोर्गुणगृहीताश्च प्रख्याताश्च पराक्रमैः । विदेशेष्वपि विज्ञाताः सर्वतो बुद्धिनिश्चयाः ॥१७॥**

તે અમાત્યો ગુણુ ને લીધે વડીલોથી ગૃહીત અથવા સ્વીકૃત, પોતાના પરાક્રમથી પ્રખ્યાત, નિશ્ચયબળબુદ્ધિવાળા અને વિદેશોમાં પણુ અપાર ખ્યાતિ મેળવનારા હતા. (૧૭)

**अभितो गुणवन्तश्च न चासन्गुणवर्जिताः । सन्धिविग्रहतत्त्वज्ञाः प्रकृत्या सम्पदान्विताः ॥१८॥**

તે સર્વ ગુણુવાન્ હતા, કોયી નિર્ગુણુ ન હતો, સંધિ અને વિગ્રહની નીતિરીતિને સમજનારા હતા. તેમ જ શિષ્ટનું પાલન કરવામાં સાત્વિક સંપત્તિનો, દુષ્ટોનો નિગ્રહ કરવામાં તામસી સંપત્તિનો અને ભોગકાળમાં રાજસી સંપત્તિનો તેવો ઉપયોગ કરતા હતા. (૧૮)

---

१. यदा त्वेवाल्पिका पीडा तदा सन्धिं समाश्रयेत् । अभ्युच्छ्रयो यदात्मानं तदा मन्येत विग्रहम् ॥मनु०॥

**मन्त्रसंवरणे शक्ताः शक्ताः सूक्ष्मासु बुद्धिषु । नीतिशास्त्रविशेषज्ञाः सततं प्रियवादिनः ॥१९॥**

ત્યાં તેવો ગુપ્ત વિચારો અંતરમાં જ રાખતા. સૂક્ષ્મ વિચાર કરવામાં પણ સમર્થ હતા, ને નીતિશાસ્ત્રના વિશેષજ્ઞ અને સર્વદા પ્રિયભાષી હતા. (૧૯)

**ईदृशैस्तैरमात्यैश्च राजा दशरथोऽनघः । उपपन्नो गुणोपेतैरन्वशासद्वसुन्धराम् ॥२०॥**

આવા સર્વગુણસંપન્ન અમાત્યોથી યુક્ત મહારાજ દશરથ અયોધ્યા નગરીનું શાસન કરતા હતા. (૨૦)

**अवेक्षमाणश्चारेण प्रजा धर्मेण रक्षयन् । प्रजानां पालनं कुर्वन्नधर्मं परिवर्जयन् ॥२१॥**

રાજા દશરથ ગુપ્તચરોદ્વારા પ્રજાની પરિસ્થિતિને જાણતા, ધર્માચરણથી પ્રજાનું રક્ષણ કરતા અને તેમને અધર્મથી બચાવીને તેમનું પાલન કરતા હતા. (૨૧)

**विश्रुतस्त्रिषु लोकेषु वदान्यः सत्यसंगरः । स तत्र पुरुषव्याघ्रः शशास पृथिवीमिमाम् ॥२२॥**

ત્રણે લોકોમાં પ્રખ્યાત, મહાન્ દાતા, સત્યપ્રતિજ્ઞ એવા પુરુષશ્રેષ્ઠ મહારાજ દશરથ અયોધ્યા-નગરીનું શાસન કરતા હતા. (૨૨)

**नाध्यगच्छद्विशिष्टं वा तुल्यं वा शत्रुमात्मनः । मित्रवान्नतसामन्तः प्रतापहतकण्टकः ॥२३॥**

રાજા દશરથને તેમનાથી બળવાન્ કે તેમના જેવો કોયી શત્રુ ન હતો. તેમને સારા મિત્રો હતા. સામંતો પણ તેમની સમક્ષ નમ્રતાથી ઝૂકતા, તેથી પોતાના મહાપ્રતાપને કારણે તેવોયે શત્રુરૂપ કંટકોને દૂર કર્યાં હતાં. (૨૩)

**तैर्मन्त्रिभिर्मन्त्रहिते निविष्टैर्वृतोऽनुरक्तः कुशलः समर्थैः ।**
**स पार्थिवो दीप्तिमवाप युक्तस्तेजोमयैर्गोभिरिवोदितोऽर्कः ॥२४॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्ये तृतीयः सर्गः ॥३॥

જેમ તેજસ્વી કિરણોથી સૂર્ય શોભે છે તે રીતે સારા સારા વિચાર આપનારા, પોતાને અનુકૂળ અને અનુરક્ત, કુશળ તથા સમર્થ મંત્રિયોથી રાજા દશરથ શોભતા હતા (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના તૃતીયસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चतुर्थः सर्गः

**तस्य चैवंप्रभावस्य धर्मज्ञस्य महात्मनः । सुतार्थं तप्यमानस्य नासीद्वंशकरः सुतः ॥१॥**

આવા પ્રતિભાશાળી મહાત્મા રાજા દશરથને એમનો વંશ જાળવનાર કોયી પુત્ર ન હતો. તેથી તેવો દુઃખી હતા. (૧)

**स निश्चितां मतिं कृत्वा यष्टव्यमिति बुद्धिमान् । मन्त्रिभिः सह धर्मात्मा सर्वैरपि कृतात्मभिः २**

પોતાના સર્વ મન્ત્રિયોની સલાહ લયીને રાજા દશરથે યજ્ઞ કરવાનો નિર્ણય કર્યો. (૨)

૧. वने वनचराः कार्याः श्रमणाटविकादयः । परप्रवृत्तिज्ञानार्थं शीघ्राश्चारपरम्पराः ॥मनु०॥

૨ રામાભિરામી ટીકામાં મન્ત્રિયોનાં નામો આ પ્રમાણે છે. ધષ્ટિ, જયંત, વિજય, સિદ્ધાર્થ.

ततोऽब्रवीन्महातेजाः सुमन्त्रं मन्त्रिसत्तमम् । शीघ्रमानय मे सर्वान् गुरूंस्तान्सपुरोहितान् ॥३॥

તે મહાતેજસ્વી મહારાજે શ્રેષ્ઠ મંત્રી સુમન્ત્રને, આજ્ઞા કરી કે બધા શ્રેષ્ઠજનો તેમજ વસિષ્ઠાદિ પુરોહિતોને બોલાવો. (૩)

ततः सुमन्त्रस्त्वरितं गत्वा त्वरितविक्रमः । समानयत्स तान्सर्वान्समस्तान्वेदपारगान् ॥४॥

તે સુમન્ત્ર મહામંત્રી શીઘ્ર જઈને સર્વે વેદ જાણનારાવોને બોલાવી લાવ્યા. (૪)

सुयज्ञं वामदेवं च जाबालिमथ काश्यपम् । पुरोहितं वशिष्ठं च ये चाप्यन्ये द्विजोत्तमाः ॥५॥

સુયજ્ઞ, વામદેવ, જાબાલિ, કાશ્યપ, વસિષ્ઠ અને બીજા શ્રેષ્ઠ બ્રાહ્મણોને પણ સુમન્ત્રે બોલાવ્યા. (૫)

तान्पूजयित्वा धर्मात्मा राजा दशरथस्तदा । इदं धर्मार्थसहितं श्लक्ष्णं वचनमब्रवीत् ॥६॥

મહારાજ દશરથે તે સર્વ મહાત્માવોનું ભાવપૂર્વક પૂજન કરીને, તેમને નમ્ર વચને કહ્યું. (૬)

मम लालप्यमानस्य सुतार्थं नास्ति वै सुखम् । तदहं यष्टुमिच्छामि शास्त्रदृष्टेन कर्मणा ॥७॥

પુત્ર માટે હું ઝંખી રહ્યો છું. મને શાંતિ નથી. તેથી હું શાસ્ત્રપ્રમાણે યજ્ઞ કરવા ઇચ્છું છું.

ततः साध्विति तद्वाक्यं ब्राह्मणाः प्रत्यपूजयन् । वसिष्ठप्रमुखाः सर्वे पार्थिवस्य मुखेरितम् ॥८॥

રાજાના મુખથી આ વચન સાંભળી વસિષ્ઠ આદિ બ્રાહ્મણો રાજાની પ્રશંસા કરવા લાગ્યા. (૮)

ऊचुश्च परमप्रीताः सर्वे दशरथं वचः । सर्वथा प्राप्स्यसे पुत्रानभिप्रेतांश्च पार्थिव ॥९॥

અત્યંત પ્રસન્ન થયેલા બ્રાહ્મણો દશરથજીને કહેવા લાગ્યા કે, "હે રાજન્ ! અવશ્ય જ તમને પુત્ર પ્રાપ્તિ થશે." (૯)

अमात्यानब्रवीद्राजा हर्षव्याकुललोचनः । संभाराः संभ्रियन्तां मे गुरूणां वचनादिह ॥१०॥

પ્રસન્ન થઈને રાજાયે અમાત્યોને કહ્યું કે ગુરુવોની આજ્ઞા પ્રમાણે સામગ્રી ભેગી કરો. (૧૦)

शान्तयश्चापि वर्धन्तां यथाकल्पं यथाविधि । शक्यः प्राप्तुमयं यज्ञः सर्वेणापि महीक्षिता ॥११॥

પુનઃ રાજાયે કહ્યું કે ક્રમ અને વિધિને અનુસરીને વિઘ્ન દૂર કરે આવાં શાન્તિપાઠ આદિ કર્મો કરો, કેમકે બધા રાજાવો આવો યજ્ઞ કરી શકે આવી સંભાવના નથી. ૧૧

नापराधो भवेत्कष्टो यदस्मिन्क्रतुसत्तमे । विधिहीनस्य यज्ञस्य सद्यः कर्ता विनश्यति ॥१२॥

યજ્ઞકાળમાં ક્રિયાવો કર્યા વિના ન રહી જાય તેનું ધ્યાન રાખવું છે. કેમકે, વિધિહીન કર્મ-કરાવનારા યાજક તરત જ નાશ પામે છે. ૧૨

तद्यथा विधिपूर्वं मे क्रतुरेष समाप्यते । तथा विधानं क्रियतां समर्थाः साधनेष्विति ॥१३॥

જે રીતે આ યજ્ઞ વિધિપૂર્વક સમાપ્ત થાય તેમ આપ સૌ કરો. સાધનોમાં આપ સમર્થ છો.

तथा द्विजास्ते धर्मज्ञा वर्धयन्तो नृपोत्तमम् । अनुज्ञातास्ततः सर्वे पुनर्जग्मुर्यथागतम् ॥१४॥

ધર્મજ્ઞ બ્રાહ્મણો "તેમ જ થશે" આમ કહીને રાજાને ધન્યવાદ આપીને, રાજાની આજ્ઞાને અનુસરીને બધાય પોતપોતાના સ્થાને ગયા. (૧૪)

ततः स गत्वा ताः पत्नीर्नरेन्द्रो हृदयङ्गमाः । उवाच दीक्षां विशत यक्ष्येऽहं सुतकारणात् ॥१५॥

ત્યાર પછી રાજા દશરથ પોતાની પ્રિય રાણિયો પાસે જઈને કહ્યું કે તમે લોકો દીક્ષામાં પ્રવેશ કરો અર્થાત્ દીક્ષિત થાવો કેમકે, પુત્ર માટે યજ્ઞ કરવાનો છે. (૧૫)

तासां तेनातिक्रान्तेन वचनेन सुवर्चसाम् ।
मुखपद्मान्यशोभन्त पद्मानीव हिमात्यये ॥१६॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये चतुर्थः सर्गः ॥४॥

તે પરમ મનોહર વચન સાંભળીને તેજસ્વિની તે રાણિયોનાં મુખકમળ તેમ સુશોભિત બન્યાં, જેમ વસંત ઋતુમાં કમળો સુશોભિત બને છે. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના સપ્તમ સર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चमः सर्गः

ततो वसिष्ठप्रमुखाः सर्व एव द्विजोत्तमाः । ऋष्यशृङ्गं पुरस्कृत्य यज्ञकर्मारभँस्तदा ॥१॥

ત્યારે વસિષ્ઠ આદિ બધા બ્રાહ્મણોયે ઋષ્યશૃંગની અધ્યક્ષતામાં યજ્ઞનો આરંભ કર્યો. (૧)

यज्ञवाटं गताः सर्वे यथाशास्त्रं यथाविधि । श्रीमांश्च सह पत्नीभी राजा दीक्षामुपाविशत् ॥२॥

મહારાજ દશરથ તેમજ બીજા પણ યજ્ઞશાળામાં ગયા અને રાજા પત્નિયો સાથે દીક્ષામાં બેસી ગયા. (૨)

ततो देवाः सगन्धर्वाः सिद्धाश्च परमर्षयः । भागप्रतिग्रहार्थं वै समवेता यथाविधि ॥३॥

ત્યારે દેવો, ગંધર્વો, સિદ્ધો અને ઋષિયો શાસ્ત્રાનુસાર પોતપોતાનો ભાગગ્રહણ કરવા માટે ભેગા થયા. (૩)

ताः समेत्य यथान्यायं तस्मिन्सदसि देवताः । अब्रुवँल्लोककर्तारं ब्रह्माणं वचनं ततः ॥४॥

તે સભામાં દેવો ક્રમપ્રમાણે ત્યાં ભેગા થયા અને લોકકર્તા બ્રહ્માજીને કહેવા લાગ્યા. (૪)

भगवंस्त्वत्प्रसादेन रावणो नाम राक्षसः । सर्वान् नो बाधते वीर्याच्छासितुं तं न शक्नुमः ॥५॥

હે મહારાજ, રાવણ રાક્ષસ તમારી કૃપાથી અમને પીડા પહોંચાડી રહ્યો છે, અમે તેને બળથી રોકી શકતા નથી. (૫)

त्वया तस्मै वरो दत्तः प्रीतेन भगवंस्तदा । मानयन्तश्च तं नित्यं सर्वं तस्य क्षमामहे ॥६॥

તમે પ્રસન્ન થયીને તેને વર આપ્યો. તે વરનો આદર કરતા અમે તેનાં બધાં કુકર્મોને ક્ષમા કરિયે છિયે. (૬)

उद्वेजयति लोकांस्त्रीनुच्छ्रितान्द्वेष्टि दुर्मतिः । शक्रं त्रिदशराजानं प्रधर्षयितुमिच्छति ॥७॥

તે ત્રણેય લોકોને ઉદ્વેગ પમાડી રહ્યો છે, દેવોના રાજા ઇંદ્રને પણ પજવવા ઇચ્છે છે. (૭)

ऋषीन्यक्षान्सगन्धर्वान् ब्राह्मणानसुरांस्तथा अतिक्रामति दुर्धर्षो वरदानेन मोहितः ॥८॥

વરદાનથી મત્ત થયેલો તે ઋષિયોને, યક્ષોને, ગંધર્વોને, બ્રાહ્મણોને તથા દેવોને પજવી રહ્યો છે.(૮)

तन्महन्नो भयं तस्माद्राक्षसाद्घोरदर्शनात् । वधार्थं तस्य भगवन्नुपायं कर्तुमर्हसि ॥९॥

તે ભયંકર રાક્ષસથી અમને ભારે ભય ઉપસ્થિત થયો છે. તેથી આપ તેના વધ માટે કોયી ઉપાય કરો. (૯)

एवमुक्तः सुरैः सर्वैश्चिन्तयित्वा ततोऽब्रवीत् । हन्तायं विदितस्तस्य वधोपायो दुरात्मनः ॥१०॥
બધાય દેવોની પ્રાર્થના સાંભળી બ્રહ્માજિયે કહ્યું કે તે દુષ્ટનો વધ કરવાનો ઉપાય હું જાણું છું.

तेन गन्धर्वयक्षाणां देवतानां च रक्षसाम् । अवध्योस्मीति वागुक्ता तथेत्युक्तं च तन्मया ॥११॥
તેણે માંગ્યું કે ગંધર્વ, યક્ષ, દેવ, રાક્ષસો મને મારી શકે નહિ અને મેં કહી દીધું કે "એમ જ થાવ." (૧૧)

नाकीर्तयदवज्ञानात्तद्रक्षो मानुषांस्तदा । तस्मात्स मानुषाद्वध्यो मृत्युर्नान्यस्य विद्यते ॥१२॥
તેણે મનુષ્યોનું અપમાન કરવા સારું મનુષ્યોનુ નામ લીધું નહિ, તેથી તેને મનુષ્ય જ મારી શકે છે. બીજો તેનો ઉપાય નથી. (૧૨)

एतच्छ्रुत्वा प्रियं वाक्यं ब्रह्मणा समुदाहृतम् । देवा महर्षयः सर्वे प्रहृष्टास्तेऽभवँस्तदा ॥१३॥
બ્રહ્માજીનું આ વચન સાંભળી દેવો અને મહર્ષિયો ત્યારે પરમ પ્રસન્ન થયા. (૧૩)

एतस्मिन्नन्तरे विष्णुरुपयातो महाद्युतिः । शङ्खचक्रगदापाणिः पीतवासा जगत्पतिः ॥१४॥
આ જ સમયે શંખ, ચક્ર, ગદા હાથમાં લયીને પીતાંબરધારી મહાપ્રકાશવાન્ જગત્પતિ વિષ્ણુ આવી ગયા. (૧૪)

ब्रह्मणा च समागत्य तत्र तस्थौ समाहितः । तमब्रुवन्सुराः सर्वे समभिष्टूय सन्नताः ॥१५॥
વિષ્ણુ આવીને બ્રહ્માની સાથે બેસી ગયા. ત્યારે બધા દેવો તેમની સ્તુતિ કરી કહેવા લાગ્યા (૧૫)

त्वां नियोक्ष्यामहे विष्णो लोकानां हितकाम्यया । राज्ञो दशरथस्य त्वमयोध्याधिपतेर्विभो ॥१६
अस्य भार्यासु तिसृषु ह्रीश्रीकीर्त्युपमासु च । विष्णो पुत्रत्वमागच्छ कृत्वात्मानं चतुर्विधम् ॥
હે વિષ્ણો, લોકોના કલ્યાણની ઇચ્છાથી અમે તમને એક કાર્ય સોંપિયે છિયે. તમે અયોધ્યાનાથ દશરથની હ્રી–શ્રી–કીર્તિ જેવાં ત્રણે ભાર્યામાં પોતાના ચાર પ્રકાર અથવા વિભાગ બનાવીને પુત્રભાવે પ્રકટ થાવ. (૧૭)

तत्र त्वं मानुषो भूत्वा प्रवृद्धं लोककण्टकम् । अवध्यं दैवतैर्विष्णो समरे जहि रावणम् ॥१८॥
ત્યાં તમે મનુષ્યરૂપ ધારણ કરીને દેવો જેનો વધ કરી શકતા નથી એવા લોકમાટે કાંટા જેવા રાવણને સમરમાં મારી નાખો. (૧૮)

स हि देवान्सगन्धर्वान् सिद्धांश्च ऋषिसत्तमान् । राक्षसो रावणो मूर्खो वीर्योद्रेकेण बाधते ॥१९
મૂર્ખ રાવણ રાક્ષસ થયીને બળના અભિમાનથી દેવો, ગંધર્વો, સિદ્ધો, અને સારા ઋષિઓને પજવી રહ્યો છે. (૧૯)

सिद्धगन्धर्वयक्षाश्च ततस्त्वां शरणं गताः । त्वं गतिः परमा देव सर्वेषां नः परन्तप ॥२०॥
હે પરંતપ, તેથી સિદ્ધો, ગંધર્વો, યક્ષો તમારી શરણે આવેલા છે. હે દેવ, અમારા બધાના તમે જ શરણ છો–આશ્રય છો. (૨૦)

एवं स्तुतस्तु देवेशो विष्णुस्त्रिदशपुङ्गवः । अब्रवीत् त्रिदशान्सर्वान् समेतान्धर्मसंहितान् ॥२१॥
આ પ્રમાણે પ્રશંસા પામેલા દેવોમાં શ્રેષ્ઠ વિષ્ણુ ભગવાને, ત્યાં ભેગા થયેલા ધર્માત્મા દેવોને કહ્યું. (૨૧)

भयं त्यजत भद्रं वो हितार्थं युधि रावणम् । सपुत्रपौत्रं सामात्यं समन्त्रिज्ञातिबान्धवम् ॥२२॥

  

हत्वा क्रूरं दुराधर्षं देवर्षीणां भयावहम् । वत्स्यामि मानुषे लोके पालयन्पृथिवीमिमाम् ॥२३॥

તમે લોકો નિર્ભય બનો. તમારા કલ્યાણ માટે હું યુદ્ધમાં પુત્ર-પૌત્ર અને મંત્રિયો, જ્ઞાતિના લોકો, તેમજ કુટુંબિયો સાથે ક્રૂર અને દુઃખે જીતી શકાય એવા અને દેવો, ઋષિયોને ભય પમાડનાર એવા રાવણનો વધ કરીને આ પૃથ્વીની રક્ષા માટે હું મનુષ્યલોકમાં નિવાસ કરીશ. (૨૨, ૨૩)

एवं दत्त्वा वरं देवो देवानां विष्णुरात्मवान् । मानुष्ये चिन्तयामास जन्मभूमिमथात्मनः ॥२४॥

સ્થિર પ્રતિજ્ઞાવાળા દેવોના દેવ તે વિષ્ણુ ભગવાને આ રીતે દેવોને વર આપી મનુષ્યલોકમાં પોતાની જન્મભૂમિ બનાવવાનો વિચાર કર્યો. (૨૪)

समुद्धतं रावणमुग्रतेजसं प्रवृद्धदर्पं त्रिदशेश्वरद्विषम् ।
विरावणं साधुतपस्विकण्टकं तपस्विनामुद्धर तं भयावहम् ॥२५॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे पञ्चमः सर्गः ॥५॥

હે ભગવન્, ઉદ્ધત, ઉગ્ર તેજવાળા, મહાભિમાની, દેવોના શત્રુ, ભયંકર શબ્દ કરનાર, તથા સાધુવો અને તપસ્વિવો માટે તે રાવણ કંટક સમાન છે. તમે તે કાંટાને કાઢી નાખો. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના પંચમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षष्ठः सर्गः

इत्येतद्वचनं श्रुत्वा सुराणां विष्णुरात्मवान् । पितरं रोचयामास तदा दशरथं नृपम् ॥१॥

ભગવાન્ વિષ્ણુવે દેવોનું આ વચન સાંભળી રાજા દશરથને પિતા બનાવવાની ઇચ્છા કરી. (૧)

ततो वै यजमानस्य पावकादतुलप्रभम् । प्रादुर्भूतं महद्भूतं महावीर्यं महाबलम् ॥२॥

ત્યારે યજ્ઞ થવા લાગ્યો અને તેમાંથી એક મહાન્ બલવાન્, અત્યંત પ્રભાવશાળી એક ભૂત= વિચિત્ર તત્ત્વ-વસ્તુ પ્રકટ થયેલ. (૨)

दिव्यपायससंपूर्णां पात्रीं पत्नीमिव प्रियाम् । प्रगृह्य विपुलां दोर्भ्यां स्वयं मायामयीमिव ॥३॥

તે મહાભૂતના હાથમાં એક પાત્ર હતું જે પાયસ એટલે ખીરથી ભરેલું હતું. તે પાત્ર જાણે માયાનું બનેલું ન હોય. (૩)

समवेक्ष्याब्रवीद्वाक्यमिदं दशरथं नृपम् । प्राजापत्यं नरं विद्धि मामिहाभ्यागतं नृप ॥४॥

અને તેણે મહારાજ દશરથને કહ્યું કે હું પ્રજાપતિ સંબંધી નર છું, અહિં આવ્યો છું. તું પ્રજા ઇચ્છે છે અને હું પ્રજાપતિનો માણસ છું. (૪)

ततः परं तदा राजा प्रत्युवाच कृताञ्जलिः । भगवन् स्वागतं तेस्तु किमहं करवाणि ते ॥५॥

ત્યારે હાથ જોડીને રાજા બોલ્યા-હે ભગવન્, તમારું સ્વાગત કરું છું અને તમારા માટે હું શું કરું તે આજ્ઞા આપો. (૫)

अथो पुनरिदं वाक्यं प्राजापत्यो नरोब्रवीत् । राजन्नर्चयता देवानद्य प्राप्तमिदं त्वया ॥६॥

અને ફરી તેણે કહ્યું કે હે રાજન્, તમે દેવોની અર્ચના કરી છે. તેથી તમને આજે આ પાત્ર મળ્યું છે. (૬)

इदं तु नृपशार्दूल पायसं देवनिर्मितम् । प्रजाकरं गृहाण त्वं धन्यमारोग्यवर्धनम् ॥७॥

હે માનવશ્રેષ્ઠ રાજન્, આ પાત્રમાં પાયસ છે–ખીર છે. આના ખાવાથી પ્રજોત્પત્તિ થશે અને સાથોસાથ આરોગ્ય પણ વધશે કેમકે દેવોયે આને બનાવ્યું છે. (૭)

ततस्तदद्भुतप्रख्यं भूतं परमभास्वरम् । संवर्तयित्वा तत्कर्म तत्रैवान्तरधीयत ॥८॥

પછી તે અદ્ભુત શોભાવાળો પરમ તેજસ્વી તત્ત્વ તે કાર્ય પૂર્ણ કરીને ત્યાં જ લુપ્ત થયી ગયું. (૮)

सोन्तःपुरं प्रविश्यैव कौसल्यामिदमब्रवीत् । पायसं प्रतिगृह्णीष्व पुत्रीयं त्विदमात्मनः ॥९॥

રાજાયે અંતઃપુરમાં જયીને કૌશલ્યાને કહ્યું કે આ પાયસને લો, આનાથી પ્રજોત્પત્તિ થશે. (૯)

ताश्चैवं पायसं प्राप्य नरेन्द्रस्योत्तमस्त्रियः । सम्मानं मेनिरे सर्वाः प्रहर्षोदितचेतसः ॥१०॥

કૌસલ્યા આદિ રાજપત્નિયોયે તે પાયસને પામી અત્યંત પ્રસન્ન થયાં અને તેને લીધે પોતાનો માન થયો છે એમ તેમણે માન્યું. (૧૦)

ततस्तु ताः प्राश्य तमुत्तमस्त्रियो महीपतेरुत्तमपायसं पृथक् ।
हुताशनादित्यसमानतेजसोचिरेण गर्भान् प्रतिपेदिरे तदा ॥११॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे षष्ठः सर्गः ॥६॥

તે ભાગ્યશાળી રાણિયોયે તે રીતે ખાયીને અગ્નિ તેમજ સૂર્ય જેવા તેજસ્વી ગર્ભને ધારણ કર્યાં. (૧૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના ષષ્ઠસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तमः सर्गः

यथार्हं पूजितास्तेन राज्ञा च पृथिवीश्वराः । मुदिताः प्रययुर्देशान् प्रणम्य मुनिपुङ्गवम् ॥१॥

યજ્ઞમાં આવેલા રાજાવોના દશરથજિયે સત્કાર કર્યો અને પછી તેવો પ્રસન્ન થયીને, વસિષ્ઠજીને પ્રણામ કરીને પોતપોતાના દેશે ગયા. (૧)

एवं विसृज्य तान्सर्वान् राजा सम्पूर्णमानसः । उवास सुखितस्तत्र पुत्रोत्पत्तिं विचिन्तयन् ॥२॥

પૂર્ણ ઇચ્છાવાળા દશરથજી આવેલા બધા અતિથિયોને વિદા કરીને પુત્રોત્પતિ ક્યારે થશે આવો વિચાર કરતા રહ્યા. (૨)

ततश्च द्वादशे मासे चैत्रे नावमिके तिथौ । नक्षत्रेऽदितिदैवत्ये स्वोच्चसंस्थेषु पञ्चसु ॥३॥

ग्रहेषु कर्कटे लग्ने वाक्पताविन्दुना सह । प्रोद्यमाने जगन्नाथं कौसल्याजनयत्सुतम् ॥४॥

ત્યાર પછી બારમે માસે ચૈત્રમાસની નવમી તિથિયે, પુનર્વસુ નક્ષત્રમાં જ્યારે રવિ, મંગળ, ગુરુ, શુક્ર, શનિ આ પાંચ ગ્રહો ક્રમથી મેષ, મકર, કર્ક, મીન, તુલા, પાંચ રાશિ રૂપ ઉચ્ચ સ્થાનમાં હતા, બૃહસ્પતિ ચંદ્રની સાથે કર્કરાશિમાં હતો, કર્ક લગ્ન ઉદય થવાની સ્થિતિમાં હતું, તેવા સમયે કૌસલ્યાયે સર્વલોક–નમસ્કૃત દિવ્ય લક્ષણોથી યુક્ત એવા જગન્નાથ રામને જન્મ આપ્યો.

कौसल्या शुशुभे तेन पुत्रेणामिततेजसा । यथा वरेण देवानामदितिर्वज्रपाणिना ॥५॥

અપાર-તેજસ્વી તે પુત્રથી કૌશલ્યાજી તે રીતે શોભવા લાગ્યાં, જેમ દેવોના વરથી ઇન્દ્રને પામી અદિતિ શોભતી હતી. (૫)

**भरतो नाम कैकेय्यां जज्ञे सत्यपराक्रमः। अथ लक्ष्मणशत्रुघ्नौ सुमित्राजनयत्सुतौ ॥६॥**

કૈકેયીના ગર્ભથી સત્યપરાક્રમ ભરત ઉત્પન્ન થયા. તેમજ સુમિત્રાથી લક્ષ્મણ અને શત્રુઘ્ન ઉત્પન્ન થયા. (૬)

**जगुः कलं च गन्धर्वा ननृतुश्चाप्सरोगणाः। देवदुन्दुभयो नेदुः पुष्पवृष्टिश्च खात्पतत् ॥७॥**

ગંધર્વો મધુર સ્વરથી ગાન કરવા લાગ્યા. અપ્સરાવો નાચવા લાગ્યાં, દેવોયે દુંદુભિ વગાડી અને આકાશથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. (૭)

**उत्सवश्च महानासीदयोध्यायां जनाकुलः। रथ्याश्च जनसंबाधा नटनर्तकसंकुलाः ॥८॥**

અયોધ્યામાં મોટો ઉત્સવ હતો. લોકો ઘણા ભેગા થયા હતા. શેરિયોમાં પુષ્કળ લોકો, નટ-નર્તકી આદિ હતાં. (૮)

**प्रदेयांश्च ददौ राजा सूतमागधवन्दिनाम्। ब्राह्मणेभ्यो ददौ वित्तं गोधनानि सहस्रशः ॥९॥**

દશરથજિયે સૂતો, માગધો અને વન્દિયોને જે આપવાં હતાં, આપ્યાં, તેમ જ બ્રાહ્મણોને ધન અને સહસ્રો ગાયો આપ્યાં. (૯)

**अतीत्यैकादशाहं तु नामकर्म तथाकरोत्। ज्येष्ठं रामं महात्मानं भरतं कैकयीसुतम् ॥१०॥**

**सौमित्रिं लक्ष्मणमिति शत्रुघ्नमपरं तथा। वसिष्ठः परमप्रीतो नामानि कुरुते तदा ॥११॥**

અગ્યાર દિવસો વિતાવી પુત્રોના નામકરણ સંસ્કાર થયો. વસિષ્ઠજિયે જેષ્ઠ પુત્રનું નામ રામ, કૈક્યીના પુત્રનું નામ ભરત અને સુમિત્રાના પુત્રોનાં નામો લક્ષ્મણ અને શત્રુઘ્ન રાખ્યાં. આ સંસ્કાર વસિષ્ઠજિયે કરાવ્યો. (૧૦-૧૧)

**तेषां जन्मक्रियादीनि सर्वकर्माण्यकारयत्। तेषां केतुरिव ज्येष्ठो रामो रतिकरः पितुः ॥१२॥**

રાજાયે તે પુત્રોના જન્મથી માંડીને સર્વે સંસ્કારો કરાવ્યા ને ચાર પુત્રોમાંથી રામ તેમને વધારે આનંદપ્રદ હતા. (૧૨)

**सर्वे वेदविदः शूराः सर्वे लोकहिते रताः। सर्वे ज्ञानोपसम्पन्नाः सर्वे समुदिता गुणः ॥१३॥**

ચારેય પુત્રો વેદ જાણનારા હતા. લોકોના હિતમાં પ્રેમ ધરાવનારા હતા. જ્ઞાનસંપન્ન હતા, તેમજ સર્વગુણસંપન્ન હતા. (૧૩)

**तेषामपि महातेजा रामः सत्यपराक्रमः। इष्टः सर्वस्य लोकस्य शशाङ्क इव निर्मलः ॥१४॥**

તે ચારેમાંથી રામ જ સત્યપરાક્રમવાળા હતા, અને નિર્મળ ચંદ્રમાની જેમ બધાને પ્રિય હતા. (૧૪)

**गजस्कन्धेश्वपृष्ठे च रथचर्यासु सम्मतः। धनुर्वेदे च निरतः पितुः शुश्रूषणे रतः ॥१५॥**

તે રામ હાથી ઉપર, ઘોડા ઉપર સવારી કરવામાં, રથ ચલાવવામાં અને ધનુર્વિદ્યામાં તત્પર તથા પિતાની સેવામાં નિરત રહેનારા હતા. (૧૫)

**लक्ष्मणो लक्ष्मिसम्पन्नो बहिःप्राण इवापरः। न च तेन विना निद्रां लभते पुरुषोत्तमः ॥१६॥**

લક્ષ્મણ અતિશય શોભાયુક્ત હતા અને રામના બીજા બાહરના પ્રાણ જેવા હતા. તેના વિના રામને નિદ્રા પણ આવતી ન હતી. (૧૬)

यदा हि हयमारूढो मृगयां याति राघवः । अथैनं पृष्ठतोऽभ्येति स धनुः परिपालयन् ॥१७॥
જ્યારે રામ ઘોડે ચડીને મૃગયા કરવા જતા ત્યારે લક્ષ્મણ પણ ધનુષ્ ધારણ કરીને તેમની સાથે જતા. (૧૭)

भरतस्यापि शत्रुघ्नो लक्ष्मणावरजो हि सः । प्राणैः प्रियतरो नित्यं तस्य चासीत्तथा प्रियः ॥१८
લક્ષ્મણના નાનાભાયી શત્રુઘ્ન પણ ભરતને પ્રાણસમાન પ્રિય હતા. (૧૮)

स चतुर्भिर्महाभागैः पुत्रैर्दशरथः प्रियैः । बभूव परमप्रीतो देवैरिव पितामहः ॥१९॥
પરમ ભાગ્યશાળી એવા પ્રિય ચારે પુત્રોથી દશરથ એવા પ્રસન્ન હતા જેમ દેવોથી પિતામહ બ્રહ્મા. (૧૯)

तेषामेवंप्रभावाणां सर्वेषां दीप्ततेजसाम् । पिता दशरथो हृष्टो ब्रह्मा लोकाधिपो यथा ॥२०॥
આવા પ્રભાવશાળી અને પરમ તેજસ્વી પુત્રોના પિતા દશરથ લોકાધિપ બ્રહ્માની જેમ પ્રસન્ન હતા. (૨૦)

ते चापि मनुजव्याघ्रा वैदिकाध्ययने रताः । पितृशुश्रूषणरता धनुर्वेदे च निष्ठिताः ॥२१॥
તેવો ચારેય વૈદિક વિદ્યાવોના અધ્યયનમાં પ્રેમવાળા હતા. તેમજ પિતાની શુશ્રૂષા અને ધનુર્વિદ્યામાં નિષ્ઠાવાન્ હતા. (૨૧)

अथ राजा दशरथस्तेषां दारक्रियां प्रति । चिन्तयामास धर्मात्मा सोपाध्यायः सबान्धवः ॥२२॥
હવે વસિષ્ઠ મુનિ અને બીજા કુટુંબીજનો સાથે રાજા દશરથ તેવોના વિવાહનો વિચાર કરવા લાગ્યા. (૨૨)

तस्य चिन्तयमानस्य मन्त्रिमध्ये महात्मनः । अभ्यागच्छन्महातेजा विश्वामित्रो महामुनिः ॥
મન્ત્રિયોની વચમાં મહાત્મા દશરથ આ રીતે વિચાર કરતા હતા. તે જ સમયે મહામુનિ અને મહાતેજસ્વી વિશ્વામિત્ર અયોધ્યામાં આવ્યા. (૨૩)

स राज्ञो दर्शनाकाङ्क्षी द्वाराध्यक्षानुवाच ह । शीघ्रमाख्यात मां प्राप्तं कौशिकं गाधिनः सुतम् ॥
રાજા દશરથથી મળવાની ઇચ્છાવાળા તેવો દ્વારપાળોને કહ્યું કે તમે જયીને રાજાને કહો કે કુશિકવંશવાળા ગાધિના પુત્ર વિશ્વામિત્ર આવ્યા છે. (૨૪)

तच्छ्रुत्वा वचनं तस्य राज्ञो वेश्म प्रदुद्रुवुः । सम्भ्रान्तमनसः सर्वे तेन वाक्येन चोदिताः ॥२५॥
વિશ્વામિત્રના પોતાના પરિચય આપનાર તે વચન સાંભળી તે દ્વારપાળો રાજભવન જવામાટે દોડી ગયા. (૨૫)

ते गत्वा राजभवनं विश्वामित्रमृषिं तदा । प्राप्तमावेदयामासुर्नृपायेक्ष्वाकवे तदा ॥२६॥
તે દ્વારપાળોયે રાજભવનમાં જયીને રાજાને કહ્યું કે વિશ્વમિત્ર ઋષિ આવ્યા છે. (૨૬)

तेषां तद्वचनं श्रुत्वा सपुरोधाः समाहितः । प्रत्युज्जगाम संहृष्टो ब्रह्माणमिव वासवः ॥२७॥
દૂતોનું તે વચન સાંભળી પુરોહિત વસિષ્ઠ સાથે સાવધાન થયીને, ઇન્દ્ર બ્રહ્માનું સ્વાગત કરવા જાય તેમ રાજા દશરથ ગયા. (૨૭)

स दृष्ट्वा ज्वलितं दीप्त्या तापसं संशितव्रतम् । प्रहृष्टवदनो राजा ततोऽर्घ्यमुपहारयत्* ॥२८॥

*उपहारयत्=उपाहारयत् ।

  

પરમ તેજસ્વી પવિત્રવ્રતી વિશ્વામિત્રને તેજથી જાજવલ્યમાન જોયીને પ્રસન્ન રાજાયે તેમને અર્ઘ્ય આપ્યું. (૨૭)

**स राज्ञः प्रतिगृह्यार्घ्यं शास्त्रदृष्टेन कर्मणा । कुशलं चाव्ययं चैव पर्यपृच्छन्नराधिपम् ॥२८॥**

વિશ્વામિત્રજિયે રાજાનું શાસ્ત્રોક્ત અર્ઘ્યનો સ્વીકાર કરીને રાજાને કુશળસમાચાર પૂછ્યા. (૨૮)

**पुरे कोशे जनपदे बान्धवेषु सुहृत्सु च । कुशलं कौशिको राज्ञः पर्यपृच्छत् सुधार्मिकः ॥२९॥**

ધર્માત્મા વિશ્વામિત્રે રાજાને પૂછ્યું કે તમારા નગરમાં, રાજ્યમાં, કોષમાં, બાંધવો અને મિત્રોનું કુશળ તો છે ને ? (૨૯)

**वसिष्ठं च समागम्य कुशलं मुनिपुङ्गवः । दैवं च मानुषं चैव कर्म ते साध्वनुष्ठितम् ॥३०॥**

વસિષ્ઠજીને ભેટીને તેમણે પૂછ્યું કે આપના દેવસંબંધી અને માનવસંબંધી કર્મો સારી રીતે ચાલે છે ને? (૩૦)

**ते सर्वे हृष्टमनसस्तस्य राज्ञो निवेशनम् । विविशुः पूजितास्तेन निषेदुश्च यथार्हतः ॥३१॥**

તેવો બધા પ્રસન્ન–મનવાળા રાજભવનમાં ગયા. ત્યાં તેવો યથાયોગ્ય સ્થાને બેસી ગયા. (૩૧)

**अथ हृष्टमना राजा विश्वामित्रं महामुनिम् । उवाच परमोदारो हृष्टस्तमभिपूजयन् ॥३२॥**

પછી પ્રસન્ન થયેલા પરમ ઉદાર રાજા દશરથ, તેમનો ત્યાં સત્કાર કરીને બોલ્યા. (૩૨)

**यथामृतस्य संप्राप्तिर्यथा वर्षमनूदके[1] । यथा सदृशदारेषु पुत्रजन्माप्रजस्य हि ॥३३॥**

**प्रनष्टस्य यथा लाभो यथा हर्षो महोदयः । तथैवागमनं मन्ये स्वागतं ते महामुने ॥३४॥**

જેમ અકસ્માત્ અમૃતની પ્રાપ્તિ થયી જાય, અથવા નિર્જલ પ્રદેશમાં વરસાદ પડે, અથવા સંતાનહીનના ઘરે યોગ્ય પત્નીમાં પુત્રજન્મ થાય, અથવા ખોવાયેલી વસ્તુની પ્રાપ્તિ થાય, તે સમયે જેવો આનંદ થાય છે તેવો જ આનંદ આપના અહીં આવવાથી મને થયો છે. હે મહામુને, તમારું સ્વાગત થાવ. (૩૩–૩૪)

**कं च ते परमं कामं करोमि किमु हर्षितः । कार्यस्य न विमर्शं च गन्तुमर्हसि सुव्रत ॥३५॥**

હે મુનીશ્વર, આનંદથી હું તમારી કયી સેવા કરું ? હે સુંદર–વ્રતવાળા મુનિરાજ, આપ કયી વિચાર કરશો નહિ. (૩૫)

**शुभक्षेत्रगतश्चाहं तव सन्दर्शनात्प्रभो । ब्रूहि यत्प्रार्थितं तुभ्यं कार्यमागमनं प्रति ॥३६॥**

આપના દર્શનથી મને જણાય છે કે હું કોયી પવિત્ર ક્ષેત્રમાં પહોંચ્યો છું. આપ કહો કે આપનું આગમન કેમ થયું ? (૩૬)

**इच्छाम्यनुगृहीतोहं त्वदर्थं परिवृद्धये । कर्ता चाहमशेषेण दैवतं हि भवान्मम ॥३७॥**

હું આપની ઇચ્છા પૂર્ણ કરવા ઇચ્છું છું. આપ મારા દૈવત છો માટે હું આપના માટે બધું કરીશ. (૩૭)

**मम चायमनुप्राप्तो महानभ्युदयो द्विज । तवागमनजः कृत्स्नो धर्मश्चानुत्तमो मम ॥३८॥**

હે મુનીશ્વર, તમે અહીં પધાર્યા છો તેથી મારા માટે આ મહાન્ અભ્યુદય છે, તેમજ મને સૌ કરતાં શ્રેષ્ઠ સંપૂર્ણ ધર્મ પ્રાપ્ત થયો છે. (૩૮)

१. अनूदके इत्यत्र दीर्घत्वं अन्येषामपीत्यनेन ।

इति हृदयसुखं निशम्य वाक्यं श्रुतिसुखमात्मवता विनीतमुक्तम् ।
प्रथितगुणयशा गुणैर्विशिष्टः परमऋषिः परमं जगाम हर्षम् ॥३९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे सप्तमः सर्गः ॥७॥

હૃદય અને કાનોને સુખ આપનાર તે વિનયયુક્ત વચન સાંભળીને પ્રસિદ્ધ ગુણ અને કીર્તિવાળા વિશ્વામિત્રજી પરમ પ્રસન્ન થયા. (૩૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના સપ્તમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टमः सर्गः

तच्छ्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम् । हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥१॥

મહારાજ દશરથનું તે વચન સાંભળી વિશ્વામિત્ર અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા. (૧)

सदृशं राजशार्दूल तवैव भुवि नान्यतः । महावंशप्रसूतस्य वसिष्ठव्यपदेशिनः ॥२॥

હે રાજશાર્દૂલ, ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા અને વસિષ્ઠની આજ્ઞા પ્રમાણે વ્યવહાર કરનારા તમારા જેવા આ પૃથિવી ઉપર કોયી નથી. (૨)

यत्तु मे हृद्गतं वाक्यं तस्य कार्यस्य निश्चयम् । कुरुष्व राजशार्दूल भव सत्यप्रतिश्रवः ॥३॥

મારા હૃદયમાં જે છે—તમે જે કહ્યું છે તે કાર્ય કરવાનો નિશ્ચય કરો. અને હે રાજશાર્દૂલ, સત્યપ્રતિજ્ઞ બનો. (૩)

अहं नियममातिष्ठे सिद्ध्यर्थं पुरुषर्षभ । तस्य विघ्नकरौ द्वौ स्तो राक्षसौ कामरूपिणौ ॥४॥

હે રાજન્, હું વિધિપ્રમાણે મારા જપતપ આદિ નિયમોમાં બેસું છું, ત્યારે તેમાં વિઘ્ન કરનારા બે રાક્ષસો છે અને બન્ને ઇચ્છાપ્રમાણે રૂપ ધારણ કરનારા છે. (૪)

मारीचश्च सुबाहुश्च वीर्यवन्तौ सुशिक्षितौ । तौ मांसरुधिरौघेण वेदिं तामभ्यवर्षताम् ॥५॥

મારીચ અને સુબાહુ આ બન્ને રાક્ષસો બલવાન્ અને પોતાની રીતે સારી રીતે શિક્ષિત છે. તે બન્ને મારી વેદિની ચારે કોર માંસ અને રક્તની વર્ષા કરે છે. (૫)

अवधूते तथाभूते तस्मिन्नियमनिश्चये । कृतश्रमो निरुत्साहस्तस्माद्देशादपाक्रमे ॥६॥

મારા નિયમમાં તે રીતે વિઘ્ન થવાથી ઉદાસ થયીને તે પ્રદેશમાંથી હું નાસી આવ્યો છું. (૬)

न च मे क्रोधमुत्स्रष्टुं बुद्धिर्भवति पार्थिव । तथाभूता हि सा चर्या न शापस्तत्र मुच्यते ॥७॥

હે રાજન્, તેવોના ઉપર ક્રોધ કરવાનો પણ મારો વિચાર નથી થતો; કેમકે તે યજ્ઞાદિ ક્રિયાવો આવી હોય છે કે તે કાળમાં શાપ આપવો ઉચિત ન ગણાય. (૭)

स्वपुत्रं राजशार्दूल रामं सत्यपराक्रमम् । काकपक्षधरं वीरं ज्येष्ठं मे दातुमर्हसि ॥८॥

તેથી હે રાજશાર્દૂલ, તમારા જ્યેષ્ઠ પુત્ર રામને તમે મને આપો. જો તે હજી કાકપક્ષધર છે એટલે નાની વયના છે તો પણ તે સત્યપરાક્રમ છે. (૮)

  

शक्तो ह्येष मया गुप्तो दिव्येन स्वेन तेजसा । राक्षसा ये विकर्तारस्तेषामपि विनाशने ॥९॥

આ રામ પોતાના દિવ્ય તેજને લીધે તથા મારાથી રક્ષિત રક્ષા કરવામાં શક્તિમાન્ છે, અને બગાડ કરનારા રાક્ષસોના વધ કરવામાં પણ તેવો સમર્થ છે. (૯)

श्रेयश्चास्मै प्रदास्यामि बहुरूपं न संशयः । त्रयाणामपि लोकानां येन ख्यातिं गमिष्यति ॥१०॥

હું તેમને ઘણી રીતે યશ અપાવીશ જેને લીધે તેવો ત્રણે લોકોમાં પ્રખ્યાત થયી જશે. (૧૦)

न च तौ राघवादन्यो हन्तुमुत्सहते पुमान् । वीर्योत्सिक्तौ हि तौ पापौ कालपाशवशं गतौ ॥११॥

તે બન્ને ભારે બલના અભિમાની છે. તેમનો કાલ આવી પહોંચ્યો છે. તેથી તે બન્ને પાપિયોને રામથી અતિરિક્ત કોયી મારી શકે તેમ નથી જ. (૧૧)

रामस्य राजशार्दूल न पर्याप्तौ महात्मनः । न च पुत्रगतं स्नेहं कर्तुमर्हसि पार्थिव ॥१२॥

હે રાજસિંહ, તે બન્ને રાક્ષસો મહાત્મા રામની સામે ટકી શકશે નહિ. તેથી હે રાજન્, તમે પુત્રનો સ્નેહ મૂકી દો. (૧૨)

अहं ते प्रतिजानामि हतौ तौ विद्धि राक्षसौ । अहं वेद्मि महात्मानं रामं सत्यपराक्रमम् ॥१३॥

હું જાણું છું કે રામ મહાત્મા અને સત્ય-પરાક્રમવાળા છે. તેથી હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમે તે બન્ને રાક્ષસોને મરેલા જ સમજો. (૧૩)

यदि ते धर्मलाभं तु यशश्च परमं भुवि । स्थिरमिच्छसि राजेन्द्र रामं मे दातुमर्हसि ॥१४॥

હે રાજેન્દ્ર, જો તમે ધર્મલાભ અને પૃથિવી ઉપર સ્થિર અને પરમ યશ ઇચ્છતા હો તો મને રામને આપી દો. (૧૪)

यद्यभ्यनुज्ञां काकुत्स्थ ददते तव मन्त्रिणः । वसिष्ठप्रमुखाः सर्वे ततो रामं विसर्जय ॥१५॥

જો વસિષ્ઠ આદિ તમારા બધા મુખ્ય મંત્રિયો અનુમતિ આપતા હોય તો તમે રામને મારી સાથે ચાલવાની આજ્ઞા આપો. (૧૫)

अभिप्रेतमसंसक्तमात्मजं दातुमर्हसि । दशरात्रं हि यज्ञस्य रामं राजीवलोचनम् ॥१६॥

તમને તે અત્યંત પ્રિય છે, પણ તેવો કોયી પણ વસ્તુમાં આસક્ત નથી. તેથી યજ્ઞની દશ રાત્રિયો માટે તમે રાજીવલોચન રામને આપો. (૧૬)

नात्येति कालो यज्ञस्य यथायं मम राघव । तथा कुरुष्व भद्रं ते मा च शोके मनः कृथाः ॥१७॥

જેમ મારા યજ્ઞનો સમય વીતી ન જાય હે મહારાજ તેમ કરો. તમારું કલ્યાણ થાવ. મનમાં શોક કરશો નહિ. (૧૭)

इत्येवमुक्त्वा धर्मात्मा धर्मार्थसहितं वचः । विरराम महातेजा विश्वामित्रो महामतिः ॥१८॥

આમ કહીને ધર્માત્મા મહાતેજસ્વી વિશ્વામિત્ર ચૂપ થયી ગયા. (૧૮)

स तन्निशम्य राजेन्द्रो विश्वामित्रवचः शुभम् । शोकेन महताविष्टश्चचाल च मुमोह च ॥१९॥

વિશ્વામિત્રજીની આ વાત સાંભળીને મહારાજ દશરથ શોકાતુર બની ગયા, ચક્કર આવવા માંડયું અને તેવો મૂર્છિત થયી ગયા. (૧૯)

इतिहृदयमनोविदारणं मुनिवचनं तदतीव शुश्रुवान् ।
नरपतिरभवन्महान् महात्मा व्यथितमनाः प्रचचाल चासनात् ॥२०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे अष्टमः सर्गः ॥८॥

હૃદયને ફાડી નાખે આવું મુનિવચન સાંભળી મહાત્મા રાજા દશરથ બહુત દુઃખી થયા અને આસન ઉપરથી ઢળી પડ્યા. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના અષ્ટમ સર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ नवमः सर्गः

तच्छ्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम् । मुहूर्तमिव निःसंज्ञः संज्ञावानिदमब्रवीत् ॥१॥

વિશ્વામિત્રનું તે વચન સાંભળી થોડીવાર માટે દશરથજી બેભાન થયી ગયા. પછી ભાનમાં આવીને આ રીતે બોલ્યા. (૧)

ऊनषोडशवर्षो मे रामो राजीवलोचनः । न युद्धयोग्यतामस्य पश्यामि सह राक्षसैः ॥२॥

કમળ જેવી આંખોવાળો મારો રામ હજી સોળ વર્ષનો પણ થયો નથી, તેથી રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની યોગ્યતા તેનામાં હું જોતો નથી. (૨)

इयमक्षौहिणी[1] सेना यस्याहं[2] पतिरीश्वरः । अनया सहितो गत्वा योद्धाहं तैर्निशाचरैः ॥३॥

આ અક્ષૌહિણી સેના છે. હું જ એનો અધ્યક્ષ છું. આની સાથે જયીને હું તે નિશાચરો સાથે યુદ્ધ કરીશ. (૩)

इमे शूराश्च विक्रान्ता भृत्या मेस्त्रविशारदाः । योग्या रक्षोगणैर्योद्धुं न रामं नेतुमर्हसि ॥४॥

આ મારા શૂરો પરાક્રમી છે. અસ્ત્ર વિશારદ છે. રાક્ષસો સાથે યુદ્ધ કરવા યોગ્ય છે માટે રામને નહિ લયી જાવો. (૪)

अहमेव धनुष्पाणिर्गोप्ता समरमूर्धनि । यावत्प्राणान् धरिष्यामि तावद्योत्स्ये निशाचरैः ॥५॥

હું જ હાથમાં ધનુષ્ લયીને શરીરમાં જ્યાં સુધી પ્રાણ રહેશે ત્યાં સુધી રાક્ષસો સાથે યુદ્ધ કરીશ. (૫)

निर्विघ्ना व्रतचर्या सा भविष्यति सुरक्षिता । अहं तत्र गमिष्यामि न रामं नेतुमर्हसि ॥६॥

આ રીતે આપની વ્રતચર્યા સુરક્ષિત થશે. માટે હું ત્યાં ચાલિશ, રામને ત્યાં લયી જાવ નહિ. (૬)

---

१. एको रथो गजश्चैको नरः पञ्च पदातयः । त्रयश्च तुरगास्तज्ज्ञैः पत्तिरित्यभिधीयते ॥१॥
पत्तिं तु त्रिगुणामेकं विदुः सेनामुखं बुधाः । त्रीणि सेनामुखान्येको गुल्म इत्यभिधीयते ॥२॥
त्रयो गुल्मा गणो नाम वाहिनी तु गणास्त्रयः । स्मृतास्तिस्रस्तु वाहिन्यः पृतनेति विचक्षणैः ॥३॥
चमूस्तु पृतनास्तिस्रश्चम्वस्तिस्रस्त्वनीकिनी । अनीकिनीं दशगुणां प्राहुरक्षौहिणीं बुधाः ॥४॥

२. यस्या अहमिति वक्तव्ये यस्याहमित्युक्तिरार्षीति ।

**बालो ह्यकृतविद्यश्च न च वेत्ति बलाबलम् । न चास्त्रबलसंयुक्तो न च युद्धविशारदः ॥७॥**

રામ હજી બાળક છે. યુદ્ધવિદ્યા તેને આવડતી નથી, બલવાન્ અને નિર્બળની પણ તેને જ્ઞાન નથી, તેને અસ્ત્રબલ નથી, અને તે યુદ્ધવિશારદ પણ નથી. (૭)

**विप्रयुक्तो हि रामेण मुहूर्तमपि नोत्सहे । जीवितुं मुनिशार्दूल न रामं नेतुमर्हसि ॥८॥**

રામથી અલગ પડીને હું ક્ષણભર પણ જીવી શકતો નથી, માટે હે વિશ્વામિત્ર, રામને તમે નહિ લયી જાવ. (૮)

**यदि वा राघवं ब्रह्मन् नेतुमिच्छसि सुव्रत । चतुरङ्गसमायुक्तं मया सह च तं नय ॥९॥**

અથવા હે મહારાજ જો તમે રામને જ લયી જવા ઇચ્છતા હો તો ચતુરંગિણી સેના સાથે તેમને લયી જાવ અને હું પણ સાથે ચાલિશ. (૯)

**चतुर्णामात्मजानां हि प्रीतिः परमिका मम । ज्येष्ठे धर्मप्रधाने च न रामं नेतुमर्हसि ॥१०॥**

ચારેય પુત્રોમાં મને તો પ્રીતિ છે છતાં જ્યેષ્ઠ પુત્ર રામ ધર્માત્મા છે, તેના ઉપર મને વધારે પ્રેમ છે તેથી તેને નહિ લયી જાવ. (૧૦)

**किंवीर्या राक्षसास्ते च कस्य पुत्राश्च के च ते । कथंप्रमाणाः के चैतान् रक्षन्ति मुनिपुङ्गव ॥११॥**

તે રાક્ષસોમાં બળ કેટલું છે ? તેવો કોના પુત્રો છે ? તેવો કોણ છે ? તેમનું પ્રમાણ કેટલું છે ? અને મુને, તેમનો રક્ષક કોણ છે ? (૧૧)

**कथं च प्रतिकर्तव्यं तेषां रामेण रक्षसाम् । मामकैर्वा बलैर्ब्रह्मन् मम वा कूटयोधिनाम् ॥१२॥**

રામ તે રાક્ષસોનો પ્રતિકાર કયી રીતે કરી શકશે ? તેવો તો કૂટયુદ્ધ કરનારા હોય છે, તેમની સાથે હે બ્રહ્મન્, મારી સેના કે હું પણ કયી રીતે યુદ્ધ કરી શકિશું. (૧૨)

**सर्वं मे शंस भगवन् कथं तेषां मया रणे । स्थातव्यं दुष्टभावानां वीर्योत्सिक्ता हि राक्षसाः ॥१३॥**

હે ભગવન્ આપ બધું કહો. તે દુષ્ટોની સાથે હું રણમાં કયી રીતે સ્થિર રહી શકીશ ? રાક્ષસો તો પોતાના બલના અભિમાની હોય છે. (૧૩)

**तस्य तद्वचनं श्रुत्वा विश्वामित्रोऽभ्यभाषत । श्रूयते च महाराज रावणो राक्षसाधिपः ॥१४॥**

દશરથજીનું વચન સાંભળી વિશ્વામિત્રજિયે કહ્યું કે હે મહારાજ, સંભળાય છે કે રાવણ રાક્ષસોનો રાજા છે. (૧૪)

**तेन संचोदितौ तौ तु राक्षसौ च महाबलौ । मारीचश्च सुबाहुश्च यज्ञविघ्नं करिष्यतः ॥१५॥**

રાવણની પ્રેરણાથી મહાબળશાળી મારીચ અને સુબાહુ નામવાળા એ બે રાક્ષસો મારા યજ્ઞમાં વિઘ્ન કરશે. (૧૫)

**इत्युक्तो मुनिना तेन राजोवाच मुनिं तदा । न हि शक्तोऽस्मि संग्रामे स्थातुं तस्य दुरात्मनः ॥१६**

જ્યારે વિશ્વામિત્રે આમ કહ્યું ત્યારે દશરથજી બોલ્યા કે હે મહારાજ, તે દુષ્ટની સામે સંગ્રામમાં ઉભો રહી શકિશ નહિ. (૧૬)

**स त्वं प्रसादं धर्मज्ञ कुरुष्व मम पुत्रके । मम चैवाल्पभाग्यस्य दैवतं हि भवान् गुरुः ॥१७॥**

માટે હે ધર્માત્મન્ તમે મારા વ્હાલા પુત્ર ઉપર કૃપા કરો, ભાગ્યહીન એવા મારા આપ દૈવત અને ગુરુ છો. (૧૭)

देवदानवगन्धर्वा यक्षाः पतगपन्नगाः । न शक्ता रावणं सोढुं किं पुनर्मानवा युधि ॥१८॥
દેવ, દાનવ. ગંધર્વ, યક્ષ, પતગ, પન્નગ કોયી પણ યુદ્ધમાં રાવણને પરાજિત કરી શકતા નથી તો માનવોની વાત જ શી ? (૧૮)

स तु वीर्यवतां वीर्यमादत्ते युधि रावणः । तेन चाहं न शक्नोमि संयोद्धुं तस्य वै बलैः ॥१९॥
રાવણ તો બળવાનોનું બળ યુદ્ધમાં ખેંચી લે છે. તેથી તેની સાથે અને તેની સેના સાથે હું યુદ્ધ કરી શકતો નથી. (૧૯)

यज्ञविघ्नकरौ तौ ते नैव दास्यामि पुत्रकम् । मारीचश्च सुबाहुश्च वीर्यवन्तौ सुशिक्षितौ ॥२०
મારીચ અને સુબાહુ ભારે બળવાન્ પણ છે અને યુદ્ધવિદ્યામાં સુશિક્ષિત છે. તેવો ભલે યજ્ઞમાં વિઘ્ન કરે, હું મારા પ્રિય પુત્રને તમને આપિશ નહિ. (૨૦)

तयोरन्यतरं योद्धुं यास्यामि ससुहृद्गणः । अन्यथा त्वनुनेष्यामि भवन्तं सहबान्धवः ॥२१॥
તે એમાંથી એકની સાથે યુદ્ધ કરવા હું મારા સાથિયોની સાથે જયિશ. નહિ તો મારા કુટુંબિયો સાથે આપને અનુનય વિનય કરિશ. (૨૧)

इति नरपतिजल्पनाद् द्विजेन्द्रं कुशिकसुतं सुमहान्विवेश मन्युः ।
सुहुत इव मखेग्निराज्यसिक्तः समभवदुज्ज्वलितो महर्षिवह्निः ॥२२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे नवमः सर्गः ॥९॥

રાજા દશરથની આ વાત સાંભળી વિશ્વામિત્ર ભારે ક્રોધે ભરાયા. જેમ યજ્ઞમાં ઘૃત પડવાથી અગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે, તેમ શ્રીવિશ્વામિત્રનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના નવમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ दशमः सर्गः

तच्छ्रुत्वा वचनं तस्य स्नेहपर्याकुलाक्षरम् । समन्युः कौशिको वाक्यं प्रत्युवाच महीपतिम् ॥१॥
મહારાજ દશરથના સ્નેહને લીધે ગદ્ગદ વચન સાંભળીને વિશ્વામિત્ર ક્રુદ્ધ થયા અને રાજાને કહેવા લાગ્યા. (૧)

पूर्वमर्थं प्रतिश्रुत्य प्रतिज्ञां हातुमिच्छसि । राघवाणामयुक्तोयं कुलस्यास्य विपर्ययः ॥२॥
પહેલાં પ્રતિજ્ઞા કરી કે જે કહેશો, જે માંગશો તે હું કરિશ કે આપિશ પણ હવે પ્રતિજ્ઞાનો ત્યાગ કરવા ઇચ્છો છો, આ વિપર્યય રઘુવંશ માટે અયુક્ત છે. (૨)

यदीदं ते क्षमं राजन् गमिष्यामि यथागतम् । मिथ्याप्रतिज्ञ काकुत्स्थ सुखी भव सबान्धवः ॥३॥
હે મહારાજ જો વચનભંગ આપને યુક્ત લાગતો હોય તો હે અસત્યપ્રતિજ્ઞા કરનાર કકુત્સ્થ-વંશી રાજા હું તો જેમ આવ્યો તેમ જ જયીશ, તમે સુખી થાવ. (૩)

त्रस्तरूपं तु विज्ञाय जगत्सर्वं महानृषिः । नृपतिं सुव्रतो धीरो वसिष्ठो वाक्यमब्रवीत् ॥४॥
વિશ્વામિત્રના ક્રોધને લીધે આખું જગત્ ભયમાં આવી પડશે, આમ સમજીને પવિત્રવ્રતધારી ધીર એવા વસિષ્ઠજિયે રાજાને કહ્યું........(૪)

**इक्ष्वाकुणां कुले जातः साक्षाद्धर्म इवापरः । धृतिमान् सुव्रतः श्रीमान् न धर्मं हातुमर्हसि ॥५॥**

તમે ઇક્ષ્વાકુવંશમાં સાક્ષાત્ ધર્મરૂપજ ઉત્પન્ન થયા છો. તમે ધીરજવાળા છો, પવિત્ર પ્રતિજ્ઞા-વાળા છો, ચારે ઓર તમે પ્રતિષ્ઠા પામેલી છે, તેથી સત્યરૂપ ધર્મનો ત્યાગ તમારા માટે ઉચિત નથી. (૫)

**प्रतिश्रुत्य करिष्येति[1] उक्तं वाक्यमकुर्वतः । इष्टापूर्तवधो भूयात् तस्माद्रामं विसर्जय ॥६॥**

"હું તમે કહેશો તે કરિશ" આવી પ્રતિજ્ઞા કરીને, જો તેનું પાલન નહિ કરશો તો તમારો અશ્વમેધ યજ્ઞ અને વાળી કૂપ, તડાગ આદિ જે કંઈ તમે પ્રજાના હિત માટે બનાવ્યા છે, તે વ્યર્થ જશે. માટે રામને વિદા કરો. (૬)

**कृतास्त्रमकृतास्त्रं वा नैनं शक्ष्यन्ति राक्षसाः । गुप्तं कुशिकपुत्रेण ज्वलनेनामृतं यथा ॥७॥**

રામ અસ્ત્રવિદ્યાને પૂર્ણ રીતે જાણે છે કે નથી જાણતા ગમે તે હોય પણ રાક્ષસો રામને જીતી શકશે નહિ; કેમકે વિશ્વામિત્ર તેમની રક્ષા કરનાર છે. જેમ અગ્નિથી અમૃત રક્ષાયેલ હતું તેમ.*

**एष विग्रहवान्धर्म एष वीर्यवतां वरः । एष विद्याधिको लोके तपसश्च परायणम् ॥८॥**

હે મહારાજ, આ વિશ્વામિત્ર શરીરધારી ધર્મ જેવા જ છે, બલવાનોમાં શ્રેષ્ઠ છે, ધનુર્વિદ્યા-દિમાં સૌ કરતાં વધારે કુશળ છે તેમ જ મહાન્ તપસ્વી છે. (૮)

**एषोस्त्रान्विविधान्वेत्ति त्रैलोक्ये सचराचरे । नैनमन्यः पुमान्वेत्ति न च वेत्स्यन्ति केचन ॥९॥**

વિશ્વામિત્ર અનેક પ્રકારના અસ્ત્રોને વાપરતા જાણે છે. ત્રણે લોકોમાં કોયી પણ બીજો પુરુષ એમને જાણતો નથી અને ભવિષ્યમાં પણ જાણશે નહિ. (૯)

**सर्वास्त्राणि कृशाश्वस्य पुत्राः परमधार्मिकाः । कौशिकाय पुरा दत्ता यदा राज्यं प्रशासति ॥१०**

કૃશાશ્વના પરમ ધાર્મિક પુત્રોયે પહેલાં જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે વિશ્વામિત્રને બધાં અસ્ત્રો આપ્યાં હતાં (૧૦)

**न देवा नर्षयः केचिन्नामरा न च राक्षसाः । गन्धर्वयक्षप्रवराः सकिन्नरमहोरगाः ॥११॥**

દેવો, ઋષિયો, અમરો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો, મહોરગો આનામાંથી કોયી પણ તે અસ્ત્રોને જાણી શકતો નથી. (૧૧)

**तेनास्य मुनिमुख्यस्य धर्मज्ञस्य महात्मनः । न किञ्चिदस्त्यविदितं भूतं भव्यं च राघव ॥१२॥**

હે મહારાજ, તેથી આ ધર્મજ્ઞ, મહાત્મા, શ્રેષ્ઠમુનિને માટે ભૂત, ભવિષ્યત્ કોયી પણ બનાવ અજાણ્યો નથી. (૧૨)

**एवंवीर्यो महातेजा विश्वामित्रो महायशाः । न रामगमने राजन्संशयं गन्तुमर्हसि ॥१३॥**

આવી શકિતવાળા, મહાન્ તેજસ્વી અને મહાન્ યશસ્વી આ વિશ્વામિત્ર છે. તેથી હે મહા-રાજ, રામ એમની સાથે જાય તો કોયી સંદેહ કરવો જોયિયે નહિ. (૧૩)

**तेषां निग्रहणे शक्तः स्वयं च कुशिकात्मजः । तव पुत्रहितार्थाय त्वामुपेत्याभियाचते ॥१४॥**

વસિષ્ઠજિયે કહ્યું કે હે રાજન્ તે તે દુષ્ટોને આ મુનિ પોતે જ હરાવી શકે છે, પણ તમારા પુત્રના હિત માટે જ તમારી પાસે આવી તે આવી માગણી કરે છે. (૧૪)

---

१. "करिष्येति" आर्षप्रयोगः । "करिष्य इति" इति पाठो विज्ञेयः ।

* અગ્નિથી અમૃતરક્ષણની કથા મહાભારતમાં છે. તેથી એમ જણાય છે કે મહાભારત પછી જ રામા-યણની રચના થયેલી છે. આ વિષય ઉપર મેં લખેલ આ ગ્રન્થની પ્રસ્તાવનામાં સ્પષ્ટ રૂપે વિચાર થયો છે.

इति मुनिवचनात्प्रसन्नचित्तो रघुवृषभश्च मुमोद पार्थिवाग्र्यः ।
गमनमभिरुरोच राघवस्य प्रथितयशाः कुशिकात्मजाय बुद्ध्या ॥१५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे दशमः सर्गः ॥१०॥

વસિષ્ઠજીના આ વચનથી રઘુકુળતિલક રાજા દશરથ પ્રસન્ન થયી ગયા અને પ્રસિદ્ધ યશવાળા તેમણે વિશ્વામિત્રની સાથે રામને જવાનું સ્વીકારી લીધું. (૧૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના દશમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथैकादशः सर्गः

तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः स्वयम् । प्रहृष्टवदनो राममाजुहाव सलक्ष्मणम् ॥१॥

વસિષ્ઠજિયે આમ કહ્યું તેથી રાજા દશરથે પ્રસન્ન થયીને રામ અને લક્ષ્મણને બોલાવ્યા. (૧)

कृतस्वस्त्ययनं मात्रा पित्रा दशरथेन च । पुरोधसा वसिष्ठेन मङ्गलैरभिमन्त्रितम् ॥२॥
स पुत्रं मूर्ध्न्युपाघ्राय राजा दशरथस्तदा । ददौ कुशिकपुत्राय सुप्रीतेनान्तरात्मना ॥३॥

માતા કૌસલ્યાજિયે, પિતા દશરથજિયે, પુરોહિત વસિષ્ઠજિયે સ્વસ્તિવાચન કર્યું તેમ જ માંગલિક મંત્રોનું ઉચ્ચારણ કરીને માથે જળના છાંટા માર્યા. પછી દશરથજીયે રામના મસ્તકમાં ચુંબન કરીને પ્રસન્ન મનથી રામને વિશ્વામિત્ર સાથે જવાની આજ્ઞા આપી. (૨-૩)

ततो वायुः सुखस्पर्शो नीरजस्को ववौ तदा । विश्वामित्रगतं रामं दृष्ट्वा राजीवलोचनम् ॥४॥

કમળસમાન નેત્રોવાળા રામને વિશ્વામિત્રની સાથે જતાં જોયીને શીતળ, મંદ, સુગંધ અને ધૂળ વિનાનો વાયુ વાવા લાગ્યો. (૪)

पुष्पवृष्टिर्महत्यासीद् शङ्खदुन्दुभिनिस्वनैः । शङ्खदुन्दुभिनिर्घोषः प्रयाते तु महात्मनि ॥५॥

જ્યારે વિશ્વામિત્ર ત્યાંથી ચાલવા લાગ્યા ત્યારે લોકોયે શંખ અને નગારાના શબ્દો સાથે ભારે ફૂલોનો વરસાદ વરસાવ્યો. (૫)

विश्वामित्रो ययावग्रे ततो रामो महायशाः । काकपक्षधरो धन्वी तं स सौमित्रिरन्वगात् ॥६॥

આગળ આગળ વિશ્વામિત્ર ચાલ્યા, તેમની પાછળ રામ અને તેમની પાછળ લક્ષ્મણ ચાલતા હતા. (૬)

अनुजग्मतुरक्षुद्रौ पितामहमिवाश्विनौ । अनुयातौ श्रिया दीप्तौ शोभयन्तावनिन्दितौ ॥७॥

જેમ પિતામહની પાછળ અશ્વિનીકુમારો ચાલે તેમ અત્યંત શોભાવાળા તેજસ્વી રામ-લક્ષ્મણ ચાલતા હતા. (૭)

अध्यर्धयोजनं गत्वा सरय्वा दक्षिणे तटे । रामेति मधुरां वाणीं विश्वामित्रोऽभ्यभाषत ॥८॥

દોઢ યોજન ગયા પછી સરયૂનદીના દક્ષિણ તટે વિશ્વામિત્રે રામને કહ્યું. (૮)

गृहाण वत्स सलिलं मा भूत्कालस्य पर्ययः । मन्त्रग्रामं गृहाण त्वं बलामतिबलां तथा ॥९॥

હે વત્સ, ઘણું કરવાનું છે. સમય વીતવો નહિ જોઈએ. હાથમાં જલ લો એટલે આચમન કરો. પછી અસ્ત્ર–શસ્ત્રવિદ્યાના મંત્રો અને બલા અને અતિબલા નામની વિદ્યાને તમે ગ્રહણ કરો. (૯)

न श्रमो न ज्वरो वा ते न रूपस्य विपर्ययः । न च सुप्तं प्रमत्तं वा धर्षयिष्यन्ति नैर्ऋताः ॥१०॥

આ વિદ્યાવોના બલથી તમને શ્રમ કે જ્વર થશે નહિ. આ વિદ્યાના જપથી તમારા રૂપમાં ફેરફાર થશે નહિ, તમે ઊંઘતા હો કે કોયી બીજા કામમાં લાગી જવાથી કદાચ તમે રાક્ષસોની ઓર ધ્યાન રાખી શકયા ન હો તો પણ રાક્ષસો તમને પરાજય આપી શકશે નહિ. (૧૦)

न बाह्वोः सदृशो वीर्ये पृथिव्यामस्ति कश्चन । त्रिषु लोकेषु वा राम न भवेत्सदृशस्तव ॥११॥

આ વિદ્યાના પ્રતાપે આ પૃથિવી ઉપર તમારા જેવા બાહુબલવાળો કોયી થશે નહિ, એટલું જ નહિ, હે રામ, ત્રણેય લોકમાં તમારા જેવો કોયી નહિ થાય. (૧૧)

न सौभाग्ये न दाक्षिण्ये न ज्ञाने बुद्धिनिश्चये । नोत्तरे प्रतिबक्तव्ये समो लोके तवानघ ॥१२॥

હે નિર્દોષ રામ, આ વિદ્યાથી સૌન્દર્યમાં, ચતુરતામાં, તત્ત્વજ્ઞાનમાં, સાંસારિક કાર્યોના નિશ્ચય કરવામાં, ઉત્તર પ્રત્યુત્તર કરવામાં, આ લોકમાં તમારા જેવો કોયી થશે નહિ. (૧૨)

एतद्विद्याद्वये लब्धे न भवेत्सदृशस्तव । बला चातिबला चैव सर्वज्ञानस्य मातरौ ॥१३॥

આ બન્ને વિદ્યાવોની પ્રાપ્તિ પછી તમારા જેવા કોયી હોયી શકશે નહિ, કેમકે આ બન્ને વિદ્યાવો બધાય જ્ઞાનોની માતાવો છે. (૧૩)

क्षुत्पिपासे न ते राम भविष्येते नरोत्तम । बलामतिबलां चैव पठतस्तात राघव ॥१४॥

હે રાઘવ, આ બન્ને વિદ્યાવોનો જપ કરશો તો માર્ગમાં તમને ભૂખ કે તરસની પીડા થશે નહિ. (૧૪)

विद्याद्वयमधीयाने यशश्चाथ भवेद्भुवि । प्रदातुं तव काकुत्स्थ सदृशस्त्वं हि पार्थिव ॥१५॥

હે રામ, આ વિદ્યાને તમે ગ્રહણ કરી લેશો તો પૃથિવી ઉપર તમારી કીર્તિ વધશે. તેથી આ વિદ્યા આપવા માટે તમે મારી દૃષ્ટિયે યોગ્ય પાત્ર છો. (૧૫)

कामं बहुगुणाः सर्वे त्वय्येते नात्र संशयः । तपसा सम्भृते चैते बहुरूपे भविष्यतः ॥१६॥

હે રામ, તમારામાં ઘણા ગુણો છે, આમાં સંશય નથી, છતાં, મેં તપોબલથી આ બન્ને વિદ્યાવોને પ્રાપ્ત કરી છે. તેનો જો હું તમને ઉપદેશ કરું તો આની વૃદ્ધિ જ થશે. (૧૬)

ततो रामो जलं स्पृष्ट्वा प्रहृष्टवदनः शुचिः । प्रतिजग्राह ते विद्ये महर्षेर्भावितात्मनः ॥१७॥

પછી, શ્રી રામે આચમન કરી, પ્રસન્ન થયી, તે બલા અને અતિબલા વિદ્યાવોનું પવિત્રાત્મા વિશ્વામિત્ર પાસેથી ગ્રહણ કર્યું. (૧૭)

विद्यासमुदितो रामः शुशुभे भीमविक्रमः । सहस्ररश्मिर्भगवाञ्छरदीव दिवाकरः ॥१८॥

તે વિદ્યાવોથી યુક્ત થયા પછી ભીમવિક્રમ રામ તેમ શોભિત થયા જેમ શરદૃઋતુમાં ભગવાન્ સૂર્ય શોભે છે. (૧૮)

गुरुकार्याणि सर्वाणि नियुज्य कुशिकात्मजः । ऊषुस्तां रजनीं तत्र सरय्वां ससुखं त्रयः ॥१९॥

વિશ્વામિત્રજિયે રામજીને મહત્ત્વનાં કાર્યો સોંપીને, પછી ત્રણે જણે સરયૂનદીના કાંઠે તે રાત્રિ વ્યતીત કરી. (૧૯)

४

दशरथनृपसूनुसत्तमाभ्यां तृणशयनेऽनुचिते तदोषिताभ्याम् ।
कुशिकसुतवचोऽनुलालिताभ्यां सुखमिव सा विबभौ विभावरी च ॥२०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे एकादशः सर्गः ॥११॥

દશરથરાજકુમારો ત્યારે અનભ્યસ્ત તૃણુની પથારી ઉપર ઊંઘી ગયા. વિશ્વામિત્રજિયે સુંદર વચનોથી બન્ને ભાયિયોને તૃપ્ત બનાવ્યા તેથી તે રાત્રિ સુખપૂર્વક વીતી. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણુના બાળકાંડના એકાદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्वादशः सर्गः

प्रभातायां तु शर्वर्यां विश्वामित्रो महामुनिः । अभ्यभाषत काकुत्स्थौ शयानौ पर्णसंस्तरे ॥१॥
પાંદડાની પથારી ઉપર સૂતેલા રામ-લક્ષ્મણુને સવારે વિશ્વામિત્રે કહ્યું. (૧)

कौसल्यासुप्रजा राम पूर्वा सन्ध्या प्रवर्तते । उत्तिष्ठ नरशार्दूल कर्तव्यं दैवमाह्निकम् ॥२॥
હે રામ પ્રાતઃસંધ્યા પ્રવૃત્ત છે, ઊઠો અને આહ્નિક કર્તવ્ય પૂરું કરો. (૨)

तस्यर्षेः परमोदारं वचः श्रुत्वा नरोत्तमौ । स्नात्वा कृतोदकौ वीरौ जेपतुः परमं जपम् ॥३॥
તે પરમોદાર વિશ્વામિત્રની આજ્ઞા સાંભળી બન્ને રાજકુમારોયે સ્નાન અને તર્પણુ આદિ કર્યાં અથવા આચમન કરી, પર છે મકાર જેમાં આવા ઓમ્‌નો જપ કર્યો. (૩)

कृताह्निकौ महावीर्यौ विश्वामित्रं तपोधनम् । अभिवाद्यातिसंहृष्टौ गमनायाभितस्थतुः ॥४॥
આહ્નિક કર્મો કર્યા પછી બન્ને ભાયિયોયે શ્રીવિશ્વામિત્રને નમન કરી, પ્રસન્ન થયી ચાલવા માટે પ્રસ્થાન કરેલ. (૪)

तौ प्रयान्तौ महावीर्यौ दिव्यां त्रिपथगां नदीम् । ददृशाते ततस्तत्र सरय्वाः सङ्गमे शुभे ॥५॥
જતાં બન્ને ભાયિયોયે સરયૂનદીના સંગમમાં ગંગાજીનું દર્શન કર્યું. (૫)

तत्राश्रमपदं पुण्यमृषीणां भावितात्मनाम् । बहुवर्षसहस्राणि तप्यतां परमं तपः ॥६॥
ત્યાં ઘણું વર્ષોથી તપ કરતા આત્મદ્રષ્ટા ઋષિયોનો આશ્રમ જોવામાં આવ્યો. (૬)

इहाद्य रजनीं राम वसेम शुभदर्शन । पुण्ययोः सरितोर्मध्ये श्वस्तरिष्यामहे वयम् ॥७॥
હે રામ આજે રાત્રે અમે અહિં બન્ને પવિત્ર નદિયોની વચમાં નિવાસ કરિયે અને આવતી કાલે આને પાર કરિશું. (૭)

अभिगच्छामहे सर्वे शुचयः पुण्यमाश्रमम् । इह वासः परोऽस्माकं सुखं वत्स्यामहे निशाम् ॥८॥
અમે પવિત્ર થયીને આ પવિત્ર આશ્રમમાં ચાલિયે, અને અહીં આપણો નિવાસ સારો છે. આખી રાત સુખથી નિવાસ કરિશું. (૮)

तेषां संवदतां तत्र तपोदीर्घेण चक्षुषा । विज्ञाय परमप्रीता मुनयो हर्षमागमन् ॥९॥
તેવો વાતો કરતા હતા, તેને તપોમય નેત્રસે જાણીને મુનિયો પ્રસન્ન થયા. (૯)

अर्घ्यं पाद्यं तथातिथ्यं निवेद्य कुशिकात्मजे । रामलक्ष्मणयोः पश्चादकुर्वन्नतिथिक्रियाम् ॥१०॥

વિશ્વામિત્રને અર્ધ્ય આપી તથા અતિથિસત્કાર કરીને પછીથી રામ અને લક્ષ્મણનો પણ સત્કાર તેમણે કર્યો. (૧૦)

सत्कारं समनुप्राप्य कथाभिरभिरञ्जयन् । यथार्हमजपन्सन्ध्यामृषयस्ते समाहिताः ॥११॥

તેમનો સત્કાર કર્યા પછી સમયાનુકૂળ વાર્તાલાપથી તેમને પ્રસન્નતા પમાડતા ત્યાંના ઋષિયોએ પણ યોગ્યતા પ્રમાણે સંધ્યાકાલીન જપાદિ કર્યા. (૧૧)

न्यवसत्ससुखं तत्र कामाश्रमपदे तथा । कथाभिरभिरामाभिरभिरामौ नृपात्मजौ ॥१२॥

તે કામાશ્રમમાં સુંદર કથાવો વડે સુંદર રાજકુમારોને પ્રસન્ન કરતા વિશ્વામિત્રજીયે તે રાત ત્યાં જ પસાર કરી. (૧૨)

ततः प्रभाते विमले कृताह्निकमरिन्दमौ । विश्वामित्रं पुरस्कृत्य नद्यास्तीरमुपागतौ ॥१३॥

સવારે સ્પષ્ટ પ્રકાશ થયા પછી વિશ્વામિત્ર આહ્નિક કાર્ય કરી તૈયાર થયા ત્યારે આગળ વિશ્વામિત્ર અને પાછળ પાછળ બન્ને ભાયિયો ચાલીને નદીના કાંઠે આવ્યા. (૧૩)

ते च सर्वे महात्मानो मुनयः संशितव्रताः । उपस्थाप्य शुभां नावं विश्वामित्रमथाब्रुवन् ॥१४॥

ત્યાંના બધા મહાત્મા–મુનિયોયે ત્યાં એક સારી હોડી લયી આવીને વિશ્વામિત્રજીને કહ્યું....(૧૪)

आरोहतु भवान्नावं राजपुत्रपुरस्कृतः । अरिष्टं गच्छ पन्थानं माभूत्कालस्य पर्ययः ॥१५॥

મહારાજ, આપ નાવ ઉપર રાજપુત્રો સાથે વિરાજો. આપનો માર્ગ સુખદ થાવ. હવે સમય વિતાવો નહિ. (૧૫)

विश्वामित्रस्तथेत्युक्त्वा तानृषीन्प्रतिपूज्य च । ततार सहितस्ताभ्यां सरितं सागरङ्गमाम् ॥१६॥

વિશ્વામિત્રજી હા પાડી, તે ઋષિયોને વંદન કરી તે બન્ને કુમારો સાથે સમુદ્રમાં મળનારી તે નદી પાર કરી ગયા. (૧૬)

तत्र शुश्राव वै शब्दं तोयसंरम्भवर्धितम् । ज्ञातुकामो महातेजाः सह रामः कनीयसा ॥१७॥

ત્યાં જળના વેગથી વધેલો શબ્દ રામે સાંભળ્યો. તે શબ્દનું નિશ્ચયાત્મક જ્ઞાન મેળવવા રામ અને લક્ષ્મણે ઇચ્છા કરી. (૧૭)

अथ रामः सरिन्मध्ये पप्रच्छ मुनिपुङ्गवम् । वारिणो भिद्यमानस्य किमयं तुमुलो ध्वनिः ॥१८॥

શ્રી રામે નદીની વચમાં શ્રીવિશ્વામિત્રજીને પૂછ્યું કે આ પાણીનો ભારે ટકરાતો શબ્દ કેમ થાય છે ? (૧૮)

राघवस्य वचः श्रुत्वा कौतूहलसमन्वितम् । कथयामास धर्मात्मा तस्य शब्दस्य निश्चयम् ॥१९॥

રામનું વચન કૌતૂહલવાળું સાંભળી વિશ્વામિત્રે તે શબ્દનો ઇતિહાસ કહેવા લાગ્યા. (૧૯)

कैलासपर्वते राम मनसा निर्मितं परम् । ब्रह्मणा नरशार्दूल तेनेदं मानसं सरः ॥२०॥

હે રામ, કૈલાસપર્વત ઉપર બ્રહ્માજીયે એક માનસિક સરોવર બનાવ્યું હતું. (૨૦)

तस्मात्सुस्राव सरसः साऽयोध्यामुपगूहते । सरःप्रवृत्ता सरयूः पुण्या ब्रह्मसरश्च्युता ॥२१॥
તે માનસસરોવરથી એક તળાવ નીકળ્યો છે. તે જ પવિત્ર સરયૂ નદી, અયોધ્યામાં વહે છે. (૨૧)

तस्यायमतुलः शब्दो जाह्नवीमभिवर्तते । वारिसंक्षोभजो राम प्रणामं नियतः कुरु ॥२२॥
તેનો જ આ ભારે શબ્દ પાણીથી અથડાયીને ગંગા તરફ આવે છે. હે રામ, તેને પ્રણામ કરો. (૨૨)

ताभ्यां तु तावुभौ कृत्वा प्रणाममतिधार्मिकौ । तीरं दक्षिणमासाद्य जग्मतुर्लघुविक्रमौ ॥२३॥
તેવોયે સરયૂ અને ગંગાને પ્રણામ કરી જમણે કાંઠે આવી ઉતાવળે ચાલવા લાગ્યા. (૨૩)

स वनं घोरसङ्काशं दृष्ट्वा नरवरात्मजः । अविप्रहतमैक्ष्वाकः पप्रच्छ मुनिपुङ्गवम् ॥२४॥
રામે જેમાં કોયી ચાલતો ન હતો આવું એક ઘોર વન જોયી વિશ્વામિત્રને પૂછ્યું. (૨૪)

अहो वनमिदं दुर्गं झिल्लिकागणसंयुतम् । भैरवैः श्वापदैः कीर्णं शकुन्तैर्दारुणारवैः ॥२५॥
नानाप्रकारैः शकुनैर्वाश्यद्भिर्भैरवस्वनैः । सिंहव्याघ्रवराहैश्च वारणैश्चापि शोभितम् ॥२६॥
धवाश्वकर्णककुभैर्बिल्वतिन्दुकपाटलैः । संकीर्णं बदरीभिश्च किन्विदं दारुणं वनम् ॥२७॥
આ વનને જોયી આશ્ચર્ય થાય છે. આમાં કંસારિયો આવાજ કરી રહી છે, ભયંકર ભયંકર શબ્દ બોલનારા જંગલી પશુવોથી ભરેલ છે, જુદા જુદા પ્રકારના ભયંકર શબ્દ કરનારા પક્ષિયો અને સિંહ, વાઘ, ડૂકરો અને હાથિયોથી શોભી રહ્યું છે. ધવ, અશ્વકર્ણ, ખેર, વેલી, તિન્દુક, પાટલ = ગુલાબ અને બોરના ઝાડોથી આ વન ભયંકર લાગે છે આનું નામ શું ? (૨૫, ૨૬, ૨૭)

तमुवाच महातेजा विश्वामित्रो महामुनिः । श्रूयतां वत्स काकुत्स्थ यस्यैतद्दारुणं वनम् ॥२८॥
શ્રી વિશ્વામિત્રે કહ્યું કે વત્સ રામ ! આ જે વન છે, તેની કથા સાંભળો. (૨૮)

एतौ जनपदौ स्फीतौ पूर्वमास्तां नरोत्तम । मलदाश्च करूषाश्च देवनिर्माणनिर्मितौ ॥२९॥
પહેલાં, આ બહુ સારાં નગરો;હતાં. મલદા અને કરૂષા આનાં નામો હતાં. દેવોયે એમને બનાવ્યા હતા. (૨૯)

कस्यचित्त्वथ कालस्य यक्षिणी कामरूपिणी । बलं नागसहस्रस्य धारयन्ती तदा ह्यभूत् ॥३०॥
કોયી સમયે અહિં એક યક્ષિણી ઉત્પન્ન થયી, તે ઇચ્છાપ્રમાણે રૂપ ધારણ કરતી અને સહસ્ર હાથીનું બળ તેનામાં હતું. (૩૦)

ताटकानाम भद्रं ते भार्या सुन्दस्य धीमतः । मारीचो राक्षसः पुत्रो यस्याः शक्रपराक्रमः ॥३१॥
તાડકા તેનું નામ છે, સુન્દની તે ભાર્યા છે, તેને ઇન્દ્ર જેવો પરાક્રમી મારીચ નામનો રાક્ષસ પુત્ર છે. (૩૧)

वृत्तबाहुर्महाशीर्षो विपुलास्य तनुर्महान् । राक्षसो भैरवाकारो नित्यं त्रासयते प्रजाः ॥३२॥
તેના ગોલ ગોલ બાહુ છે, મોટું માથું છે, ભારે વિશાળ શરીર છે, ભયંકર તેનો દેખાવ છે. તે નિત્ય લોકોને બિવરાવે છે. (૩૨)

इमौ जनपदौ नित्यं विनाशयति राघव । मलदांश्च करूषांश्च ताटका दुष्टचारिणी ॥३३॥
તે દુષ્ટા તાડકા મલદ અને કરૂષ આ બન્ને દેશોનો વિનાશ કરે છે. (૩૩)

सेयं पन्थानमावृत्य वसत्यत्यर्धयोजने । अत एव च गन्तव्यं ताटकाया वनं यतः ॥३४॥

તે આ આધા યોજન દૂર, માર્ગ રોકીને રહે છે, માટે ચાલો તે જ્યાં રહે છે તે વનમાં આપણે ચાલિયે. (૩૪)

स्वबाहुबलमाश्रित्य जहीमां दुष्टचारिणीम् । मन्नियोगादिमं देशं कुरु निष्कण्टकं पुनः ॥३५॥

હે રામ, તમારા બાહુબલથી આ દુષ્ટાને, મારી આજ્ઞાથી મારી નાખો. અને આ પ્રદેશને ફરીથી નિર્વિઘ્ન બનાવો. (૩૫)

नहि कश्चिदिमं देशं शक्तो ह्यागन्तुमीदृशम् । यक्षिण्या घोरया राम उत्सादितमसह्यया ॥३६॥

યક્ષિણી ભારે ભયંકર છે, અને કોયી આની સાથે યુદ્ધ કરી શકતો નથી. તેણે ઉજ્જડ બનાવેલ આ પ્રદેશમાં આવવા માટે કોયી સમર્થ નથી. (૩૬)

एतत्ते सर्वमाख्यातं तथैतद्दारुणं वनम् । यक्ष्या चोत्सादितं सर्वमद्यापि न निवर्तते ॥३७॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे द्वादशः सर्गः ॥१२॥

આ વનની કથા મેં તમને સંભળાવી. તે યક્ષિયે વિનાશ કરેલ આ વન આજે પણ પોતાની પૂર્વની સ્થિતિમાં આવતું નથી. (૩૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના દ્વાદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रयोदशः सर्गः

अथ तस्याप्रमेयस्य मुनेर्वचनमुत्तमम् । श्रुत्वा पुरुषशार्दूलः प्रत्युवाच शुभां गिरम् ॥१॥

મુનિનું વચન સાંભળી પુરુષશ્રેષ્ઠ રામ બોલ્યા. (૧)

अल्पवीर्या यदा यक्षी श्रूयते मुनिपुङ्गव । कथं नागसहस्रस्य धारयत्यबला बलम् ॥२॥

હે મુનિશ્રેષ્ઠ, સંભળાય છે કે યક્ષી અલ્પબળવાળી હોય છે, તો તે હજાર હાથીના બળ જેટલું બલ કયી રીતે ધારણ કરે છે? (૨)

इत्युक्तवचनं श्रुत्वा राघवस्यामितौजसः । हर्षयञ्श्लक्ष्णया वाचा सलक्ष्मणमरिन्दमम् ॥३॥
विश्वामित्रोऽब्रवीद्वाक्यं शृणु येन बलोत्कटा । वरदानकृतं वीर्यं धारयत्यबला बलम् ॥४॥

રામનું વચન સાંભળી તેમને અને લક્ષ્મણને વિશ્વામિત્રે કહ્યું કે, તેને વરદાન મળ્યું છે, તેથી તે અબલા થયીને પણ ભારે વીર્ય-બળ વાળી છે. (૩, ૪)

पूर्वमासीन्महायक्षः सुकेतुर्नाम वीर्यवान् । अनपत्यः शुभाचारः स च तेपे महत्तपः ॥५॥

પૂર્વે એક મોટો યક્ષ હતો. સુકેતુ તેનું નામ હતું. તેને કોયી સંતાન ન હતું. તેનો આચાર પવિત્ર હતો. અને તેથી તેણે મોટું તપ આદર્યું. (૫)

पितामहस्तु सुप्रीतस्तस्य यक्षपतेस्तदा । कन्यारत्नं ददौ राम ताटकां नाम नामतः ॥६॥

બ્રહ્માજિયે અત્યંત પ્રસન્ન થયી તે યક્ષને તાડકા નામની એક કન્યા આપી. (૬)

ददौ नागसहस्रस्य बलं चास्याः पितामहः । नत्वेव पुत्रं यक्षाय ददौ चासौ महायशाः ॥७॥
અને બ્રહ્માજિયે તેને સહસ્ર હાથીના બલ જેટલું બલ આપ્યું, અને તે યક્ષને કોયી પુત્ર આપ્યો નહિ. (૭)

तां तु बालां विवर्धन्तीं रूपयौवनशालिनीम् । जम्भपुत्राय सुन्दाय ददौ भार्यां यशस्विनीम् ॥८॥
તે કન્યા મોટી થયી અને રૂપ તેમજ જુવાનીથી ભરપૂર થયી ત્યારે તેને જંભના પુત્ર સુંદની સાથે પરણાવી દીધી. (૮)

कस्यचित्त्वथ कालस्य यक्षी पुत्रं व्यजायत । मारीचं नाम दुर्धर्षं यः शापाद्राक्षसोऽभवत् ॥९॥
તે યક્ષિયે થોડા સમય પછી મારીચ નામને ભારે બલવાન્ પુત્રને જન્મ આપ્યો. જે પછીથી શાપથી રાક્ષસ થયો. (૯)

सुन्दे तु निहते राम अगस्त्यमृषिसत्तमम् । ताटका सह पुत्रेण प्रधर्षयितुमिच्छति ॥१०॥
સુન્દ મરી ગયો ત્યારે તાડકા પોતાના પુત્રની સાથે મળી અગસ્ત્ય ઋષિને સતાવવાની ઈચ્છા રાખે છે. (૧૦)

भक्षार्थं जातसंरम्भा गर्जन्ती साभ्यधावत । राक्षसत्वं भजस्वेति मारीचं व्याजहार सः ॥११॥
ખાવાની તૈયારી કરી, ગર્જતી તે મારીચ સાથે દોડી, ભગવાન્ અગસ્ત્ય ઋષિયે મારીચને કહ્યું કે તું રાક્ષસ થા. (૧૧)

अगस्त्यः परमामर्षस्ताटकामपि शप्तवान् । इदं रूपं विहायाशु दारुणं रूपमस्तु ते ॥१२॥
અગસ્ત્યજિયે ભારે ક્રોધ કરીને તાડકાને પણ શાપ આપ્યો કે આ રૂપ છોડીને તું વિકૃત મુખવાળી–ભયકંર રૂપવાળી થા. (૧૨)

सैषा शापकृतामर्षात्ताटका क्रोधमूर्च्छिता । देशमुत्सादयत्येनमगस्त्याचरितं शुभम् ॥१३॥
શાપથી ક્રોધે ભરાયેલી તે તાડકા અગસ્ત્ય જ્યાં રહે છે, તે પવિત્ર પ્રદેશને નાશ કરી રહી છે. (૧૩)

एनां राघव दुर्वृत्तां यक्षीं परमदारुणाम् । गोब्राह्मणहितार्थाय जहि दुष्टपराक्रमाम् ॥१४॥
હે રામ, આ દુષ્ટ અને ભયંકર યક્ષીને ગો, બ્રાહ્મણોના હિત માટે મારી નાખો. (૧૪)

नह्येनां शापसंसृष्टां कश्चिदुत्सहते पुमान् । निहन्तुं त्रिषु लोकेषु त्वामृते रघुनन्दन ॥१५॥
હે રામ, શાપ જેને આપવામાં આવેલ છે તેવી આ યક્ષીને ત્રણેય લોકમાં તમારા વિના કોયી મારવામાં સમર્થ નથી. (૧૫)

नहि ते स्त्रीवधकृते घृणा कार्या नरोत्तम । चातुर्वर्ण्यहितार्थं हि कर्तव्यं राजसूनुना ॥१६॥
હે પુરુષોત્તમ, સ્ત્રીના વધમાં તમે કોયી ગ્લાનિ કરશો નહિ, કેમકે ચારે વર્ણોની રક્ષા માટે રાજપુત્રે આવો વધ કરવો જ જોયીયે. (૧૬)

नृशंसमनृशंसं वा प्रजारक्षणकारणात् । पातकं वा सदोषं वा कर्तव्यं रक्षता सदा ॥१७॥
હે રામ, ક્રૂર કે અક્રૂર, પાપ અથવા સામાન્ય દોષ, પ્રજાની રક્ષા માટે તમારે સદા સ્વીકારવાં જ જોયીયે. (૧૭)

राज्यभारनियुक्तानामेष धर्मः सनातनः। अधर्म्यां जहि काकुत्स्थ धर्मो ह्यस्यां न विद्यते ॥१८॥

હે રાઘવ, રાજ્યભાર જેના માથે હોય તેવોનો આ સનાતનથી ચાલતો આવેલો ધર્મ છે, તેથી આ અધર્મ કરનારી યક્ષીને મારી નાખો. (૧૮)

श्रूयते हि पुरा शक्रो विरोचनसुतां नृप। पृथिवीं हन्तुमिच्छन्तीं मन्थरामभ्यसूदयत् ॥१९॥

હે નૃપ, પરંપરાથી સંભળાય છે કે પૂર્વે પૃથિવીના નાશની ઇચ્છા કરનારી વિરોચનની પુત્રી મન્થરાને ઇન્દ્રે મારી હતી. (૧૯)

विष्णुना च पुरा राम भृगुपत्नी पतिव्रता। अनिन्द्रं लोकमिच्छन्ती काव्यमाता निसूदिता ॥२०॥

હે રામ, પહેલાંની વાત છે. ભૃગુની પતિવ્રતા પત્ની શુક્રાચાર્યની માતા જે જગત્‌ને ઊંઘવા દેતી નહોતી, તેને વિષ્ણુએ મારી નાખી. (૨૦)

अधर्मसहिता नार्यो हताः पुरुषसत्तमैः। तस्मादेनां घृणां त्यक्त्वा जहि मच्छासनान्नृप ॥२१॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये त्रयोदशः सर्गः ॥१३॥

બીજા પણ ઘણાય મહાત્મા રાજપુત્રોએ અધર્મપરાયણ સ્ત્રિયોને માર્યાં છે. તેથી હે રામ, મારી આજ્ઞાથી, દયા ત્યજીને આને મારી નાખો. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના ત્રયોદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત

# अथ चतुर्दशः सर्गः

मुनेर्वचनमक्लीबं श्रुत्वा नरवरात्मजः। राघवः प्राञ्जलिर्भूत्वा प्रत्युवाच दृढव्रतः ॥१॥

શ્રી વિશ્વામિત્રનું શૌર્યપૂર્ણ વચન સાંભળી દૃઢ સંકલ્પવાળા રામ હાથ જોડીને બોલ્યા. (૧)

पितुर्वचननिर्देशात्पितुर्वचनगौरवात्। वचनं कौशिकस्येति कर्तव्यमविशङ्कया ॥२॥

પિતાની આજ્ઞાથી અને પિતાના વચનની ગૌરવરક્ષા માટે પણ આપની આજ્ઞા નિઃશંકપણે માનવી જ રહી. (૨)

अनुशिष्टोऽस्म्ययोध्यायां गुरुमध्ये महात्मना। पित्रा दशरथेनाहं नावज्ञेयं हि तद्वचः ॥३॥

અયોધ્યામાં વસિષ્ઠાદિ ઋષિયોની વચમાં મારા પિતાજિયે આજ્ઞા આપી છે તેથી તેમના વચનનો અનાદર મારે કરવો જોયિયે નહિ. (૩)

सोऽहं पितुर्वचः श्रुत्वा शासनाद्ब्रह्मवादिनः। करिष्यामि न सन्देहस्ताटकावधमुत्तमम् ॥४॥

પિતાની આજ્ઞાથી અને બ્રહ્મવાદી આપની આજ્ઞાથી પણ તાડકાનો વધ હું કરિશ જ. (૪)

गोब्राह्मणहितार्थाय देशस्य च हिताय च। तव चैवाप्रमेयस्य वचनं कर्तुमुद्यतः ॥५॥

ગાય, બ્રાહ્મણના હિત માટે, દેશના કલ્યાણ માટે, તમારા જેવા મહાન્ ઋષિની આજ્ઞા માનવા હું ઉદ્યત છું. (૫)

एवमुक्त्वा धनुर्मध्ये बद्ध्वा मुष्टमरिन्दमः । ज्याघोषमकरोत्तीव्रं दिशः शब्देन नादयन् ॥६॥
આમ કહી ધનુષ્‌ને પકડી શત્રુના દમન કરનારા રામે બધી દિશાવોને ગજાવવા જ્યાઘોષ કર્યો. (૬)

तेन शब्देन वित्रस्तास्ताटकावनवासिनः । ताटका च सुसंक्रुद्धा तेन शब्देन मोहिता ॥७॥
તે તાડકાવનમાં રહેનારાવો તે શબ્દથી બી ગયા. અને તે શબ્દથી બેભાન બનેલી તાડકા ભારે ક્રોધથી ભરાયી ગયી. (૭)

तं शब्दमभिनिध्याय राक्षसी क्रोधमूर्च्छिता । श्रुत्वा चाभ्यद्रवत्क्रुद्धा यत्र शब्दो विनिःसृतः ॥
તે શબ્દને સાંભળી તાડકા, ક્રોધથી બેભાન થયી ગયી. અને તે શબ્દ જ્યાંથી આવ્યો હતો તે દિશામાં દોડી. (૮)

तां दृष्ट्वा राघवः क्रुद्धां विकृतां विकृताननाम् । प्रमाणेनातिवृद्धां च लक्ष्मणं सोऽभ्यभाषत ॥
શ્રીરામે તેને ક્રુદ્ધ, વિકૃત મુખવાળી અને પ્રમાણુથી અત્યંત દીર્ઘ શરીરવાળી જોયીને લક્ષ્મણુને કહ્યું (૯)

पश्य लक्ष्मण यक्षिण्या भैरवं दारुणं वपुः । भिद्येरन्दर्शनादस्या भीरूणां हृदयानि च ॥१०॥
હે લક્ષ્મણુ જુવો આ યક્ષિણીનું ભયંકર શરીર. આને જોયીને બીકણુ લોકોનું તો હૃદય ફાટી જાય. (૧૦)

एतां पश्य दुराधर्षां मायाबलसमन्विताम् । विनिवृत्तां करोम्यद्य हृतकर्णाग्रनासिकाम् ॥११॥
તમે જુવો, આજે હું આ બલવતી અને માયાવિનીને તેનાં કાન અને નાકનો આગળો ભાગ કાપીને પાછી મોકલું છું. (૧૧)

नह्येनामुत्सहे हन्तुं स्त्रीस्वभावेन रक्षिताम् । वीर्यं चास्या गतिं चैव हन्यामिति हि मे मतिः ॥
આ સ્ત્રી છે. આને મારવાનો મને ઉત્સાહ નથી. તેથી આનાં વીર્ય અને શક્તિને જ હું હણું, આવો મારો વિચાર છે. (૧૨)

एवं ब्रुवाणे रामे तु ताटका क्रोधमूर्च्छिता । उद्यम्य बाहुं गर्जन्ती राममेवाभ्यधावत ॥१३॥
રામે જ્યારે આમ કહ્યું ત્યારે તે ક્રોધથી ગાંડી બનેલી હાથ ઊભો કરીને, ગર્જના કરતી રામની જ ઓર દોડી. (૧૩)

विश्वामित्रस्तु ब्रह्मर्षिर्हुङ्कारेणाभिभर्त्स्य ताम् । स्वस्ति राघवयोरस्तु जयं चैवाभ्यभाषत ॥१४॥
બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે તો તેને હુંકારથી બિવરાવીને, રામ અને લક્ષ્મણુનું કલ્યાણુ થાવ આમ કહીને, વિજય મેળવવાનો પણુ આશીર્વાદ આપ્યો. (૧૪)

उद्धुन्वाना रजो घोरं ताटका राघवावुभौ । रजोमेघेन महता मुहूर्तं सा व्यमोहयत् ॥१५॥
તાડકાયે ભયંકર ધૂળ ઉડાડતી, ભારે ધૂળરૂપ મેઘથી તે બન્ને ભાયિયોને થોડીવાર માટે વ્યાકુળ કરી કીધા. (૧૫)

ततो मायां समास्थाय शिलावर्षेण राघवौ । अवाकिरत्सुमहता ततश्चुक्रोध राघवः ॥१६॥
પછી તેણે માયાનો આશ્રય લયીને બન્ને ભાયિયોને પથરાના ભારે મારાથી ઢાંકી દીધા. ત્યારે રામે ક્રોધ કર્યો. (૧૬)

शिलावर्षं महत्तस्याः शरवर्षेण राघवः । प्रतिवार्योपधावन्त्याः करौ चिच्छेद पत्रिभिः ॥१७॥

શ્રીરામે તેના પત્થરમારાને બાણોના વરસાદથી રોકીને, દોડતી તેના બન્ને હાથોને બાણોથી કાપી નાખ્યા. (૧૭)

ततश्छिन्नभुजां श्रान्तामभ्याशे परिगर्जतीम् । सौमित्रिरकरोत्क्रोधाद्धृतकर्णाग्रनासिकाम् ॥१८॥

તેના હાથો કપાયી ગયા હતા, થાકેલી હતી, છતાં પાસે ગર્જતી તેને જોયીને લક્ષ્મણે ક્રોધથી તેના કાન અને નાકનો આગલો ભાગ કાપી નાખ્યો. (૧૮)

कामरूपधरा सा तु कृत्वा रूपाण्यनेकशः । अश्मवर्षं विमुञ्चन्ती भैरवं विचचार सा ॥१९॥

ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારી તેણે અનેક રૂપો ધારણ કરીને, પત્થરોની ભારે વર્ષા કરતી આમ તેમ વિચરવા લાગી. (૧૯)

ततस्तावश्मवर्षेण कीर्यमाणौ समन्ततः । दृष्ट्वा गाधिसुतः श्रीमानिदं वचनमब्रवीत् ॥२०॥

ત્યારે તે બન્ને ભાયિયોને શિલાના વરસાદથી ભરાયી ગયેલા જોયીને શ્રીમાન્ વિશ્વામિત્રે કહ્યું, હે રામ; (૨૦)

यज्ञविघ्नकरी यक्षी पुरा वर्धेत मायया । वध्यतां तावदेवैषा पुरा सन्ध्या प्रवर्तते ॥२१॥

યજ્ઞોમાં વિઘ્ન કરનારી આ યક્ષી સંધ્યામાં માયાથી બલવતી થયી જશે. માટે સંધ્યા પડે તે પહેલાં જ આને મારી નાખો. (૨૧)

इत्युक्तः स तु तां यक्षीमश्मवृष्ट्याभिवर्षिणीम् । दर्शयञ्छब्दवेधित्वं संरुरोध स सायकैः ॥२२॥

આમ આજ્ઞા પામેલા રામે, પત્થરોની વર્ષા કરનારી તે યક્ષીને, પોતાના શબ્દવેધીપણું દેખાડતા, બાણોથી રોકી લીધી. (૨૨)

सा रुद्धा बाणजालेन मायाबलसमन्विता । अभिदुद्राव काकुत्स्थं लक्ष्मणं च विनेदुषी ॥२३॥

તે બાણોથી જ્યારે ઘેરાયેલી થયી ગયી ત્યારે માયાબલથી ગાજતી રામ ને લક્ષ્મણ તરફ દોડી. (૨૩)

तामापतन्तीं वेगेन विक्रान्तामशनीमिव । शरेणोरसि विव्याध पपात च ममार च ॥२४॥

વેગથી પોતાની તરફ આવતી વિજળી જેવી પરાક્રમવાળી તે રાક્ષસીને રામે બાણથી છાતીમાં મારી અને તે પડી ગયી અને મરી ગયી. (૨૪)

तां हतां भीमसंकाशां दृष्ट्वा सुरपतिस्तदा । साधु साध्विति काकुत्स्थं सुराश्चाप्यभिपूजयन् ॥२५॥

ભયંકર રૂપવાળી તેને હણાયેલી જોયીને ઇન્દ્રે સાધુવાદ આપ્યો અને દેવોયે તેમનો સત્કાર કર્યો. (૨૫)

सुराश्च सर्वे संहृष्टा विश्वामित्रमथाब्रुवन् । तोषिताः कर्मणाऽनेन सेन्द्राः सर्वे मरुद्गणाः ॥२६॥

બધા દેવો પ્રસન્ન થયીને વિશ્વામિત્રને કહ્યું, ઇન્દ્ર અને બધા દેવોને તમોયે પ્રસન્ન કર્યાં છે. (૨૬)

**प्रजापतेः कृशाश्वस्य पुत्रान्सत्यपराक्रमान् । तपोबलभृतो ब्रह्मन् राघवाय निवेदय ॥२७॥**

પ્રજાપતિ કૃશાશ્વના સત્ય પરાક્રમી પુત્રોને તપોબલયુક્ત રામને આપો. (૨૭)

**पात्रभूतश्च ते ब्रह्मंस्तवानुगमने रतः । कर्तव्यं सुमहत्कर्म सुराणां राजसूनुना ॥२८॥**

હે બ્રહ્મન્, તે રામ તેના માટે પાત્ર છે, તમારી આજ્ઞા પાલન કરવામાં તત્પર છે, અને હજી પણુ એમણે દેવતાવોનું મોટું કામ કરવાનું છે. (૨૮)

**एवमुक्त्वा सुराः सर्वे जग्मुर्हृष्टा विहायसम् । विश्वामित्रं पूजयन्तस्ततः सन्ध्या प्रवर्तते ॥२९॥**

આમ કહી બધા દેવો પ્રસન્ન થયી વિશ્વામિત્રનું પૂજન કરી આકાશમાં ગયા. ત્યાર પછી સંધ્યા પડી ગયી. (૨૯)

**ततो मुनिवरः प्रीतस्ताटकावधतोषितः । मूर्ध्नि राममुपाघ्राय इदं वचनमब्रवीत् ॥३०॥**

પછી તાડકાના વધથી પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર રામના મસ્તકમાં સૂંઘીને એટલે પ્રેમ કરીને બોલ્યા. (૩૦)

**इहाद्य रजनीं राम वसाम शुभदर्शन । श्वः प्रभाते गमिष्यामस्तदाश्रमपदं मम ॥३१॥**

હે રામ અહીં રાત્રે રહીને આવતી કાલે સવારે મારા આશ્રમે આપણે જયિશું. (૩૧)

**विश्वामित्रवचः श्रुत्वा हृष्टो दशरथात्मजः । उवास रजनीं तत्र ताटकाया वने सुखम् ॥३२॥**

વિશ્વામિત્રજીનું વચન સાંભળી પ્રસન્ન થયેલા રામ તે જ તાટકાવનમાં સુખપૂર્વક રાત્રે રહ્યા. (૩૨)

**मुक्तशापं वनं तच्च तस्मिन्नेव तदाहनि । रमणीयं विबभ्राज यथा चैत्ररथं वनम् ॥३३॥**

તે જ દિવસે તે વન શાપથી મુક્ત હોવાથી, ચૈત્રરથ ઉદ્યાનની પેઠે શોભવા લાગ્યું. (૩૩)

**निहत्य तां यक्षसुतां स रामः प्रशस्यमानः सुरसिद्धसंघैः ।**
**उवास तस्मिन्मुनिना सहैव प्रभातवेलां प्रतिबोध्यमानः ॥३४॥**

श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे चतुर्दशः सर्गः ॥१४॥

તે તાડકાનો વધ કરી, સુરો અને સિદ્ધોથી પ્રશંસા પામેલા રામ મુનિ સાથે તે વનમાં રહ્યા અને પ્રભાતે ઉઠ્યા—જાગ્યા. (૩૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના ચતુર્દશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चदशः सर्गः

**अथ तां रजनीमुष्य विश्वामित्रो महायशाः । प्रहस्य राघवं वाक्यमुवाच मधुरस्वरम् ॥१॥**

વિશ્વામિત્રજિયે તે રાત્રિમાં ત્યાં નિવાસ કરી પછી હંસીને રામજીને મધુર સ્વરથી કહ્યું. (૧)

**परितुष्टोऽस्मि भद्रं ते राजपुत्र महायशः । प्रीत्या परमया युक्तो ददाम्यस्त्राणि सर्वशः ॥२॥**

હે મહાયશસ્વી રાજપુત્ર રામ, હું બહુ સંતુષ્ટ છું. તમારું કલ્યાણ થાવ. અને પરમ પ્રસન્ન થયીને તમને બધાં અસ્ત્રો આપું છું. (૨)

देवासुरगणान्वापि सगन्धर्वोरगान्भुवि । यैरमित्रान्प्रसह्याजौ वशीकृत्य जयिष्यसि ॥३॥

જે અસ્ત્રોથી તમે દેવ, અસુર, ગંધર્વ, સર્પ આદિ શત્રુવોને જીતશો અને વશીભૂત કરશો. (૩)

तानि दिव्यानि भद्रं ते ददाम्यस्त्राणि सर्वशः । दण्डचक्रं महद्दिव्यं तव दास्यामि राघव ॥४॥

તમારું કલ્યાણ થાવ. તે અસ્ત્રોનો તમને ઉપદેશ આપું છું. દિવ્ય દંડચક્ર તમને આપિશ. (૪)

धर्मचक्रं ततो वीर कालचक्रं तथैव च विष्णुचक्रं तथात्युग्रमैन्द्रचक्रं तथैव च ॥५॥

ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર અને ઐન્દ્રચક્ર તમને આપીશ. (૫)

वज्रमस्त्रं नरश्रेष्ठ शैवं शूलवरं तथा । अस्त्रं ब्रह्मशिरश्चैव ऐषीकमपि राघव ॥६॥

વજ્ર, શૈવ, શૂલવત, બ્રહ્મશિર ઐષીક પણ આપિશ. (૬)

ददामि ते महाबाहो ब्राह्ममस्त्रमनुत्तमम् । गदे द्वे चैव काकुत्स्थ मोदकी शिखरी शुभे ॥७॥

હે મહાબાહો તમને સર્વશ્રેષ્ઠ બ્રાહ્મ અસ્ત્ર આપું છું. અને મોદકી, શિખરી નામવાળી બે ગદાવો આપું છું. (૭)

प्रदीप्ते नरशार्दूल प्रयच्छामि नृपात्मज । धर्मपाशमहं राम कालपाशं तथैव च ॥८॥

હે નરશાર્દૂલ; ધર્મપાશ અને કાલપાશ આ તેજસ્વી અસ્ત્રો આપું છું. (૮)

वारुणं पाशमस्त्रं च ददाम्यहमनुत्तमम् । अशनी द्वे प्रयच्छामि शुष्कार्द्रे रघुनन्दन ॥९॥

હે રઘુનંદન, વારુણપાશ અને શુષ્ક અને આર્દ્ર બે અશનિ આપું છું. (૯)

ददामि चास्त्रं पैनाकमस्त्रं नारायणं तथा । आग्नेयमस्त्रं दयितं शिखरं नाम नामतः ॥१०॥

પૈનાક ધનુષ્, આગ્નેય અને નારાયણ અસ્ત્ર, શિખર નામવાળું પ્રિય અસ્ત્ર આપું છું. (૧૦)

वायव्यं प्रथमं नाम ददामि तव चानघ । अस्त्रं हयशिरो नाम क्रौञ्चमस्त्रं तथैव च ॥११॥

વાયવ્ય, હયશિર, તેમજ ક્રૌંચ અસ્ત્ર પણ આપું છું. (૧૧)

शक्तिद्वयं च काकुत्स्थ ददामि तव राघव । कङ्कालं मुसलं घोरं कापालमथ किङ्किणीम् ॥१२॥

હે રાઘવ, બે શક્તિયો, કંકાલ, મુસલ, કાપાલ, કિંકિણી આપું છું. (૧૨)

वधार्थं रक्षसां यानि ददाम्येतानि सर्वशः । वैद्याधरं महास्त्रं च नन्दनं नाम नामतः ॥१३॥

રાક્ષસોનો વધ કરવા આ બધા વૈદ્યાધર, મહાસ્ત્ર, નંદન અસ્ત્રો આપું છું. (૧૩)

असिरत्नं महाबाहो ददामि नृवरात्मज । गान्धर्वमस्त्रं दयितं मोहनं नाम नामतः ॥१४॥

સારી અસિ, ગંધર્વાસ્ત્ર, મોહન આ શસ્ત્રો હે રાજકુમાર તમને આપું છું. (૧૪)

प्रस्वापनं प्रशमनं दद्मि सौम्यं च राघव । वर्षणं शोषणं चैव सन्तापनविलापने ॥१५॥

હે રાઘવ, પ્રસ્વાપન, પ્રશમન, વર્ષણ, શોષણ, સંતાપન, વિલાપન આ બધાં અસ્ત્રો તમને આપું છું. (૧૫)

**मादनं चैव दुर्धर्षं कन्दर्पदयितं तथा । गान्धर्वमस्त्रं दयितं मानवं नाम नामतः ॥१६॥**

માદન, દુર્ધર્ષ, કંદર્પ દયિત, ગાંધર્વ, માનવાસ્ત્ર તમને આપું છું. (૧૬)

**पैशाचमस्त्रं दयितं मोहनं नाम नामतः । प्रतीच्छ नरशार्दूल राजपुत्र महायशः ॥१७॥**

હે રાજપુત્ર, પૈશાચ અને મોહન નામના અસ્ત્રો તમે ગ્રહણ કરો. (૧૭)

**तामसं नरशार्दूल सौमनं च महाबलम् । संवर्तं चैव दुर्धर्षं मौसलं च नृपात्मज ॥१८॥**

હે નરશાર્દૂલ, તામસ અને મહાબળશાળી સૌમન, સંવર્ત અને મૌસલ અસ્ત્રો તેમને આપું છું. (૧૮)

**सत्यमस्त्रं महाबाहो तथा मायामयं परम् । सौरं तेजःप्रभं नाम परतेजोपकर्षणम् ॥१९॥**

સત્ય, માયામય, તથા પારકાના તેજને ખેંચી લેનાર સૌર અસ્ત્રો તમને આપું છું. (૧૯)

**दारुणं च भागस्यापि शीतेषुमथ मानवम् । गृहाण परमोदारान्क्षिप्रमेव नृपात्मज ॥२०॥**

દારુણ અને શીતેષુ, હે રામ આ અસ્ત્રો કામરૂપ અને મહાબલશાલી છે. હે રાજકુમાર આને શીઘ્ર ગ્રહણ કરો. (૨૦)

**स्थितस्तु प्राङ्मुखो भूत्वा शुचिर्मुनिवरस्तदा । ददौ रामाय सुप्रीतो मन्त्रग्राममनुत्तमम् ॥२१॥**

વિશ્વામિત્રે પૂર્વ દિશામાં મુખ રાખીને પ્રસન્ન થયીને રામને સર્વશ્રેષ્ઠ અજોડ મંત્રો આપ્યા.

**सर्वसंग्रहणं येषां दैवतैरपि दुर्लभम् । तान्यस्त्राणि तदा विप्रो राघवाय न्यवेदयत् ॥२२॥**

દેવતાઓને પણ જેની પ્રાપ્તિ દુર્લભ હતી તે બધાં અસ્ત્રોને વિશ્વામિત્રે રામને આપી દીધાં (૨૨)

**जपतस्तु मुनेस्तस्य विश्वामित्रस्य धीमतः । उपतस्थुर्महार्हाणि सर्वाण्यस्त्राणि राघवम् ॥२३॥**

વિશ્વામિત્ર જપ કરવા લાગ્યા અને બધાં બહુમૂલ્ય અસ્ત્રો રામની પાસે આવી ગયાં. (૨૩)

**ऊचुश्च मुदिता रामं सर्वे प्राञ्जलयस्तदा । इमे च परमोदार किंकरास्तव राघव ॥२४॥**

પ્રસન્ન થયી હાથ જોડી તે અસ્ત્રો બોલ્યાં, હે પરમ ઉદાર રામ, અમે તમારા કિંકરો છિયે. (૨૪)

**ततो रामः प्रसन्नात्मा तैरित्युक्तो महाबलैः । मानसा मे भविष्यध्वमिति तान्यभ्यचोदयत् ॥२५॥**

ત્યારે તે અસ્ત્રોના તે પ્રમાણે બોલવાથી પ્રસન્ન થયીને તેવોને લયી, રામે કહ્યું કે તમે મારા માનસ અસ્ત્ર બનો. એટલે જ્યારે હું તમને મનથી સ્મરું ત્યારે ઉપસ્થિત થશો. (૨૫)

**ततः प्रीतमना रामो विश्वामित्रं महामुनिम् । अभिवाद्य महातेजा गमनायोपचक्रमे ॥२६॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे पञ्चदशः सर्गः ॥१५॥

પછી, રામ પ્રસન્ન થયી શ્રી વિશ્વામિત્રને પ્રણામ કરી, આગળ જવા માટે તૈયારી કરવા લાગ્યા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના પંચદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षोडशः सर्गः

अथ ते राममामन्त्र्य कृत्वा चापि प्रदक्षिणम् । एवमस्त्विति काकुत्स्थमुक्त्वा जग्मुर्यथागतम् ॥१॥

પછી તેવો રામની આજ્ઞા લયીને, તેમની પ્રદક્ષિણા કરીને, અને આપ જેમ આજ્ઞા કરો છો તેમજ કરિશું, આમ કહીને જ્યાંથી આવ્યાં હતાં ત્યાં તે અસ્ત્રો ચાલ્યાં ગયાં. (૧)

स च तात्राघवो ज्ञात्वा विश्वामित्रं महामुनिम् । गच्छन्नेवाथ मधुरं श्लक्ष्णं वचनमब्रवीत् ॥२॥

શ્રીરામે તે અસ્ત્રોને સમજીને, ચાલતાં ચાલતાં વિશ્વામિત્રને સુંદર શબ્દો વડે કહ્યું. (૨)

किमेतन्मेघसंकाशं पर्वतस्याविदूरतः । वृक्षखण्डमितो भाति परं कौतूहलं हि मे ॥३॥

કે, પર્વતની પાસે જ મેઘ જેવી આ વૃક્ષોની ઘટા શું છે, મને બહુ કૌતૂહલ છે જાણવા માટે. (૩)

दर्शनीयं मृगाकीर्णं मनोहरमतीव च । नानाप्रकारैः शकुनैर्वल्गुभाषैरलङ्कृतम् ॥४॥

આ સ્થળ તો દર્શનીય છે. મૃગોથી ભરેલું છે, અત્યંત મનોહર છે, મનોહર બોલી બોલનારા જાત જાતના પક્ષિયોથી આ શોભી રહ્યું છે. (૪)

निःसृताः स्मो मुनिश्रेष्ठ कान्ताराद्रोमहर्षणात् । सर्वं मे शंस भगवन्कस्याश्रमपदं त्विदम् ॥५॥

આ પ્રદેશ સુખ–શાંતિવાળો જણાય છે માટે લાગે છે કે મુનિરાજ, ભયંકર વનમાંથી આપણે બહાર આવ્યા છિયે. હે ભગવન્ મને બધું કહો કે આ આશ્રમ કોનો છે ? (૫)

सम्प्राप्ता यत्र ते पापा ब्रह्मघ्ना दुष्टचारिणः । तव यज्ञस्य विघ्नाय दुरात्मानो महामुने ॥६॥

અને હે મુનિરાજ, તમારા યજ્ઞમાં વિઘ્ન કરવા બ્રહ્મઘાતિયો, દુષ્ટો, જ્યાં આવે છે. ત્યાં અમે આવી ગયા છિયે. (૬)

भगवंस्तस्य को देशः सा यत्र तव याज्ञिकी । रक्षितव्या क्रिया ब्रह्मन्मया वध्याश्च राक्षसाः ॥७॥

અને હે ભગવન્ જ્યાં આપની યજ્ઞાદિ ક્રિયા ચાલે છે, અને જે યજ્ઞની મારે રક્ષા કરવી છે અને રાક્ષસોનો વધ કરવો છે, તે પ્રદેશ કયો ? (૭)

अथ तस्याप्रमेयस्य वचनं परिपृच्छतः । विश्वामित्रो महातेजा व्याख्यातुमुपचक्रमे ॥८॥

અપરિમેય રામના વચનની વ્યાખ્યા કરવા એટલે ઉત્તર આપવાનો વિશ્વામિત્રે આરંભ કર્યો. (૮)

इह राम महाबाहो विष्णुर्देवनमस्कृतः । तपश्चरणयोगार्थमुवास सुमहातपाः ॥९॥

હે રામ સર્વ દેવોથી નમસ્કૃત વિષ્ણુ અહિં તપ કરવા માટે નિવાસ કર્યો હતો. (૯)

एष पूर्वाश्रमो राम वामनस्य महात्मनः । सिद्धाश्रम इति ख्यातः सिद्धो ह्यत्र महातपाः ॥१०॥

હે રામ આ મહાત્મા વામનનો પૂર્વાશ્રમ છે. સિદ્ધાશ્રસ આનું નામ છે. મહાન્ તપ કરીને અહીં તેવો સિદ્ધ થયા હતા. (૧૦)

एनमाश्रममायान्ति राक्षसा विघ्नकारिणः । अत्र ते पुरुषव्याघ्र हन्तव्या दुष्टचारिणः ॥११॥

આ આશ્રમમાં વિઘ્ન કરનારા રાક્ષસો આવે છે. હે પુરુષવ્યાઘ્ર, તેમનો તમારે વધ કરવો છે. (૧૧)

अद्य गच्छामहे राम सिद्धाश्रममनुत्तमम् । तदाश्रमपदं तात तवाप्येतद्यथा मम ॥१२॥
હે રામ, હવે અમે સિદ્ધાશ્રમ ચાલિયે છિયે. તે આશ્રમ જેમ મારો છે, તેમ તમારો પણ છે. (૧૨)
इत्युक्त्वा परमप्रीतो गृह्य रामं सलक्ष्मणम् । प्रविशन्नाश्रमपदं व्यरोचत महामुनिः ॥१३॥
આમ કહી પ્રસન્ન થયી રામ અને લક્ષ્મણને લયીને આશ્રમમાં પ્રવેશ કરતા વિશ્વામિત્ર શોભતા હતા. (૧૩)
तं दृष्ट्वा मुनयः सर्वे सिद्धाश्रमनिवासिनः । उत्पत्योत्पत्य सहसा विश्वामित्रमपूजयन् ॥१४॥
વિશ્વામિત્રને જોયીને ત્યાનાં નિવાસી મુનિયોયે અત્યંત પ્રસન્ન થયીને તેમની પૂજા કરી. (૧૪)
यथार्हं चक्रिरे पूजां विश्वामित्राय धीमते । तथैव राजपुत्राभ्यामकुर्वन्नतिथिक्रियाम् ॥१५॥
યથાયોગ્ય વિશ્વામિત્રની પૂજા કરી બન્ને રાજકુમારોનો પણ મુનિયોયે સત્કાર કર્યો. (૧૫)
मुहूर्तमथ विश्रान्तौ राजपुत्रावरिन्दमौ । प्राञ्जली मुनिशार्दूलमूचतू रघुनन्दनौ ॥१६॥
ક્ષણભર ત્યાં વિશ્રામ કરી શત્રુનાશ કરનારા બન્ને રાજકુમારો હાથ જોડીને બોલ્યા. (૧૬)
अद्यैव दीक्षां प्रविश भद्रं ते मुनिपुङ्गव । सिद्धाश्रमोऽयं सिद्धः स्यात्सत्यमस्तु वचस्तव ॥१७॥
આજે જ આપ દીક્ષામાં પ્રવેશ કરો. તમારું સારું થાવ. આ સિદ્ધાશ્રમ સિદ્ધ થાવ અને તમારું વચન સત્ય થાવ. (૧૭)
एवमुक्तो महातेजा विश्वामित्रो महानृषिः । प्रविवेश तदा दीक्षां नियतो नियतेन्द्रियः ॥१८॥
આ પ્રમાણે પ્રાર્થના કરાયેલ નિયત અને જિતેન્દ્રિય મહર્ષિ વિશ્વામિત્ર દીક્ષામાં બેઠા. (૧૮)
कुमाराविव तां रात्रिमुषित्वा सुसमाहितौ । प्रभातकाले चोत्थाय पूर्वां सन्ध्यामुपास्य च ॥१९॥
प्रशुची परमं जाप्यं समाप्य नियमेन च । हुताग्निहोत्रमासीनं विश्वामित्रमवन्दताम् ॥२०॥
इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे षोडशः सर्गः ॥१६॥
અત્યંત સાવધ રાત્રિ વાસ કરી, સવારે ઉઠી, સન્ધ્યોપાસન કરી, પવિત્ર થયી, નિયમપ્રમાણે પરમ જપ સમાપ્ત કરી, અગ્નિહોત્ર કરી બેઠેલા વિશ્વામિત્રને બન્ને રાજકુમારોયે કુમારની પેઠે પ્રણામ કર્યો. (૧૯, ૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના ષોડશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तदशः सर्गः

अथ तौ देशकालज्ञौ राजपुत्रावरिन्दमौ । देशे काले च वाक्यज्ञावब्रूतां कौशिकं वचः ॥१॥
દેશ અને કાલને સમજનારા બન્ને રાજપુત્રોયે વિશ્વામિત્રને કહ્યું. (૧)
भगवञ्छ्रोतुमिच्छावो यस्मिन्काले निशाचरौ । संरक्षणीयौ तौ ब्रूहि नातिवर्तेत तत्क्षणम् ॥२॥
હે ભગવન્, રાક્ષસો અહિં ક્યારે આવે છે, આપ તેનો સમય બતાવો જેથી કે તે સમય ભૂલમાં ચાલ્યો જાય નહિ. (૨)

एवं ब्रुवाणौ काकुत्स्थौ त्वरमाणौ युयुत्सया । सर्वे ते मुनयः प्रीताः प्रशशंसुर्नृपात्मजौ ॥३॥

આવી રીતે બોલતા અને રાક્ષસો સાથે યુદ્ધ કરવા ઉતાવળ કરતા રામ–લક્ષ્મણની બધા મુનિયોયે પ્રશંસા કરી. (૩)

अद्यप्रभृति षड्रात्रं रक्षतां राघवौ युवाम् । दीक्षां गतो ह्येष मुनिर्मौनित्वं च गमिष्यति ॥४॥

આજ થી ૬ રાત્રિયો સુધી મુનિ દીક્ષા લયીને મૌન ગ્રહણ કરીને બેઠશે. હે રામ અને લક્ષ્મણ તમે બન્ને ભાયિયોયે ૬ રાત્રિયો સુધી વિશ્વામિત્રની રક્ષા કરો. (૪)

तौ तु तद्वचनं श्रुत्वा राजपुत्रौ यशस्विनौ । अनिद्रं षडहोरात्रं तपोवनमरक्षताम् ॥५॥

બન્ને રાજકુમારોયે તે વચન સાંભળી સતત ૬ દિન અને રાત જાગીને તપોવનની રક્ષા કરી.

उपासाञ्चक्रतुर्वीरौ यत्तौ परमधन्विनौ । ररक्षतुर्मुनिवरं विश्वामित्रमरिन्दमौ ॥६॥

બન્ને ભાયિયો ધનુષ્બાણ લયી સાવધ થયી મુનિની રક્ષા કરવા લાગ્યા. (૬)

अथ काले गते तस्मिन्षष्ठेऽहनि तथागते । सौमित्रिमब्रवीद्रामो यत्तो भव समाहितः ॥७॥

તે સમય વીતી ગયો. ૬ ઠો દિવસ આવ્યો. રામે લક્ષ્મણને કહ્યું કે સાવધ થયી જાવો. (૭)

रामस्यैवं ब्रुवाणस्य त्वरितस्य युयुत्सया । प्रजज्वाल ततो वेदिः सोपाध्यायपुरोहिता ॥८॥

યુદ્ધની ઇચ્છાથીં જ્યારે રામે આમ કહ્યું ત્યારે વેદિ સળગી અને ઉપાધ્યાય–પુરોહિતો ગોઠવાયી ગયા.

सदर्भचमसस्रुक्‌का ससमित्कुसुमोच्चया । विश्वामित्रेण सहिता वेदिर्जज्वाल सर्त्विजा ॥९॥

ઋત્વિક્, દર્ભ, ચમસ, સ્રુક્, સમિત્, ફૂલોના ઢગલા વાળી વેદિ સળગાવવામાં આવી. (૯)

मन्त्रवच्च यथान्यायं यज्ञोऽसौ संप्रवर्तते । आकाशे च महाञ्छब्दः प्रादुरासीद्भयानकः ॥१०॥

મંત્રોના ઉચ્ચારણ સાથે વિધિપૂર્વક યજ્ઞનો આરંભ થયો છે. ત્યારે આકાશમાં મોટા ભયાનક શબ્દો સંભળાયા. (૧૦)

आवार्य गगनं मेघो यथा प्रावृषि दृश्यते । तथा मायां विकुर्वाणौ राक्षसावभ्यधावताम् ॥११॥

જેવી રીતે વર્ષાકાલમાં આકાશને ઘેરી મેઘ દેખાય છે, તેમ માયાને વિસ્તારીને બે રાક્ષસો દોડી આવ્યા. (૧૧)

मारीचश्च सुबाहुश्च तयोरनुचरास्तथा । आगम्य भीमसंकाशा रुधिरौघानवासृजन् ॥१२॥

મારીચ, અને સુબાહુ તેમજ તેના ભયંકર અનુચરો લોહીનો વરસાદ વરસાવવા લાગ્યા. (૧૨)

तां तेन रुधिरौघेण वेदिं वीक्ष्य समुक्षिताम् । सहसाभिद्रुतो रामस्तानपश्यत्ततो दिवि ॥१३॥

લોહીના પ્રવાહથી વેદિને ઢંકાયેલી જોયી રામ એકદમ દોડી આવ્યા અને તે રાક્ષસોને આકાશમાં જોયા.

तावापतन्तौ सहसा दृष्ट्वा राजीवलोचनः । लक्ष्मणं त्वभिसम्प्रेक्ष्य रामो वचनमब्रवीत् ॥१४॥

તે બન્ને રાક્ષસોને આવતા જોયી રાજીવલોચન રામે લક્ષ્મણને કહ્યું. (૧૪)

पश्य लक्ष्मण दुर्वृत्तान्राक्षसान्पिशिताशनान् । मानवास्त्रसमाधूताननिलेन यथा घनान् ॥१५॥

હે લક્ષ્મણ વાયુથી જેમ વાદળ ફાટી જાય છે, તેમ આ દુરાચારી, રક્ત પીનારા માનવાસ્ત્રથી કંપિત થયેલા રાક્ષસોને હું નસાડી દયીશ. (૧૫)

इत्युक्त्वा वचनं रामश्चापे सन्धाय वेगवान् । मानवं परमोदारमस्त्रं परमभास्वरम् ॥१६॥
चिक्षेप परमः क्रुद्धो मारीचोरसि राघवः । स तेन परमास्त्रेण मानवेन समाहतः ॥१७॥

આમ કહી, મહાક્રોધ કરી વેગવાન્ રામે ધનુષ ઉપર પરમ પ્રકાશવાન્ મહાન્ માનવાસ્ત્રને મૂકીને છોડ્યું અને મારીચની છાતીમાં તે વાગ્યું. અને માનવાસ્ત્રથી તે હણાયો. (૧૬–૧૭)

विचेतनं विघूर्णन्तं शीतेषुबलपीडितम् । निरस्तं दृश्य मारीचं रामो लक्ष्मणमब्रवीत् ॥१८॥

અચેતન, ફાટેલી આંખોવાળા, શીતેષુ અસ્ત્રના બલથી પીડાતા મારીચને જોયીને રામે લક્ષ્મણને કહ્યું. (૧૮)

पश्य लक्ष्मण शीतेषुं मानवं मनुसंहितम् । मोहयित्वा नयत्येनं न च प्राणैर्वियुज्यते ॥१९॥

હે લક્ષ્મણ મંત્ર સહિત આ માનવાસ્ત્રને જુવો. મૂર્છિત કરીને આને લયી જાય છે પણ મારી નાખતું નથી. (૧૯)

इमानपि वधिष्यामि निर्घृणान्दुष्टचारिणः । राक्षसान्पापकर्मस्थान्यज्ञघ्नान्रुधिराशनान् ॥२०॥

નિર્દય, દુરાચારી, પાપકર્મ કરનારા, યજ્ઞોને નષ્ટ કરનારા, લોહી પીનારા એમને પણ હું મારિશ. (૨૦)

इत्युक्त्वा लक्ष्मणं चाशु लाघवं दर्शयन्निव । सुबाहूरसि चिक्षेप स विद्धः प्रापतद् भुवि ॥२१॥

લક્ષ્મણને આમ કહી, હાથની કુશળતાને દેખાડતા રામે સુબાહુની છાતી માં અસ્ત્ર નાખ્યું અને તે વિંધાયેલો થયીને ભૂમિ પર પડયો. (૨૧)

शेषान्वायव्यमादाय निजघान महायशाः । राघवः परमोदारो मुनीनां मुदमावहन् ॥२२॥

મુનિયોને આનંદ આપતા રામે વાયવ્ય અસ્ત્રને લયીને બચી રહેલા રાક્ષસોને પણ મારી નાખ્યા. (૨૨)

स हत्वा राक्षसान्सर्वान्यज्ञघ्नान्रघुनन्दनः । ऋषिभिः पूजितस्तत्र यथेन्द्रो विजये पुरा ॥२३॥

યજ્ઞનો નાશ કરનારા બધા રાક્ષસોને મારીને રામ ઋષિયોથી તેમ પુજાયા જેમ પહેલાં વિજય પછી ઇંદ્ર પુજાયા હતા. (૨૩)

अथ यज्ञे समाप्ते तु विश्वामित्रो महामुनिः । निरीतिका दिशो दृष्ट्वा काकुत्स्थमिदमब्रवीत् ॥२४॥

યજ્ઞની સમાપ્તિ થયી ત્યારે વિશ્વામિત્રે જોયું કે હવે અહિં કોયી ઈતિ એટલે બાધા નથી ત્યારે તેમણે રામને કહ્યું. (૨૪)

कृतार्थोऽस्मि महाबाहो कृतं गुरुवचस्त्वया । सिद्धाश्रममिदं सत्यं कृतं वीर महायशः ॥२५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे सप्तदशः सर्गः ॥१७॥

હે મહાબાહુવાળા રામ, હું કૃતાર્થ છું. તમે ગુરુ–વચન પૂરું પાડ્યું. આ સિદ્ધાશ્રમને તમે સાચો સિદ્ધ કર્યો. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના સપ્તદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टादशः सर्गः

अथ तां रजनीं तत्र कृतार्थौ रामलक्ष्मणौ। ऊषतुर्मुदितौ वीरौ प्रहृष्टेनान्तरात्मना ॥१॥
રામે અને લક્ષ્મણે કૃતાર્થ થયી, પ્રસન્ન થયેલા ત્યાં જ નિવાસ કર્યો. (૧)

प्रभातायां तु शर्वर्यां कृतपौर्वाह्णिकक्रियौ। विश्वामित्रमृषींश्चान्यान्सहितावभिजग्मतुः ॥२॥
સવારે પ્રાતઃકાલની ક્રિયાવો કરી તેવો બન્ને ભાયિયો વિશ્વામિત્ર અને બીજા ઋષિયો પાસે ગયા. (૨)

अभिवाद्य मुनिश्रेष्ठं ज्वलन्तमिव पावकम् । ऊचतुः परमोदारं वाक्यं मधुरभाषिणौ ॥३॥
અગ્નિ જેવા પ્રકાશમાન વિશ્વામિત્રને પ્રણામ કરી બન્ને ભાયિયો બોલ્યા. (૩)

इमौ स्म मुनिशार्दूल किङ्करौ समुपागतौ । आज्ञापय मुनिश्रेष्ठ शासनं करवाव किम् ॥४॥
હે મુનિશ્રેષ્ઠ, આપના સેવકો અમે ઉપસ્થિત છિયે. આજ્ઞા કરો કે અમે શું કરિયે. (૪)

एवमुक्ते तयोर्वाक्ये सर्व एव महर्षयः । विश्वामित्रं पुरस्कृत्य रामं वचनमब्रुवन् ॥५॥
ત્યારે બધા મહર્ષિયોયે વિશ્વામિત્રને આગે કરીને રામને કહ્યું. (૫)

मैथिलस्य नरश्रेष्ठ जनकस्य भविष्यति । यज्ञः परमधर्मिष्ठस्तत्र यास्यामहे वयम् ॥६॥
હે નરશ્રેષ્ઠ મિથિલાના રાજા જનક અત્યંત ધર્માત્મા છે. તેવો એક યજ્ઞ કરનારા છે. અમે ત્યાં જ જયિશું (૬)

त्वं चैव नरशार्दूल सहास्माभिर्गमिष्यसि। अद्भुतं च धनूरत्नं तत्र त्वं द्रष्टुमर्हसि ॥७॥
હે નરશાર્દૂલ, તમે પણ અમારી સાથે ચાલો. ત્યાં તમે તે ઉત્તમ ધનુષ્ને જોશો. (૭)

तद्धि पूर्वं नरश्रेष्ठ दत्तं सदसि दैवतैः । अप्रमेयबलं घोरं मखे परमभास्वरम् ॥८॥
હે નરશ્રેષ્ઠ, તે ધનુષ્ સભામાં દેવોયે આપ્યું છે. તેનું બલ અમાપ છે અને પરમ પ્રકાશમાન તે છે. (૮)

नास्य देवा न गन्धर्वा नासुरा न च राक्षसाः। कर्तुमारोपणं शक्ता न कथंचन मानुषाः ॥९॥
તે ધનુષ્ને દેવો, ગંધર્વો, અસુરો અને મનુષ્યો કોયી પણ ચઢાવી શક્યા નથી. (૯)

धनुषस्तस्य वीर्यं हि जिज्ञासन्तो महीक्षितः । न शेकुरारोपयितुं राजपुत्रा महाबलाः ॥१०॥
તે ધનુષ્ના બલની જિજ્ઞાસા કરનારા કોયી મહાબલશાળી પણ રાજાવો કે રાજપુત્રો તેને ચઢાવી શક્યા નથી. (૧૦)

तद्धनुर्नरशार्दूल मैथिलस्य महात्मनः । तत्र द्रक्ष्यसि काकुत्स्थ यज्ञं च परमाद्भुतम् ॥११॥
હે રામ, ત્યાં મહારાજ જનકના પરમ અદ્ભુત તે ધનુષ્ અને યજ્ઞ પણ જોવા મળશે. (૧૧)

एवमुक्त्वा मुनिवरः प्रस्थानमकोरत्तदा। सर्षिसङ्घः सकाकुत्स्थ आमन्त्र्य वनदेवताः ॥१२॥
આમ કહી શ્રીવિશ્વામિત્રે ઋષિયોની અને રામ લક્ષ્મણની સાથે વનદેવતાને પૂછીને પ્રસ્થાન કર્યું.

तं व्रजन्तं मुनिवरमन्वगादनुसारिणाम् । शकटीशतमात्रं तु प्रयाणे ब्रह्मवादिनाम् ॥१३॥

વિશ્વામિત્રની પાછળ પાછળ બ્રહ્મવાદિયોનું એક ટોળું થોડી દૂર સુધી ચાલ્યું. (૧૩)

मृगपक्षिगणाश्चैव सिद्धाश्रमनिवासिनः । अनुजग्मुर्महात्मानं विश्वामित्रं तपोधनम् ॥१४॥

સિદ્ધાશ્રમના મૃગો, પક્ષિયો અને મહાત્માવો પણ તેમની પાછળ પાછળ ગયા. (૧૪)

ते गत्वा दूरमध्वानं लम्बमाने दिवाकरे । वासं चक्रुर्मुनिगणाः शोणाकूले समाहिताः ॥१५॥

તેવો બહુ દૂર ગયા ત્યારે સૂર્ય અસ્ત પામ્યો. તેથી તેવોયે શોણાના તીરે નિવાસ કર્યો. (૧૫)

तेऽस्तं गते दिनकरे स्नात्वा हुतहुताशनाः । विश्वामित्रं पुरस्कृत्य निषेदुरमितौजसः ॥१६॥

સૂર્ય અસ્ત થયા પછી તેવો સ્નાન કરી હોમાદિ નિત્ય ક્રિયાથી નિવૃત્ત થયી વિશ્વામિત્રની અધ્યક્ષતામાં ત્યાં બેઠા. (૧૬)

रामोऽपि सहसौमित्रिर्मुनींस्तानभिपूज्य च । अग्रतो निषसादाथ विश्वामित्रस्य धीमतः ॥१७॥

રામ અને લક્ષ્મણ પણ બધા મુનિયોને પ્રણામાદિ કરી વિશ્વામિત્રની આગળ આવી બેઠા. (૧૭)

अथ रामो महातेजा विश्वामित्रं तपोधनम् । पप्रच्छ मुनिशार्दूलं कौतूहलसमन्वितम् ॥१८॥

ત્યાર પછી કૌતૂહલવાલા રામે વિશ્વામિત્રને પૂછ્યું કે.... (૧૮)

भगवन्को न्वयं देशः समृद्धवनशोभितः । श्रोतुमिच्छामि भद्रं ते वक्तुमर्हसि तत्त्वतः ॥१९॥

હે ભગવન્ આ ગાઢ જંગલથી સુશોભિત કયો દેશ એટલે પ્રદેશ છે ? હું સાંભળવા ઈચ્છું છું. આપ કહો. (૧૯)

चोदितो रामवाक्येन कथयामास सुव्रतः । तस्य देशस्य निखिलमृषिमध्ये महातपाः ॥२०॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये अष्टादशः सर्गः ॥१८॥

રામે પૂછ્યું ત્યારે મહાન્ તપસ્વી વિશ્વામિત્રે તે દેશનો સંપૂર્ણ વૃત્તાન્ત કહ્યો. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના અષ્ટાદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोनविंशः सर्गः

उपास्य रात्रिशेषं तु शोणाकूले महर्षिभिः । निशायां सुप्रभातायां विश्वामित्रोऽभ्यभाषत ॥१॥

શોણા નદીના કાંઠે મહર્ષિયોની સાથે રાત્રિ વ્યતીત કરી, સવારે વિશ્વામિત્ર બોલ્યા. (૧)

सुप्रभाता निशा राम पूर्वा सन्ध्या प्रवर्तते । उत्तिष्ठोत्तिष्ठ भद्रं ते गमनायाभिरोचय ॥२॥

હે રામ, પ્રાતઃકાલ થયો. પ્રથમ સંધ્યાનો સમય છે. ઉઠો અને ચાલવાની તૈયારી કરો. (૨)

तच्छ्रुत्वा वचनं तस्य कृतपूर्वाह्णिकक्रियः । गमनं रोचयामास वाक्यं चेदमुवाच ह ॥३॥

વિશ્વામિત્રનું વચન સાંભળી પ્રાતઃકાલની નિત્ય ક્રિયાવો કરી આગળ જવાની તૈયારી કરી રામ બોલ્યા. (૩)

अयं शोणः शुभजलोऽगाधः पुलिनमण्डितः । कतरेण पथा ब्रह्मन्सन्तरिष्यामहे वयम् ॥४॥

મહારાજ આ પવિત્ર જળવાળો શોણનદ અગાધ છે, ઘાટોથી શોભી રહ્યો છે. આપણે ક્યા ઘાટથી આને પાર કરિશું ? (૪)

एवमुक्तस्तु रामेण विश्वामित्रोऽब्रवीदिदम् । एष पन्था मयोद्दिष्टो येन यान्ति महर्षयः ॥५॥

વિશ્વામિત્રે કહ્યું કે આ માર્ગ મને સારો લાગે છે કેમકે મહર્ષિયો આ માર્ગથી જ જાય છે. (૫)

ते गत्वा दूरमध्वानं गतेऽर्धदिवसे तदा । जाह्नवीं सरितां श्रेष्ठां ददृशुर्मुनिसेविताम् ॥६॥

તેવો દૂર નીકળી ગયા. અર્ધો દિવસ પૂરો થયો. ત્યારે તેવોયે ગંગાનદી જોયી, જેના કાંઠે કાંઠે મુનિયો રહેતા હતા. (૬)

तां दृष्ट्वा पुण्यसलिलां हंससारससेविताम् । बभूवुर्मुनयः सर्वे मुदिताः सहराघवाः ॥७॥

હંસો અને સારસોથી ભરેલી પવિત્ર તે નદીને જોયી રામ સાથે જ બધા મુનિયો પ્રસન્ન થયા. તેના કાંઠે બધાયે નિવાસ કર્યો. (૭)

ततः स्नात्वा यथान्यायं सन्तर्प्य पितृदेवताः । हुत्वा चैवाग्निहोत्राणि प्राश्य चामृतवद्धविः ॥८॥

પછી બધાય ત્યાં ક્રમથી સ્નાન કરી, પિતરો અને દેવતાવોનું તર્પણ કરી, અગ્નિહોત્ર કરી અને અમૃત સમાન હવિનું પ્રાશન કરી........ (૮)

विविशुर्जाह्नवीतीरे शुभा मुदितमानसाः । विश्वामित्रं महात्मानं परिवार्य समन्ततः ॥९॥

મુનિ વિશ્વામિત્રની ચારે કોર ઘેરીને ગંગાના કાંઠે, પ્રસન્ન મનવાળા મુનિયો બેસી ગયા. (૯)

संप्रहृष्टमना रामो विश्वामित्रमथाब्रवीत् । भगवञ्छ्रोतुमिच्छामि गङ्गां त्रिपथगां नदीम् ॥१०॥

પ્રસન્નમનવાળા રામે વિશ્વામિત્રજિને કહ્યું કે ગંગા વિષે સાંભળવા ઈચ્છું છું. (૧૦)

तां कथां कौशिको रामे निवेद्य मधुराक्षराम् । पुनरेवापरं वाक्यं काकुत्स्थमिदमब्रवीत् ॥११॥

વિશ્વામિત્રે તે કથા રામને સંભળાવીને ફરી બીજું આ કહ્યું. (૧૧)

अयोध्याधिपतिर्वीरः पूर्वमासीन्नराधिपः । सगरो नाम धर्मात्मा प्रजाकामः स चाप्रजः ॥१२॥

પૂર્વકાલમાં અયોધ્યાના રાજા ધર્માત્મા સગર હતા. તેમને સંતાન ન હોવાથી સંતાનની ઈચ્છા રાખતા હતા. (૧૨)

वैदर्भदुहिता राम केशिनी नाम नामतः । ज्येष्ठा सगरपत्नी सा धर्मिष्ठा सत्यवादिनी ॥१३॥

વૈદર્ભકન્યા કેશિની હતી. તે સગર રાજાની જ્યેષ્ઠ પત્ની હતી. તે ધર્માત્મા અને સત્યવાદિની હતી. (૧૩)

अरिष्टनेमेर्दुहिता सुपर्णभगिनी तु सा । द्वितीया सगरस्यासीत्पत्नी सुमतिसंज्ञिता ॥१४॥

સગરની બીજી પત્ની સુમતિ હતી. તે અરિષ્ટનેમિની કન્યા અને સુપર્ણની બહેન હતી. (૧૪)

ताभ्यां सह महाराजः पत्नीभ्यां तप्तवांस्तपः । हिमवन्तं समासाद्य भृगुप्रस्रवणे गिरौ ॥१५॥

તેમણે હિમાલયમાં જયી ભૃગુપ્રસ્રવણ ખંડમાં બન્ને પત્નિયો સાથે તપસ્યા કરી. (૧૫)

सगराय वरं प्रादाद्भृगुः सत्यवतां वरः । अपत्यलाभः सुमहान् भविष्यति तवानघ ॥१६॥
ભૃગુયે સગરને વર આપેલ કે તમને સંતાન થશે અને તે મહાન્ થશે તેમજ લોકમાં ભારે યશ મેળવશે. (૧૬)

प्रदक्षिणमृषिं कृत्वा शिरसाभिप्रणम्य तम् । जगाम स्वपुरं राजा सभार्यो रघुनन्दन ॥१७॥
રાજા સગર ઋષિને પ્રદક્ષિણાપૂર્વક પ્રણામ કરી પોતાની પત્ની સાથે પોતાની રાજધાનીમાં ગયા. (૧૭)

अथ काले गते तस्य ज्येष्ठा पुत्रं व्यजायत । असमञ्ज इति ख्यातं केशिनी सगरात्मजम् ॥१८॥
સમય જતાં કેશિનીયે સગરને અસમંજ નામનો પુત્ર આપ્યો. (૧૮)

पौराणामहिते युक्तः पित्रा निर्वासितः पुरात् । तस्य पुत्रोंऽशुमान्नाम असमञ्जस्य वीर्यवान् ॥१९॥
તે સદા પુરવાસિયોનો અહિત કરતો, તેથી પિતાયે તેને રાજ્યથી બહાર કાઢયો. તે અસમંજનો પુત્ર બલવાન્ અંશુમાન્ નામનો ઉત્પન્ન થયો. (૧૯)

ततः कालेन महता मतिः समभिजायत । सगरस्य नरश्रेष्ठ यजेयमिति निश्चिता ॥२०॥
ઘણા સમય પછી સગરને વિચાર આવ્યો કે મારે યજ્ઞ કરવો જોયિયે. (૨૦)

स कृत्वा निश्चयं राजा सोपाध्यायगणस्तदा । यज्ञकर्मणि वेदज्ञो यष्टुं समुपचक्रमे ॥२१॥
રાજાયે તેનો નિશ્ચય કરી ઉપાધ્યાયોની સાથે યજ્ઞનો આરંભ કર્યો. (૨૧)

कालधर्मं गते राम सगरे प्रकृतीजनाः । राजानं रोचयामासुरंशुमन्तं सुधार्मिकम् ॥२२॥
સગરના મૃત્યુ પછી પ્રજાયે ધર્માત્મા અંશુમાન્‌ને પોતાનો રાજા સ્વીકાર્યો. (૨૨)

स राजा सुमहानासीदंशुमान्रघुनन्दन । तस्य पुत्रो महानासीद्दिलीप इति विश्रुतः ॥२३॥
હે રામ તે અંશુમાન્ મહાન્ રાજા હતા. તેમનો પુત્ર વિખ્યાત દિલીપ. (૨૩)

तस्मिन् राज्यं समादिश्य दिलीपे रघुनन्दन । हिमवच्छिखरे रम्ये तपस्तेपे सुदारुणम् ॥२४॥
અંશુમાન્ રાજાયે દિલીપ ઉપર રાજ્યભાર સોંપી પોતે હિમાલયના શિખર ઉપર દારુણ તપ કર્યું. (૨૪)

तस्य चिन्तयतो नित्यं धर्मेण विदितात्मनः । पुत्रो भगीरथो नाम जज्ञे परमधार्मिकः ॥२५॥
દિલીપ ધર્મની જ સદા ચિંતા કરતો હતો. અને તેને ભગીરથ નામનો પરમ ધાર્મિક પુત્ર થયો. (૨૫)

राज्ये भगीरथं पुत्रमभिषिच्य नरर्षभः । दिलीपस्तु महातेजा यज्ञैर्बहुभिरिष्टवान् ॥२६॥
મહાતેજસ્વી દિલીપે રાજ્ય ઉપર ભગીરથને બેસાડી પોતે ઘણા યજ્ઞો કર્યા. (૨૬)

भगीरथस्तु राजर्षिर्धार्मिको रघुनन्दन । अनपत्यो महाराजः प्रजाकामः स चाप्रजः ॥२७॥
ભગીરથ રાજર્ષિ અત્યંત ધાર્મિક હતા પણ તેમને કોયી સંતાન નહિ. (૨૭)

मन्त्रिष्वाधाय तद्राज्यं गङ्गावतरणे रतः । तपो दीर्घं समातिष्ठद्गोकर्णे रघुनन्दन ॥२८॥
તેવોયે રાજ્યભાર મંત્રિયો ઉપર મૂકી પોતે ગંગાને લાવવા માટે ગોકર્ણમાં ભારે તપસ્યા આદરી. (૨૮)

  

सुप्रीतो भगवान् ब्रह्मा प्रजानां प्रभुरीश्वरः । भगीरथं महात्मानं तप्यमानमथाब्रवीत् ॥२९॥
પ્રજાપતિ બ્રહ્મા પ્રસન્ન થયા. તપ કરતા મહાત્મા ભગીરથને તેમણે કહ્યું. (૨૯)

भगीरथ महाराज प्रीतस्तेहं जनाधिप । तपसा च सुतप्तेन वरं वरय सुव्रत ॥३०॥
હે મહારાજ ભગીરથ, હું તમારી તપસ્યાથી પ્રસન્ન છું. તમે વર માંગો. (૩૦)

तमुवाच महातेजाः सर्वलोकपितामहम् । भगीरथो महाबाहुः कृताञ्जलिपुटः स्थितः ॥३१॥
મહાતેજસ્વી ભગીરથે હાથ જોડીને બ્રહ્માજિને કહ્યું. (૩૧)

देव याचे हि सन्तत्यै नावसीदेत्कुलं च नः । इक्ष्वाकूणां कुले देव एष मेऽस्तु वरः परः ॥३२॥
હે દેવ, હું સંતતિની ભિક્ષા માગું છું. જેથી અમારું કુલ નાશ પામે નહિ. ઇક્ષ્વાકુના કુલમાં એક પુત્ર થાવ, આ જ મને વર આપો. (૩૨)

उक्तवाक्यं तु राजानं सर्वलोकपितामहः । प्रत्युवाच शुभां वाणीं मधुरां मधुराक्षराम् ॥३३॥
આમ બોલનાર રાજાને બ્રહ્માજિયે મધુર વચનથી કહ્યું. (૩૩)

मनोरथो महानेष भगीरथ महारथ । एवं भवतु भद्रं ते इक्ष्वाकुकुलवर्धन ॥३४॥
હે મહારથ, મહારાજ ભગીરથ, તમારો આ મનોરથ સર્વશ્રેષ્ઠ છે. જેમ ઇચ્છો છો તેમજ થાવ. (૩૪)

कृतोदकः शुची राजा स्वपुरं प्रविवेश ह । समृद्धार्थो नरश्रेष्ठः स्वराज्यं प्रशशास ह ॥३५॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे एकोनविंशः सर्गः ॥१९॥

આચમન કરી, પવિત્ર થયી રાજા ભગીરથ પોતાની રાજધાનીમાં આવ્યા અને ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરી પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યા. (૩૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના એકોનવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ विंशः सर्गः

ततः प्रभाते विमले विश्वामित्रं तपोधनम् । उवाच राघवो वाक्यं कृताह्निकमरिंदमः ॥१॥
સવાર થયી. વિશ્વામિત્રે પ્રાતઃકાલિક બધી ક્રિયાવો કરી લીધી. પછી રામે કહ્યું. (૧)

गता भगवती रात्रिः श्रोतव्यं परमद्भुतम् । तराम सरितां श्रेष्ठां पुण्यां त्रिपथगां नदीम् ॥२॥
રાત વીતી ગયી, પરમ અદ્ભુત કથા સાંભળી. હવે ગંગાને પાર કરિયે. (૨)

नौरेषा हि सुखास्तीर्णा ऋषीणां पुण्यकर्मणाम् । भगवन्तमिह प्राप्तं ज्ञात्वा त्वरितमागता ॥३॥
પવિત્રાત્મા ઋષિયોની આ હોડી આપને અહીં આવેલા જાણીને તરત ઉપસ્થિત થયી ગયી. (૩)

तस्य तद्वचनं श्रुत्वा राघवस्य महात्मनः । संतारं कारयामास सर्षिसङ्घस्य कौशिकः ॥४॥
શ્રીરામનું કહેવું સાંભળી વિશ્વામિત્રે ઋષિયોના સંઘ સાથે સૌને પાર કરાવ્યા. (૪)

उत्तरं तीरमासाद्य संपूज्यर्षिगणं ततः । गंगाकूले निविष्टास्ते विशालां ददृशुः पुरीम् ॥५॥
જ્યાં મહાન્ ઋષિયો રહેતા હતા આવા ગંગાના ઉત્તર કાંઠે આવીને તેવોયે વિશાલા નગરી જોયી. (૫)

ततो मुनिवरस्तूर्णं जगाम सहराघवः । विशालां नगरीं रम्यां दिव्यां स्वर्गोपमां तदा ॥६॥
ત્યારે વિશ્વામિત્ર રામ–લક્ષ્મણ સાથે દિવ્ય વિશાલા નગરીમાં ગયા. (૬)

अथ रामो महाप्राज्ञो विश्वामित्रं महामुनिम् । पप्रच्छ प्राञ्जलिर्भूत्वा विशालामुत्तमां पुरीम् ॥७॥
મહાબુદ્ધિશાળી રામે વિશ્વામિત્રને હાથ જોડીને વિશાલાપુરીના વિષે પૂછ્યું. (૭)

कतमो राजवंशोऽयं विशालायां महामुने । श्रोतुमिच्छामि भद्रं ते परं कौतूहलं हि मे ॥८॥
હે મહામુનિ, આ વિશાલાપુરીમાં કયો રાજવંશ રાજ્ય કરે છે? આ સાંભળવાની ઇચ્છા છે. (૮)

एष देशः स काकुत्स्थ महेन्द्राध्युषितः पुरा । दितिं यत्र तपःसिद्धामेवं परिचचार सः ॥९॥
હે કાકુસ્થ–રામ, આ તે પ્રદેશ છે જ્યાં પહેલાં મહેન્દ્ર રહેતા હતા. અને તે ઇન્દ્રે તપસ્યાથી સિદ્ધ થયેલી દિતિની જ્યાં સેવા કરી હતી. (૯)

इक्ष्वाकोस्तु नरव्याघ्र पुत्रः परमधार्मिकः । अलम्बुषायामुत्पन्नो विशाल इति विश्रुतः ॥१०॥
હે નરશ્રેષ્ઠ રામ, ઇક્ષ્વાકુનો પરમ ધર્માત્મા પુત્ર અલંબુષામાં ઉત્પન્ન થયો અને તેનું નામ વિશાલ હતું. તેણે જ આ વિશાલા નામની પુરી બનાવરાવી હતી. (૧૦)

विशालस्य सुतो राम हेमचन्द्रो महाबलः । सुचन्द्र इति विख्यातो हेमचन्द्रादनन्तरः ॥११॥
વિશાલનો પુત્ર મહાબલવાન્ હેમચંદ્ર હતો. તેના પછી સુચંદ્ર રાજા થયો. (૧૧)

सुचन्द्रतनयो राम धूम्राश्व इति विश्रुतः । धूम्राश्वतनयश्चापि सृञ्जयः समपद्यत ॥१२॥
સુચંદ્રનો પુત્ર ધૂમ્રાશ્વ, અને તેનો પુત્ર સૃંજય થયો. (૧૨)

सृञ्जयस्य सुतः श्रीमान् सहदेवः प्रतापवान् । कुशाश्वः सहदेवस्य पुत्रः परमधार्मिकः ॥१३॥
સૃંજયનો પુત્ર સહદેવ, સહદેવનો પુત્ર કુશાશ્વ. (૧૩)

कुशाश्वस्य महातेजाः सोमदत्तः प्रतापवान् । सोमदत्तस्य पुत्रस्तु काकुत्स्थ इति विश्रुतः ॥१४॥
કુશાશ્વનો પુત્ર સોમદત્ત, સોમદત્તનો કાકુત્સ્થ. (૧૪)

तस्य पुत्रो महातेजाः सम्प्रत्येष पुरीमिमाम् । आवसत् परमप्रख्यः सुमतिर्नाम दुर्जयः ॥१५॥
કાકુત્સ્થનો મહાતેજસ્વી પુત્ર સુમતિ અત્યારે અહીં નિવાસ કરે છે. (૧૫)

इक्ष्वाकोस्तु प्रसादेन सर्वे वैशालिका नृपाः । दीर्घायुषो महात्मानो वीर्यवन्तः सुधार्मिकाः ॥१६॥
ઇક્ષ્વાકુની કૃપાથી વૈશાલીના બધા રાજાવો દીર્ઘ આયુષ્યવાળા, મહાત્મા, બલવાન્ અને પરમ ધાર્મિક છે. (૧૬)

इहाद्य रजनीमेकां सुखं स्वप्स्यामहे वयम् । श्वः प्रभाते नरश्रेष्ठ जनकं द्रष्टुमर्हसि ॥१७॥
આજની રાત તો આપણે અહિં જ સુખથી રહિશું. અને આવતી કાલે સવારે હે નરશ્રેષ્ઠ રામ, રાજા જનકને જોશો. (૧૭)

**सुमतिस्तु महातेजा विश्वामित्रमुपागतम् । श्रुत्वा नरवरश्रेष्ठः प्रत्यागच्छन्महायशाः ॥१८॥**

મહાતેજસ્વી સુમતિ રાજા વિશ્વામિત્રને ત્યાં આવેલા જાણીને તેમની પાસે આવ્યો. (૧૮)

**पूजां च परमां कृत्वा सोपाध्यायः सबान्धवः । प्राञ्जलिः कुशलं पृष्ट्वा विश्वामित्रमथाब्रवीत् ॥१९॥**

તે ઉપાધ્યાયો અને બાન્ધવો સાથે વિશ્વામિત્રની પૂજા કરી, હાથ જોડી કુશળ પ્રશ્ન કરી, બોલ્યો. (૧૯)

**धन्योऽस्म्यनुगृहीतोस्मि यस्य मे विषयं मुने । सम्प्राप्तो दर्शनं चैव नास्ति धन्यतरो मम ॥२०॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्ये विंशः सर्गः ॥२०॥

હું ધન્ય છું. આપે મારા ઉપર કૃપા કરી છે. હે મુનિ આપ મારા દેશમાં આવ્યા છો, આપનું દર્શન મળ્યું છે, મારા કરતાં બીજો ભાગ્યશાળી કોયી નહિ. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના વિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकविंशः सर्गः

**पृष्ट्वा तु कुशलं तत्र परस्परसमागमे । कथान्ते सुमतिर्वाक्यं व्याजहार महामुनिम् ॥१॥**

પરસ્પર સમાગમમાં કુશળ પ્રશ્ન કરી વાર્તાલાપના અંતે સુમતિરાજાયે વિશ્વામિત્રને કહ્યું. (૧)

**इमौ कुमारौ भद्रं ते देवतुल्यपराक्रमौ । गजसिंहगती वीरौ शार्दूलवृषभोपमौ ॥२॥**
**पद्मपत्रविशालाक्षौ खड्गतूणधनुर्धरौ । अश्विनाविव रूपेण समुपस्थितयौवनौ ॥३॥**
**यदृच्छयेव गां प्राप्तौ देवलोकादिवामरौ । कथं पद्भ्यामिह प्राप्तौ किमर्थं कस्य वा मुने ॥४॥**
**भूषयन्ताविमं देशं चन्द्रसूर्याविवाम्बरम् । परस्परेण सदृशौ प्रमाणेङ्गितचेष्टितैः ॥५॥**
**किमर्थं च नरश्रेष्ठौ सम्प्राप्तौ दुर्गमे पथि । वरायुधधरौ वीरौ श्रोतुमिच्छामि तत्त्वतः ॥६॥**
**तस्य तद्वचनं श्रुत्वा यथावृत्तं न्यवेदयत् । विश्वामित्रवचः श्रुत्वा राजा परमविस्मितः ॥७॥**

દેવતુલ્ય પરાક્રમવાળા આ કુમારો કોણ છે? હાથી અને સિંહ સમાન ગતિવાળા, શેર અને વૃષભ જેવા; કમલપત્ર જેવાં વિશાળ નેત્રોવાળા, તલવાર, તૂણ અને ધનુષ્ ધારણ કરનારા, રૂપમાં અશ્વિની-કુમાર જેવા, નવયુવક; સુંદર દેવલોકથી દેવોની પેઠે અકસ્માત્ પૃથિવી ઉપર આવેલા, પગે ચાલતા શા માટે, કોના પુત્રો અહિં આવ્યા છે? જેમ સૂર્ય અને ચંદ્ર આકાશને શોભાવે તેમ આ પ્રદેશને શોભાવતા, પરસ્પર સરખા, ઇશારો અને ચેષ્ટામાં પણ સમાન; સુંદર હથિયારોને ધારણ કરનાર આ બન્ને નરશ્રેષ્ઠ આ દુર્ગમ માર્ગમાં શા માટે આવ્યા છે, તે હું સાંભળવા ઇચ્છું છું. તેમનું વચન સાંભળી વિશ્વામિત્રે બધું કહી સંભળાવ્યું. વિશ્વામિત્રનું વચન સાંભળી રાજાને ભારે વિસ્મય થયો. (૨, ૩, ૪, ૫, ૬, ૭)

**अतिथी परमं प्राप्तौ पुत्रौ दशरथस्य तौ । पूजयामास विधिवत्सत्कारार्हौ महाबलौ ॥८॥**

મહારાજ દશરથના સત્કારયોગ્ય, મહાબલી પુત્રો અતિથિ રૂપે અહીં આવ્યા છે. તેથી રાજાયે વિધિ પ્રમાણે તેમની પૂજા કરી. (૮)

ततः परमसत्कारं सुमतेः प्राप्य राघवौ । उष्य तत्र निशामेकां जग्मतुर्मिथिलां ततः ॥९॥

સુમતિ રાજા પાસે પરમ સત્કાર પામી બન્ને ભાયિયો ત્યાં એક રાત્રિ નિવાસ કરી ત્યાંથી મિથિલા ગયા. (૯)

तां दृष्ट्वा मुनयः सर्वे जनकस्य पुरीं शुभाम् । साधु साध्विति शंसन्तो मिथिलां समपूजयन् ॥१०

બધા મુનિયોયે જનકની તે નગરીને જોયી, ઘણું સારું ઘણું સારું એમ કહી મિથિલાની પ્રશંસા કરી. (૧૦)

ततः प्रागुत्तरां गत्वा रामः सौमित्रिणा सह । विश्वामित्रं पुरस्कृत्य यज्ञवाटमुपागमत् ॥११॥

રામ અને લક્ષ્મણ ત્યાંથી ઈશાન દિશામાં જયી વિશ્વામિત્રની સાથે યજ્ઞશાલામાં પહોંચી ગયા. (૧૧)

रामस्तु मुनिशार्दूलमुवाच सहलक्ष्मणः । साध्वी यज्ञसमृद्धिर्हि जनकस्य महात्मनः ॥१२॥

રામે અને લક્ષ્મણે વિશ્વામિત્રને કહ્યું કે મહાત્મા જનકની યજ્ઞસમૃદ્ધિ અતિશય સારી છે. (૧૨)

बहूनीह सहस्राणि नानादेशनिवासिनाम् । ब्राह्मणानां महाभाग वेदाध्ययनशालिनाम् ॥१३॥

ऋषिवाटाश्च दृश्यन्ते शकटीशतसंकुलाः । देशो विधीयतां ब्रह्मन्यत्र वत्स्यामहे वयम् ॥१४॥

હે મહારાજ, અનેક દેશોના વેદાધ્યયન કરનારા ઘણા સહસ્રો બ્રાહ્મણો અહિં જણાય છે. સેંકડો ગાડાવોથી ભરેલા ઋષિયોનાં સ્થાનો દેખાય છે. હે બ્રહ્મન્ તે સ્થાન શોધો કે જ્યાં અમે રહિયે. (૧૩, ૧૪)

रामस्य वचनं श्रुत्वा विश्वामित्रो महामुनिः । निवासमकरोद् देशे विविक्ते सलिलान्विते ॥१५॥

રામનું વચન સાંભળી વિશ્વામિત્રે નિર્જન અને જળયુક્ત દેશમાં નિવાસ કર્યો. (૧૫)

विश्वामित्रमनुप्राप्तं श्रुत्वा नृपवरस्तदा । शतानन्दं पुरस्कृत्य पुरोहितमनिन्दितः ॥१६॥

प्रत्युज्जगाम सहसा विनयेन समन्वितः। अथ राजा मुनिश्रेष्ठं कृताञ्जलिरभाषत ॥१७॥

રાજા જનક વિશ્વામિત્રનું આગમન જાણીને શતાનંદ પુરોહિતની સાથે ઋષિયોને પણ લયીને અર્ઘ્ય સાથે વિનયથી એકદમ ત્યાં ગયા. (૧૬, ૧૭)

आसने भगवानास्तां सहैभिर्मुनिपुङ्गवैः । जनकस्य वचः श्रुत्वा निषसाद महामुनिः ॥१८॥

આપ બધા મુનિયો સાથે આસન ઉપર વિરાજમાન થાવો. શ્રી જનકજીનું વચન સાંભળી વિશ્વામિત્રજી બેસી ગયા. (૧૮)

पुरोधा ऋत्विजश्चैव राजा च सह मन्त्रिभिः । आसनेषु यथान्यायमुपविष्टाः समन्ततः ॥१९॥

પુરોહિત, ઋત્વિજો અને મંત્રિયો સાથે રાજા યથોચિત આસન ઉપર ચારો ઓર બેસી ગયા.

दृष्ट्वा स नृपतिस्तत्र विश्वामित्रमथाब्रवीतत् । अद्य यज्ञसमृद्धिर्मे सफला दैवतैः कृता ॥२०॥

રાજા જનકે વિશ્વામિત્રજીને જોયીને કહ્યું; આજે મારો યજ્ઞ સફળ થયો. (૨૦)

धन्योऽस्म्यनुगृहीतोस्मि यस्य मे मुनिपुङ्गव । यज्ञोपसदनं ब्रह्मन् प्राप्तोसि मुनिभिः सह ॥२१॥

હું ધન્ય છું. આપે ભારી કૃપા કરી જેથી કે આપ મુનિયો સાથે મારી યજ્ઞશાળામાં પધાર્યા છો. (૨૧)

पुनस्तं परिपप्रच्छ प्राञ्जलिः प्रयतो नृपः । इमौ कुमारौ भद्रं ते देवतुल्यपराक्रमौ ॥२२॥
गजतुल्यगती वीरौ शार्दूलवृषभोपमौ । अश्विनाविव रूपेण समुपस्थितयौवनौ ॥२३॥
यदृच्छयैव गां प्राप्तौ देवलोकादिवामरौ । कथं पद्भ्यामिह प्राप्तौ किमर्थं कस्य वा मुने ॥२४॥
वरायुधधरौ वीरौ कस्य पुत्रौ महामुने । भूषयन्ताविमं देशं चन्द्रसूर्याविवाम्बरम् ॥२५॥
परस्परस्य सदृशौ प्रमाणेङ्गितचेष्टितैः । काकपक्षधरौ वीरौ श्रोतुमिच्छामि तत्त्वतः ॥२६॥

પછી, જનકમહારાજે વિશ્વામિત્રજીને હાથ જોડીને પૂછ્યું કે આ દેવ જેવા પરાક્રમવાળા બન્ને કુમારો કોણ છે? હાથી જેવી ગતિવાળા, સિંહ અને વૃષભ જેવા વીર અને આશ્વિનીકુમારો જેવા રૂપવાન્, યુવાવસ્થાના. દ્વારે પહોંચેલા, સ્વાભાવિક રીતે દેવલોકથી દેવોની પેઠે પૃથિવીપર પધારેલા, પગે ચાલીને આવેલા કોના આ બે પુત્રો છે? શા માટે અહિં આવેલા છે? જેમ સૂર્ય અને ચંદ્ર આકાશને શોભાવે છે. તેમ આ દેશને શોભાવવા ન આવ્યા હોય! બન્ને ઊંચાયીમાં, બોલવા ચાલવામાં પરસ્પર સરખા જ છે. આ બન્ને વીર બાળકોના સંબંધમાં સારી રીતે હું સાંભળવા ઇચ્છું છું. (૨૨-૨૬)

तस्य तद्वचनं श्रुत्वा जनकस्य महात्मनः । न्यवेदयदमेयात्मा पुत्रौ दशरथस्य तौ ॥२७॥
सिद्धाश्रमनिवासं च राक्षसानां वधं तथा । महाधनुषि जिज्ञासां कर्तुमागमनं तथा ॥२८॥
एतत्सर्वं महातेजा जनकाय महात्मने । निवेद्य विररामाथ विश्वामित्रो महामुनिः ॥२९॥

મહાત્મા જનકના તે વચન સાંભળી વિશ્વામિત્રે કહ્યું આ બન્ને મહારાજ દશરથના પુત્રો છે. સિદ્ધાશ્રમમાં રહીને રાક્ષસોનો તેમણે વધ કર્યો છે. અને મહાધનુષ્ની જિજ્ઞાસાથી અહિં આવ્યા છે. આ વધી વાતો કહીને વિશ્વામિત્ર ચૂપ થયા. (૨૭-૨૮)

जनकः प्राञ्जलिर्वाक्यमुवाच कुशिकात्मजम् । धन्योस्म्यनुगृहीतोऽस्मि यस्य मे मुनिपुङ्गव ॥३०॥
यज्ञं काकुत्स्थसहितः प्राप्तवानसि कौशिक । पावितोहं त्वया ब्रह्मन् दर्शनेन महामुने ॥३१॥

મહારાજ જનકે હાથ જોડીને વિશ્વામિત્રને કહ્યું, હું ધન્ય છું. આપે મોટી કૃપા કરી છે. મારા યજ્ઞમાં રામ સાથે પધાર્યા છો. હે મહામુને! આપના દર્શનથી હું પવિત્ર થયો છું. (૩૦-૩૧)

श्वः प्रभाते महातेजो द्रष्टुमर्हसि मां पुनः । स्वागतं जपतां श्रेष्ठ मामनुज्ञातुमर्हसि ॥३२॥

આવતી કાલે આપ મને ફરી મળશો. આપનું સ્વાગત કરું છું, હે મુનિ, મને જવાની આજ્ઞા આપો. (૩૨)

एवमुक्तो मुनिवरः प्रशस्य पुरुषर्षभम् । विससर्जाशु जनकं प्रीतं प्रीतमनास्तदा ॥३३॥

શ્રી વિશ્વામિત્રે પુરુષોમાં શ્રેષ્ઠ જનકજીને પ્રસન્ન થયીને વિદાય આપી. (૩૩)

विश्वामित्रोऽपि धर्मात्मा सहरामः सलक्ष्मणः । स्ववासमभिचक्राम पूज्यमानो महात्मभिः ॥३४

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे एकविंशः सर्गः ॥२१॥

ધર્માત્મા વિશ્વામિત્ર પણ રામ અને લક્ષ્મણ સાથે મહાત્માવોથી પૂજિત થયી પોતાના નિવાસ-સ્થાને ગયા. (૩૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના એકવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वाविंशः सर्गः

ततः प्रभाते विमले कृतकर्मा नराधिपः । विश्वामित्रं महात्मानमाजुहाव सराघवम् ॥१॥
સવારે જનકજીયે નિત્યકર્માનુષ્ઠાન કરી રામ-લક્ષ્મણ અને વિશ્વામિત્રને બોલાવ્યા (૧)

तमर्चयित्वा धर्मात्मा शास्त्रदृष्टेन कर्मणा । राघवौ च महात्मानौ तदा वाक्यमुवाच ह ॥२॥
શાસ્ત્રાનુસાર શ્રી વિશ્વામિત્ર અને રામ-લક્ષ્મણનું પૂજન-સત્કાર કરી રાજા બોલ્યા. (૨)

भगवन्स्वागतं तेऽस्तु किं करोमि तवानघ । भवानाज्ञापयतु मामाज्ञाप्यो भवता ह्ययम् ॥३॥
ભગવન્, આપનું સ્વાગત. આપ આજ્ઞા કરો કે આપના માટે હું શું કરું ? હું આજ્ઞાને યોગ્ય છું. (૩)

एवमुक्तः सः धर्मात्मा जनकेन महात्मना । प्रत्युवाच मुनिश्रेष्ठो वाक्यं वाक्यविशारदः ॥४॥
મહારાજ જનકે આમ પૂછ્યું ત્યારે વિશ્વામિત્રજી બોલ્યા. (૪)

पुत्रौ दशरथस्येमौ क्षत्त्रियौ लोकविश्रुतौ । द्रष्टुकामौ धनुःश्रेष्ठं यदेतत्त्वयि तिष्ठति ॥५॥
આ બન્ને દશરથરાજાના લોકપ્રખ્યાત પુત્રો છે. તમારી પાસે જે સર્વોત્તમ ધનુષ્ છે તેને જોવાની એમની ઇચ્છા છે. (૫)

एतद्दर्शय भद्रं ते कृतकामौ नृपात्मजौ । दर्शनादस्य धनुषो यथेष्टं प्रतियास्यतः ॥६॥
આ બન્ને રાજકુમારોને તે ધનુષ્ દેખાડો. તેને જોયા પછી તેવો ઇચ્છાપ્રમાણે પાછા જશે. (૬)

एवमुक्तस्तु जनकः प्रत्युवाच महामुनिम् । श्रूयतामस्य धनुषो यदर्थमिह तिष्ठति ॥७॥
જનકજીયે વિશ્વામિત્રને કહ્યું કે આ ધનુષ અહીં શા માટે રહ્યું છે આનો ઇતિહાસ સંભળાવું છું. સાંભળો (૭)

देवरात इति ख्यातो निमेः षष्ठो महीपतिः । न्यासोऽयं तस्य भगवन्हस्ते दत्तो महात्मनः ॥८॥
હે ભગવન્, નિમિથી છઠ્ઠા રાજા દેવરાત હતા. તેમના જ હાથમાં આ ધનુષ્ થાપણના રૂપે આપવામાં આવ્યો હતો. (૮)

तदेतद्देवदेवस्य धनूरत्नं महात्मनः । न्यासभूतं तदा न्यस्तमस्माकं पूर्वजे विभौ ॥९॥
હે દેવ, તે આ ધનુષ્ મહાત્મા દેવદેવનું છે. અમારા પૂર્વજની પાસે થાપણરૂપે રખાયેલ છે. (૯)

वीर्यशुल्केति मे कन्या स्थापितेयमयोनिजा । वरयामासुरागत्य राजानो मुनिपुङ्गव ॥१०॥
વીર્યશુલ્કા એટલે સૌ કરતાં બલવાન્ જે હશે તેને જ આ મારી કન્યા હું આપીશ. આ નિશ્ચય સાથે મારી કન્યાને મેં અયોનિજ કુમારી જ રાખી છે. હે મુનિશ્રેષ્ઠ ! ઘણા રાજાવો આવીને આના માટે માંગુ કરી ગયા. (૧૦)

तेषां वरयतां कन्यां सर्वेषां पृथिवीक्षिताम् । वीर्यशुल्केति भगवन्न ददामि सुतामहम् ॥११॥
તે રાજાવો મારી કન્યાને માંગવા આવ્યા હતા. હે ભગવન્ ! મેં બધાને કહ્યું કે સૌ કરતાં જે બલવાન્ હશે તેને જ હું મારી કન્યા આપીશ. બીજાને નહિ. (૧૧)

ततः सर्वे नृपतयः समेत्य मुनिपुङ्गव । मिथिलामभ्युपागम्य वीर्यं जिज्ञासवस्तदा ॥१२॥
બધા રાજાવો ભેગા થયી ને મિથિલામાં પોતાના બલની પરીક્ષા આપવા આવ્યા. (૧૨)

तेषां जिज्ञासमानानां शैवं धनुरुपाहृतम् । न शेकुर्ग्रहणे तस्य धनुषस्तोलनेऽपि वा ॥१३॥
તેમની આગળ મેં તે શિવ–ધનુષ્ લાવી મુકાવ્યું. પણ તે ધનુષ્‌ને પકડવા અને ઉપાડવામાં પણ તેવો સમર્થ થયા નહિ. (૧૩)

तेषां वीर्यवतां वीर्यमल्पं ज्ञात्वा महामुने । प्रत्याख्याता नृपतयस्तन्निबोध तपोधन ॥१४॥
તે બલવાનોનું બલ થોડું છે એમ જાણીને મેં બધા રાજાવોને ના પાડી દીધી. (૧૪)

ततः परमकोपेन राजानो मुनिपुङ्गव । अरुन्धन्मिथिलां सर्वे वीर्यसंदेहमागताः ॥१५॥
ત્યાર પછી પોતાના બલના સંદેહમાં પડેલા તે રાજાવો ભારે ક્રોધ કરીને મિથિલાનો ઘેરો ઘાલ્યો. (૧૫)

ततः संवत्सरे पूर्णे क्षयं यातानि सर्वशः । साधनानि मुनिश्रेष्ठ ततोऽहं भृशदुःखितः ॥१६॥
એક વર્ષ સુધી ઘેરો રહ્યો અને હે મુનિશ્રેષ્ઠ, મારા સાધનો સમાપ્ત થયી ગયાં તેથી હું અત્યંત દુઃખિત થયો. (૧૬)

तदेतन्मुनिशार्दूल धनुः परमभास्वरम् । रामलक्ष्मणयोश्चापि दर्शयिष्यामि सुव्रतः ॥१७॥
હે મુને, તે પરમ પ્રકાશમાન ધનુષ્ હું રામ–લક્ષ્મણને પણ દેખાડિશ. (૧૭)

यद्यस्य धनुषो रामः कुर्यादारोपणं मुने । सुतामयोनिजां सीतां दद्यां दाशरथेरहम् ॥१८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे द्वाविंशः सर्गः ॥२२॥

હે મુને, જો રામ આ ધનુષ્‌ને ચડાવી દેશે તો તેમને હું મારી કુમારી બાલિકા આપી દયીશ. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના દ્વાવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रयोविंशः सर्गः

जनकस्य वचः श्रुत्वा विश्वामित्रो महामुनिः । धनुर्दर्शय रामाय इति होवाच पार्थिवम् ॥१॥
જનકનું વચન સાંભળી વિશ્વામિત્રે તેમને કહ્યું કે તે ધનુષ્ રામને દેખાડો. (૧)

ततः स राजा जनकः सचिवान्व्यादिदेश ह । धनुरानीयतां दिव्यं गंधमाल्यानुलेपितम् ॥२॥
રાજા જનકે સચિવોને આજ્ઞા કરી કે ગંધ–માલ્યથી સુશોભિત દિવ્ય તે ધનુષ્ લયી આવો. (૨)

जनकेन समादिष्टाः सचिवाः प्राविशन्पुरम् । तद्धनुः पुरतः कृत्वा निर्जग्मुरमितौजसः ॥३॥
સચિવો પુરમાં ગયા અને તે ધનુષ્‌ને આગળ કરીને ત્યાંથી નીકળ્યા. (૩)

तामादाय सुमञ्जूषामायसीं यत्र तद्धनुः । सुरोपमं ते जनकमूचुर्नृपतिमन्त्रिणः ॥५॥
જે પેટીમાં તે ધનુષ્ મૂકાયેલું હતું તે લોઢાની આઠચક્રવાળી પેટી તેવો લયી આવ્યા. (૪)
લયી આવીને દેવસમાન રાજા જનકને મંત્રિયોયે કહ્યું. (૫)

इदं धनुर्वरं राजन्पूजितं सर्वराजभिः । मिथिलाधिप राजेन्द्र दर्शनीयं यदीच्छसि ॥६॥
હે મહારાજ જો આપ દેખાડવા ઇચ્છતા હો તો સર્વ રાજાવોથી પૂજિત ધનુષ્ આ છે. (૬)

तेषां नृपो वचः श्रुत्वा कृताञ्जलिरभाषत । विश्वामित्रं महात्मानं तावुभौ रामलक्ष्मणौ ॥७॥
તેવોનું વચન સાંભળી હાથ જોડીને મહાત્મા વિશ્વામિત્રને અને રામ–લક્ષ્મણને શ્રીજનકે કહ્યું. (૭)

इदं धनुर्वरं ब्रह्मञ्जनकैरभिपूजितम् । राजभिश्च महावीर्यैरशक्तैः पूरितुं तदा ॥८॥
અમારા વંશના રાજાવોથી પૂજિત તથા મહાબલશાલિયો પણ જેને ચડાવી શક્યા નહિ તે શ્રેષ્ઠ ધનુષ્ આ છે. (૮)

नैतत्सुरगणाः सर्वे सासुरा न च राक्षसाः । गन्धर्वयक्षप्रवराः सकिन्नरमहोरगाः ॥९॥
સુરો, અસુરો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો, મહોરગો આ ધનુષને ઉપાડી શક્યા નથી—. (૯)

क्व गतिर्मानुषाणां च धनुषोऽस्य प्रपूरणे । आरोपणे समायोगे वेपने तोलने तथा ॥१०॥
તો આ ધનુષ્‌ને કાન સુધી ખેંચવામાં, દોરી ચડાવવામાં, બાણ ચડાવવામાં મનુષ્યનું શું સામર્થ્ય ?

तदेतद्धनुषां श्रेष्ठमानीतं मुनिपुङ्गव । दर्शयैतन्महाभाग अनयो राजपुत्रयोः ॥११॥
અહિં ઉપસ્થિત તે આ શ્રેષ્ઠ ધનુષ્‌ને રામ અને લક્ષ્મણને દેખાડો. (૧૧)

विश्वामित्रः सरामस्तु श्रुत्वा जनकभाषितम् । वत्स राम धनुः पश्य इति राघवमब्रवीत् ॥१२॥
શ્રી રામે અને વિશ્વામિત્રે જનકનું કહેલું સાંભળી પછી વિશ્વામિત્રે રામને કહ્યું, વત્સ, જુવો તો આ ધનુષ્‌ને. (૧૨)

महर्षेर्वचनाद्रामो यत्र तिष्ठति तद्धनुः । मञ्जूषां तामपावृत्य दृष्ट्वा धनुरथाब्रवीत् ॥१३॥
મહર્ષિના વચનથી, રામ ત્યાં ગયા જ્યાં ધનુષ હતું. તે પેટારીને ઉઘાડીને તે ધનુષ્‌ને જોયીને તેવો બોલ્યા. (૧૩)

इदं धनुर्वरं दिव्यं संस्पृशामीह पाणिना । यत्नवांश्च भविष्यामि तोलने पूरणेऽपि वा ॥१४॥
આ દિવ્ય શ્રેષ્ઠ ધનુઃ ને હું હાથથી સ્પર્શ કરું છું. ધનુષ્ ચડયા પછી આને તોલન અને પૂરણમાં પ્રયત્ન કરિશ. (૧૪)

बाढमित्यब्रवीद्राजा मुनिश्च समभाषत । लीलया स धनुर्मध्ये जग्राह वचनान्मुनेः ॥१५॥
સારું, એમ વિશ્વામિત્રે અને જનક રાજાયે કહ્યું. ત્યારે રામજી મુનિના કહેવાથી તે ધનુષ્‌ને વચમાં ગ્રહણ કર્યું. (૧૫)

पश्यतां नृसहस्राणां बहूनां रघुनन्दनः । आरोपयत्स धर्मात्मा सलीलमिव तद्धनुः ॥१६॥
ઘણા લોકોની વચમાં, લોકો જોતાં જ રહ્યા, ધર્માત્મા રામે રમતમાં જ તે ધનુષ્‌ને ચડાવી દીધું.

आरोपयित्वा मौर्वीं च पूरयामास तद्धनुः । तद्बभञ्ज धनुर्मध्ये नरश्रेष्ठो महायशाः ॥१७॥
મૌર્વી ચડાયીને તે ધનુષને ખેંચીને રામે તોડી નાખેલ. (૧૭)

तस्य शब्दो महानासीन्निर्घातसमनिस्वनः । भूमिकम्पश्च सुमहान्पर्वतस्येव दीर्यतः ॥१८॥
પર્વત ફાટવાથી જેવો શબ્દ થાય છે, તેવો મહાન્ શબ્દ થયો અને પૃથિવી હાલી ઉઠી. (૧૮)

निपेतुश्च नराः सर्वे तेन शब्देन मोहिताः । वर्जयित्वा मुनिवरं राजानं तौ च राघवौ ॥१९॥
વિશ્વામિત્ર, જનક, રામ અને લક્ષ્મણ થી અતિરિક્ત બધા લોકો તે શબ્દથી બેભાન થયી પૃથિવી ઉપર પડી ગયા. (૧૯)

प्रत्याश्वस्ते जने तस्मिन्राजा विगतसाध्वसः । उवाच प्राञ्जलिर्वाक्यं वाक्यज्ञो मुनिपुङ्गवम् ॥२०॥
જ્યારે બધા સાવધાન થયા, નિર્ભય અને શાંત થયી રાજા જનકે હાથ જોડી વિશ્વામિત્રને કહ્યું. (૨૦)

भगवन्दृष्टवीर्यो मे रामो दशरथात्मजः । अत्यद्भुतमचिन्त्यं च अतर्कितमिदं मया ॥२१॥
હે ભગવન્, મેં જેવો વિચાર પણ કર્યો ન હતો રામને મેં એવા બલશાળી જોયા. (૨૧)

जनकानां कुले कीर्तिमाहरिष्यति मे सुता । सीता भर्तारमासाद्य रामं दशरथात्मजम् ॥२२॥
સીતા દશરથકુમાર રામને પતિરૂપે પામી અમારા કુલની કીર્તિ વધારશે. (૨૨)

मम सत्या प्रतिज्ञा सा वीर्यशुल्केति कौशिक । सीता प्राणैर्बहुमता देया रामाय मे सुता ॥२३॥
વીર્યશુલ્કા મારી આ પ્રતિજ્ઞા સાચી જ છે. માટે પ્રાણો કરતા વધારે વ્હાલી સીતાને હું રામને આપિશ. (૨૩)

भवतोऽनुमते ब्रह्मञ्छीघ्रं गच्छन्तु मन्त्रिणः । मम कौशिक भद्रं ते अयोध्यां त्वरिता रथैः ॥२४॥
આપની આજ્ઞા હોય તો હે વિશ્વામિત્ર, મારા મંત્રિયો રથ લયી શીઘ્ર અયોધ્યા જાય. (૨૪)

राजानं प्रश्रितैर्वाक्यैरानयन्तु पुरं मम । प्रदानं वीर्यशुल्कायाः कथयन्तु च सर्वशः ॥२५॥
તેવો વીરશુલ્કા સીતા રામને અપાયી ગયી છે, આ સમાચાર નમ્ર વચનોથી આપીને રાજા દશરથને જનકપુરમાં લયી આવે. (૨૫)

मुनिगुप्तौ च काकुत्स्थौ कथयन्तु नृपाय वै । प्रीतियुक्तं तु राजानमानयन्तु सुशीघ्रगाः ॥२६॥
મહારાજ દશરથને એમ પણ તેવો કહે કે વિશ્વામિત્ર મુનિયે રામ–લક્ષ્મણને સારી રીતે સાચવ્યા છે. અને તેથી પ્રસન્ન થયેલા રાજાને તેવો અહીં લયી આવે. (૨૬)

कौशिकस्तु तथेत्याह राजा चाभाष्य मन्त्रिणः । अयोध्यां प्रेषयामास धर्मात्मा कृतशासनान् ॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे त्रयोविंशः सर्गः ॥२३॥

વિશ્વામિત્રે હા પાડી, તેથી રાજા જનક તથ્યભાષી મંત્રિયોને અયોધ્યા મોકલ્યા. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના ત્રયોવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुर्विंशः सर्गः

जनकेन समादिष्टा दूतास्तु क्लान्तवाहनाः । त्रिरात्रमुषिता मार्गे तेऽयोध्यां प्राविशन्पुरीम् ॥१॥
જનકની આજ્ઞાથી તે દૂતો વાહનોને થાકી જવાથી ત્રણ રાત્રિ માર્ગમાં રોકાયીને અયોધ્યા પહોંચી ગયા. (૧)

ते राजवचनाद्गत्वा राजवेश्म प्रवेशिताः । ददृशुर्देवसंकाशं वृद्धं दशरथं नृपम् ॥२॥
મિથિલા–મહારાજના કહેવાથી ગયેલા મંત્રિયોને દશરથ મહારાજના મહેલમાં પહોંચાડવામાં આવ્યા. ત્યાં તેવોયે દેવસમાન વૃદ્ધ દશરથને જોયા. (૨)

बद्धाञ्जलिपुटाः सर्वे दूता विगतसाध्वसाः । राजानं प्रश्रितं वाक्यमब्रुवन्मधुराक्षरम् ॥३॥
તે દૂતોયે હાથ જોડી, નિર્ભય થયી, રાજાને નમ્ર શબ્દોવડે કહ્યું. (૩)

**पृष्ट्वा कुशलमव्यग्रं वैदेहो मिथिलाधिपः । कौशिकानुमते वाक्यं भवन्तमिदमब्रवीत् ॥४॥**

મિથિલાના રાજા જનકે આપના કુશળ ક્ષેમ પૂછીને વિશ્વામિત્રની અનુમતિથી આપને પ્રાર્થના કરી છે કે....(૪)

**पूर्वं प्रतिज्ञा विदिता वीर्यशुल्का ममात्मजा । राजानश्च कृतामर्षा निर्वीर्या विमुखीकृताः ॥५॥**

આપને જાણીતું જ છે કે મારી કન્યા માટે મેં પ્રતિજ્ઞા કરી છે કે જે સૌ કરતાં બલવાન્ હશે એટલે શિવધનુષ્ તોડશે તેને હું મારી કન્યા આપીશ. ઘણા રાજાવો, આવ્યા અને ક્રુદ્ધ થયા પણ નિર્વીર્ય થયીને પાછા ગયા. (૫)

**तच्च रत्नं धनुर्दिव्यं मध्ये भग्नं महात्मना । रामेण हि महाबाहो महत्यां जनसंसदि ॥६॥**

તે દિવ્ય ધનુષ્યને મોટી સભામાં મહાત્મા રામે તોડી નાખેલ છે. (૬)

**अस्मै देया मया सीता वीर्यशुल्का महात्मने । प्रतिज्ञां तर्तुमिच्छामि तदनुज्ञातुमर्हसि ॥७॥**

માટે મારી કન્યા સીતા રામને આપવી છે. તેથી હું મારી પ્રતિજ્ઞા પૂરી કરવા ઇચ્છુ છું. આપ સંમતિ આપો. (૭)

**सोपाध्यायो महाराज पुरोहितपुरस्कृतः । शीघ्रमागच्छ भद्रं ते द्रष्टुमर्हसि राघवौ ॥८॥**

હે મહારાજ, આપ ઉપાધ્યાયો અને પુરોહિત વસિષ્ઠ સાથે શીઘ્ર જનકપુર આવો અને રામ--લક્ષ્મણને પણ જુવો. (૮)

**प्रतिज्ञां मम राजेन्द्र निर्वर्तयितुमर्हसि । पुत्रयोरुभयोरेव प्रीतिं त्वमुपलप्स्यसे ॥९॥**

હે રાજેન્દ્ર, મારી પ્રતિજ્ઞાને આપ પૂર્ણ કરો. અને બન્ને પુત્રોને જોયીને આનંદ મેળવો. (૯)

**एवं विदेहाधिपतिर्मधुरं वाक्यमब्रवीत् । विश्वामित्राभ्यनुज्ञातः शतानन्दमते स्थितः ॥१०॥**

આ રીતે, જનક મહારાજે વિશ્વામિત્ર અને પોતાના પુરોહિત શતાનંદની અનુમતિથી આપને કહેવરાવ્યું છે. (૧૦)

**दूतवाक्यं तु तच्छ्रुत्वा राजा परमहर्षितः । वसिष्ठं वामदेवं च मन्त्रिणश्चैवमब्रवीत् ॥११॥**

દૂતોનું વચન સાંભળી પરમ પ્રસન્ન થયેલા મહારાજ દશરથે વસિષ્ઠ, વામદેવ અને મંત્રિયોને આમ કહ્યું. (૧૧)

**गुप्तः कुशिकपुत्रेण कौसल्यानन्दवर्धनः । लक्ष्मणेन सह भ्रात्रा विदेहेषु वसत्यसौ ॥१२॥**

શ્રી વિશ્વામિત્રથી રક્ષાયેલા રામ, ભાયી લક્ષ્મણ સાથે જનકપુરમાં નિવાસ કરે છે. (૧૨)

**दृष्टवीर्यस्तु काकुत्स्थो जनकेन महात्मना । सम्प्रदानं सुतायास्तु राघवे कर्तुमिच्छति ॥१३॥**

જનક મહારાજ રામના બલને જોયીને પોતાની કન્યા રામને આપવા ઇચ્છે છે. (૧૩)

**यदि वो रोचते वृत्तं जनकस्य महात्मनः । पुरीं गच्छामहे शीघ्रं मा भूत्कालस्य पर्ययः ॥१४॥**

જો આપ લોકોને આ સમાચાર ગમતા હોય તો આપણે શીઘ્ર જનકપુર ચાલિયે. સમય ગુમાવવો ઉચિત નથી. (૧૪)

**मन्त्रिणो बाढमित्याहुः सह सर्वैर्महर्षिभिः । सुप्रीतश्चाब्रवीद्राजा श्वो यात्रेति च मन्त्रिणः ॥१५॥**

મંત્રિયોયે અને બધા મહર્ષિયોયે ઘણું સારું એમ કહ્યું. તેથી પરમ પ્રસન્ન થયી રાજાયે મંત્રિયોને કહ્યું કે આવતી કાલે યાત્રા થયી જ જશે. (૧૫)

मन्त्रिणस्तु नरेन्द्रस्य रात्रिं परमसत्कृताः । ऊषुः प्रमुदिताः सर्वे गुणैः सर्वैः समन्विताः ॥१६॥

श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे चतुर्विंशः सर्गः ॥२४॥

જનક રાજાના મંત્રિયોયે આદર પામીને, પ્રસન્નતા સાથે રાતે ત્યાં જ નિવાસ કર્યો. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના ચતુર્વિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चविंशः सर्गः

ततो रात्र्यां व्यतीतायां सोपाध्यायः सबान्धवः । राजा दशरथो हृष्टः सुमन्त्रमिदमब्रवीत् ॥१॥

રાત વીતી ગયી ત્યારે ઉપાધ્યાયો અને બાન્ધવો સાથે પ્રસન્ન થયેલા રાજા દશરથે સુમંત્રને કહ્યું:— (૧)

अद्य सर्वे धनाध्यक्षा धनमादाय पुष्कलम् । व्रजन्त्वग्रे सुविहिता नानारत्नसमन्विताः ॥२॥

આજે સારી રીતે વસ્ત્રાદિ ધારણની કરીને અનેકરત્નોવાળા બધા ધનાધ્યક્ષો પુષ્કલ ધન લયીને આગળ ચાલે. (૨)

चातुरङ्गबलं चापि शीघ्रं निर्यातु सर्वशः । ममाज्ञासमकालं च यानं युग्यमनुत्तमम् ॥३॥

મારી આજ્ઞા મળતાંની સાથેજ ચતુરંગિણી સેના અને રથ અને બે બે બળદોના અથવા અશ્વોના રથો ઝટ નીકળો. (૩)

वसिष्ठो वामदेवश्च जाबालिरथ कश्यपः । मार्कण्डेयस्तु दीर्घायुर्ऋषिः कात्यायनस्तथा ॥४॥
एते द्विजाः प्रयान्त्वग्रे स्यन्दनं योजयस्व मे । यथा कालात्ययो न स्याद्दूता हि त्वरयन्ति माम् ॥

વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કશ્યપ, માર્કણ્ડેય (દીર્ઘાયુ), કાત્યાયન, આ બ્રાહ્મણો આગળ ચાલે, મારા રથને પણ તૈયાર કરો, દૂતો ઉતાવળ કરે છે. અતિકાળ થાય નહિ. (૪, ૫)

वचनाच्च नरेन्द्रस्य सेना च चतुरङ्गिणी । राजानमृषिभिः सार्धं व्रजन्तं पृष्ठतोऽन्वयात् ॥६॥

રાજાની આજ્ઞાથી ચતુરંગિણી સેના ઋષિયો સાથે ચાલતા રાજાની પાછળ પાછળ ચાલી. (૬)

गत्वा चतुरहं मार्गं विदेहानभ्युपेयिवान् । राजा च जनकः श्रीमाञ्छ्रुत्वा पूजामकल्पयत् ॥७॥

ચાર દિવસો સુધી ચાલી વિદેહ દેશમાં પહોંચ્યા. રાજા જનકે તેમનું આગમન સાંભળી પૂજા કરી. (૭)

ततो राजानमासाद्य वृद्धं दशरथं नृपम् । मुदितो जनको राजा प्रहर्षं परमं ययौ ॥८॥

વૃદ્ધ મહારાજ દશરથને મળીને રાજા જનક અત્યંત પ્રસન્ન થયા. (૮)

उवाच वचनं श्रेष्ठो नरश्रेष्ठं मुदान्वितम् स्वागतं ते नरश्रेष्ठ दिष्ट्या प्राप्तोऽसि राघव ॥९॥

જનકજીયે પ્રસન્ન નરશ્રેષ્ઠ રાજાને કહ્યું તમારું સ્વાગત હો. ભાગ્યની વાત છે કે તમે પધાર્યા છો. (૯)

दिष्ट्या प्राप्तो महातेजा वसिष्ठो भगवानृषिः । सह सर्वैर्द्विजश्रेष्ठैर्देवैरिव शतक्रतुः ॥१०॥

પ્રસન્નતાની વાત છે કે બધા સારા સારા બ્રાહ્મણો સાથે વસિષ્ઠજી આવ્યા છે. (૧૦)

दिष्ट्या मे निर्जिता विघ्ना दिष्ट्या मे पूजितं कुलम्। राघवैः सह सम्बन्धाद्वीर्यश्रेष्ठैर्महाबलैः ॥११॥

હર્ષની વાત છે કે મારા બધા વિઘ્નો જિતાયી ગયા. હર્ષની જ વાત છે કે મારા કુલની પ્રતિષ્ઠા થયી. કેમકે વીર્યશ્રેષ્ઠ અને મહાબલવાન્ રઘુવંશિયો સાથે મારો સંબંધ થયો. (૧૧)

श्वः प्रभाते नरेन्द्र त्वं संवर्तयितुमर्हसि। यज्ञस्यान्ते नरश्रेष्ठ विवाहमृषिसत्तमैः ॥१२॥

હે નરેન્દ્ર, આવતી કાલે સવારે અવભૃથ સ્નાન કરી ઋષિયો સાથે વિવાહવિધિ પતાવી લેશો. (૧૨)

तस्य तद्वचनं श्रुत्वा ऋषिमध्ये नराधिपः। वाक्यं वाक्यविदां श्रेष्ठः प्रत्युवाच महीपतिम् ॥१३॥

જનકજીનું તે વચન સાંભળી, ઋષિયોની વચમાં રાજા દશરથે જનકજીને કહ્યું. (૧૩)

प्रतिग्रहो दातृवशः श्रुतमेतन्मया पुरा। यथा वक्ष्यसि धर्मज्ञ तत्करिष्यामहे वयम् ॥१४॥

કોયી વસ્તુનો સ્વીકાર દાતાને અધીન હોય છે, એમ મેં પહેલાં સાંભળ્યું છે. હે ધર્મજ્ઞ તમે જેમ કહેશો, તેમ અમે કરિશું. (૧૪)

तद्धर्मिष्ठं यशस्यं च वचनं सत्यवादिनः। श्रुत्वा विदेहाधिपतिः परं विस्मयमागतः ॥१५॥

તે ધર્મયુક્ત અને યશ આપનારૂં વચન દશરથજીનું સાંભળી જનકરાજા અત્યંત આશ્ચર્યને પ્રાપ્ત થયા. (૧૫)

ततः सर्वे मुनिगणाः परस्परसमागमे। हर्षेण महता युक्तास्तां रात्रिमवसन्सुखम् ॥१६॥

પરસ્પર મળવાને લીધે બધા મુનિયો પણ પ્રસન્ન થયી સુખથી રાત્રિવાસ કર્યો.

राजा च राघवौ पुत्रौ निशाम्य परिहर्षितः। उवास परमप्रीतो जनकेनाभिपूजितः ॥१७॥

દશરથ અને રામ તથા લક્ષ્મણ આ બંધુ સાંભળી, પરમ પ્રસન્ન થયી જનકથી સમાદૃત થયી રાતમાં ત્યાં જ રહ્યા. (૧૭)

जनकोऽपि महातेजाः क्रियाधर्मेण तत्त्ववित्। यज्ञस्य च सुताभ्यां च कृत्वा रात्रिमुवास ह ॥१८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे पञ्चविंशः सर्गः ॥२५॥

તત્ત્વજ્ઞાતા મહાતેજસ્વી જનકે પણ યજ્ઞની અને બન્ને પોતાની દીકરિયોની ક્રિયા કરાવી રાત્રિમાં ત્યાં નિવાસ કર્યો. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના પંચવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षड्विंशः सर्गः

ततः प्रभाते जनकः कृतकर्मा महर्षिभिः। उवाच वाक्यं वाक्यज्ञः शतानन्दं पुरोहितम् ॥१॥

પ્રાતઃકાળે બધી પ્રાતઃકાલિક ક્રિયાયોથી નિવૃત્ત થયીને મહાર્ષિયોની સાથે રાજા જનક, પુરોહિત શતાનંદને કહ્યું (૧)

भ्राता मम महातेजा वीर्यवानतिधार्मिकः। कुशध्वज इति ख्यातः पुरीमध्यवसच्छुभाम् ॥२॥

तमहं द्रष्टुमिच्छामि यज्ञगोप्ता स मे ततः। प्रीतिं सोऽपि महातेजा इमां भोक्ता मया सह ॥३॥

મારા ભાયી મહાતેજસ્વી અને બલવાન્ તથા ધર્માત્મા કુશધ્વજને હું જોવા ઇચ્છું છું તે આવશે અને આ વિવાહયજ્ઞની રક્ષા કરશે. તેવો પુષ્પક વિમાન જેવી સાંકાશ્યા નગરીમાં રહે છે. આ ઉત્સવનો તેવો પણ અનુભવ કરશે. (૨–૩)

**एवमुक्ते तु वचने शतानन्दस्य सन्निधौ । आगताः केचिदव्यग्रा जनकस्तान्समादिशत् ॥४॥**

જ્યારે જનકજિયે આમ કહ્યું ત્યારે કેટલાક ધીર ગંભીર દૂતો ત્યાં આવ્યા અને જનકે તેમને આજ્ઞા કરી. (૪)

**शासनात्तु नरेन्द्रस्य प्रययुः शीघ्रवाजिभिः । समानेतुं नरव्याघ्रं विष्णुमिन्द्राज्ञया यथा ॥५॥**

ઇન્દ્રની આજ્ઞાથી વિષ્ણુને કોયી લેવા જાય તેમ રાજા જનકની આજ્ઞાથી ઘોડસવારો કુશધ્વજને લેવા માટે ગયા. (૫)

**साङ्काश्यां ते समागम्य ददृशुश्च कुशध्वजम् । न्यवेदयन्यथावृत्तं जनकस्य च चिन्तितम् ॥६॥**

તેવો સાંકશ્યામાં જયી કુશધ્વજને મળ્યા, અને જનકપુરમાં જે કયીં થયું હતું તે અને જનકના વિચારને કહી જણાવ્યાં. (૬)

**तद्वृत्तं नृपतिः श्रुत्वा दूतश्रेष्ठैर्महाजवैः । आज्ञया तु नरेन्द्रस्य आजगाम कुशध्वजः ॥७॥**

દૂતોથી તે સમાચાર જાણી, જનકરાજાની આજ્ઞાથી કુશધ્વજ પણ મિથિલામાં આવી ગયા. (૭)

**सोऽभिवाद्य शतानन्दं जनकं चातिधार्मिकम् । राजार्हं परमं दिव्यमासनं सोऽध्यरोहत ॥८॥**

કુશધ્વજ, શતાનંદ અને ધર્માત્મા જનકને પ્રણામ કરી રાજાને છાજે આવા દિવ્ય સિંહાસન પર બેઠા. (૮)

**उपविष्टावुभौ तौ तु भ्रातरावमितद्युती । प्रेषयामासतुर्वीरौ मन्त्रिश्रेष्ठं सुदामनम् ॥९॥**

સિંહાસન ઉપર બેઠેલા બન્ને ભાયિયોયે સુદામા મંત્રીને મોકલ્યો (૯)

**गच्छ मन्त्रिपते शीघ्रमिक्ष्वाकुममितप्रभम् । आत्मजैः सह दुर्धर्षमानयस्व समन्त्रिणम् ॥१०॥**

હે મંત્રિરાજ, તમે શીઘ્ર જાવ અને પુત્રો અને મંત્રિયો સાથે રાજા દશરથને લયી આવો. (૧૦)

**औपकार्यां स गत्वा तु रघूणां कुलवर्धनम् । ददर्श शिरसा चैनमभिवाद्येदमब्रवीत् ॥११॥**

તેવો શિબિરમાં ગયા અને દશરથને જોયા, પ્રણામ કરીને તેમણે આમ કહ્યું. (૧૧)

**अयोध्याधिपते वीर वैदेहो मिथिलाधिपः । स त्वां द्रष्टुं व्यवसितः सोपाध्यायपुरोहितम् ॥१२॥**

હે મહારાજ, જનકજી, ઉપાધ્યાયો અને પુરોહિતો સાથે આપને જોવા ઇચ્છે છે. (૧૨)

**मन्त्रिश्रेष्ठवचः श्रुत्वा राजा सर्षिगणस्तथा । सबन्धुरगमत्तत्र जनको यत्र वर्तते ॥१३॥**

મંત્રીનું વચન સાંભળી રાજા દશરથ ઋષિયો અને સંબંધિયો સાથે જનકજીની પાસે ગયા.

**राजा च मन्त्रिसहितः सोपाध्यायः सबान्धवः । वाक्यं वाक्यविदां श्रेष्ठो वैदेहमिदमब्रवीत् ॥१४॥**

ઉપાધ્યાય અને મંત્રિયો તથા કુટુંબીજનો સાથે રાજા દશરથે જનકરાજાને કહ્યું.....(૧૪)

**विदितं ते महाराज इक्ष्वाकुकुलदैवतम् । वक्ता सर्वेषु कृत्येषु वसिष्ठो भगवानृषिः ॥१५॥**

હે મહારાજ તમને જાણુ છે કે વસિષ્ઠજી ઇક્ષ્વાકુવંશના દેવતા સમાન છે. એવો જ બધાં કાર્યોમાં વકતા થશે, એટલે આગેવાની લેશે. (૧૫)

**विश्वामित्राभ्यनुज्ञातः सह सर्वैर्महर्षिभिः । एष वक्ष्यति धर्मात्मा वसिष्ठो मे यथाक्रमम् ॥१६॥**

શ્રી વિશ્વામિત્રની તથા સર્વ મહર્ષિઓની સંમતિથી ધર્માત્મા વસિષ્ઠ ક્રમપ્રમાણે મારી વંશ-પરંપરા કહેશે. (૧૬)

**तूष्णींभूते दशरथे वसिष्ठो भगवानृषिः । उवाच वाक्यं वाक्यज्ञो वैदेहं सपुरोधसम् ॥१७॥**

જ્યારે દશરથજી આમ બોલીને ચૂપ થયી ગયા ત્યારે ભગવાન્ વસિષ્ઠઋષિ, પુરોહિત અને જનકજીને કહેવા લાગ્યા. (૧૭)

**अव्यक्तप्रभवो ब्रह्मा शाश्वतो नित्य अव्ययः । तस्मान्मरीचिः संजज्ञे मरीचेः कश्यपः सुतः ॥१८॥**

**विवस्वान्कश्यपाज्जज्ञे मनुर्वैवस्वतः स्मृतः । मनुः प्रजापतिः पूर्वमिक्ष्वाकुश्च मनोः सुतः ॥१९॥**

**तमिक्ष्वाकुमयोध्यायां राजानं विद्धि पूर्वकम् । इक्ष्वाकोस्तु सुतः श्रीमान्कुक्षिरित्येव विश्रुतः ॥**

**कुक्षेरथात्मजः श्रीमान्विकुक्षिरुदपद्यत । विकुक्षेस्तु महातेजा बाणः पुत्रः प्रतापवान् ॥२१॥**

**बाणस्य तु महातेजा अनरण्यः प्रतापवान् । अनरण्यात्पृथुर्जज्ञे त्रिशङ्कुस्तु पृथोरपि ॥२२॥**

**त्रिशङ्कोरभवत्पुत्रो धुन्धुमारो महायशाः । धुन्धुमारान्महातेजा युवनाश्वो महारथः ॥२३॥**

**युवनाश्वसुतश्चासीन्मान्धाता पृथिवीपतिः । मान्धातुस्तु सुतः श्रीमान्सुसन्धिरुदपद्यत ॥२४॥**

**सुसन्धेरपि पुत्रौ द्वौ ध्रुवसन्धिः प्रसेनजित् । यशस्वी ध्रुवसन्धेस्तु भरतो नाम नामतः ॥२५॥**

**भरतात्तु महातेजा असितो नाम जायत । यस्यैते प्रतिराजान उदपद्यन्त शत्रवः ॥२६॥**

**हैहयास्तालजङ्घाश्च शूराश्च शशबिन्दवः । तांश्च सम्प्रतियुध्यन्वै युद्धे राजा प्रवासितः ॥२७॥**

**हिमवन्तमुपागम्य भार्याभ्यां सहितस्तदा । असितोऽल्पबलो राजा कालधर्ममुपेयिवान् ॥२८॥**

**द्वे चास्य भार्ये गर्भिण्यौ बभूवतुरिति श्रुतिः । एका गर्भविनाशार्थं सपत्न्यै सगरं ददौ ॥२९॥**

અવ્યક્તથી બ્રહ્મા, બ્રહ્માથી મરીચિ, મરીચિથી કશ્યપ, કશ્યપથી વિવસ્વાન્, વિવસ્વાન્થી મનુ, મનુથી ઇક્ષ્વાકુ (પછી ક્રમથી) કુક્ષિ, વિકુક્ષિ, બાણ, અનરણ્ય, પૃથુ, ત્રિશંકુ, ધુન્ધુમાર, યુવનાશ્વ, માન્ધાતા, સુસંધિ, (સુસંધિના બે પુત્રો) ૧ ધ્રુવસંધિ અને ૨ પ્રસેનજિત્. ધ્રુવસંધિનો ભરત, ભરતથી અસિત અસિતના હૈહયવંશી, તાલજંઘવંશી, શશબિન્દુવંશી આ બધા વિરોધિયો હતા. તેવોની સાથે અસિતનું યુદ્ધ થયું. ત્યારે અસિતને તેવોયે રાજ્યથી બહાર કાઢયો. ત્યારે તે પોતાની બે સ્ત્રિયો સાથે હિમાલયમાં ચાલ્યો ગયો. ત્યાં તેની બન્ને સ્ત્રિયો ગર્ભિણી થયાં, એક પત્નિયે બીજાનો ગર્ભપાત કરવા માટે ભોજનમાં વિષ આપી દીધું, અને અસિતનું તે પૂર્વે જ મૃત્યુ થયું હતું. (૧૮-૨૯)

**ततः शैलवरे रम्ये बभूवाभिरतो मुनिः । भार्गवश्च्यवनो नाम हिमवन्तमुपाश्रितः ॥३०॥**

**तत्र चैका महाभागा भार्गवं देववर्चसम् । ववन्दे पद्मपत्राक्षी काङ्क्षन्ती सुतमुत्तमम् ॥३१॥**

તે જ રમ્ય હિમાલયમાં ભૃગુવંશીય ચ્યવન રહેતા અને તપ કરતા હતા. અસિતની બે પત્નિયોમાંથી. (૩૦, ૩૧)

**तमृषिं साभ्युपागम्य कालिन्दी चाभ्यवादयत् । स तामभ्यवदद्विप्रः पुत्रेप्सुं पुत्रजन्मनि ॥३२॥**

કાલિન્દિયે તેમની પાસે જયીને, પુત્રની ઇચ્છાથી તેમને પ્રણામ કર્યા. (૩૨)

**तव कुक्षौ महाभागे सुपुत्रः सुमहाबलः । महावीर्यो महातेजा अचिरात्संजनिष्यति ॥३३॥**

ચ્યવન ઋષિયે પુત્રની ઇચ્છાવાળી તે રાણીને કહ્યું કે તારા ગર્ભથી બળશાળી સારો અને તેજસ્વી પુત્ર થશે. (૩૩)

पत्या विरहिता तस्मात्पुत्रं देवी व्यजायत। सुनाम्ना सगरोसौ हि प्रख्यातः पृथिवीतले ॥३४॥

પતિ વિનાની તે કાલિન્દીને પુત્ર ઉત્પન્ન થયો અને તે પૃથિવી પર સગરનામથી પ્રખ્યાત થયો.

सगरस्यासमञ्जस्तु असमञ्जाद्थांशुमान्। दिलीपोंऽशुमतः पुत्रो दिलीपस्य भगीरथः ॥३५॥

તેનાથી અંશુમાન્, તેનો દિલીપ, તેનો ભગીરથ. (૩૫)

भगीरथात्ककुत्स्थश्च ककुत्स्थाच्च रघुस्तथा। रघोस्तु पुत्रस्तेजस्वी प्रवृद्धः पुरुषादकः ॥३६॥

कल्माषपादोऽप्यभवत्तस्माज्जातस्तु शङ्खणः। सुदर्शनः शङ्खणस्य अग्निवर्णः सुदर्शनात् ॥३७॥

शीघ्रगस्त्वग्निवर्णस्य शीघ्रगस्य मरुः सुतः। मरोः प्रशुश्रुकस्त्वासीदम्बरीषः प्रशुश्रुकात् ॥३८॥

अम्बरीषस्य पुत्रोऽभून्नहुषश्च महीपतिः। नहुषस्य ययातिस्तु नाभागस्तु ययातिजः ॥३९॥

नाभागस्य बभूवाज अजाद् दशरथोऽभवत्। अस्माद् दशरथाज्जातौ भ्रातरौ रामलक्ष्मणौ ॥४०॥

ભગીરથથી કકુત્સ્થ, તેનાથી રઘુ, રઘુનો તેજસ્વી પુત્ર કલ્માષપાદ, તેનો શંખણ, તેનો સુદર્શન, તેનો અગ્નિવર્ણ, તેનો શીઘ્રગ, તેનો મરુ, તેનો પ્રશુશ્રુક, તેનો અંબરીષ, તેનો નહુષ, તેનો યયાતિ, તેનો નાભાગ, તેનો અજ, તેના પુત્ર દશરથ, તેમના જ આ બે પુત્રો રામ અને લક્ષ્મણ છે. (૩૬-૪૦)

आदिवंशविशुद्धानां राज्ञां परमधर्मिणाम्। इक्ष्वाकुकुलजातानां वीराणां सत्यवादिनाम् ॥४१॥

આ વંશ પ્રથમથી જ પવિત્ર છે, પરમ ધાર્મિક છે, ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલા બધા વીરો સત્યવાદિયો હતા. (૪૧)

रामलक्ष्मणयोरर्थे त्वत्सुते वरये नृप। सदृशाभ्यां नरश्रेष्ठ सदृशे दातुमर्हसि ॥४२॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये षड्विंशः सर्गः ॥२६॥

તે જ વંશના રામ અને લક્ષ્મણ માટે તમારી બે પુત્રિયોનો વરણ કરું છું. સમાન વંશ અને સમાન ગુણ હોવાથી તમારી કન્યાવો રામ અને લક્ષ્મણ સાટે આપો. (૪૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના ષડ્વિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तविंशः सर्गः

एवं ब्रुवाणं जनकः प्रत्युवाच कृताञ्जलिः। श्रोतुमर्हसि भद्रं ते कुलं नः परिकीर्तितम् ॥१॥

આ રીતે રઘુવંશનું વર્ણન કરનાર વસિષ્ઠને હાથ જોડી જનકજી બોલ્યા, હવે હું મારા વંશનું વર્ણન કરું છું, આપ સાંભળો. (૧)

प्रदाने हि मुनिश्रेष्ठ कुलं निरवशेषतः। वक्तव्यं कुलजातेन तन्निबोध महामते ॥२॥

કન્યાદાનના અવસરે હે મુનિશ્રેષ્ઠ, સંપૂર્ણ રીતે વંશવર્ણન કરવું જોઈયે. હું વર્ણન કરું છું. આપ સાંભળો. (૨)

राजाभूत् त्रिषु लोकेषु विश्रुतः स्वेन कर्मणा। निमिः परमधर्मात्मा सर्वसत्त्ववतां वरः ॥३॥

પોતાના કર્મથી પ્રખ્યાત, પરમ ધર્માત્મા અને સર્વબળવાનોમાં શ્રેષ્ઠ આવો નિમિ નામનો રાજા થયો. (૩)

तस्य पुत्रो मिथिर्नाम जनको मिथिपुत्रकः । प्रथमो जनको राजा जनकादप्युदावसुः ॥४॥
તેનો પુત્ર મિથિ, મિથિનો પુત્ર જનક, તે પ્રથમ રાજા હતા, તેમનાથી ઉદ્દાવસુ. (૪)

उदावसोस्तु धर्मात्मा जातो वै नन्दिवर्धनः । नन्दिवर्धसुतः शूरः सुकेतुर्नाम नामतः ॥५॥
ઉદ્દાવસુથી ધર્માત્મા નંદિવર્ધન ઉત્પન્ન થયો. તેનો પુત્ર સુકેતુ. તે શૂર હતો. (૫)

सुकेतोरपि धर्मात्मा देवरातो महाबलः । देवरातस्य राजर्षेर्बृहद्रथ इति स्मृतः ॥६॥
સુકેતુથી મહાબલવાન્ દેવરાત અને તેનાથી બૃહદ્રથ. (૬)

बृहद्रथस्य शूरोऽभून्महावीरः प्रतापवान् । महावीरस्य धृतिमान् सुधृतिः सत्यविक्रमः ॥७॥
બૃહદ્રથથી મહાવીર, તેનાથી સત્યપરાક્રમવાળા સુધૃતિ. (૭)

सुधृतेरपि धर्मात्मा धृष्टकेतुः सुधार्मिकः । धृष्टकेतोश्च राजर्षेर्हर्यश्व इति विश्रुतः ॥८॥
સુધૃતિથી ધૃષ્ટકેતુ, ધૃષ્ટકેતુથી હર્યશ્વ. (૮)

हर्यश्वस्य मरुः पुत्रो मरोः पुत्रः प्रतीन्धकः । प्रतीन्धकस्य धर्मात्मा राजा कीर्तिरथः सुतः ॥९॥
હર્યશ્વનો પુત્ર મરુ, મરુનો પ્રતીન્ધક. તેનો કીર્તિરથ. (૯)

पुत्रः कीर्तिरथस्यापि देवमीढ इति स्मृतः । देवमीढस्य विबुधो विबुधस्य महीध्रकः ॥१०॥
કીર્તિરથનો દેવમીઢ તેનો પુત્ર વિબુધ અને તેનો મહીધ્રક. (૧૦)

महीध्रकसुतो राजा कीर्तिरातो महाबलः । कीर्तिरातस्य राजर्षेर्महारोमा व्यजायत ॥११॥
મહીધ્રકનો કીર્તિરાત. કીર્તિરાતનો મહારોમા. (૧૧)

महारोम्णस्तु धर्मात्मा स्वर्णरोमा व्यजायत । स्वर्णरोम्णस्तु राजर्षेर्ह्रस्वरोमा व्यजायत ॥१२॥
મહારોમાનો પુત્ર સ્વર્ણરોમા તેનો પુત્ર હ્રસ્વરોમા. (૧૨)

तस्य पुत्रद्वयं राज्ञो धर्मज्ञस्य महात्मनः । ज्येष्ठोऽहमनुजो भ्राता मम वीरः कुशध्वजः ॥१३॥
તેના બે પુત્રો. મોટો હું છું. મારા નાનાભાયી કુશધ્વજ છે. (૧૩)

मां तु ज्येष्ठं पिता राज्ये सोऽभिषिच्य पिता मम । कुशध्वजं समावेश्य भारं मयि वनं गतः १४॥
હું મોટો પુત્ર હતો તેથી મારા પિતાજીએ મારો રાજ્યાભિષેક કરીને, કુશધ્વજનો ભાર મારા ઉપર નાખીને વનમાં ગયા. (૧૪)

वृद्धे पितरि स्वर्याते धर्मेण धुरमावहम् । भ्रातरं देवसंकाशं स्नेहात् पश्यन् कुशध्वजम् ॥१५॥
પિતાજી વૃદ્ધ થયી સ્વર્ગે ગયા ત્યારે હું ધર્મથી રાજભાર ચલાવતો હતો. દેવ જેવા કુશધ્વજને પ્રેમથી રાખતો. (૧૫)

कस्यचित्त्वथ कालस्य सांकाश्यादागतः पुरात् । सुधन्वा वीर्यवान् राजा मिथिलामवरोधकः ॥
કેટલાક સમયની વાત છે. સાંકાશ્ય નગરીથી બળવાન્ રાજા સુધન્વા આવ્યો અને તેને મિથિલાનો ઘેરો ઘાલ્યો. (૧૬)

स च मे प्रेषयामास शैवं धनुरनुत्तमम् । सीता च कन्या पद्माक्षी मह्यं वै दीयतामिति ॥१७॥
તેણે સંદેશો મારી પાસે મોકલ્યો કે શિવનાં ધનુષ્યને અને કમળનયના સીતાને મને આપો. (૧૭)

तस्याप्रदानान्महर्षे युद्धमासीन्मया सह । स हतोभिमुखो राजा सुधन्वा तु मया रणे ॥१८॥
અને હે બ્રહ્મર્ષિ તેને ન આપવાથી મારી સાથે તેણે યુદ્ધ કર્યું. પણ મેં તેને રણમાં મારી નાખ્યો.

  

निहत्य तं मुनिश्रेष्ठ सुधन्वानं नराधिपम् । सांकाश्ये भ्रातरं शूरमभ्यषिञ्चं कुशध्वजम् ॥१९॥
હે મુનિ મેં તેને મારીને, મારા ભાયી કુશધ્વજને ત્યાંનો એટલે સાંકાશ્યનગરીનો રાજા બનાવ્યો. (૧૯)

कनीयानेष मे भ्राता अहं ज्येष्ठो महामुने । ददामि परमप्रीतो वध्वौ ते मुनिपुङ्गव ॥२०॥
કુશધ્વજ મારો નાનો ભાયી છે અને મોટો હું છું. પ્રસન્ન થયીને હું તમને બે બહુવો આપું છું. (૨૦)

सीतां रामाय भद्रं ते ऊर्मिलां लक्ष्मणाय वै । ददामि परमप्रीतो वध्वौ ते मुनिपुङ्गव ॥२१॥
હે મહામુને, રામને સીતા, લક્ષ્મણને ઉર્મિલા આપું છું. દેવકન્યાની જેમ મારી સીતા વીર્ય-શુલ્કા છે. એટલે બળની પરીક્ષા કરીને જ સીતા મારે આપવી છે. (૨૧)

रामलक्ष्मणयो राजन् गोदानं कारयस्व ह । पितृकार्यं च भद्रं ते ततो वैवाहिकं कुरु ॥२२॥
હે રાજન્, રામ અને લક્ષ્મણને ગોદાન કરાવો. પછી પિતૃકાર્ય કરીને વિવાહ સંબંધિની ક્રિયાવો કરો (૨૨)

मघा ह्यद्य महाबाहो तृतीयदिवसे प्रभो । फल्गुन्यामुत्तरे राजंस्तस्मिन्वैवाहिकं कुरु ॥२३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे सप्तविंशः सर्गः ॥२७॥

આજે મઘા નક્ષત્ર છે. ત્રીજે દિવસે ઉત્તરા ફાલ્ગુની આવશે. તે નક્ષત્રમાં જ વિવાહ સંબંધી કાર્ય કરો. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના સપ્તવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टात्रिंशः सर्गः

तमुक्तवन्तं वैदेहं विश्वामित्रो महामुनिः । उवाच वचनं वीरं वसिष्ठसहितो नृपम् ॥१॥
આ રીતે બોલનાર વીર એવા રાજા જનકને વિશ્વામિત્રે અને વસિષ્ઠે કહ્યું. (૧)

अचिन्त्यान्यप्रमेयाणि कुलानि नरपुङ्गव । इक्ष्वाकूणां विदेहानां नैषा तुल्योस्ति कश्चन ॥२॥
હે માનવશ્રેષ્ઠ, ઇક્ષ્વાકુ અને વિદેહનું કુળ અચિંત્ય અને અપ્રમેય છે. આના જેવો કોયી નથી (૨)

सदृशो धर्मसम्बन्धः सदृशो रूपसम्पदा । रामलक्ष्मणयो राजन् सीता चोर्मिलया सह ॥३॥
ધર્મસંબંધ અને રૂપસંપત્તિ બન્ને વસ્તુવો રામ–સીતાની અને લક્ષ્મણ–ઉર્મિલાની સરખી છે. (૩)

वक्तव्यं च नरश्रेष्ठ श्रूयतां वचनं मम । भ्राता यवीयान् धर्मज्ञ एष राजा कुशध्वजः ॥४॥
મારે બીજું પણ કહેવું છે. તે સાંભળો. આ કુશધ્વજ રાજા ધર્માત્મા છે અને મારા નાના ભાયી છે.

अस्य धर्मात्मनो राजन् रूपेणाप्रतिमं भुवि । सुताद्वयं नरश्रेष्ठ पत्न्यर्थं वरयामहे ॥५॥
એમની અપ્રતિમરૂપવાળી બે કન્યાવો છે તેમના માટે હું વરણ કરું છું. (૫)

भरतस्य कुमारस्य शत्रुघ्नस्य च धीमतः । वरये ते सुते राजंस्तयोरर्थे महात्मनोः ॥६॥
બુદ્ધિશાળી કુમાર ભરત અને કુમાર શત્રુઘ્ન માટે હે રાજન્ તે કન્યાવો માટે હું વરણ કરું છું. (૬)

पुत्रा दशरथस्येमे रूपयौवनशालिनः । लोकपालसमाः सर्वे देवतुल्यपराक्रमाः ॥७॥
મહારાજ દશરથના આ બન્ને પુત્રો રૂપસંપન્ન અને યૌવનસંપન્ન છે. બધાય પુત્રો લોકપાળો જેવા અને દેવતુલ્ય-પરાક્રમવાળા છે. (૭)

उभयोरपि राजेन्द्र सम्बन्धेनानुबध्यताम् । इक्ष्वाकुकुलमव्यग्रं भवतः पुण्यकर्मणः ॥८॥
હે રાજેન્દ્ર, ઇક્ષ્વાકુ કુળ અને આપનું કુળ બન્ને સંબંધથી બંધાય એમ ઇચ્છું છું. (૮)

विश्वामित्रवचः श्रुत्वा वसिष्ठस्य मते तदा । जनकः प्राञ्जलिर्वाक्यमुवाच मुनिपुङ्गवौ ॥९॥
વસિષ્ઠને અનુકૂળ વિશ્વામિત્રનું વચન સાંભળી જનકજી હાથ જોડીને બન્ને મુનિયોને કહ્યું....(૯)

कुलं धन्यमिदं मन्ये येषां तौ मुनिपुङ्गवौ । सदृशं कुलसम्बन्धं यदाज्ञापयतः स्वयम् ॥१०॥
હું મારા કુલને ધન્ય માનું છું જેના માટે આપ બન્ને, સ્વયં સદૃશ સંબંધની આજ્ઞા આપો છો.

एवं भवतु भद्रं वः कुशध्वजसुते इमे । पत्न्यौ भजेतां सहितौ शत्रुघ्नभरतावुभौ ॥११॥
ભલે, આમ જ થાવ, મહારાજ કુશધ્વજની આ બન્ને કન્યાવોને ભરત અને શત્રુઘ્ન પત્નીના રૂપમાં સ્વીકાર કરો. (૧૧)

एकाह्ना राजपुत्रीणां चतसृणां महामुने । पाणीन् गृह्णन्तु चत्वारो राजपुत्रा महाबलाः ॥१२॥
મહાબલશાળી ચારેય રાજપુત્રો એક જ દિવસે ચારે રાજપુત્રિયોનું પાણિગ્રહણ કરે આ સારું છે.

उत्तरे दिवसे ब्रह्मन् फाल्गुनीभ्यां मनीषिणः । वैवाहिकं प्रशंसन्ति भगो यत्र प्रजापतिः ॥१३॥
હે બ્રહ્મન્ ! આગામી દિને પૂર્વફાલ્ગુની અને ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રો આવે છે. તે દિવસે ભગ પ્રજાપતિ છે. તેથી તે દિવસ વિવાહ માટે ઉત્તમ ગણાય છે. (૧૩)

एवमुक्त्वा वचः सौम्यं प्रत्युत्थाय कृताञ्जलिः । उभौ मुनिवरौ राजा जनको वाक्यमब्रवीत् ॥
આમ સુંદર વચન કહી, મહારાજ જનકે ઊભા થયીને વસિષ્ઠ અને વિશ્વામિત્રને કહ્યું. (૧૪)

परो धर्मः कृतो मह्यं शिष्योऽस्मि भवतोस्तथा । इमान्यासनमुख्यानि आस्यतां मुनिपुङ्गवौ ॥१५॥
આપે રાજકુમારોના અમારી રાજકુમારિયો સાથે લગ્નનો નિશ્ચય કર્યો છે, તે શ્રેષ્ઠ કામ થયું છે. આ સુંદર આસનો છે. આપ બન્ને તેના ઉપર વિરાજો. (૧૫)

यथा दशरथस्येयं तथायोध्या पुरी मम । प्रभुत्वे नास्ति सन्देहो यथार्हं कुर्तुमर्हथ ॥१६॥
જેમ મહારાજ દશરથની અયોધ્યાપુરી તેમ જ આ જનકપુર પણ તેમની છે. બન્ને ઉપર બન્નેનું પ્રભુત્વ છે. જેમ યોગ્ય લાગે તેમ કરો. (૧૬)

तथा ब्रुवति वैदेहे जनके रघुनन्दनः । राजा दशरथो हृष्टः प्रत्युवाच महीपतिम् ॥१७॥
જનકજી બોલી રહ્યા પછી દશરથજી બોલ્યા. (૧૭)

युवामसंख्येयगुणौ भ्रातरौ मिथिलेश्वरौ । ऋषयो राजसङ्घाश्च भवद्भ्यामभिपूजिताः ॥१८॥
આપ બન્ને ભાયિયો અનંત ગુણવાન્ છો. ઋષિયો અને રાજસંઘોની આપ બન્નયે પૂજા કરી છે.

स्वस्ति प्राप्नुहि भद्रं ते गमिष्यामः स्वमालयम् । श्राद्धकर्मणि विधिवद्विधास्य इति चाब्रवीत् ॥
હવે હું મારા ઘરે જયીશ અને વિધિવત્ શ્રાદ્ધકર્મ કરીશ. આમ દશરથજીયે કહ્યું (૧૯)

तमापृष्ट्वा नरपतिं राजा दशरथस्तदा । मुनीन्द्रौ तौ पुरस्कृत्य जगामाशु महायशाः ॥२०॥
ત્યારે મહારાજ દશરથ જનકજીને પૂછીને વસિષ્ઠ અને વિશ્વામિત્ર સાથે સ્વસ્થાને ગયા. (૨૦)

  

स गत्वा निलयं राजा श्राद्धं कृत्वा विधानतः । प्रभाते काल्यमुत्थाय चक्रे गोदानमुत्तमम् ॥२१॥
રાજાયે પોતાના સ્થાને (ઉતારે) જઈને વિધિપૂર્વક શ્રાદ્ધ કરીને પ્રાતઃકાળે ઉઠીને ગોદાનરૂપ ઉત્તમ કાર્ય કર્યું. (૨૧)

गवां शतसहस्रं च ब्राह्मणेभ्यो नराधिपः । एकैकशो ददौ राजा पुत्रानुद्दिश्य धर्मतः ॥२२॥
મહારાજ દશરથે એકેક પુત્રને માટે બ્રાહ્મણોને અનેક ગાયોનું દાન કર્યું. (૨૨)

वित्तमन्यच्च सुबहु द्विजेभ्यो रघुनन्दनः । ददौ गोदानमुद्दिश्य पुत्राणां पुत्रवत्सलः ॥२३॥
બીજું પણ ઘણું ધન દશરથમહારાજે બ્રાહ્મણોને આપ્યું. અને પુત્રો માટે ગોદાન પણ કર્યું. (ગોદાન નામનું એક કર્મ હોય તે તેને વિધાન સાથે રાજાયે કર્યું.) (૨૩)

स सुतैः कृतगोदानैर्वृतः सन्नृपतिस्तदा । लोकपालैरिवाभाति वृतः सौम्यः प्रजापतिः ॥२४॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे अष्टाविंशः सर्गः ॥२८॥

જેમનું ગોદાન કર્મ પૂરું થઈ ગયું હતું આવા પુત્રો સાથે રાજા દશરથ તેમ શોભતા હતા જેમ લોકપાલો સાથે સૌમ્ય પ્રજાપતિ શોભે. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડના અષ્ટાવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनत्रिंशः सर्गः

यस्मिंस्तु दिवसे राजा चक्रे गोदानमुत्तमम् । तस्मिंस्तु दिवसे वीरो युधाजित् समुपेयिवान् ॥१॥
રાજાયે જે દિવસે ગોદાન ક્રિયા કરી તેજ દિવસે યુધાજિત્ આવ્યા (૧)

पुत्रः केकयराजस्य साक्षाद्भरतमातुलः । दृष्ट्वा पृष्ट्वा च कुशलं राजानमिदमब्रवीत् ॥२॥
કૈકયરાજના પુત્ર અને ભરતના મામાયે, બધું જોઈને, કુશળ સમાચાર પૂછીને રાજાને કહ્યું છે.

केकयाधिपती राजा स्नेहात् कुशलमब्रवीत् । येषां कुशलकामोऽसि तेषां सम्प्रत्यनामयम् ॥३॥
કૈકયદેશના રાજાયે સકુશળ છું, એમ કહ્યું છે, જેમનું કુશળ તમે ઇચ્છો છો, તેવો અત્યારે કુશળમાં છે. (૩)

स्वस्रीयं मम राजेन्द्र द्रष्टुकामो महीपतिः । तदर्थमुपयातोऽहमयोध्यां रघुनन्दन ॥४॥
હે રાજેન્દ્ર, મારા બહેનના પુત્ર ભરતને જોવાની રાજાની ઇચ્છા છે, તેના માટેજ હું, હે દશરથ મહારાજ, અયોધ્યા ગયો હતો. (૪)

मिथिलामुपयातांस्तु त्वया सह महीपते । त्वरयाभ्युपयातोहं द्रष्टुकामः स्वसुः सुतम् ॥५॥
તમારી સાથે બધા તમારા પુત્રો મિથિલા ગયા છે. તેમને જોવા હું ઉતાવળે અહિં આવ્યો છું. (૫)

अथ राजा दशरथः प्रियातिथिमुपस्थितम् । दृष्ट्वा परमसत्कारैः पूजनार्हमपूजयत् ॥६॥
રાજા દશરથે પ્રિય અતિથિને આવેલા જોઈને ભારે સત્કાર કર્યો. (૬)

प्रभाते पुनरुत्थाय कृत्वा कर्माणि तत्त्ववित् । ऋषींस्तदा पुरस्कृत्य यज्ञवाटमुपागमत् ॥७॥
પ્રાતઃ ફરી ઉઠીને, નિત્યકર્મો કરીને ઋષિયો સાથે દશરથ યજ્ઞશાળામાં ગયા. (૭)

सुप्रतिष्ठः कुलगुरुर्धर्मनिष्ठः श्रुतश्रुतिः । वसिष्ठो भगवानेत्य वैदेहमिदमब्रवीत् ॥९॥
राजा दशरथो राजन्कृतकौतुकमङ्गलैः । पुत्रैर्नरवरश्रेष्ठो दातारमभिकाङ्क्षते ॥१०॥

સુપ્રતિષ્ઠિત, કુળગુરુ, ધર્મનિષ્ઠ અને વેદજ્ઞ ભગવાન્ વસિષ્ઠ આવીને રાજા જનકને કહ્યું કે મહારાજ દશરથ, વિવાહસંબંધી માંગલિક કાર્યો જેમના થયી ગયા છે, એવા પોતાના પુત્રો સાથે કન્યાદાન કરનારની પ્રતીક્ષા કરે છે. (૯, ૧૦)

दातृप्रतिग्रहीतृभ्यां सर्वार्थाः संभवन्ति हि । स्वधर्मं प्रतिपद्यस्व कृत्वा वैवाह्यमुत्तमम् ॥११॥

દાતા અને ગ્રહીતાથી જ બધાં કાર્યોનો સંભવ હોય છે, તેથી ઉત્તમ વિવાહસંબંધી કર્મ કરીને પોતાના ધર્મનું પાલન કરો. (૧૧)

इत्युक्तः परमोदारो वसिष्ठेन महात्मना । प्रत्युवाच महातेजा वाक्यं परमधर्मवित् ॥१२॥

પરમધર્મને જાણનાર, પરમઉદાર વસિષ્ઠનું વચન સાંભળી જનકજી બોલ્યા. (૧૨)

कः स्थितः प्रतिहारो मे कस्याज्ञां संप्रतीक्षते । स्वगृहे को विचारोऽस्ति यथा राज्यमिदं तव ॥१३

મારો કોયી દ્વારપાલ તો છે જ નહિ, કોની આજ્ઞાની પ્રતીક્ષા કરો છો? પોતાના જ ઘરમાં વિચારવાનું શું હોય? આ પણ તમારું જ રાજ્ય છે. (૧૩)

कृतकौतुकसर्वस्वा वेदिमूलमुपागताः । मम कन्या मुनिश्रेष्ठ दीप्ता वह्नेरिवार्चिषः ॥१४॥

હે મુનિશ્રેષ્ઠ, મંગલસૂત્રાદિ ધારણ કરીને, અગ્નિની જ્વાલાની જેમ મારી કન્યાવો વેદિ પાસે આવી ગયાં છે. (૧૪)

सद्योऽहं त्वत्प्रतीक्षोऽस्मि वेद्यामस्यां प्रतिष्ठितः । अविघ्नं क्रियतां सर्वं किमर्थं हि विलम्ब्यते ॥

હું તો આપની વાટ જોયીને આ વેદીમાં બેઠો છું. નિર્વિઘ્નરૂપે કરવાનું જે હોય તે બધું કરો. વિલંબ શા માટે? (૧૫)

तद्वाक्यं जनकेनोक्तं श्रुत्वा दशरथस्तदा । प्रवेशयामास सुतान्सर्वानृषिगणानपि ॥१६॥

શ્રીજનકની વાત સાંભળી, દશરથે પોતાના બધા પુત્રોને તથા ઋષિયોને પણ ત્યાં બોલાવ્યા. (૧૬)

ततो राजा विदेहानां वसिष्ठमिदमब्रवीत् । रामस्य लोकरामस्य क्रियां वैवाहिकीं कुरु ॥१७॥

ત્યારે જનકજીયે વસિષ્ઠજીને કહ્યું કે હે ઋષિ, લોકોને આનંદ આપનાર રામની વિવાહસંબંધિની ક્રિયા કરાવો. (૧૭)

अग्निमाधाय तं वेद्यां विधिमन्त्रपुरस्कृतम् । जुहावाग्नौ महातेजा वसिष्ठो मुनिपुङ्गवः ॥१८॥

તે સ્વીકાર કરીને, મહાતેજા વસિષ્ઠઋષિયે વેદિમાં મંત્રોચ્ચારણપૂર્વક અગ્ન્યાધ્યાન કરીને—હોમ કર્યો. (૧૮)

ततः सीतां समानीय सर्वाभरणभूषिताम् । समक्षमग्नेः संस्थाप्य राघवाभिमुखे तदा ॥१९॥

પછી સર્વ અલંકારોથી ભૂષિત સીતાને અગ્નિની પાસે, રામની સામે બેસાડીને જનકજીયે રામને કહ્યું. (૧૯)

अब्रवीज्जनको राजा कौसल्यानन्दवर्धनम् । इयं सीता मम सुता सहधर्मचरी तव ॥२०॥

આ સીતા મારી પુત્રી છે. તમારી સહધર્મચારિણી છે. (૨૦)

प्रतीच्छ चैनां भद्रं ते पाणिं गृह्णीष्व पाणिना। इत्युक्त्वा प्राक्षिपद्राजा मन्त्रपूतं जलं तदा ॥२१॥

આને સ્વીકાર કરો અને તમારા હાથથી એને હાથ પકડો. આમ કહીને તેમણે મંત્રથી પવિત્ર કરેલ જલ તેમની ઉપર છાંટયાં. (૨૧)

साधुसाध्विति देवानामृषीणां वदतां तदा। देवदुन्दुभिनिर्घोषः पुष्पवर्षो महानभूत् ॥२२॥

ત્યારે દેવોયે અને ઋષિયોયે સાધુવાદ ઉચ્ચાર્યો અને દેવોયે દુદુંભિ વગાડયો તેમજ પુષ્પવૃષ્ટિ કરી. (૨૨)

एवं दत्त्वा सुतां सीतां मन्त्रोदकपुरस्कृताम्। अब्रवीज्जनको राजा हर्षेणाभिपरिप्लुतः ॥२३॥

આ રીતે દીકરી સીતાને રામને આપી, આનંદવિભોર થયીને રાજા જનક બોલ્યા. (૨૩)

लक्ष्मणागच्छ भद्रं ते ऊर्मिलामुद्यतां मया। प्रतीच्छ पाणिं गृह्णीष्व मा भूत्कालस्य पर्ययः ॥२४॥

લક્ષ્મણ આવો, મેં ઉપસ્થિત રાખેલી ઊર્મિલાનો સ્વીકાર કરો અને પાણિગ્રહણ કરો. વિલંબ કરો મા. (૨૪)

तमेवमुक्त्वा जनको भरतं चाभ्यभाषत। गृहाण पाणिं माण्डव्याः पाणिना रघुनन्दन ॥२५॥

જનક લક્ષ્મણને આમ કહી ભરતને કહ્યું કે રઘુનંદન, તમે માંડવીનું પાણિગ્રહણ કરો. (૨૫)

शत्रुघ्नं चापि धर्मात्मा अब्रवीन्मिथिलेश्वरः। श्रुतकीर्तेर्महाबाहो पाणिं गृह्णीष्व पाणिना ॥२६॥

જનક રાજાયે શત્રુઘ્નને પણ કહ્યું કે હે મહાબાહો, શ્રુતકીર્તિનું પાણિગ્રહણ તમે કરો. (૨૬)

सर्वे भवन्तः सौम्याश्च सर्वे सुचरितव्रताः। पत्नीभिः सन्तु काकुत्स्था मा भूत्कालस्य पर्ययः ॥

આપ બધા સૌમ્ય છો, સદાચાર--સંપન્ન છો, તમે પત્નીવાન્ બનો. સમયનું અતિક્રમણ થાય નહિ. (૨૭)

जनकस्य वचः श्रुत्वा पाणीन्पाणिभिरस्पृशन्। चत्वारस्ते चतसृणां वसिष्ठस्य मते स्थिताः ॥

વસિષ્ઠજીની આજ્ઞા પ્રમાણે ચાલનારા તે ચારે ભાયિયોયે, જનકજીનું વચન સાંભળીને ચારે કન્યાવોના હાથનો સ્પર્શ કર્યો. (૨૮)

अग्निं प्रदक्षिणं कृत्वा वेदिं राजानमेव च। ऋषींश्चापि महात्मानः सहभार्या रघूद्वहाः ॥२९॥
अथोपकार्यां जग्मुस्ते सभार्या रघुनन्दनाः। राजाप्यनुययौ पश्यन्सर्षिसङ्घः सबान्धवः ॥३०॥

तइ श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे एकोनत्रिंशः सर्गः ॥२९॥

અગ્નિની, વેદીની, રાજા–દશરથની, જનકની, ઋષિયોની, પત્નિયો સાથે ચારે ભાયિયો પ્રદક્ષિણા કરીને પોતાના રહેઠાણે ગયા. રાજા દશરથ પણ ઋષિયો અને કુટુંબીજનો સાથે ત્યાં જ ગયા. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના એકોનત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिंशः सर्गः

अथ रात्र्यां व्यतीतायां विश्वामित्रो महामुनिः । आपृष्ट्वा तौ च राजानौ जगामोत्तरपर्वतम् ॥१॥

રાત્રિ વ્યતીત થયી ત્યારે મહામુનિ વિશ્વામિત્ર રાજા દશરથ અને જનકને પૂછીને હિમાલયમાં ચાલ્યા ગયા. (૧)

विश्वामित्रे गते राजा वैदेहं मिथिलाधिपम् । आपृष्ट्वैव जगामाशु राजा दशरथः पुरीम् ॥२॥

રાજા દશરથ પણ મહારાજ જનકની આજ્ઞા લયી અયોધ્યાપુરી ગયા. (૨)

अथ राजा विदेहानां ददौ कन्याधनं बहु । गवां शतसहस्राणि बहूनि मिथिलेश्वरः ॥३॥

कम्बलानां च मुख्यानां क्षौमान्कोटयम्बराणि च । हस्त्यश्वरथपादातं दिव्यरूपं स्वलंकृतम् ॥४॥

ददौ कन्याशतं तासां दासीदासमनुत्तमम् । हिरण्यस्य सुवर्णस्य मुक्तानां विद्रुमस्य च ॥५॥

दत्त्वा बहुविधं राजा समनुज्ञाप्य पार्थिवम् । प्रविवेश स्वनिलयं मिथिलां मिथिलेश्वरः ॥६॥

જનકજી ઘણી ગાયો, સારા સારા કંબલો, કરોડો રેશમી વસ્ત્રો, હાથી, અશ્વ, રથ, પેદલ બધાંને અલંકૃત કરીને, સો કન્યાવો, દાસી, દાસ, સોના, મોતી, વિદ્રુમ, ઘણાય ધન કન્યાવોને આપીને, મહારાજ દશરથની આજ્ઞા લયીને પોતાના મહેલે ગયા. (૩, ૪, ૫, ૬)

राजाप्ययोध्याधिपतिः सह पुत्रैर्महात्मभिः । ऋषीन्सर्वान्पुरस्कृत्य जगाम स बलान्वितः ॥७॥

મહારાજ દશરથ પણ મહાત્મા પુત્રો સાથે, ઋષિયોને આગળ કરીને, સેના સાથે અયોધ્યા ગયા. (૭)

घोरास्तु पक्षिणो वाचो व्याहरन्ति समन्ततः । भौमाश्चैव मृगाः सर्वे गच्छन्ति स्म प्रदक्षिणम् ॥८॥

ઋષિયો સાથે રામને લયીને મહારાજ દશરથ જતા હતા ત્યારે ચારેકોર પક્ષિયો ભયંકર શબ્દો કરતાં હતાં. ભૂમિ ઉપર ચાલનારા પશુવો પણ તેમની પ્રદક્ષિણા કરતા હતાં. (૮)

तान्दृष्ट्वा राजशार्दूलो वसिष्ठं पर्यपृच्छत । किमिदं हृदयोत्कम्पि मनो मम विषीदति ॥९॥

રાજા દશરથે તે બધાંને જોયીને વસિષ્ઠજીને પૂછ્યું : ક્રૂર, ભયંકર પક્ષિયો પ્રદક્ષિણા કરે છે, હૃદયને કંપાવનારું આ બધું શું છે ? મારું મન દુઃખી થાય છે. (૯)

राज्ञो दशरथस्यैतच्छ्रुत्वा वाक्यं महानृषिः । उवाच मधुरां वाणीं श्रूयतामस्य यत्फलम् ॥१०॥

વસિષ્ઠજિયે મધુર વાણીથી કહ્યું કે આનું જે ફલ છે, તે સાંભળો. (૧૦)

उपस्थितं भयं घोरं दिव्यं पक्षिमुखाच्च्युतम् । मृगाः प्रशमयन्त्येते सन्तापस्त्यज्यतामयम् ॥११॥

પક્ષિયોના મુખથી જે શબ્દ નિકળે છે તે બતાવે છે કે કોયી ભયંકર ભય ઉપસ્થિત છે. પણ આ મૃગો તેને શાંત કરે છે. ભયને મૂકી દો. (૧૧)

ददर्श भीमसंकाशं जटामण्डलधारिणम् । भार्गवं जामदग्न्येयं राजा राजविमर्दनम् ॥१२॥

મહારાજ દશરથે ભીમ જેવા, જટા ધારણ કરેલા, રાજાવોનો નાશ કરનાર ભૃગુપુત્ર પરશુરામને જોયા. (૧૨)

**कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम् । ज्वलन्तमिव तेजोभिर्दुर्निरीक्ष्यं पृथग्जनैः ॥१३॥**

તેવા કૈલાસની પેઠે દુર્ધર્ષ, પ્રલયકાલના અગ્નિની પેઠે અસહ્ય, તેજથી પ્રકાશતા, અને સામાન્ય લોકોથી ન જોવાય તેવા હતા. (૧૩)

**स्कन्धे चासज्ज्य परशुं धनुर्विद्युद्गणोपमम् । प्रगृह्य शरमुग्रं च त्रिपुरघ्नं यथा शिवम् ॥१४॥**

ખભ્ભા ઉપર પાવડો, અને ચળકાટ મારતું ધનુષ્ અને ઉગ્ર બાણને ધારણ કરીને ત્રિપુરના નાશ કરનાર શિવની જેમ હતા. (૧૪)

**तं दृष्ट्वा भीमसंकाशं ज्वलन्तमिव पावकम् । सङ्गता मुनयः सर्वे संजजल्पुरथो मिथः ॥१५॥**

અગ્નિસમાન પ્રકાશમાન અને ભયંકર તેમને જોયીને મુનિયો પરસ્પર ભેગા થયી વાતો કરતા હતા કે— (૧૫)

**पूर्वं क्षत्रवधं कृत्वा गतमन्युर्गतज्वरः । क्षत्रस्योत्सादनं भूयो न खल्वस्य चिकीर्षितम् ॥१६॥**

પહેલાં તો તેવો ક્ષત્રિયોનો વધ કરીને શાંત થયા હતા. ફરીથી તે ક્ષત્રિયોનો નાશ કરવા તો ઇચ્છતા નહિ હોય ? (૧૬)

**एवमुक्त्वार्घ्यमादाय भार्गवं भीमदर्शनम् । ऋषयो रामरामेति मधुरं वाक्यमब्रुवन् ॥१७॥**

આમ બોલી ભયંકર પરશુરામને અર્ઘ્ય આપી ઋષિયો રામ-રામ એટલે પરશુરામ એમ બોલવા લાગ્યા. (૧૭)

**प्रतिगृह्य तु तां पूजामृषिदत्तां प्रतापवान् । रामं दाशरथिं रामो जामदग्न्योभ्यभाषत ॥१८॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे त्रिंशः सर्गः ॥३०॥

ઋષિયોની પૂજાનો સ્વીકાર કરીને પ્રતાપી પરશુરામે રામને કહ્યું. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના ત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकत्रिंशः सर्गः

**राम दाशरथे वीर वीर्यं ते श्रूयतेऽद्भुतम् । धनुषो भेदनं चैव निखिलेन मया श्रुतम् ॥१॥**

હે વીર દશરથકુમાર, તમારા બલની વાત મેં સાંભળી છે, તમે ધનુષ્ તોડયું છે તે પણ મેં સાંભળ્યું છે. (૧)

**तदद्भुतमचिन्त्यं च भेदनं धनुषस्तथा । तच्छ्रुत्वाहमनुप्राप्तो धनुर्गृह्यापरं शुभम् ॥२॥**

તે અદ્ભુત અને અચિન્ત્ય ધનુર્ભેદન સાંભળીને હું બીજું સારું ધનુષ્ લયીને તમારી પાસે આવ્યો છું. (૨)

**तदिदं घोरसंकाशं जामदग्न्यं महद्धनुः । पूरयस्व शरेणैव स्वबलं दर्शयस्व च ॥३॥**

તે મારા ઘોર ધનુષ્ને તમે બાણસાથે જ ખેંચો અને પોતાનું બલ દેખાડો. (૩)

**तदहं ते बलं दृष्ट्वा धनुषोऽप्यस्य पूरणे । द्वन्द्वयुद्धं प्रदास्यामि वीर्यश्लाघ्यमहं तव ॥४॥**

હું આ ધનુષ્ને પણ ખેંચવામાં તમારું બળ જોયીને તમારી સાથે દ્વન્દ્વયુદ્ધ કરિશ. (૪)

तस्य तद्वचनं श्रुत्वा राजा दशरथस्तदा। विषण्णवदनो दीनो प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥५॥
તેમનું તે વચન સાંભળી રાજા દશરથનું મુખ ઉદાસ થયી ગયું અને હાથ જોડીને બોલ્યા. (૫)

क्षत्ररोषात्प्रशान्तस्त्वं ब्राह्मणश्च महातपाः। बालानां मम पुत्राणामभयं दातुमर्हसि ॥६॥
ક્ષત્રિયો ઉપર રોષ કરીને હવે તમે શાંત થયા છો. બ્રાહ્મણ છો, તપસ્વી છો, તેથી મારા નાના પુત્રોને અભયદાન આપો. (૬)

भार्गवाणां कुले जातः स्वाध्यायव्रतशालिनाम्। सहस्राक्षे प्रतिज्ञाय शस्त्रं प्रक्षिप्तवानसि ॥७॥
स त्वं धर्मपरो भूत्वा कश्यपाय वसुन्धराम्। दत्त्वा वनमुपागम्य महेन्द्रकृतकेतनः ॥८॥
मम सर्वविनाशाय सम्प्राप्तस्त्वं महामुने। न चैकस्मिन् हते रामे सर्वे जीवामहे वयम् ॥९॥
સ્વાધ્યાય-વ્રત પાલનારા ભાર્ગવોના કુલમાં ઉત્પન્ન થયેલા તમે ધર્માત્મા થયીને પૃથિવી કશ્યપને આપીને, પર્વતમાં નિવાસ કરનારા એવા તમે મારા સર્વનાશ માટે અહિં આવ્યા છો, હે મહા-મુને, રામને તમે હણુશો તો અમે બધા જીવિશું નહિ. (૭, ૮, ૯)

ब्रुवत्येवं दशरथे जामदग्न्यः प्रतापवान्। अनादृत्य तु तद्वाक्यं राममेवाभ्यभाषत ॥१०॥
દશરથ રાજા આમ બોલતા જ હતા એટલામાં તેમની વાતનો અનાદર કરીને તેવોયે રામને કહ્યું. (૧૦)

इमे द्वे धनुषी श्रेष्ठे दिव्ये लोकाभिपूजिते। दृढे बलवती मुख्ये सुकृते विश्वकर्मणा ॥११॥
આ બે ધનુષો છે. અને દેવલોકથી પૂજિત છે, દઢ છે, બલવાન્ છે અને વિશ્વકર્માયે બનાવેલ છે. (૧૧)

अनुसृष्टं सुरैरेकं त्र्यम्बकाय युयुत्सवे। त्रिपुरघ्नं नरश्रेष्ठ भग्नं काकुत्स्थ यत्त्वया ॥१२॥
તે બેમાંથી એક ધનુષને દેવોયે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા ત્ર્યંબકને આપ્યું. જેને તમે તોડી નાખ્યું છે તે ત્રિપુરઘ્ન-ત્રિપુરના નાશ કરનારું ધનુષ્ હતું. (૧૨)

इदं द्वितीयं दुर्धर्षं विष्णोर्दत्तं सुरोत्तमैः। तदिदं वैष्णवं राम धनुः परपुरञ्जयम् ॥१३॥
આ બીજું ધનુષૂ છે. દુર્ધર્ષ છે, સારા સારા દેવોયે વિષ્ણુને આપ્યું હતું. શત્રુવોને જીતનાર તે વૈષ્ણુવ ધનુષ્ આ છે. (૧૩)

योजयस्व धनुःश्रेष्ठे शरं परपुरञ्जयम्। यदि शक्तोसि काकुत्स्थ द्वन्द्वं दास्यामि ते ततः ॥१४॥
આ ધનુષ્ ઉપર યદિ તમે બાણુ ચડાવી શકશો તો તમારી સાથે હું દ્વંદ્વયુદ્ધ કરિશ. (૧૪)

आरोप्य स धनू रामः शरं सज्यं चकार ह। जामदग्न्यं ततो रामं रामः क्रुद्धोऽब्रवीद्वचः ॥१५॥
રામે ધનુષ્ ચડાવી દીધું અને તેના ઉપર બાણુ મૂકયો. પછી ક્રુદ્ધ થયીને પરશુરામને કહ્યું. (૧૫)

ब्राह्मणोसीति पूज्यो मे विश्वामित्रकृतेन च। तस्माच्छक्तो न ते राम मोक्तुं प्राणहरं शरम् ॥
તમે બ્રાહ્મણુ હોવાથી તેમજ વિશ્વામિત્ર સાથે પણુ તમારો સંબંધ હોવાથી મારા પૂજ્ય છો. તેથી આ પ્રાણુહરણુ કરનાર બાણુને તમારા ઉપર છોડતો નથી. (૧૬)

न ह्ययं वैष्णवो दिव्यः शरः परपुरञ्जयः। मोघः पतति वीर्येण बलदर्पविनाशनः ॥१७॥
આ તો વૈષ્ણુવ દિવ્ય બાણુ છે. શત્રુવો ઉપર વિજય મેળવનાર છે. લોકોના બલના અભિમાનનો નાશ કરનાર આ બાણુ વ્યર્થ પડતો નથી. (૧૭)

जडीकृते तदा लोके रामे वरधनुर्धरे । निर्वीर्यो जामदग्न्योऽसौ रामो राममुदैक्षत ॥१८॥

ધનુર્ધારી પરશુરામ જ્યારે જડ જેવા ઊભા રહ્યા ત્યારે નિર્વીર્ય તેવોયે રામને જોયા. (૧૮)

तेजोभिर्गतवीर्यत्वाज्जामदग्न्यो जडीकृतः । रामं कमलपत्राक्षं मन्दं मन्दमुवाच ह ॥१९॥

જ્યારે પરશુરામ નિર્બલ બની ગયા, જડ જેવા થયી ગયા ત્યારે તેવોયે કમલપત્રાક્ષ દાશરથિ રામને ધીમે ધીમે કહ્યું. (૧૯)

अक्षय्यं मधुहन्तारं जानामि त्वां सुरेश्वरम् । धनुषोस्य परामर्शात्स्वस्ति तेस्तु परन्तप ॥२०॥

મધુદૈત્યનો નાશ કરનાર એવા તમને આ ધનુષ્ ચડાવવાથી હું અક્ષય્ય દેવતા સમજું છું. તમારુ કલ્યાણુ થાવ. (૨૦)

एते सुरगणाः सर्वे निरीक्षन्ते समागताः । त्वामप्रतिमकर्माणमप्रतिद्वन्द्वमाहवे ॥२१॥

આ આવેલા દેવો તમને અદ્વિતીય કાર્ય કરનાર અને યુદ્ધમાં જેનો કોયી જોટો નથી એમ તમને જુવે છે–માને છે. (૨૧)

न चेयं मम काकुत्स्थ व्रीडा भवितुमर्हति । त्वया त्रैलोक्यनाथेन यदहं विमुखीकृतः ॥२२॥

અને હે રામ, તમે તો ત્રિલોકીનાથ છો. તમોયે મને પરાજિત કર્યો છે તેથી મને લજ્જા નથી. (૨૨)

शरमप्रतिमं राम मोक्तुमर्हसि सुव्रत । शरमोक्षे गमिष्यामि महेन्द्रं पर्वतोत्तमम् ॥२३॥

હે રામ, તમે જેની સરખામણી નથી એવા આ બાણુને છોડો. ત્યારે હું મહેન્દ્ર પર્વત ઉપર જતો રહિશ. (૨૩)

रामं दाशरथिं रामो जामदग्न्यः प्रशस्य च । ततः प्रदक्षिणीकृत्य जगामात्मगतिं प्रभुः ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे एकत्रिंशः सर्गः ॥३१॥

ત્યારે પરશુરામ દાશરથિ રામની પ્રશંસા અને પ્રદક્ષિણા કરીને જ્યાં જવું હતું ત્યાં ચાલ્યા ગયા.

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણુના બાળકાંડના એકત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्वात्रिंशः सर्गः

गते रामे प्रशान्तात्मा रामो दाशरथिर्धनुः । वरुणायाप्रमेयाय ददौ हस्ते महायशाः ॥१॥

પરશુરામ ચાલ્યા ગયા ત્યારે શાંતસ્વરૂપ રામે ધનુષ્યને વરુણને આપ્યું. (૧)

अभिवाद्य ततो रामो वसिष्ठप्रमुखानृषीन् । पितरं विकलं दृष्ट्वा प्रोवाच रघुनन्दनः ॥२॥

ત્યારે વસિષ્ઠ આદિ ઋષિયોને પ્રણામ કરી દશરથજીને વ્યાકુલ જોયીને રામ બોલ્યા. (૨)

जामदग्न्यो गतो रामः प्रयातु चतुरङ्गिणी । अयोध्याभिमुखी सेना त्वया नाथेन पालिता ॥३॥

પરશુરામ ગયા. હવે આપની ચતુરંગિણી સેનાને અયોધ્યાની ઓર ચાલવાની આજ્ઞા આપો. (૩)

गतो राम इति श्रुत्वा हृष्टः प्रमुदितो नृपः । पुनर्जातं तदा मेने पुत्रमात्मानमेव च ॥४॥

પરશુરામ ગયા આમ સાંભળી રાજા પ્રસન્ન થયા અને રામનો તથા પોતાનો પણ પુનર્જન્મ માન્યો. (૪)

चोदयामास तां सेनां जगामाशु ततः पुरीम् । पताकाध्वजिनीं रम्यां तूर्योद्घोषनिनादिताम् ॥
સેનાને ચાલવાનો આદેશ રાજાયે આપ્યો. અને પતાકા, ધ્વજ, આદિથી સુશોભિત અને તૂર્ય આદિ વાજિંત્રોના સ્વરથી ગુંજતી અયોધ્યા ગયા. (૫)

सिक्तराजपथां रम्यां प्रकीर्णकुसुमोत्कराम् । राजप्रवेशसुमुखैः पौरैर्मङ्गलपाणिभिः ॥६॥
सम्पूर्णां प्राविशत् राजा जनौघैः समलङ्कृताम् । पौरैः प्रत्युद्गतो दूरं द्विजैश्च पुरवासिभिः ॥७॥
અયોધ્યાના રાજમાર્ગમાં પાણી છાંટવામાં આવ્યું હતું. ફૂલોનો ઢગલો પાથરવામાં આવ્યો હતો. રાજાના આવવાથી પ્રસન્ન મુખવાળા તથા માંગલિક વસ્તુઓ જેના હાથમાં હતી એવાવો વડે પૂર્ણ અને માણસોના ટોળાથી શોભિત આવી અયોધ્યામાં રાજાયે પ્રવેશ કર્યો. નગરવાસિયોયે, નાગરિક બ્રાહ્મણોયે તેમનો અભ્યુત્થાનાદિથી સત્કાર કર્યો. (૬–૭)

पुत्रैरनुगतः श्रीमाञ्श्रीमद्भिश्च महायशाः । प्रविवेश गृहं राजा हिमवत्सदृशं प्रियम् ॥८॥
શ્રીમાન્ પુત્રો સાથે રાજા હિમાલય જેવા નિર્મળ અને પ્રિય રાજભવનમાં પ્રવિષ્ટ થયા. (૮)

ननन्द स्वजनै राजा गृहे कामैः सुपूजितः । कौसल्या च सुमित्रा च कैकयी च सुमध्यमा ॥९॥
કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી વહુવોના સત્કારમાં લાગી ગયાં. (૯)

वधू प्रतिग्रहे युक्ता याश्चान्या राजयोषितः । ततः सीतां महाभागामूर्मिलां च यशस्विनीम् १०॥
कुशध्वजसुते चोभे जगृहुर्नृपयोषितः । देवतायतनान्याशु सर्वास्ताः प्रत्यपूजयन् ॥११॥
ત્યાર પછી ભાગ્યશાલિની અને યશસ્વિની સીતાનું ઉર્મિલાનું, તેમજ કુશધ્વજની કન્યાવો માંડવી અને શ્રુતકીર્તિનું રાણિયોયે આલિંગન કર્યું. દેવમંદિરોમાં દેવોની બધાયે પૂજા કરી, અભિવાદન કરવા યોગ્ય જે હતા, બધાને રાજકન્યાવોયે. અભિવાદન કર્યું. (૧૦–૧૧)

कृतदाराः कृतास्त्राश्च सधनाः ससुहृज्जनाः । शुश्रूषमाणाः पितरं वर्तयन्ति नरर्षभाः ॥१२॥
પરિણીત થયેલા તેમજ અસ્ત્રવિદ્યામાં કુશળ અને ઉત્તમ સાથીવાળા, તે ચારે પુત્રો પિતાની સેવામાં લાગ્યા રહેતા. (૧૨)

कस्यचित्त्वथ कालस्य राजा दशरथः सुतम् । भरतं कैकयीपुत्रमब्रवीद्रघुनन्दनः ॥१३॥
કેટલાક સમય પછી રાજા દશરથે કૈકેયીપુત્ર ભરતને કહ્યું. (૧૩)

अयं केकयराजस्य पुत्रो वसति पुत्रक । त्वां नेतुमागतो वीरो युधाजिन्मातुलस्तव ॥१४॥
આ કેકયનરેશનો પુત્ર અને તમારા મામા યુધાજિત્ તમને લેવા આવ્યા છે. (૧૪)

आपृच्छ्य पितरं शूरो रामं चाक्लिष्टकारिणम् । मातॄश्चापि नरश्रेष्ठः शत्रुघ्नसहितो ययौ ॥१५॥
રાજા દશરથનું આ વચન સાંભળી શત્રુઘ્ન સાથે ભરત ત્યાં ચાલ્યા ગયા. (૧૫)

गते च भरते रामो लक्ष्मणश्च महाबलः । पितरं देवसंकाशं पूजयामासतुस्तदा ॥१६॥
જ્યારે ભરત મામાને ત્યાં ગયા ત્યારે રામ અને લક્ષ્મણ પિતાની સેવા કરતા હતા. (૧૬)

पितुराज्ञां पुरस्कृत्य पौरकार्याणि सर्वशः । चकार रामः सर्वाणि प्रियाणि च हितानि च ॥१७॥
પિતાની આજ્ઞા પ્રમાણે પારકાર્યો અને પ્રિયકારક તથા હિતકારક કાર્યો રામ કરતા હતા. (૧૭)

मातृभ्यो मातृकार्याणि कृत्वा परमयन्त्रितः । गुरूणां गुरुकार्याणि काले कालेऽन्ववैक्षत ॥१८॥

પરમ સંયમી રામ માતાઓની સેવા કરીને સમયે સમયે વડીલોનાં પણ ગુરુ કાર્યોનું ધ્યાન રાખતા હતા. (૧૮)

एवं दशरथः प्रीतो ब्राह्मणा नैगमास्तथा । रामस्य शीलवृत्तेन सर्वे विषयवासिनः ॥१९॥

રામ આમ કરતા હતા તેથી તેમના શીલ-સ્વભાવથી મહારાજ દશરથ, બ્રાહ્મણો અને વૈશ્યો તેમજ રાજ્યની બધી પ્રજા પણ પ્રસન્ન હતાં. (૧૯)

तेषामतियशा लोके रामः सत्यपराक्रमः । स्वयंभूरिव भूतानां बभूव गुणवत्तरः ॥२०॥

ચારે પુત્રોમાંથી રામ લોકમાં પરમયશસ્વી અને સત્યપરાક્રમવાળા થયીને સર્વભૂતોમાં સ્વયંભૂની પેઠે શ્રેષ્ઠ ગુણવાળા થયા. (૨૦)

प्रिया तु सीता रामस्य दाराः पितृकृता इति । रामश्च सीतया सार्धं विजहार बहूनृतून् ॥२१॥

શ્રી જનકજીયે સીતાને રામની પત્ની બનાવી હતી તેથી રામ સીતાની સાથે ઘણાય ઋતુવો સુધી વિહાર કરતા રહ્યા. (૨૧)

गुणाद्रूपगुणाच्चापि प्रीतिर्भूयोऽभिवर्धते । तस्याश्च भर्ता द्विगुणं हृदये परिवर्तते ॥२२॥

પાતિવ્રત્યાદિ અનેક ગુણોને લીધે અને સુંદરતાને લીધે પણ સીતા માટે રામના હૃદયમાં પ્રેમ હતો. અને તેજ કારણોથી સીતાના હૃદયમાં રામ માટે બમણો પ્રેમ હતો. (૨૨)

अन्तर्गतमपि व्यक्तमाख्याति हृदयं हृदा । तस्य भूयो विशेषण मैथिली जनकात्मजा ॥२३॥

રામના અંતર્ગત હૃદયને પણ સીતા પોતાના હૃદયથી, વધારે સ્પષ્ટરૂપથી જાણતાં હતાં. (૨૩)

तया स राजर्षिसुतोऽभिकामया समेयिवानुत्तमराजकन्यया ।
अतीव रामः शुशुभे मुदान्वितो विभुः श्रिया विष्णुरिवामरेश्वरः ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये बालकाण्डे द्वात्रिंशः सर्गः ॥३२॥

રાજર્ષિ દશરથના પુત્ર રામ સુંદર રાજકન્યા સીતાને પ્રાપ્ત કરી, દેવદેવ વિષ્ણુ જેમ લક્ષ્મી સાથે શોભા પામે છે, તેમ આનંદયુકત થયીને શોભતા હતા. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના બાળકાંડના દ્વાત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

इति बालकाण्डं समाप्तम् (अस्मिन् काण्डे सङ्कलिता संख्या ७५९)



महतैव प्रयासेन काण्डमेतद्विशुद्धताम् ।
नीत्वा भगवदाचार्यः कृतकृत्यः प्रसीदति ॥



# अयोध्याकाण्डे

## अथ प्रथमः सर्गः

गच्छता मातुलकुलं भरतेन तदाऽनघः । शत्रुघ्नो नित्यशत्रुघ्नो नीतः प्रीतिपुरस्कृतः ॥१॥
પોતાના મામાની પાસે જતાં શ્રીભરતજીએ શત્રુઘ્નને પણ પ્રેમથી સાથે લીધા. (૧)

स तत्र न्यवसद्‌भ्रात्रा सह सत्कारसत्कृतः । मातुलेनाश्वपतिना पुत्रस्नेहेन लालितः ॥२॥
ભરતજીને તેમના મામા અશ્વપતિએ પુત્ર જેટલા પ્રેમ અને સત્કારથી ત્યાં રાખ્યા. (૨)

तत्रापि निवसन्तौ तौ तर्प्यमाणौ च कामतः । भ्रातरौ स्मरतां वीरौ वृद्धं दशरथं नृपम् ॥३॥
ત્યાં બન્ને ભાયિયો પરમ સુખથી રહેતા હતા અને શ્રીરામનું, લક્ષ્મણનું તથા વૃદ્ધ દશરથ મહારાજનું સદા સ્મરણ કરતા. (૩)

राजापि तौ महातेजाः सस्मार प्रोषितौ सुतौ । उभौ भरतशत्रुघ्नौ महेन्द्रवरुणोपमौ ॥४॥
રાજા દશરથ પણ મહેન્દ્ર અને વરુણ જેવા પોતાના પુત્રો ભરત અને શત્રુઘ્નનું સ્મરણ કરતા હતા. (૪)

सर्वे एव तु तस्येष्टाश्चत्वारः पुरुषर्षभाः । तेषामपि महातेजा रामो रतिकरः पितुः ॥५॥
દશરથજીને ચારે પુત્રો પ્રિય હતા. પણ રામ વધારે પ્રિય હતા. (૫)

स हि देवैरुदीर्णस्य रावणस्य वधार्थिभिः । अर्थितो मानुषे लोके जज्ञे विष्णुः सनातनः ॥६॥
રાવણના વધની ઇચ્છાવાળા દેવોની પ્રાર્થનાથી જાણે સનાતન વિષ્ણુ પોતે જ મનુષ્યલોકમાં રામરૂપે પ્રકટ થયા હોય. (૬)

कौसल्या शुशुभे तेन पुत्रेणामिततेजा । यथा वरेण देवानामदितिर्वज्रपाणिना ॥७॥
મહાતેજસ્વી તે પુત્રથી કૌસલ્યાજી તેમ શોભી રહ્યાં હતાં જેમ ઇન્દ્રથી અદિતિ. (૭)

स हि रूपोपपन्नश्च वीर्यवाननसूयकः । भूमावनुपमः सूनुर्गुणैर्दशरथोपमः ॥८॥
રામ બળવાન્ અને રૂપવાન્ હતા. કોયીની અસૂયા કરનાર ન હતા તથા રાજા દશરથ જેવા જ અનુપમ ગુણવાન્ હતા. (૮)

स च नित्यं प्रशान्तात्मा मृदुपूर्वं च भाषते । उच्यमानोऽपि परुषं नोत्तरं प्रतिपद्यते ॥९॥
તે શાંત અને મૃદુભાષી હતા. કોયી તેમને કઠોર વચન કહે તો પણ કશું બોલતા ન હતા. (૯)

कदाचिदुपकारेण कृतेनैकेन तुष्यति । न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया ॥१०॥
કોયી કદી એક પણ તેમનો ઉપકાર કરતો તો તેનાથી પણ તેવો પ્રસન્ન રહેતા અને કોયી તેમના સેંકડો અપરાધ કરે તોપણ તેવો તે અપરાધોનું સ્મરણ કરતા ન હતા. (૧૦)

**शीलवृद्धैर्ज्ञानवृद्धैर्वयोवृद्धैश्च सज्जनैः । कथयन्नास्त वै नित्यमस्त्रयोग्यान्तरेष्वपि ॥११॥**

અસ્ત્રાદિ-વિદ્યા શીખવાના સમયમાં પણ તેવો શીલવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ સજ્જનો સાથે વાર્તાલાપ કરતા રહેતા. (૧૧)

**बुद्धिमान्मधुराभाषी पूर्वभाषी प्रियंवदः । वीर्यवान्न च वीर्येण महता स्वेन विस्मितः ॥१२॥**

બુદ્ધિમાન્, મધુર બોલનારા, તેમને કોયી મળે તો, તેના પહેલાં તેવો તેની સાથે મધુર ભાષામાં વાત કરવા લાગતા. પ્રિયંવદ હતા. બલવાન્ હોવા છતાં કદી તેમને પોતાના બલનો ગર્વ ન હતો. (૧૨)

**न चानृतकथो विद्वान्वृद्धानां प्रतिपूजकः । अनुरक्तः प्रजाभिश्च प्रजाश्चाप्यनुरज्यते ॥१३॥**

કદી અસત્ય બોલતા નહિ. વિદ્યાવાન્ અને વૃદ્ધોને પૂજનારા હતા. પ્રજા સાથે પ્રેમ રાખતા અને પ્રજા તેમના ઉપર પ્રેમ રાખતી. (૧૩)

**सानुक्रोशो जितक्रोधो ब्राह्मणप्रतिपूजकः । दीनानुकम्पी धर्मज्ञो नित्यं प्रग्रहवाञ्छुचिः ॥१४॥**

દયાળુ હતા. ક્રોધને જીતનારા અને બ્રાહ્મણોની પૂજા કરનારા હતા. દીનો ઉપર દયા રાખતા, જિતેન્દ્રિય અને પવિત્ર હતા. (૧૪)

**कुलोचितमतिः क्षात्रं स्वधर्मं वहु मन्यते । मन्यते परया प्रीत्या महत्स्वर्गफलं ततः ॥१५॥**

પોતાના કુલને અનુસરીને જ ઉચિત વિચારવાળા હતા. પોતાના ક્ષાત્રધર્મને બહુ આદર આપતા, ક્ષાત્ર ધર્મનું પાલન કરતા, કેમકે તેનાથી સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા હતી. (૧૫)

**नाश्रेयसि रतो यश्च न विरुद्धकथारुचिः । उत्तरोत्तरयुक्तीनां वक्ता वाचस्पतिर्यथा ॥१६॥**

કદી નિન્દિત એટલે નિષિદ્ધ કર્મનો વિચાર પણ કરતા ન હતા, દુષ્ટ કથામાં તેમની રુચિ ન હતી અને ઉત્તર-પ્રત્યુત્તર કરવામાં બૃહસ્પતિ જેવા હતા. (૧૬)

**अरोगस्तरुणो वाग्मी वपुष्मान्देशकालवित् । लोके पुरुषसारज्ञः साधुरेको विनिर्मितः ॥१७॥**

નીરોગ હતા. તરુણ અને વાગ્મી હતા, શરીરે સુડોલ હતા તથા દેશકાળને સમજનારા હતા. મનુષ્યને ઓળખનારા અને પરમ સાધુ હતા. આવા ગુણોથી યુક્ત જાણે બ્રહ્માજિયે તેમને જ બનાવ્યા હોય. (૧૭)

**स तु श्रेष्ठैर्गुणैर्युक्तः प्रजानां पार्थिवात्मजः । बहिश्चर इव प्राणो बभूव गुणतः प्रियः ॥१८॥**

આવા સારા ગુણોથી યુક્ત તે રાજકુમાર રામ પ્રજાને પ્રાણ સમાન પ્રિય હતા. (૧૮)

**सर्वविद्याव्रतस्नातो यथावत्साङ्गवेदवित् । इष्वस्त्रे च पितुः श्रेष्ठो बभूव भरताग्रजः ॥१९॥**

સર્વ વિદ્યામાં તે સ્નાતક હતા, અંગ-ઉપાઙ્ગ સાથે વેદોને સારી રીતે જાણનારા હતા અને બાણવિદ્યામાં તો દશરથજી કરતાં પણ શ્રેષ્ઠ હતા. (૧૯)

**कल्याणाभिजनः साधुरदीनः सत्यवागृजुः । वृद्धैरभिविनीतश्च द्विजैर्धर्मार्थदर्शिभिः ॥२०॥**

કલ્યાણની ભૂમિ હતા. નિર્લોભ, સત્યવકતા, કોમળ, ધર્મ-અર્થને જાણનારા અને વૃદ્ધ બ્રાહ્મણોથી શિક્ષિત હતા. (૨૦)

**धर्मकामार्थतत्त्वज्ञः स्मृतिमान्प्रतिभानवान् । लौकिके समयाचारे कृतकल्पो विशारदः ॥२१॥**

ધર્મ, કામ અને અર્થના તત્ત્વને જાણનાર, સ્મૃતિવાળા અને પ્રતિભાવાળા હતા. લૌકિક વ્યવહાર અને સમયાનુકૂલ કાર્ય કરવામાં સમર્થ અને કુશળ હતા. (૨૧)

निभृतः संवृताकारो गुप्तमन्त्रः सहायवान्। अमोघक्रोधहर्षश्च त्यागसंयमकालवित् ॥२२॥

વિનીત, ગંભીર, ગુપ્તવસ્તુને છુપાવનારા, સારા સાથિયોવાળા, ક્રોધ અને પ્રસન્નતા એમનાં નિષ્ફળ ન હતાં, ત્યાગ અને સંગ્રહના કાળને તેવો જાણનારા હતા. (૨૨)

दृढभक्तिः स्थिरप्रज्ञो नासद्ग्राही न दुर्वचाः। निस्तन्द्रिरप्रमत्तश्च स्वदोषपरदोषवित् ॥२३॥

ગુરુ આદિમાં દૃઢ ભક્તિવાળા, સ્થિર બુદ્ધિવાળા, અસદ્ વસ્તુને નહિ કરનારા, અપશબ્દ નહિ બોલનારા, આલસ્ય રહિત, પ્રમાદ નહિ કરનારા, સ્વ અને પરના દોષને જાણનારા હતા. (૨૩)

शास्त्रज्ञश्च कृतज्ञश्च पुरुषान्तरकोविदः। यः प्रग्रहानुग्रहयोर्यथान्यायं विचक्षणः ॥२४॥

શાસ્ત્રોને જાણનારા, કોયિયે કરેલા ઉપકારને સ્મરણમાં રાખનારા, કોના હૃદયમાં ક્યારે કયો વિચાર છે તેને જાણનારા, અર્થાત્ કોયીને જોતાંની સાથે તેની વૃત્તિને જાણનારા, યથાયોગ્ય નિગ્રહ અને અનુગ્રહ કરવામાં કુશળ હતા. (૨૪)

सत्संग्रहानुग्रहणे स्थानविन्निग्रहस्य च। आयकर्मण्युपायज्ञः संदृष्टव्ययकर्मणि ॥२५॥

મહાત્માવોનો સંગ્રહમાં, અને તેમની સેવામાં કુશળ, દુષ્ટોનો નિગ્રહ-દંડાદિના અવસરને જાણનારા, આય વધારવાના ઉપાયને જાણનારા, શાસ્ત્રોક્ત રીતે આયવ્યય કરવાનાં જ્ઞાનવાળા હતા. (૨૫)

श्रैष्ठ्यं चास्त्रसमूहेषु प्राप्तो व्यामिश्रकेषु च। अर्थधर्मौ च संगृह्य सुखतन्त्रो न चालसः ॥२६॥

બધા અસ્ત્રોમાં તથા સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાવોમાં પણ પૂર્ણ કુશળ, અર્થ અને ધર્મનો સંચય કરીને સુખભોગ કરનારા, આલસ્યહીન-(૨૬)

वैहारिकाणां शिल्पानां विज्ञातार्थविभागवित्। आरोहे विनये चैव युक्तो वारणवाजिनाम् ॥२७॥

ક્રીડા માટે જે ગીત, વાદ્ય, ચિત્રકર્મ થાય છે, તે બધાંના જ્ઞાતા, ધનના વિભાગને જાણનારા, હાથી ઘોડા ઉપર ચઢવામાં અને તેમાં શિક્ષિત બનવામાં સમર્થ-(૨૭)

धनुर्वेदविदां श्रेष्ठो लोकेऽतिरथसंमतः। अभियाता प्रहर्ता च सेनानयविशारदः ॥२८॥

ધનુર્વિદ્યા-જાણનારાવોમાં શ્રેષ્ઠ, અતિરથોથી પૂજિત, સંગ્રામમાં સામે લડનાર અને પ્રહાર-કરનારા, સેનાની રચના અને વ્યૂહ રચનામાં કુશળ-(૨૮)

अप्रधृष्यश्च संग्रामे क्रुद्धैरपि सुरासुरैः। अनसूयो जितक्रोधो न दृप्तो न च मत्सरी ॥२९॥

ક્રોધે ભરાયેલા આવા સુરો કે અસુરોથી પણ ન હારનાર, કોયીની અસૂયા એટલે અદેખાયી નહિ કરનાર, ક્રોધને જીતનાર, નિરભિમાન અને બીજાની ચડતી જોયીને દ્વેષ ન કરનાર હતા. (૨૯)

नावज्ञेयश्च भूतानां न च कालवशानुगः। एवं श्रेष्ठैर्गुणैर्युक्तः प्रजानां पार्थिवात्मजः ॥३०॥

કોયી જેમનો તિરસ્કાર કરી શકે નહિ, કોયી પણ અવસરે કર્તવ્યનો વિચાર કરનારા, આવા શ્રેષ્ઠ ગુણોથી યુક્ત તે રાજકુમાર હતા. (૩૦)

संमतस्त्रिषु लोकेषु वसुधायाः क्षमागुणैः। बुद्ध्या बृहस्पतेस्तुल्यो वीर्ये चापि शचीपतेः ॥३१॥

ત્રણે લોકોમાં જેમનું માન હતું, પૃથ્વી સમાન ક્ષમારૂપ ગુણવાળા, બૃહસ્પતિ સમાન બુદ્ધિ-વાળા, ઇન્દ્રસમાન બળવાળા હતા. (૩૧)

तथा सर्वप्रजाकान्तैः प्रीतिसंजननैः पितुः। गुणैर्विरुरुचे रामो दीप्तः सूर्य इवांशुभिः ॥३२॥

તેમજ સર્વ પ્રજાને ગમે એવા અને પિતાને પ્રેમ થાય એવા ગુણોથી રામ, કિરણોથી શોભિત સૂર્યની પેઠે શોભતા હતા. (૩૨)

तमेवं वृत्तसंपन्नमप्रधृष्यपराक्रमम् । लोकनाथोपमं नाथमकामयत मेदिनी ॥३३॥
આવા આચાર-સંપન્ન મહાપરાક્રમી અને લોકનાથની ઉપમાવાળા તેમને પૃથ્વીયે સ્વામી બનાવવાની ઇચ્છા કરી. (૩૩)

एतैस्तु बहुभिर्युक्तं गुणैरनुपमैः सुतम् । दृष्ट्वा दशरथो राजा चक्रे चिन्तां परन्तपः ॥३४॥
આવા ઘણા ઉત્તમ ગુણોથી યુક્ત રામને જોયીને રાજા વિચાર કરવા લાગ્યા. (૩૪)

अथ राज्ञो बभूवैव वृद्धस्य चिरजीविनः । प्रीतिरेषा कथं रामो राजा स्यान्मयि जीवति ॥३५॥
ઘણા સમયથી જીવતો છું અને અત્યારે વૃદ્ધ થયો છું માટે મારા જીવતાં રામ કયી રીતે રાજા થાય, આ મારી ઈચ્છા છે. (૩૫)

वृद्धिकामो हि लोकस्य सर्वभूतानुकम्पकः । मत्तः प्रियतरो लोके पर्जन्य इव वृष्टिमान् ॥३६॥
લોકોની વૃદ્ધિ ઇચ્છનારા સર્વ પ્રાણિયો ઉપર દયા કરનારા, વૃષ્ટિ કરનારા મેઘની જેમ મારા કરતાં પણ વધારે લોકોમાં તે પ્રિય છે. (૩૬)

यमशक्रसमो वीर्ये बृहस्पतिसमो मतौ । महीधरसमो धृत्यां मत्तश्च गुणवत्तरः ॥३७॥
બળમાં યમરાજ અને ઇન્દ્ર સમાન છે, જ્ઞાનમાં બૃહસ્પતિ સમાન છે, ધીરજમાં પર્વત સમાન અને મારા કરતાં વધારે ગુણવાન્ છે. (૩૭)

महीमहमिमां कृत्स्नामधितिष्ठन्तमात्मजम् । अनेन वयसा दृष्ट्वा यथा स्वर्गमवाप्नुयाम् ॥३८॥
મારા આ સંપૂર્ણ રાજ્યનો રાજા થયેલા આ રામને આ વૃદ્ધાવસ્થામાં જોયીને મને સ્વર્ગ-સુખ પ્રાપ્ત થશે. (૩૮)

तं समीक्ष्य तदा राजा युक्तं समुदितैर्गुणैः । निश्चित्य सचिवैः सार्धं यौवराज्यममन्यत ॥३९॥
રામને જોયીને મન્ત્રિયો સાથે મન્ત્રણા કરીને યુવરાજપદ આપવા રાજાયે વિચાર કર્યો. (૩૯)

पूर्णचन्द्राननस्याथ शोकापनुदमात्मनः । लोके रामस्य बुबुधे संप्रियत्वं महात्मनः ॥४०॥
પૂર્ણચન્દ્ર સમાન મુખવાળા અને પોતાના શોકને દૂર કરનારા એવા રામ, રાજ્યમાં અત્યંત પ્રિય છે, એમ તેમણે જાણ્યું. (૪૦)

आत्मनश्च प्रजानां च श्रेयसे च प्रियेण च । प्राप्ते काले स धर्मात्मा भक्त्या त्वरितवान्नृपः ॥
પોતાના તેમજ પ્રજાવોના કલ્યાણ માટે અને રામ પ્રત્યે રાજાનો પ્રેમ હતો તેને લીધે પણ રામ પ્રજાને સારી રીતે રાખશે આ વિશ્વાસથી પણ, રાજાયે શ્રીરામને યુવરાજપદ આપવા માટે ઉતાવળ કરી. (૪૧)

नानानगरवास्तव्यान्पृथग्जानपदानपि । समानिनाय मेदिन्यां प्रधानान्पृथिवीपतिः ॥४२॥
પછી રાજા દશરથે અનેક નગરોમાં નિવાસ કરનારા અનેક રાજ્યોના રાજાવોને તેમજ બીજા પ્રધાન રાજાવોને પણ બોલાવ્યા. (૪૨)

नतु केकयराजानं जनकं वा नराधिपः । त्वरया चानयामास पश्चात्तौ श्रोष्यतः प्रियम् ॥४३॥
પણ કેકયનરેશને તેમજ રાજા જનકજીને રાજા દશરથે ઉતાવળને લીધે બોલાવ્યા નહિ. તેવોયે વિચાર કર્યો કે પાછળથી તેવો આ પ્રિય સમાચારને સાંભળશે. (૪૩)

अथोपविष्टे नृपतौ तस्मिन्परपुरार्दने । ततः प्रविविशुः शेषा राजानो लोकसंमताः ॥४४॥
શત્રુવોના બળને ચૂર્ણ કરનારા દશરથ મહારાજ જ્યારે બેસી ગયા ત્યારે લોકસંમત રાજાવોયે ત્યાં પ્રવેશ કર્યો. (૪૪)

अथ राजवितीर्णेषु विविधेष्वासनेषु च । राजानमेवाभिमुखा निषेदुर्नियता नृपाः ॥४५॥

નાના પ્રકારના આસનો રાજાની આજ્ઞાથી ત્યાં પાથરવામાં આવ્યા હતા. તે આસનો ઉપર રાજા દશરથની સામે તેવો બેસી ગયા. (૪૫)

स लब्धमानैर्विनयान्वितैर्नृपैः पुरालयैर्जानपदैश्च मानवैः।
उपोपविष्टैर्नृपतिर्वृतो बभौ सहस्रचक्षुर्भगवानिवामरैः ॥४६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे प्रथमः सर्गः ॥१॥

જેમ દેવોથી વિંટલાયેલા ઇન્દ્ર શોભે તેમ માન પામેલા નમ્ર રાજાવો વડે, નગરવાસિયો અને દેશવાસિયો વડે રાજા દશરથ શોભતા હતા. (૪૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પ્રથમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वितीयः सर्गः

ततः परिषदं सर्वामामन्त्र्य वसुधाधिपः । हितमुद्धर्षणं चैवमुवाच प्रथितं वचः ॥१॥

ત્યારે સભાને સંબોધીને રાજા દશરથ હિતકારક અને પરમ હર્ષ આપનાર વચન બોલ્યા. (૧)

विदितं भवतामेतद्यथा मे राज्यमुत्तमम् । पूर्वकैर्मम राजेन्द्रैः सुतवत्परिपालितम् ॥२॥

તમે બધા જાણો છો કે મારા પૂર્વજોયે આ રાજ્યનું પાલન પુત્રની પેઠે કર્યું છે. (૨)

सोऽहमिक्ष्वाकुभिः सर्वैर्नरेन्द्रैः प्रतिपालितम् । श्रेयसा योक्तुमिच्छामि सुखार्हमखिलं जगत् ॥३॥

તેથી હું પણ ઇક્ષ્વાકુવંશી રાજાવોથી પાલિત આ રાજ્યને કલ્યાણથી અને સુખથી યુક્ત બનાવવા ઇચ્છું છું. (૩)

मयाप्याचरितं पूर्वैः पन्थानमनुगच्छता । प्रजा नित्यमनिद्रेण यथाशक्त्यभिरक्षिताः ॥४॥

મેં પણ મારા પૂર્વજોના જ માર્ગમાં રહીને યથાશક્તિ સાવધાન થયીને પ્રજાનું રક્ષણ કર્યું છે. (૪)

इदं शरीरं कृत्स्नस्य लोकस्य चरता हितम् । पाण्डुरस्यातपत्रस्य च्छायायां जरितं मया ॥५॥

રાજ્યના શ્વેતછત્રની નીચે રહીને લોકોનું કલ્યાણ કરતાં કરતાં મેં પણ આ મારા શરીરને જીર્ણ કરી નાખ્યું છે. (૫)

राजप्रभावजुष्टां च दुर्वहामजितेन्द्रियैः । परिश्रान्तोऽस्मि लोकस्य गुर्वीं धर्मधुरं वहन् ॥६॥

રાજાના પ્રભાવથી યુક્ત અને વિલાસિયોથી સાચવી શકાય નહિ આવી આ મહતી ધર્મધુરાને વહન કરતો હું થાકી ગયો છું. (૬)

सोऽहं विश्राममिच्छामि पुत्रं कृत्वा प्रजाहिते । सन्निकृष्टानिमान्सर्वाननुमान्य द्विजर्षभान् ॥७॥

તે હું મારી પાસે રહેનાર આ બધા બ્રાહ્મણો અને ઋષિયોની આજ્ઞા લયીને, પ્રજાની રક્ષા માટે પુત્રને નિયુક્ત કરીને હવે વિશ્રામ લેવા ઇચ્છું છું. (૭)

**अनुजातो हि मां सर्वैर्गुणैः श्रेष्ठो ममात्मजः । पुरन्दरसमो वीर्ये रामः परपुरञ्जयः ॥८॥**

રામ મારા જેવા જ બધા ગુણોથી યુક્ત અને શત્રુવો ઉપર વિજય મેળવનાર, સામર્થ્યમાં ઇન્દ્ર સમાન છે. (૮)

**तं चन्द्रमिव पुष्येण युक्तं धर्मभृतां वरम् । यौवराज्ये नियोक्तास्मि प्रातः पुरुषपुङ्गवम् ॥९॥**

પુષ્ય નક્ષત્રથી યુક્ત ચંદ્ર સમાન, ધર્માત્માવોમાં શ્રેષ્ઠ અને પુરુષોમાં પણ શ્રેષ્ઠ આવા રામને હું યુવરાજપદે સ્થાપવાનો છું. (૯)

**अनुरूपः स वो नाथो लक्ष्मीवाँल्लक्ष्मणाग्रजः । त्रैलोक्यमपि नाथेन येन स्यान्नाथवत्तरम् ॥१०॥**

તે લક્ષ્મીવાન્ રામ તમારા યોગ્ય સ્વામી છે, આટલું જ નહિ ત્રણેય લોકો પણ તેમને પામી સનાથ હોયી શકે છે. (૧૦)

**अनेन श्रेयसा सद्यः संयोक्ष्येहमिमां महीम् । गतक्लेशो भविष्यामि सुते तस्मिन्निवेश्य वै ॥**

તેથી બહુ શીઘ્ર આ રાજ્યને તેમને સોંપાને હું નિશ્ચિંત બનીશ. (૧૧)

**यदिदं मेऽनुरूपार्थं मया साधु सुमन्त्रितम् । भवन्तो मेऽनुमन्यन्तां कथं वा करवाण्यहम् ॥१२॥**

મેં જે કહ્યું છે તે જો તમને અનુકૂલ અને સારું લાગતું હોય તો તે ઠીક, નહિ તો તમેજ કહો કે મારે શું કરવું જોયિયે. (૧૨)

**यद्यप्येषा मम प्रीतिर्हितमन्यद्विचिन्त्यताम् । अन्या मध्यस्थचिन्ता तु विमर्दाभ्यधिकोदया ॥१३॥**

જો કે મારી આવી જ ઇચ્છા છે. પણ તમને જે સારું લાગતું હોય તે વિચાર કરિયે. કેમકે ઘણાના વિચારમાંથી સારું પરિણામ આવે છે. (૧૩)

**स्निग्धोनुनादः संजज्ञे ततो हर्षसमीरितः । जनौघोद्घुष्टसन्नादो मेदिनीं कम्पयन्निव ॥१४॥**

ત્યારે તે સભામાં તે જનસમૂહનો એટલો ભારે આનંદનો શબ્દ થયો કે પૃથ્વી ધ્રુજવા લાગી. (૧૪)

**अनेकवर्षसाहस्रो वृद्धस्त्वमसि पार्थिव । स रामं युवराजानमभिषिञ्चस्व पार्थिवम् ॥१५॥**

તેવોયે રાજાને કહ્યું : હે મહારાજ આપ ઘણા વર્ષોના છો, વૃદ્ધ છો, તેથી રામનો યુવરાજ-પદપર અભિષેક કરી દો. (૧૫)

**इच्छामो हि महाबाहुं रघुवीरं महाबलम् । गजेन महतायान्तं रामं छत्रावृताननम् ॥१६॥**

અમે ઇચ્છિયે જ છિયે કે મહાબાહુ, મહાબળશાળી રામને રાજછત્ર સાથે હાથી ઉપર બેઠેલા જોયિયે. (૧૬)

**इति तद्वचनं श्रुत्वा राजा तेषां मनःप्रियम् । अजानन्निव जिज्ञासुरिदं वचनमब्रवीत् ॥१७॥**

મહારાજે તેવોનું કહેવું સાંભળીને જિજ્ઞાસુની જેમ એમ કહેવા લાગ્યા....(૧૭)

**श्रुत्वैतद्वचनं यन्मे राघवं पतिमिच्छथ । राजानः संशयोऽयं मे तदिदं ब्रूत तत्त्वतः ॥१८॥**

હે રાજાવો, તમે બધાયે રામને રાજા બનાવવાની વાતનો સ્વીકાર કર્યો છે, તેથી મને સંશય થાય છે, તે તમે સાચું સાચું કહો. (૧૮)

**कथं नु मयि धर्मेण पृथिवीमनुशासति । भवन्तो द्रष्टुमिच्छन्ति युवराजं महाबलम् ॥१९॥**

જ્યારે હું રાજ્ય કરી જ રહ્યો છું ત્યારે તમો મહાબલવાન્ યુવરાજની કેમ ઇચ્છા કરો છો ?

  

ते तमूचुर्महात्मानः पौरजानपदैः सह । बहवो नृप कल्याणगुणाः सन्ति सुतस्य ते ॥२०॥
તે મહાનુભાવ રાજાવો નગરવાસિયો અને રાજ્યવાસિયો સાથે બોલ્યા : મહારાજ તમારા પુત્રમાં ઘણાંય કલ્યાણકારી ગુણો છે. (૨૦)

दिव्यैर्गुणैः शक्रसमो रामः सत्यपराक्रमः । इक्ष्वाकुभ्योऽपि सर्वेभ्यो ह्यतिरिक्तो विशांपते ॥
ઇન્દ્ર જેવા દિવ્ય ગુણોવાળા રામ છે, તે સત્ય પરાક્રમવાળા છે. હે મહારાજ, તેવો સૌ ઇક્ષ્વાકુવંશિયો કરતાં શ્રેષ્ઠ છે. (૨૧)

रामः सत्पुरुषो लोके सत्यः सत्यपरायणः । साक्षाद्रामाद्विनिर्वृत्तो धर्मश्चापि श्रिया सह ॥२२॥
રામ સત્પુરુષ છે, સત્યપરાયણ છે, સાક્ષાત્ ધર્મ પણ શ્રીની સાથે રામથી જ પ્રકટ થયો છે.

प्रजासुखत्वे चन्द्रस्य वसुधायाः क्षमागुणैः । बुद्धया बृहस्पतेस्तुल्यो वीर्ये साक्षाच्छचीपतेः ॥
પૃથિવીમાં જે ક્ષમા આદિ ગુણો છે તે રામમાં પણ છે અને તેથી તે પ્રજાના સુખ માટે તે ગુણોનો ઉપયોગ કરે છે. તેવો બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા અને બળમાં સાક્ષાત્ ઇન્દ્ર જેવા છે. (૨૩)

धर्मज्ञः सत्यसन्धश्च शीलवाननसूयकः । क्षान्तः सान्त्वयिता श्लक्ष्णः कृतज्ञो विजितेन्द्रियः ॥
તેવો ધર્મજ્ઞ છે, સત્યપ્રતિજ્ઞ છે, શીલવાન્ છે, કોયીની અદેખાયી કરતા નથી. ક્ષમાશીલ છે. સૌને આશ્વાસન આપનાર છે, નિર્મળ છે, કૃતજ્ઞ અને જિતેન્દ્રિય છે. (૨૪)

मृदुश्च स्थिरचित्तश्च सदा भव्योऽनसूयकः । प्रियवादी च भूतानां सत्यवादी च राघवः ॥२५॥
તેવા મૃદુ છે, સ્થિર ચિત્તવાળા છે, ભવ્ય છે, સૌ કરતાં વધારે સત્યવાદી અને પ્રિયવાદી છે.

बहुश्रुतानां वृद्धानां ब्राह्मणानामुपासिता । तेनास्येहातुला कीर्तिर्यशस्तेजश्च वर्धते ॥२६॥
બહુશ્રુત અને વૃદ્ધબ્રાહ્મણોનો સંગ સેવનારા છે. તેથી તેમની અતુલ કીર્તિ અને તેજ વધતાં જાય છે. (૨૬)

देवासुरमनुष्याणां सर्वास्त्रेषु विशारदः । सम्यग्विद्याव्रतस्नातो यथावत्साङ्गवेदवित् ॥२७॥
દેવ, અસુર અને મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ અસ્ત્રવિદ્યાના પંડિત છે. તેમજ વિદ્યાવ્રતસ્નાતક અને યથાવત્ સાંગવેદોના વિદ્વાન્ છે. (૨૭)

गान्धर्वे च भुवि श्रेष्ठो बभूव भरताग्रजः । कल्याणाभिजनः साधुरदीनात्मा महामतिः ॥२८॥
ગાંધર્વવિદ્યામાં પણ રામ શ્રેષ્ઠ છે. કલ્યાણના કેન્દ્ર છે, પરોપકારી, અદીન અને મહાબુદ્ધિમાન્ છે. (૨૮)

यदा व्रजति संग्रामं ग्रामार्थे नगरस्य वा । गत्वा सौमित्रिसहितो नाविजित्य निवर्तते ॥२९॥
લક્ષ્મણ સાથે રામ ગ્રામ અથવા નગરની રક્ષા માટે જ્યારે સંગ્રામમાં જાય છે ત્યારે વિજયી થયીને જ પાછા ફરે છે. (૨૯)

संग्रामात्पुनरागत्य कुञ्जरेण रथेन वा । पौरान्स्वजनवन्नित्यं कुशलं परिपृच्छति ॥३०॥
રણમાંથી પાછા આવીને હાથી અથવા રથ ઉપર બેસીને બધા નગરવાસિયોને સ્વજનની પેઠે કુશળ પ્રશ્ન પૂછે છે. (૩૦)

पुत्रेष्वग्निषु दारेषु प्रेष्यशिष्यगणेषु च । निखिलेनानुपूर्व्या च पिता पुत्रानिवौरसान् ॥३१॥
જેમ પિતા પોતાના પુત્રોને પૂછે તેમ શ્રીરામ લોકોના બાળકો માટે, યજ્ઞાદિ ક્રિયા માટે, સ્ત્રિયો અને સેવકો તેમજ શિષ્યો માટે બધાંને કુશળ પૂછે છે. (૩૧)

**शुश्रूषन्ते च वः शिष्याः कच्चिद्धर्मेषु दंशिता । इति वः पुरुषव्याघ्रः सदा रामोऽभिभाषते ॥३२॥**

રામ સદાય બ્રાહ્મણોને પૂછે છે કે તમારા શિષ્યો તમારી સેવામાં સાવધાન રહે છે ને? (૩૨)

**व्यसनेषु मनुष्याणां भृशं भवति दुःखितः । उत्सवेषु च सर्वेषु पितेव परितुष्यति ॥३३॥**

રામ પ્રજાના દુઃખમાં દુઃખી થાય છે અને સુખમાં પિતાની પેઠે સુખી થાય છે. (૩૩)

**सत्यवादी महेष्वासो वृद्धसेवी जितेन्द्रियः । स्मितपूर्वाभिभाषी च धर्मं सर्वात्मनाश्रितः ॥३४॥**

રામ સત્યવાદી છે, મહાન્ ધનુર્ધર છે. વૃદ્ધસેવી અને જિતેન્દ્રિય છે. સૌની સાથે હંસીને જ બોલે છે અને ધર્મની સર્વરીતે રક્ષા કરે છે. (૩૪)

**सम्यग्योक्ता श्रेयसां च न विगृह्य कथारुचिः । उत्तरोत्तरयुक्तौ च वक्ता वाचस्पतिर्यथा ॥३५॥**

સૌનું કલ્યાણ થાય આવું જ કામ કરે છે, કદી પણ કલહ કે કજિયામાં રાચતા નથી. ઉત્તર પ્રત્યુત્તર કરવામાં વાચસ્પતિ જેવા છે. (૩૫)

**रामो लोकाभिरामोऽयं शौर्यवीर्यपराक्रमैः । प्रजापालनसंयुक्तो न रागोपहतेन्द्रियः ॥३६॥**

મહારાજ, રામ સમસ્ત પ્રજાને ગમે એવા છે, શૌર્ય, વીર્ય અને પરાક્રમથી પ્રજાના પાલનમાં લાગ્યા રહે છે, રાગથી તેમની ઇન્દ્રિયો વિકલ થતી નથી. (૩૬)

**शक्तस्त्रैलोक्यमप्येष भोक्तुं किंनु महीमिमाम् । नास्य क्रोधः प्रसादश्च निरर्थोऽस्ति कदाचन ॥**

રામ ત્રણેય લોકનું રક્ષણ કરી શકે છે, આ પૃથિવીની તો વાત જ શી ? રામનો ક્રોધ અને પ્રસન્નતા કદી નિરર્થક હોતાં નથી. (૩૭)

**हन्त्येष नियमाद्वध्यानवध्येषु न कुप्यति । युनक्त्यर्थैः प्रहृष्टश्च तमसौ यत्र तुष्यति ॥३८॥**

રામ મારવા યોગ્યને જ અવશ્ય મારે છે અને અવધ્ય ઉપર ક્રોધ કરતા નથી. અને જેના ઉપર પ્રસન્ન થાય છે તેને ધનધાન્યથી પૂર્ણ કરી દે છે. (૩૮)

**दान्तैः सर्वप्रजाकान्तैः प्रीतिसंजननैर्नृणाम् । गुणैर्विरोचते रामो दीप्तः सूर्य इवांशुभिः ॥३९॥**

પ્રજાને પ્રિય એવા અને આનંદ પમાડે એવા ગુણોથી રામ તેમ શોભે છે જેમ કિરણોને લીધે સૂર્ય. (૩૯)

**तमेवं गुणसंपन्नं रामं सत्यपराक्रमम् । लोकपालोपमं नाथमकामयत मेदिनी ॥४०॥**

આવા સર્વગુણસંપન્ન અને સત્યપરાક્રમવાળા લોકપાલ જેવા રામને પૃથ્વીએ પોતાના રાજા બનાવવાની ઇચ્છા કરી. (૪૦)

**वत्सः श्रेयसि जातस्ते दिष्ट्याऽसौ तव राघवः । बलमारोग्यमायुश्च रामस्य विदितात्मनः ॥४१**

હે મહારાજ, ભાગ્યની વાત છે કે સૌના કલ્યાણ માટે આ તમારા પુત્ર ઉત્પન્ન થયા છે. તે વિદિતાત્મા રામને બળ, આરોગ્ય અને આયુ બધું થાવ. (૪૧)

**स्त्रियो वृद्धस्तरुण्यश्च सायं प्रातः समाहिताः । सर्वान्देवान्नमस्यन्ति रामस्यार्थे मनस्विनः ॥**

વૃદ્ધ અને તરુણી સ્ત્રિયો પણ સાવધ થયીને સાયંકાળે ને પ્રાતઃકાળે મનસ્વી રામ માટે સર્વ દેવોને નમસ્કાર કરે છે....(૪૨)

**राममिन्दीवरश्यामं सर्वशत्रुनिबर्हणम् । पश्यामो यौवराज्यस्थं तव राजोत्तमात्मजम् ॥४३॥**

કે, સર્વશત્રુવોનો સંહાર કરનાર, નીલકમળ જેવા શ્યામસ્વરૂપ, રામને હે રાજોત્તમ, અમે **યુવરાજપદ પર આરૂઢ જોયિયે. (૪૩)**

तेषां तद्याचितं देव त्वत्प्रसादात्समृद्ध्यताम् । पश्यामो यौवराज्यस्थं तव राजोत्तमात्मजम् ॥

હે મહારાજ, તેઓની તે માગણી તમારી કૃપાથી સફળ થાવ અને અમે તમારા પુત્રને યુવરાજ-પદે જોયિયે. (૪૪)

तं देवदेवोपममात्मजं ते सर्वस्य लोकस्य हिते निविष्टम् ।
हिताय नः क्षिप्रमुदारजुष्टं मुदाभिषेक्तुं वरद त्वमर्हसि ॥४५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्वितीयः सर्गः ॥२॥

હે વરદ, મહારાજ, ઇન્દ્ર જેવા પરાક્રમી તે તમારા પુત્રનો, લોકોના કલ્યાણ માટે, પ્રસન્ન થયી શીઘ્ર આપ રાજ્યાભિષેક કરો. (૪૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વિતીયસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ तृतीयः सर्गः

तेषामञ्जलिपद्मानि प्रगृहीतानि सर्वशः । प्रतिगृह्याब्रवीद्राजा तेभ्यः प्रियहितं वचः ॥१॥

લોકોના પ્રણામ સ્વીકાર કરી રાજા દશરથ પ્રિય વાણીથી કહેવા લાગ્યા. (૧)

अहोऽस्मि परमप्रीतः प्रभावश्चातुलो मम । यन्मे ज्येष्ठं प्रियं पुत्रं यौवराज्यस्थमिच्छथ ॥२॥

હું અત્યંત પ્રસન્ન છું. મારું કેટલું મોટું ભાગ્ય છે કે તમે બધા મારા પ્રિય પુત્રને યુવરાજ બનાવવા ઇચ્છો છો. (૨)

इति प्रत्यर्चितान्राजा ब्राह्मणानिदमब्रवीत् । वसिष्ठं वामदेवं च तेषामेवोपशृण्वताम् ॥३॥

રાજાયે બ્રાહ્મણોને તથા વસિષ્ઠ અને વામદેવને કહ્યું. (૩)

चैत्रः श्रीमानयं मासः पुण्यः पुष्पितकाननः । यौवराज्याय रामस्य सर्वमेवोपकल्प्यताम् ॥४॥

આ ચૈત્ર મહીનો છે, બગીચાવો ફૂલોથી ભરેલા છે. રામના યૌવરાજ્ય માટે બધી સામગ્રી પ્રસ્તુત કરો. (૪)

राज्ञस्तूपरते वाक्ये जनघोषो महानभूत् । वसिष्ठं मुनिशार्दूलं राजा वचनमब्रवीत् ॥५॥

રાજા જ્યારે આવું બોલી ચૂપ રહ્યા ત્યારે લોકોયે જયજયકાર કર્યો અને રાજાયે વસિષ્ઠજીને કહ્યું. (૫)

अभिषेकाय रामस्य यत्कर्म सपरिच्छदम् । तदद्य भगवन्सर्वमाज्ञापयितुमर्हसि ॥६॥

કે, રામના અભિષેકમાટે જે જે સામગ્રી જોયિયે તેની આપ આજ્ઞા કરો. (૬)

तच्छ्रुत्वा भूमिपालस्य वसिष्ठो मुनिसत्तमः । आदिदेशाग्रतो राज्ञः स्थितान्युक्तान्कृताञ्जलीन् ॥

તે સાંભળીને મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજિયે રાજા દશરથની સામે હાથ જોડીને ઊભા રહેલા સાવધાન મંત્રિયોને આજ્ઞા કરી કે—(૭)

सुवर्णादीनि रत्नानि बलीन्सर्वौषधीरपि । शुक्लमाल्यानि लाजांश्च पृथक् च मधुसर्पिषी ॥८॥
अहतानि च वासांसि रथं सर्वायुधान्यपि । चतुरङ्गबलं चैव गजं च शुभलक्षणम् ॥९॥
चामरव्यजने चोभे ध्वजं छत्रं च पाण्डुरम् । शतं च शातकुम्भानां कुम्भानामग्निवर्चसाम् ॥१०॥
हिरण्यशृङ्गमृषभं समग्रं व्याघ्रचर्म च । यच्चान्यत्किंचिदेष्टव्यं तत्सर्वमुपकल्प्यताम् ॥११॥

સુવર્ણ આદિ રત્નો, પૂજન દ્રવ્યો, બધી ઓષધિયો, શ્વેત માલા, ધાણી, મધ, ઘી, નવાં વસ્ત્રો, રથ, બધા હથિયારો, ચતુરંગિણી સેના, સારા લક્ષણોવાળા હાથિયો, ચમર, વ્યજન, ધ્વજ, શ્વેત-છત્ર, અગ્નિ જેવા તેજસ્વી સોનાના સો કુંભો, સોનાથી જેનાં શીંગડાં મઢાયાં હોય એવા બળદો, વાઘનું આખું ચામડું, બીજું જે કંઈ જોયિયે તે બધાં ભેગાં કરો અને સવારે રાજાની યજ્ઞશાળામાં ઉપસ્થિત કરો. (૮-૧૧)

अन्तःपुरस्य द्वाराणि सर्वस्य नगरस्य च । चन्दनस्रग्भिरर्च्यन्तां धूपैश्च घ्राणहारिभिः ॥१२॥

અંતઃપુરના તેમ જ આખા નગરના દ્વારોને ચંદનની માળાવોથી અને સુગંધિત ધૂપોથી સુશોભિત કરો. (૧૨)

प्रशस्तमन्नं गुणवद्दधिक्षीरोपसेचनम् । द्विजानां शतसाहस्रं यत्प्रकाममलं भवेत् ॥१३॥

દહીં અને દૂધથી બનાવેલું સારું અન્ન ઉપસ્થિત કરો કે જે સેંકડો અને સહસ્રો બ્રાહ્મણો-માટે પર્યાપ્ત હોય. (૧૩)

सत्कृत्य द्विजमुख्यानां श्वः प्रभाते प्रदीयताम् । घृतं दधि च लाजाश्च दक्षिणाश्चापि पुष्कलाः ॥

સવારે બ્રાહ્મણોની પૂજા કરી ઘી, દહીં, ધાણી (લાજા) અને પુષ્કળ દક્ષિણા આપો. (૧૪)

सूर्येऽभ्युदितमात्रे श्वो भविता स्वस्तिवाचनम् । ब्राह्मणाश्च निमन्त्र्यन्तां कल्प्यन्तामासनानि च ॥

સવારે સૂર્યોદયની સાથે જ સ્વસ્તિવાચન થશે માટે બ્રાહ્મણોને આમંત્રણ આપો અને આસનો પ્રસ્તુત રાખો. (૧૫)

सर्वे च तालापचरा गणिकाश्च स्वलंकृताः । कक्ष्यां द्वितीयामासाद्य तिष्ठन्तु नृपवेश्मनः ॥१६॥

બધા સંગીતશાસ્ત્રિયો અને અલંકૃત ગાનારી સ્ત્રિયો રાજમહલના બીજા ખંડમાં બેસો. (૧૬)

देवायतनचैत्येषु सान्नभक्ष्याः सदक्षिणाः । उपस्थापयितव्याः स्युर्माल्ययोग्याः पृथक्पृथक् ॥१७

મંદિરો અને ચૈત્યોમાં અન્નાદિ ખાદ્યસામગ્રી સાથે તેમજ દક્ષિણા સાથે બ્રાહ્મણોની પૂજા અલગ અલગ કરવી જોયિયે. (૧૭)

दीर्घासिबद्धगोधाश्च सन्नद्धा मृष्टवाससः । महाराजाङ्गनं शूराः प्रविशन्तु महोदयम् ॥१८॥

મોટી મોટી તલવારો બાંધનારા યોધાવો, સુંદર વસ્ત્રોવાળા શૂરવીરો, મહારાજના વિશાળ આંગણમાં બેસો. (૧૮)

एवं व्यादिश्य विप्रौ तु क्रियास्तत्र विनिष्ठितौ । चक्रतुश्चैव यच्छेषं पार्थिवाय निवेद्य च ॥

આ રીતે વિશિષ્ટ નિષ્ઠાવાળા વસિષ્ઠે અને વામદેવે મહારાજને કહીને બીજું જે કયીં કરવાનું હતું તે કર્યું. (૧૯)

कृतमित्येव चाब्रूतामभिगम्य जगत्पतिम् । यथोक्तं वचनं प्रीतौ हर्षयुक्तौ द्विजोत्तमौ ॥२०॥

પ્રસન્ન થયેલા વસિષ્ઠે અને વામદેવે રાજાને, કહ્યું કે આપે જે કહ્યું તે બધું થયી ગયું. (૨૦)

  

ततः सुमन्त्रं द्युतिमान्राजा वचनमब्रवीत् । रामः कृतात्मा भवता शीघ्रमानीयतामिति ॥२१॥
ત્યાર પછી રાજાયે સુમંત્રને કહ્યું કે રામને શીઘ્ર અહીં લયી આવો. (૨૧)

स तथेति प्रतिज्ञाय सुमन्त्रो राजशासनात् । रामं तत्रानयांचक्रे रथेन रथिनां वरम् ॥२२॥
સારું, આમ કહીને રાજાની આજ્ઞાથી સુમંત્ર રથમાં બેસાડી રામને ત્યાં લયી આવ્યા. (૨૨)

अथ तत्र सहासीनास्तदा दशरथं नृपम् । प्राच्योदीच्यप्रतीच्याश्च दाक्षिणात्याश्च भूमिपाः ॥२३॥
म्लेच्छाश्चार्याश्च ये चान्ये वनशैलान्तवासिनः । उपासांचक्रिरे सर्वे तं देवा वासवं यथा ॥२४॥
ત્યાર પછી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણના રાજાવો, મ્લેચ્છ અને આર્યો, બીજા જે કોયી વનોમાં કે પર્વતોમાં રહેતા હતા તે બધા રાજા દશરથની પાસે બેસી ગયા—જેમ દેવો ઇન્દ્રની પાસે બેસે છે તેમ. ૨૩–૨૪)

प्रासादस्थो दशरथो ददर्शायान्तमात्मजम् । गन्धर्वराजप्रतिमं लोके विख्यातपौरुषम् ॥२५॥
दीर्घबाहुं महासत्त्वं मत्तमातङ्गगामिनम् । चन्द्रकान्ताननं राममतीव प्रियदर्शनम् ॥२६॥
रूपौदार्यगुणैः पुंसां दृष्टिचित्तापहारिणम् । घर्माभितप्ताः पर्जन्यं ह्लादयन्तमिव प्रजाः ॥२७॥
अवतार्य सुमन्त्रस्तु राघवं स्यन्दनोत्तमात् । पितुः समीपं गच्छन्तं प्राञ्जलिः पृष्ठतोऽन्वगात् ॥२८
स तं कैलासशृङ्गाभं प्रासादं रघुनन्दनः । आरुरोह नृपं द्रष्टुं सहसा तेन राघवः ॥२९॥
सप्राञ्जलिरभिप्रेत्य प्रणतः पितुरन्तिके । नाम स्वं श्रावयन्रामो ववन्दे चरणौ पितुः ॥३०॥
કૈલાસના શિખર જેવા ઊંચા રાજમહેલ ઉપર રાજાનાં દર્શન કરવા રામ સુમંત્ર સાથે ચડી ગયા અને પોતાનું નામ બોલી પિતાના ચરણોમાં નમી પડ્યા. (૨૫–૩૦)

तं दृष्ट्वा प्रणतं पार्श्वे कृताञ्जलिपुटं नृपः । गृह्याञ्जलौ समाकृष्य सस्वजे प्रियमात्मजम् ॥३१॥
રાજાયે તેમને હાથ જોડીને પ્રણામ કરતા જોયીને તેમના હાથ પકડી ખેંચીને આલિંગન કર્યું.

तस्मै चाभ्युदितं सम्यङ्मणिकाञ्चनभूषितम् । दिदेश राजा रुचिरं रामाय परमासनम् ॥३२॥
સોના અને મણિયોથી શણગારેલ સિંહાસન ઉપર બેસવા રાજાયે રામને આજ્ઞા કરી. (૩૨)

तदासनवरं प्राप्य व्यदीपयत राघवः । स्वयैव प्रभया मेरुमुदये विमलो रविः ॥३३॥
તે આસન ઉપર બેસીને ઉદયકાળમાં સૂર્ય જેમ મેરુને શોભાવે તેમ તેવો તે આસનને શોભાવવા લાગ્યા. (૩૩)

तेन विभ्राजिता तत्र सा सभापि व्यरोचत । विमलग्रहनक्षत्रा शारदी द्यौरिवेन्दुना ॥३४॥
જેમ નિર્મળ ગ્રહ–નક્ષત્રવાળા આકાશ શરદના ચંદ્રને પામીને શોભિત થાય છે તેમ સભા રામથી શોભવા લાગી. (૩૪)

तं पश्यमानो नृपतिस्तुतोष प्रियमात्मजम् । अलंकृतमिवात्मानमादर्शतलसंस्थितम् ॥३५॥
દર્પણમાં જેમ પોતાનું જ રૂપ દેખાય છે તેમ પોતાના જેવા જ બેઠેલા રામને જોયીને રાજા પ્રસન્ન થયા. (૩૫)

स तं सुस्थितमाभाष्य पुत्रं पुत्रवतां वरः । उवाचेदं वचो राजा देवन्द्रमिव कश्यपः ॥३६॥
સંબોધન કરીને કશ્યપ જેમ દેવેન્દ્રને કહે તેમ રામને રાજા કહેવા લાગ્યા. (૩૬)

ज्येष्ठायामसि मे पत्न्यां सदृश्यां सदृशः सुतः। उत्पन्नस्त्वं गुणज्येष्ठो मम रामात्मजः प्रियः ॥
હે રામ, મારી મોટી યોગ્ય રાણીના તમે યોગ્ય પુત્ર છો, ગુણોમાં પણ જ્યેષ્ઠ છો. (૩૭)

त्वया यतः प्रजाश्चेमाः स्वगुणैरनुरञ्जिताः। तस्मात्त्वं पुष्ययोगेन यौवराज्यमवाप्नुहि ॥३८॥
તમોયે પ્રજાને તમારા ગુણોથી પ્રસન્ન કર્યા છે. તેથી પુષ્યનક્ષત્રમાં તમે યુવરાજપદ પામશો. (૩૮)

कामतस्त्वं प्रकृत्यैव निर्णीतो गुणवानिति। गुणवत्यपि तु स्नेहात्पुत्र वक्ष्यामि ते हितम् ॥३९॥
હે પુત્ર જો કે તમે સ્વાભાવિક રીતે ગુણવાન્ છો તથાપિ હું તમને હિતની શિખામણ આપીશ.

भूयो विनयमास्थाय भव नित्यं जितेन्द्रियः। कामक्रोधसमुत्थानि त्यजस्व व्यसनानि च ॥४०
કામ, ક્રોધથી ઉત્પન્ન થયેલા સ્ત્રીસંગ, દ્યૂત, મૃગયા, મદ્યપાન આદિ દોષોને ત્યજીને વધારે વિનયી થયીને સદા જિતેન્દ્રિય રહેજો. (૪૦)

परोक्षया वर्तमानो वृत्या प्रत्यक्षया तथा। अमात्यप्रभृतीः सर्वाः प्रजाश्चैवानुरञ्जय ॥४१॥
દૂત આદિ દ્વારા રાજ્યના પરોક્ષ વૃત્તાંતને જાણીને તેમ જ સભા આદિમાં પ્રત્યક્ષ પ્રજાના સમાચાર જાણીને અમાત્ય આદિ બધી પ્રજાવોને સર્વદા પ્રસન્ન રાખજો. (૪૧)

तस्य नन्दन्ति मित्राणि लब्ध्वाऽमृतमिवामराः। तस्मात्पुत्र त्वमात्मानं नियम्यैवं समाचार ॥४२॥
પોતામાં પ્રેમ રાખનારી પ્રજા જેને પ્રિય છે એવા જે રાજા રાજ કરે છે તેના મિત્રો, જેમ અમૃત પામી દેવો પ્રસન્ન થાય છે તેમ તેના ઉપર પ્રસન્ન રહે છે. તેથી હે પુત્ર, તમે પોતાને નિયમમાં રાખીને વ્યવહાર કરજો. (૪૨)

तच्छ्रुत्वा सुहृदस्तस्य रामस्य प्रियकारिणः। त्वरिताः शीघ्रमागत्य कौसल्यायै न्यवेदयन् ॥४३
રામના મિત્રોયે તે સાંભળીને તરત જ જયીને કૌસલ્યાજીને, રામને યુવરાજ બનાવવામાં આવ્યા છે આ સમાચાર આપ્યા. (૪૩)

सा हिरण्यं च गाश्चैव रत्नानि विविधानि च। व्यादिदेश प्रियाख्येभ्यः कौसल्या प्रमदोत्तमा ॥
કૌસલ્યાજીયે પ્રસન્ન થયીને સોનું, ગાયો, જાતજાતના રત્નો તે સમાચાર સંભળાવનારાવોને આપવાની આજ્ઞા આપી. (૪૪)

अथाभिवाद्य राजानं रथमारुह्य राघवः। ययौ स्वं द्युतिमद्वेश्म जनौघैः प्रतिपूजितः ॥४५॥
ત્યાર પછી રામ પિતાને પ્રણામ કરી જનતાથી પૂજા પ્રાપ્ત કરી પોતાના સુન્દર મહેલમાં ગયા. (૪૫)

ते चापि पौरा नृपतेर्वचस्तच्छ्रुत्वा तदा लाभमिवेष्टमाशु।
नरेन्द्रमामन्त्र्य गृहाणि गत्वा देवान्समानर्चुरभिप्रहृष्टाः ॥४६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे तृतीयः सर्गः ॥३॥

તે નગરવાસિયોયે પણ રાજાનું તે ઇષ્ટ વચન સાંભળી, રાજાની પ્રશંસા કરી ઘેર જયી, પ્રસન્નતાથી દેવતાવોની પૂજા કરી. (૪૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના તૃતીયસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुर्थः सर्गः

सन्दिश्य रामं नृपतिः श्वोभाविन्यभिषेचने । पुरोहितं समाहूय वसिष्ठमिदमब्रवीत् ॥१॥
રાજા દશરથે "આવતી કાલે તમારો અભિષેક થશે" એમ રામને કહી, પુરોહિત વસિષ્ઠને બોલાવીને આ પ્રમાણે કહ્યું. (૧)

गच्छोपवासं काकुत्स्थं कारयाद्य तपोधन । श्रेयसे राज्यलाभाय वध्वा सह यतव्रत ॥२॥
હે મહારાજ, જાવો અને રાજ્યલાભ માટે રામ અને સીતાને ઉપવાસ કરાવો. (૨)

तथेति च स राजानमुक्त्वा वेदविदां वरः । स्वयं वसिष्ठो भगवान्ययौ रामनिवेशनम् ॥३॥
વસિષ્ઠજી રાજાને "સારુ" આમ કહીને પોતે રામના મહેલમાં જવા નીકળ્યા. (૩)

तमागतमृषिं रामस्त्वरन्निव ससंभ्रमम् । मानयिष्यन्स मानार्हं निश्चक्राम निवेशनात् ॥४॥
ઋષિ વસિષ્ઠને આવેલા જોયી આદરણીય ઋષિના માન કરવા મહેલથી રામ નીકળ્યા. (૪)

अभ्येत्य त्वरमाणोथ रथाभ्याशं मनीषिणः । ततोऽवतारयामास परिगृह्य रथात्स्वयम् ॥५॥
રામ, વિદ્વાન્ વસિષ્ઠના રથ પાસે પહોંચી, પોતે તેમને પકડી રથમાંથી નીચે ઉતાર્યા. (૫)

स चैनं प्रश्रितं दृष्ट्वा सम्भाष्याभिप्रसाद्य च । प्रियार्हं हर्षयन्राममित्युवाच पुरोहितः ॥६॥
રામને આ રીતે નમ્ર જોયી, વાતો કરી, પ્રશંસા કરીને પ્રસન્ન કરતા વસિષ્ઠ ઋષિયે કહ્યું. (૬)

प्रसन्नस्ते पिता राम यत्त्वं राज्यमवाप्स्यसि । उपवासं भवानद्य करोतु सह सीतया ॥७॥
શ્રીદશરથ મહારાજ બહુ પ્રસન્ન છે. તેથી તમે યુવરાજ થશો. આપ આજે સીતાની સાથે ઉપવાસ કરો. (૭)

प्रातस्त्वामभिषेक्ता हि यौवराज्ये नराधिपः । पिता दशरथः प्रीत्या ययातिं नहुषो यथा ॥८॥
જેમ નહુષ રાજાયે યયાતિને યુવરાજ બનાવ્યો હતો તેમજ મહારાજ દશરથ પ્રાતઃ તમને યુવરાજ બનાવશે. (૮)

इत्युक्त्वा स तदा राममुपवासं यतव्रतः । मन्त्रवत्कारयामास वैदेह्या सहितं शुचिः ॥९॥
આમ કહી, શ્રીસીતા સાથે રામને વસિષ્ઠજીયે ઉપવાસ કરાવ્યો. (૯)

ततो यथावद्रामेण स राज्ञो गुरुरर्चितः । अभ्यनुज्ञाप्य काकुत्स्थं ययौ रामनिवेशनात् ॥१०॥
રામે રાજગુરુ શ્રીવસિષ્ઠની પૂજા કરી. પછી તેવો રામને સારી રીતે ઉપદેશ આપીને રામ-મહેલથી ચાલ્યા ગયા. (૧૦)

हृष्टनारीनरयुतं रामवेश्म तदा बभौ । यथा मत्तद्विजगणं प्रफुल्लनलिनं सरः ॥११॥
આનંદી પક્ષિવાળું અને વિકસિત કમળવાળું સરોવર જેમ શોભે તેમ પ્રસન્ન સ્ત્રી–પુરુષોથી ભરેલ રામનો મહેલ શોભતો હતો. (૧૧)

स राजभवनप्रख्यात्तस्माद्रामनिवेशनात् । निर्गत्य ददृशे मार्गं वसिष्ठो जनसंवृतम् ॥१२॥
વસિષ્ઠે રાજભવન જેવા જ રામભવનથી નીકળી જોયું કે માર્ગ લોકોથી ભરેલ છે. (૧૨)

  

**वृन्दवृन्दैरयोध्यायां राजमार्गाः समन्ततः । बभूवुरभिसम्बाधाः कुतूहलजनैर्वृताः ॥१३॥**

રામને યુવરાજપદ મળશે, આથી લોકોને પરમ આનંદ હતો. આવાં લોકો અયોધ્યાના માર્ગમાં ટોળેટોળાં ભરાયાં હતાં. (૧૩)

**जनवृन्दोर्मिसङ्घर्षहर्षस्वनवृतस्तदा । बभूव राजमार्गस्य सागरस्येव निस्वनः ॥१४॥**

જેમ સમુદ્રમાં તરંગોથી શબ્દ થાય છે, તેમ માણસોના ટોળાના સંઘર્ષથી રાજમાર્ગ આનંદના શબ્દથી ભરાયેલો હતો. (૧૪)

**सिक्तसंमृष्टरथ्या हि तथा च वनमालिनी । आसीदयोध्या तदहः समुच्छ्रितगृहध्वजा ॥१५॥**

ત્યારે વનમાલિની અયોધ્યાની શેરિયોમાં પાણી છાંટવામાં આવ્યાં હતાં, ચારેકોર તોરણો અને માળાવોથી શણગાર થયો હતો. (૧૫)

**तदा ह्ययोध्यानिलयः सस्त्रीबालाकुलो जनः । उत्सुकोभूज्जनो द्रष्टुं तमयोध्यामहोत्सवम् ॥**

તે સમયે અયોધ્યાનાં બાળકો, સ્રિયો અને પુરુષો અયોધ્યાના તે મહોત્સવને જોવા માટે ઉત્સુક હતાં. (૧૬)

**एवं तज्जनसम्बाधं राजमार्गं पुरोहितः । व्यूहन्निव जनौघं तं शनै राजकुलं ययौ ॥१७॥**

લોકથી ભરાયેલા આવા રાજમાર્ગમાં તે જનસમૂહને હઠાવતા વસિષ્ઠજી ધીમે ધીમે રાજ-ભવનમાં ગયા. (૧૭)

**सिताभ्रशिखरप्रख्यं प्रासादमधिरुह्य च । समीयाय नरेन्द्रेण शक्रेणेव बृहस्पतिः ॥१८॥**

હિમાલયના શિખર સમાન મહેલમાં ઉપર ચડીને વસિષ્ઠજી રાજાને મળ્યા. (૧૮)

**तमागतमभिप्रेक्ष्य हित्वा राजासनं नृपः । पप्रच्छ स्वमतं तस्मै कृतमित्यभिवेदयत् ॥१९॥**

વસિષ્ઠજીને આવેલા જોયીને રાજાયે રાજાસનેથી ઉભા થયીને પોતાની ઇચ્છા પ્રમાણે જે કયીં કરાવવાનું હતું તેના સંબંધમાં પૂછ્યું અને વસિષ્ઠે કહ્યું કે બધું થયી ગયું છે. (૧૯)

**गुरुणा त्वभ्यनुज्ञातो मनुजौघं विसृज्य तम् । विवेशान्तःपुरं राजा सिंहो गिरिगुहामिव ॥**

મહેલમાં જવાની ગુરુની આજ્ઞા પામીને તે માનવસમૂહને વિદાય આપીને સિંહ જેમ પર્વતની ગુફામાં પ્રવેશે તેમ મહારાજ દશરથ અંતઃપુરમાં પેઠા. (૨૦)

**तदग्र्यवेषप्रमदाजनाकुलं महेन्द्रवेश्मप्रतिमं निवेशनम् ।**
**व्यदीपयंश्चारु विवेश पार्थिवः शशीव तारागणसंकुलं नभः ॥२१॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुर्थः सर्गः ॥४॥

જેમ તારાવોથી ભરેલ આકાશમાં ચંદ્રમા પ્રવેશ કરે તેમ સુન્દર કપડાં-ઘરેણાં પહેરેલાં પ્રમદાથી ભરેલ સ્વર્ગ જેવા પોતાના નિવાસગૃહમાં રાજા પ્રવિષ્ટ થયા. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુર્થસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चमः सर्गः

गते पुरोहिते रामः स्नातो नियतमानसः । सह पत्न्या विशालाक्ष्या नारायणमुपागमत् ॥१॥
વસિષ્ઠજી ચાલ્યા ગયા ત્યારે રામ સ્નાન કરીને શાંત ચિત્તથી શ્રી સીતાજીની સાથે નારાયણનું સ્મરણ કરવા લાગ્યા. (૧)

प्रगृह्य शिरसा पात्रीं हविषो विधिवत्ततः । महते दैवतायाज्यं जुहाव ज्वलितानले ॥२॥
શ્રીરામ પછી નારાયણને નમસ્કાર કરીને હવિષ્યનું પાત્ર લઈને મહાન્ દેવ નારાયણને ઉદ્દેશીને સળગતી આગમાં ઘીની આહુતિ આપવા લાગ્યા. (૨)

शेषं च हविषस्तस्य प्राश्याशास्यात्मनः प्रियम् । ध्यायन्नारायणं देवं स्वास्तीर्णे कुशसंस्तरे ॥३॥
બચી ગયેલ હવિષ્‌ને ખાઈને પોતાના પ્રિયની ઇચ્છા કરતાં શ્રીનારાયણ દેવનું ધ્યાન કરતાં પોતાના માટે પાથરેલી કુશની પથારી ઉપર........(૩)

वाग्यतः सह वैदेह्या भूत्वा नियतमानसः । श्रीमत्यायतने विष्णोः शिश्ये नरवरात्मजः ॥४॥
શ્રી રામ મૌન ગ્રહણ કરી, એકાગ્ર મનવાળા થયી શ્રી સીતાજીની સાથે શ્રી વિષ્ણુભગવાનનાં મંદિરમાં ઉંઘ્યા. (૪)

एकयामावशिष्टायां रात्र्यां प्रतिविबुद्ध्य सः । पूर्वां सन्ध्यामुपासीनो जजाप सुसमाहितः ॥५॥
એક પહોર રાત્રિ જ્યારે શેષ હતી ત્યારે જાગીને તેવો પ્રાતઃકાળની સંધ્યા અને જપ કરવા લાગ્યા. (૫)

तुष्टाव प्रणतश्चैव शिरसा मधुसूदनम् । विमलक्षौमसंवीतो वाचयामास स द्विजान् ॥६॥
મસ્તક નમાવી ભગવાન્‌ની સ્તુતિ તેમણે કરી અને નિર્મળ રેશમી ધોતી પહેરેલા તેમણે બ્રાહ્મણો પાસે સ્વસ્તિ વાચન કરાવ્યું. (૬)

तेषां पुण्याहघोषोऽथ गम्भीरमधुरस्तथा । अयोध्यां पूरयामास तुर्यघोषानुनादितः ॥७॥
તે સમયે ગંભીર અને મધુર તુર્યઘોષની સાથે સ્વસ્તિવાચનનો ઘોષ અયોધ્યામાં ભરાયી ગયો.

कृतोपवासं तु तदा वैदेह्या सह राघवम् । अयोध्यानिलयः श्रुत्वा सर्वः प्रमुदितो जनः ॥८॥
શ્રી રામે શ્રી સીતાજીની સાથે જ ઉપવાસ કર્યો છે તે સાંભળી બધા અયોધ્યાવાસિયો પ્રસન્ન થયા. (૮)

ततः पौरजनः सर्वः श्रुत्वा रामाभिषेचनम् । प्रभातां रजनीं दृष्ट्वा चक्रे शोभयितुं पुरीम् ॥९॥
પછી અયોધ્યાવાસિયો રાત્રિ વીતી ગયી એમ જોયીને નગરને શોભાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. (૯)

सिताभ्रशिखराभेषु देवतायतनेषु च । चतुष्पथेषु रथ्यासु चैत्येष्वट्टालिकासु च ॥१०॥
પર્વતના ધવલ શિખરવાળા દેવમંદિરોમાં, ચાર રસ્તામાં, શેરિયોમાં, ચૈત્યોમાં, અને અટારિયોમાં....(૧૦)

नानापण्यसमृद्धेषु वणिजामापणेषु च । कुटुम्बिनां समृद्धेषु श्रीमत्सु भवनेषु च ॥११॥
નાનાવિધ વસ્તુવોથી સમૃદ્ધ વ્યાપારિયોની દૂકાનોમાં, કુટુંબિયોથી ભરેલ શોભાવાળા ઘરોમાં....(૧૧)

सभासु चैव सर्वासु वृक्षेष्वालक्षितेषु च । ध्वजाः समुच्छ्रिताः साधुपताकाश्चाभवंस्तथा ॥१२॥

બધી સભાવોમાં, દૂરથી જોવામાં આવતાં ઊંચા ઊંચા ઝાડો ઉપર ધ્વજો અને પતાકાવો બાંધવામાં આવ્યાં. (૧૨)

नटनर्तकसंघानां गायकानां च गायताम् । मनःकर्णसुखा वाचः शुश्राव जनता ततः ॥१३॥

તે સમયે ત્યાંની જનતાયે નટ, નતર્ક અને ગાયન કરતા ગાયકોનાં મન અને કાનોને સુખ આપનારી વાણી એટલે ગીતો સાંભળ્યાં. (૧૩)

रामाभिषेकयुक्ताश्च कथाश्चक्रुर्मिथो जनाः । रामाभिषेके सम्प्राप्ते चत्वरेषु गृहेषु च ॥१४॥

તે સમયે ચોતરાં ઉપર અને ઘરોમાં માણસો ભેગા થયી પરસ્પર શ્રીરામના અભિષેકની જ વાતો કરતાં હતાં. (૧૪)

बाला अपि क्रीडमाना गृहद्वारेषु सङ्घशः । रामाभिषेकसंयुक्ताश्चक्रुरेव कथा मिथः ॥१५॥

ઘરના બારણે ટોળે વળીને રમતાં છોકરાવો પણ માંહોમાંહે રામના અભિષેકની જ વાતો કરતા હતા. (૧૫)

कृतपुष्पोपहारश्च धूपगन्धाधिवासितः । राजमार्गः कृतः श्रीमान्पौरैः रामाभिषेचने ॥१६॥

નગરવાસિયોયે શ્રી રામના અભિષેકના ઉપલક્ષમાં રાજમાર્ગોમાં ફૂલો વેર્યાં અને ધૂપ, દીપ, ગંધથી તેને સુવાસિત કર્યા. (૧૬)

प्रकाशीकरणार्थं च निशागमनशङ्कया । दीपवृक्षांस्तथा चक्रुरनुरथ्यासु सर्वशः ॥१७॥

રાત્રિના આગમનની શંકાથી પ્રકાશ કરવા માટે દરેક ગલિયોમાં અને વૃક્ષોપર પ્રકાશ કરવા માટે દીપો મૂકવામાં આવ્ય.. (૧૭)

अलङ्कारं पुरस्यैवं कृत्वा तत्पुरवासिनः । आकङ्क्षमाणा रामस्य यौवराज्याभिषेचनम् ॥१८॥
समेत्य सङ्घशः सर्वे चत्वरेषु सभासु च । कथयन्तो मिथस्तत्र प्रशशंसुर्जनाधिपम् ॥१९॥

ચોતરાવો ઉપર અને સભાવોમાં લોકો ટોળેટોળાં ભેગાં થયીને રામના યુવરાજપદની વાતો કરતાં અને રાજા દશરથજીની પ્રશંસા કરતા હતાં. (૧૮, ૧૯)

अहो महात्मा राजायमिक्ष्वाकुकुलनन्दनः । ज्ञात्वा वृद्धं स्वमात्मानं रामं राज्येऽभिषेक्ष्यति ॥२०॥

ઇક્ષ્વાકુકુળને આનંદ પમાડનાર આ રાજા કેવા મહાત્મા છે કે પોતાને વૃદ્ધ જાણી રાજગાદી ઉપર રામનો અભિષેક કરવાના છે. (૨૦)

सर्वे ह्यनुगृहीताः स्म यन्नो रामो महीपतिः । चिराय भविता गोप्ता दृष्टलोकपरावरः ॥२१॥

રામજી ઘણા સમય માટે રાજા થશે તેથી અમે ઈશ્વરની મોટી કૃપા માનિયે છિયે. (૨૧)

अनुद्धतमना विद्वान् धर्मात्मा भ्रातृवत्सलः । यथा च भ्रातृषु स्निग्धस्तथास्मास्वपि राघवः ॥२२॥

ઉદ્ધત મનવાળા નહી એવા વિદ્વાન્, ધર્માત્મા, ભ્રાતૃવત્સલ રામ જેમ પોતાના ભાયિયો ઉપર પ્રેમ કરે છે તેમ અમારા ઉપર પણ કરે છે. (૨૨)

चिरञ्जीवतु धर्मात्मा राजा दशरथोऽनघः । यत्प्रसादेनाभिषिक्तं रामं द्रक्ष्यामहे वयम् ॥२३॥

રાજા દશરથ મહારાજ ઘણું જીવો કે જેમની કૃપાથી અમે રામને રાજ્ય ઉપર અભિષિક્ત થયેલા જોયિશું. (૨૩)

एवंविधं कथयतां पौराणां शुश्रुवुः परे । दिग्भ्यो विश्रुतवृत्तान्ताः प्राप्ता जानपदा जनाः ॥२४॥

આ પ્રમાણે બોલતા નાગરિકોની વાતો સાંભળીને બીજા લોકો પણ ચારે ઓરથી ત્યાં ઉપસ્થિત થયા.

ते तु दिग्भ्यः पुरीं प्राप्ता द्रष्टुं रामाभिषेचनम् । रामस्य पूरयामासुः पुरीं जानपदा जनाः ॥२५॥

ચારેકોરથી રામનો અભિષેક જોવા માટે આવેલાં લોકોયે અયોધ્યાપુરી ભરી દીધી (૨૫)

जनौघैस्तैर्विसर्पद्भिः शुश्रुवे तत्र निस्वनः । पर्वसूदीर्णवेगस्य सागरस्येव निस्वनः ॥२६॥

ચારેકોરથી આવતા માણસોના, જેવો પર્વનાં એટલે પૂર્ણિમાના દિવસે સમુદ્રનો શબ્દ સંભળાય છે, તેવા શબ્દો સંભળાયા. (૨૬)

ततस्तदिन्द्रक्षयसन्निभं पुरं दिदृक्षुभिर्जानपदैरुपाहितैः ।
समन्ततः सस्वनमाकुलं बभौ समुद्रयादोभिरिवार्णवोदकम् ॥२७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चमः सर्गः ॥५॥

ઇન્દ્રપુરી જેવી તે અયોધ્યાપુરીના દર્શનની ઇચ્છાવાળા આવેલા રાજ્યવાસિયોથી તે પુરી તેમ ભરાયી ગયી જેમ સમુદ્રમાં રહેનાર જંતુવોથી સમુદ્ર ભરાયી જાય છે. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षष्ठः सर्गः

ज्ञातिदासी यतो जाता कैकेय्या तु सहोषिता । प्रासादं चन्द्रसंकाशमारुरोह यदृच्छया ॥१॥

કૈકેયીની પિયરની દાસી નામે મંથરા કૈકેયીની સાથે નિત્ય રહેતી હતી. અકસ્માત્ તે ચંદ્ર-જેવા શ્વેત મહેલ ઉપર ચડી ગયી. (૧)

सिक्तराजपथां कृत्स्नां प्रकीर्णकमलोत्पलाम् । अयोध्यां मन्थरा तस्मात्प्रासादादन्ववैक्षत ॥२॥

ત્યાંથી તેણે જોયું કે અયોધ્યાના રાજમાર્ગો ઉપર પાણીનો છંટકાવ થાય છે. ફૂલો વેરવામાં આવ્યાં છે. (૨)

पताकाभिर्वराहाभिर्ध्वजैश्च समलंकृताम् । सिक्तां चन्दनतोयैश्च शिरःस्नातजनैर्युताम् ॥३॥

પતાકાવોથી અને સારા સારા ધ્વજોથી શોભિત, ચંદનમિશ્ર પાણી સડકો પર છંટાયા છે એવી, અને શિરથી સ્નાન કરેલા મનુષ્યોથી પૂર્ણ....(૩)

माल्यमोदकहस्तैश्च द्विजेन्द्रैरभिनादिताम् । शुक्लदेवगृहद्वारां सर्ववादित्रनादिताम् ॥४॥

પુષ્પમાળા અને લાડવા હાથમાં લયીને બ્રાહ્મણો જ્યાં શબ્દ કરતા હતા, મણિ આદિ પ્રકાશને લીધે દેવમંદિરના દ્વારો જ્યાં ઉજ્જવલ થયી ગયા હતા, અને સર્વ પ્રકારના બાજિંત્રોથી શબ્દવાળી (૪)

सम्प्रहृष्टजनाकीर्णां ब्रह्मघोषनिनादिताम् । प्रहृष्टवरहस्त्यश्वां सम्प्रणर्दितगोवृषाम् ॥५॥

પ્રસન્ન લોકોથી ભરેલી, વેદપાઠના શબ્દોથી ગુંજતી, સારા સારા હાથિયો અને ઘોડાવો જ્યાં પ્રસન્ન હતા, ગાયો અને બળદો જ્યાં શબ્દ કરી રહ્યા હતાં. (૫)

हृष्टप्रमुदितैः पौरैरुच्छ्रितध्वजमालिनीम् । अयोध्यां मन्थरा दृष्ट्वा परं विस्मयमागता ॥६॥

પ્રસન્ન થયેલા અયોધ્યાવાસિયોએ જ્યાં ઊંચા ઊંચા ધ્વજો ચઢાવેલા હતા આવી અયોધ્યાને જોયી મંથરા ને આશ્ચર્ય થયું. (૬)

सा हर्षोत्फुल्लनयनां पाण्डुरक्षौमवासिनीम् । अविदूरे स्थितां दृष्ट्वा धात्रीं पप्रच्छ मन्थरा ॥७॥

આનંદી, મોટી મોટી આંખોવાળી, શ્વેત રેશમી વસ્ત્ર પહેરેલી અને પાસમાં રહેલી રામની દાસીને મંથરાયે પૂછ્યું કે... (૭)

उत्तमेनाभिसंयुक्ता हर्षेणार्थपरा सती । राममाता धनं किं नु जनेभ्यः सम्प्रयच्छति ॥८॥

આ લોકોને આટલો આનંદ શાનો છે ? અને પ્રસન્ન થયેલા કૌસલ્યા લોકોને ધન શા માટે આપે છે? (૮)

अतिमात्रं प्रहर्षः किं जनस्यास्य च शंस मे । कारयिष्यति किं वापि सम्प्रहृष्टो महीपतिः ॥९॥

અયોધ્યાના લોકોને આજે ભારે હર્ષ શા માટે છે, તે તું મને કહે. પ્રસન્ન થયેલા રાજા શું કરવા ધારે છે ? (૯)

विदीर्यमाणा हर्षेण धात्री तु परया मुदा । आचचक्षेऽथ कुब्जायै भूयसीं राघवश्रियम् ॥१०॥

આનંદ જેનામાં સમાતો ન હતો આવી તે દાસિયે બહુ જ પ્રસન્ન થયી રામને મળનારી મોટી રાજલક્ષ્મીની વાત કરી. (૧૦)

श्वः पुष्येण जितक्रोधं यौवराज्येन चानघम् । राजा दशरथो राममभिषेक्ता हि राघवम् ॥११॥

આવતી કાલે, પુષ્યનક્ષત્રમાં ક્રોધને જીતનારા અને નિર્દોષ રામનો, રાજા દશરથ, રાજ્યાભિષેક કરવાના છે. (૧૧)

धात्र्यास्तु वचनं श्रुत्वा कुब्जा क्षिप्रममर्षिता । कैलासशिखराकारात्प्रासादादवरोहत ॥१२॥

દાસીનું વચન સાંભળી તે મંથરા અદેખાયીથી ભરેલી કૈલાસના શિખર જેવા ઉંચા મહેલથી નીચે ઉતરી. (૧૨)

सा दह्यमाना क्रोधेन मन्थरा पापदर्शिनी । शयानामेव कैकेयीमिदं वचनमब्रवीत् ॥१३॥

ક્રોધથી સળગતી હોય તેવી પાપિની મંથરાયે સૂતેલી જ કૈકેયીની પાસે જયી આમ બોલી.

उत्तिष्ठ मूढे किं शेषे भयं त्वामभिवर्तते । उपप्लुतमघौघेन नात्मानमवबुध्यसे ॥१४॥

અરે મૂર્ખ તું શું આમ ઊંઘે છે ? ઊઠ, તારા માટે ભય ઉપસ્થિત છે. તને જાણ નથી કે તુ દુઃખથી પીડાયી રહી છે. (૧૪)

अनिष्टे सुभगाकारे सौभाग्येन विकत्थसे । चलं हि तव सौभाग्यं नद्याः स्रोत इवोष्णगे ॥१५॥

રાજાને તું ઈષ્ટ–પ્રિય તથા પોતાને સૌભાગ્યવાળી માને છે. પણ એવું નથી. ગ્રીષ્મકાળમાં જેમ નદીનો પ્રવાહ ક્ષીણ થયી જાય છે તેમ તારું સૌભાગ્ય ક્ષીણ થયું છે. (૧૫)

एवमुक्ता तु कैकेयी रुष्टया परुषं वचः । कुब्जया पापदर्शिन्या विषादमगमत्परम् ॥१६॥

ક્રુદ્ધ થયેલી પાપિની કુબ્જાનું કઠોર વચન સાંભળી કૈકેયીને ભારે દુઃખ થયું. (૧૬)

कैकेयी त्वब्रवीत्कुब्जां कच्चित्क्षेमं न मन्थरे । विषण्णवदनां हि त्वां लक्षये भृशदुःखिताम् ॥

અને તેણે કુબ્જાને કહયું "હે મંથરે તારું મન આજે ઉદાસ અને દુઃખી હું જોવું છું. શું કારણ છે ? ક્ષેમ–કુશળ તો છે ને ! (૧૭)

मन्थरा तु वचः श्रुत्वा कैकेय्या मधुराक्षरम् । उवाच क्रोधसंयुक्ता वाक्यं वाक्यविशारदा ॥

કૈકેયીનું મધુર વચન સાંભળી ક્રોધે ભરાયેલી, બોલવામાં કુશળ એવી મંથરા બોલી (૧૮)

अक्षयं सुमहद्देवि प्रवृत्तं त्वद्विनाशनम् । रामं दशरथो राजा यौवराज्येऽभिषेक्ष्यति ॥१९॥

દૂર ન કરી શકાય એવો તમારો વિનાશ થવા લાગ્યો છે. અરે, મહારાજ દશરથ રામનો યુવરાજ પદ ઉપર અભિષેક કરવાના છે. (૧૯)

सास्म्यगाधे भये मग्ना दुःखशोकसमन्विता । दह्यमानाऽनलेनेव त्वद्धितार्थमिहागता ॥२०॥

તેથી હું અપાર ભયમાં ડૂબી ગયી છું, દુઃખ અને શોકથી ભરેલી, આગથી બળતીની જેમ હું તમારી પાસે આવી છું. (૨૦)

तव दुःखेन कैकेयि मम दुःखं महद्भवेत् । त्वद्वृद्धौ मम वृद्धिश्च भवेदिह न संशयः ॥२१॥

હે કૈકેયી, તમારા દુઃખથી મને ભારે દુઃખ થશે અને તમારી ચડતીમાં મારી પણ ચડતી થશે. આમાં સંદેહ નથી. (૨૧)

नराधिपकुले जाता महिषी त्वं महीपतेः । उग्रत्वं राजधर्माणां कथं देवि न बुध्यसे ॥२२॥

તમે પોતે રાજકુળમાં ઉત્પન્ન થયાં છો, તો રાજધર્મની ક્રૂરતાને કેમ જાણતાં નથી ? (૨૨)

धर्मवादी शठो भर्ता श्लक्ष्णवादी च दारुणः । शुद्धभावेन जानीषे तेनैवमतिसन्धिता ॥२३॥

રાજા દશરથ નામમાત્રના ધર્મવાદી છે. ખરું જોતાં તો તે શઠ છે. કોમળ બોલનાર તો છે પણ તે ભયંકર છે. તમારું હૃદય શુદ્ધ છે માટે તમે તેનાથી છેતરાયાં છો. (૨૩)

उपस्थितः प्रयुञ्जानस्त्वयि सान्त्वमनर्थकम् । अर्थेनैवाद्य ते भर्ता कौसल्यां योजयिष्यति ॥

તમારી પાસે આવીને રાજા વ્યર્થમાં જ સારું સારું બોલે છે, પણ આજે રાજ્ય તો કૌસલ્યાને જ આપશે. (૨૪)

अपवाह्य तु दुष्टात्मा भरतं तव बन्धुषु । काल्ये स्थापयिता रामं राज्ये निहतकण्टके ॥२५॥

દુષ્ટ અંતઃકરણવાળા રાજા, ભરતને તમારા કુટુમ્બિયો પાસે મોકલીને, આવતીકાલે નિષ્કંટક રાજ્ય પર રામને સ્થાપિત કરશે. (૨૫)

शत्रुः पतिप्रवादेन मात्रेव हितकाम्यया । आशीविष इवाङ्केन बाले परिधृतस्त्वया ॥२६॥

પતિના બહાને રાજા તમારો શત્રુ છે. હે બાલે, સર્પની પેઠે તને તેણે અંકમાં ધારણ કરેલ છે. (૨૬)

यथा हि कुर्याच्छत्रुर्वा सर्पो वा प्रत्युपेक्षितः । राज्ञा दशरथेनाद्य सपुत्रा त्वं तथा कृता ॥२७॥

ઉપેક્ષાબુદ્ધિને લીધે શત્રુ અને સર્પ જેમ કરી શકે છે તેમ જ રાજા દશરથે તમારી અને તમારા પુત્ર સાથે કર્યું છે. (૨૭)

पापेनानृतसान्त्वेन बाले नित्यं सुखोचिता । रामं स्थापयता राज्ये सानुबन्धा हता ह्यसि ॥२८॥

આથી દશરથ તમને જુઠ્ઠી જ સાંત્વના આપે છે. સર્વદા સુખને માટે અભ્યાસી આવા તમે, જ્યારે તેવો રામને ગાદી ઉપર બેસાડશે ત્યારે પુત્ર–મિત્રાદિ સાથે જ ભારે વિપત્તિમાં આવી પડશો. (૨૮)

सा प्राप्तकालं केकेयि क्षिप्रं कुरु हितं तव । त्रायस्व पुत्रमात्मानं मां च विस्मयदर्शने ॥२९॥

તેથી હે કૈકેયી, તમે સમયને અનુસરીને શીઘ્ર જ તમારું હિત સાધો અને સમયપ્રમાણે કાર્ય કરવામાં કુશળ તમે, તમારા પુત્ર ભરતને અને મને પણ બચાવો (૨૯)

मन्थराया वचः श्रुत्वा शयनात्सा शुभानना । उत्तस्थौ हर्षसम्पूर्णा चन्द्ररेखेव शारदी ॥३०॥

મંથરાનું વચન સાંભળી કૈકેયી શરદ્ઋતુની ચંદ્રલેખાની જેમ પ્રસન્ન થયી ઊઠી. (૩૦)

अतीव सा तु सन्तुष्टा कैकेयी विस्मयान्विता । दिव्यमाभरणं तस्य कुब्जायै प्रददौ शुभम् ॥

આશ્ચર્યથી ભરાયેલી છતાં પ્રસન્ન થયેલી તે કૈકેયીયે મંથરાને સુંદર ઘરેણું આપ્યું. (૩૧)

दत्त्वा त्वाभरणं तस्यै कुब्जायै प्रमदोत्तमा । कैकेयी मन्थरां हृष्टा पुनरेवाब्रवीदिदम् ॥३२॥

મંથરાને ઘરેણું આપીને સ્ત્રિયોમાં શ્રેષ્ઠ તે કૈકેયીયે પ્રસન્ન થયી મંથરાને આ પ્રમાણે કહ્યું. (૩૨)

इदं तु मन्थरे मह्यमाख्यातं परमं प्रियम् । एतन्मे प्रियमाख्यात्र्याः किंवा भूयः करोमि ते ॥३३

મંથરે, તેં મને અત્યંત પ્રિય સમાચાર આપ્યા. આવા પ્રિય સમાચાર આપનારી તારા માટે હું શું વધારે કરું ? (૩૩)

रामे वा भरते वाहं विशेषं नोपलक्षये । तस्मात्तुष्टास्मि यद्राजा रामं राज्येभिषेक्ष्यति ॥३४॥

રામ, અને ભરતમાં હું ભેદ સમજતી જ નથી. તેથી રાજા રામને રાજગાદી આપે છે તેથી હું સંતુષ્ટ છું. (૩૪)

न मे परं किंचिदितो वरं पुनः प्रियं प्रियार्हे सुवचं वचोऽमृतम् ।
तथा ह्यवोचस्त्वमतः प्रियोत्तरं वरं परं ते प्रददामि तं वृणु ॥३५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षष्ठः सर्गः ॥६॥

હે પ્રિયવસ્તુ પ્રાપ્ત કરવા માટે યોગ્ય મંથરે ! તેં જે અમૃત જેવી વાત મને કહી છે તેથી સારી કોયીપણ વાત મારા મને નથી. તેથી ઉત્તમમાં ઉત્તમ વસ્તુ તું માંગે તે હું તને આપું. (૩૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષષ્ઠસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तमः सर्गः

मन्थरा त्वभ्यसूय्यैनामुत्सृज्याभरणं हि तत् । उवाचेदं ततो वाक्यं कोपदुःखसमन्विता ॥१॥

મંથરા કૈકેયી પ્રતિ તિરસ્કાર ભાવ દેખાડી આભૂષણોને ઉતારી દયી, ક્રોધ અને દુઃખ સાથે બોલી (૧)

हर्षं किमर्थमस्थाने कृतवत्यसि बालिशे । शोकसागरमध्यस्थं नात्मानमवबुध्यसे ॥२॥

અરે મૂર્ખ અનુચિત સમયમાં તમને હર્ષ શાનો થાય છે ? તમે શોક-સાગરની વચમાં પડ્યા છો તે તમને જણાતું નથી. (૨)

मनसा प्रहसामि त्वां देवि दुःखार्दिता सती । यच्छोचितव्ये हृष्टासि प्राप्य त्वं व्यसनं महत् ॥

હે દેવી, હું તો દુઃખથી પીડાવું છું, તેથી હું તમારા માટે હસું છું કેમકે તમે મોટી વિપત્તિમાં પડીને પણ પ્રસન્ન છો. (૩)

शोचामि दुर्मतित्वं ते का हि प्राज्ञा प्रहर्षयेत् । अरेः सपत्नीपुत्रस्य वृद्धिं मृत्योरिवागताम् ॥

તમારી દુર્બુદ્ધિ માટે હું શોક કરું છું. શોક્યના દીકરાની ચડતી જોયીને કયી ડાહી સ્ત્રી પ્રસન્ન થયી શકે ? (૪)

भरतादेव रामस्य राज्यसाधारणाद्भयम् । तद्विचिन्त्य विषण्णास्मि भयं भीताद्धि जायते ॥५॥

યોગ્યતામાં ભરત પણ સારા છે માટે સાધારણ રીતે રામને ભરતનો જ ભય હોયી શકે. તે વિચારીને જ હું દુઃખી છું. ભીતથી જ ભય થાય છે. એટલે જે જેનાથી ભય પામે છે તે તેને અવશ્ય ભય ઉત્પન્ન કરાવે છે. (૫)

लक्ष्मणो हि महाबाहू रामं सर्वात्मना गतः । शत्रुघ्नश्चापि भरतं काकुत्स्थं लक्ष्मणो यथा ॥६॥

કેમકે વીર લક્ષ્મણ તો દરેક રીતે રામના જ અનુયાયી છે. માટે લક્ષ્મણથી તો રામને કોયી ભય હોય જ નહીં. અને શત્રુઘ્ન તો ભરતના અનુયાયી છે માટે શત્રુઘ્નથી પૃથક્ ભય હોય જ નહિ. ભરતથી જે ભય તે જ શત્રુઘ્નથી પણ. (૬)

प्रत्यासन्नक्रमेणापि भरतस्यैव भामिनि । राज्यक्रमो विसृष्टस्तु तयोस्तावद्यवीयसोः ॥७॥

નાના ભાયિયો એટલે લક્ષ્મણ અને શત્રુઘ્નથી તો કોયી ભય જ નથી; કેમકે લક્ષ્મણ તો રામના જ માણુસ છે. અને શત્રુઘ્ન ભરતના માણુસ છે. એટલે તેનો ભય ભરતથી પૃથક્ નથી. (૭)

विदुषः क्षत्रचारित्रे प्राज्ञस्य प्राप्तकारिणः । भयात्प्रवेपे रामस्य चिन्तयता तवात्मजम् ॥८॥

રામ ક્ષત્રિયના કર્તવ્યમાં વિદ્વાન્ છે, સમજુ છે, અને જે સમયે જે કરવાનું હોય તેને તેવો જાણે છે. તેથી તમારા પુત્ર ભરતની ચિંતા કરતી હું રામના જ ભયથી ધ્રુજું છું (૮)

सुभगा किल कौसल्या यस्याः पुत्रोऽभिषेक्ष्यते । यौवराज्येन महता श्वः पुष्येण द्विजोत्तमैः ॥९॥

કૌસલ્યા જ ભાગ્યશાલિની છે કે જેમના પુત્ર આવતી કાલે પુષ્ય નક્ષત્રમાં યુવરાજની ગાદી મેળવશે (૯)

प्राप्तां वसुमतीं प्रीतिं प्रतीतां हतविद्विषम् । उपस्थास्यसि कौसल्यां दासीवत्त्वं कृताञ्जलिः ॥१०॥

કૌસલ્યાને તો રાજ્ય મળશે. સૌ તેમનો વિશ્વાસ કરશે. તેમના તમે શોક્ય છો તેથી તમે તેમનાથી દબાયી જ જશો. હાથ જોડીને તમે કૌસલ્યાની દાસી થયીને રહેશો. (૧૦)

एवं च त्वं सहास्माभिस्तस्याः प्रेष्या भविष्यसि । पुत्रश्च तव रामस्य प्रेष्यत्वं हि गमिष्यति ॥

આ રીતે તમે અમારી સાથે તેમની દાસી થશો. અને તમારો પુત્ર ભરત રામનો દાસ થશે.

हृष्टाः खलु भविष्यन्ति रामस्य परमाः स्त्रियः । अप्रहृष्टा भविष्यन्ति स्नुषास्ते भरतक्षये ॥१२॥

રામની પરિચારિકાવો અવશ્ય જ પ્રસન્ન થશે અને ભરતને રાજગાદી મળશે નહિ તેથી ઊર્મિલા આદિ અપ્રસન્ન થશે. (૧૨)

तां दृष्ट्वा परमप्रीतां ब्रुवन्तीं मन्थरां ततः । रामस्यैव गुणान् देवी कैकेयी प्रशशंस ह ॥१३॥

અત્યન્ત અપ્રસન્ન મંથરાને જોયીને કૈકેયી રામના જ ગુણો વખાણુવા લાગી (૧૩).

धर्मज्ञो गुणवान्दान्तः कृतज्ञः सत्यवाञ्छुचिः । रामो राजसुतो ज्येष्ठो यौवराज्यमतोऽर्हति ॥१४

રામ ધર્મજ્ઞ છે. ગુણુવાન્ છે અને જિતેન્દ્રિય છે. કૃતજ્ઞ નિરભિમાન ને પવિત્ર પણ છે. તેમજ રાજાના મોટા પુત્ર છે, માટે યુવરાજની યોગ્યતા રામમાં જ છે. (૧૪)

भ्रातॄन्भृत्यांश्च दीर्घायुः पितृवत्पालयिष्यति । सन्तप्यसे कथं कुब्जे श्रुत्वा रामाभिषेचनम् ॥
ભગવાન્ કરો રામ દીર્ઘાયુ થાય. તે ભાયિયોનું પણ પિતાની પેઠે પાલન કરશે. કુબ્જે, તું રામનો અભિષેક સાંભળી દુઃખી શા માટે થાય છે ? (૧૫)

भरतश्चापि रामस्य ध्रुवं वर्षशतात्परम् । पितृपैतामहं राज्यमवाप्स्यति नरर्षभः ॥१६॥
રામ પછી તો પિતા પિતામહથી આવેલું આ રાજ્ય ભરત ને જ મળશે. (૧૬)

सा त्वमभ्युदये प्राप्ते दह्यमानेव मन्थरे । भविष्यति च कल्याणे किमिदं परितप्यसे ॥१७॥
મંથરે, રામનો અભિષેક તો એક અભ્યુદય છે. તે સમયે તું ભવિષ્ય માટે કેમ બળી રહી છે. (૧૭)

यथा वै भरतो मान्यस्तथा भूयोऽपि राघवः । कौसल्यातोऽतिरिक्तं च मम शुश्रूषते बहु ॥१८॥
મારા માટે જેમ ભરત છે તેમજ અથવા તે કરતાં પણ વધારે પ્રિય રામ છે. કૌસલ્યા કરતાં તો તે વધારે મારી જ સેવા કરે છે. (૧૮)

राज्यं यदि हि रामस्य भरतस्यापि तत्तदा । मन्यते हि यथात्मानं तथा भ्रातॄंस्तु राघवः ॥१९॥
જો આ રાજ્ય રામનું હશે તો અવશ્ય તે ભરતનું પણ હશે; કેમકે રામ ભાયિયોને પોતાની પેઠે જ માને છે. એટલે રામ ભાયિઓમાં ભેદ જોતા નથી. (૧૯)

कैकेय्या वचनं श्रुत्वा मन्थरा भृशदुःखिता । दीर्घमुष्णं विनिश्वस्य कैकेयीमिदमब्रवीत् ॥२०॥
કૈકેયીનું વચન સાંભળી મંથરા ભારે દુઃખી થયી અને લાંબો શ્વાસ ખેંચી કૈકેયીને કહેવા લાગી. (૨૦)

अनर्थदर्शिनी मौर्ख्यान्नात्मानमवबुद्ध्यसे । शोकव्यसनविस्तीर्णे मज्जतीं दुःखसागरे ॥२१॥
કૈકેયી, તમે મૂર્ખતાથી નથી સમજતાં કે તમે અનર્થ ભોગવશો, શોક અને વ્યસનમાં એટલે દુઃખસાગરમાં ડૂબશો. (૨૧)

भविता राघवो राजा राघवस्य च यः सुतः । राजवंशात्तु भरतः कैकेयि परिहास्यते ॥२२॥
રામ રાજા થશે ત્યાર પછી તો તેમનો પુત્ર જ રાજા થવાનો. ત્યારે તો હે કૈકેયી રાજાની પરંપરાથી ભરત અલગ જ પડી જશે. (૨૨)

न हि राज्ञः सुताः सर्वे राज्ये तिष्ठन्ति भामिनि । स्थाप्यमानेषु सर्वेषु सुमहाननयो भवेत् ॥२३॥
ક્યાંય આવું હોતું નથી કે રાજાના બધાય પુત્રો રાજ્ય પામે. જો આવું હોય તો તો ભારે અનર્થ થાય (૨૩)

तस्माज्ज्येष्ठे हि कैकेयि राज्यतन्त्राणि पार्थिवाः । स्थापयन्त्यनवद्याङ्गि गुणवत्स्वितरेष्वपि ॥२४
તેથી હે કૈકેયી, રાજાવો, રાજતંત્રને જ્યેષ્ઠપુત્ર ને જ આપે છે, જ્યેષ્ઠપુત્ર યોગ્ય ન હોય તો જ બીજા ગુણવાન્ અને નિર્ગુણ પ્રજા ઉપર રાજ્યભાર જાય છે. (૨૪)

असावत्यन्तनिर्भग्नस्तव पुत्रो भविष्यति । अनाथवत्सुखेभ्यश्च राजवंशाच्च वत्सले ॥२५॥
આ તમારો પુત્ર ભરત તો અનાથની પેઠે સુખ અને રાજવંશથી ભ્રષ્ટ થયી જશે. (૨૫)

साहं त्वदर्थे सम्प्राप्ता त्वं तु मां नावबुध्यसे । सपत्निवृद्धौ या मे त्वं प्रदेयं दातुमर्हसि ॥२६॥
હું તો તમારા લાભ માટે આવી છું. અને તમે સમજતા જ નથી. અને તેથી જ તમે સપત્નીની વૃદ્ધિમાં મને પારિતોષિક આપી રહ્યાં છો. (૨૬)

ध्रुवं तु भरतं रामः प्राप्य राज्यमकण्टकम् । देशान्तरं नाययिता लोकान्तरमथापि वा ॥२७॥

આ નક્કી જ છે કે રામ અકંટક રાજ્ય પામીને ભરતને દેશ નિકાળો કરશે અથવા તો મારી જ નાખશે. (૨૭)

बाल एव तु मातुल्यं भरतो नायितस्त्वया । सन्निकर्षाच्च सौहार्दं जायते स्थावरेष्विव ॥२८॥

ભરત બાળક હતા ત્યારથી જ તમે તેમને મામાના ઘેર મોકલી દીધા. પ્રેમ તો પાસે રહેવાથી જ થાય છે. આ સ્થિતિ સ્થાવરોમાં પણ હોય છે. (૨૮)

भरतानुवशात्सोऽपि शत्रुघ्नस्तत्समं गतः । लक्ष्मणो हि यथा रामं तथायं भरतं गतः ॥२९॥

ભરતના અનુરોધથી શત્રુઘ્ન પણ તેમની સાથે ગયા. જેમ લક્ષ્મણ રામની સાથે ફરે છે તેમ શત્રુઘ્ન ભરતની સાથે. (૨૯)

श्रूयते हि द्रुमः कश्चिच्छेत्तव्यो वनजीवनैः । सन्निकर्षादिषीकाभिर्मोचितः परमाद्भयात् ॥३०॥

આપણે સાંભળિયે છિયે કે જંગલી લોકો જે ઝાડને કાપવા ઇચ્છે છે તેની પાસે ચારે કોર વાડ લગાડીને તેની રક્ષા કરે છે. (૩૦)

गोप्ता हि रामं सौमित्रिर्लक्ष्मणं चापि राघवः । अश्विनोरिव सौभ्रात्रं तयोर्लोकेषु विश्रुतम् ॥

તેથી લક્ષ્મણ રામની રક્ષા કરશે અને રામ લક્ષ્મણની. અશ્વિનીકુમારોની જેમ તે બન્નેના સૌહાર્દને સૌ જાણે છે. (૩૧)

तस्मान्न लक्ष्मणे रामः पापं किंचित्करिष्यति । रामस्तु भरते पापं कुर्यादेव न संशयः ॥३२॥

તેથી રામ લક્ષ્મણને હાનિ પહોંચાડવાના નથી. પણ ભરતની હાનિ તેવો કરશે આમાં સંદેહ નથી જ. (૩૨)

तस्माद्राजगृहादेव वनं गच्छतु राघवः । एतद्धि रोचते मह्यं भृशं चापि हितं तव ॥३३॥

તેથી રામ રાજમહેલથી જ સીધા વનમાં જાય, આ મને ગમે છે, કેમકે આમ કરવામાં જ તમારું હિત છે. (૩૩)

एवं ते ज्ञातिपक्षस्य श्रेयश्चैव भविष्यति । यदि चेद्भरतो धर्मात्पित्र्यं राज्यमवाप्स्यति ॥३४॥

અને જો ભરત પિતાની અનુમતિથી રાજ્ય મેળવશે તો તમારા જ્ઞાતિજનોનું પણ કલ્યાણ થશે.

स ते सुखोचितो बालो रामस्य सहजो रिपुः । समृद्धार्थस्य नष्टार्थो जीविष्यति कथं वशे ॥

સુખથી સદા જીવનાર ભરત રામનો સહજ શત્રુ છે કેમકે સપત્ની પુત્ર છે. તો, તે રાજા રામની અધીનતામાં કેવી રીતે જીવશે? (૩૫)

अभिद्रुतमिवारण्ये सिंहेन गजयूथपम् । प्रच्छाद्यमानं रामेण भरतं त्रातुमर्हसि ॥३६॥

તેથી જેમ હાથિયો પાછળ જંગલમાં સિંહ પડયો હોય આવી રીતે રામ ભરતની પાછળ પડયા છે. માટે રામથી અભિભૂયમાન ભરતની તમે રક્ષા કરો. (૩૬)

दर्पान्निराकृता पूर्वं त्वया सौभाग्यवत्तया । राममाता सपत्नी ते कथं वैरं न यापयेत् ॥३७॥

રાજા તમને પ્રેમ કરવા લાગ્યા છે તો તે પતિવાત્સલ્યને લીધે તમારી સાથે કૌસલ્યા વૈરનો બદલો કેમ નહિ લેશે. (૩૭)

यदा च रामः पृथिवीमवाप्स्यते प्रभूतरत्नाकरशैलसंयुताम् ।
तदा गमिष्यस्यशुभं पराभवं सहैव दीना भरतेन भामिनि ॥३८॥

જ્યારે રામ રત્નાકર-પર્વતોથી યુક્ત પૃથ્વીનો રાજા થશે ત્યારે તમે દીન બનીને ભરતની સાથે જ શોચનીય દશાને પામશો. (૩૮)

यदा हि रामः पृथिवीमवाप्स्यते ध्रुवं प्रणष्टो भरतो भविष्यति ।
अहो हि संचिन्तय राज्यमात्मजे परस्य चैवास्य विवासकारणम् ॥३९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्तमः सर्गः ॥७॥

અને જ્યારે રામ રાજા બનશે તો અવશ્ય જ ભરતનો નાશ થશે. માટે તમે વિચાર કરો જેથી કે ભરતને રાજ્ય મળે. તેથી જ રામને વનવાસ મળશે. (૩૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टमः सर्गः

एवमुक्ता तु कैकेयी क्रोधेन ज्वलितानना । दीर्घमुष्णं विनिश्वस्य मन्थरामिदमब्रवीत् ॥१॥

કૈકેયી ક્રોધથી સળગતી દીર્ઘ અને ઉષ્ણ નિસાસો લઈને મંથરાને કહેવા લાગી. (૧)

अद्य राममितः क्षिप्रं वनं प्रस्थापयाम्यहम् । यौवराज्ये च भरतं क्षिप्रमद्याभिषेचये ॥२॥

હું રામને આજે જ વનમાં મોકલાવું છું અને ભરતને શીઘ્ર જ આજે જ અભિષેક કરાવું છું.

इदं त्विदानीं संपश्य केनोपायेन साधये । भरतः प्राप्नुयाद्राज्यं न तु रामः कथंचन ॥३॥

હવે તો આ જોવાનું રહે છે કે કયો ઉપાય કરું જેથી ભરતને રાજગાદી મળે અને કોઈ રીતે પણ તે રામને મળે નહિં. (૩)

एवमुक्ता तु सा देव्या मन्थरा पापदर्शिनी । रामार्थमुपहिंसन्ती कैकेयीमिदमब्रवीत् ॥४॥

પાપિની મંથરાયે રામના સ્વાર્થને બગાડતી કૈકેયીને આમ કહ્યું. (૪)

किं न स्मरसि कैकेयि स्मरन्ती वा निगूहसे । यदुच्यमानमात्मार्थं मत्तस्त्वं श्रोतुमिच्छसि ॥५

હે કૈકેયિ, કેતો તમને સ્મરણ નથી અથવા તો સ્મરણ તો છે પણ છુપાવો છો અને તેથી તે ઉપાય મારી પાસેથી સાંભળવા ઇચ્છો છો. (૫)

मयोच्यमानं यदि ते श्रोतुं छन्दो विलासिनि । श्रूयतामभिधास्यामि श्रुत्वा चैतद् विधीयताम् ॥

હે વિલાસિનિ, જો મારી પાસેથી જ સાંભળવાની ઇચ્છા હોય તો કહું છું. સાંભળો, અને સાંભળીને આમ કરો. (૬)

श्रुत्वैवं वचनं तस्या मन्थरायास्तु कैकयी । किञ्चिदुत्थाय शयनात् स्वास्तीर्णादिदमब्रवीत् ॥७॥

મંથરાનું આ વચન સાંભળીને પથારીમાંથી થોડી ઉઠીને કૈકેયીયે આમ કહ્યું. (૭)

कथयस्व ममोपायं केनोपायेन मन्थरे । भरतः प्राप्नुयाद्राज्यं न तु रामः कथञ्चन ॥८॥

મંથરે, તું બતાવ કે કયા ઉપાયથી ભરતને રાજ્ય મળે અને રામને કોયી રીતે કદી પણ ન મળે. (૮)

एवमुक्ता तु सा देव्या मन्थरा पापदर्शिनी । रामार्थमुपहिंसन्ती कैकेयीमिदमब्रवीत् ॥९॥
ત્યારે તે પાપિની મંથરાયે રામનો સ્વાર્થ બગાડતી, કૈકેયીને આમ કહ્યું. (૯)

पुरा देवासुरे युद्धे सह राजर्षिभिः पतिः । अगच्छत् त्वामुपादाय देवराजस्य साह्यकृत् ॥१०॥
બહુ પહેલાં રાજાવોની સાથે દેવાસુર સંગ્રામ થયો હતો. તે સમયે ઇન્દ્રની સહાયતા કરવા મહારાજ દશરથ પણ તમને લયીને સંગ્રામમાં ગયા હતા. (૧૦)

दिशमास्थाय कैकेयि दक्षिणां दण्डकान् प्रति । वैजयन्तमिति ख्यातं पुरं यत्र तिमिध्वजः ॥११॥
હે કૈકેયિ, દક્ષિણ દિશામાં દંડકાવનમાં વૈજયંતનામનું એક નગર છે. ત્યાંનો રાજા તિમિધ્વજ હતો. (૧૧)

स शम्बर इति ख्यातः शतमायो महासुरः । ददौ शक्रस्य संग्रामं देवसङ्घैरनिर्जितः ॥१२॥
સેંકડો માયાનો જાણનારો શંબર નામનો એક મહાન્ અસુર હતો. તેનું દેવો સહિત ઇન્દ્રની સાથે યુદ્ધ થયું. (૧૨)

तस्मिन् महति संग्रामे पुरुषान् क्षतविक्षतान् । रात्रौ प्रसुप्तान् घ्नन्ति स्म तरसापास्य राक्षसाः ॥
તે સંગ્રામમાં કેટલાક માણસો ક્ષત-વિક્ષત થયા. રાક્ષસો રાત્રે સૂતેલાં માણસોને ઘસડીને લયી જતા અને મારી નાખતા. (૧૩)

तत्राकरोन्महायुद्धं राजा दशरथस्तदा । असुरैश्च महाबाहुः शस्त्रैश्च शकलीकृतः ॥१४॥
રાજા દશરથે ત્યાં મોટું યુદ્ધ કર્યું અને અસુરોયે મહારાજને શસ્ત્રોથી ઘાયલ કરી નાખ્યા. (૧૪)

अपवाह्य त्वया देवि संग्रामान्नष्टचेतनः । तत्रापि विक्षतः शस्त्रैः पतिस्ते रक्षितस्त्वया ॥१५॥
હે દેવી, તે સમયે તમોયે જ બેભાન રાજાને સંગ્રામથી અલગ લયી જયીને તેમની રક્ષા કરી હતી. (૧૫)

तुष्टेन तेन दत्तौ ते द्वौ वरौ शुभदर्शने । स त्वयोक्तः पतिर्देवि यदेच्छेयं तदा वरम् ॥१६॥
તેથી રાજાયે પ્રસન્ન થયીને તમને બે વર આપ્યા. તમે કહ્યું કે જ્યારે મારી ઇચ્છા હશે ત્યારે વર (માગીશ). (૧૬)

तौ च याचस्व भर्तारं भरतस्याभिषेचनम् । प्रव्राजनं च रामस्य वर्षाणि च चतुर्दश ॥१७॥
રાજા પાસેથી આજે તે જ બન્ને વરો માગો. એક વરથી ભરતને રાજ્ય અને બીજાથી રામને ચોદ વર્ષનો વનવાસ. (૧૭)

चतुर्दश हि वर्षाणि रामे प्रव्राजिते वनम् । प्रजाभावगतस्नेहः स्थिरः पुत्रो भविष्यति ॥१८॥
૧૪ વર્ષો સુધી જો રામ વનમાં રહેશે તો પ્રજાના હૃદયમાં જે ભરત માટે સ્નેહ હશે તે સ્થિર થયી જશે. (૧૮)

क्रोधागारं प्रविश्याद्य क्रुद्धेवाश्वपतेः सुते । शेष्वानन्तर्हितायां त्वं भूमौ मलिनवासिनी ॥१९॥
હે કૈકેયિ, તું આજે કોપભવનમાં જયીને ભૂમિ ઉપર કંયી પણ પાથર્યા વિના મલિનવસ્ત્રો ધારણ કરીને સુયી જા. (૧૯)

मा स्मैनं प्रत्युदीक्षेथा मा चैनमभिभाषथाः । रुदन्ती पार्थिवं दृष्ट्वा जगत्यां शोकलालसा ॥२०॥
રાજાને જોશો પણ નહી. તેમની સાથે વાતો પણ કરશો નહિ. અને રાજાને જોઈને શોકાતુરની જેમ રડવા લાગશો. (૨૦)

दयिता त्वं सदा भर्तुरत्र मे नास्ति संशयः । त्वत्कृते च महाराजो विशेदपि हुताशनम् ॥२१॥
રાજાને તમે સદાથી પ્રિય છો, આમાં તો કોયી સંશય છે જ નહિ. તમારા માટે રાજા અગ્નિમાં પણ પડી શકે છે. (૨૧)

न त्वां क्रोधयितुं शक्तो न क्रुद्धां प्रत्युदीक्षितुम् । तव प्रियार्थं राजा तु प्राणानपि परित्यजेत् ॥
રાજા તમને કદી પણ ક્રુદ્ધ જોયી શકે નહિ, તમારા માટે તો તેવો પ્રાણોનો ત્યાગ પણ કરી શકે છે. (૨૨)

न ह्यतिक्रमितुं शक्तस्तव वाक्यं महीपतिः । मन्दस्वभावे बुध्यस्व सौभाग्यबलमात्मनः ॥२३॥
રાજા તમારી વાત કદી પણ ઉથામી શકે નહિ, તમે તમારું સૌભાગ્યબળનું સ્મરણ કરો. (૨૩)

यदा तु ते वरं दद्यात् स्वयमुत्थाप्य राघवः । व्यवस्थाप्य महाराजं त्वमिमं वृणुया वरम् ॥२४॥
રાજા જ્યારે તમને પોતે ઉઠાડીને વર આપવા લાગે ત્યારે તમે મહારાજને વ્યવસ્થિત કરીને આ વર માગશો. (૨૪)

रामप्रव्राजनं दूरं नव वर्षाणि पञ्च च । भरतः क्रियतां राजा पृथिव्यां पार्थिवर्षभ ॥२५॥
રામ ૧૪ વર્ષ સુધી વનમાં જાય અને ભરતને તેટલા જ વર્ષ માટે રાજા બનાવો. (૨૫)

चतुर्दश हि वर्षाणि रामे प्रव्राजिते वनम् । रूढश्च कृतमूलश्च शेषं स्थास्यति ते सुतः ॥२६॥
રામ જ્યારે ૧૪ વર્ષ સુધી વનમાં રહેશે તો ભરત ગાદી ઉપર રૂઢ થયી જશે અને મૂળ બહુ દૂર સુધી પહોંચી જશે. (૨૬)

एवं प्रव्राजितश्चैव रामोऽरामो भविष्यति । भरतश्च गतामित्रस्तव राजा भविष्यति ॥२७॥
આ રીતે જ્યારે રામ વનમાં જશે, અને દુઃખી થશે તેમજ ભરત રાજા બનશે અને તેમનો કોયી પણ શત્રુ રહેશે નહિ. (૨૭)

येन कालेन रामश्च वनात् प्रत्यागमिष्यति । अन्तर्बहिश्च पुत्रस्ते कृतमूलो भविष्यति ॥२८॥
જ્યારે રામ ૧૪ વર્ષો પછી વનમાંથી પાછા આવશે ત્યારે તો ભરત બહાર અને ભીતર સર્વત્ર દૃઢમૂળ થયી ગયા હશે. (૨૮)

अनर्थमर्थरूपेण ग्राहिता सा ततस्तया । हृष्टा प्रतीता कैकेयी मन्थरामिदमब्रवीत् ॥२९॥
મંથરાયે કૈકેયીને ઉંધી રીતે સમજાવીને એટલે કે અનર્થને અર્થરૂપે સમજાવીને તેની પકડ પોતાના હાથમાં લીધી ત્યારે પ્રસન્ન થયેલી કૈકેયીયે મંથરાને કહ્યું. (૨૯)

प्रज्ञां ते नावजानामि श्रेष्ठे श्रेष्ठाभिधायिनि । त्वमेव हि ममार्थेषु नित्ययुक्ता हितैषिणी ॥३०
હે શ્રેષ્ઠ ઉપદેશ કરનારી કુબ્જા, હજી સુધી હું તારી પ્રતિભાને જાણતી ન હતી. તું જ મારાં બધાં કાર્યોમાં નિત્યયુક્ત છે અને મારું હિત ચાહનારી છે. (૩૦)

मतयः क्षत्रविद्याश्च मायाश्चात्र वसन्ति ते । अत्र तेऽहं प्रमोक्ष्यामि मालां कुब्जे हिरण्मयीम् ॥
તારામાં બુદ્ધિ પણ છે અને ક્ષત્રવિદ્યા તથા માયા પણ છે. લે, હમણાં તો હું તને આ સુવર્ણમાળા આપું છું. (૩૧)

अभिषिक्ते च भरते राघवे च वनं गते । जात्येन च सुवर्णेन सुनिष्टप्तेन सुन्दरि ॥३२॥
लब्धार्था च प्रतीता च लेपयिष्यामि ते स्थगु । मुखे च तिलकं चित्रं जातरूपमयं शुभम् ॥

અને જ્યારે રામ વનમાં ચાલ્યા જશે અને ભરતને રાજ્ય મળશે ત્યારે સારી ઇચ્છા પૂરી થયી ગયી હશે. મને વિશ્વાસ પણ આવી ગયો હશે, ત્યારે હું તારા સ્થગુને સુંદર તપાવેલા સોનાથી બનેલ આભૂષણો પહેરાવીશ અને ચંદનથી લેપ કરાવીશ. (૩૨–૩૩)

कारयिष्यामि ते कुब्जे शुभान्याभरणानि च । परिधाय शुभे वस्त्रे देवतेव चरिष्यसि ॥३४॥

તારા માટે સુંદર આભૂષણો કરાવીશ જેને પહેરીને તેમજ સુન્દર સાડી આદિ ધારણ કરીને દેવતાની પેઠે તું ચાલીશ, (૩૪)

चन्द्रमाह्वयमानेन मुखेनाप्रतिमानना । गमिष्यसि गतिं मुख्यां गर्वयन्ती द्विषज्जने ॥३५॥

ત્યારે તારું મુખ ચંદ્રમાથી પણ સુંદર બની જશે અને તારા શત્રુવોની વચ્ચમાં તું ગર્વ-સાથે ચાલીશ. (૩૫)

इति प्रशस्यमाना सा कैकेयीमिदमब्रवीत् । गतोदके सेतुबन्धो न कल्याणि विधीयते ॥३६॥

આ પ્રમાણે પ્રશંસા પામેલી તે કુબ્જાયે કૈકેયીને કહ્યું કે પાણી વહી ગયા પછી પુલ બાંધવાથી શો લાભ ? (૩૬)

तथा प्रोत्साहिता देवी गत्वा मन्थरया सह । क्रोधागारं विशालाक्षी सौभाग्यमदगर्विता ॥३७॥

કુબ્જાયે જ્યારે આ રીતે કૈકેયીને પ્રોત્સાહન આપ્યું ત્યારે મંથરાની સાથે, પોતાના સૌભાગ્યના મદથી ગર્વવાળી તે વિશાળનેત્રોવાળી કૈકેયી કોપભવનમાં ગયી. (૩૭)

तदा हेमोपमा तत्र कुब्जावाक्यवशं गता । संविश्य भूमौ कैकेयी मन्थरामिदमब्रवीत् ॥३८॥

ત્યારે સુવર્ણાંગી તે કૈકેયીયે મંથરાના વચનથી ભૂમિ ઉપર બેસીને તેને કહ્યું....(૩૮)

सुवर्णेन न मे ह्यर्थो न रत्नैर्न च भोजनैः । एष मे जीवितस्यान्तो रामो यद्यभिषिच्यते ॥३९॥

મારે સોનાનું કે રત્નોનું કોયી પ્રયોજન નથી. ભોજનથી પણ કોયી સંબંધ નથી. જો રામનો અભિષેક થશે તો આ મારા જીવનનો અંત જ સમજવાનો. (૩૯)

अथो पुनस्तां महिषीं महीक्षितो वचोभिरत्यर्थमहापराक्रमैः ।
उवाच कुब्जा भरतस्य मातरं हितं वचो राममुपेत्य चाहितम् ॥४०॥

કૈકેયીને અનેક સારા સારા શબ્દોથી ભરતના હિતની અને રામના અહિતની વાત મંથરા કરવા લાગી. (૪૦)

प्रपत्स्यते राज्यमिदं हि राघवो यदि ध्रुवं त्वं ससुता च तप्स्यसे ।
ततो हि कल्याणि यतस्व तत्तथा यथा सुतस्ते भरतोऽभिषेक्ष्यते ॥४१॥

જો રામ આ રાજ્યને પામશે તો ખરેખર તમે અને ભરત સદા દુઃખી રહેશો. માટે તે ઉપાય કરો જેથી કે ભરત રાજા થાય. (૪૧)

अहं हि नैवास्तरणानि न स्रजो न चन्दनं नाञ्जनपानभोजनम् ।
न किञ्चिदिच्छामि न चेह जीवनं न चेदितो गच्छति राघवो वनम् ॥४२॥

હું પથારી, માળા, ચંદન, મેસ, ખાન–પાન કશું ઇચ્છતી નથી. અહીં સુધી કે જો રામ વનમાં નહિ જાય તો હું પ્રાણોની પણ ઇચ્છા કરતી નથી. (૪૨)

अथैवमुक्त्वा वचनं सुदारुणं निधाय सर्वाभरणानि भामिनी ।
असंस्कृतामास्तरणेन मेदिनीं तदाधिशिश्ये पतितेव किन्नरी ॥४३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टमः सर्गः ॥८॥

આમ કહીને બધાં આભૂષણોને મૂકીને, પથારી કર્યા વિના જ પૃથ્વી ઉપર તે સુયી ગયા જાણે કે કોયી કિંનરી જ પડી ન હોય ! (૪૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ नवमः सर्गः

विदर्शिता यदा देवी कुब्जया पापया भृशम् । तदा शेते स्म सा भूमौ दिग्धविद्धेव किन्नरी ॥

પાપિની કુબ્જાથી કુમાર્ગે ચડાવાયેલી કૈકેયી ત્યારે વિષદિગ્ધ બાણથી વીંધાયેલી કિન્નરીની પેઠે ભૂમિ ઉપર પડેલી (૧)

मुहूर्तं चिन्तयामास मार्गमात्मसुखावहम् । बभूव परमप्रीता सिद्धिं प्राप्येव मन्थरा ॥२॥

પોતાને સુખ–શાંતિ મળે એવું થોડીવાર વિચાર કરીને, જેમ સિદ્ધમનોરથવાળી ન થયી હોય, તેમ મંથરા પરમ પ્રસન્ન થયી ગયી. (૨)

अथ सा रुषिता देवी सम्यक् कृत्वा विनिश्चयम् । संविवेशाबला भूमौ निवेश्य भ्रुकुटिं मुखे ॥३

ક્રોધે ભરાયેલી કૈકયિયે સારી રીતે નિશ્ચય કરીને ભોં ચઢાવીને ભૂમિ પર સુયી ગયી. (૩)

ततश्चित्राणि माल्यानि दिव्यान्याभरणानि च । अपविद्धानि कैकेय्या तानि भूमिं प्रपेदिरे ॥४॥

અને વિચિત્ર માળાવો અને દિવ્ય આભૂષણો કૈકેયિયે નાખી દીધાં તે બધાં ભૂમિ ઉપર પડી ગયાં. (૪)

तया तान्यपविद्धानि माल्यान्याभरणानि च । अशोभयन्त वसुधां नक्षत्राणि यथा नभः ॥५॥

તેણે જે આભૂષણો ભૂમિ ઉપર નાખી દીધેલાં તે આકાશને જેમ નક્ષત્રો શોભાવે તેમ તે પૃથિવીને શોભાવવા લાગ્યાં. (૫)

क्रोधागारे च पतिता सा बभौ मलिनाम्बरा । एकवेणीं दृढां बद्ध्वा गतसत्त्वेव किन्नरी ॥६॥

મલિન વસ્ત્રોવાળી કૈકેયી એકવેણી દૃઢરૂપે બાંધીને ક્રોધાગારમાં પડેલી તેમ જણાતી હતી જેમ તદ્દન નિર્બળ કિન્નરી ન હોય. (૬)

आज्ञाप्य च महाराजो राघवस्याभिषेचनम् । उपस्थानमनुज्ञाप्य प्रविवेश निवेशनम् ॥७॥

મહારાજ દશરથ તો રામજીના અભિષેકનો પ્રસંગ ઉપસ્થાન એટલે વસિષ્ઠજીને અથવા સભાને સોંપાને પોતે મહેલમાં ગયા. (૭)

प्रियार्हां प्रियमाख्यातुं विवेशान्तःपुरं वशी । स कैकेय्या गृहं श्रेष्ठं प्रविवेश महायशाः ॥८॥

પ્રિયપાત્ર કૈકેયીને આ પ્રિય સમાચાર કહેવા રાજા અંતઃપુરમાં ગયા અને ત્યાં તેવો કૈકેયીના મહલમાં ગયા. (૮)

पाण्डुराभ्रमिवाकाशं राहुयुक्तं निशाकरः । शुकबर्हिसमायुक्तं क्रौञ्चहंसरुतायुतम् ॥९॥
રાહુયુક્ત આકાશમાં જેમ ચન્દ્રમા પ્રવેશ કરે, તેમ, તેમજ પોપટ, ક્રૌંચ, હંસ આદિ પક્ષિ-ઓના શબ્દોથી યુક્ત. (૯)

वादित्ररवसंघुष्टं कुब्जावामनिकायुतम् । लतागृहैश्चित्रगृहैश्चम्पकाशोकशोभितैः ॥१०॥
ચારેય પ્રકારના વાદ્યોથી નિનાદિત, કુબ્જાઓ અને વામનિકાઓથી યુક્ત, તેમજ લતાગૃહો, ચિત્ર-ગૃહો અને ચંપા–અશોક આદિથી સુશોભિત. (૧૦)

दान्तराजतसौवर्णवेदिकाभिः समायुतम् । नित्यपुष्पफलैर्वृक्षैर्वापीभिरुपशोभितम् ॥११॥
ગજદંત, રજત, સુવર્ણ આદિથી નિર્મિત વેદિકાઓવાળું, નિત્ય જ પુષ્પ અને ફળ આપનારા વૃક્ષોથી અને વાપિઓથી સુશોભિત....(૧૧)

स प्रविश्य महाराजः स्वमन्तःपुरमृद्धिमत् । न ददर्श स्त्रियं राजा कैकेयीं शयनोत्तमे ॥१२॥
એવાં ઋદ્ધિસિદ્ધિયુક્ત પોતાનાં અંતઃપુરમાં પ્રવેશ કર્યા પછી રાજાએ કૈકેયીને ત્યાં જોયી નહિ. (૧૨)

स कामबलसंयुक्तो रत्यर्थी मनुजाधिपः । अपश्यन्दयितां भार्यां पप्रच्छ विषसाद च ॥१३॥
તે કામી અને રતિકાંક્ષી રાજાએ ત્યાં કૈકેયીને ન જોયીને પરિચારિકાઓને દુઃખિત થયીને પૂછ્યું. (૧૩)

न हि तस्य पुरा देवी तां वेलामत्यवर्तत । न च राजा गृहं शून्यं प्रविवेश कदाचन ॥१४॥
પહેલાં કદીય તે સમયે કૈકેયી ત્યાં ન હોય તેમ બન્યું ન હતું અને કદીપણ શૂન્ય ભવનમાં રાજા ગયા પણ ન હતા. (૧૪)

प्रतिहारी त्वथोवाच संत्रस्ता तु कृताञ्जलिः । देव देवी भृशं क्रुद्धा क्रोधागारमभिद्रुता ॥१५॥
ભય પામેલી પ્રતીહારિએ હાથ જોડીને કહ્યું, મહારાજ, રાણી તો ભારે ક્રોધે ભરાયીને કોપ-ભવનમાં ગયાં છે. (૧૫)

प्रतिहार्या वचः श्रुत्वा राजा परमदुर्मनाः । विषसाद पुनर्भूयो लुलितव्याकुलेन्द्रियः ॥१६॥
પ્રતીહારીનું વચન સાંભળીને રાજાનું મન વધારે દુઃખિત થયું અને બધી ઇન્દ્રિયો વ્યાકુળ થયી ગયી તેથી તે વધારે ચિંતિત થયા. (૧૬)

तत्र तां पतितां भूमौ शयानामतथोचिताम् । प्रतप्त इव दुःखेन सोपश्यज्जगतीपतिः ॥१७॥
તેને ભૂમિ ઉપર પડેલી અને અનુચિતરૂપે સૂતેલી દુઃખથી સળગતાની જેમ રાજાએ જોયી. (૧૭)

स वृद्धस्तरुणीं भार्यां प्राणेभ्योपि गरीयसीम् । अपापः पापसंकल्पां ददर्श धरणीतले ॥१८॥
પ્રાણો કરતાં પણ વધારે પ્રિય તે નમણી ભાર્યાને પાપસંકલ્પ લયીને પૃથ્વી ઉપર પડેલી, નિર્દોષ દશરથે જોયી. (૧૮)

लतामिव विनिष्कृत्तां पतितां देवतामिव । किन्नरीमिव निर्धूतां च्युतामप्सरसं यथा ॥१९॥
કપાયેલી લતાની જેમ, અથવા કોયી પડી ગયેલી દેવતાની જેમ અથવા કોયી ગંધર્વીની જેમં અથવા તિરસ્કારાયેલી કોયી અપ્સરાની જેમ....(૧૯)

करेणुमिव दिग्धेन विद्धां मृगयुना वने । महागज इवारण्ये स्नेहात्परमदुःखिताम् ॥२०॥
વનમાં શિકારીથી વીંધાયેલી કરેણુને જોયીને જેમ મહાગજ દુઃખી થાય તેમ સ્નેહને લીધે તેને જોયીને....(૨૦)

परिमृज्य च पाणिभ्यामभिसंत्रस्तचेतनः । कामी कमलपत्राक्षीमुवाच वनितामिदम् ॥२१॥
બન્ને હાથોથી તેનો સ્પર્શ કરીને ભય પામેલા રાજા દશરથે કમલાક્ષી કૈકેયીને કહ્યું. (૨૧)

न तेहमभिजानामि क्रोधमात्मनि संश्रितम् । देवि केनाभियुक्तासि केन वासि विमानिता ॥२२॥
તમે મારા ઉપર ક્રુદ્ધ થયેલા હો તો હું ક્રોધનું કારણ જાણતો નથી. હે દેવિ, કોણે તમારો કોયી બગાડ કર્યો છે અથવા તમારો કોણે તિરસ્કાર કર્યો છે? (૨૨)

भूमौ शेषे किमर्थं त्वं मयि कल्याणचेतसि । भूतोपहतचित्तेव मम चित्तप्रमाथिनि ॥२३॥
તમારો હિતૈષી હું બેઠો છું ત્યારે તમે શા માટે પૃથ્વી ઉપર પડ્યા છો? હે મારા ચિત્તને વ્યાકુળ કરનારી કૈકેયી, તને કોયી ભૂત વળગ્યું હોય તેવાં, તમે આજે કેમ છો? (૨૩)

सन्ति मे कुशला वैद्यास्त्वभितुष्टाश्च सर्वशः । सुखितां त्वां करिष्यन्ति व्याधिमाचक्ष्व भामिनि ॥
હે ભામિનિ, ઘણાય કુશળ અને સંતુષ્ટ મારા વૈદ્યો છે. તને સુખી બનાવશે. તું કહે તો ખરી કે રોગ શો છે? (૨૪)

कस्य वा विप्रियं कार्यं केन वा विप्रियं कृतम् । कः प्रियं लभतामद्य को वा सुमहदप्रियम् ॥
કોણે તમારો અપરાધ કર્યો છે? કોને દંડ આપવો જોયિયે? આજે કોનું ભલું કરું અને કોનો નાશ કરું? (૨૫)

मा रौत्सीर्मा च कार्षीस्त्वं देवि सम्परिशोषणम् । अवध्यो वध्यतां को वा वध्यः को वा विमुच्यताम्
હે દેવિ, તમે રડો મા. ચિંતા પણ કરો મા. જેને કહો તે અવધ્યને પણ હું મારી નાખું અને જે વધ્યને કહો તો, તેને મુકત કરી દવું. (૨૬)

दरिद्रः को भवेदाढ्यो द्रव्यवान्वाप्यकिञ्चनः । अहं च हि मदीयाश्च सर्वे तव वशानुगाः ॥२७॥
જેને કહો તેને દરિદ્ર બનાવી દવું અને જેને કહો તેને ધનવાન્ બનાવી દવું? હું અને મારા બધા તમારા આજ્ઞાકારિયો છિયે. (૨૭)

न ते कश्चिदभिप्रायं व्याहन्तुमहमुत्सहे । आत्मनो जीवितेनापि ब्रूहि यन्मनसि स्थितम् ॥२८॥
મારા પ્રાણુ આપીને પણ તમારી કોયી પણ ઇચ્છાને હું પૂર્ણ કરવા ઇચ્છું છું. તમારા મનમાં જે હોય તે કહો. (૨૮)

बलमात्मनि जानन्ती न मां शङ्कितुमर्हसि । करिष्यामि तव प्रीतिं सुकृतेनापि ते शपे ॥२९॥
તમે તમારી શક્તિને જાણો જ છો. કોયી રીતે શંકા કરશો નહિ, હું તમારી આગળ શપથ કરું છું કે તમારી જે ઇચ્છા હશે, હું પૂર્ણ કરિશ. (૨૯)

ततो वृणीष्व कैकेयि तद्यत्त्वं मनसेच्छसि । किमायासेन ते भीरु उत्तिष्ठोत्तिष्ठ शोभने ॥
તેથી હે કૈકેયિ, તમે જે વસ્તુની મનથી ઇચ્છા કરતાં હો તે માંગો. શા માટે તમે ચિંતા કરો છો? હે સુન્દરિ, ઉઠો, ઉઠો. (૩૦)

तत्त्वं मे ब्रूहि कैकेयि यतस्ते भयमागतम् । तत्ते व्यपनयिष्यामि नीहारमिव रश्मिवान् ॥३१॥

હે કૈકેયિ, તમને શાનું ભય છે તે કહો. જેમ સૂર્ય અંધકારને દૂર કરે છે તેમ હું તમારા ભયને દૂર કરિશ.

तथोक्ता सा समाश्वस्ता वक्तुकामा तदप्रियम् । परिपीडयितुं भूयो भर्तारमुपचक्रमे ॥३२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे नवमः सर्गः ॥९॥

આવાં વચનો સાંભળી તે સ્વસ્થ બની અને તે અપ્રિય વસ્તુને પતિને જણાવવાનો તેણે ઉપક્રમ કર્યો. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના નવમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ दशमः सर्गः

तं मन्मथशरैर्विद्धं कामवेगवशानुगम् । उवाच पृथिवीपालं कैकेयी दारुणं वचः ॥१॥

તે કામી પુરુષ રાજા દશરથને કૈકેયિયે કઠોર વચન કહ્યું. (૧)

नास्मि विप्रकृता देव केनचिन्नावमानिता । अभिप्रायस्तु मे कश्चित्तमिच्छामि त्वया कृतम् ॥२॥

મારો કોયિયે અપમાન કર્યો નથી. મારા અભિપ્રાય તમે પૂર્ણ કરો એમ હું ઇચ્છું છું. (૨)

प्रतिज्ञां प्रतिजानीष्व यदि त्वं कर्तुमिच्छसि । अथ ते व्याहरिष्यामि यथाभिप्रार्थितं मया ॥३॥

જો તમે મારી ઇચ્છા પૂર્ણ કરવા ઇચ્છો તો તમે પ્રતિજ્ઞા કરો. ત્યારે જ હું તમને કહીશ કે હું શું ઇચ્છું છું. (૩)

तामुवाच महाराजः कैकेयीमीषदुत्स्मयः । कामी हस्तेन संगृह्य मूर्धजेषु भुवि स्थिताम् ॥४॥

કામી દશરથે થોડું હંસીને અને તેના કેશોને હાથથી પકડીને, ભૂમિ ઉપર પડેલી તેને કહ્યું. (૪)

अवलिप्ते न जानासि त्वत्तः प्रियतरो मम । मनुजो मनुजव्याघ्राद्रामादन्यो न विद्यते ॥५॥

શું તું નથી જાણતી કે માનવશ્રેષ્ઠ રામથી અતિરિક્ત, તારા કરતાં વધારે કોયી પણ મને પ્રિય નથી ? (૫)

तेनाजय्येन मुख्येन राघवेण महात्मना । शपे ते जीवनार्हेण ब्रूहि यन्मनसेप्सितम् ॥६॥

કોયીથી પણ જીતી ન શકાય આવા અને જેને લીધે હું જીવું છું તે મહાત્મા રામનો શપથ આપીને તને કહું છું કે તારા મનમાં જે કયીં હોય તે મને કહે. (૬)

यं मुहूर्तमपश्यंस्तु न जीवे तमहं ध्रुवम् । तेन रामेण कैकेयि शपे ते वचनक्रियाम् ॥७॥

હે કૈકેયિ, જેને જોયા વિના હું એક ક્ષણ પણ જીવી શકું નહિ, તે રામનો શપથ કરીને કહું છું કે તારી વાત હું માનીશ જ. (૭)

आत्मना चात्मजैश्चान्यैर्वृणे यं मनुजर्षभम् । तेन रामेण कैकेयि शपे ते वचनक्रियाम् ॥८॥

મારા કરતાં અને મારા બીજા પુત્રો કરતાં પણ જેને હું સારો ગણું છું, તે રામનો શપથ કરીને કહું છું કે તું જે કહીશ તે હું કરિશ. (૮)

भद्रे हृदयमप्येतदनुमृश्योद्धरस्व मे । एतत्समीक्ष्य कैकेयि ब्रूहि यत्साधु मन्यसे ॥९॥
હે કૈકેયિ, મારા વિચારને તું જાણી ગયી છે. માટે મારી ચિંતા દૂર કર. અને જે તું સારું માનતી હોય તે કહે. (૯)

बलमात्मनि पश्यन्ती न विशङ्कितुमर्हसि । करिष्यामि तव प्रीतिं सुकृतेनापि ते शपे ॥१०॥
મારા ઉપર તારો કેટલો અધિકાર છે, તેને જોતાં તારે શંકા કરવી જોઇયે નહિ. હું શપથ-સાથે કહું છું કે જે તને પ્રિય હશે તે હું કરિશ જ. (૧૦)

सा तदर्थमना देवी तमभिप्रायमागतम् । निर्माध्यस्थ्याच्च हर्षाच्च बभाषे दुर्वचं वचः ॥११॥
પોતાના અભિપ્રાય સિદ્ધ થતો જાણીને હર્ષથી, કોયીને મધ્યસ્થ બનાવ્યા વિના જ, ન બોલી શકાય તેવું વચન તે બોલી. (૧૧)

यथाक्रमेण शपसे वरं मम ददासि च । तच्छृण्वन्तु त्रयस्त्रिंशद्देवाः सेन्द्रपुरोगमाः ॥१२॥
જે રીતે તમે શપથ કરો છો અને મને વર આપો છો, તેને ઇન્દ્ર અને ૩૩ કોટિ દેવો સાંભળો.

चन्द्रादित्यौ नभश्चैव ग्रहा रात्र्यहनी दिशः । जगच्च पृथिवी चेयं सगन्धर्वा सराक्षसा ॥१३॥
निशाचराणि भूतानि गृहेषु गृहदेवताः । यानि चान्यानि भूतानि जानीयुर्भाषितं तव ॥१४॥
ચંદ્ર, સૂર્ય, આકાશ, ગ્રહ, રાત્રિ, દિન, દિશાવો, જગત્, પૃથિવી, ગંધર્વો, રાક્ષસો, નિશાચરો, અન્ય પ્રાણિયો, ઘરના દેવતાવો, બધાય તમે કહો છે, તેને જાણી લે. (૧૩-૧૪)

सत्यसन्धो महातेजा धर्मज्ञः सत्यवाक्छुचिः । वरं मम ददात्येष सर्वे शृण्वन्तु देवताः ॥१५॥
બધા દેવો સાંભળો, આ સત્યપ્રતિજ્ઞાવાળા ધર્માત્મા અને સત્યવાદી રાજા મને વર આપે છે.

इति देवी महेष्वासं परिगृह्याभिशस्य च । ततः परमुवाचेदं वरदं काममोहितम् ॥१६॥
આ રીતે દરેક રીતે બાંધીને જ કામમોહિત રાજાને તેણે કહ્યું. (૧૬)

स्मर राजन् पुरा वृत्तं तस्मिन्देवासुरे रणे । तत्र त्वां च्यावयच्छत्रुस्तव जीवितमन्तरा ॥१७॥
હે રાજન્ દેવાસુર સંગ્રામની વાતનું સ્મરણ કરો. ત્યાં શત્રુયે તમારા પ્રાણને હાનિ પહોંચાડયા વિના જ તમને પાડી નાખેલ. (૧૭)

तत्र चापि मया देव यत्त्वं समभिरक्षितः । जाग्रत्या यतमानायास्ततो मे प्रददौ वरौ ॥१८॥
ત્યાં મેં સારી રીતે સાવધ રહી અને પ્રયત્ન કરીને તમારી રક્ષા કરી હતી અને તેને લીધે તમે મને બે વરો આપેલા. (૧૮)

तौ दत्तौ च वरौ देव निक्षेपौ मृगयाम्यहम् । तवैव पृथिवीपाल सकाशे रघुनन्दन ॥१९॥
તે વરોને મેં તમારી પાસેજ મૂક્યા હતા અને તે આજે માંગું છું. (૧૯)

तत्प्रतिश्रुत्य धर्मेण न चेद्दास्यसि मे वरम् । अद्यैव हि प्रहास्यामि जीवितं त्वद्विमानिता ॥२०॥
અને પ્રતિજ્ઞા કરીને પણ જો તમે તે વરો નહિ. આપશો તો તમારાથી અપમાનિત થયીને હું હમણાં જ પ્રાણ ત્યજી દયિશ. (૨૦)

ततः परमुवाचेदं वरदं काममोहितम् । वरौ देयौ त्वया देव तदा दत्तौ महीपते ॥२१॥
પછી વર આપનાર કામમોહિત રાજા દશરથને તેણે કહ્યું કે તે સમયે તમોયે જે વર આપવા કહ્યું હતું તે બે વર આજે આપો. (૨૧)

अभिषेकसमारम्भो राघवस्योपकल्पितः । अनेनैवाभिषेकेण भरतो मेभिषिच्यताम् ॥२२॥
તમે રામ માટે જે અભિષેકનો આરંભ કર્યો છે તેનાથી જ ભરતનો અભિષેક કરો. (૨૨)

नव पञ्च च वर्षाणि दण्डकारण्यमाश्रितः । चीराजिनधरो धीरो रामो भवतु तापसः ॥२३॥
અને રામ ચીર-વલ્કલ ધારણ કરીને ચૌદ વર્ષો સુધી દંડકારણ્યમાં નિવાસ કરે. (૨૩)

एष मे परमः कामो दत्तमेव वरं वृणे । अद्य चैव प्रपश्येयं प्रयान्तं राघवं वने ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे दशमः सर्गः ॥१०॥

આ મારી પરમ ઇચ્છા છે. આપે દીધેલ જ વર હું માગું છું. રામને આજે જ વનમાં જતાં હું જોવું. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દશમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकादशः सर्गः

ततः श्रुत्वा महाराजः कैकेय्या दारुणं वचः । चिन्तामभिसमापेदे मुहूर्तं प्रतताप च ॥१॥
કૈકેયીનું આ દારુણ વચન સાંભળી રાજા દુઃખી થયા અને ચિંતા કરવા લાગ્યા. (૧)

किंनु मेयं दिवास्वप्नश्चित्तमोहोपि वा मम । अनुभूतोपसर्गो वा मनसो वाप्युपद्रवः ॥२॥
તેવો વિચાર કરવા લાગ્યા કે શું હું દિવાસ્વપ્ન જોવું છું કે મારું ચિત્ત મૂઢ થયું છે કે જન્માંતરનું ક્યીં સ્મરણ થયી રહ્યું છે કે મનનો કોયી રોગ થયો છે. (૨)

इति संचिन्त्य तद्राजा नाध्यगच्छत्तदा सुखम् । प्रतिलभ्य ततः संज्ञां कैकेयीवाक्यतापितः ॥३॥
આમ વિચાર કરીને રાજાયે પોતાની શાંતિ ગુમાવી દીધી. પણ ફરીથી ચેતનતા પામીને. (૩)

व्यथितो विक्लवश्चैव व्याघ्रीं दृष्ट्वा यथा मृगः । असंवृतायामासीनो जगत्यां दीर्घमुच्छ्वसन् ॥४
વ્યાઘ્રીને જોયીને મૃગની જેમ દુઃખિત અને વ્યાકુલ થયી, ક્યીં પણ પાથર્યા વિના, ભૂમિ પર બેસીને લાંબો શ્વાસ લેતા લેતા.... (૪)

मण्डले पन्नगो रुद्धो मन्त्रैरिव महाविषः । मोहमापेदिवान् भूयः शोकोपहतचेतनः ॥५॥
મંત્રોથી અભિમંત્રિત પ્રદેશમાં રોકાયેલા સર્પની જેમ રાજા શોકથી વ્યાકુળ થયીને ફરી મૂર્છિત થયા. (૫)

चिरेण तु नृपः संज्ञां प्रतिलभ्य सुदुःखितः । कैकेयीमब्रवीत्क्रुद्धो निर्दहन्निव तेजसा ॥६॥
વધારે સમય સુધી મૂર્છિત રહ્યા પછી ફરી સંજ્ઞા પામી અત્યંત દુઃખિત રાજા ક્રુદ્ધ થયીને, આગથી બાળતા ન હોય તેમ બોલ્યા. (૬)

नृशंसे दुष्टचारित्रे कुलस्यास्य विनाशिनि । किं कृतं तव रामेण पापे पापं मयापि वा ॥७॥
અરે ક્રૂર, દુષ્ટ આચરણવાળી અને આ કુળનો નાશ કરનારી, રામે કે મેં તારું શું બગાડયું છે ? (૭)

**सदा ते जननीतुल्यां वृत्तिं वहति राघवः । तस्यैवं त्वमनर्थाय किंनिमित्तमिहोद्यता ॥८॥**

રામ તો સદાય માતાની જેમ જ તને માને છે, તેનો જ અનર્થ કરવા માટે આજે તું શું કરવા ઉદ્યત થયી છે? (૮)

**त्वं मयात्मविनाशाय भवनं स्वं निवेशिता । अविज्ञानान्नृपसुता व्याला तीक्ष्णविषा यथा ॥९॥**

જેમ કોયી ભયંકર વિષવાળા સાપને અજ્ઞાનથી પોતાના ઘરમાં રાખે, તેમ મેં મારા જ નાશ માટે તને મારા ઘરમાં રાખી છે. (૯)

**जीवलोको यदा सर्वो रामस्याह गुणस्तवम् । अपराधं कमुद्दिश्य त्यक्ष्यामीष्टमहं सुतम् ॥१०॥**

જ્યારે બધાય લોકો રામની પ્રશંસા કરે છે ત્યારે કયા અપરાધને લીધે હું મારા પ્રિય પુત્રનો ત્યાગ કરિશ? (૧૦)

**कौसल्यां च सुमित्रां च त्यजेयमपि वा श्रियम् । जीवितं चात्मनो रामं न त्वेव पितृवत्सलम् ॥**

કૌસલ્યાનો કે સુમિત્રાનો અથવા રાજલક્ષ્મીનો અથવા મારા જીવનનો પણ હું ત્યાગ કરી શકું છું, પણ પિતૃવત્સલ રામનો ત્યાગ નહિ જ કરી શકું. (૧૧)

**परा भवति मे प्रीतिर्दृष्ट्वा तनयमग्रजम् । अपश्यतस्तु मे रामं नष्टं भवति चेतनम् ॥१२॥**

જ્યારે હું રામને મારી સામે જોવું છું ત્યારે મારા મનમાં ભારે પ્રેમ ઉત્પન્ન થાય છે અને જો તેમને નહિ જોવું તો હું મૂર્છિત થયી જાવું છું. (૧૨)

**तिष्ठेल्लोको विना सूर्यं सस्यं वा सलिलं विना । न तु रामं विना देहे तिष्ठेत्तु मम जीवितम् ॥**

ભલે સૂર્ય વિના આ જગત્ ટકી રહે, કે જળ વિના સસ્ય ટકી રહે, પણ રામ વિના તો મારા દેહમાં જીવન ટકી શકતું નથી. (૧૩)

**तदलं त्यज्यतामेष निश्चयः पापनिश्चये । अपि ते चरणौ मूर्ध्ना स्पृशाम्येष प्रसीद मे ॥१४॥**

તેથી અરે પાપવિચારવાળી કૈકેયી, હું તારા પગે પડું છું, તું પ્રસન્ન થા અને આ વિચારને સર્વથા ત્યજી દે. (૧૪)

**अथ जिज्ञाससे मां त्वं भरतस्य प्रियाप्रिये । अस्तु यत्तत्त्वया पूर्वं व्याहृतं राघवं प्रति ॥१५॥**

ભરત માટે મને પ્રેમ છે કે નથી, જો તું આ પરીક્ષા કરતી હોય તો હું ભલે ભરતને રાજ્ય આપી દેવું પણ રામને વનમાં તો નહિ જ મોકલું. (૧૫)

**इक्ष्वाकूणां कुले देवि संप्राप्तः सुमहानयम् । अनयो नयसम्पन्ने यत्र ते विकृता मतिः ॥१६॥**

હે દેવિ, જે ઇક્ષ્વાકુવંશમાં કદી અનીતિ થયી નથી, તારા કહ્યા પ્રમાણે કરું તો અવશ્ય તે વંશમાં ભારે અનીતિ થશે. અનીતિ કરાવવા માટે જ તારી બુદ્ધિ વિકૃત થયી છે. (૧૬)

**न हि किञ्चिदयुक्तं वा विप्रियं वा पुरा मम । अकरोस्त्वं विशालाक्षि तेन न श्रद्दधामि ते ॥१७॥**

કૈકેયિ, તેં પહેલાં કદીય ક્યીં અયુક્ત કર્યું નથી અથવા જે મને ન ગમે તે કર્યું નથી. તેથી તારી આ વાત ઉપર મને વિશ્વાસ થતો નથી કે તું આવું સાચું જ કહે છે. (૧૭)

**ननु ते राघवस्तुल्यो भरतेन महात्मना । बहुशो हि स्म बाले त्वं कथाः कथयसे मम ॥१८॥**

અરે, તું તો ઘણીય વાર મને કહેતી હતી કે રામ તને ભરત સમાન જ પ્રિય છે. તારી દૃષ્ટિયે બન્નેમાં કોયી પણ ભેદ નથી. (૧૮)

तस्य धर्मात्मनो देवि वने वासं यशस्विनः । कथं रोचयसे भीरु नव वर्षाणि पञ्च च ॥१९

ત્યારે તેજ યશસ્વી રામનો ૧૪ વર્ષનો વનવાસ કેમ તને ગમે છે ? (૧૯)

अत्यन्तसुकुमारस्य तस्य धर्मे कृतात्मनः । कथं रोचयसे वासमरण्ये भृशदारुणे ॥२०॥

અરે, રામ તો અત્યંત સુકુમાર છે અને પરમ ધાર્મિક છે, તેના માટે તને અત્યંત દારુણ વનવાસ કેમ ગમે છે ? (૨૦)

रोचयस्यभिरामस्य रामस्य शुभलोचने । तव शुश्रूषमाणस्य किमर्थं विप्रवासनम् ॥२१॥

રામ તો અત્યન્ત કોમળ છે અને તારી સેવા પણ કરે છે. ત્યારે તું શા માટે તેમના વનવાસની ઇચ્છા કરે છે ? (૨૧)

रामो हि भरताद्भूयस्तव शुश्रूषते सदा । विशेषं त्वयि तस्मात्तु भरतस्य न लक्षये ॥२२॥

રામ તો ભરત કરતાં પણ વધારે તારી સેવા કરે છે, તેથી ભરત અને રામમાં તારા માટે હું કોયી ભેદ સમજતો નથી. (૨૨)

शुश्रूषां गौरवं चैव प्रमाणं वचनक्रियाम् । कस्तु भूयस्तरं कुर्यादन्यत्र पुरुषर्षभात् ॥२३॥

તારી સેવા, તારો આદર, તારો વિશ્વાસ અને તારા કહ્યા પ્રમાણે ચાલવું આ બધું રામ કરતાં વધારે કોણ કરશે ! (૨૩)

बहूनां स्त्रीसहस्राणां बहूनां चोपजीविनाम् । परिवादोपवादो वा राघवे नोपपद्यते ॥२४॥

રામ ઘણી પરિચારિકાઓ અને ઘણાં પરિચારિકોની વચમાં રહે છે પણ રામને કોયી, સાચો કે જુઠો કોયી અપવાદ લગાડતો નથી. (૨૪)

सान्त्वयन्सर्वभूतानि रामः शुद्धेन चेतसा । गृह्णाति मनुजव्याघ्रः प्रियैर्विषयवासिनः ॥२५॥

રામ પવિત્ર મનથી બધાયને સાન્ત્વના આપી સમસ્ત દેશવાસિયોને પ્રેમથી આવકારે છે. (૨૫)

सत्त्वेन लोकाञ्जयति द्विजान्दानेन राघवः । गुरूञ्छुश्रूषया वीरो धनुषा युधि शात्रवान् ॥२६॥

રામ સત્ત્વથી લોકોને જીતે છે, દાનથી બ્રાહ્મણોને, શુશ્રૂષાથી ગુરુઓને અને ધનુષ્થી શત્રુઓને જીતે છે. (૨૬)

सत्यं दानं तपस्त्यागो मित्रता शौचमार्जवम् । विद्या च गुरुशुश्रूषा ध्रुवाण्येतानि राघवे ॥२७॥

સત્ય, દાન, તપ, ત્યાગ, મિત્રતા, પવિત્રતા, નમ્રતા, વિદ્યા અને ગુરુસેવા આ બધા ગુણો રામમાં રહેલા છે. (૨૭)

तस्मिन्नार्जवसम्पन्ने देवि देवोपमे कथम् । पापमाशंससे रामे महर्षिसमतेजसि ॥२८॥

હે દેવિ, આવા નમ્રતાયુક્ત, દેવ જેવા તેમજ મહર્ષિ જેવા રામમાં તું શા માટે આવી પાપમયી ઇચ્છા રાખે છે. (૨૮)

न स्मराम्यप्रियं वाक्यं लोकस्य प्रियवादिनः । स त्वत्कृते कथं रामं वक्ष्यामि प्रियमप्रियम् ॥२९॥

મને સ્મરણ નથી કે રામ કોયીને માટે પણ અપ્રિય વચન કહી બોલ્યા હોય, તો તારે લીધે હું રામને આવું અપ્રિય વચન શા માટે કહું ? (૨૯)

क्षमा यस्मिंस्तपस्त्यागः सत्यं धर्मः कृतज्ञता । अप्यहिंसा च भूतानां तमृते का गतिर्मम ॥३०॥

ક્ષમા, તપ, ત્યાગ, સત્ય, ધર્મ, કૃતજ્ઞતા, અને સૌ પ્રાણિયો માટે જેનામાં અહિંસા રહેલાં છે તેના વિના મારી કયી દશા થશે ? (૩૦)

मम वृद्धस्य कैकेयि गतान्तस्य तपस्विनः । दीनं लालप्यमानस्य कारुण्यं कर्तुमर्हसि ॥३१॥
હે કૈકેયિ મારા જેવા વૃદ્ધ અને જેનો અંત પાસે આવી ગયો છે અને દીન વાણી બોલી રહ્યો છે, તેના ઉપર તું દયા કર. (૩૧)

पृथिव्यां सागरान्तायां यत्किञ्चिदधिगम्यते । तत्सर्वं तव दास्यामि मा च त्वं मन्युमाविश ॥३२॥
આ સમસ્ત પૃથિવી ઉપર જે ક્યીં મળી શકે છે, તે બધું તને આપીશ પણ તું ક્રોધ નહીં કર. (૩૨)

अञ्जलिं कुर्मि कैकेयि पादौ चापि स्पृशामि ते । शरणं भव रामस्य माधर्मो मामिह स्पृशेत् ॥३३॥
હે કૈકેયિ, હું હાથ જોડું છું, તારા પગે પડું છું. તું રામની રક્ષિકા બની જા, જેથી કે મને પાપ સ્પર્શ કરે નહિ. (૩૩)

इति दुःखाभिसन्तप्तं विलपन्तमचेतनम् । घूर्णमानं महाराजं शोकेन समभिप्लुतम् ॥३४॥
આ રીતે દુઃખથી તપી ગયેલા, વિલાપ કરતા, બેભાન બનેલા, ટગર ટગર જોયી રહેલા અને શોકાતુર મહારાજ દશરથને....(૩૪)

पारं शोकार्णवस्याशु प्रार्थयन्तं पुनःपुनः । प्रत्युवाचाथ कैकेयी रौद्रा रौद्रतरं वचः ॥३५॥
શોકસાગરના કાંઠે ફરી ફરી વિલાપ કરતા મહારાજને કઠોરથી પણ કઠોર વચન કૈકેયિયે કહ્યું. (૩૫)

यदि दत्त्वा वरौ राजन् पुनः प्रत्यनुतप्यसे । धार्मिकत्वं कथं वीर पृथिव्यां कथयिष्यसि ॥३६॥
હે રાજન્, જો તમે વર આપીને પશ્ચાત્તાપ કરશો તો પૃથિવી ઉપર પોતાને ધર્માત્મા કેમ કહેવરાવશો ? (૩૬)

यदा समेता बहवस्त्वया राजर्षयः सह । कथयिष्यन्ति धर्मज्ञ तत्र किं प्रतिवक्ष्यसि ॥३७॥
જ્યારે ભેગા થયેલા ઘણા રાજર્ષિયો તેમને પૂછશે ત્યારે હે ધર્મજ્ઞ, તમે બધાને શો ઉત્તર આપશો ? (૩૭)

यस्याः प्रसादे जीवामि या च मामभ्यपालयत् । तस्याः कृता मया मिथ्या कैकेय्या इति वक्ष्यसि ॥
શું તમે આમ કહેશો કે જે કૈકેયીની કૃપાથી હું જીવું છું અને જેણે મારી રક્ષા કરી છે તેને જ મેં વર આપવાની પ્રતિજ્ઞા કરીને પણ ફરી ગયો છું ? (૩૮)

किल्बिषं त्वं नरेन्द्राणां करिष्यसि नराधिप । यो दत्त्वा वरमद्यैव पुनरन्यानि भाषसे ॥३९॥
હે રાજન્, જો તમે વર આપીને પણ બીજું બીજું બોલશો તો રાજાવોનો અપરાધ કરશો. (૩૯)

शैब्यः श्येनकपोतीये स्वमांसं पक्षिणे ददौ । अलर्कश्चक्षुषी दत्त्वा जगाम गतिमुत्तमाम् ॥४०॥
બાજ પક્ષી અને કબૂતરના કલહમાં શૈબ્ય રાજાયે પોતાનું માંસ પક્ષીને આપી દીધું હતું અને અલર્કે પોતાની આંખો આપી દીધી હતી અને તેથી તે બન્ને ઉત્તમ ગતિને પામ્યા. (૪૦)

सागरः समयं कृत्वा न वेलामतिवर्तते । समयं मानृतं कार्षीः पूर्ववृत्तमनुस्मरन् ॥४१॥
સમુદ્ર મર્યાદા બનાવીને ફરી તેનું અતિક્રમણ કરતો નથી માટે પૂર્વજોના ઇતિહાસનું સ્મરણ કરો અને પ્રતિજ્ઞાનો ભંગ મત કરો. (૪૧)

स त्वं धर्मं परित्यज्य रामं राज्येभिषिच्य च । सह कौसल्यया नित्यं रन्तुमिच्छसि दुर्मते ॥४२॥
અહો દુર્બુદ્ધિ રાજન્, તમે ધર્મનો ત્યાગ કરીને અને રામને રાજગાદી આપીને કૌસલ્યાની સાથે વિહાર કરવા ઇચ્છો છો ? (૪૨)

भवत्वधर्मो धर्मो वा सत्यं वा यदि वानृतम्। यत्त्वया संश्रुतं मह्यं तस्य नास्ति व्यतिक्रमः ॥४३॥
ભલે ધર્મ હોય કે અધર્મ, સત્ય હોય કે અસત્ય, જે કયીં તમે પ્રતિજ્ઞા કરી છે તેને ટાળી શકાય નહિ. (૪૩)

अहं हि विषमद्यैव पीत्वा बहु तवाग्रतः। पश्यतस्ते मरिष्यामि रामो यद्यभिषिच्यते ॥४४॥
હું આજે જ તમારી આગળ જ, તમારા જોતાં જ, વિષપાન કરીને પ્રાણ–ત્યાગ કરીશ જ, જો તમે રામને રાજગાદી આપશો. (૪૪)

एकाहमपि पश्येयं यद्यहं राममातरम्। अञ्जलिं प्रतिगृह्णन्तीं श्रेयो ननु मृतिर्मम ॥४५॥
જો મારે એક દિવસે પણ કૌસલ્યાની આગળ હાથ જોડવું પડશે તો તેના કરતાં મૃત્યુ મને સારું લાગશે. (૪૫)

भरतेनात्मना चाहं शपे ते मनुजाधिप। यथा नान्येन तुष्येयमृते रामविवासनात् ॥४६॥
હે મહારાજ, હું ભરતનો અને મારો પણ શપથ કરીને કહું છું કે રામને વનવાસ આપો, આના વિના મને કોયી રીતે સંતોષ થશે નહિ. (૪૬)

एतावदुक्त्वा वचनं कैकेयी विरराम ह। विलपन्तं च राजानं न प्रतिव्याजहार सा ॥४७॥
આટલું કહીને કૈકેયી ચૂપ થયી ગયી. રાજા વિલાપ કરતા રહ્યા પણ તેણે કશું કહ્યું નહિ. (૪૭)

नाभ्यभाषत कैकेयीं मुहूर्तं व्याकुलेन्द्रियः। प्रैक्षतानिमिषो देवीं प्रियामप्रियवादिनीम् ॥४८॥
થોડી વાર સુધી રાજા વ્યાકુળ હતા અને કૈકેયીને તેમણે કશું કહ્યું નહિ. અને અપ્રિય બોલનારી કૈકેયીની ઓર જોતા રહ્યા. (૪૮)

तां हि वज्रसमां वाचमाकर्ण्य हृदयाप्रियाम्। दुःखशोकमयीं श्रुत्वा राजा न सुखितोऽभवत् ४९।
હૃદયને પ્રિય નહિ આવી વજ્ર સમાન કઠોર વાણી સાંભળીને રાજાને ભારે દુઃખ થયું. (૪૯)

स देव्या व्यवसायं च घोरं च शपथं कृतम्। ध्यात्वा रामेति निश्वस्य च्छिन्नस्तरुरिवापतत् ॥
કૈકેયીનો દૃઢ નિશ્ચય અને તેનો ભયંકર શપથનો વિચાર કરીને રાજા કપાયેલ વૃક્ષની પેઠે પડી ગયા. (૫૦)

नष्टचित्तो यथोन्मत्तो विपरीतो यथातुरः। हततेजा यथा सर्पो बभूव जगतीपतिः ॥५१॥
જેનું ચિત્ત બગડી ગયું હોય, અથવા જે કોયી ઉન્મત્ત થયી ગયો હોય તેના જેવા અથવા કોયી રોગી જેવા અથવા જેનું વિષ લયી લેવામાં આવ્યું હોય તેવા સર્પ જેવા રાજા તે સમયે થયી ગયા. (૫૧)

दीनयाऽऽतुरया वाचा इति होवाच कैकयीम्। अनर्थमिममर्थाभं केन त्वमुपदेशिता ॥५२॥
દીન અને આતુર વાણીથી રાજાયે કૈકેયીને પૂછ્યું કે આ અર્થ જેવા જણાતા અનર્થનો ઉપદેશ તને કોણે કર્યો? (૫૨)

भूतोपहितचित्तेव ब्रुवन्ती मां न लज्जसे। शीलव्यसनमेतत् ते नाभिजानाम्यहं पुरा ॥५३॥
કોયી ભૂતાદિથી અધિકૃત થયેલી આમ બોલતી તને લજ્જા નથી આવતી? તારા આવા શીલને મેં પહેલાં જાણ્યુ ન હતું. (૫૩)

कुतो वा ते भयं जातं या त्वमेवंविधं वरम् । राष्ट्रे भरतमासीनं वृणीषे राघवं वने ॥५४॥
તને ક્યાંથી આ ભય લાગી ગયું જેથી કે તું ભરતને રાજ્ય અને રામને વનવાસનો વર માગે છે ? (૫૪)

विरमैतेन भावेन त्वमेतेनानृतेन च । यदि भर्तुः प्रियं कार्यं लोकस्य भरतस्य च ॥५५॥
જો તારે મારું કે લોકનું કે ભરતનું પણ પ્રિય કરવું હોય તો તું આવા વિચારને મૂકી દે. (૫૫)

नृशंसे पापसङ्कल्पे क्षुद्रे दुष्कृतकारिणि । किं नु दुःखमलीकं वा मयि रामे च पश्यसि ॥५६॥
અરે ક્રૂર પાપિનિ મારામાં અથવા રામમાં તું કયો દોષ જુવે છે ? (૫૬)

न कथञ्चिदृते रामाद् भरतो राज्यमावसेत् । रामादपि हि तं मन्ये धर्मतो बलवत्तरम् ॥५७॥
ભરત કદી પણ રામ વિના રાજ્યનો સ્વીકાર કરશે નહિ. મારી દૃષ્ટિયે રામ કરતાં પણ ભરતમાં વધારે ધર્મભાવના રહી છે. (૫૭)

कथं द्रक्ष्यामि रामस्य वनं गच्छेति भाषिते । मुखवर्णं विवर्णन्तु यथैवेन्दुमुपप्लुतम् ॥५८॥
જ્યારે હું કહીશ કે રામ હું તમને વનવાસ આપું છું, ત્યારે તેમના મુખનો વર્ણ ફીકો પડી જશે, તેને હું કયી રીતે જોયીશ. (૫૮)

तां तु मे सुकृतां बुद्धिं सुहृद्भिः सह निश्चिताम् । कथं द्रक्ष्याम्यपावृत्तां परैरिव हतां चमूम् ॥५९॥
મિત્રો સાથે વિચાર કરીને જે વિચાર મેં દૃઢ કર્યો છે, તેને બદલાતો હું કયી રીતે જોયી શકીશ. (૫૯)

किं मां वक्ष्यन्ति राजानो नानादिग्भ्यः समागताः । बालो बतायमैक्ष्वाकश्चिरं राज्यमकारयत् ॥
અનેક દેશો અને દિશાવોથી જે રાજાવો અહિં આવ્યા છે, તેવો મને કહેશે કે એણે રાજ્ય તો લાંબા સમય સુધી કર્યું છે, પણ મૂર્ખ જ છે. (૬૦)

यदा हि बहवो वृद्धा गुणवन्तो बहुश्रुताः । परिप्रक्ष्यन्ति काकुत्स्थं वक्ष्यामीह कथं तदा ॥६१॥
જ્યારે અહિં આવેલા ઘણાય વૃદ્ધો અને વિદ્વાનો અને ગુણિરાજાવો રામ માટે મને પૂછશે ત્યારે હું કયી રીતે....(૬૧)

कैकेय्या क्लिश्यमानेन पुत्रः प्रव्राजितो मया । यदि सत्यं ब्रवीम्येतत् तदसत्यं भविष्यति ॥६२॥
કહીશ કે કૈકેયી મને પજવેલ તેથી મેં મારા પુત્રને વનવાસ આપ્યો. જો કે આ સાચું જ છે પણ લોકો આને સાચું માનશે જ નહિ. (૬૨)

किं मां वक्ष्यति कौसल्या राघवे वनमास्थिते । किं चैतां प्रतिवक्ष्यामि कृत्वा विप्रियमीदृशम् ॥
જો રામ વનમાં જશે તો કૌસલ્યા મને શું કહેશે ? અને આવું વિપ્રિય કરીને હું તેને શો ઉત્તર આપીશ ? (૬૩)

यदा यदा च कौसल्या दासीव च सखीव च । भार्यावद् भगिनीवच्च मातृवच्चोपतिष्ठति ॥६४॥
કૌસલ્યા જ્યારે જ્યારે મારી પાસે આવે છે ત્યારે ભાર્યાની પેઠે, ભગિનીની પેઠે અને માતાની પેઠે જ આવે છે. (૬૪)

सततं प्रियकामा मे प्रियपुत्रा प्रियंवदा । न मया सत्कृता देवी सत्कारार्हा कृते तव ॥६५॥
કૌસલ્યા સદાય મારા કલ્યાણની ઇચ્છા રાખે છે. તારે લીધે જ મેં તેમનો કદી સત્કાર કર્યો નથી, જોકે તેવો સત્કારને પાત્ર છે જ. (૬૫)

**विप्रकारं च रामस्य सम्प्रयाणं वनस्य च। सुमित्रा प्रेक्ष्य वै भीता कथं मे विश्वसिष्यति ॥६६॥**

રામનો તિરસ્કાર અને વનવાસ જોયીને સુમિત્રા ભયભીત બની જશે અને મારો વિશ્વાસ કયી રીતે કરશે ? (૬૬)

**कृपणं बत वैदेही श्रोष्यति द्वयमप्रियम्। मां च पञ्चत्वमापन्नं रामं च वनमाश्रितम् ॥६७॥**

અને જાનકીને બે અપ્રિય સમાચાર સાંભળવા પડશે. એક તો મારું મૃત્યુ અને બીજો રામનો વનવાસ. (૬૭)

**नहि राममहं दृष्ट्वा प्रवसन्तं महावने। चिरं जीवितुमाशंसे रुदन्तीं चापि मैथिलीम् ॥६८॥**

રામને મહાવનમાં જતાં જોયીને જાનકીને રડતી જોયીને, હું વધારે જીવવાની આશા રાખતો નથી. (૬૮)

**सा नूनं विधवा राज्यं सपुत्रा कारयिष्यति। नहि प्रव्रजिते रामे देवी जिवीतुमुत्सहे ॥६९॥**

ત્યારે તો તું વિધવા થયીને ભરત સાથે રાજ્ય કરિશ. કેમકે જો રામ વનમાં જાય તો હું જીવ-વાની આશા રાખતો જ નથી. (૬૯)

**सतीं त्वामहमत्यन्तं व्यवस्याम्यसतीं सतीम्। रूपिणीं विषसंयुक्तां पीत्वेव मदिरां नरः ॥७०॥**

તને હું અસતી જ માનું છું. તું રૂપવાળી તો છે પણ તે રૂપમાં વિષ ભરેલ છે. (૭૦)

**अनृतैर्बत मां सान्त्वैः सान्त्वयन्ती च भाषसे। गीतशब्देन संरुध्य लुब्धो मृगमिवावधीः ॥७१॥**

ખોટી રીતે જ તું સાંત્વના સાથે મારી સાથે વાતો કરે છે, જેમ ગીત સાંભળીને મૃગ બંધાય છે અને મૃત્યુ પામે છે, તેમ તેં મારી સાથે કર્યું છે. (૭૧)

**अनार्य इति मामार्याः पुत्रविक्रायकं ध्रुवम्। विकरिष्यन्ति रथ्यासु सुरापं ब्राह्मणं यथा ॥७२॥**

આર્યો મને પુત્રનો વિક્રય કરનારો અનાર્ય કહેશે. શેરિયોમાં દારૂ પીને ફરનાર બ્રાહ્મણની જેમ મારી નિંદા કરશે. (૭૨)

**अहो दुःखमहो कृच्छ्रं यत्र वाचः क्षमे तव। दुःखमेवं विधं प्राप्तं पुरा कृतमिवाशुभम् ॥७३॥**

ભારે દુઃખ છે કે તારી જીભ આમ બોલી શકે છે. મેં પૂર્વજન્મમાં જે કયીં પાપ કર્યું હશે તેનું જ આ ફળ મળ્યું છે. (૭૩)

**चिरं खलु मया पापे त्वं पापेनाभिरक्षिता। अज्ञानादुपसम्पन्ना रज्जुरुद्बन्धनी यथा ॥७४॥**

અરે પાપિનિ, અજ્ઞાનથી જ મેં તને મારા મહલમાં રાખેલી. પણ તું તો મારા માટે બંધન રૂપ થયી પડી. (૭૪)

**रममाणस्त्वया सार्धं मृत्युं त्वां नाभिलक्षये। बालो रहसि हस्तेन कृष्णसर्पमिवास्पृशम् ॥७५॥**

તું મારું મૃત્યુ જ છે, એમ મેં તને તારી સાથે વિહાર કરતાં જાણ્યું નહિ. મેં જો તારો એકાંતમાં સ્પર્શ કર્યો તે તો જાણે કૃષ્ણ સર્પનો જ સ્પર્શ હતો. (૭૫)

**तं तु मां जीवलोकोऽयं नूनमाक्रोष्टुमर्हति। मया ह्यपितृकः पुत्रः स महात्मा दुरात्मना ॥७६॥**

સંસાર તો અવશ્ય જ મારી નિંદા કરશે. કેમકે મેં પાપિયે મહાત્મા રામને પિતા વિનાનો કરી દીધો. (૭૬)

**बालिशो बत कामात्मा राजा दशरथो भृशम्। स्त्रीकृते यः प्रियं पुत्रं वनं प्रस्थापयिष्यति ॥७७॥**

લોકો કહેશે કે રાજા દશરથ મૂર્ખ અને કામી છે જેણે સ્ત્રીના કહેવાથી પ્રિય પુત્રને વનમાં મોકલે છે. (૭૭)

**वेदैश्च ब्रह्मचर्यैश्च गुरुभिश्चोपकर्शितः । भोगकाले महत्कृच्छ्रं पुनरेव प्रपत्स्यते ॥७८॥**
બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયનથી કૃશ થયેલ રામને, જ્યારે ભોગનો સમય આવ્યો ત્યારે પુનઃ કષ્ટ સહન કરવાનું થયું. (૭૮)

**नालं द्वितीयं वचनं पुत्रो मां प्रतिभाषितुम् । स वनं प्रव्रजेत्युक्तो बाढमित्येव वक्ष्यति ॥७९॥**
જ્યારે રામને હું વન જવા કહીશ ત્યારે તે "સારું" આ શબ્દથી અતિરિક્ત કશું બોલશે નહિ.

**यदि मे राघवः कुर्यात् वनं गच्छेति चोदितः । प्रतिकूलं प्रियं मे स्यान्नतु वत्सः करिष्यति ॥**
જે મારો રામ મારી આજ્ઞાથી પ્રતિકૂળ વર્તીને વનમાં નહિ જાય તો મને તો સારું જ લાગશે. પણ મારો વ્હાલો રામ તેમ કરશે જ નહિ. (૮૦)

**राघवे हि वनं प्राप्ते सर्वलोकस्य धिक्कृतम् । मृत्युरक्षमणीयं मां नयिष्यति यमक्षयम् ॥८१॥**
રામ જ્યારે વનમાં જશે તો મૃત્યુ મને ક્ષમા નહિ આપે. તે અવશ્ય જ યમરાજની પાસે લયી જશે. (૮૧)

**मृते मयि गते रामे वनं मनुजपुङ्गवे । इष्टे मम जने शेषे किं पापं प्रतिपत्स्यसे ॥८२॥**
જ્યારે મારું મરણ થશે અને રામ વનમાં જશે, તો અહીં બચી રહેલા સંબંધિયોમાં તું શો શો અન્યાય નહિ કરિશ. (૮૨)

**कौसल्या मां च रामं च पुत्रौ च यदि हास्यति । दुःखान्यसहती देवी मामेवानुगमिष्यति ॥८३॥**
કૌસલ્યા યદિ મને, રામને અને લક્ષ્મણને ગુમાવશે તો પછી આવી પડેલા દુઃખોને સહન ન કરી શકવાથી તેવો પણ મારી પાછળ જ આવશે અર્થાત્ મૃત્યુ પામશે. (૮૩)

**कौशल्यां च सुमित्रां च मां च पुत्रैस्त्रिभिःसह । प्रक्षिप्य नरके सा त्वं कैकेयि सुखिता भव ॥८४॥**
કૌસલ્યાને, સુમિત્રાને, મને અને મારા ત્રણે પુત્રોને નરકમાં નાખીને હે કૈકેયિ, તું સુખી થા.

**मया रामेण च त्यक्तं शाश्वतं सत्कृतं गुणैः । इक्ष्वाकुकुलमक्षोभ्यमाकुलं पालयिष्यसि ॥८५॥**
મારાથી અને રામથી ત્યજાયેલું આ ઇક્ષ્વાકુ–કુળ નષ્ટભ્રષ્ટ થયી ગયેલું હશે, તેનું તું રક્ષણ કરી શકવાની છું ? (૮૫)

**प्रियं चेद् भरतस्यैतद् रामप्रव्राजनं भवेत् । मा स्म मे भरतः कार्षीत् प्रेतकृत्यं गतायुषः ॥८६॥**
જો રામનો વનવાસ ભરતને પણ ઇષ્ટ હોય તો હું કહું છું કે તે મારી મરણોત્તર ક્રિયા ન કરે. (૮૬)

**त्वं राजपुत्रि दैवेन न्यवसो मम वेश्मनि । अकीर्तिश्चातुला लोके ध्रुवः परिभवश्च मे ॥८७॥**
હે રાજપુત્રિ કૈકેયિ, દૈવવશાત્ તું મારા ઘરમાં રહી છે તેથી લોકમાં મારી અતુલ અકીર્તિ અને તિરસ્કાર જ થવાનાં. ૮૭)

**कथं रथैर्विभुर्यात्वा गजाश्वैश्च मुहुर्मुहुः । पद्भ्यां रामो महारण्ये वत्सो मे विचरिष्यति ॥८८॥**
રથ, હાથી, ઘોડા આદિ ઉપર ચડીને ચાલનાર મારો રામ ખુલ્લા પગે ઘોર અરણ્યમાં કયી રીતે ચાલશે ? (૮૮)

**यस्य चाहारसमये सूदाः कुण्डलधारिणः । अहंपूर्वाः पचन्ति स्म प्रसन्नाः पानभोजनम् ॥८९॥**
જેના ભોજનકાલમાં કુંડળ ધારણ કરનારા રસોયિયાવો પાક સજ્જ કરે છે અને હું પહેલાં–હું પહેલાં....એમ કહીને પ્રસન્નતા બતાવી પાક સજ્જ કરે છે. (૮૯)

स कथं नु कषायाणि तिक्तानि कटुकानि च। भक्षयन् वन्यमाहारं सुतो मे वर्तयिष्यति ॥९०॥

તે જ મારો રામ વનમાં કષાય અને તીખા અને કડવા જંગલી વસ્તુવોને ખાયીને કયી રીતે કાળ વિતાવશે ? (૯૦)

महार्हवस्त्रसम्बद्धो भूत्वा चिरसुखोचितः । काषायपरिधानस्तु कथं रामो भविष्यति ॥९१॥

બહુમૂલ્ય વસ્ત્રોનું ધારણ કરનારા અને ચિરકાલ સુખના અભ્યાસી, કાષાય ધારણ કરીને રામ કયી રીતે રહેશે. (૯૧)

धिगस्तु योषितो नाम शठाः स्वार्थपरायणाः । न ब्रवीमि स्त्रियः सर्वा भरतस्यैव मातरम् ॥९२

સ્ત્રિયો, સ્વાર્થપરાયણ અને શઠ હોય છે. તેને ધિક્કાર છે. પણ હું બધી સ્ત્રિયો માટે આમ નથી કહેતો. કૈકેયીને માટે જ કહું છું. (૯૨)

अनर्थभावेऽर्थपरे नृशंसे ममानुतापाय निवेशितासि ।
किमप्रियं पश्यसि मन्निमित्तं हितानुकारिण्यथवापि रामे ॥९३॥

હે અનર્થ વિચારવાલી, ક્રૂર, કેવળ મારા દુઃખને માટે જ મેં તને મારા ઘરમાં રાખેલ છે. શા માટે તું તારા હિતકરનાર રામનું, મારે લીધે, અહિત ઇચ્છે છે. (૯૩)

परित्यजेयुः पितरोऽपि पुत्रान् भार्या पतींश्चापि कृतानुरागाः ।
कृत्स्नं हि सर्वं कुपितं जगत् स्याद् दृष्ट्वैव रामं व्यसने निमग्नम् ॥९४॥

પિતા પુત્રોનો ત્યાગ કરી શકે છે, અનુરાગવતી ભાર્યા પણ પતિનો ત્યાગ કરી શકે છે. રામને દુઃખમાં જોયીને સમસ્ત જગત્ દુઃખી થયી જશે. (૯૪)

विना हि सूर्येण भवेत् प्रवृत्तिरवर्षता वज्रधरेण वापि ।
रामं तु गच्छन्तमितः समीक्ष्य जीवेन्न कश्चित्त्विति चेतना मे ॥९५॥

સૂર્ય વિના જગત્નો વ્યવહાર ચાલી શકે છે, ઇન્દ્ર જળ ન વરસાવે તો પણ કંઇ નિર્વાહ થયી શકે છે, પરંતુ રામને વનમાં જતાં જોયીને હું જીવી શકતો નથી. (૯૫)

प्रताम्य वा प्रज्वल वा प्रणश्य वा सहस्रशो वा स्फुटिता महीं व्रज ।
न ते करिष्यामि वचः सुदारुणं ममाहितं केकयराजपांसने ॥९६॥

તું ચાહે દુઃખી થા, અથવા સળગી મરે, નષ્ટ થયી જા, અથવા ભૂમિ ફાટે અને તું તેમાં સમાયી જા, પણ હું તારું મહાન્ કઠોર વચન સ્વીકારીશ નહિ. (૯૬)

न जीवितं मेऽस्ति कुतः पुनः सुखं विनात्मजेनात्मवतां कुतो रतिः ।
ममाहितं देवि न कर्तुमर्हसि स्पृशामि पादावपि ते प्रसीद मे ॥९७॥

મારા પુત્ર રામ વિના મારું જીવન ટકી શકતું નથી, તો સુખ અને રતિ કયાંથી ? હે દેવિ હું તારા પગે પડું છું. તું મારું અહિત નહિ કરે. (૯૭)

**स भूमिपालो विलपन्ननाथवत् स्त्रिया गृहीतो हृदयेतिमात्रया ।**
**पपात देव्याश्चरणौ प्रसारितावुभावसम्प्राप्य यथाऽऽतुरस्तथा ॥९८॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकादशः सर्गः ॥११॥

કૈકેયી જેમના હૃદય પર પૂરો અધિકાર કર્યો છે આવા મહારાજ દશરથ અનાથની પેઠે વિલાપ કરતાં, હાથ ફેલાવીને તેના ચરણે પડી ગયા. (૯૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકાદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वादशः सर्गः

**अतदर्हं महाराजं शयानमतथोचितम् । ययातिमिव पुण्यान्ते देवलोकात्परिच्युतम् ॥१॥**
જે સ્થિતિ માટે મહારાજ દશરથ યોગ્ય ન હતા, તે સ્થિતિમાં પડેલા એટલે દેવલોકથી ચ્યુત યયાતિની પેઠે........(૧)

**अनर्थरूपासिद्धार्था ह्यभीता भयदर्शिनी । पुनराकारयामास तमेव वरमङ्गना ॥२॥**
અનર્થરૂપ, અસિદ્ધાર્થ, નિર્ભય અને ભય બતાવનારી કૈકેયીયે ફરીથી તે જ વરની માંગણી કરી. (૨)

**त्वं कत्थसे महाराज सत्यवादी दृढव्रतः । मम चेदं वरं कस्माद् विधारयितुमिच्छसि ॥३॥**
મહારાજ, તમે પોતાને સત્યવાદી ઘોષિત કરો છો તો શા માટે આ મારા વરને આપતા નથી ? (૩)

**एवमुक्तस्तु कैकेय्या राजा दशरथस्तदा । प्रत्युवाच ततः क्रुद्धो मुहूर्तं विह्वलन्निव ॥४॥**
ત્યારે રાજા દશરથ ક્રુદ્ધ થયીને અને થોડી વાર વિહ્વલ થયીને બોલ્યા. (૪)

**मृते मयि गते रामे वनं मनुजपुङ्गवे । हन्तानार्ये ममामित्रे सकामा सुखिनी भव ॥५॥**
હું મરી જાવું અને રામ વનમાં ચાલ્યા જાય ત્યારે હે અનાર્યે અને મારી શત્રુરૂપા કૈકેયી તું સુખી થા. (૫)

**अपुत्रेण मया पुत्रः श्रमेण महता महान् । रामो लब्धो महातेजाः स कथं त्यज्यते मया ॥६॥**
મારે તો કોયી પુત્ર હતો જ નહિ મહાન્ શ્રમથી મને પુત્રની પ્રાપ્તિ થયી. આવા તેજસ્વી પુત્રનો ત્યાગ હું શા માટે કરૂં ? (૬)

**शूरश्च कृतविद्यश्च जितक्रोधः क्षमापरः । कथं कमलपत्राक्षो मया रामो विवास्यते ॥७॥**
શૂર, વિદ્વાન્, શાંત, ક્ષમાશીલ, આવા રામને હું કયી રીતે વનવાસ માટે મોકલું ? (૭)

**कथमिन्दीवरश्यामं दीर्घबाहुं महाबलम् । अभिराममहं रामं स्थापयिष्यामि दण्डकान् ॥८॥**
નીલાંબુજ જેવા શ્યામ, દીર્ઘ બાહુવાળા, મહાબલી સુંદર રામને હું શામાટે દંડકારણ્યમાં મોકલું ? (૮)

सुखानामुचितस्यैव दुःखैरनुचितस्य च । दुःखं नामानुपश्येयं कथं रामस्य धीमतः ॥९॥
સુખ માટે અભ્યાસી, અને જેણે દુઃખ કદી જોયું જ નથી આવા રામને હું કયી રીતે દુઃખી જોવું ? (૯)

यदि दुःखमकृत्वा तु मम संक्रमणं भवेत् । अदुःखार्हस्य रामस्य ततः सुखमवाप्नुयाम् ॥१०॥
રામને દુઃખ આપ્યા વિના જ જો મારું અહીંથી પરલોકગમન થાય તો મને અત્યંત સુખ થશે. (૧૦)

नृशंसे पापसङ्कल्पे रामं सत्यपराक्रमम् । किं विप्रियेण कैकेयि प्रियं योजयसे मम ॥११॥
અરે ક્રૂર, પાપસંકલ્પવાળી કૈકેયી, સત્ય-પરાક્રમવાળા રામને તું શા માટે અનિષ્ટ સાથે જોડે છે ? (૧૧)

तथा विलपतस्तस्य परिभ्रमितचेतसः । अस्तमभ्यागमत् सूर्यो रजनी चाभ्यवर्तत ॥१२॥
આ રીતે વિલાપ કરતા અને ભ્રાંતચિત્તવાળા રાજાનો દિવસ પૂરો થયી ગયો અને રાત પડી ગયી. (૧૨)

सा त्रियामा तदार्तस्य चन्द्रमण्डलमण्डिता । राज्ञो विलपमानस्य न व्यभासत शर्वरी ॥१३॥
તે રાત્રિ ચંદ્રથી સુશોભિત હતી છતાં વિલાપ કરતા રાજાને તે રાત્રિનો આનંદ મળ્યો નહિ.

सदैवोष्णं विनिश्वस्य वृद्धो दशरथो नृपः । विललापार्तवत् दुःखं गगनासक्तलोचनः ॥१४॥
પ્રતિક્ષણુ નિસાસા લયી લયીને વૃદ્ધ દશરથ આકાશની ઓર આંખો રાખીને વિલાપ કરતા રહ્યા. (૧૪)

न प्रभातं त्वयेच्छामि निशे नक्षत्रभूषिते । क्रियतां मे दया भद्रे मयायं रचितोऽञ्जलिः ॥१५॥
રાજા બોલ્યા, હે રાત્રિ, હું હાથ જોડું છું, મારા ઉપર દયા કર અને પ્રભાત થયીશ નહિ.

अथवा गम्यतां शीघ्रं नाहमिच्छामि निर्घृणाम् । नृशंसां कैकयीं द्रष्टुं यत्कृते व्यसनं मम ॥१६॥
અથવા તું શીઘ્ર ચાલી જા. જેને લીધે મારા ઉપર આ વિપત્તિ આવી પડી છે, તે કૈકેયીને હું જોવા ઇચ્છતો નથી. (૧૬)

एवमुक्त्वा ततो राजा व्याकुलसंयताञ्जलिः । प्रसादयामास पुनः कैकेयीं राजधर्मवित् ॥१७॥
આમ કહીને ફરીથી હાથ જોડીને, રાજધર્મને જાણુનાર રાજા કૈકેયીને પ્રસન્ન કરવા લાગ્યા.

साधुवृत्तस्य दीनस्य त्वद्गतस्य गतायुषः । प्रसादः क्रियतां भद्रे देवि राज्ञो विशेषतः ॥१८॥
હું નિર્દોષ છું. દીન છું. તારામાં મારો પ્રેમ છે. મારું આયુષ્ય પૂરું થયું છે. હે ભદ્રે મારા ઉપર દયા કર, વિશેષરૂપે તો હું રાજા છું, તેથી પણુ દયા કર. (૧૮)

शून्येन खलु सुश्रोणि मयेदं समुदाहृतम् । कुरु साधुप्रसादं मे बाले सहृदया ह्यसि ॥१९॥
હું શૂન્યમનવાળો થયેલો છું. તું સહૃદયા છે માટે મારા ઉપર દયા કર. (૧૯)

प्रसीद देवि रामो मे त्वद्दत्तं राज्यमव्ययम् । लभतामसितापाङ्गे यशः परमवाप्स्यसि ॥२०॥
હે દેવિ, તું પ્રસન્ન થા. તું જ રામને રાજ્ય આપ. આમ કરવાથી તારી ભારે કીર્તિ થશે.

मम रामस्य लोकस्य गुरूणां भरतस्य च । प्रियमेतद् गुरुश्रोणि कुरु चारुमुखेक्षणे ॥२१॥
હે સુંદરિ, તું મારા, રામના અને લોકોના, ગુરુવોના અને ભરતના પણુ કલ્યાણુ માટે આ પ્રિય કાર્ય કર. (૨૧)

विशुद्धभावस्य हि दुष्टभावा दीनस्य ताम्राश्रुकलस्य राज्ञः ।
श्रुत्वा विचित्रं करुणं विलापं भर्तुर्नृशंसा न चकार वाक्यम् ॥२२॥

કૈકેયી દુષ્ટભાવવાળી થયી ગયી હતી, તેથી પવિત્ર ભાવવાળા, દીન અને રુદન કરતા રાજાની વાતને તે માની શકી નહિ. (૨૨)

ततः स राजा पुनरेव मूर्च्छितः प्रियामतुष्टां प्रतिकूलभाषिणीम् ।
समीक्ष्य पुत्रस्य विवासनं प्रति क्षितौ विसंज्ञो निपपात दुःखितः ॥२३॥

પ્રતિકૂળ બોલનારી અને અસંતુષ્ટ કૈકેયીને જોયીને અને રામના વનવાસનો વિચાર કરીને રાજા પુનઃ મૂર્છિત થયી ગયા. (૨૩)

इतीव राज्ञो व्यथितस्य सा निशा जगाम घोरं श्वसतो मनस्विनः ।
विबोध्यमानः प्रतिबोधनं तदा निवारयामास स राजसत्तमः ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्वादशः सर्गः ॥१२॥

રાજાની આ રાત નિસાસા લેતાં લેતાં જ વીતી ગયી. તેમણે જગાડવાની તેમને ના પાડી દીધી. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વાદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रयोदशः सर्गः

पुत्रशोकार्दितं पापा विसंज्ञं पतितं भुवि । विचेष्टमानमुत्प्रेक्ष्य ऐक्ष्वाकमिदमब्रवीत् ॥१॥

પુત્ર શોકથી પીડિત બેભાન થયીને પૃથ્વી ઉપર પડેલા મૃત્યુકાળની જે ચેષ્ટાવો હોય છે તે ચેષ્ટાવો કરતા રાજાને જોયીને કૈકેયી બોલી. (૧)

पापं कृत्वेव किमिदं मम संश्रुत्य संश्रवम् । शेषे क्षितितले सन्नः स्थित्यां स्थातुं त्वमर्हसि ॥२॥

મારી આગળ તમે જે પ્રતિજ્ઞા કરી હતી તેને સંભાળીને પાપ કરનારની પેઠે બેભાન થયીને પૃથ્વી ઉપર શું પડયા છો. વચનપાલનની જે મર્યાદા છે, તેમાં સ્થિર રહેવું જોયિયે. (૨)

आहुः सत्यं हि परमं धर्मं धर्मविदो जनाः । सत्यमाश्रित्य च मया त्वं धर्मं प्रतिचोदितः ॥३॥

ધર્મને જાણનારાવો કહે છે કે સત્ય જ મોટો ધર્મ છે. સત્યનો જ આશ્રય લયીને મેં તમને ધર્મ પ્રત્યે પ્રેરણા આપી છે. (૩)

संश्रुत्य शैब्यः श्येनाय स्वां तनुं जगतीपतिः । प्रदाय पक्षिणे राजा जगाम गतिमुत्तमाम् ॥४॥

શૈબ્ય રાજાયે શ્યેન પક્ષીને પોતાનું શરીર આપવાની પ્રતિજ્ઞા કરી અને તે પ્રમાણે પોતાનું શરીર આપી ઉત્તમ ગતિને પામ્યા. (૪)

तथा ह्यलर्कस्तेजस्वी ब्राह्मणे वेदपारगे । याचमाने स्वके नेत्रे उद्धृत्याविमना ददौ ॥५॥

તેમ જ તેજસ્વી અલર્ક રાજાયે પણ વેદવિદ્વાન્ બ્રાહ્મણે જ્યારે તેમની આંખો માંગી ત્યારે તેમણે આંખો કાઢીને પ્રસન્ન મનથી આપી દીધી. (૫)

**सरितां तु पतिः स्वल्पां मर्यादां सत्यमन्वितः । सत्यानुरोधात्समये वेलां स्वां नातिवर्तते ॥६॥**

સત્યને વરેલ સમુદ્ર ચંદ્રોદય કાળમાં પણ પોતાની મર્યાદાને ઉલ્લંઘતો નથી. (૬)

**सत्यमेकपदं ब्रह्म सत्ये धर्मः प्रतिष्ठितः । सत्यमेवाक्षया वेदाः सत्येनावाप्यते परम् ॥७॥**

સત્ય જ મુખ્ય વસ્તુ છે. તે જ બ્રહ્મ છે. સત્યમાં જ ધર્મ રહેલો છે. સત્ય જ અવિનાશી વેદો છે. સત્યથી જ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. (૭)

**सत्यं समनुवर्तस्व यदि धर्मे धृता मतिः । स वरः सफलो मेऽस्तु वरदो ह्यसि सत्तम ॥८॥**

જે ધર્મમાં તમારો નિશ્ચલ વિશ્વાસ હોય તે ધર્મનું પાલન કરો. તમે વર આપનાર છો. મારું તે વર સફળ થાવ. (૮)

**धर्मस्यैवाभिकामार्थं मम चैवाभिचोदनात् । प्रव्राजय सुतं रामं त्रिः खलु त्वां ब्रवीम्यहम् ॥९॥**

ધર્મની જ રક્ષા માટે મારી પ્રેરણાથી તમે રામને જંગલમાં મોકલો એમ હું તમને ત્રણવાર કહું છું. (૯)

**समयं च ममार्येमं यदि त्वं न करिष्यसि । अग्रतस्ते परित्यक्ता परित्यक्ष्यामि जीवितम् ॥१०॥**

હે આર્ય ! જો તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન નહિ કરશો તો તમારી આગળ જ હું મારા જીવનનો ત્યાગ કરીશ. (૧૦)

**एवं प्रचोदितो राजा कैकेय्या निर्विशङ्कया । नाशकत्पाशमुन्मोक्तुं बलिरिन्द्रकृतं यथा ॥११॥**

નિઃશંક કૈકેયીથી આ રીતે કહેવાયેલા રાજા, જેમ ઇન્દ્રે રચેલ જાળને બલિરાજા તોડી શક્યા નહિ તેમ જ પોતાના વચનરૂપ જાળને તોડી શક્યા નહિ. (૧૧)

**उद्भ्रान्तहृदयश्चापि विवर्णवदनोऽभवत् । स धुर्यो वै परिस्पन्दन्युगचक्रान्तरं यथा ॥१२॥**

જેમ બે પૈડાની વચમાં ફસાઈ ગયેલો બળદિયો વ્યાકુલ થાય છે તેમ રાજા દશરથ વ્યાકુલ થયી ગયા. અને મોંનો રંગ ફિક્કો પડી ગયો. (૧૨)

**विकलाभ्यां च नेत्राभ्यामपश्यन्निव भूमिपः । कृच्छ्राद्धैर्येण संस्तभ्य कैकेयीमिदमब्रवीत् १३॥**

રાજા અત્યંત વ્યાકુલ હતા. આંખોમાં ઝાંખપ આવી ગયી હતી. કઠિનતાથી ધીરજ રાખી સ્થિર થયી કૈકેયીને તેમણે કહ્યું (૧૩)

**यस्ते मन्त्रकृतः पाणिरग्नौ पापे मया धृतः । सन्त्यजामि स्वजं चैव तव पुत्रं सह त्वया ॥१४॥**

લગ્નસમયે અગ્નિને સાક્ષી રાખીને મંત્રોચ્ચારણ સાથે જે મેં તારું પાણિગ્રહણ કરેલું તેનો ત્યાગ કરું છું. એટલું જ નહિ, સાથોસાથ તારા પુત્ર ભરતનો પણ ત્યાગ કરું છું. (૧૪)

**प्रयाता रजनी देवि सूर्यस्योदयनं प्रति । अभिषेकाय हि जनस्त्वरयिष्यति मां ध्रुवम् ॥१५॥**

દેવી, રાત વીતી ગયી, સૂર્યોદયની સાથે જ રામના અભિષેક માટે લોકો મને ઉતાવળ કરાવશે. (૧૫)

**रामाभिषेकसम्भारैस्तदर्थमुपकल्पितैः । रामः कारयितव्यो मे मृतस्य सलिलक्रियाम् ॥१६॥**

રામના યુવરાજપદ માટે જે સામગ્રી ભેગી થયી છે તેનાથી જ, રામે મારા મૃત્યુ પછીની બધી ક્રિયાવો કરવી પડશે. (૧૬)

**सपुत्रया त्वया नैव कर्तव्या सलिलक्रिया । व्याहन्तास्यशुभाचारे यदि रामाभिषेचनम् ॥१७॥**

હે પાપિનિ, તું રામના અભિષેકમાં વિઘ્ન કરનારી છે માટે તેં અને તારા પુત્રે મારી જલદાન-ક્રિયા કરવી નહિ. (૧૭)

**न शक्तोद्यास्म्यहं द्रष्टुं दृष्ट्वा पूर्वं तथा मुखम् । हतहर्षं तथानन्दं पुनर्जनमवाङ्मुखम् ॥१८॥**

રામનું તે પ્રસન્ન મુખ જોયા પછી હવે હું તેમને દુઃખી અને નીચે ઘાલેલું મુખવાળા જોવા ઇચ્છતો નથી. (૧૮)

**तां तथा ब्रुवतस्तस्य भूमिपस्य महात्मनः । प्रभाता शर्वरी पुण्या चन्द्रनक्षत्रमालिनी ॥१९॥**

કૈકેયીને આ રીતે રાજા દશરથ કહેતા હતા એટલામાં રાત્રિ વીતી ગયી અને સવાર થયી ગયી.

**ततः पापसमाचारा कैकेयी पार्थिवं पुनः । उवाच परुषं वाक्यं वाक्यज्ञा रोषमूर्छिता ॥२०॥**

ત્યારે ક્રોધથી ગાંડી બનેલી તે કૈકેયી પુનઃ દશરથને કઠોર વચન કહેવા લાગી. (૨૦)

**किमिदं भाषसे राजन्वाक्यं गररुजोपमम् । आनाययितुमक्लिष्टं पुत्रं राममिहार्हसि ॥२१॥**

હે રાજન્ વિષ અને રોગ જેવું આ દુઃખદ વચન શું કહો છો ? પ્રિય પુત્ર રામને અહિં બોલાવો. (૨૧)

**स्थाप्य राज्ये मम सुतं कृत्वा रामं वनेचरम् । निःसपत्नां च मां कृत्वा कृतकृत्यो भविष्यसि ॥**

મારા પુત્રને રાજ્ય ઉપર સ્થાપિત કરો અને રામને વનવાસી બનાવી, મને શોક વિનાની બનાવીને તમે કૃતકૃત્ય થશો. (૨૨)

**स तुन्न इव तीक्ष्णेन प्रतोदेन हयोत्तमः । राजा प्रचोदितोऽभीक्ष्णं कैकेय्या वाक्यमब्रवीत् ॥२३॥**

તીવ્ર કશાથી તાડિત સારા ઘોડાની જેમ કૈકેયીથી વારંવાર પ્રેરાયેલા રાજા બોલ્યા. (૨૩)

**धर्मबन्धनबद्धोऽस्मि नष्टा च मम चेतना । ज्येष्ठं पुत्रं प्रियं रामं द्रष्टुमिच्छामि धार्मिकम् ॥२४॥**

હું તો ધર્મબંધનથી બંધાયેલો છું. મારી બુદ્ધિ નષ્ટ થયી ગયી છે. મારા ધાર્મિક પુત્ર રામને જોવા ઇચ્છું છું. (૨૪)

**ततः प्रभातां रजनीमुदिते च दिवाकरे । पुण्ये नक्षत्रयोगे च मुहूर्ते च समागते ॥२५॥**

ત્યાર પછી જ્યારે સવાર થયી સૂર્યોદય થયી ગયો, પુષ્ય નક્ષત્ર મુહૂર્ત જ્યારે આવ્યું....(૨૫)

**वसिष्ठो गुणसम्पन्नः शिष्यैः परिवृतस्तदा । उपगृह्याशु सम्भारान्प्रविवेश पुरोत्तमम् ॥२६॥**

ત્યારે સર્વગુણસંપન્ન શિષ્યો સાથે વસિષ્ઠ બધી સામગ્રી લયીને અયોધ્યા આવ્યા. (૨૬)

**सिक्तसम्मार्जितपथां पताकोत्तमभूषिताम् । विचित्रकुसुमाकीर्णां नानास्रग्भिर्विराजिताम् ॥२७॥**

સ્વચ્છતા કરીને માર્ગમાં જળ છાંટવામાં આવ્યું હતું. અને પતાકાવોથી શણગાર થયો હતો. અને નાના પ્રકારના ફૂલોથી અને માલાવોથી સુશોભિત....(૨૭)

**संहृष्टमनुजोपेतां समृद्धविपणापणाम् । महोत्सवसमायुक्तां राघवार्थे समुत्सुकाम् ॥२८॥**

મનુષ્યો પ્રસન્ન હતા, હાટો શણગારાયેલાં હતાં. મહોત્સવથી યુકત અને રામના દર્શન માટે ઉત્સુક. (૨૮)

चन्दनागुरुधूपैश्च सर्वतः परिधूपिताम् । तां पुरीं समतिक्रम्य पुरन्दरपुरोपमाम् ॥२९॥

ચંદન, અગરુ, ધૂપથી ચારે તરફ સુગંધ જેમાં ફેલાતા હતા એવી ઇન્દ્રપુરી જેવી અયોધ્યાપુરીને પાર કરીને....(૨૯)

ददर्शान्तःपुरं श्रीमान्नानाध्वजगणायुतम् । पौरजानपदाकीर्णं ब्राह्मणैरुपशोभितम् ॥३०॥

તે અંતઃપુર નગરવાસિયોથી ભરાયેલું હતું. બ્રાહ્મણોથી શોભતું હતું. (૩૦)

यष्टिमद्भिः सुसम्पूर्णं सदश्वैः परमार्चितैः । तदन्तःपुरमासाद्य व्यतिचक्राम तं जनम् ॥३१॥

અને યષ્ટિધારી ઘોડેસવારોથી પૂર્ણ તે અંતઃપુરમાં પહોંચી ગયા. (૩૧)

वसिष्ठः परमप्रीतः परमर्षिभिरावृतः । स त्वपश्यद्विनिष्क्रान्तं सुमन्त्रं नाम सारथिम् ॥३२॥

તેમણે ત્યાંથી બહાર નીકળતાં રામના સચિવ અને સારથિ સુમંતને જોયા. (૩૨)

तमुवाच महातेजाः सूतपुत्रं विशारदम् । वसिष्ठः क्षिप्रमाचक्ष्व नृपतेर्मामिहागतम् ॥३३॥

વસિષ્ઠજીયે સુમંત્રજીને કહ્યું કે મહારાજને મારા આગમનની સૂચના આપો. (૩૩)

इमे गङ्गोदकघटाः सागरेभ्यश्च काञ्चनाः । औदुम्बरं भद्रपीठमभिषेकार्थमाहृतम् ॥३४॥

સમુદ્રમાંથી સુવર્ણઘટ, ગંગાજળથી ભરેલા ઘટ, ઉદુંબરથી બનેલ, અભિષેક માટે ભદ્રપીઠ.

सर्वबीजानि गन्धाश्च रत्नानि विविधानि च । क्षौद्रं दधि घृतं लाजा दर्भाः सुमनसः पयः ॥

સર્વબીજ, સર્વ ગંધ, નાના પ્રકારના રત્નો, મધુ, દધિ, ઘી, લાજા, દર્ભ, કુસુમો, દૂધ. (૩૫)

अष्टौ च कन्या रुचिरा मत्तश्च वरवारणः । चतुरश्वो रथः श्रीमान्निस्त्रिंशो धनुरुत्तमम् ॥३६॥

સુંદર આઠ કન્યાવો, સુંદર હાથી, ચાર ઘોડાનો રથ, સુંદર તલવાર, ઉત્તમ ધનુષ્ય. (૩૬)

वाहनं नरसंयुक्तं छत्रं च शशिसन्निभम् । श्वेते च वालव्यजने भृङ्गारं च हिरण्मयम् ॥३७॥

પાલખી, સ્વેત છત્ર, શ્વેત ચમર અને સોનાનું ભૃંગાર. (૩૭)

हेमदामपिनद्धश्च ककुद्मान्पाण्डुरो वृषः । केसरी च चतुर्दंष्ट्रो हरिश्रेष्ठो महाबलः ॥३८॥

અને સોનાની દોરીથી બાંધેલ શ્વેત બળદ, ચારદાંતવાળો સિંહ, મહાબલવાન્ અશ્વ. (૩૮)

आचार्या ब्राह्मणा गावः पुण्याश्च मृगपक्षिणः । अभिषेकाय रामस्य सह तिष्ठन्ति पार्थिवैः ॥

આચાર્યો, બ્રાહ્મણો, ગાયો અને પવિત્ર મૃગ તથા પક્ષિયો, રામના અભિષેક માટે રાજાવો સાથે બેઠા છે. (૩૯)

त्वरयस्व महाराजं यथा समुदितेऽहनि । पुष्ये नक्षत्रयोगे च रामो राज्यमवाप्नुयात् ॥४०॥

મહારાજને કહો ઉતાવળ કરે. દિવસ નીકળ્યા પછી પુષ્ય નક્ષત્રમાં રામને રાજ્ય આપવું જોયિયે.

इति तस्य वचः श्रुत्वा सूतपुत्रो महाबलः । स्तुवन्नृपतिशार्दूलं प्रविवेश निवेशनम् ॥४१॥

વસિષ્ઠજીનું આ વચન સાંભળી સુમંત્રજી રાજાની સ્તુતિ કરતા મહેલમાં પ્રવિષ્ટ થયા. (૪૧)

तं तु पूर्वोदितं वृद्धं द्वारस्था राजसंमताः । न शेकुरभिसंरोद्धुं राज्ञः प्रियचिकीर्षवः ॥४२॥

દ્વારપાલોયે, વૃદ્ધ સુમંત્રને રાજમહેલમાં જતાં રોકી શકયા નહિ. (૪૨)

ततः सूतो यथापूर्वं पार्थिवस्य निवेशने । सुमन्त्रः प्राञ्जलिर्भूत्वा तुष्टाव जगतीपतिम् ॥४३॥
ત્યારપછી સુમંત્ર પૂર્વની પેઠે રાજમહેલમાં હાથ જોડીને દશરથની સ્તુતિ કરવા લાગ્યા. (૪૩)

यथा नन्दति तेजस्वी सागरो भास्करोदये । प्रीतः प्रीतेन मनसा तथा नन्दय नस्ततः ॥४४॥
સૂર્યોદય પછી જેમ મહાસાગર પ્રસન્ન થાય છે, તેમ આપ અમને પ્રસન્ન કરો. (૪૪)

वेदाः सहाङ्गा विद्याश्च यथा ह्यात्मभुवं प्रभुम् । ब्रह्माणं बोधयन्त्यद्य तथा त्वां बोधयाम्यहम् ॥
સાંગ વેદો, અને વિદ્યાઓ જેમ બ્રહ્માજીને જગાડે છે તેમ હું તમને જગાડું છું. (૪૫)

आदित्यः सह चन्द्रेण यथा भूतधरां शुभाम् । बोधयत्यद्य पृथिवीं तथा त्वां बोधयाम्यहम् ॥
સૂર્ય, ચંદ્રની સાથે જે રીતે સુંદર પૃથ્વીને જગાડે છે તેમ હું તમને જગાડું છું. (૪૬)

एवं तस्य वचः श्रुत्वा सान्त्वपूर्वमिवार्थवत् । अभ्यकीर्यत शोकेन भूय एव महीपतिः ॥४७॥
આ રીતે સુમંત્રના વચન સાંભળીને મહારાજ ફરીથી શોકથી પીડિત થયા. (૪૭)

शोकरक्तेक्षणः श्रीमानुद्वीक्ष्योवाच धार्मिकः । वाक्यैस्तु खलु मर्माणि मम भूयो निकृन्तसि ॥४८॥
રાતી આંખોવાળા શ્રીમાન્ દશરથ બોલ્યા, હે સુમંત્ર તમે તમારાં વાક્યોથી મારા મર્મને વધારે વીંધો છો. (૪૮)

सुमन्त्रः करुणं श्रुत्वा दृष्ट्वा दीनं च पार्थिवम् । प्रगृहीताञ्जलिः किंचित्तस्माद्देशादपाक्रमत् ॥४९
સુમંત્ર આ કરુણ શબ્દ સાંભળીને, રાજાને દીન જોયીને, હાથ જોડીને ત્યાંથી થોડા ખસી ગયા.

यदा वक्तुं स्वयं दैन्यान्न शशाक महीपतिः । तदा सुमन्त्रं मन्त्रज्ञा कैकेयी प्रत्युवाच ह ॥५०॥
રાજા જ્યારે દીનતાને લીધે પોતે કશું બોલી શકયા નહિ ત્યારે કૈકેયીયે સુમંત્રને કહ્યું. (૫૦)

सुमन्त्र राजा रजनीं रामहर्षसमुत्सुकः । प्रजागरपरिश्रान्तो निद्रावशमुपागतः ॥५१॥
હે સુમંત્ર, રામની રાજગાદીના હર્ષને લીધે ઉજાગરાથી થાકેલા રાજા અત્યારે નિદ્રાવશ થયા છે.

तद्गच्छ त्वरितं सूत राजपुत्रं यशस्विनम् । राममानय भद्रं ते नात्र कार्या विचारणा ॥५२॥
તેથી તમે શીઘ્ર જાવો અને રાજપુત્ર રામને અહિં બોલાવી લાવો. વિચાર કરો નહિ. (૫૨)

अश्रुत्वा राजवचनं कथं गच्छामि भामिनि । तच्छ्रुत्वा मन्त्रिणो वाक्यं राजा मन्त्रिणमब्रवीत् ॥
સુમંત્રજીયે કહ્યું. રાજાની આજ્ઞા સાંભળ્યા વિના હું કયી રીતે જાવું ? રાજાયે સુમન્ત્રનું વચન સાંભળી તેમને કહ્યું. (૫૩)

सुमन्त्र रामं द्रक्ष्यामि शीघ्रमानय सुन्दरम् । निर्जगाम च संप्रीत्या त्वरितो राजशासनात् ॥५४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रयोदशः सर्गः ॥१३॥

સુમંત્ર, હું રામને જોવા ઇચ્છું છું. શીઘ્ર લયી આવો. ત્યારે રાજાની આજ્ઞાથી પ્રસન્ન થયીને સુમંતજી તરત ત્યાંથી ચાલ્યા ગયા. (૫૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રયોદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुर्दशः सर्गः

ते तु तां रजनीमुष्य ब्राह्मणा वेदपारगाः। उपतस्थुरुपस्थानं सहराजपुरोहिताः ॥१॥
તે વેદવિદ્વાન્ બ્રાહ્મણો રાત્રિ વ્યતીત કરી, રાજપુરોહિત સાથે રાજદ્વારે ઉપસ્થિત થયા. (૧)

अमात्या बलमुख्याश्च मुख्या ये निगमस्य च। राघवस्याभिषेकार्थे प्रीयमाणाः सुसंगताः ॥२॥
અમાત્યો, સેનાપતિયો, વ્યાપારિયોના મુખિયા બધાય રામના અભિષેક માટે ત્યાં ઉપસ્થિત થયા. (૨)

उदिते विमले सूर्ये पुष्ये चाभ्यागतेऽहनि। लग्ने कर्कटके प्राप्ते जन्म रामस्य च स्थिते ॥३॥
સૂર્યોદય થયો. પુષ્યનક્ષત્ર આવ્યું, કર્કટ લગ્ન પણ આવ્યું. જેમાં રામનો જન્મ થયો હતો.

अभिषेकाय रामस्य द्विजेन्द्रैरुपकल्पितम् । काञ्चना जलकुम्भाश्च भद्रपीठं स्वलंकृतम् ॥४॥
રામના અભિષેક માટે બ્રાહ્મણોયે ભેગા કરેલા સુવર્ણના જળકુંભો અને સારી રીતે શણગારેલ ભદ્રપીઠ. (૪)

रथश्च सम्यगास्तीर्णो भास्वता व्याघ्रचर्मणा। गङ्गायमुनयोः पुण्यात्संगमादाहृतं जलम् ॥५॥
સુંદર વ્યાઘ્રચર્મ જેમાં પથરાયેલું હતું તે રથ, ગંગા-યમુનાના સંગમથી આવેલ જળ. (૫)

याश्चान्याः सरितः पुण्या ह्रदाः कूपाः सरांसि च। प्राग्वाहाश्चोर्ध्ववाहाश्च तिर्यग्वाहाश्च क्षीरिणः॥
બીજાં પણ પવિત્ર પ્રાગ્વાહ-પૂર્વાભિમુખ-પ્રવાહવાળી ગોદાવરી, કાવેરી આદિ નદિયોથી, ઊર્ધ્વવાહ-નૈમિષારણ્યના બ્રહ્માવર્ત, રુદ્રાવર્ત આદિ સરોવરોથી, તિર્યગ્વાહ-દક્ષિણોત્તરાભિમુખ પ્રવાહવાળી ગંડકી, શોણભદ્ર આદિ નદિયોથી. (૬)

ताभ्यश्चैवाहृतं तोयं समुद्रेभ्यश्च सर्वशः। क्षौद्रं दधि घृतं लाजा दर्भाः सुमनसः पयः ॥७॥
અને સમુદ્રોથી લાવેલું જળ, મધ, દહિં, ઘી, લાજા, પુષ્પો, દૂધ. (૭)

अष्टौ च कन्या रुचिरा मत्तश्च वरवारणः। सजलाः क्षीरिभिश्छन्ना घटाः काञ्चनराजताः ॥८॥
આઠ પવિત્ર કન્યાવો, મત્ત ગજરાજ, જળપૂર્ણ ચાંદી-સોનાના ઘટો. (૮)

चन्द्रांशुविकचप्रख्यं पाण्डुरं रत्नभूषितम् । सज्जं तिष्ठति रामस्य वालव्यजनमुत्तमम् ॥९॥
ચંદ્રમાના કિરણો જેવા પાંડુર, રત્નભૂષિત, બાલવ્યજન, રામ માટે પ્રસ્તુત છે. (૯)

चन्द्रमण्डलसंकाशमातपत्रं च पाण्डुरम्। पाण्डुरश्च वृषः सज्जः पाण्डुरोऽश्वश्च संस्थितः ॥१०॥
ચંદ્રમંડળ જેવું શ્વેત આતપત્ર, શ્વેત વૃષભ, શ્વેત અશ્વ, બધા વાદ્યો ઉપસ્થિત છે. (૧૦)

प्रसृतश्च गजः श्रीमानौपवाह्यः प्रतीक्षते । वादित्राणि च सर्वाणि बन्दिनश्च तथापरे ॥११॥
ते राजवचनात्तत्र समवेता महीपतिम् । अपश्यन्तोऽब्रुवन्को नु राज्ञो नः प्रतिवेदयेत् ॥१२॥
રાજાના આમંત્રણથી ઉપસ્થિત થયેલા રાજાવો મહારાજ દશરથને ત્યાં ન જોતાં કહેવા લાગ્યા કે કોયી જયીને રાજાને અમારી ઉપસ્થિતિના સમાચાર કહે. (૧૧, ૧૨)

इति तेषु ब्रुवाणेषु सर्वांस्तांश्च महीपतीन्। अब्रवीत्तानिदं वाक्यं सुमन्त्रो राजसत्कृतः ॥१३॥
આમ બોલનારા બધા રાજાવોને રાજસત્કૃત સુમંત્રજિયે કહ્યું. (૧૩)

अयं पृच्छामि वचनात्सुखमायुष्मतामहम् । राज्ञः सम्प्रतिबुद्धस्य चानागमनकारणम् ॥१४॥
હું આપ લોકોના કહેવાથી મહારાજનાં કુશળ અને અહિં ન આવવાનું કારણ જયીને પૂછું છું. (૧૪)

इत्युक्त्वान्तःपुरद्वारमाजगाम पुराणवित् । सदासक्तं च तद्वेश्म सुमन्त्रः प्रविवेश ह ॥१५॥
આમ કહીને સૂતજી અંતઃપુરના દ્વાર પર પહોંચ્યા અને પરિચિત તે રાજભવનમાં તેમણે પ્રવેશ કર્યો. (૧૫)

तुष्टावास्य तदा वंशं प्रविश्य स विशांपतेः । शयनीयं नरेन्द्रस्य तदासाद्य व्यतिष्ठत ॥१६॥
સૂતજિયે ત્યારે રાજવંશની સ્તુતિ કરી અને રાજાની પથારી પાસે જયી બેઠા. (૧૬)

सोमसूर्यौ च काकुत्स्थ शिववैश्रवणावपि । वरुणश्चाग्निरिन्द्रश्च विजयं प्रदिशन्तु ते ॥१७॥
હે કાકુત્સ્થ, ચંદ્ર, સૂર્ય, શિવ, વૈશ્રવણ, વરુણ, અગ્નિ અને ઇન્દ્ર તમને વિજયપ્રદાન કરો.

गता भगवती रात्रिरहः शिवमुपस्थितम् । बुद्धयस्व राजशार्दूल कुरु कार्यमनन्तरम् ॥१८॥
ભગવતી રાત્રિ વીતી ગયીં. પવિત્ર દિવસનો ઉદય થયો છે. હે રાજશ્રેષ્ઠ, ઉઠો, જાગો અને હવે કરવાનાં કાર્યો કરો. (૧૮)

ब्राह्मणा बलमुख्याश्च नैगमाश्चागतास्त्विह । दर्शनं तेऽभिकाङ्क्षन्ते प्रतिबुद्धयस्व राघव ॥१९॥
બ્રાહ્મણો, સેનાપતિયો, વ્યાપારિયો અહીં આવી ગયા છે. અને આપનાં દર્શન ઇચ્છે છે. મહારાજ, ઉઠો. (૧૯)

प्रतिबुद्धय ततो राजा इदं वचनमब्रवीत् । न चैवं सम्प्रसुप्तोऽहमानयेहाशु राघवम् ॥२०॥
મહારાજ જાગ્યા પછી સૂતને કહ્યું કે હું સૂતો નથી. તમે રામને અહિં શીઘ્ર લયી આવો.

स राजवचनं श्रुत्वा शिरसा प्रतिपूज्य तम् । निर्जगाम नृपावासान्मन्यमानः प्रियं महत् ॥२१॥
સુમંત્રજી મહારાજની આજ્ઞા સાંભળી, સારું થવાનું છે, એમ માની, મહલથી બહાર નીકળી ગયા. (૨૧)

प्रपन्नो राजमार्गं च पताकाध्वजशोभितम् । हृष्टः प्रमुदितः सूतो जगामाशु विलोकयन् ॥२२॥
સૂતજી પતાકાવો અને ધ્વજોથી શોભિત રાજમાર્ગમાં આવી, આમતેમ જોયીને પ્રસન્ન થતા ગયા.

स सूतस्तत्र शुश्राव रामाधिकरणाः कथाः । अभिषेचनसंयुक्ताः सर्वलोकस्य हृष्टवत् ॥२३॥
સૂતજિયે ત્યાં રામના અભિષેકની જ વાર્તા સર્વત્ર સાંભળી. (૨૩)

ततो ददर्श रुचिरं कैलाससदृशप्रभम् । रामवेश्म सुमन्त्रस्तु शक्रवेश्मसमप्रभम् ॥२४॥
ત્યારપછી સુમંત્રજિયે કૈલાસ જેવી કાંતિવાળું અને ઇન્દ્રભવન જેવી શોભાવાળું રામભવન જોયું. (૨૪)

महेन्द्रसद्मप्रतिमं च वेश्म रामस्य रम्यं मृगपक्षिजुष्टम् ।
ददर्श मेरोरिव भ्राजमानं शृङ्गमुच्चं प्रभया सुमन्त्रः ॥२५॥

ઇન્દ્રભવન જેવું મૃગો અને પક્ષિયોથી ભરેલ, મેરુપર્વતના શિખર જેવું ઉચ્ચ, પ્રભાથી સુશોભિત રાજભવનને સુમંત્રે જોયું. (૨૫)

ततो महामेघमहीधराभं प्रभिन्नमत्यङ्कुशमत्यसह्यम् ।
रामोपवाह्यं रुचिरं ददर्श शत्रुञ्जयं नागमुदग्रकायम् ॥२६॥

ત્યારપછી મહામેઘથી યુક્ત પર્વતની જેમ; મહોન્મત્ત, અંકુશને સહન ન કરનાર, શત્રુંજય નામવાળો વિશાલકાય, તે ગજને જોયો જેના ઉપર રામ બેસે છે. (૨૬)

स्वलंकृतान् साश्वरथान् सकुञ्जरानमात्यमुख्यांश्च ददर्श वल्लभान् ।
व्यपोह्य सूतः सहितान् समन्ततः समृद्धमन्तःपुरमाविवेश ॥२७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुर्दशः सर्गः ॥१४॥

સુમંત્રે અલંકૃત અશ્વરથો, હાથિયો અને મુખ્ય મુખ્ય અમાત્યોને ત્યાં જોયા. પછી અંતઃપુરમાં તેવો પ્રવિષ્ટ થયા. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુર્દશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चदशः सर्गः

स तदन्तःपुरद्वारं समतीत्य जनाकुलम् । प्राविविक्तां ततः कक्ष्यामाससाद पुराणवित् ॥१॥

સુમંત્રજી અંતઃપુરના દ્વારને પાર કરીને છેલ્લી કક્ષામાં (છેલ્લા ખંડમાં) પ્રાપ્ત થયા. (૧)

प्रासकार्मुकबिभ्रद्भिर्युवभिर्मृष्टकुण्डलैः । अप्रमादिभिरेकाग्रैः स्वानुरक्तैरधिष्ठिताम् ॥२॥

ભાલા અને ધનુષ્ય ધારણ કરનારા, સુંદર કુંડલ પહેરેલા સાવધાન અને અનુરક્ત લોકોથી અધિષ્ઠિત....(૨)

अत्र काषायिणो वृद्धान्वेत्रपाणीन्स्वलंकृतान् । ददर्श विष्ठितान्द्वारि स्त्र्यध्यक्षान्सुसमाहितान् ॥३॥

હાથમાં નેતર ધારણ કરેલા અલંકૃત વૃદ્ધોને તેમ જ સાવધાન સ્ત્રીઅધ્યક્ષોને દ્વાર ઉપર બેઠેલા જોયા. (૩)

ते समीक्ष्य समायान्तं रामप्रियचिकीर्षवः । सहसोत्पतिताः सर्वे ह्यासनेभ्यःससंभ्रमाः ॥४॥

તેવો રામના પ્રિય ઇચ્છનાર સુમંત્રને આવતા જોયીને ઉતાવળથી ઊભા થયી ગયા. (૪)

तानुवाच विनीतात्मा सूतपुत्रः प्रदक्षिणः । क्षिप्रमाख्यात रामाय सुमन्त्रो द्वारि तिष्ठति ॥५॥

કુશળ સુમંત્રજીયે તેમને કહ્યું કે તમે શીઘ્ર જાવો અને રામને કહો કે સુમંત્ર દ્વારે ઊભા છે.

ते राममुपसङ्गम्य भर्तुः प्रियचिकीर्षवः । सहभार्याय रामाय क्षिप्रमेवाचचक्षिरे ॥६॥

તેવો રામને પાસે જયીને સીતા અને રામને સુમંત્રજીના આવવાના સમાચાર કહ્યા. (૬)

प्रतिवेदितमाज्ञाय सूतमभ्यन्तरं पितुः । तत्रैवानाययामास राघवः प्रियकाम्यया ॥७॥

પિતાના અંતરંગ સુમંત્રને જાણીને રામે ત્યાં જ બોલાવ્યા. (૭)

तं वैश्रवणसंकाशमुपविष्टं स्वलंकृतम् । ददर्श सूतः पर्यङ्के सौवर्णे सोत्तरच्छदे ॥८॥

સુમંત્રે જોયું કે સોનાના પલંગ ઉપર અલંકૃત ઇન્દ્રસમાન રામ બેઠા છે. (૮)

स्थितया पार्श्वतश्चापि वालव्यजनहस्तया । उपेतं सीतया भूयश्चित्रया शशिनं यथा ॥९॥
ચિત્રા નક્ષત્રોની સાથે ચંદ્રની જેમ ચમર હાથમાં લયીને પાસે બેઠેલા સીતાની સાથે રામને જોયા. (૯)

तं तपन्तमिवादित्यमुपपन्नं स्वतेजसा । ववन्दे वरदं वन्दी विनयज्ञो विनीतवत् ॥१०॥
પોતાના તેજથી સૂર્યની જેમ તપતા રામને વિનયી સુમંત્રે પ્રણામ કર્યાં. (૧૦)

प्राञ्जलिः सुमुखं दृष्ट्वा विहारशयनाशने । राजपुत्रमुवाचेदं सुमन्त्रो राजसत्कृतः ॥११॥
રાજસત્કૃત, હાથ જોડેલા સુમંત્રે રામને જોયીને કહ્યું. (૧૧)

कौसल्या सुप्रजा राम पिता त्वां द्रष्टुमिच्छति । महिष्यापि हि कैकेय्या गम्यतां तत्र मा चिरम् ॥
હે રામ, મહારાજ દશરથ અને મહારાણી કૈકેયી આપને જોવા ઇચ્છે છે. શીઘ્ર ચાલો. (૧૨)

एवमुक्तस्तु संहृष्टो नरसिंहो महाद्युतिः । ततः सम्मानयामास सीतामिदमुवाच ह ॥१३॥
પ્રસન્ન થયેલા પ્રકાશમાન નરસિંહ રામે સીતાજીને કહ્યું કે....(૧૩)

देवि देवश्च देवी च समागम्य मदन्तरे । मन्त्रयेते ध्रुवं किञ्चिदभिषेचनसंहितम् ॥१४॥
હે દેવી, પિતા અને માતા કૈકેયી ભેગા થયીને મારા અભિષેકના સંબંધમાં કંયિક વિચાર કરી રહ્યાં છે. (૧૪)

दिष्ट्या खलु महाराजो महिष्या प्रियया सह । सुमन्त्रं प्राहिणोद्दूतमर्थकामकरं मम ॥१५॥
આનંદની વાત છે કે, મહારાણી કૈકેયિયે અને મહારાજે અંતરંગ દૂત સુમંત્રને મારી પાસે મોકલ્યા છે. (૧૫)

यादृशी परिषत्तत्र तादृशो दूत आगतः । ध्रुवमद्यैव मां राजा यौवराज्येऽभिषेक्ष्यति ॥१६॥
જેવી સભા તેવા જ દૂત આવ્યા છે. અવશ્ય, આજે જ રાજા મને યુવરાજપદ ઉપર અભિષેક કરશે. (૧૬)

हन्त शीघ्रमितो गत्वा द्रक्ष्यामि च महीपतिम् । सह त्वं परिवारेण सुखमास्स्व रमस्व च ॥१७॥
હું શીઘ્ર અહીંથી જયીને મહારાજના દર્શન કરીશ અને તમે અહીં પરિવાર સાથે સુખથી બેસો અને રમો. (૧૭)

पतिसम्मानिता सीता भर्तारमसितेक्षणा । आ द्वारमनुवव्राज मङ्गलान्यभिदध्युषी ॥१८॥
પતિથી સમ્માનિત સુંદર આંખોવાળી સીતા દ્વારસુધી રામની પાછળ ગયાં. અને માંગલિક ચિંતન કર્યું. (૧૮)

अथ सीतामनुज्ञाप्य कृतकौतुकमङ्गलः । निश्चक्राम सुमन्त्रेण सह रामो निवेशनात् ॥१९॥
સીતાજીને પાછા જવાની આજ્ઞા કરીને સુમંત્રની સાથે રામ મહેલમાંથી નિકળ્યા. (૧૯)

पर्वतादिव निष्क्रम्य सिंहो गिरिगुहाशयः । लक्ष्मणं द्वारि सोऽपश्यत्प्रह्वाञ्जलिपुटं स्थितम् ॥२०॥
પર્વતની ગુહામાં રહેનાર સિંહ જેમ પર્વતમાંથી નીકળે તેમ મહેલમાંથી નીકળીને રામે હાથ જોડીને ઊભા રહેલા લક્ષ્મણને દ્વાર ઉપર જોયા. (૨૦)

ततः पावकसङ्काशमारुरोह रथोत्तमम् । वैयाघ्रं पुरुषव्याघ्रो राजितं राजनन्दनः ॥२१॥
ત્યારપછી ચકચકાટ મારતા વ્યાઘ્રચર્મથી સુશોભિત ઉત્તમ રથ પર બેસીને રામજી શીઘ્રતાથી ચાલ્યા. (૨૧)

चित्रचामरपाणिस्तु लक्ष्मणो राघवानुजः । जुगोप भ्रातरं भ्राता रथमास्थाय पृष्ठतः ॥२२॥

હાથમાં ચામર લયીને લક્ષ્મણ પણ રથમાં પાછળ બેસીને રામની રક્ષા કરતા હતાં. (૨૨)

ततो हयवरा मुख्या नागाश्च गिरिसन्निभाः । अनुजग्मुस्तथा रामं शतशोऽथ सहस्रशः ॥२३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चदशः सर्गः ॥१५॥

ત્યારપછી મુખ્ય અશ્વો અને પર્વત જેવા હાથિયે, સેંકડો અને સહસ્રોની સંખ્યામાં રામની પાછળ ચાલ્યા. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षोडशः सर्गः

स राजकुलमासाद्य मेघसङ्घोपमैः शुभैः । प्रासादशृङ्गैर्विविधैः कैलासशिखरोपमैः ॥१॥

તેવો મેઘસમાન સુંદર અને કૈલાસના શિખર જેવા, નાના પ્રકારના શિખરોવાળા રાજમહેલ પહોંચીને (૧)

तत्पृथिव्यां गृहवरं महेन्द्रसदनोपमम् । राजपुत्रः पितुर्वेश्म प्रविवेश श्रिया ज्वलन् ॥२॥

પૃથ્વી ઉપર મહેન્દ્રસદન ન હોય તેવા પિતાના ઘરમાં રામે પ્રવેશ કર્યો. (૨)

स ददर्शासने रामो विषण्णं पितरं शुभे । कैकेय्या सहितं दीनं मुखेन परिशुष्यता ॥३॥

રામે જોયું કે કૈકેયી સાથે સુકાયેલા મુખથી ઉદ્દાસ અને દીનભાવે પિતાજી બેઠા છે. (૩)

स पितुश्चरणौ पूर्वमभिवाद्य विनीतवत् । ततो ववन्दे चरणौ कैकेय्याः सुसमाहितः ॥४॥

રામે નમ્રતાથી પ્રથમ પિતાના ચરણોમાં પ્રણામ કરીને કૈકેયીના ચરણોમાં પણ પ્રણામ કર્યા. (૪)

रामेत्युक्त्वा तु वचनं वाष्पपर्याकुलेक्षणः । शशाक नृपतिर्दीनो नेक्षितुं नाभिभाषितुम् ॥५॥

'રામ' એટલું બોલીને આંસુવોથી પૂર્ણ આંખોવાળા રાજા ન જોયી શકયા ન તો બોલી શકયા. (૫)

तदपूर्वं नरपतेर्दृष्ट्वा रूपं भयावहम् । रामोऽपि भयमापन्नः पदा स्पृष्ट्वेव पन्नगम् ॥६॥

જેમના ઇન્દ્રિયે પ્રસન્ન ન હતાં, જે શોક-સંતાપથી કૃશ થયી ગયા હતા એવા વ્યાકુળ ચિત્તવાળા, નિસાસા લેતા મહારાજને, પગથી અડકાયેલા સાપથી જેમ ભય પામે તેવા ભયાતુર રામે જોયા. (૬)

इन्द्रियैरप्रहृष्टैस्तं शोकसन्तापकर्शितम् । निश्वसन्तं महाराजं व्यथिताकुलचेतसम् ॥७॥

જેમનાં ઇન્દ્રિયે પ્રસન્ન ન હતાં, શોકથી વ્યાકુળ ચિત્તવાળા નિસાસા લેતા....(૭)

ऊर्मिमालिनमक्षोभ्यं क्षुभ्यन्तमिव सागरम् । उपप्लुतमिवादित्यमुक्तानृतमृषिं यथा ॥८॥

અક્ષોભ્ય સાગરને ક્ષુબ્ધ થતાની જેમ, ગ્રહણ લાગેલા સૂર્યની જેમ, અસત્ય બોલનાર ઋષિની જેમ. મહારાજ દશરથને રામે જોયા. (૮)

अचिन्त्यकल्पं नृपतेस्तं शोकमुपधारयन् । बभूव संरब्धतरः समुद्र इव पर्वणि ॥९॥
રાજાના તે અચિંત્ય શોકને જોતાં જ રામ પૂર્ણિમાના દિને સમુદ્રની જેમ ક્ષુબ્ધ થયા. (૯)

चिन्तयामास चतुरो रामः पितृहिते रतः । किंस्विदद्यैव नृपतिर्न मां प्रत्यभिनन्दति ॥१०॥
પિતાના કુશળ ચાહનારા ચતુર રામે વિચાર કર્યો કે મહારાજ આજે જ (અભિષેકના દિવસે) મને જોયીને પ્રસન્ન કેમ થતા નથી ? (૧૦)

अन्यदा मां पिता दृष्ट्वा कुपितोऽपि प्रसीदति । तस्य मामद्य सम्प्रेक्ष्य किमायासः प्रवर्तते ॥११॥
બીજા સમયે પિતાજી કોપિત હોય તો પણ મને જોયીને પ્રસન્ન થતા હતા. શું કારણ છે કે આજે મને જોયીને તેમને કષ્ટ થાય છે ? (૧૧)

स दीन इव शोकार्तो विषण्णवदनद्युतिः । कैकेयीमभिवाद्यैव रामो वचनमब्रवीत् ॥१२॥
રામ શોકથી પીડાતા, ઉદાસ મનવાળા, દીનની પેઠે, કૈકેયીને પ્રણામ કરીને બોલ્યા. (૧૨)

कच्चिन्मया नापराद्धमज्ञानाद्येन मे पिता । कुपितस्तन्ममाचक्ष्व त्वमेवैनं प्रसादय ॥१३॥
શું અજ્ઞાનથી મારાથી કોયી અપરાધ તો થયો નથી ? જેથી કે પિતાજી કુપિત છે, એ મને કહો. અને તમે જ એમને પ્રસન્ન કરો. (૧૩)

अप्रसन्नमनाः किं नु सदा मां प्रति वत्सलः । विषण्णवदनो दीनः नहि मां प्रतिभाषते ॥१४॥
સર્વદા પિતાજી અપ્રસન્ન હોય તો પણ મારા પ્રત્યે વાત્સલ્ય રાખતા હતા. અને ઉદાસ હોય તો પણ મારી સાથે વાતો કરતા હતા. (૧૪)

शारीरो मानसो वापि कच्चिदेनं न बाधते । सन्तापो वाभितापो वा दुर्लभं हि सदा सुखम् ॥१५॥
શારીરિક અથવા માનસિક પીડા, સંતાપ અને અભિતાપ તો એમને પીડિત કરતા નથી ? કેમકે કોયીને સર્વદા સુખ તો દુર્લભ જ હોય છે. (૧૫)

कच्चिन्न किञ्चिद्भरते कुमारे प्रियदर्शने । शत्रुघ्ने वा महासत्त्वे मातृणां वा ममाशुभम् ॥१६॥
કુમાર ભરત ઉપર અથવા મહાબળવાન્ શત્રુઘ્ન ઉપર અથવા મારી માતાવો પર કોયી સંકટ તો આવી પડયું નથી ને ? (૧૬)

अतोषयन्महाराजमकुर्वन्वा पितुर्वचः । मुहूर्तमपि नेच्छेयं जीवितुं कुपिते नृपे ॥१७॥
મહારાજને સંતોષ પમાડયા વિના અથવા એમની આજ્ઞાનું પાલન કર્યા વિના એક ક્ષણ પણ હું જીવવા ઇચ્છતો નથી. (૧૭)

यतो मूलं नरः पश्येत्प्रादुर्भावमिहात्मनः । कथं तस्मिन्न वर्तेत प्रत्यक्षे सति दैवते ॥१८॥
આ સંસારમાં માણુસ જેનાથી જન્મ પામે છે તે તો પ્રત્યક્ષ દેવતા છે. તેમની સાથે કોયી કેમ સારો વર્તાવ ન કરે ? (૧૮)

कच्चित्ते परुषं किञ्चिदभिमानात्पिता मम । उक्तो भवत्या रोषेण येनास्य लुलितं मनः ॥१९॥
તમે તો કયિંક કઠોર વચન બોલીને અભિમાનથી મારા પિતાનું અપમાન નથી કર્યું ને ? જેથી કે ક્રોધથી એમનું મન દુઃખી થયી ગયું છે. (૧૯)

एतदाचक्ष्व मे देवि तत्त्वेन परिपृच्छतः । किं निमित्तमपूर्वोऽयं विकारो मनुजाधिपे ॥२०॥
હે દેવી, સત્ય જ મને કહો. શા કારણથી મહારાજ આજે આવી રીતે વિકારને પામ્યા છે.

एवमुक्ता तु कैकेयी राघवेण महात्मना । उवाचेदं सुनिर्लज्जा धृष्टमात्महितं वचः ॥२१॥
રામથી આ રીતે પૂછાયેલી, નિર્લજ્જ કૈકેયી પોતાના હિતની વાત કહેવા લાગી. (૨૧)

न राजा कुपितो राम व्यसनं नास्य किञ्चन । किञ्चिन्मनोगतं त्वस्य त्वद्भयान्नानुभाषते ॥
હે રામ, રાજા નથી કુપિત કે નથી એમને કંઈં દુઃખ. એમના મનમાં કંઈક છે, તે તમારા ભયથી કહેતા નથી. (૨૨)

प्रियं त्वामप्रियं वक्तुं वाणी नास्य प्रवर्तते । तदवश्यं त्वया कार्यं यदनेनाश्रुतं मम ॥२३॥
તમે તો એમને પ્રિય છો તેથી અપ્રિય બોલવા માટે એમની જીભ ઉપડતી નથી. તેથી તમારે તે અવશ્ય કરવું જોઈએ એમણે મને જે કહ્યું છે. (૨૩)

एष मह्यं वरं दत्त्वा पुरा मामभिपूज्य च । स पश्चात्तप्यते राजा यथाऽन्यः प्राकृतस्तथा ॥
તેવો મને પહેલાં વર આપીને હવે સામાન્ય માણસની જેમ પશ્ચાત્તાપ કરી રહ્યા છે. (૨૪)

अतिसृज्य ददानीति वरं मम विशाम्पतिः । स निरर्थं गतजले सेतुं बन्धितुमिच्छति ॥२५॥
રાજાએ પહેલાં કહ્યું કે હું વર આપીશ અને હવે જ્યારે જળ વહી ગયું ત્યારે પુલ બાંધવાનો વ્યર્થ પ્રયાસ કરે છે. (૨૫)

धर्ममूलमिदं राम विदितं च सतामपि । तत्सत्यं न त्यजेद्राजा कुपितस्त्वत्कृते यथा ॥२६॥
હે રામ, બધા જ સત્ પુરુષો જાણે છે કે સત્ય ધર્મનું મૂળ છે. તે સત્યનો રાજા તમારે માટે ત્યાગ ન કરે તો સારું. (૨૬)

यदि यद्वक्ष्यते राजा शुभं वा यदि वाशुभम् । करिष्यसि ततः सर्वमाख्यास्यामि पुनस्त्वहम् ॥
રાજા શુભ અથવા અશુભ જે કંઈ કહેશે તે તમે કરશો, તો જ હું તમને બધું કહીશ. (૨૭)

यदि त्वभिहितं राज्ञा त्वयि तन्न विपत्स्यते । ततोऽहमभिधास्यामि न ह्येष त्वयि वक्ष्यति ॥२८॥
રાજા જે કાંઈ કહેશે તે વ્યર્થ નહીં જાય તેમ તમે કહો, તો હું તમને રાજાના શોકનું કારણ બતાવીશ. કેમકે રાજા તમને કહેશે નહીં. (૨૮)

एतत्तु वचनं श्रुत्वा कैकेय्या समुदाहृतम् । उवाच व्यथितो रामस्तां देवीं नृपसन्निधौ ॥२९॥
કૈકેયીનું આ વચન સાંભળી દુઃખી થયેલા રામે રાજાની પાસે બેઠેલી કૈકેયીને કહ્યું. (૨૯)

अहो धिङ् नार्हसे देवि वक्तुं मामीदृशं वचः । अहं हि वचनाद्राज्ञः पतेयमपि पावके ॥३०॥
હે દેવી, મને ધિક્કાર છે. આવું વચન મારી પાસે ન બોલો. હું તો પિતાજીના કહેવાથી અગ્નિમાં પણ પડી શકું છું. (૩૦)

भक्षयेयं विषं तीक्ष्णं पतेयमपि चार्णवे । नियुक्तो गुरुणा पित्रा नृपेण च हितेन च ॥३१॥
પિતાજીની આજ્ઞાથી એમના હિતને માટે હું ભયંકર વિષપાન કરી શકું છું અને સમુદ્રમાં પણ પડી શકું છું. (૩૧)

तद् ब्रूहि वचनं देवि राज्ञो यदभिकाङ्क्षितम् । करिष्ये प्रतिजाने च रामो द्विर्नाभिभाषते ॥३२॥
તેથી હે દેવી, રાજાની જે ઇચ્છા હોય તે મને જણાવો. હું તેનું પાલન કરવાની પ્રતિજ્ઞા કરું છું. તમે જાણો છો કે રામ કશું કહીને ફરી જતો નથી. (૩૨)

तमार्जवसमायुक्तमनार्या सत्यवादिनम् । उवाच रामं कैकेयी वचनं भृशदारुणम् ॥३३॥

દુષ્ટ કૈકેયી, નમ્રતાયુક્ત અને સત્યવાદી રામને અત્યંત કઠોર વચનો કહેવા લાગી. (૩૩)

पुरा देवासुरे युद्धे पित्रा ते मम राघव । रक्षितेन वरौ दत्तौ सशल्येन महारणे ॥३४॥

પહેલાં દેવાસુર સંગ્રામમાં હે રામ, મેં તમારા પિતાની રક્ષા કરી હતી. તેથી એમણે ઘવાયેલી સ્થિતિમાં મને બે વર આપ્યા હતા. (૩૪)

तत्र मे याचितो राजा भरतस्याभिषेचनम् । गमनं दण्डकारण्ये तव चाद्यैव राघव ॥३५॥

તે બેમાંથી મેં માંગણી કરી છે કે ભરતનો રાજ્યાભિષેક થાવ અને રામ દંડકારણ્યમાં આજે જ જાવ. (૩૫)

यदि सत्यप्रतिज्ञं त्वं पितरं कर्तुमिच्छसि । आत्मानं च नरश्रेष्ठ मम वाक्यमिदं शृणु ॥३६॥

જો તમે તમારા પિતાને સત્યપ્રતિજ્ઞાવાળા બનાવવા ઇચ્છતા હો અને પોતાને પણ તમે સત્યવાદી બતાવવા ઇચ્છતા હો તો હે નરશ્રેષ્ઠ, મારી આ વાત સાંભળો. (૩૬)

सप्त सप्त च वर्षाणि दण्डकारण्यमाश्रितः । अभिषेकमिदं त्यक्त्वा जटाचीरधरो भव ॥३७॥

તમે આ અભિષેકનો ત્યાગ કરીને જટા અને ચીરને ધારણ કરીને ચૌદ વર્ષો સુધી દંડકારણ્યમાં નિવાસ કરો. (૩૭)

भरतः कोसलपतेः प्रशास्तु वसुधामिमाम् । नानारत्नसमाकीर्णां सवाजिरथसंकुलाम् ॥३८॥

અને ભરત અનેક રત્નોથી ભરપૂર તેમ જ હાથી ઘોડાવોથી પણ ભરપૂર આ અયોધ્યાનું શાસન એટલે રાજ્ય કરે. (૩૮)

एतेन त्वां नरेन्द्रोऽयं कारुण्येन समाप्लुतः । शोकसंक्लिष्टवदनो न शक्नोति निरीक्षितुम् ॥३९

રાજા દયાળુ હોવાનો લીધે જ શોકાતુર મુખવાળા થયી તમને જોયી શકતા નથી. (૩૯)

एतत्कुरु नरेन्द्रस्य वचनं रघुनन्दन । सत्येन महता राम तारयस्व नरेश्वरम् ॥४०॥

હે રામ રાજાની આ આજ્ઞાનું તમે પાલન કરો અને આ મહાન્ સત્યથી રાજાનું કલ્યાણ કરો. (૪૦)

इतीव तस्यां परुषं वदन्त्यां नचैव रामः प्रविवेश शोकम् ।
प्रविव्यथे चापि महानुभावो राजा च पुत्रव्यसनाभितप्तः ॥४१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षोडशः सर्गः ॥१६॥

કૈકેયી જ્યારે આમ બોલતી હતી ત્યારે રામને શોક થયો નહીં. પણ મહાતેજસ્વી રાજા દશરથ ભારે દુઃખી થયા. (૪૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષોડશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तदशः सर्गः

तदप्रियममित्रघ्नो वचनं मरणोपमम् । श्रुत्वा न विव्यथे रामः कैकेयीं चेदमब्रवीत् ॥१॥

શત્રુવોનો નાશ કરનાર રામ, મૃત્યુ સમાન તે અપ્રિય વચન સાંભળીને દુઃખિત થયા વિના જ કૈકેયીને કહેવા લાગ્યા. (૧)

एवमस्तु गमिष्यामि वनं वस्तुमहं त्वितः । जटाचीरधरो राज्ञः प्रतिज्ञामनुपालयन् ॥२॥

ભલે, હું રાજાની આજ્ઞાનું પાલન કરવા જટા, ચીર ધારણ કરીને વનમાં નિવાસ કરવા અહીંથી જયીશ. (૨)

इदं तु ज्ञातुमिच्छामि किमर्थं मां महीपतिः । नाभिनन्दति दुर्धर्षो यथापूर्वमरिन्दमः ॥३॥

પણ હું એ જાણવા ઇચ્છું છું કે મહારાજ પહેલાંની જેમ મને જોયીને પ્રસન્ન કેમ થતાં નથી ? (૩)

मन्युर्न च त्वया कार्यो देवि ब्रूमि तवाग्रतः । यास्यामि भव सुप्रीता वनं चीरजटाधरः ॥४॥

હે દેવી, તમે ક્રોધ કરશો નહિ, હું તમારી આગળ કહું છું કે, હું ચીર અને જટા ધારણ કરીને વનમાં જયીશ. તમે પ્રસન્ન થાવો. (૪)

हितेन गुरुणा पित्रा कृतज्ञेन नृपेण च । नियुज्यमानो विस्रब्धः किं न कुर्यामहं प्रियम् ॥५॥

મારા હિતૈષી પિતાથી (રાજાથી) નિયુક્ત કરાયેલો હું કયું તેમનું પ્રિય કાર્ય ન કરી શકું ?

अलीकं मानसं त्वेकं हृदयं दहते मम । स्वयं यन्नाह मां राजा भरतस्याभिषेचनम् ॥६॥

એક જ વસ્તુ મારા હૃદયને બાળી રહી છે કે, રાજા પોતે કેમ નથી કહેતા કે તેમણે ભરતનો રાજ્યાભિષેક કરવો છે ? (૬)

अहं हि देवि राज्यं च प्राणानिष्टान्धनानि च । हृष्टो भ्रात्रे स्वयं दद्यां भरतायाप्रचोदितः ॥७॥

હું તો હે માતઃ, રાજ્ય, પ્રાણ, ઇષ્ટજન અને સંપત્તિને પ્રસન્ન થયીને મહારાજની આજ્ઞા વિના પણ હું ભાયી ભરતને આપી શકું છું. (૭)

किं पुनर्मनुजेन्द्रेण स्वयं पित्रा प्रचोदितः । तव च प्रियकामार्थं प्रतिज्ञामनुपालयन् ॥८॥

પિતાના કહેવાથી અથવા તમારી ઇચ્છાની પૂર્તિ માટે, પિતાની પ્રતિજ્ઞાનું પાલન કરતો હું વનમાં જાવું એમાં શી વાત છે ? (૮)

तदाश्वासय ह्रीमन्तं किं न्विदं यन्महीपतिः । वसुधासक्तनयनो मन्दमश्रूणि मुञ्चति ॥९॥

નીચે મોં કરીને મહારાજ રડી રહ્યા છે, આ શું છે ? તમે એમને આશ્વાસન આપો. (૯)

गच्छन्तु चैवानयितुं दूताः शीघ्रजवैर्हयैः । भरतं मातुलकुलादद्यैव नृपशासनात् ॥१०॥

દૂતો વેગીલા ઘોડાવો ઉપર સવારી કરીને શીઘ્ર જાય અને મામાના ઘેરથી ભરતને અહીં લયીં આવે. (૧૦)

दण्डकारण्यमेषोऽहं गच्छाम्येव हि सत्वरः । अविचार्य पितुर्वाक्यं समा वस्तुं चतुर्दश ॥११॥

અને હું શીઘ્ર જ પિતાના વચનનું પાલન કરવા ચૌદ વર્ષ સુધી વનમાં રહેવા જાવું છું. (૧૧)

सा हृष्टा तस्य तद्वाक्यं श्रुत्वा रामस्य कैकयी। प्रस्थानं श्रद्दधाना सा त्वरयामास राघवम् ॥१२॥
રામનું તે વચન સાંભળી કૈકેયી પ્રસન્ન થયી ગયી અને વિશ્વાસ પણ તેને થયો કે રામ વનમાં જશે, તેથી રામને વનમાં જવા માટે ઉતાવળ કરાવવા લાગી. (૧૨)

एवं भवतु यास्यन्ति दूताः शीघ्रजवैर्हयैः। भरतं मातुलकुलादिहावर्तयितुं नराः ॥१३॥
તે બોલી, ભલે એમ જ થાવ. દૂતો વેગીલા ઘોડાવોથી, મામાના ઘેરથી ભરતને લેવા માટે જાવ.

तव त्वहं क्षमं मन्ये नोत्सुकस्य विलम्बनम्। राम तस्मादितः शीघ्रं वनं त्वं गन्तुमर्हसि ॥१४॥
અને તમારે માટે તો હું માનું છું કે વિલંબ કરવો સારો નથી. હે રામ તમે તરત જ અહીંથી વનમાં જાવ. (૧૪)

व्रीडान्वितः स्वयं यच्च नृपस्त्वां नाभिभाषते। नैतत्किञ्चिन्नरश्रेष्ठ मन्युरेषोपनीयताम् ॥१५॥
અને લજ્જા પામેલા રાજા તમારી સાથે વાત નથી કરતા તે કોયી મોટી વાત નથી. આ ચિંતાને દૂર કરો. (૧૫)

यावत्त्वं न वनं यातः पुरादस्मादतित्वरन्। पिता तावन्न ते राम स्नास्यते भोक्ष्यतेऽपि वा ॥१६॥
જ્યાં સુધી તમે અયોધ્યાથી શીઘ્ર વનમાં નહીં જશો ત્યાં સુધી મહારાજ ન તો સ્નાન કરશે ન ક્યીં ભોજન કરશે. (૧૬)

धिक्कष्टमिति निश्वस्य राजा शोकपरिप्लुतः। मूर्च्छितो न्यपतत्तस्मिन्पर्यङ्के हेमभूषिते ॥१७॥
રાજા શોકથી મૂર્છા પામીને સોનાથી શણગારેલ પલંગ ઉપર પડી ગયા. (૧૭)

रामोऽप्युत्थाप्य राजानं कैकेय्याभिप्रचोदितः। कशयेव हतो वाजी वनं गन्तुं कृतत्वरः ॥१८॥
રામ પણ દશરથજીને કૈકેયીના કહેવાથી ઉઠાડી, ચાબુકથી હણુયેલા ઘોડાની જેમ વનમાં જવા ઉતાવળ કરવા લાગ્યા. (૧૮)

तदप्रियमनार्याया वचनं दारुणोदयम्। श्रुत्वा गतव्यथो रामः कैकेयी वाक्यमब्रवीत् ॥१९॥
અનાર્યા કૈકેયીનું તે કઠોર વચન સાંભળી રામની બધી વ્યથા જતી રહી અને તેમણે કૈકેયીને કહ્યું. (૧૯)

नाहमर्थपरो देवि लोकमावस्तुमुत्सहे। विद्धि मामृषिभिस्तुल्यं विमलं धर्ममास्थितम् ॥२०॥
હે દેવી, હું સ્વાર્થપરાયણ થયીને અયોધ્યામાં રહેવાની ઇચ્છા કરતો નથી. હું તો ઋષિ સમાન છું. નિર્મળ ધર્મનો આશ્રય લેનારો છું. (૨૦)

यत्तत्रभवतः किञ्चिच्छक्यं कर्तुं प्रियं मया। प्राणानपि परित्यज्य सर्वथा कृतमेव तत् ॥२१॥
મહારાજનું જે કયિં હું પ્રિય કરી શકું છું તે મારા પ્રાણુનો ત્યાગ કરીને પણ કરેલું જ સમજો. (૨૧)

न ह्यतो धर्मचरणं किंचिदस्ति महत्तरम्। यथा पितरि शुश्रूषा तस्य वा वचनक्रिया ॥२२॥
કેમકે પિતાની સેવા અને તેમની આજ્ઞાનું પાલન આ બેથી વધારે કોયીપણ ધર્માચરણ નથી. (૨૨)

अनुक्तोऽप्यत्र भवता भवत्या वचनादहम्। वने वत्स्यामि विजने वर्षाणीह चतुर्दश ॥२३॥
જો કે મહારાજે મને કશું જ કહ્યું નથી છતાં તમારા કહેવાથી હું નિર્જન જંગલમાં જયીને ચૌદ વર્ષ સુધી નિવાસ કરિશ. (૨૩)

यावन्मातरमापृच्छे सीतां चानुनयाम्यहम् । ततोऽद्यैव गमिष्यामि दण्डकानां महद्वनम् ॥२४॥
હું માતા કૌસલ્યાને પૂછીને અને સીતાને સમજાવીને આજે જ દંડકારણ્યમાં જ્યીશ (૨૪)

भरतः पालयेद्राज्यं शुश्रूषेच्च पितुर्यथा । तथा भवत्या कर्तव्यं स हि धर्मः सनातनः ॥२५॥
ભરત જેમ રાજ્યનું પાલન અને પિતાની સેવા કરે તેમ તમારે કરવું જોઈયે કેમકે તે જ સનાતન ધર્મ છે. (૨૫)

रामस्य तु वचः श्रुत्वा भृशं दुःखगतः पिता । शोकादशक्नुवन्वक्तुं प्ररुरोद महास्वनम् ॥२६॥
રામનું વચન સાંભળી મહારાજ દશરથ ભારે દુઃખી થયા, શોકથી કશું બોલી શકયા નહીં પણ બૂમ પાડીને રડવા લાગ્યા. (૨૬)

वन्दित्वा चरणौ राज्ञो विसंज्ञस्य पितुस्तदा । कैकेय्याश्चाप्यनार्याया निष्पपात महाद्युतिः ॥२७॥
રામે, મૂર્છા પામેલા પિતાના ચરણોમાં પ્રણામ કરી કૈકેયીના ચરણોમાં પણ પ્રણામ કરીને ભૂમિ ઉપર પડી ગયા. (૨૭)

स रामः पितरं कृत्वा कैकेयीं च प्रदक्षिणम् । निष्क्रम्यान्तःपुरात्तस्मात्स्वं ददर्श सुहृज्जनम् ॥
પિતા અને કૈકેયીની પ્રદક્ષિણા કરીને તે અંતઃપુરમાંથી બહાર આવીને, પોતાના મિત્રોને જોયા. (૨૮)

तं बाष्पपरिपूर्णाक्षः पृष्ठतोऽनुजगाम ह । लक्ष्मणः परमक्रुद्धः सुमित्रानन्दवर्धनः ॥२९॥
રડતા લક્ષ્મણ પણ ભારે ક્રુદ્ધ થયીને રામની પાછળ ગયા. (૨૯)

आभिषेचनिकं भाण्डं कृत्वा रामः प्रदक्षिणम् । शनैर्जगाम सापेक्षो दृष्टिं तत्राविचालयन् ॥३०॥
રામ અભિષેક સંબંધી પાત્રોની પ્રદક્ષિણા કરીને આનાથી ભરતનો અભિષેક થશે તેમ વિચાર કરીને નિસ્પૃહ થયીને ત્યાંથી ધીમે ધીમે ચાલ્યા ગયા. (૩૦)

न चास्य महतीं लक्ष्मीं राज्यनाशोऽपकर्षति । लोककान्तस्य कान्तत्वाच्छीतरश्मेरिव क्षयः ॥
ચંદ્રમાનો ક્ષય જેમ ચંદ્રની શોભાનો નાશ કરતો નથી તેમ રાજ્યનો નાશ રામની મહતી શોભાને નષ્ટ કરી શકયો નહીં. (૩૧)

न वनं गन्तुकामस्य त्यजतश्च वसुन्धराम् । सर्वलोकातिगस्येव लक्ष्यते चित्तविक्रिया ॥३२॥
રાજ્યનો ત્યાગ કરનાર અને વનમાં જવાની ઇચ્છા રાખનાર રામના ચિત્તમાં કોયીપણ વિકાર જોવામાં આવ્યો નહીં. (૩૨)

प्रतिषिध्य शुभं छत्रं व्यजने च स्वलंकृते । विसर्जयित्वा स्वजनं रथं पौरांस्तथा जनान् ॥
સુંદર છત્ર અને ચમર, રથ, સ્વજનો, અને બીજા લોકોને વિદાય આપીને....(૩૩)

वाचा मधुरया रामः सर्वं सम्मानयञ्जनम् । मातुः समीपं धर्मात्मा स जगाम महायशाः ॥३४॥
મધુર વાણીથી બધા જ લોકોને આદર કરતા ધર્માત્મા રામ માતાની પાસે પહોંચ્યા. (૩૪)

धारयन्मनसा दुःखमिन्द्रियाणि निगृह्य च । प्रविवेशात्मवान्वेश्म मातुरप्रियशंसिवान् ॥३५॥
મનથી દુઃખ અને ઇન્દ્રિયોને રોકીને ધીરજવાળા રામે માતાના મહેલમાં જયી માતાને અપ્રિય સમાચાર સંભળાવ્યા. (૩૫)

सर्वोऽप्यभिजनः श्रीमाञ्छ्रीमतः सत्यवादिनः । नालक्षयत रामस्य किञ्चिदाकारमानने ॥३६॥
બધા નગરવાસિયો સત્યવાદી રામના મુખ ઉપર કંયીપણ વિકાર જોયી શકયા નહીં. (૩૬)

उचितं च महाबाहुर्न जहौ हर्षमात्मवान् । शारदः समुदीर्णांशुश्चन्द्रस्तेज इवात्मजम् ॥३७॥
શરદ ઋતુના ચંદ્રમાની જેમ રામે હર્ષનો ત્યાગ કર્યો નહીં, તેમ કરવું તેમને માટે ઉચિત જ હતું.

तं गुणैः समतां प्राप्तो भ्राता विपुलविक्रमः । सौमित्रिरनुवव्राज धारयन्दुःखमात्मजम् ॥३८॥
રામ જેવા જ ગુણવાળા અને પરાક્રમવાળા લક્ષ્મણ, દુઃખને મનમાં જ ધારણ કરતાં રામની પાછળ પાછળ ગયા. (૩૮)

प्रविश्य वेश्मातिभृशं मुदा युतं समीक्ष्य तां चार्थविपत्तिमागताम् ॥
नचैव रामोऽत्र जगाम विक्रियां सुहृज्जनस्यात्मविपत्तिशङ्कया ॥३९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्तदशः सर्गः ॥१७॥

અત્યંત આનંદિત મહેલમાં પ્રવેશ કરીને અને આવેલી વિપત્તિને જોયીને મારા સ્વજનોને દુઃખ ન થાય તેને લીધે, તેવો ક્ષણભર પણ વિકારને અધીન થયા નહીં. (૩૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टादशः सर्गः

तस्मिंस्तु पुरुषव्याघ्रे निष्क्रामति कृताञ्जलौ । आर्तशब्दो महाञ्जज्ञे स्त्रीणामन्तःपुरे तदा ॥१॥
શ્રીરામ જ્યારે બધાને પ્રણામ કરી. મહેલથી જંગલમાં જવા માટે નીકળ્યા ત્યારે રણવાસમાં આર્તનાદ થવા લાગ્યો. (૧)

कृत्येष्वचोदितः पित्रा सर्वस्यान्तःपुरस्य च । गतिश्च शरणं चासीत्स रामोऽद्य प्रवत्स्यति ॥२॥
લોકો કહેતા હતા કે રામને દશરથજી કશું કરવા કહેતા નહી તોપણ તેવો આખા અંતઃપુરની રક્ષા કરતા હતા. તે રામ આજે વનમાં જાય છે. (૨)

कौसल्यायां यथा युक्तो जनन्यां वर्तते सदा । तथैव वर्ततेऽस्मासु जन्मप्रभृति राघवः ॥३॥
શ્રીરામ જે રીતે માતા કૌસલ્યા સાથે વ્યવહાર કરતા હતા તે જ રીતે જન્મથી જ અમારી સાથે પણ વર્તતા હતા. (૩)

न क्रुध्यत्यभिशप्तोऽपि क्रोधनीयानि वर्जयन् । क्रुद्धान्प्रसादयन्सर्वान्स इतोऽद्य प्रवत्स्यति ॥४॥
તેમને કોયી કટુ વચન કહે તો પણ ક્રોધ કરતા નહી અને કોયી ક્રોધ કરે તેવું કોયીપણ કામ તેવો કરતા નહી, કોયી ક્રોધે ભરાયેલો હોય તો રામ તેને પ્રસન્ન રાખતા. તે જ રામ આજે જંગલમાં જાય છે. (૪)

अबुद्धिर्बत नो राजा जीवलोकं चरत्ययम् । यो गतिं सर्वभूतानां परित्यजति राघवम् ॥५॥
રાજાની બુદ્ધિ બહેર મારી ગયી છે. પ્રજાનો નાશ કરવા બેઠા છે. જે રામ સર્વને સુખ આપનાર હતા તેમને જ તેવો તજી રહ્યા છે. (૫)

इति सर्वा महिष्यस्ता विवत्सा इव धेनवः । पतिमाचुक्रुशुश्चापि सस्वनं चापि चुक्रुशुः ॥६॥
જેમ વાછરડું મરી જાય અને ગાય બરાડે તેમ તેવો રડતાં હતાં અને રાજાની નિંદા પણ કરતાં હતાં (૬)

**स हि चान्तःपुरे घोरमार्तशब्दं महीपतिः । पुत्रशोकाभिसन्तप्तः श्रुत्वा व्यालीयतासने ॥७॥**

અંતઃપુરમાં થતા આવા આર્ત શબ્દને સાંભળી, પુત્રના શોકથી સંતપ્ત થયેલ મહારાજ પથારીમાં છુપાયી રહ્યા. (૭)

**रामस्तु भृशमायस्तो निश्वसन्निव कुञ्जरः । जगाम सहितो भ्रात्रा मातुरन्तःपुरं वशी ॥८॥**

શ્રીરામ લોકોના દુઃખથી દુઃખિત થયેલ, હાંફતા હાથીની પેઠે લક્ષ્મણની સાથે માતાના અંતઃપુરમાં ગયા. (૮)

**सोऽपश्यत्पुरुषं तत्र वृद्धं परमपूजितम् । उपविष्टं गृहद्वारि तिष्ठतश्चापरान्बहून् ॥९॥**

તેમણે જોયું કે ત્યાં પરમ પ્રતિષ્ઠિત મહેલના દરવાજે બીજા ઘણા લોકો સાથે બેઠા હતા. (૯)

**दृष्ट्वैव तु तदा रामं ते सर्वे समुपस्थिताः । जयेन जयतां श्रेष्ठं वर्धयन्ति स्म राघवम् ॥१०॥**

શ્રીરામને જોતાંની સાથે જ બધા ઉભા થયી ગયા અને તેમનો જય જયકાર કરવા લાગ્યા. (૧૦)

**प्रविश्य प्रथमां कक्ष्यां द्वितीयायां ददर्श सः । ब्राह्मणान्वेदसम्पन्नान्वृद्धात्राज्ञाभिसत्कृतान् ॥**

શ્રીરામે મહેલના પ્રથમ કક્ષાને વટાવીને બીજીમાં પહોંચ્યા પછી ત્યાં મહારાજના આદરપાત્ર ઘણા વૃદ્ધ વૈદિક બ્રાહ્મણોને જોયા. (૧૧)

**प्रणम्य रामस्तान्वृद्धांस्तृतीयायां ददर्श सः । स्त्रियो बालाश्च वृद्धाश्च द्वाररक्षणतत्पराः ॥१२॥**

રામ ત્યાં તે બ્રાહ્મણોને પ્રણામ કરી ત્રીજી કક્ષામાં ગયા અને ત્યાં સ્ત્રિયો, બાલિકાવો અને ઘરડાં દ્વારપાલિકાવોને જોયાં. (૧૨)

**वर्धयित्वा प्रहृष्टास्ताः प्रविश्य च गृहं स्त्रियः । न्यवेदयन्त त्वरितं राममातुः प्रियं तदा ॥१३॥**

તે બધાંયે પ્રસન્ન થયેલા રામને વધાયી આપીને મહેલમાં જયી શ્રી કૌશલ્યાને રામ આવ્યા છે, તેમ જણાવેલું. (૧૩)

**कौसल्यापि तदा देवी रात्रिं स्थित्वा समाहिता । प्रभाते चाकरोत्पूजां विष्णोः पुत्रहितैषिणी ॥**

કૌસલ્યાદેવી પણ આખી રાત નિયમ લયીને બેઠાં હતાં અને સવારે પુત્રના હિતની ઇચ્છા કરતાં વિષ્ણુ ભગવાનની પૂજા કરતાં હતાં. (૧૪)

**सा क्षौमवसना हृष्टा नित्यं व्रतपरायणा । अग्निं जुहोति स्म तदा मन्त्रवत्कृतमङ्गला ॥१५॥**

તે સમયે શ્રીકૌસલ્યાજી રેશમી સાડી પહેરીને વ્રત રાખીને મંત્રોથી અગ્નિહોત્ર કરતાં હતાં.

**प्रविश्य तु तदा रामो मातुरन्तःपुरं शुभम् । ददर्श मातरं तत्र हावयन्तीं हुताशनम् ॥१६॥**

શ્રીરામે માતાના અંતઃપુરમાં જયીને હવન કરતાં માતાને જોયાં. (૧૬)

**देवकार्यनिमित्तं च तत्रापश्यत्समुद्यतम् । दध्यक्षतं घृतं चैव मोदकान्हविषस्तथा ॥१७॥**

**लाजान्माल्यानि शुक्लानि पायसं कृसरं तथा । समिधः पूर्णकुम्भांश्च ददर्श रघुनन्दनः ॥१८॥**

દેવોને પ્રસન્ન કરવા ત્યાં પ્રસ્તુત રાખેલ અક્ષત દહીં, ઘી, લાડવા, પાયસ, લાજા, શુકલ માલાવો ખીર, મગ, મિશ્ર ચોખા સમિત્ જલપૂર્ણ ઘટ રામે જોયાં (૧૭, ૧૮)

**तां शुक्लक्षौमसंवीतां व्रतयोगेन कर्शिताम् । तर्पयन्तीं ददर्शाद्भिर्देवतां वरवर्णिनीम् ॥१९॥**

અને ત્યાં શુકલ રેશમી સાડીવાળાં, વ્રતને લીધે કૃશ થયેલા, દેવતાવોને તૃપ્ત કરતાં કૌસલ્યાને શ્રીરામે જોયાં (૧૯)

सा चिरस्यात्मजं दृष्ट्वा मातृनन्दनमागतम् । अभिचक्राम संहृष्टा किशोरं वडवा यथा ॥२०॥
જાણે ઘણા સમય પછી ન આવ્યા હોય એમ આવેલા અને પોતાને આનંદ પમાડનાર રામને જોયી, જેમ ઘોડી પોતાના બચ્ચાંને જોયી પ્રસન્ન થાય તેમ પ્રસન્ન થયી, તેમની ઓર દોડયાં. (૨૦)

सः मातरमुपक्रान्तामुपसंगृह्य राघवः । परिष्वक्तश्च बाहुभ्यामवघ्रातश्च मूर्धनि ॥२१॥
શ્રીરામે કૌસલ્યાજીને પ્રણામ કર્યા અને કૌસલ્યાજીયે તેમને ભુજાવોમાં વીંટીને મસ્તક ઉપર ચુંબન કર્યું. (૨૧)

तमुवाच दुराधर्षं राघवं सुतमात्मनः । कौसल्या पुत्रवात्सल्यादिदं प्रियहितं वचः ॥२२॥
અને પુત્રપ્રેમને લીધે પોતાના પુત્ર રામને આ પ્રિય અને હિતકારક વચન કૌસલ્યાજીયે કહ્યું.

वृद्धानां धर्मशीलानां राजर्षीणां महात्मनाम् । प्राप्नुह्यायुश्च कीर्तिं च धर्मं चाप्युचितं कुले ॥२३॥
ધાર્મિક વૃદ્ધો અને મહાત્મા રાજર્ષિયોની પેઠે લાંબુ આયુષ્ય અને કીર્તિને અને આ વંશને માટે ઉચિત ધર્મને હે રામ તમે પ્રાપ્ત કરો. (૨૩)

सत्यप्रतिज्ञं पितरं राजानं पश्य राघव । अद्यैव त्वां स धर्मात्मा यौवराज्येऽभिषेक्ष्यति ॥२४॥
તને હે રામ, તમારા પિતાને સત્યવાદી જાણો. તેવો આજે જ તમારો યુવરાજપદ ઉપર અભિષેક કરશે. (૨૪)

दत्तमासनमालभ्य भोजनेन निमन्त्रितः । मातरं राघवः किंचित्प्रसार्याञ्जलिमब्रवीत् ॥२५॥
કૌસલ્યાજીયે પુત્રને આસન આપ્યું, ભોજન કરવા કહ્યું; પણ રામે હાથ જોડીને માતાને કહ્યું. (૨૫)

देवि नूनं न जानीषे महद्भयमुपस्थितम् । इदं तव च दुःखाय वैदेह्या लक्ष्मणस्य च ॥२६॥
હે માતા, તમે જાણતાં નથી. ભારે દુઃખની વાત છે. તમને દુઃખ થશે અને જાનકી તથા લક્ષ્મણને પણ દુઃખ થશે. (૨૬)

गमिष्ये दण्डकारण्यं किमनेनासनेन मे । विष्टरासनयोग्यो हि कालोऽयं मामुपस्थितः ॥२७॥
હવે તો હું દંડકારણ્યમાં જયીશ. આ આસનની હવે મને આવશ્યકતા નથી. કુશાસન પર બેસવા મારે માટે સમય આવી ગયો છે. (૨૭)

तत् पट् चाष्टौ च वर्षाणि वत्स्यामि विजने वने । आसेवमानो वन्यानि फलमूलैश्च वर्तयन् ॥२८॥
૧૪ વર્ષ સુધી હું નિર્જન વનમાં નિવાસ કરીશ અને સારી સારી વસ્તુવોનો ત્યાગ કરી મુનિયોની પેઠે કંદમૂળ, ફૂલ વડે શરીરની રક્ષા કરીશ. (૨૮)

भरताय महाराजो यौवराज्यं प्रयच्छति । मां पुनर्दण्डकारण्ये विवासयति तापसम् ॥२९॥
મહારાજે ભરતને યૌવરાજ્ય આપ્યું છે અને મને તાપસના રૂપમાં રહેવા માટે દંડકારણ્યમાં જવાનું કહ્યું છે. (૨૯)

सा निकृत्तेव सालस्य यष्टिः परशुना वने । पपात सहसा देवी देवतेव दिवश्च्युता ॥३०॥
તે કૌસલ્યાજી, કુહાડાથી કાપેલ સાળ વૃક્ષની શાખાની જેમ અને જેમ સ્વર્ગથી દેવતા પડે તેમ, એકદમ ભૂમિપર પડી ગયાં. (૩૦)

तामदुःखोचितां दृष्ट्वा पतितां कदलीमिव । रामस्तूत्थापयामास मातरं गतचेतसम् ॥३१॥
કાપેલ કેળાના ઝાડની પેઠે પડી ગયેલાં બેભાન તેમને શ્રીરામે ઉઠાડયાં. (૩૧)

उपावृत्योत्थितां दीनां वाडवामिव वाहिताम् । पांसुगुण्ठितसर्वाङ्गीं विममर्श च पाणिना ॥३२॥
ભાર ઉપાડનાર વડવાની પેઠે ધૂળથી ભરેલ તેમના શરીર ઉપર રામ હાથ ફેરવવા લાગ્યા.

सा राघवमुपासीनमसुखार्ता सुखोचिता । उवाच पुरुषव्याघ्रमुपशृण्वति लक्ष्मणे ॥३३॥
અતિદુઃખિત કૌસલ્યાજી પાસે બેઠેલા રામને, લક્ષ્મણને સંભળાવીને, કહેવા લાગ્યાં. (૩૩)

यदि पुत्र न जायेथा मम शोकाय राघव । न स्म दुःखमतो भूयः पश्येयमहमप्रजाः ॥३४॥
હે પુત્ર જો તું જન્મ્યો જ ન હોત તો સંતાન વિનાની હું આથી વધારે દુઃખ તો ન જ પામત.

एक एव हि वन्ध्यायाः शोको भवति मानसः । अप्रजास्मीति सन्तापो न ह्यन्यः पुत्र विद्यते ॥
હે પુત્ર, વંધ્યાને તો એક જ દુઃખ થાય છે કે "હું સંતાન વિનાની છું" તેથી અતિરિક્ત કોઈ બીજું દુઃખ હોતું નથી. (૩૫)

न दृष्टपूर्वं कल्याणं सुखं वा पतिपौरुषे । अपि पुत्रे विपश्येयमिति रामास्थितं मया ॥३६॥
પતિના પુરુષાર્થમાં એટલે તેમના સંસર્ગમાં મેં કંઈ સુખ જોયું નથી પણ હે રામ! તમારા જન્મ પછી મને આશા હતી કે સંસારસુખ અને પુત્રસુખ હું જોઈશ. (૩૬)

सा बहून्यमनोज्ञानि वाक्यानि हृदयच्छिदाम् । अहं श्रोष्ये सपत्नीनामवराणां परा सती ॥३७॥
હવે તો મારા હૃદયને છેદનારા શોક્યોનાં તથા બીજાનાં વચનો મારે સાંભળવાં પડશે. (૩૭)

अतो दुःखतरं किं नु प्रमदानां भविष्यति । मम शोको विलापश्च यादृशोयमनन्तकः ॥३८॥
સ્ત્રિયો માટે આથી વધારે દુઃખ કયું હોઈ શકે! હવે તો મારા શોક અને વિલાપનો અંત જ નહીં હોય. (૩૮)

त्वयि संनिहितेऽप्येवमहमासं निराकृता । किं पुनः प्रोषिते तात ध्रुवं मरणमेव हि ॥३९॥
બેટા તું અહીં હતો તો પણ મારું અપમાન થતું હતું. હવે જ્યારે તું વનમાં જાય છે તો તો પછી મારું મરણ જ થશે. (૩૯)

अत्यन्तं निगृहीतास्मि भर्तुर्नित्यमसम्मता । परिवारेण कैकेय्याः समा वाप्यथवावरा ॥४०॥
રાજા મારું અપમાન કરતા હતા. હું તેમને પ્રિય નથી, હું તો કૈકેયીની દાસી જેવી હતી. અથવા તેનાથી પણ હલકી. (૪૦)

यो हि मां सेवते कश्चिदपि वाप्यनुवर्तते । कैकेय्याः पुत्रमन्वीक्ष्य स जनो नाभिभाषते ॥४१॥
જે કોઈ મારી સેવા કરે છે અથવા મારી આજ્ઞામાં રહે છે, તે પણ ભરતને જોઈને મારી સાથે બોલતાં બંધ થઈ જાય છે. (૪૧)

नित्यक्रोधतया तस्याः कथं नु खरवादि तत् । कैकेय्या वदनं द्रष्टुं पुत्र शक्ष्यामि दुर्गता ॥४२॥
કૈકેયી ક્રોધી થવાને લીધે સદૈવ કઠોર વચન બોલે છે. હવે તેનું કટુભાષી મુખ હું કયી રીતે જોઈ શકીશ. (૪૨)

दश सप्त च वर्षाणि जातस्य तव राघव । अतीतानि प्रकाङ्क्षन्त्या मया दुःखपरिक्षयम् ॥४३॥
તારા જન્મ પછી તને ૧૭ વર્ષ થયાં. હું સમજતી હતી કે તને યૌવરાજ્ય મળશે. તેથી તેટલાં વર્ષો મેં પસાર કર્યાં. (૪૩)

तदक्षयं महद्दुःखं नोत्सहे सहितुं चिरात् । विप्रकारं सपत्नीनामेवं जीर्णापि राघव ॥४४॥

હે રામ, હું અતિવૃદ્ધ થયી ગયી છું. મારી સપત્નીનો તિરસ્કાર હવે હું સહન કરી શકીશ નહી, તેનું મને દુઃખ છે. (૪૪)

अपश्यन्ती तव मुखं परिपूर्णशशिप्रभम् । कृपणा वर्तयिष्यामि कथं कृपणजीविका ॥४५॥

પૂર્ણચંદ્ર જેવું તમારું મુખ ન જોતાં હું દુખિયારી કયી રીતે જીવીશ ? (૪૫)

उपवासैश्च योगैश्च बहुभिश्च परिश्रमैः । दुःखसंवर्धितो मोघं त्वं हि दुर्गतया मया ॥४६॥

ઘણાય ઉપવાસોથી, યોગોથી અને પરિશ્રમથી દુઃખ સાથે મેં તમને ઉછેરેલ છે, તે બધાં વ્યર્થ ગયાં. (૪૬)

स्थिरं नु हृदयं मन्ये ममेदं यन्न दीर्यते । प्रावृषीव महानद्याः स्पृष्टं कूलं नवाम्भसा ॥४७॥

હું ધારું છું મારું હૃદય બહુ જ કઠિન છે તેથી વર્ષાકાલમાં મહાનદીના નવીન જલના પ્રવાહથી સ્પર્શ કરાયેલ નદીના કાંઠાની જેમ તે ફાટી જતું નથી. (૪૭)

ममैव नूनं मरणं न विद्यते न चावकाशोऽस्ति यमक्षये मम ।
यदन्तकोऽद्यैव न मां जिहीर्षति प्रसह्य सिंहो रुदतीं मृगीमिव ॥४८॥

મને મૃત્યુ આવતો નથી. યમરાજના ઘરે પણ મારા માટે અવકાશ નથી. રડતી મૃગીને સિંહની જેમ, યમ મને લયી જવા ઇચ્છતો નથી. (૪૮)

स्थिरं हि नूनं हृदयं ममायसं न भिद्यते यद् भुवि नो विदीर्यते ।
अनेन दुःखेन च देहमर्पितं ध्रुवं ह्यकाले मरणं न विद्यते ॥४९॥

ખરેખર મારું હૃદય લોઢાનું બનેલું છે તેથી તે ફાટી જતું નથી. આ દુઃખથી મેં મારો દેહ મૃત્યુને અર્પિત કરેલ છે પણ અકાલ મૃત્યુ હોતું જ નથી. (૪૯)

इदन्तु दुःखं यदनर्थकानि मे व्रतानि दानानि च संयमाश्च हि ।
तपश्च तप्तं यदपत्यकाम्यया सुनिष्फलं बीजमिवोप्तमूषरे ॥५०॥

દુઃખ તો આ છે કે, મેં જે ઘણાં વ્રતો, દાન, અને સંયમ આદિ કર્યાં તે બધાંય વ્યર્થ ગયાં છે. સંતાનની ઇચ્છાથી મેં જે તપ કર્યું છે તે પણ ઉષરમાં નાંખેલ બીજની જેમ નિષ્ફળ ગયું છે.

अथापि किं जीवितमद्य मे वृथा त्वया विना चन्द्रनिभाननप्रभ ।
अनुव्रजिष्यामि वनं त्वयैव गौः सुदुर्बला वत्समिवाभिकाङ्क्षया ॥५१॥

इतिश्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टादशः सर्गः ॥१८॥

અને હે ચન્દ્રમુખ રામ, તારા વિના મારું જીવન જ વ્યર્થ છે. માટે અત્યંત દુર્બલ પણ ગાય જેમ વાછરડાની પાછળ જાય છે તેમ હું તારી પાછળ પાછળ વનમાં ચાલીશ. (૫૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટાદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनविंशः सर्गः

तथा तु विलपन्तीं तां कौसल्यां राममातरम् । उवाच लक्ष्मणो दीनस्तत्कालसदृशं वचः ॥१॥
શ્રી કૌશલ્યાજીને તે રીતે વિલાપ કરતાં જોયીને દીનભાવે સમયાનુકુળ વચનથી લક્ષ્મણે કહ્યું........ (૧)

न रोचते ममाप्येतदार्ये यद्राघवो वनम् । त्यक्त्वा राज्यश्रियं गच्छेत् स्त्रियावाक्यवशं गतः ॥२॥
હે આર્યે, સ્ત્રીના કહેવાથી રાજ્યલક્ષ્મી ત્યાગ કરી શ્રીરામ વનમાં જાય આ મને પણ ગમતું નથી. (૨)

विपरीतश्च वृद्धश्च विषयैश्च प्रधर्षितः । नृपः किमिव न ब्रूयाच्चोद्यमानः समन्मथः ॥३॥
રાજાની બુદ્ધિ વિપરીત થયી ગયી છે. તેવો વૃદ્ધ થયા છેઃ વિષયોથી વ્યાકુળ છે. આવા કામી રાજા સ્ત્રીથી પ્રેરાયેલા શું નહિ કહી શકે ? (૩)

नास्यापराधं पश्यामि नापि दोषं तथाविधम् । येन निर्वास्यते राष्ट्राद् वनवासाय राघवः ॥४॥
હું રામનો કોયી અપરાધ જોતો નથી. આવો કોયી દોષ પણ જોતો નથી કે જેને લીધે તેમને રાષ્ટ્રથી બહાર વનવાસ માટે મોકલી શકાય. (૪)

न तं पश्याम्यहं लोके परोक्षमपि यो नरः । स्वमित्रोऽपि निरस्तोऽपि योऽस्य दोषमुदाहरेत् ॥
હું જગત્‌માં આવો કોયી મનુષ્યને જાણતો નથી તેમજ આવો કોયી ત્યજાયેલા મિત્રને પણ જાણતો નથી કે જે રામમાં દોષ બતાવી શકે. (૫)

देवकल्पमृजुं दान्तं रिपूणामपि वत्सलम् । अवेक्षमाणः को धर्मं त्यजेत् पुत्रमकारणात् ॥६॥
ધર્મનો વિચાર કરનારો એવો કોણ હોયી શકે જે દેવસમાન, જિતેન્દ્રિય, શત્રુનો પણ પ્રિય આવા રામનો કારણ વિના ત્યાગ કરે. (૬)

तदिदं वचनं राज्ञः पुनर्बाल्यमुपेयुषः । पुत्रः को हृदये कुर्याद्राजवृत्तमनुस्मरन् ॥७॥
તેથી રાજનીતિનો જાણનાર આવો કયો પુત્ર હોય જે મૂર્ખ રાજાની વાત ઉપર ધ્યાન આપે ? (૭)

यावदेव न जानाति कश्चिदर्थमिमं नरः । तावदेव मया सार्धमात्मस्थं कुरु शासनम् ॥८॥
જ્યાં સુધી આ બનાવને કોયી જાણતો નથી તેટલામાં જ મારી સાથે આ રાજ્યને પોતાને અધિકારમાં કરો. (૮)

मया पार्श्वे सधनुषा तव गुप्तस्य राघव । कः समर्थोऽधिकं कर्तुं कृतान्तस्येव तिष्ठतः ॥९॥
હે રાઘવ, જ્યારે ધનુષ્ લયીને યમરાજની જેમ હું રક્ષા કરતો હોવું, ત્યારે તમારા અભિષેકનું ઉલ્લંઘન કરવા કોણ સમર્થ થશે ! (૯)

निर्मनुष्यामिमां सर्वामयोध्यां मनुजर्षभ । करिष्यामि शरैस्तीक्ष्णैर्यदि स्थास्यति विप्रिये ॥१०॥
જો આ આખી અયોધ્યા તમારું અહિત કરવા ઉદ્યત થશે તો હે માનવશ્રેષ્ઠ રામ, અયોધ્યામાં એક પણ માણસને હું જીવતો નહિ રાખીશ. (૧૦)

भरतस्याथ पक्ष्यो वा यो वास्य हितमिच्छति। सर्वांस्तांश्च वधिष्यामि मृदुर्हि परिभूयते ॥११॥
અથવા જે કોયી ભરતનો પક્ષકાર અને તેમનો હિત ચાહનાર હશે તે બધાને હું મારી નાખીશ. જે નમ્ર હોય છે, તેનો જ તિરસ્કાર કરાય છે. (૧૧)

प्रोत्साहितोयं कैकेय्या सन्तुष्टो यदि नः पिता । अमित्रभूतो निःसङ्गं बध्यतां वध्यतामपि ॥१२॥
જો કૈકેયીથી ઉત્સાહિત કરાયેલા મહારાજ આમ કરતા હોય, તો તેવો આપણા શત્રુ છે. તેમનો વધ જ કરવો જોયિયે. (૧૨)

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः । उत्पथं प्रतिपन्नस्य कार्यं भवति शासनम् ॥१३॥
વડીલ હોય પણ તે કર્તવ્ય-અકર્તવ્યને જાણતો ન હોય અને અભિમાની થયીને ઉન્માર્ગ-ગામી બન્યો હોય તો તેને દંડ આપવો જ જોયિયે. (૧૩)

त्वया चैव मया चैव कृत्वा वैरमनुत्तमम् । कास्य शक्तिः श्रियं दातुं भरतायारिशासन ॥१४॥
તમારી સાથે અને મારી સાથે વિરોધ કરીને રાજાની શી શકિત છે કે તે ભરતને રાજશાસન આપે ? (૧૪)

अनुरक्तोऽस्मि भावेन भ्रातरं देवि तत्त्वतः । सत्येन धनुषा चैव दत्तेनेष्टेन ते शपे ॥१५॥
હે માતા કૌસલ્યા, હું તમારી આગળ સત્ય જ કહું છું. સત્ય, ધનુષ, દત્ત અને ઇષ્ટ બધાના શપથ કરીને કહું છું કે હું ભાયી રામનો અનુરાગી છું. (૧૫)

दीप्तमग्निमरण्यं वा यदि रामः प्रवेक्ष्यति । प्रविष्टं तत्र मां देवि त्वं पूर्वमवधारय ॥१६॥
જો રામ સળગતી આગમાં પ્રવેશ કરશે તો તમે નિશ્ચિત જ સમજશો કે તેમના કરતાં પૂર્વે હું જ અગ્નિમાં પ્રવેશ કરીશ. (૧૬)

हरामि वीर्याद् दुःखं ते तमः सूर्य इवोदितः । देवी पश्यतु मे वीर्यं राघवश्चैव पश्यतु ॥१७॥
જેમ સૂર્યોદય અંધકારનો નાશ કરે છે તેમ હું મારા બળથી તમારા દુઃખનો નાશ કરીશ. મારી શકિતને તમે અને રામ જોયી લો. (૧૭)

हनिष्ये पितरं वृद्धं कैकेय्यासक्तमानसम् । कृपणं च स्थितं बाल्ये वृद्धभावेन गर्हितम् ॥१८॥
કૈકેયીમાં આસકત થયેલા, વૃદ્ધતાને લીધે મૂર્ખતામાં સ્થિર થયેલા કૃપણ અને નિંદિત પિતાનો હું વધ કરી નાખીશ. (૧૮)

एतत्तु वचनं श्रुत्वा लक्ष्मणस्य महात्मनः । उवाच रामं कौसल्या रुदन्ती शोकलालसा ॥१९॥
મહાવીર લક્ષ્મણની આ વાત સાંભળી રુદન કરતાં કૌસલ્યાયે રામને કહ્યું........(૧૯)

भ्रातुस्ते वदतः पुत्र लक्ष्मणस्य श्रुतं त्वया । यदत्रानन्तरं तत्त्वं कुरुष्व यदि रोचते ॥२०॥
તમારા ભાયીની વાત તો તમોયે સાંભળી જ છે. હવે જે તમારી ઇચ્છા હોય તે કરો. (૨૦)

न चाधर्म्यं वचः श्रुत्वा सपत्न्या मम भाषितम् । विहाय शोकसन्तप्तां गन्तुमर्हसि मामितः ॥२१॥
કૈકેયીની અધર્મયુકત વાત સાંભળીને શોકથી સંતપ્ત મને અહિં મૂકીને જયી શકો નહિ. (૨૧)

धर्मज्ञ इति धर्मिष्ठ धर्मं चरितुमिच्छसि । शुश्रूष मामिहस्थस्त्वं चर धर्ममनुत्तमम् ॥२२॥
જો તમે ધર્મજ્ઞ અને ધર્માત્મા હો અને ધર્માચરણની ઇચ્છા હોય તો અહીં રહીને મારી જ સેવા કરો અને ઉત્તમ ધર્મ પ્રાપ્ત કરો. (૨૨)

शुश्रूषुर्जननीं पुत्र स्वगृहे नियतो वसन्। परेण तपसा युक्तः काश्यपस्त्रिदिवं गतः ॥२३॥
હે પુત્ર, ઘરમાં જ રહીને માતાની સેવા કરનાર ભારે તપસ્યાથી યુક્ત થયીને કાશ્યપ સ્વર્ગ ગયા. (૨૩)

यथैव राजा पूज्यस्ते गौरवेण तथा ह्यहम्। त्वां साहं नानुजानामि न गन्तव्यमितो वनम् ॥२४॥
ગૌરવથી જે રીતે રાજા તારા પૂજ્ય છે તે જ રીતે હું પણ પૂજ્ય છું અને તેથી હું ના પાડું છું. વનમાં નથી જવું. (૨૪)

त्वद्वियोगान्न मे कार्यं जीवितेन सुखेन च। त्वया सह मम श्रेयस्तृणानामपि भक्षणम् ॥२५॥
હે પુત્ર, તારા વિયોગમાં મને નથી જોયતું જીવન, ને નથી જોયતું સુખ, તારી સાથે રહીને મારે તૃણ-ભોજન કરવું પડે તો તે પણ સારું છે. (૨૫)

यदि त्वं यास्यसि वनं त्यक्त्वा मां शोकलालसाम्। अहं प्रायमिहासिष्ये न च शक्ष्यामि जीवितुम् ॥
જો તું મને મૂકીને જયિશ તો હું અહિં ભોજનાદિનો ત્યાગ કરિશ અને જીવી શકીશ નહિ.

विलपन्तीं तथा दीनां कौसल्यां जननीं ततः। उवाच रामो धर्मात्मा वचनं धर्मसंहितम् ॥२७॥
તે રીતે વિલાપ કરતાં માતાને જોયીને ધર્માત્મા રામે ધર્મયુક્ત વચન કહ્યું. (૨૭)

नास्ति शक्तिः पितुर्वाक्यं समतिक्रमितुं मम। प्रसादये त्वां शिरसा गन्तुमिच्छाम्यहं वनम् ॥
હે માતા, પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટે મારામાં શકિત નથી. તેથી હું માથું નમાવીને તમને કહું છું કે મારી વનમાં જવાની ઇચ્છા છે. (૨૮)

अस्माकं तु कुले पूर्वं सगरस्याज्ञया पितुः। खनद्भिः सागरैर्भूमिमवाप्तः सुमहान्वधः ॥२९॥
અમારા જ કુળમાં પૂર્વે પિતાની આજ્ઞાથી સગરપુત્રોયે ભૂમિને ખોદતા વધને પ્રાપ્ત થયા.

जामदग्न्येन रामेण रेणुका जननी स्वयम्। कृत्ता परशुनारण्ये पितुर्वचनकारणात् ॥३०॥
પરશુરામે પિતાની આજ્ઞાને લીધેજ પોતાની માતા રેણુકાનો વધ કર્યો હતો. (૩૦)

एतैरन्यैश्च बहुभिर्देवि देवसमैः कृतम्। पितुर्वचनमक्लीबं करिष्यामि पितुर्हितम् ॥३१॥
એવોયે તથા દેવસમાન બીજાવોયે પણ પિતાના હિતથી દૃષ્ટિથી પિતાની આજ્ઞાનું પાલન કર્યું હતું. તેથી હું પણ પિતાનાં આજ્ઞાને નિરર્થક નહિ જવા દઇશ. (૩૧)

न खल्वेतन्मयैकेन क्रियते पितृशासनम्। एतैरपि कृतं देवि ये मया परिकीर्तिताः ॥३२॥
હે દેવિ, પિતાની આજ્ઞાનું પાલન હું એકલો જ નથી કરી રહ્યો. જેમનાં મેં નામો ગણાવ્યાં તેવોયે પણ તેમ કર્યું છે. (૩૨)

नाहं धर्ममपूर्वं ते प्रतिकूलं प्रवर्तये। पूर्वैरयमभिप्रेतो गतो मार्गोऽनुगम्यते ॥३३॥
હું કોયી અપૂર્વ ધર્મ ચલાવતો નથી. પૂર્વજો જે માર્ગે ગયા છે તે જ માર્ગે હું જવા ઇચ્છું છું.

तदेतत्तु मया कार्यं क्रियते भुवि नान्यथा। पितुर्हि वचनं कुर्वन्न कश्चिन्नाम हीयते ॥३४॥
માટે આ પિતાની આજ્ઞાનું પાલન તો હું કરિશ જ, પિતાનું વચન માનનારો કોયી પણ દુ:ખી થયો નથી. (૩૪)

तामेवमुक्त्वा जननीं लक्ष्मणं पुनरब्रवीत्। वाक्यं वाक्यविदां श्रेष्ठः श्रेष्ठः सर्वधनुष्मताम् ॥३५॥
શ્રીકૌસલ્યાજીને આમ કહીને જ્ઞાનિયોમાં અને ધનુર્ધારિયોમાં શ્રેષ્ઠ રામ બોલ્યા. (૩૫)

**तव लक्ष्मण जानामि मयि स्नेहमनुत्तमम् । विक्रमं चैव सत्त्वं च तेजश्च सुदुरासदम् ॥३६॥**
હે લક્ષ્મણ, મારા પ્રત્યે તમારા હૃદયમાં જે પ્રેમ છે તે હું જાણું છું. તમારાં પરાક્રમ, બળ અને બીજો કોયી પામે શકે નહિ આવા તેજને પણ હું જાણું છું. (૩૬)

**मम मातुर्महद् दुःखमतुलं शुभलक्षण । अभिप्रायं न विज्ञाय सत्यस्य च शमस्य च ॥३७॥**
હે શુભલક્ષણ, મારી માને ભારે દુઃખ છે પણ તે તો, સત્ય અને રાજાનો અભિપ્રાય ન જાણવાને લીધે છે. (૩૭)

**धर्मो हि परमो लोके धर्मे सत्यं प्रतिष्ठितम् । धर्मसंश्रितमप्येतत्पितुर्वचनमुत्तमम् ॥३८॥**
સંસારમાં ધર્મ બહુ ઉત્તમ વસ્તુ છે. અને ધર્મમાં જ સત્ય રહેલું છે. માટે પિતાની આ આજ્ઞા ઉત્તમ છે અને ધર્માશ્રિત જ છે. (૩૮)

**संश्रुत्य च पितुर्वाक्यं मातुर्वा ब्राह्मणस्य वा । न कर्तव्यं वृथा वीर धर्ममाश्रित्य तिष्ठता ॥३९॥**
પિતાનું, માતાનું, અને બ્રાહ્મણની આજ્ઞાને સ્વીકાર કરવાની પ્રતિજ્ઞા કરીને કોયી ધર્માત્માયે તેને વ્યર્થ કરવી જોયિયે નહિ. (૩૯)

**शक्ष्यामि न पुनः सोहं नियोगमतिवर्तितुम् । पितुर्हि वचनाद्वीर कैकेय्याहं प्रचोदितः ॥४०॥**
હે વીર, પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન હું કરી શકીશ નહિ. અહીં તો પિતાની પણ આ માટે આજ્ઞા છે અને માતા કૈકેયીની પ્રેરણા છે. (૪૦)

**तदेतां विसृजानार्यां क्षत्त्रधर्माश्रितां मतिम् । धर्ममाश्रय मा तैक्ष्ण्यं मद्बुद्धिरनुगम्यताम् ॥४१॥**
તેથી આ ક્ષત્રિયધર્મની અનાર્ય બુદ્ધિનો ત્યાગ કરી ક્રૂરતાનો આશ્રય લીધા વિના મારા વિચારના અનુગામી બનો. (૪૧)

**तमेवमुक्त्वा सौहार्दाद्भ्रातरं लक्ष्मणाग्रजः । उवाच भूयः कौसल्यां प्राञ्जलिः शिरसा नतः ॥४२॥**
પ્રેમથી ભાયી લક્ષ્મણને આ રીતે કહીને પુનઃ હાથ જોડીને માથું નમાવીને કૌસલ્યાજીને રામજી કહેવા લાગ્યા. (૪૨)

**अनुमन्यस्व मां देवी गमिष्यन्तमितो वनम् । शापितासि मम प्राणैः कुरु स्वस्त्ययनानि मे ॥**
હે દેવિ, હું વનમાં જાવું છું. તમે મને અનુમતિ આપો. હું તમને પ્રાણોના સમ આપું છું. હવે તમે સ્વસ્તિવાચન કરો. (૪૩)

**तीर्णप्रतिज्ञश्च वनात्पुनरेष्याम्यहं पुरीम् । ययातिरिव राजर्षिः पुरा हित्वा पुनर्दिवम् ॥४४॥**
પ્રતિજ્ઞાપાલન કરીને હું પુનઃ વનમાંથી આ અયોધ્યામાં આવિશ, જેમ યયાતિ રાજર્ષિયે સ્વર્ગનો ત્યાગ કરીને પુનઃ ભૂમિ ઉપર આવ્યા હતા. (૪૪)

**शोकः संधार्यतां मातर्हृदये साधु मा शुचः । वनवासादिहैष्यामि पुनः कृत्वा पितुर्वचः ॥४५॥**
આ શોકને હૃદયથી દૂર કરો. શોક કરો નહિ. વનવાસથી પિતાની આજ્ઞાનું પાલન કરીને પુનઃ હું અહિં આવીશ. (૪૫)

**त्वया मया च वैदेह्या लक्ष्मणेन सुमित्रया । पितुर्नियोगे स्थातव्यमेष धर्मः सनातनः ॥४६॥**
બા, તમારે, મારે, વૈદેહીયે, લક્ષ્મણે, સુમિત્રાયે પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવું જ જોયિયે. આ જ સનાતન ધર્મ છે. (૪૬)

  

अम्ब संभृत्य सम्भारान्दुःखं हृदि निगृह्य च । वनवासकृता बुद्धिर्मम धर्म्यानुवर्त्यताम् ॥४७॥

બા, આ રાજગાદીની વસ્તુવો ભૂલીને દુઃખને હૃદયમાં રોકીને વનવાસ માટે મેં જે વિચાર કર્યો છે તેને અનુમતિ આપો. (૪૭)

एतद्वचस्तस्य निशम्य माता सुधर्म्यमव्यग्रमविक्लवं च ।
मृतेव संज्ञां प्रतिलभ्य देवी समीक्ष्य रामं पुनरित्युवाच ॥४८॥

કૌસલ્યાયે રામનું આ ધર્મયુક્ત અને શાંત વચન સાંભળીને, મરેલાની જેમ પુનઃ ચેતના પ્રાપ્ત કરીને, રામને જોયીને કહેવા લાગ્યા. (૪૮)

यथैव ते पुत्र पिता तथाहं गुरुः स्वधर्मेण सुहृत्तया च ।
न त्वानुजानामि न मां विहाय सुदुःखितामर्हसि पुत्र गन्तुम् ॥४९॥

પુત્ર, જેમ પિતા ગુરુ હોય છે તેમ માતા પણ ગુરુ હોય છે તેથી મને મૂકીને જવા માટે હું તને આજ્ઞા આપતી નથી તેથી મને મૂકીને તું જયી શકીશ નહિ. (૪૯)

स मातरं चैव विसंज्ञकल्पामार्तं च सौमित्रिमभिप्रतप्तम् ।
धर्मे स्थितो धर्म्यमुवाच वाक्यं यथा स एवार्हति तत्र वक्तुम् ॥५०॥

કૌસલ્યાજીને બેભાન જેવાં અને લક્ષ્મણને પણ ભારે દુઃખિત જોયીને ધર્માત્મા રામ તે સમયાનુકૂળ વચન બોલવા લાગ્યા. (૫૦)

अहं हि ते लक्ष्मण नित्यमेव जानामि भक्तिं च पराक्रमं च ।
मम त्वभिप्रायमसंनिरीक्ष्य मात्रा सहाभ्यर्दसि मा सुदुःखम् ॥५१॥

હે લક્ષ્મણ, હું તારા ભકિત અને પરાક્રમને જાણું છું. પણ મારા અભિપ્રાયને જાણ્યા વિના માતાની સાથે તમે મને પાડી રહ્યા છો. (૫૧)

धर्मार्थकामाः खलु जीवलोके समीक्षिता धर्मफलोदयेषु ।
ये तत्र सर्वे स्युरसंशयं मे भार्येव वश्याभिमता सपुत्रा ॥५२॥

સંસારમાં ધર્મ પ્રાપ્તિ માટે ધર્મ, અર્થ, કામ ઉપાય કોટિમાં મનાયેલા છે. તે બધાય ધર્મોનાં રક્ષણમાં રહેલા છે. આમાં સંદેહ નથી. જેમ વશમાં રહેનારી પત્ની અભિયિ પૂજાય ધર્મનુ સાધન એ માટે. તે અભિનય હોય કોયી કામ સાધન બને છે, અને તે જ આપણા પરલોક સાધન બને છે. તેમ ધર્મ સર્વનું સાધન છે. (૫૨)

यस्मिंस्तु सर्वे स्युरसन्निविष्टा धर्मो यतः स्यात्तदुपक्रमेत ।
द्वेष्यो भवत्यर्थपरो हि लोके कामात्मता खल्वपि न प्रशस्ता ॥५३॥

તે કોયીમાં અર્થ કામાદિ ભલે ન હોય પણ કેવળ ધર્મ હોય તો તે જ કરવું જોયિયે. જે માણસ કેવળ અર્થપરાયણ હોય છે, તે સાનો દ્વેષપાત્ર બને છે. માટે જ કામાત્મતા એટલે ધર્મનિ શદૃ કામના કામાત્મા સારી વસ્તુ નથી. (૫૩)

गुरुश्च राजा च पिता च वृद्धः क्रोधात्प्रहर्षादथवापि कामात् ।
यद्व्यादिशेत्कार्यमवेक्ष्य धर्मं कस्तं न कुर्यादनृशंसवृत्तिः ॥५४॥

ગુરુ, રાજા, પિતા અને વૃદ્ધજન ક્રોધથી અથવા આનંદથી અથવા સ્વાર્થવશ થયીને જે આજ્ઞા કરે તેનું કોણ ધર્મવૃત્તિવાળો મનુષ્ય ધર્મનો વિચાર કરીને, પાલન ન કરે (૫૪)

न तेन शक्नोमि पितुः प्रतिज्ञामिमां न कर्तुं सफलां यथावत् ।
स ह्यावयोस्तात गुरुर्नियोगे देव्याश्च भर्ता स गतिश्च धर्मः ॥५५॥

તેથી પિતાની આ આજ્ઞાને હું ન માનું તે બની શકે જ નહિ, હે ભાયી તેવો આપણા વડીલ છે. માટે તેવો આજ્ઞા કરવા માટે સ્વતંત્ર છે. અને બાશ્રીના તો તેવો ભર્તા પણ છે, ગતી અને ધર્મ પણ છે; (૫૫)

तस्मिन्पुनर्जीवति धर्मराजे विशेषतः स्वे पथि वर्तमाने ।
देवी मया सार्धमितोऽभिगच्छेत्कथंस्विदन्या विधवेव नारी ॥५६॥

આવા ધર્મરાજ આપણા પિતાજી જીવતાં હોય, અને જ્યારે તેવો પોતાના માર્ગમાં ચાલી રહ્યા હોય ત્યારે માતા વિધવાની જેમ મારી સાથે ચાલે એ શોભે જ નહિ. (૫૬)

सा मानुमन्यस्व वनं व्रजन्तं कुरुष्व नः स्वस्त्ययनानि देवि ।
तथा समाप्ते पुनरात्रजेयं यथा हि सत्येन पुनर्ययातिः ॥५७॥

તેથી હે માતા મને વનગમનની તમે પણ અનુમતિ આપો. તેમજ આશીર્વાદ આપો. જેથી વનવાસ કાળ સમાપ્ત થયે પુનઃ અહીં આવું. (૫૭)

यशो ह्यहं केवलराज्यकारणान्न पृष्ठतः कर्तुमलं महोदयम् ।
अदीर्घकाले न तु देवि जीविते वृणेऽवरामद्य महीमधर्मतः ॥५८॥

કેવળ રાજ્યને માટે હું અભ્યુદયવાળું યશ મૂકી દયી શકું નહિ. ક્ષણભંગુર જીવનમાં રાજ્યનું હું વરણ કરી શકું નહિ. (૫૮)

प्रसादयन्नरवृषभः स मातरं पराक्रमाज्जिगमिषुरेव दण्डकान् ।
अथानुजं भृशमनुशास्य दर्शनं चकार तां हृदि जननीं प्रदक्षिणम् ॥५९॥

इति श्रीवाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनविंशः सर्गः ॥१९॥

આ રીતે પુરુષોત્તમ રામે માતાને સંતોષ પમાડતા દંડકારણ્યમાં જવાની જ શ્રદ્ધા બતાવીને તેમ નાના ભાયી લક્ષ્મણને પણ શિખામણ આપીને મનમાં માતા કૌસલ્યાની પ્રદક્ષિણા કરી (૫૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ विंशः सर्गः

———*———

अथ तं व्यथया दीनं सविशेषममर्षितम् । सरोषमिव नागेन्द्रं रोषविस्फारितेक्षणम् ॥१॥

માનસિક પીડાથી વ્યાકુળ અને ક્રોધે ભરાયેલા તેમજ ક્રોધથી ભયંકર આંખોવાળા નાગેંદ્રની જેમ....

आसाद्य रामः सौमित्रिं सुहृदं भ्रातरं प्रियम् । उवाचेदं स धैर्येण धारयन्सत्त्वमात्मवान् ॥२॥

સુહૃદ્ કહો, કે પ્રિય ભાયી કહો તેવા લક્ષ્મણની પાસે જયી ધૈર્ય ધારણ કરીને રામ બોલ્યા.

निगृह्य रोषं शोकं च धैर्यमाक्रम्य केवलम् । अवमानं निरस्यैनं गृहीत्वा हर्षमुत्तमम् ॥३॥

ક્રોધ અને શોકને રોકીને, કેવળ ધૈર્ય ધારણ કરીને આ તિરસ્કારભાવને ગણકાર્યા વિના પ્રસન્ન થયીને....(૩)

उपक्लृप्तं यदैतन्मे अभिषेकार्थमुत्तमम् । सर्वं निवर्तय क्षिप्रं कुरु कार्यं निरव्ययम् ॥४॥
મારા અભિષેક માટે આ જે ઉત્તમ સામગ્રી ભેગી કરવામાં આવી છે, તેને હઠાવી દો અને વલ્કલ-ધારણાદિ કાર્ય કરો. (૪)

सौमित्रे योभिषेकार्थे मम सम्भारसंभ्रमः । अभिषेकनिवृत्त्यर्थे सोस्तु सम्भारसंभ्रमः ॥५॥
હે લક્ષ્મણ, મારા રાજ્યાભિષેક માટે જે આ બધી સામગ્રી ભેગી કરવામાં આવી હતી તે હવે મારા અભિષેકની નિવૃત્તિ માટે થાવ. (૫)

यस्या मदभिषेकार्थे मानसं परितप्यति । माता नः सा यथा न स्यात्सविशङ्का तथा कुरु ॥६॥
આ મારા અભિષેકનિવૃત્તિથી જે મારી બા કૈકેયીનું મન દુઃખિત થયી રહ્યું છે તેમને વધારે શંકા કે દુઃખ ન થાય તેમ કરો. (૬)

तस्याः शङ्कामयं दुःखं मुहूर्तमपि नोत्सहे । मनसि प्रतिसञ्जातं सौमित्रेहमुपेक्षितुम् ॥७॥
હે લક્ષ્મણ, બાના હૃદયમાં જે શંકામય દુઃખ છે તેની હું એક ક્ષણ પણ ઉપેક્ષા કરી શકતો નથી.

न बुद्धिपूर्वं नाबुद्धं स्मरामीह कदाचन । मातृणां वा पितुर्वाहं कृतमल्पं च विप्रियम् ॥८॥
હે ભાયી, જ્ઞાનથી કે અજ્ઞાનથી મેં માતાવોનું કે પિતાશ્રીનું કાર્યી અપ્રિય કર્યું હોય તેનું મને સ્મરણ નથી. (૮)

सत्यः सत्याभिसन्धश्च नित्यं सत्यपराक्रमः । परलोकभयाद्भीतो निर्भयोस्तु पिता मम ॥९॥
સત્યપ્રતિજ્ઞાવાળા અને સત્યપરાક્રમવાળા પિતાજી પરલોકથી બી ગયા છે, તેવો નિર્ભય બનો, તેમ આપણે કરવું છે. (૯)

तस्यापि हि भवेदस्मिन्कर्मण्यप्रतिसंहृते । सत्यं नेति मनस्तापस्तस्य तापस्तपेच्च माम् ॥१०॥
આ મારા અભિષેકની સામગ્રીને જો આપણે સમાપ્ત નહિ કરી દયિયે તો "સત્યની રક્ષા મારાથી થયી નથી" એમ તેમના મનમાં તાપ રહેશે અને એ તાપ મને પણ બાળશે. (૧૦)

अभिषेकविधानं तु तस्मात्संहृत्य लक्ष्मण । अन्वगेवाहमिच्छामि वनं गन्तुमितः पुरः ॥११॥
તેથી હે ભાયી, આ અભિષેક-સામગ્રીને હઠાવીને તરત જ હું વનમાં જવા ઇચ્છું છું. (૧૧)

मम प्रव्रजनादद्य कृतकृत्या नृपात्मजा । सुतं भरतमव्यग्रमभिषेचयतां ततः ॥१२॥
આજે હું જો વનમાં જાવું તો કૈકેયી કૃતાર્થ થશે અને શાંતિથી તે ભરતનો રાજ્યાભિષેક કરાવશે. (૧૨)

मयि चीराजिनधरे जटामण्डलधारिणि । गतेरण्यं च कैकेय्या भविष्यति मनःसुखम् ॥१३॥
હું જ્યારે ચીર અને જટામંડળ ધારણ કરીને વનમાં જયિશ ત્યારે જ કૈકેયીના મનને સુખ અને શાંતિ મળશે. (૧૩)

बुद्धिः प्रणीता येनेयं मनश्चानुसमाहितम् । तं नु नार्हति संक्लेष्टुं प्रव्रजिष्यामि मा चिरम् ॥
જેણે આ વિચાર આપ્યો છે, અને મનને વ્યાકુળ કરી નાખ્યું છે તેને હું દુઃખી કરવા ઇચ્છતો નથી, તેથી શીઘ્ર જ વનમાં જયીશ. (૧૪)

कृतान्त एव सौमित्रे द्रष्टव्यो मत्प्रवासने । राज्यस्य च वितीर्णस्य पुनरेव निवर्तने ॥१५॥
હે લક્ષ્મણ, મને રાજ્ય આપીને લયી લેવાનું અને મને વનવાસ આપવાનું કામ ભાગ્યનું જ સમજવું જોયિયે. (૧૫)

**कैकेय्याः प्रतिपत्तिर्हि कथं स्यान्मम वेदने । यदि तस्या न भावोयं कृतान्तविहितो भवेत् ॥**

જો આ કાર્યમાં ભાગ્યનો હાથ ન હોય તો મને દુઃખી કરવામાં કૈકેયીની ઇચ્છા હોયી શકે નહિ. (૧૬)

**जानासि हि यथा सौम्य न मातृषु ममान्तरम् । भूतपूर्वं विशेषो वा तस्या मयि सुतेपि वा ॥**

હે ભાયી, તમે જાણો છો કે હું સ્વયં માતાવોમાં કોયી પણ ભેદ રાખતો નથી તેમજ કૈકેયીને પણ મારામાં અને ભરતમાં કોયી વિશિષ્ટ ભેદભાવ ન જ હતો. (૧૭)

**सोऽभिषेकनिवृत्त्यर्थैः प्रवासार्थैश्च दुर्वचैः । उग्रैर्वाक्यैरहं तस्या नान्यद् दैवात्समर्थये ॥१८॥**

તેથી મારા અભિષેકને બંધ કરાવવામાં, કઠોર શબ્દોથી મને વનવાસ આપવામાં કે અપાવવામાં દૈવથી બીજું કોયી પણ કારણ હોયી શકે નહિ. (૧૮)

**कथं प्रकृतिसंपन्ना राजपुत्री तथागुणा । ब्रूयात्सा प्राकृतेव स्त्री मत्पीडचं भर्तृसन्निधौ ॥१९॥**

જો માતા કૈકેયી સ્વાભાવિક સ્થિતિમાં હોય તો તેવો રાજાની પાસે આવું વચન ન બોલત, જેથી કે મને દુઃખ થાય. (૧૯)

**यदचिन्त्यं तु तद्दैवं भूतेष्वपि न हन्यते । व्यक्तं मयि च तस्यां च पतितो हि विपर्ययः ॥२०॥**

જે અચિન્તિત ઘટના બને છે તે દૈવથી જ બને છે. કોયી પણ પ્રાણીમાં તે રોકી શકાય તેમ નથી. સ્પષ્ટ જ મારામાં અને તેમનામાં જે આ વિપરીત ભાવ આવ્યો છે તે દૈવનું જ ફળ છે.

**कश्च दैवेन सौमित्रे योद्धुमुत्सहते पुमान् । यस्य नु ग्रहणं किंचित्कर्मणोऽन्यन्न दृश्यते ॥२१॥**

હે લક્ષ્મણ, દૈવની સાથે કોણ યુદ્ધ કરે. દૈવનું જ્ઞાન તો ફળથી જ અનુમેય હોય છે. (૨૧)

**सुखदुःखे भयक्रोधौ लाभालाभौ भवाभवौ । यस्य किंचित्तथाभूतं ननु दैवस्य कर्म तत् ॥२२॥**

સુખ અને દુઃખ, ભય અને ક્રોધ, લાભ અને હાનિ બન્ધ અને મોક્ષ અને બીજું પણ જે કંયી અકસ્માત્ બને છે તે બધું દૈવનું જ કર્મ છે. (૨૨)

**ऋषयोऽप्युग्रतपसो दैवेनाभिप्रचोदिताः । उत्सृज्य नियमांस्तीव्रान्भ्रश्यन्ते काममन्युभिः ॥२३॥**

કઠિન તપસ્યા કરનારા ઋષિયો પણ દૈવેચ્છાથી જ પોતાના તીવ્ર નિયમોનો ત્યાગ કરીને કામ-વશ થયી ભ્રષ્ટ થાય છે. (૨૩)

**असंकल्पितमेवेह यदकस्मात्प्रवर्तते । निवर्त्यारब्धमारम्भैर्ननु दैवस्य कर्म तत् ॥२४॥**

જેનો મનથી પણ સંકલ્પ ન થયો હોય તે કાર્ય બને છે, અને જેનો પ્રારંભ થયેલો હોય છે તેની નિવૃત્તિ થયી જાય છે. આ બધું દૈવનું જ કાર્ય છે. (૨૪)

**एतया तत्त्वया बुद्धया संस्तभ्यात्मानमात्मना । व्याहतेऽप्यभिषेके मे परितापो न विद्यते ॥२५**

આ તાત્વિક બુદ્ધિથી વિચાર કરીને, મનને જ્ઞાનથી શાંત રાખીને આ આભિષેકમાં વિઘ્ન આવી ગયેલ તેને લીધે પરિતાપ હોવો જોયિયે નહિ. (૨૫)

**तस्मादपरितापः संस्त्वमप्यनुविधाय माम् । प्रतिसंहारय क्षिप्रमाभिषेचनिकीं क्रियाम् ॥२६॥**

તેથી દુખી થયા વિના જ મારી પેઠે તમે પણ આ અભિષેકના સમારંભને સમાપ્ત કરો.

**एभिरेव घटैः सर्वैरभिषेचनसम्भृतैः । मम लक्ष्मण तापस्ये व्रतस्नानं भविष्यति ॥२७॥**

હે લક્ષ્મણ આ જે ઘટોમાં તીર્થજળો છે તે જળથી હવે હું તપોવન જતાં સ્નાન કરીશ.

**अथवा किं ममैतेन राज्यद्रव्यमयेन तु । उद्धृतं मे स्वयं तोयं व्रतादेशं करिष्यति ॥२८॥**

અથવા આ રાજદ્રવ્યમય જળનું મારે શું કામ છે. મારા હાથથી હું સ્વયં જળ લાવીને વ્રતસ્નાન કરિશ. (૨૮)

**मा च लक्ष्मण सन्तापं कार्षीर्लक्ष्म्या विपर्यये । राज्यं वा वनवासो वा वनवासो महोदयः ॥२९॥**

હે લક્ષ્મણ, રાજલક્ષ્મીનો વિપર્યય થયો છે તેને લીધે તમારે ખેદ કરવો જોઇયે નહિ. રાજ્ય અને વનવાસ સરખાં જ છે અથવા વનવાસ જ ઉત્તમ છે. (૨૯)

**न लक्ष्मणास्मिन्मम राज्यविघ्ने माता यवीयस्यभिशङ्कितव्या ।**
**दैवाभिपन्ना न पिता कथंचिज्जानासि दैवं हि तथाप्रभावम् ॥३०॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे विंशः सर्गः ॥२०॥

હે લક્ષ્મણ, આ રાજ્યવિપર્યયમાં એટલે રાજ્યાભિષેકમાં જે વિઘ્ન થયું છે તેના માટે માતા કૈકેયી ઉપર શંકા કરવી જોઇયે નહિ, કેમ કે માતા દૈવપરતંત્ર બની છે, પિતા પણ કશું કરી શકતા નથી. દૈવનો આવો જ પ્રભાવ હોય છે. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના વિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદ્દાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकविंशः सर्गः

**इति ब्रुवति रामे तु लक्ष्मणोऽवाक्शिरा इव । ध्यात्वा मध्यं जगामाशु सहसा दैन्यहर्षयोः ॥१॥**

શ્રીરામ આમ કહી રહ્યા હતા ત્યારે લક્ષ્મણ માથું નમાવી ઊભા રહ્યા હતા અને વિચાર કરીને દીનતા અને હર્ષ બન્નેનો અનુભવ કરવા લાગ્યા. (૧)

**तथा तु बद्ध्वा भ्रुकुटीं भ्रुवोर्मध्ये नरर्षभः । निशश्वास महासर्पो बिलस्थ इव रोषितः ॥२॥**

ક્રોધનાં બધાં લક્ષણોથી યુક્ત લક્ષ્મણ બિલમાં રહેલા અને ક્રોધે ભરાયેલા સર્પની પેઠે નિસાસો લેવા લાગ્યા. (૨)

**तस्य दुष्प्रतिवीक्ष्यं तद्भ्रुकुटीसहितं तदा । बभौ क्रुद्धस्य सिंहस्य मुखस्य सदृशं मुखम् ॥३॥**

તે સમય ભ્રૌં ચડેલ, દુઃખે જોયી શકાય તેવું, સિંહના મુખની જેમ લક્ષ્મણનું મુખ થયી ગયું હતું. (૩)

**अग्रहस्तं विधुन्वंस्तु हस्ती हस्तमिवात्मनः । तिर्यगूर्ध्वं शरीरे च पातयित्वा शिरोधराम् ॥४॥**

ક્રોધીની જે સ્થિતિ હોય છે, તે સ્થિતિમાં આવી, હાથનો આગલો ભાગ ધ્રુજાવી, શરીર ઉપર એટલે ખભ્ભા ઉપર કંઠને મૂકી....(૪)

**अग्राक्ष्णा वीक्षमाणस्तु तिर्यग्भ्रातरमब्रवीत् । अस्थाने संभ्रमो यस्य जातो वै सुमहानयम् ॥५॥**

આંખોની પલક માર્યા વિના જ અસમયમાં મોહ થયો હતો આવા રામને જોતાં લક્ષ્મણે કહ્યું.

धर्मदोषप्रसंगेन लोकस्यानतिशङ्कया । कथं ह्येतदसम्भ्रान्तस्त्वद्विधो वक्तुमर्हति ॥६॥
પિતાના વચનનું પાલન નહિ થાય તો ધર્મદોષ લાગશે આ કારણે અને લોકો મને શું કહેશે, થોડી આ શંકાને લીધે તમારા જેવા અસંભ્રાંત માણસ આમ કેમ કહી શકે ? (૬)

यथा ह्येवमशौण्डीरं शौण्डीरः क्षत्त्रियर्षभः । किं नाम कृपणं दैवमशक्तमभिशंससि ॥७॥
તમારા જેવા વીર ક્ષત્રિય સર્વથા ત્યાજય આવા ભાગ્યનો આશ્રય લઈને આમ બોલી શકે નહિ. (૭)

पापयोस्ते कथं नाम तयोः शंका न विद्यते । सन्ति धर्मोपधासक्ता धर्मात्मन्किं न बुध्यसे ॥
મહારાજ દશરથ અને માતા કૈકેયી બન્નેના વિષે તમને શંકા કેમ થતી નથી ? કેટલાક ધર્મના નામે ઢોંગ કરે છે, શું તમે નથી જાણતા ? (૮)

लोकविद्विष्टमारब्धं त्वदन्यस्याभिषेचनम् । नोत्सहे सहितुं वीर तत्र मां क्षन्तुमर्हसि ॥९॥
તમને મૂકીને બીજાના અભિષેક તો લોકોને પણ ઇષ્ટ નથી, માટે બીજાના અભિષેકને હું સહન કરી શકું નહિ. આપ મને ક્ષમા કરશો. (૯)

येनैवमागता द्वैधं तव बुद्धिर्महामते । सोपि धर्मो मम द्वेष्यो यत्प्रसङ्गाद्विमुह्यसि ॥१०॥
જેને લીધે અર્થાત્ જે ધર્મના વિચારને લીધે તમારી બુદ્ધિમાં અત્યારે દ્વૈધભાવ ઉત્પન્ન થયો છે, જેને લીધે તમે મુંઝાવો છો, તે ધર્મ પણ મારો દ્વેષ્ય છે. (૧૦)

कथं त्वं कर्मणा शक्तः कैकेयीवशवर्तिनः । करिष्यसि पितुर्वाक्यमधर्मिष्ठं विगर्हितम् ॥११॥
આપ તો સમર્થ છો. શકિતમાન્ છો. મહારાજ તો કૈકેયીના વશમાં છે માટે તેમને ધર્માધર્મનો વિચાર રહ્યો નથી. તે પાપિષ્ઠ પિતૃવચનને શામાટે સ્વીકારશો ?.... (૧૧)

यदयं किल्बिषाद्भेदः कृतोप्येवं न गृह्यते । जायते तत्र मे दुःखं धर्मासङ्गश्च गर्हितः ॥१२॥
આજે અભિષેકભંગ થયો છે તે તો બનાવટી વરદાનને લીધે થયો છે, એમ તમે નથી માનતા ? મને દુઃખ થાય છે. આવી ધર્માસક્તિને હું નિંદું છું. (૧૨)

मनसापि कथं कामं कुर्यात्त्वां कामवृत्तयोः । तयोस्त्वहितयोर्नित्यं शत्र्वोः पित्रभिधानयोः ॥१३॥
મહારાજ અને કૈકેયી બન્ને ધર્મની અપેક્ષા કર્યા વિના જ સ્વચ્છંદચારી છે. તેવો આપના અહિતૈષી છે, માતા-પિતાના નામથી તેવો શત્રુ જ છે. ત્યારે મનથી પણ તેમની ઇચ્છાની પૂર્તિ કરવી જોયિયે નહિ. (૧૩)

यद्यपि प्रतिपत्तिस्ते दैवी चापि तयोर्मतम् । तथाप्युपेक्षणीयं ते न मे तदपि रोचते ॥१४॥
યદ્યપિ તમે માનો છો કે મને વનવાસ આપવાનો તેવોનો વિચાર દૈવ-પ્રેરિત છે, તો પણ તેની ઉપેક્ષા કરવી જોયિયે નહિ આ દૈવની વાત મને તો ગમતી જ નથી. (૧૪)

विक्लवो वीर्यहीनो यः स दैवमनुवर्तते । वीरास्संभावितात्मानो न दैवं पर्युपासते ॥१५॥
જે નપુંસક કે શક્તિહીન હોય છે તે જ સદા ભાગ્ય અને દૈવની વાત કર્યા કરે છે. પણ જેવો વીર છે અને આત્મજ્ઞાની છે, તેવો દૈવ એટલે ભાગ્યને માનતા જ નથી. (૧૫)

दैवं पुरुषकारेण यः समर्थः प्रबाधितुम् । न दैवेन विपन्नार्थः पुरुषः सोऽवसीदति ॥१६॥
જે પુરુષાર્થથી દૈવને રોકી શકે છે, તે પુરુષ દૈવને લીધે સ્વાર્થભ્રષ્ટ થયીને દુઃખિત થતો નથી.

द्रक्ष्यन्ति त्वद्य दैवस्य पौरुषं पुरुषस्य च । दैवमानुषयोरद्य व्यक्ता व्यक्तिर्भविष्यति ॥१७॥

આજે લોકો ભાગ્ય અને પુરુષના પુરુષાર્થને જોશે. આજે દૈવ અને પુરુષાર્થના બલાબલની પરીક્ષા થશે. (૧૭)

अद्य मे पौरुषहतं दैवं द्रक्ष्यन्ति वै जनाः । यैर्दैवादाहतं तेद्य दृष्टं राज्याभिषेचनम् ॥१८॥

જે લોકોયે આવેલું રાજ્યને ભાગ્યથી ગયેલું જોયું છે, તેવો જ આજે જોશે કે મેં મારા પુરુષાર્થથી દૈવને મારી નાખ્યું છે. (૧૮)

अत्यङ्कुशमिवोद्दामं गजं मदजलोद्धतम् । प्रधावितमहं दैवं पौरुषेण निवर्तये ॥१९॥

મદોન્મત્ત અને અંકુશને પણ નહિ ગણનાર દોડતા હાથીની પેઠે આ ભાગ્યને હું આજે પુરુષાર્થથી નિવૃત્ત કરું છું. (૧૯)

लोकपालाः समस्तास्ते नाद्य रामाभिषेचनम् । न च कृत्स्नास्त्रयो लोका विहन्युः किं पुनः पिता ॥

બધા લોકપાળો અને સંપૂર્ણ ત્રણે લોકો ભેગા થયીને પણ રામાભિષેકને રોકી શકતા નથી તો દશરથની કયી વાત ! (૨૦)

यैर्विवासस्तवारण्ये मिथो राजन्समर्थितः । अरण्ये ते विवत्स्यन्ति चतुर्दश समास्तथा ॥२१॥

જે લોકોયે તમારા વનવાસની સ્વીકૃતિ આપી છે તેવો જ આજ ૧૪ વર્ષ સુધી વનમાં નિવાસ કરશે. (૨૧)

असिना तीक्ष्णधारेण विद्युच्चलितवर्चसा । प्रगृहीतेन वै शत्रुं वज्रिणं वा न कल्पये ॥२२॥

વીજળીની જેમ ચળકાટ મારતી તીક્ષ્ણધારવાળી આ તલવાર જો મારા હાથમાં હોય તો હું વજ્રધારી ઇન્દ્રને પણ ગણકારું નહિં. (૨૨)

अहं तदाशां धक्ष्यामि पितुस्तस्याश्च या तव । अभिषेकविघातेन पुत्रराज्याय वर्तते ॥२३॥

તમારા અભિષેક રોકીને ભરતના અભિષેક માટે જેમની ઇચ્છા છે તેવા રાજા-રાણીની આશાને હું બાળી નાખીશ. (૨૩)

मद्बलेन विरुद्धाय न स्याद्दैवबलं तथा । प्रभविष्यति दुःखाय यथोग्रं पौरुषं मम ॥२४॥

દૈવબલ કદી પણ મારા બળથી વિરુદ્ધ નહિ જશે. મારો ઉગ્ર પુરુષાર્થ તેવોનાં દુઃખ માટે જ થશે. (૨૪)

ऊर्ध्वं वर्षसहस्रान्ते प्रजापाल्यमनन्तरम् । आर्यपुत्राः करिष्यन्ति वनवासं गते त्वयि ॥२५॥

આપ વર્ષો સુધી અહીં રાજ્ય કરી લેશો ત્યાર પછી આપના પુત્રો અહીં રાજ્ય કરશે અને ત્યારે આપ નિયમાનુસાર વાનપ્રસ્થાશ્રમમાં હશો. (૨૫)

पूर्वं राजर्षिवृत्त्या हि वनवासोभिधीयते । प्रजा निक्षिप्य पुत्रेषु पुत्रवत्परिपालने ॥२६॥

પહેલાં તો રાજાવો જ્યારે યુવાવસ્થા વિતાવી વનમાં જવા માટે યોગ્ય બનતા ત્યારે વાનપ્રસ્થાશ્રમમાં જતા અને પ્રજાને પોતાના પુત્રોના હાથમાં (રક્ષા માટે) સોંપી જતા. (૨૬)

स चेद्राजन्यनेकाग्रे राज्यविभ्रमशङ्कया । नैवमिच्छसि धर्मात्मन्राज्यं राम त्वमात्मनि ॥२७॥

અત્યારે મહારાજા દશરથ બેભાન બન્યા છે, તેથી તમે રાજ્યની અવ્યવસ્થાનો વિચાર કરીને પણ જો રાજ્ય નહિ ઇચ્છતા હો તો.... (૨૭)

**प्रतिजाने च ते वीर मा भूवं वीरलोकभाक् । राज्यं च तव रक्षेयमहं वेलेव सागरम् ॥२८॥**

તો હે વીર, કાંઠો જેમ સમુદ્રની રક્ષા કરે છે, તેમ જો હું તમારી રક્ષા ન કરું તો હું પ્રતિજ્ઞા કરું છું કે આજથી હું પોતાને વીર નહિ કહેવડાવું (૨૮)

**मङ्गलैरभिषिञ्चस्व तत्र त्वं व्यापृतो भव । अहमेको महीपालानलं वारयितुं बलात् ॥२९॥**

તમે માંગલિક દ્રવ્યોથી અભિષેક કાર્યમાં લાગી જાવ. અને જે વિરોધી રાજાવો હશે તેમને હું એકલો જ રોકવામાં સમર્થ છું. (૨૯)

**न शोभार्थाविमौ बाहू न धनुर्भूषणाय मे । नासिराबन्धनार्थाय न शरास्तम्भहेतवः ॥३०॥**

આ મારા ભુજ શોભાને માટે નથી, તેમજ આ ધનુષ્ શણગાર માટે નથી. આ તલવાર કેવળ બાંધવા માટે નથી અને આ બાણો થાંભલા બનાવવા માટે નથી. (૩૦)

**अमित्रमथनार्थाय सर्वमेतच्चतुष्टयम् । न चाहं कामयेऽत्यर्थं यः स्याच्छत्रुर्मतो मम ॥३१॥**

આ ચારે વસ્તુવો શત્રુવોના મર્દન કરવા માટે જ છે. જેને હું મારો શત્રુ ગણતો હોવું તેને હું થોડો પણ પ્રેમ કરી શકું નહિ. (૩૧)

**खड्गनिष्पेषनिष्पिष्टैर्गहना दुश्चरा च मे । हस्त्यश्वरथिहस्तोरुशिरोभिर्भविता मही ॥३२॥**

મારી આ તલવારથી કપાયેલા હાથી, ઘોડા, અને રથિયોના કપાયેલા હાથ, જાંઘ અને મસ્તકથી આ પૃથિવી ભયકંર દુશ્ચર થયી જશે. (૩૨)

**खड्गधाराहता मेद्य दीप्यमाना इवाग्नयः । पतिष्यन्ति द्विषो भूमौ मेघा इव सविद्युतः ॥३३॥**

અગ્નિની જેમ ચળકાટ મારતી મારી તલવારની ધારથી હણાયેલા શત્રુવો વિજળી સાથે મેઘની જેમ પૃથિવી ઉપર પડશે. (૩૩)

**बद्धगोधाङ्गुलित्राणे प्रगृहीतशरासने । कथं पुरुषमानी स्यात्पुरुषाणां मयि स्थिते ॥३४॥**

જ્યારે હું ઢાલ અને ધનુષ્બાણ લયીને યુદ્ધમાં ઉતરીશ તો મારી આગળ કોણ પુરુષમાની ઊભો રહી શકશે. (૩૪)

**बहुभिश्चैकमत्यस्यन्नेकेन च बहूञ्जनान् । विनियोक्ष्याम्यहं बाणान्नृवाजिगजमर्मसु ॥३५॥**

ઘણા બાણોથી એકને અથવા એક બાણથી ઘણાને મારી પાડતો હું નર, બાજી, ગજને વીંધી નાખીશ. (૩૫)

**अद्य मेस्त्रप्रभावस्य प्रभावः प्रभविष्यति । राज्ञश्चाप्रभुतां कर्तुं प्रभुत्वं च तव प्रभो ॥३६॥**

આજે મારાં અસ્ત્રોનો પ્રભાવ લોકો જોશે. રાજાને તો હું અસમર્થ બનાવી દયીશ અને તમને સમર્થ બનાવીશ. (૩૬)

**अनुरूपाविमौ बाहू रामकर्म करिष्यतः । अभिषेचनविघ्नस्य कर्तॄणां ते निवारणे ॥३७॥**

આ મારા સમર્થ બાહુવો તમારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારા ને દૂર કરીને રામની એટલે તમારી સેવા કરશે. (૩૭)

**ब्रवीहि कोद्यैव मया वियुज्यतां तवासुहृत्प्राणयशःसुहृज्जनैः ।**
**यथा तवेयं वसुधा वशा भवेत्तथैव मां शाधि तवास्मि किङ्करः ॥३८॥**

હે ભાયી, તમે કહો, તમારો કોણ શત્રુ છે જેને પ્રાણ–યશ–મિત્રોથી હું પૃથક કરું ? જેથી આ રાજ્ય તમારા અધિકારમાં આવે. મને આજ્ઞા કરો, હું તમારો કિંકર છું. (૩૮)

विमृज्य बाष्पं परिसान्त्व्य चासकृत्स लक्ष्मणं राघववंशवर्धनः ।
उवाच पित्रोर्वचने व्यवस्थितं निबोध मामेष हि सौम्य सत्पथः ॥३९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकविंशः सर्गः ॥२१॥

લક્ષ્મણની વીરતાથી પ્રસન્ન થયી આંસુ પાડતા અને ફરીફરી લક્ષ્મણને સાંત્વના આપતા રામે કહ્યું કે હું તો પિતાની આજ્ઞાનું પાલન કરવામાટે કૃતનિશ્ચય બન્યો છું. હે સૌમ્ય ! આજ સારો માર્ગ છે. (૩૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वाविंशः सर्गः

तं समीक्ष्य व्यवसितं पितुर्निर्देशपालने । कौसल्या बाष्पसंरुद्धा वचो धर्मिष्ठमब्रवीत् ॥१॥

શ્રી કૌસલ્યાજીયે જ્યારે જોયું કે રામ પિતાની આજ્ઞાનું પાલન કરવામાં મક્કમ છે ત્યારે રડતાં રડતાં કહ્યું. (૧)

अदृष्टदुःखो धर्मात्मा सर्वभूतप्रियंवदः । मयि जातो दशरथात्कथमुञ्छेन वर्तयेत् ॥२॥

તેં કદી દુઃખ જોયું નથી. ધાર્મિક ભાવનાને લીધે સર્વ પ્રાણિયો ઉપર તેં પ્રેમ કર્યો છે. ત્યારે હે પુત્ર, વનમાં ઉંછવૃત્તિથી તું કેવા રીતે જીવિશ ? (૨)

यस्य भृत्याश्च दासाश्च मृष्टान्यन्नानि भुञ्जते । कथं स भोक्ष्यते रामो वने मूलफलान्ययम् ॥३

જેના દાસો પણ સુંદર પદાર્થોનો ઉપયોગ કરે છે તે જ રામ વનમાં ફળ અને કંદ ખાયીને કેવી રીતે જીવશે ? (૩)

क एतच्छ्रद्दधेच्छ्रुत्वा कस्य वा न भवेद्भयम् । गुणवान्दयितो राज्ञः काकुत्स्थो यद्विवास्यते ॥

આ ઘટનાને સાંભળીને કોણ વિશ્વાસ કરશે કે આ સાચી ઘટના છે ? ગુણવાન્, પ્રિય આવા રામને વનવાસ મળ્યો છે. તેથી કોને ભય નહિ થશે. (૪)

नूनं तु बलवाँल्लोके कृतान्तः सर्वमादिशन् । लोके रामाभिरामस्त्वं वनं यत्र गमिष्यसि ॥५॥

વસ્તુત: દૈવ બલવાન્ વસ્તુ છે એમજ માનવાનું રહેશે, જો સૌનો પ્રિય તું વનમાં જયિશ (૫)

अयं तु मामात्मभवस्तवादर्शनमारुतः । विलापदुःखसमिधो रुदिताश्रुहुताहुतिः ॥६॥

હે રામ, તારા અદર્શનરૂપ પવન, વિલાપ અને દુઃખરૂપ સમિધ્ અને આંસુરૂપ આહુતિ....(૬)

चिन्ताबाष्पमहाधूमस्तवागमनचिन्तजः । कर्शयित्वाधिकं पुत्र निश्वासायाससम्भवः ॥७॥

ચિંતાથી નીકળતા જે બાષ્પ-તે જ ધુમાડો, નિસાસાના શ્રમથી જન્ય અને તારા આગમનની ચિંતાથી ઉત્પન્ન થયેલ........(૭)

त्वया विहीनामिह मां शोकाग्निरतुलो महान् । प्रधक्ष्यति यथा कक्ष्यं चित्रभानुर्हिमात्यये ॥८॥

આવો મહાન્ અને અતુલ શોકાગ્નિ તારા વિના મને ઉનાળામાં જેમ સૂર્ય સૂકા તૃણને બાલે છે તેમ બાળી નાખશે. (૮)

यथा हि धेनुः स्वं वत्सं गच्छन्तमनुगच्छति । अहं त्वानुगमिष्यामि यत्र वत्स गमिष्यसि ॥९॥

જે રીતે ગાય પોતાના વાછરડાની પાછળ જાય છે, તેમ હું પણ તું જ્યાં જ્યાં જયિશ, તારી પાછળ પાછળ ચાલિશ. (૯)

तथा निगदितं मात्रा तद्वाक्यं पुरुषर्षभः । श्रुत्वा रामोऽब्रवीद्वाक्यं मातरं भृशदुःखिताम् ॥१०॥

માતાનું તે પ્રમાણે વચન સાંભળી, અત્યંત દુઃખિત માતાને રામજી કહેવા લાગ્યા. (૧૦)

कैकेय्या वञ्चितो राजा मयि चारण्यमाश्रिते । भवत्या च परित्यक्तो न नूनं वर्तयिष्यति ॥११॥

જુવો, કૈકેયીયે તો રાજાને છેતર્યા છે. હું અરણ્યમાં જયિશ. તમે પણ પિતાને છોડી દેશો તો અવશ્ય જ તેવો પ્રાણધારણ નહિ કરશે. (૧૧)

भर्तुः किल परित्यागो नृशंसः केवलं स्त्रियाः । स भवत्या न कर्तव्यो मनसापि विगर्हितः ॥१२॥

અને, પત્ની, પતિનો ત્યાગ કરે, આ તો ભારે ક્રૂરતા કહેવાય. તેથી આ નિંદિત કાર્ય તમારે મનથી પણ કરવું જોયિયે નહિ. (૧૨)

यावज्जीवति काकुत्स्थः पिता मे जगतीपतिः । शुश्रूषा क्रियतां तावत्स हि धर्मः सनातनः ॥१३॥

તેથી જ્યાં સુધી પિતાજી જીવિત છે ત્યાં સુધી તેમની સેવા કરો, આજ સનાતન ધર્મ છે.

एवमुक्ता तु रामेण कौसल्या शुभदर्शना । तथेत्युवाच सुप्रीता राममक्लिष्टकारिणम् ॥१४॥

રામની આવી વાત સાંભળીને કૌસલ્યાજી પ્રસન્ન થયીને બોલ્યા : સારું એમ જ કરીશ (૧૪)

एवमुक्तस्तु वचनं रामो धर्मभृतां वरः । भूयस्तामब्रवीद्वाक्यं मातरं भृशदुःखिताम् ॥१५॥

શ્રી કૌસલ્યાજીનું વચન સાંભળી અત્યંત દુઃખપીડિત માતાને રામજિયે પુનઃ કહ્યું કે....(૧૫)

मया चैव भवत्या च कर्तव्यं वचनं पितुः । राजा भर्ता गुरुः श्रेष्ठः सर्वेषामीश्वरः प्रभुः ॥१६॥

બા, મારે અને તમારે પણ પિતાની આજ્ઞાનું પાલન કરવું જ જોયિયે. કેમકે રાજા સૌનો પાલક હોય છે, શ્રેષ્ઠ હોય છે, ગુરુ હોય છે અને સ્વામી હોય છે. (૧૬)

इमानि तु महारण्ये विहृत्य नव पञ्च च । वर्षाणि परमप्रीत्या स्थास्यामि वचने तव ॥१७॥

આ ચૌદ વર્ષ વનમાં આનંદથી વિતાવી તમારી આજ્ઞાનું પાલન પ્રેમથી કરિશ. (૧૭)

एवमुक्ता प्रियं पुत्रं बाष्पपूर्णानना तदा । उवाच परमार्ता तु कौसल्या सुतवत्सला ॥१८॥

રામનું આ વચન સાંભળી રડતાં રડતાં દુઃખી થયીને પુત્રવત્સલા કૌસલ્યા ફરી બોલ્યા. (૧૮)

आसां राम सपत्नीनां वस्तुं मध्ये न मे क्षमम् । नय मामपि काकुत्स्थ वनं वन्यां मृगीमिव ॥१९॥

આ શોકયોની વચમાં મારાથી હવે રહેવાશે નહિ, તેથી હે પુત્ર, જંગલી મૃગોની પેઠે મને વનમાં લઇ ચાલો. (૧૯)

तां तथा रुदतीं रामोऽरुदन्वचनमब्रवीत् । जीवन्त्या हि स्त्रिया भर्ता दैवतं प्रभुरेव च ॥२०॥

રામ શાંત થયીને રડતાં માતાને કહેવા લાગ્યા કે કોયી પણ સ્ત્રી જ્યાં સુધી જીવતી હોય ત્યાં સુધી તેનો પતિ જ તેમનો દેવતા હોય છે, સ્વામી પણ તે જ હોય છે. (૨૦)

भवत्या मम चैवाद्य राजा प्रभवति प्रभुः । न ह्यनाथा वयं राज्ञा लोकनाथेन धीमता ॥२१॥

તમારા અને મારા આજે તો પિતાજી જ પ્રભુ છે. અને તેવો છે ત્યાં સુધી અમે સનાથ છિયે.

भरतश्चापि धर्मात्मा सर्वभूतप्रियंवदः । भवतीमनुवर्तेत स हि धर्मरतः सदा ॥२२॥
અને ભરત પણ ધર્માત્મા છે તેથી તેવો અવશ્ય તમારી આજ્ઞામાં રહેશે. (૨૨)

यथा मयि तु निष्क्रान्ते पुत्रशोकेन पार्थिवः । श्रमं नावाप्नुयात्किञ्चिदप्रमत्ता तथा कुरु ॥२३॥
મારા ગયા પછી મહારાજને કયીં કષ્ટ થાય નહિ, તેનું તમે સાવધ રહીને ધ્યાન રાખશો. (૨૩)

दारुणश्चाप्ययं शोको यथैनं न विनाशयेत् । राज्ञो वृद्धस्य सततं हितं चर समाहिता ॥२४॥
આ શોક મહારાજ માટે પણ દારુણ જ છે. તેવો વૃદ્ધ થયા છે, તેથી જેથી તેમને કંયી પણ હાનિ થાય નહિ, આ રીતે સાવધ થયીને તમે વર્તજો. (૨૪)

व्रतोपवासनिरता या नारी परमोत्तमा । भर्तारं नानुवर्तेत सा च पापगतिर्भवेत् ॥२५॥
વ્રત–ઉપવાસ આદિ કરનારી પણ જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞામાં નથી રહેતી તેની પાપગતિ થાય છે જ. (૨૫)

भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् । अपि या निर्नमस्कारा निवृत्ता देवपूजनात् ॥२६॥
જે સ્ત્રી દેવપૂજન નથી કરતી તે પણ જો પતિની સેવા કરતી રહે તો તેને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. (૨૬)

शुश्रूषामेव कुर्वीत भर्तुः प्रियहिते रता । एष धर्मः स्त्रिया नित्यो वेदे लोके श्रुतः स्मृतः ॥२७॥
તેથી પતિના હિતની ઇચ્છા રાખતી સ્ત્રિયે પતિની સેવા જ કરવી જોયિયે. વેદાનુકૂલ અને લોકાનુકૂળ પણ આજ સ્ત્રીનો ધર્મ છે. (૨૭)

अग्निकार्येषु च सदा सुमनोभिश्च देवताः । पूज्यास्ते मत्कृते देवि ब्राह्मणाश्चैव सत्कृताः ॥२८॥
હે દેવિ, સર્વદા અગ્નિહોત્રના સમયે પુષ્પોથી તેમનો અને બ્રાહ્મણોનો પણ સત્કાર કરવો જોયિયે. (૨૮)

एवं कालं प्रतीक्षस्व ममागमनकाङ्क्षिणी । नियता नियताहारा भर्तृशुश्रूषणे रता ॥२९॥
આ રીતે વ્યવહાર કરતાં, સંયમી થયીને રાજાની સેવા કરતાં મારા પુનરાગમનની પ્રતીક્ષા કરશો.

प्राप्स्यसे परमं कामं मयि पर्यागते सति । यदि धर्मभृतां श्रेष्ठो धारयिष्यति जीवितम् ॥३०॥
હું જ્યારે પાછો આવીશ અને જો મહારાજ જીવિત હશે તો તમારી ઇચ્છા પ્રમાણે બધું થયી જશે. (૩૦)

एवमुक्ता तु रामेण बाष्पपर्याकुलेक्षणा । कौसल्या पुत्रशोकार्ता रामं वचनमब्रवीत् ॥३१॥
આ પ્રમાણે રામે કૌસલ્યાજીને કહ્યું ત્યારે તેવો પુનઃ શોકથી વ્યાકુળ થયીને બોલ્યા.... (૩૧)

गमने सुकृतां बुद्धिं न ते शक्नोमि पुत्रक । विनिवर्तयितुं वीर नूनं कालो दुरत्ययः ॥३२॥
હે વીર, વનમાં જવા માટે તમે દૃઢનિશ્ચયવાળા છો, તેથી હું તમને લૌટાવવા માટે અસમર્થ છું. કાળને કોયી જીતી શકતો નથી. (૩૨)

गच्छ पुत्र त्वमेकाग्रो भद्रं तेस्तु सदा विभो । पुनस्त्वयि निवृत्ते तु भविष्यामि गतक्लमा ॥३३॥
હે પુત્ર, તું એકલો જા. તારું કલ્યાણ થાવ. તું જ્યારે પાછો આવીશ ત્યારે મારા દુઃખ-દારિદ્રય બધાં શાંત થયી જશે. (૩૩)

**प्रत्यागते महाभागे कृतार्थे चरितव्रते । पितुरानृण्यतां प्राप्ते स्वपिष्ये परमं सुखम् ॥३४॥**

તારું કર્તવ્ય પૂરું કરીને કૃતાર્થ થયીને તેમજ પિતાના ઋણથી મુક્ત થયીને જ્યારે તું અયોધ્યામાં આવીશ ત્યારે હું સુખથી ઊંઘી શકીશ. (૩૪)

**कृतान्तस्य गतिः पुत्र दुर्विभाव्या सदा भुवि । यस्त्वां सञ्चोदयति मे वच आविध्य राघव ॥**

હે પુત્ર, ભગવાન્‌ની ગતિ કદી સમજાતી નથી જે તમને વચનવદ્ધ કરીને વનમાં જવાની પ્રેરણા આપે છે. (૩૫)

**गच्छेदानीं महाबाहो क्षेमेण पुनरागतः । नन्दयिष्यसि मां पुत्र साम्ना श्लक्ष्णेन चारुणा ॥३६॥**

એ પુત્ર, અત્યારે તું જા. અને કુશળતા સાથે પાછો આવીને મને શાંતિ આપીને પ્રસન્ન કરીશ. (૩૬)

**तथा हि रामं वनवासनिश्चितं ददर्श देवी परमेण चेतसा ।**
**उवाच रामं शुभलक्षणं वचो बभूव च स्वस्त्ययनाभिकाङ्क्षिणी ॥३७॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्वाविंशः सर्गः ॥२२॥

કૌસલ્યાજિયે જોયું કે રામ વનવાસ માટે કૃતનિશ્ચય જ છે, ત્યારે સ્વસ્ત્યયન કરવાની ઇચ્છાવાળાં તેવો રામજીને કહેવા લાગ્યાં. (૩૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વાવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रयोविंशः सर्गः

**सा विनीय तमायासमुपस्पृश्य जलं शुचि । चकार माता रामस्य मङ्गलानि मनस्विनी ॥१॥**

તે શ્રમને મૂકીને. આચમન કરી મનસ્વિની માતા કૌસલ્યાયે માંગલિક વચનો ઉચ્ચાર્યાં (૧)

**न शक्यते वारयितुं गच्छेदानीं रघूत्तम । शीघ्रं च विनिवर्तस्व वर्तस्व च सतां क्रमे ॥२॥**

હું તને વનમાં જતાં રોકી શકું એવી નથી. માટે જાવ અને પાછા આવીને સત્પુરુષોના માર્ગમાં સ્થિર રહો. (૨)

**यं पालयसि धर्मं त्वं प्रीत्या च नियमेन च । स वै राघवशार्दूल धर्मस्त्वामभिरक्षतु ॥३॥**

હે રામ તું જે ધર્મની પ્રેમથી અને નિયમથી રક્ષા કરે છે તે જ ધર્મ તારું રક્ષણ કરો.

**येभ्यः प्रणमसे पुत्र देवेष्वायतनेषु च । ते च त्वामभिरक्षन्तु वने सह महर्षिभिः ॥४॥**

દેવમંદિરોમાં તું જે દેવોને પ્રણામ કરે છે તેજ દેવો અને વનના મહર્ષિયો તારી રક્ષા કરો.

**यानि दत्तानि तेऽस्त्राणि विश्वामित्रेण धीमता । तानि त्वामभिरक्षन्तु गुणैः समुदितं सदा ॥५॥**

વિશ્વામિત્રજિયે તને જે અસ્ત્રો આપ્યાં છે તે તારા જેવા ગુણવાન્‌ની રક્ષા કરો. (૫)

**पितृशुश्रूषया पुत्र मातृशुश्रूषया तथा । सत्येन च महाबाहो चिरं जीवाभिरक्षितः ॥६॥**

માતાપિતાની જે તેં સેવા કરી છે, તેમજ તેં જે સત્યનું પાલન કર્યું છે તેનાથી રક્ષાયેલો તું ચિરંજીવી બન. (૬)

समित्कुशपवित्राणि वेद्यश्चायतनानि च । स्थण्डिलानि च विप्राणां शैला वृक्षाः क्षुपा ह्रदाः ॥७॥
पतङ्गाः पन्नगाः सिंहास्त्वां रक्षन्तु नरोत्तम । स्वस्ति साध्याश्च विश्वे च मरुतश्च महर्षिभिः ॥८॥
स्वस्ति धाता विधाता च स्वस्ति पूषा भगोऽर्यमा । लोकपालाश्च ते सर्वे वासवप्रमुखास्तथा ॥
ऋतवः षट् च ते सर्वे मासाः संवत्सराः क्षपाः । दिनानि च मुहूर्ताश्च स्वस्ति कुर्वन्तु ते सदा ॥
श्रुतिः स्मृतिश्च धर्मश्च पातु त्वां पुत्र सर्वतः । स्कन्दश्च भगवान्देवः सोमश्च स बृहस्पतिः ॥
सप्तर्षयो नारदश्च ते त्वां रक्षन्तु सर्वतः । ते चापि सर्वतः सिद्धा दिशश्च सदिगीश्वराः ॥१२॥
स्तुता मया वने तस्मिन्पान्तु त्वां पुत्र नित्यशः । शैलाः सर्वे समुद्राश्च राजा वरुण एव च ॥१३॥
द्यौरन्तरिक्षं पृथिवी वायुश्च सचराचरः । नक्षत्राणि च सर्वाणि ग्रहाश्च सह दैवतैः ॥१४॥
महावनेऽपि चरतो मुनिवेषस्य धीमतः । तथा देवाश्च दैत्याश्च भवन्तु सुखदाः सदा ॥१५॥

બ્રાહ્મણોનાં સમિત્, કુશ, પવિત્ર, વેદી, સ્થંડિલ, શૈલ, વૃક્ષ, ક્ષુપ, હ્રદ, પતંગ, પન્નગ, સિંહ, સાધ્યો, વિશ્વેદેવો મરુત્ દેવો, મહર્ષિયો, ધાતા, વિધાતા પૂષા, ભગ, અર્યમા, લોકપાલો, વસુદેવો, ષડ્ઋતુવો, બધા માસો, સંવત્સરો, ક્ષપાવો, દિન, મુહૂર્ત, શ્રુતિ, સ્મૃતિ, ધર્મ, સ્કન્દ, સોમ, બૃહસ્પતિ, સપ્તર્ષિયો, નારદ, સિંહો, દિશાવો, દિક્પાલો, જેમની મેં સ્તુતિ કરી છે તે દેવો, પર્વતો, નદિયો, વરુણ, દ્યૌઃ, અંતરિક્ષ, પૃથિવી, વાયુ, નક્ષત્રો, ગ્રહો, તેમના દેવો, દૈત્યો, વનમાં વિચરતા તારી રક્ષા કરો અને સુખ આપો. (૭-૧૫)

राक्षसानां पिशाचानां रौद्राणां क्रूरकर्मणाम् । क्रव्यादानां च सर्वेषां मा भूत्पुत्रक ते भयम् ॥१६॥

રાક્ષસો, પિશાચો, માંસાહારી પશુવોથી હે પુત્ર તને ભય નહિ થાય. (૧૬)

प्लवगा वृश्चिका दंशा मशकाश्चैव कानने । सरीसृपाश्च कीटाश्च मा भूवन्गहने तव ॥१७॥

પ્લવંગ, વૃશ્ચિક, દંશ, મશક, સરીસૃપ, કીટો જંગલમાં તમને દુઃખ ન આપો. (૧૭)

महाद्विपाश्च सिंहाश्च व्याघ्रा ऋक्षाश्च दंष्ट्रिणः । महिषाः शृङ्गिणो रौद्रा न ते द्रुह्यन्तु पुत्रक ॥१८॥

ગજરાજો, સિંહો, વ્યાઘ્રો, દાંતવાળા ઋક્ષો, શિગડાંવાળા ભેંસો, હે પુત્ર, આ બધા તમારી રક્ષા કરો. (૧૮)

नृमांसभोजना रौद्रा ये चान्ये सर्वजातयः । मा च त्वां हिंसिषुः पुत्र मया सम्पूजितास्त्विह ॥

સર્વજાતીયો જે માનવભક્ષિયો છે, હે પુત્ર તેવો પણ તમારી રક્ષા કરો. (૧૯)

आगमास्ते शिवाः सन्तु सिध्यन्तु च पराक्रमाः । सर्वसम्पत्तयो राम स्वस्तिमान्गच्छ पुत्रक ॥

હે રામ તમારા માર્ગો કલ્યાણકારી બનો, તમારા બધા પરાક્રમો સિદ્ધ થાવ, સર્વસંપત્તિયો તમને પ્રાપ્ત થાવ અને સુખરૂપે આવજે. (૨૦)

स्वस्ति तेऽस्त्वान्तरिक्षेभ्यः पार्थिवेभ्यः पुनः पुनः । सर्वेभ्यश्चैव देवेभ्यो ये च ते परिपन्थिनः ॥

અંતરિક્ષમાં રહેનારા જે પાર્થિવ પ્રાણિયો છે અને જે દેવો વિઘ્ન કરનારા હોય છે તેવો પણ તમારું કલ્યાણ કરો. (૨૧)

यन्मङ्गलं सहस्राक्षे सर्वदेवनमस्कृते । वृत्रनाशे समभवत्तत्ते भवतु मङ्गलम् ॥२२॥

વત્રાસુરના નાશ થવાથી જે મંગળ ઇન્દ્રને પ્રાપ્ત થયું હતું તે મંગળ તને સદા પ્રાપ્ત થાવ.

यन्मङ्गलं सुपर्णस्य विनताऽकल्पयत्पुरा । अमृतं प्रार्थयानस्य तत्ते भवतु मङ्गलम् ॥२३॥

વિનતાયે સુપર્ણને જે મંગળ આપ્યું હતું તે મંગળ તમને પ્રાપ્ત થાવ. (૨૩)

अमृतोत्पादने दैत्यान्घ्नतो वज्रधरस्य यत् । अदितिर्मङ्गलं प्रादात्तत्ते भवतु मङ्गलम् ॥२४॥

અમૃત-મંથનકાળમાં દૈત્યોને મારનાર ઇન્દ્રને અદિતિયે જે મંગળ આપ્યું હતું તે મંગળ તને પ્રાપ્તથાવ.

त्रिविक्रमान्प्रक्रमतो विष्णोरतुलतेजसः । यदासीन्मङ्गलं राम तत्ते भवतु मङ्गलम् ॥२५॥

અતુલતેજસ્વી ત્રિવિક્રમ વિષ્ણુને જે મંગળ પ્રાપ્ત થયું, હે પુત્ર તેજ તને પણ પ્રાપ્ત થાવ. (૨૫)

ऋषयः सागरा द्वीपा वेदा लोका दिशश्च ते । मङ्गलानि महाबाहो दिशन्तु शुभमङ्गलम् ॥२६॥

ઋષિયો, સાગરો, દ્વીપો, વેદો, લોકો, દિશાવો બધાય તમારું મંગળ કરો. (૨૬)

इति पुत्रस्य शेषाश्च कृत्वा शिरसि भामिनी । गन्धैश्चापि समालभ्य राममायतलोचना ॥२७॥

औषधीं च सुसिद्धार्थां विशल्यकरणीं शुभाम् । चकार रक्षां कौसल्या मन्त्रैरभिजजाप च ॥२८॥

શ્રી કૌસલ્યાજિયે આ રીતે પુત્રના મસ્તક ઉપર અન્ય માંગલિક વસ્તુવો છાંટીને, તેમજ સુંગધિત દ્રવ્યોને હાથમાં લયીને....સિદ્ધિ આપનાર તેમજ ઘાને રુઝાવનાર મંગળ અને વિધિયોના નામ-ગ્રહણ કરીને કૌસલ્યાજિયે રામનો મંત્રોથી અભિજાપ કર્યો. (૨૭-૨૮)

उवाचापि प्रहृष्टेव सा दुःखवशवर्तिनी । आनम्य मूर्ध्नि चाघ्राय परिष्वज्य यशस्विनी ॥२९॥

રામનું મસ્તક નમાવીને, આલિંગન કરીને, દુઃખથી વ્યાકુળ બનેલાં શ્રીકૌસલ્યાજિયે કહ્યું....

अरोगं सर्वसिद्धार्थमयोध्यां पुनरागतम् । पश्यामि त्वां सुखं वत्स सन्धितं राजवर्त्मसु ॥३०॥

સર્વ કર્મોને સિદ્ધ કરીને અયોધ્યામાં આવીને તું રાજધર્મમાં સંલગ્ન રહે, એમ તને હું જોવું.

मङ्गलैरुपसम्पन्नो वनवासादिहागतः । बध्वाश्च मम नित्यं त्वं कामान्संवर्ध याहि भोः ॥३१॥

કુશળપૂર્વક અયોધ્યામાં આવીને સીતા અને મારી ઇચ્છાવોને તું પૂર્ણ કરો અને અત્યારે જા.

मयार्चिता देवगणाः शिवादयो महर्षयो भूतगणाः सुरोरगाः ।
अभिप्रयातस्य वनं चिराय ते हितानि काङ्क्षन्तु दिशश्च राघव ॥३२॥

મેં જે જે દેવોની પૂજા કરી છે તે શિવ આદિ મહર્ષિયો, ભૂતદેવો, સુરો, સર્પદેવો, તેમજ તમારા માર્ગો તમારું કલ્યાણ કરો. (૩૨)

अतीव चाश्रुप्रतिपूर्णलोचना समाप्य च स्वस्त्ययनं यथाविधि ।
प्रदक्षिणं चापि चकार राघवं पुनः पुनश्चापि निरीक्ष्य सस्वजे ॥३३॥

આ રીતે આશીર્વાદ આપી, રડતાં કૌસલ્યાજીયે સ્વસ્તિવાચનને સમાપ્ત કરી, રામને જોયી જોયી પુનઃ પુનઃ આલિંગન કર્યું. (૩૩)

तया हि देव्या च कृतप्रदक्षिणो निपीड्य मातुश्चरणौ पुनः पुनः ।
जगाम सीतानिलयं महायशाः स राघवः प्रज्वलितस्तया श्रिया ॥३४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रयोविंशः सर्गः ॥२३॥

જ્યારે શ્રી કૌસલ્યાજિયે રામની પ્રદક્ષિણા કરી લીધી ત્યારે તેમણે માતાના ચરણોમાં પુનઃ પુનઃ પ્રણામ કરી, ત્યાંથી સીતાના ભવનમાં ગયા. (૩૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રયોવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुर्विंशः सर्गः

अभिवाद्य तु कौसल्यां रामः संप्रस्थितो वनम् । कृतस्वस्त्ययनो मात्रा धर्मिष्ठे वर्त्मनि स्थितः ॥
માતા કૌસલ્યાએ સ્વસ્ત્યયન કર્યું ત્યારપછી ધર્માત્મા રામ માતાને પ્રણામ કરી વન જવા ઉદ્યત થયા. (૧)

विराजयन्राजसुतो राजमार्गं नरैर्वृतम् । हृदयान्याममन्थेव जनस्य गुणवत्तया ॥२॥
રામજી ચાલ્યા, માણુસો તેમની પાછળ ચાલ્યા. તે સમયે રામના ગુણોને સ્મરણ કરીને લોકો હૃદયમાં વ્યથિત થતા હતા. (૨)

वैदेही चापि तत्सर्वं न शुश्राव तपस्विनी । तदेव हृदि तस्याश्च यौवराज्याभिषेचनम् ॥३॥
શ્રી જાનકીને આ સમાચાર મળ્યા ન હતા. તેમનાં મનમાં તો રાજ્યાભિષેકની જ વાત રમતી હતી.

देवकार्यं स्म सा कृत्वा कृतज्ञा हृष्टचेतना । अभिज्ञा राजधर्माणां राजपुत्री प्रतीक्षती ॥४॥
રાજ્યધર્મોને જાણનારા તેવો દેવપૂજાદિ કરી પ્રસન્ન થયી તે સારા સમયની પ્રતીક્ષા કરતા હતા.

प्रविवेशाथ रामस्तु स्वं वेश्म सुविभूषितम् । प्रहृष्टजनसम्पूर्णं ह्रिया किंचिदवाङ्मुखः ॥५॥
જ્યાં બધા આનન્દિત હતા, એવા પોતાના ભવનમાં રામ, લજ્જાથી મોઢું થોડું નીચે રાખીને પ્રવિષ્ટ થયા. (૫)

अथ सीता समुत्पत्य वेपमाना च तं पतिम् । अपश्यच्छोकसन्तप्तं चिंताव्याकुलितेन्द्रियम् ॥
જ્યારે સીતાજિયે રામને શોકથી પીડાતા અને ચિંતાથી વ્યાકુલ જોયા ત્યારે તેવો ધ્રૂજવા લાગ્યાં.

तां दृष्ट्वा स हि धर्मात्मा न शशाक मनोगतम् । तं शोकं राघवः सोढुं ततो विवृततां गतः ॥७॥
શ્રી સીતાજીને જોયી રામજી મનમાં રહેલ તે શોકને સહન કરી શકયા નહિ, તેથી તે ખુલ્લા પડી ગયા. (૭)

विवर्णवदनं दृष्ट्वा तं प्रस्विन्नममर्षणम् । आह दुःखाभिसंतप्ता किमिदानीमिदं प्रभो ॥८॥
રામજીનું કરમાયેલું મોં જોયી પરસેવાથી ભરેલા, તેમને જોયીને વિયોગ દુઃખને સહન ન કરનાર તેવા સીતાજીયે તેમને જોયી કહ્યું પ્રભુ આ બધું શું છે ? (૮)

अद्य बार्हस्पतः श्रीमान्युक्तः पुष्येण राघव । प्रोच्यते ब्राह्मणैः प्राज्ञैः केन त्वमसि दुर्मनाः ॥९॥
વિદ્વાન્ બ્રાહ્મણો તો કહે છે કે બૃહસ્પતિ જેનો દેવતા છે આવું પુણ્ય નક્ષત્ર ઉપસ્થિત છે. એટલે યુવરાજપદ આપવાનો આ ઉત્તમ સમય છે. આપ શા માટે ઉદાસ છો ? (૯)

न ते शतशलाकेन जलफेननिभेन च । आवृतं वदनं वल्गु च्छत्रेणाभिविराजते ॥१०॥
શું કારણ છે કે પાણીના ફીણ સમાન ઉજ્જવલ અને સો સળીયાવાલું છત્ર આજ તમારા ઉપર નથી.

व्यजनाभ्यां च मुख्याभ्यां शतपत्रनिभेक्षणम् । चन्द्रहंसप्रकाशाभ्यां वीज्यते न तवाननम् ॥११॥
કમળ જેવી આંખોવાળાં તમારાં મુખ ઉપર સુંદર શ્વેત ચમરો કેમ ચાલતાં નથી. (૧૧)

वाग्मिनो वन्दिनश्चापि प्रहृष्टास्त्वां नरर्षभ । स्तुवन्तो नाद्य दृश्यन्ते मङ्गलैः सूतमागधाः ॥१२॥
સૂતો અને માગધો પણ પ્રસન્ન થયીને તમારી સ્તુતિ કરતા દેખાતા નથી. શું કારણ છે ? (૧૨)

न ते क्षौद्रं च दधि च ब्राह्मणा वेदपारगाः । मूर्ध्नि मूर्धाभिषिक्तस्य ददति स्म विधानतः ॥१३॥
તેમજ વેદજ્ઞ બ્રાહ્મણો પણ તમારા ઉપર દહીં અને મધ, વિધિને અનુસરીને છાંટતા નથી. (૧૩)

न त्वां प्रकृतयः सर्वाः श्रेणीमुख्याश्च भूषिताः । अनुव्रजितुमिच्छन्ति पौरजानपदास्तथा ॥१४॥
રાજસભાના મુખ્ય મુખ્ય સદસ્યો, પ્રજા, તેમજ રાજ્યમાંથી આવેલી પ્રજાવો તમારી પાછળ ચાલવાની ઇચ્છા કરતી નથી. આ બધું શું છે? (૧૪)

चतुर्भिर्वेगसंपन्नैर्हयैः काञ्चनभूषणैः । मुख्यः पुष्परथो युक्तः किं न गच्छति तेऽग्रतः ॥१५॥
સોનાથી શણગારાયેલા વેગવાળા ચાર અશ્વોથી યુકત તે મુખ્ય પુષ્પરથ તમારી આગળ કેમ ચાલતો નથી. (૧૫)

न हस्ती चाग्रतः श्रीमान्सर्वलक्षणपूजितः । प्रयाणे लक्ष्यते वीर कृष्णमेघगिरिप्रभः ॥१६॥
સર્વલક્ષણસંપન્ન વિશાળ હાથી તમારી આગળ આગળ કેમ ચાલતા નથી ? (૧૬)

न च काञ्चनचित्रं ते पश्यामि प्रियदर्शन । भद्रासनं पुरस्कृत्य यान्तं वीरपुरःसरम् ॥१७॥
હે પ્રિયદર્શન, આજે તમારું સોનાનું ચિત્રપટવાળું ભદ્રાસનને હાથમાં લયીને જતાં કેમ કોયી દેખાતું નથી ? (૧૭)

अभिषेको यदा सज्जः किमिदानीमिदं तव । अपूर्वो मुखवर्णश्च न प्रहर्षश्च लक्ष्यते ॥१८॥
જ્યારે આજે અભિષેકની તૈયારી છે ત્યારે તમારું મોં શા માટે ઉદાસ છે ? આનંદિત જોવામાં કેમ નથી આવતું ? (૧૮)

इतीव विलपन्तीं तां प्रोवाच रघुनन्दनः । सीते तत्रभवांस्तातः प्रव्राजयति मां वनम् ॥१९॥
સીતાજીનાં આવાં દુઃખિત વચનો સાંભળી રામજી બોલ્યા કે "હે સીતે, પિતાજી આજે મને વનવાસ માટે આજ્ઞા આપે છે." (૧૯)

कुले महति सम्भूते धर्मज्ञे धर्मचारिणि । शृणु जानकि येनेदं क्रमेणाद्यागतं मम ॥२०॥
મોટા વંશમાં ઉત્પન્ન થયેલી, ધર્મને જાણનારી, ધર્માચરણ કરનારી હે સીતે જે કારણથી મને વનવાસ મળ્યો છે તેને સાંભળો. (૨૦)

राज्ञा सत्यप्रतिज्ञेन पित्रा दशरथेन वै । कैकेय्यै मम मात्रे तु पुरा दत्तौ महावरौ ॥२१॥
સત્ય પ્રતિજ્ઞાવાળા મારા પિતાજિયે માતા કૈકેયીને પૂર્વે બે વર આપ્યા હતા. (૨૧)

तयाद्य मम ज्येष्ठेस्मिन्नभिषेके नृपोद्यते । प्रचोदितः स समयो धर्मेण प्रतिनिर्जितः ॥२२॥
આજે મારા અભિષેક સમયે તે વસ્તુનું સ્મરણ કરાવવામાં આવ્યું છે. અને તેથી તેવો વિવશ બન્યા છે. (૨૨)

चतुर्दश हि वर्षाणि वस्तव्यं दण्डके मया । पित्रा मे भरतश्चापि यौवराज्ये नियोजितः ॥२३॥
મારે ચૌદ વર્ષ સુધી દંડકારણ્યમાં રહેવું પડશે અને ભરતને યુવરાજપદ મળશે. (૨૩)

भरतस्य समीपे ते नाहं कत्थ्यः कदाचन । ऋद्धियुक्ता हि पुरुषा न सहन्ते परस्तवम् ॥२४॥
તમે ભરતની પાસે કદી મારી પ્રશંસા કરશો નહિ. કેમકે સમૃદ્ધિયુકત પુરુષો પારકાની સ્તુતિને સહન કરી શકતા નથી (૨૪)

अहं ते नानुवक्तव्यो विशेषेण कदाचन । अनुकूलतया शक्यं समीपे तस्य वर्तितुम् ॥२५॥
અને ભરતની આગળ મારી સ્તુતિ કરશો નહિ. ભરતની અનુકૂળતા પ્રમાણે તેમની પાસે વર્તશો. (૨૫)

तस्मै दत्तं नृपतिना यौवराज्यं सनातनम् । स प्रसाद्यस्त्वया सीते नृपतिश्च विशेषतः ॥२६॥
પિતાએ ભરતને યુવરાજપદ આપ્યું છે. તેથી તેમને અને વિશેષરૂપે પિતાજીને પ્રસન્ન રાખજો.

अहं चापि प्रतिज्ञां तां गुरोः समनुपालयन् । वनमद्यैव यास्यामि स्थिरीभव मनस्विनि ॥२७॥
હું પણ પિતાની આજ્ઞાને માન આપીને આજે જ વનમાં જાવું છું. તમે ગભરાશો નહિ. શાંત રહેજો. (૨૭)

याते च मयि कल्याणि वनं मुनिनिषेवितम् । व्रतोपवासपरया भवितव्यं त्वयानघे ॥२८॥
હે નિર્દોષ સીતે, હું જ્યારે વનમાં જાવું છું ત્યારે તમે વ્રત-ઉપવાસ કર્યા કરજો. (૨૮)

कल्यमुत्थाय देवानां कृत्वा पूजां यथाविधि । वन्दितव्यो दशरथः पिता मम जनेश्वरः ॥२९॥
વહેલી સવારે ઊઠીને વિધિપૂર્વક દેવોની પૂજા કરી મારા પિતાજીને નિત્ય વંદન કરજો. (૨૯)

माता च मम कौसल्या वृद्धा सन्तापकर्शिता । धर्ममेवाग्रतः कृत्वा त्वत्तः सम्मानमर्हति ॥३०॥
મારાં માતુશ્રી વૃદ્ધ છે અને આ દુઃખથી તેવો વધારે નિર્બળ થયી જશે. તેથી ધર્મપ્રમાણે તમો તેમનો આદર કરશો. (૩૦)

वन्दितव्याश्च ते नित्यं याः शेषा मम मातरः । स्नेहप्रणयसम्भोगैः समा हि मम मातरः ॥३१॥
મારાં અન્ય માતાવોને પણ નિત્ય પ્રણામ કરજો, કેમકે તેનો પણ મારા પ્રત્યે સ્નેહ, પ્રણામ અને સુખ સાધનો ભેગા કરવાને લીધે મારા માટે બધાં સરખાં જ છે. (૩૧)

भ्रातृपुत्रसमौ चापि द्रष्टव्यौ च विशेषतः । त्वया भरतशत्रुघ्नौ प्राणैः प्रियतरौ मम ॥३२॥
ભરત અને શત્રુઘ્ન બન્ને મને પ્રાણ જેવા પ્રિય છે. તેથી તેમને ભાયી અને પુત્રસમાન સદા સમજજો. (૩૨)

विप्रियं च न कर्तव्यं भरतस्य कदाचन । स हि राजा च वैदेहि देशस्य च कुलस्य च ॥३३॥
ભરત દેશ અને કુળના રાજા થશે માટે ભરતને ન ગમે તેવું કદી કરશો નહિ. (૩૩)

आराधिता हि शीलेन प्रयत्नैश्चोपसेविताः । राजानः सम्प्रसीदन्ति प्रकुप्यन्ति विपर्यये ॥३४॥
અનુકુળ વ્યવહારથી અને પ્રયત્નપૂર્વક સેવા કરવાથી રાજાવો પ્રસન્ન રહે છે. અન્યથા અપ્રસન્ન રહ્યા કરે છે. (૩૫)

औरस्यानपि पुत्रान्हि त्यजन्त्यहितकारिणः । समर्थान्संप्रगृह्णन्ति जनानपि नराधिपाः ॥३५॥
રાજાવોનો સ્વભાવ છે કે પુત્રો પણ જો અનુકૂળ ન રહે તો તેવો તેમનો પણ ત્યાગ કરે છે. અને જેવો સાથે કોયી સંબંધ નથી પણ જેવો અનુકૂળ રહે છે તેવોનો સ્વીકાર કરે છે. (૩૫)

सा त्वं वसेह कल्याणि राज्ञः समनुवर्तिनी । भरतस्य रता धर्मे सत्यव्रतपरायणा ॥३६॥
તેથી હે કલ્યાણિ, તમે અહીં રહો અને સત્યવ્રત-પરાયણ થયીને ભરતની આજ્ઞાને અનુસરો.

अहं गमिष्यामि महावनं प्रिये त्वया हि वस्तव्यमिहैव भामिनि ।
यथा व्यलीकं कुरुषे न कस्यचित्तथा त्वया कार्यमिदं वचो मम ॥३७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुर्विंशः सर्गः ॥२४॥

હે પ્રિયે હું તો વનમાં જયીશ. તમારે અહીં જ રહેવું જોયિયે. કોયીનું અનિષ્ટ તમારાથી થાય નહિ તેમ તમારે કરવું જોયિયે. આ મારી શિખામણ છે. (૩૭)

ઈતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુર્વિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चविंशः सर्गः

एवमुक्ता तु वैदेही प्रियार्हा प्रियवादिनी । प्रणायदेव संक्रुद्धा भर्तारमिदमब्रवीत् ॥१॥
આ પ્રમાણે કહેવાયેલાં સીતા, જો કે પ્રિય બોલનારા હતાં છતાં પ્રેમથી ક્રુદ્ધ થયી રામજીને કહેવા લાગ્યાં. (૧)

किमिदं भाषसे राम वाक्यं लघुतया ध्रुवम् । त्वया यदपहास्यं मे श्रुत्वा नरवरोत्तम ॥२॥
હે ભગવન્ તમે આ શું કહો છે ? તમારી વાત સાંભળીને મને લજ્જા થાય છે. (૨)

वीराणां राजपुत्राणां शस्त्रास्त्रविदुषां नृप । अनर्हमयशस्यं च न श्रोतव्यं त्वयेरितम् ॥३॥
તમે જે કહ્યુ છે તે શસ્ત્ર અને અસ્ત્ર વિદ્યાને જાણુનાર રાજપુત્રોને માટે ઉચિત નથી. માટે મારે તે સાંભળવું નથી. (૩)

आर्यपुत्र पिता माता भ्राता पुत्रस्तथा स्नुषा । स्वानि पुण्यानि भुञ्जानाः स्वं स्वं भाग्यमुपासते ॥
હે આર્યપુત્ર, માતા, પિતા, ભાયી, પુત્ર, પુત્રવધુ પોતપોતાના પુણ્યનો ઉપભોગ કરતા ભાગ્યની એટલે પોતે કરેંલા કર્મોની ઉપાસના કરે છે. એટલે ફળ ભોગવે છે. (૪)

भर्तुर्भाग्यं तु नार्येका प्राप्नोति पुरुषर्षभ । अतश्चैवाहमादिष्टा वने वस्तव्यमित्यपि ॥५॥
પતિના ભાગ્યનો ભોગ તો કેવળ નારી જ કરે છે. તેથી વનમાં વાસ કરવા માટે મને તમારો આદેશ થયેલો જ છે. (૫)

न पिता नात्मजो नात्मा न माता न सखीजनः । इह प्रेत्य च नारीणां पतिरेको गतिः सदा ॥
પિતા, માતા, પુત્ર, મિત્ર આમાંથી કોયીપણ મર્યા પછી સ્ત્રીની ગતિ નથી, સ્ત્રીનો કોયી ઉદ્ધારક નથી, કેવળ પતિ જ ગતિ હોય છે. (૬)

यदि त्वं प्रस्थितो दुर्गं वनमद्यैव राघव । अग्रतस्ते गमिष्यामि मृद्नन्ती कुशकण्टकान् ॥७॥
હે પ્રભો, જો તમે આજે જ ઘોર જંગલમાં પ્રસ્થાન કરશો તો હું તમારી આગળ આગળ માર્ગના કુશો અને કંટકોને દૂર કરતી ચાલીશ. (૭)

प्रासादाग्रे विमानैर्वा वैहायसगतेन वा । सर्वावस्थागता भर्तुः पादच्छाया विशिष्यते ।८॥
મહેલમાં કે વિમાનમાં હોયિયે બધી અવસ્થામાં પતિની ચરણ-છાયા જ સ્ત્રીમાટે સારી વસ્તુ હોય છે. (૮)

अनुशिष्टास्मि मात्रा च पित्रा च विविधाश्रयम् । नास्मि संप्रति वक्तव्या वर्तितव्यं यथा मया ॥
મારી માતાયે અને મારા પિતાશ્રીયે મને ઉપદેશ આપ્યો જ છે કે મારે પતિની સાથે કેમ વર્તવું. તેથી મારે કેમ વર્તવું આ આપને કહેવાની આવશ્યકતા ન જ હોય. (૯)

अहं दुर्गं गमिष्यामि वनं पुरुषवर्जितम् । नानामृगगणाकीर्णं शार्दूलगणसेवितम् ॥१०॥
જ્યાં મનુષ્યનું દર્શન પણ દુર્લભ હશે અને જાત જાતના પશુવો સિંહો જ્યાં વિચરતા હશે તે ઘોર વનમાં હું ચાલીશ. (૧૦)

सुखं वने निवत्स्यामि यथैव भवने पितुः । अचिन्तयन्ती त्रीँल्लोकांश्चिन्तयन्ती पतिव्रतम् ॥११॥
જેમ પિતાના ઘરમાં રહેવાય છે તેમ હું વનમાં સુખથી રહીશ. ત્રણે લોકોની ચિંતા કર્યા વિના પતિવ્રતનું જ ચિંતન કરીશ. (૧૧)

शुश्रूषमाणा ते नित्यं नियता ब्रह्मचारिणी । सह रंस्ये त्वया वीर वनेषु मधुगन्धिषु ॥१२॥

હે વીર, હું તમારી નિત્ય સેવા કરતી, બ્રહ્મચર્ય પાલન કરતી, સુગંધિત વનોમાં તમારી સાથે આનંદ કરીશ. (૧૨)

त्वं हि कर्तुं वने शक्तो राम सम्परिपालनम् । अन्यस्यापि जनस्येह किं पुनर्मम मानद ॥१३॥

હે રામ, તમે વનમાં બીજાનું પણ રક્ષણ કરી શકો છો તો મારી રક્ષા નહિ કરો, આ કેમ બની શકે ? (૧૩)

साहं त्वया गमिष्यामि वनमद्य न संशयः । नाहं शक्या महाभाग निवर्तयितुमुद्यता ॥१४॥

તેથી હું આજે તમારી સાથે વનમાં તો આવીશ જ. હે મહાભાગ, મને ના પાડશો નહિ. (૧૪)

फलमूलाशना नित्यं भविष्यामि न संशयः । न ते दुःखं करिष्यामि निवसन्ती त्वया सदा ॥

તમારી સાથે રહેતાં તમને હું કષ્ટ નહિ આપું. ફળ-મૂળ જે ક્યાં મળશે તેનાથી જીવન વ્યતીત કરીશ. (૧૫)

द्रष्टुं सर्वत्र निर्भीता त्वया नाथेन धीमता । हंसकारण्डवाकीर्णाः पद्मिनीः साधुपुष्पिताः ॥१६॥

इच्छेयं सुखिनी द्रष्टुं त्वया वीरेण संगता । अभिषेकं करिष्यामि तासु नित्यमनुव्रता ॥१७॥

નદી, પર્વત, તાલ, તલૈયા, હંસ, જલકુકડી અને વિકસિત પુષ્પોવાળા તલાવોને આપની સાથે નિર્ભય રહીને જોવાની મારી ઇચ્છા છે. તે જ તલાવોમાં હું નિત્ય સ્નાન કરીશ. (૧૬–૧૭)

सह त्वया विशालाक्ष रंस्ये परमनन्दिनी । एवं वर्षसहस्राणि शतं वापि त्वया सह ॥१८॥

હે પ્રભો આ રીતે તમારી સાથે સેંકડો અને સહસ્રો વર્ષો સુધી હું આનંદ કરીશ. (૧૮)

स्वर्गेपि च सदा वासो भविता यदि राघव । त्वया विना नरव्याघ्र नाहं तदपि रोचये ॥१९॥

તમારા વિના જો મને સ્વર્ગવાસ મળે તો તે પણ મને ગમશે નહિ. (૧૯)

अहं गमिष्यामि वनं सुदुर्गमं मृगायुतं वानरवारणैश्च ।
वने निवत्स्यामि यथा पितुर्गृहे तवैव पादावुपगृह्य संयता ॥२०॥

તેથી હું વાનરો અને હાથિયોથી ભરેલ ભયંકર વનમાં ચાલીશ અને ત્યાં જ રહીશ. તમારા ચરણોમાં હું તેમ રહીશ જેમ પિયરમાં રહેવાય છે. (૨૦)

अनन्यभावामनुरक्तचेतसं त्वया वियुक्तां मरणाय निश्चिताम् ।
नयस्व मां साधु कुरुष्व याचनां नातो मया ते गुरुता भविष्यति ॥२१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चविंशः सर्गः ॥२५॥

અનન્ય ભાવવાળી તેમજ તમારામાં જ પ્રેમ કરનારી, તમારાથી પૃથક રહીને હું મરવા ઉદ્યત છું. તેથી આપ મને સાથે લયી ચાલો. એટલી મારી પ્રાર્થના છે, મારાથી તમને કોયી ભાર થશે નહિ. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षड्विंशः सर्गः

**स एवं ब्रुवतीं सीतां धर्मज्ञां धर्मवत्सलः । न नेतुं कुरुते बुद्धिं वने दुःखानि चिन्तयन् ॥१॥**
સીતાજીયે આ પ્રમાણે કહ્યું તો પણ વનનાં દુઃખોનો વિચાર કરી ધર્મવત્સલ રામે તેમને સાથે લેવાનો વિચાર કર્યો નહિ. (૧)

**सान्त्वयित्वा ततस्तां तु वाष्पदूषितलोचनाम् । निवर्तनार्थे धर्मात्मा वाक्यमेतदुवाच ह ॥२॥**
આંસુ ભરેલી આંખોવાળી સીતાને રામ સાંત્વના આપી પાછળ ફરવા માટે આ પ્રમાણે વચન બોલ્યા. (૨)

**सीते महाकुलीनासि धर्मे च निरता सदा । इहाचरस्व धर्मं त्वं यथा मे मनसः सुखम् ॥३॥**
હે સીતે તમે મોટાં કુળમાં ઉત્પન્ન થયાં છો. અને સદા ધર્મમાં લાગ્યા રહો છો. તેથી તમે અહીં જ રહીને ધર્માચરણ કરો, જેથી મારા મનને પ્રસન્નતા થાય. (૩)

**सीते यथा त्वां वक्ष्यामि तथा कार्यं त्वयाबले । वने दोषा हि बहवो वसतस्तान्निबोध मे ॥४॥**
હે સીતે, હું તમને જેમ કહું તેમ તમારે કરવું જોયિયે. વનમાં નિવાસ કરતાં ઘણાં દુઃખો પડશે તે હું કહું છું, તમે સાંભળો. (૪)

**सीते विमुच्यतामेषा वनवासकृता मतिः । बहुदोषं हि कान्तारं वनमित्यभिधीयते ॥५॥**
હે સીતે વનમાં વાસ કરવાનો વિચાર તમે મૂકી દો. વન બહુ દુઃખવાળું અને ભયંકર હોય છે. (૫)

**हितबुद्ध्या खलु वचो मयैतदभिधीयते । सदा सुखं न जानामि दुःखमेव सदा वनम् ॥६॥**
તમારા હિતમાટેજ હું આ કહું છું. વન દુઃખવાળું જ હોય છે. વનમાં સુખ હોય છે તે હું જાણતો નથી. (૬)

**गिरिनिर्झरसम्भूता गिरिनिर्दरिवासिनाम् । सिंहानां निनदा दुःखाः श्रोतुं दुःखमतो वनम् ॥७॥**
પહાડો અને ઝરણાંવોમાંથી ઉત્પન્ન થતાં શબ્દો તેમજ પહાડો, ગુફાવોમાં રહેલા સિંહોનું ગર્જન સાંભળી દુઃખ થાય છે. માટે વન દુઃખરૂપ જ છે. (૭)

**क्रीडमानाश्च विस्रब्धा मत्ताः शून्ये तथा मृगाः । दृष्ट्वा समभिवर्तन्ते दुःखमतो वनम् ॥८॥**
શૂન્યવનમાં વિશ્વાસપૂર્વક નિર્ભય થયીને રમતાં મૃગો મનુષ્યને જોયીને મારવા દોડે છે. માટે વન દુઃખમય છે. (૮)

**सग्राहाः सरितश्चैव पङ्कवत्यस्तु दुस्तराः । मत्तैरपि गजैर्नित्यमतो दुःखतरं वनम् ॥९॥**
નદિયોમાં ગ્રાહો હોય છે. કાદવ પણ હોય છે તેથી સહેલાયીથી તરી શકાય નહિ. અને મતવાલા હાથિયોથી તે ભરેલ હોય છે. માટે વન દુઃખમય છે. (૯)

**लताकण्टकसंकीर्णाः कृकवाकूपनादिताः । निरपाश्च सुदुःखाश्च मार्गा दुःखमतो वनम् ॥१०॥**
વનના માર્ગો, લતાવો અને કાંટાંવોથી ભરેલા હોય છે. જંગલી કુકડાઓ શબ્દો કરતા હોય છે. માર્ગમાં પાણી મળે નહિ, તેથી વન દુઃખમય છે. (૧૦)

सुप्यते पर्णशय्यासु स्वयं भग्नासु भूतले । रात्रिषु श्रमखिन्नेन तस्माद्दुःखतरं वनम् ॥११॥
થાક લાગેલો હોય તો પણ રાત્રે ઝાડ ઉપરથી સૂકાયીને પડી ગયેલાં પાંદડાવોની પથારી ઉપર ઊંઘવાનું હોય છે. તેથી વન દુઃખમય છે. (૧૧)

अहोरात्रं च सन्तोषः कर्तव्यो नियतात्मना । फलैर्वृक्षावपतितैः सीते दुःखमतो वनम् ॥१२॥
ઝાડો ઉપરથી પડેલાં ફળો વડે જ રાત્રે અને દિવસે પણ મનને મારીને સંતોષ રાખવો પડે છે. તેથી હે સીતે વન દુઃખવાળું છે. (૧૨)

उपवासश्च कर्तव्यो यथाप्राणेन मैथिलि । जटाभारश्च कर्तव्यो वल्कलाम्बरधारणम् ॥१३॥
હે સીતે શક્તિપ્રમાણે ત્યાં ઉપવાસ કરવો પડે છે. માથે જટા રાખવી પડે છે. અને વલ્કલ ધારણ કરવું પડે છે. માટે વન દુઃખવાળું છે. (૧૩)

देवतानां पितॄणां च कर्तव्यं विधिपूर्वकम् । प्राप्तानामतिथीनां च नित्यशः प्रतिपूजनम् ॥१४॥
દેવો, પિતરો અને જે કોયી અતિથિ આવી જાય તે બધાની વિધિપૂર્વક પૂજા કરવી પડે છે.

कार्यस्त्रिरभिषेकश्च काले काले च नित्यशः । चरतां नियमेनैव तस्माद्दुःखतरं वनम् ॥१५॥
અને જે નિયમ નિભાવતા હોય તેમણે સમયે સમયે ત્રણવાર સ્નાન કરવું પડે છે. માટે વન ભારે દુઃખવાળું છે. (૧૫)

उपहारश्च कर्तव्यः कुसुमैः स्वयमाहृतैः । आर्षेण विधिना वेद्यां सीते दुःखमतो वनम् ॥१६॥
પોતે ફૂલ તોડી લાવી આર્ષવિધિપ્રમાણે વેદીમાં ભેટ આપવી પડે છે તેથી હે સીતે વન દુઃખવાળું છે. (૧૬)

यथालब्धेन कर्तव्यः सन्तोषस्तेन मैथिलि । यथाहारैर्वनचरैः सीते दुःखमतो वनम् ॥१७॥
વનમાં વસનારાયે વનમાં જે કંયી મળી જાય તેનાથી જ આહાર કરીને સંતોષ માનવો પડે છે. તેથી વન દુઃખમય છે. (૧૭)

अतीव वातस्तिमिरं बुभुक्षा चास्ति नित्यशः । भयानि च महान्त्यत्र ततो दुःखतरं वनम् ॥१८
જંગલોમાં તીવ્ર પવન ફૂંકાય છે, અંધારું હોય છે, ભૂખ લાગ્યા કરે છે અને ભય વધારે હોય છે. તેથી વન દુઃખમય છે. (૧૮)

सरीसृपाश्च बहवो बहुरूपाश्च भामिनि । चरन्ति पथि ते दर्पात्ततो दुःखतरं वनम् ॥१९॥
અને હે સીતે, ઘણા પ્રકારના સર્પો માર્ગમાં અભિમાનથી એટલે નિર્ભયતાથી ફર્યા કરે છે, તેથી વન દુઃખમય છે. (૧૯)

नदीनिलयनाः सर्पा नदीकुटिलगामिनः । तिष्ठन्त्यावृत्य पन्थानमतो दुःखतरं वनम् ॥२०॥
નદિયોમાં રહેનારા અને વાંકાચુંકા ચાલનારા સર્પો માર્ગ ઘેરીને પડ્યા હોય છે. તેથી હે સીતે વન દુઃખવાળું જ છે. (૨૦)

पतङ्गा वृश्चिकाः कीटा दंशाश्च मशकैः सह । बाधन्ते नित्यमबले सर्वं दुःखमतो वनम् ॥२१॥
પતંગિયા, વીંછી, નાના કીડાઓ, મચ્છરો, અને બીજા દંશ મારનાર જીવો ત્યાં અત્યન્ત પીડા કરે છે, તેથી વન દુઃખવાળું જ છે. (૨૧)

द्रुमाः कण्टकिनश्चैव कुशाः काशाश्च भामिनि । वने व्याकुलशाखाग्रास्तेन दुःखमतो वनम् ॥२२॥
ત્યાં ઝાડો કાંટાવાળાં હોય છે. કુશ અને કાશથી માર્ગ ભરેલા હોય છે. તેની શાખાવોના આગલા ભાગથી માર્ગ ભરેલ હોય છે. તેથી વન દુઃખવાળું જ છે. (૨૨)

कायक्लेशाश्च बहवो भयानि विविधानि च । अरण्यवासे वसतो दुःखमेव सदा वनम् ॥२३॥
અનેક શારીરિક દુઃખો, જાતજાતના ભયો જંગલમાં વસનારાવોને થાય છે. તેથી વન દુઃખવાળું છે. (૨૨)

क्रोधलोभौ विमोक्तव्यौ कर्तव्या तपसे मतिः । न भेतव्यं च भेतव्ये दुःखं नित्यमतो वनम् ॥
ત્યાં ક્રોધ અને લોભનો ત્યાગ કરવો પડે છે. તપ કરવાનો જ વિચાર કરવો પડે છે. ભયનું કારણ હોય તો ભયનો ત્યાગ કરવો પડે છે, માટે વન દુઃખવાળું જ છે. (૨૪)

तदलं ते वनं गत्वा क्षमं नहि वने तव । विमृशन्निव पश्यामि बहुदोषकरं वनम् ॥२५॥
માટે તમે વનમાં આવવાની વાત મૂકી દો. તમારા માટે વન યોગ્ય નથી. વિચાર કરતાં મને લાગે છે કે વનમાં નિત્ય દુઃખ જ હોય છે. (૨૫)

वनं तु नेतुं न कृता मतिर्यदा बभूव रामेण तदा महात्मना ।
न तस्य सीता वचनं चकार तं ततोब्रवीद्राममिदं सुदुःखिता ॥२६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षड्विंशः सर्गः ॥२६॥

વનમાં સાથે નહિ લયી જવાની મહાત્મા રામે જ્યારે વાત કરી ત્યારે સીતાયે તેમની વાત માની નહિ. અને ભારે દુઃખી થયી આ પ્રમાણે તેવો બોલ્યા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષડ્વિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तविंशः सर्गः

एतत्तु वचनं श्रुत्वा सीता रामस्य दुःखिता । प्रसक्ताश्रुमुखी मन्दमिदं वचनमब्रवीत् ॥१॥
રામની આ વાત સાંભળી દુઃખી થયેલાં રડતાં સીતા ધીમે ધીમે આમ કહેવા લાગ્યાં. (૧)

ये त्वया कीर्तिता दोषा वने वस्तव्यतां प्रति । गुणानित्येव तान्विद्धि तव स्नेहपुरस्कृता ॥२॥
તમે વનવાસ પ્રત્યે જે દોષો ગણાવ્યા છે તે તો તમારા સ્નેહથી ભરેલા મારા માટે ગુણો જ છે, એમ સમજો. (૨)

मृगाः सिंहा गजाश्चैव शार्दूलाः शरभास्तथा । चमराः सृमराश्चैव ये चान्ये वनचारिणः ॥३॥
મૃગ, સિંહ, હાથી, વાઘ, શરભ, સૃમર, અને બીજા પણ વનપશુવો....(૩)

अदृष्टपूर्वरूपत्वात्सर्वे ते तव राघव । रूपं दृष्ट्वापसर्पेयुस्तव सर्वे हि बिभ्यति ॥४॥
હે રામ તમારા રૂપ જેવું રૂપ તો તેમણે કદી જોયું નહિ હોય, તેથી તમારું રૂપ જોયી તમારાથી બીને બધા નાસી જશે. (૪)

त्वया च सह गन्तव्यं मया गुरुजनाज्ञया । त्वद्वियोगेन मे राम त्यक्तव्यमिह जीवितम् ॥५॥

મારા ગુરુજન માતા પિતાની આજ્ઞાથી મારે તમારી સાથે ચાલવું જ છે. અને નહિ તો તમારા વિયોગથી હું પ્રાણુ છોડી દયીશ. (૫)

न हि मां त्वत्समीपस्थामथ शक्रोपि राघव । सुराणामीश्वरः शक्तः प्रधर्षयितुमोजसा ॥६॥

તમારી પાસેથી દેવોના ઇશ્વર ઇન્દ્રનું પણુ સામર્થ્ય નથી કે મને દુઃખિત કરે. (૬)

पतिहीना तु या नारी न सा शक्ष्यति जीवितुम् । काममेवंविधं राम त्वया मम निदर्शितम् ॥७॥

પતિ વિના સ્ત્રી જીવા શકતી નથી. આ સંબંધમાં તો આપે જ મને કહ્યું છે. (૭)

आदेशो वनवासस्य प्राप्तव्यः स मया किल । सा त्वया सह भर्त्राहं यास्यामि प्रिय नान्यथा ॥८॥

માટે મારે વનવાસ માટે તમારી પાસેથી આદેશ મેળવવો છે. ને હું તમારી સાથે વનમાં ચાલીશ જ. (૮)

वनवासे हि जानामि दुःखानि बहुधा किल । प्राप्यन्ते नियतं वीर पुरुषैरकृतात्मभिः ॥९॥

હું જાણું જ છું કે વનવાસમાં ઘણાં પ્રકારના દુઃખો હોય છે પણુ તે તો અજિતેન્દ્રિયોને જ થાય છે. (૯)

कृतक्षणाहं भद्रं ते गमनं प्रति राघव । वनवासस्य शूरस्य मम चर्या हि रोचते ॥१०॥

હે રામ, વનમાં ચાલવા માટે મને આનંદ છે અને તમે જે કયીં રાક્ષસવધ આદિ કરશો તે મને ગમશે. (૧૦)

शुद्धात्मन्प्रेमभावाद्धि भविष्यामि विकल्मषा । भर्तारमनुगच्छन्ती भर्ता हि परदैवतम् ॥११॥

હે શુદ્ધાત્મન્, હું તમારી પાછળ પાછળ ચાલતી પવિત્ર થયીશ કેમકે પતિ જ મહાન્ દેવ છે.

एवमस्मात्स्वकां नारीं सुवृत्तां हि पतिव्रताम् । नाभिरोचयसे नेतुं त्वं मां केनेह हेतुना ॥१२॥

માટે મારા જેવી સદાચારિણી અને પતિવ્રતા સ્ત્રીને તમે શા માટે વનમાં લયી જવા-માટે ના કહો છો ? (૧૨)

यदि मां दुःखितामेवं वनं नेतुं न चेच्छसि । विषमग्निं जलं वाहमास्थास्ये मृत्युकारणात् ॥१३

જો તમે દુઃખિની આવી મને વનમાં લયી જવાની ઇચ્છા નહિ કરશો તો હું વિષપાન કરીને અથવા અગ્નિમાં ભસ્મ થયીને અથવા જલમાં ડૂબી, મરણુ પામીશ. ૧૩)

एवं बहुविधं तं सा याचते गमनं प्रति । नानुमेने महाबाहुस्तां नेतुं विजनं वनम् ॥१४॥

શ્રી જાનકિયે આવી રીતે ઘણી જ પ્રાર્થના કરી પણુ નિર્જન વનમાં તેમને લયી જવા રામ સંમત થયા નહિ. (૧૪)

एवमुक्ता तु सा चिन्तां मैथिली समुपागता । स्नपयन्तीव गामुष्णैरश्रुभिर्नयनच्युतैः ॥१५॥

રામે સીતાને વનમાં લયી જવા ના પાડી તેથી તેવો ભારે ચિંતિત થયીને રડવા લાગ્યાં. (૧૫)

चिन्तयन्तीं तदा तां तु निवर्तयितुमात्मवान् । क्रोधाविष्टां तु वैदेहीं काकुत्स्थो बह्वसान्त्वयत् ॥१६

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्तविंशः सर्गः ॥२७॥

શ્રીરામે ચિંતા કરતાં જાનકીજીને વનમાં લયી જવા જ્યારે ના પાડી ત્યારે તેવો ક્રોધે ભરાયા પણુ રામે શાંતિ આપી. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણુના અયોધ્યાકાંડના સપ્તવિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टाविंशः सर्गः

सान्त्व्यमाना तु रामेण मैथिली जनकात्मजा । वनवासनिमित्तार्थं भर्तारमिदमब्रवीत् ॥१॥
શ્રીરામ શ્રીસીતાને આ રીતે સાંત્વના જ્યારે આપી રહ્યા હતા ત્યારે તેવો બોલ્યા. (૧)

सा तमुत्तमसंविग्ना सीता विपुलवक्षसम् । प्रणयाच्चाभिमानाच्च परिचिक्षेप राघवम् ॥२॥
અત્યંત વ્યાકુળ થયેલાં સીતા સ્નેહ અને પ્રણયકોપથી રામને કઠોર વચન કહેવા લાગ્યાં. (૨)

अनृतं बत लोकोयमज्ञानाद्यदि वक्ष्यति । तेजो नास्ति परं रामे तपतीव दिवाकरे ॥३॥
હે ભગવન્, જેમ સૂર્યને કોયી તે સમયે તેજો હીન કહે, જ્યારે કે તે તપી રહ્યો હોય તો કોયી વિશ્વાસ કરશે નહિ. તેમજ કોયી કહે કે રામ નિસ્તેજ છે, તો આ જગત્ અસત્ય જ માનશે.

किं हि कृत्वा विषण्णस्त्वं कुतो वा भयमस्ति ते । यत्परित्यक्तुकामस्त्वं मामनन्यपरायणाम् ॥४॥
તમે કેમ ઉદાસ છો? તમને કોનું ભય લાગે છે? જેને લીધે મારા જેવી અનન્યપરાયણ પત્ની નો તમે ત્યાગ કરવા ઇચ્છો છો? (૪)

द्युमत्सेनसुतं वीरं सत्यवन्तमनुव्रताम् । सावित्रीमिव मां विद्धि त्वमात्मवशवर्तिनीम् ॥५॥
દ્યુમત્સેનના પુત્ર સત્યવાન્ પ્રત્યે સાવિત્રી નો જે ભાવ હતો, તેવો જ ભાવ તમારા માટે મારા મનમાં છે, એમ નક્કી માનજો (૫)

न त्वहं मनसा त्वन्यं द्रष्टास्मि त्वदृतेऽनघ । त्वया राघव गच्छेयं यथान्या कुलपांसनी ॥६॥
હે અનઘ, હું મનથી પણ તમારાથી અતિરિક્ત કોયી બીજા પુરુષને કુલકલંકિની સ્ત્રીની જેમ ચિંતતી નથી, માટે હું તમારી સાથે ચાલીશ જ. (૬)

स मामनादाय वनं न त्वं प्रस्थितुमर्हसि । तपो वा यदि वारण्यं स्वर्गो वा स्यात्त्वया सह ॥७॥
તમે મને લીધા વિના અરણ્યમાં જયી શકો નહિ, મારે તો તપ કરવું હશે અથવા સ્વર્ગમાં જવું હશે, બધું તમારી સાથે જ થશે. (૭)

न च मे भविता तत्र कश्चित्पथि परिश्रमः । पृष्ठतस्तव गच्छन्त्या विहारशयनेष्विव ॥८॥
હે મહારાજ, જેમ વિહારકાળમાં અથવા શયનકાળમાં તમારી સાથે મને કોયી શ્રમ હોતો નથી તેમજ તમારી પાછળ ચાલતાં મને કોયી શ્રમ થશે નહિ. (૮)

कुशकाशशरेषीका ये च कण्टकिनो द्रुमाः । तूलाजिनसमस्पर्शा मार्गे मम सह त्वया ॥९॥
હે ભગવન્, કુશ, કાશ, શર, ઈષીકા આદિ જે કાંટાવાળા વૃક્ષો છે, તે તમારી સાથે ચાલતા મારે માટે રૂ અથવા મૃગચર્મ સમાન કોમળ થયી જશે. (૯)

महावातसमुद्भूतं यन्मामवकरिष्यति । रजो रमण तन्मन्ये परार्ध्यमिव चन्दनम् ॥१०॥
અને ઝંઝાવાતથી ઉડીને જે ધૂળ મારી આંખોમાં કે શરીર ઉપર પડશે તેને તો હું અત્યુત્તમ ચંદન માનીશ. (૧૦)

शाद्वलेषु यथा शिश्ये वनान्तर्वनगोचरा । कुथास्तरणयुक्तेषु किं स्यात्सुखतरं ततः ॥११॥
જેવી રીતે હું ધ્રો આદિથી ભરેલી ભૂમિમાં શયન કરું છું તેવી જ રીતે વનમાં રહેનારી હું કુશાદિની પથારીમાં શયન કરિશ, તેથી વધારે સુખ બીજું શું હોયી શકે? (૧૧)

पत्रं मूलं फलं यत्तु अल्पं वा यदि वा बहु । दास्यसे स्वयमाहृत्य तन्मेमृतरसोपमम् ॥१२॥
અને હે મહારાજ, પત્ર, પુષ્પ, મૂળ, જે કંઈ તમે થોડું કે વધારે પોતે લઈ આવીને મને આપશો, તે મારા માટે અમૃતરસ જેવો થશે. (૧૨)

न मातुर्न पितुस्तत्र स्मरिष्यामि न वेश्मनः। आर्तवान्युपभुञ्जाना पुष्पाणि च फलानि च ॥१३॥
ઋતુ ઋતુના પુષ્પો કે ફળોનો આહાર કરતી હું કદી પણ માતાપિતાના ઘરનું સ્મરણ નહિ કરિશ.

न च तत्र ततः किञ्चिद्द्रष्टुमर्हसि विप्रियम् । मत्कृते न च ते शोको न भविष्यामि दुर्भरा ॥
હે મહારાજ, મારે લીધે વનમાં તમને કંઈ પણ અગવડ કે શોક થશે નહિ, તેથી હું તમારે માથે ભાર થયિશ નહિ. (૧૪)

यस्त्वया सह स स्वर्गो निरयो यस्त्वया विना । इति जानन्परां प्रीतिं गच्छ राम मया सह ॥१५॥
હે રામ, તમારી સાથે રહેનારી મને તમે જ્યાં રાખશો તે સ્વર્ગ જણાશે અને તમારા વિના સ્વર્ગ પણ નરક જણાશે. એમ સમજીને હે પ્રભો, પ્રસન્ન થાવ અને તમારી સાથે મને લઈ ચાલો.

अथ मामेवमव्यग्रां वनं नैव नयिष्यसि । विषमद्यैव पास्यामि मा वशं द्विषतां गमम् ॥१६॥
હું વનથી બીનારી નથી. છતાં જો તમે મને સાથે વનમાં નહિ લઈ જશો તો હમણાં જ હું વિષપાન કરીશ પણ શત્રુવોની અધીનતા સ્વીકારીશ નહિ. (૧૬)

पश्चादपि हि दुःखेन मम नैवास्ति जीवितम् । उज्झितायास्त्वया नाथ तदैव मरणं वरम् ॥१७॥
તમે મને ત્યજી જશો ત્યારે પણ તો હું જીવવાની નથી, તમે મારો ત્યાગ કરી જશો એટલે તરત જ મારા માટે મરવું જ સારું થશે. (૧૭)

इमं हि सहितुं शोकं मुहूर्तमपि नोत्सहे । किं पुनर्दशवर्षाणि त्रीणि चैकं च दुःखिता ॥१८॥
હું આ શોકને ક્ષણ ભર પણ સહન કરી શકતી નથી તો ચૌદ વર્ષની તો વાત જ શી ?

इति सा शोकसन्तप्ता विलप्य करुणं बहु । चुक्रोश पतिमायस्ता भृशमालिङ्ग्य सस्वरम् ॥१९॥
આ રીતે શોકથી સંતપ્ત અને થાકેલાં સીતા અત્યંત કરુણ વિલાપ કરીને, રામનું આલિંગન કરી અતિરુદન કરવા લાગ્યાં. (૧૯)

तस्याः स्फटिकसङ्काशं वारि सन्तापसम्भवम् । नेत्राभ्यां परिसुस्राव पङ्कजाभ्यामिवोदकम् ॥२०
જેમ કે પંકજોમાંથી પાણી વહે તેમ દુઃખથી ઉત્પન્ન થયેલાં નિર્મળ આંસુ તેમની કમળ જેવી આંખમાંથી વહેવા લાગ્યાં. (૨૧)

तत्सितामलचन्द्राभं मुखमायतलोचनम् । पर्यशुष्यत बाष्पेण जलोद्धृतमिवाम्बुजम् ॥२१॥
જળમાંથી બહાર કાઢી લીધેલ જેમ કમળ સુકાય છે, તેમ સ્વેત અને નિર્મળ ચંદ્ર જેવું તેમનું મોં સુકાયી ગયું. (૨૨)

तां परिष्वज्य बाहुभ्यां विसंज्ञामिव दुःखिताम् । उवाच वचनं रामः परिविश्वासयंस्तदा ॥२२॥
શ્રીરામે બેભાનની જેમ બની ગયેલાં તે દુઃખિતા સીતાને બન્ને હાથમાં લઈને વિશ્વાસ અપાવતાની જેમ કહ્યું. (૨૩)

न देवि तव दुःखेन स्वर्गमप्यभिरोचये । न हि मेस्ति भयं किञ्चित् स्वयम्भोरिव सर्वतः ॥२३
હે દેવિ, તમને દુઃખ થાય તો મને સ્વર્ગ પણ ગમે નહિ, અને બ્રહ્માની જેમ હું પણ નિર્ભય છું, મને કોયીનો ભય નથી. (૨૪)

**तव सर्वमभिप्रायमविज्ञाय शुभानने । वासं न रोचयेरण्ये शक्तिमानपि रक्षणे ॥२४॥**

હું જંગલમાં તમારી રક્ષા માટે સમર્થ જ છું છતાં તમારા અભિપ્રાય જાણ્યા વિના તમને વનમાં લયી જવા ઇચ્છવા યોગ્ય નથી. (૨૫)

**यत्सृष्टासि मया सार्धं वनवासाय मैथिलि । न विहातुं मया शक्या प्रीतिरात्मवता यथा ॥२५॥**

જેમ આત્મજ્ઞાની અથવા શીલવાન્ પુરુષ પ્રેમનો ત્યાગ કરી શકતો નથી તેમ હું તમારો ત્યાગ કરી શકું નહિ. હે સીતે તમે તો મારી સાથે વનવાસ માટે સર્જાયલા જ છે. (૨૬)

**न खल्वहं न गच्छेयं वनं जनकनन्दिनि । वचनं तन्नयति मां पितुः सत्योपबृंहितम् ॥२६॥**

હું વનમાં નહિ જાવું, એમ બની શકે નહિ, પિતાનું સત્ય વચન મને જંગલમાં લયી જાય છે. (૨૭)

**एष धर्मश्च वैदेहि पितुर्मातुश्च वश्यता । आज्ञां ततो व्यतिक्रम्य नाहं जीवितुमुत्सहे ॥२७॥**

હે વૈદેહિ, પિતા અને માતાની અધીનતાનો સ્વીકાર આ આપણો ધર્મ છે. તેથી પિતાની આજ્ઞાનું અપમાન કરીને હું જીવવા ઇચ્છતો નથી. (૨૮)

**अस्वाधीनं कथं दैवं प्रकारैरभिराध्यते । स्वाधीनं समतिक्रम्य मातरं पितरं गुरुम् ॥२८॥**

પ્રત્યક્ષ દેવતા માતા પિતા અને ગુરુ જેવાને મૂકી દયીને અપ્રત્યક્ષ દૈવની આરાધના કેમ કરી શકાય ? (૨૯)

**यत्र त्रयं त्रयो लोकाः पवित्रं तत्समं भुवि । नान्यदस्ति शुभापाङ्गे तेनेदमभिराध्यते ॥२९॥**

જ્યાં માતા, પિતા, ગુરુ, આ ત્રણેય હોય છે ત્યાં ત્રણેય લોકો છે. પૃથિવી ઉપર તેના જેવા પવિત્ર કશું છે જ નહિ. તેથી પિતાની આજ્ઞાનો સ્વીકાર કરી રહ્યો છું. (૩૦)

**न सत्यं दानमानौ वा यज्ञो वाप्याप्तदक्षिणाः । तथा बलकराः सीते यथा सेवा पितुर्मता ॥३०**

સીતે, હું સાચું કહું છું કે દાન, માન, પુષ્કળ દક્ષિણાવાળો યજ્ઞ, તેવા કલ્યાણકારી નથી જેટલું કલ્યાણ પિતાની સેવા કરે છે. (૩૧)

**स्वर्गो धनं वा धान्यं वा विद्या पुत्राः सुखानि च । गुरुवृत्त्यनुरोधेन न किञ्चिदपि दुर्लभम् ॥३१**

સ્વર્ગ, ધન, ધાન્ય; વિદ્યા, પુત્ર અને સુખમાં ગુરુની આજ્ઞાનું પાલન કરવાથી કશું દુર્લભ નથી. (૩૨)

**देवगन्धर्वगोलोकान्ब्रह्मलोकांस्तथापरान् । प्राप्नुवन्ति महात्मानो मातापितृपरायणाः ॥३२॥**

માતા અને પિતાની આજ્ઞાનું પાલન કરનારા પુત્રો દેવલોક, ગંધર્વલોક, ગોલોક, બ્રહ્મલોક તથા અન્ય લોકોને પણ પ્રાપ્ત કરે છે. (૩૩)

**स मां पिता यथा शास्ति सत्यधर्मपथे स्थितः । तथा वर्तितुमिच्छामि स हि धर्मः सनातनः ॥**

સત્યધર્મ પરાયણ મારા તે પિતા મને જેમ કહ્યું છે તેમજ હું કરવા ઇચ્છું છું. તે જ સનાતન ધર્મ છે. (૩૪)

**सा हि दिष्टानवद्याङ्गि वनाय मदिरेक्षणे । अनुगच्छस्व मां भीरु सहधर्मचरी भव ॥३४॥**

હે સીતે, વનમાં ચાલવા માટે તમને આજ્ઞા આપું છું. ચાલો અને મારા સુખ–દુઃખમાં સહચરી બનો. (૩૫)

सर्वथा सदृशं सीते मम स्वस्य कुलस्य च । व्यवसायमनुक्रान्ता कान्ते त्वमतिशोभनम् ॥३५॥

હે સીતે, મારા અને તમારા પિતૃકુળને છા જે તેમજ તમોયે સારું કાર્ય કરવા નિશ્ચય કર્યો. છે. (૩૬)

आरभस्व शुभश्रोणि वनवासक्षमाः क्रियाः । नेदानीं त्वदृते सीते स्वर्गोऽपि मम रोचते ॥३६॥

હે સીતે, વનવાસ માટે જે કરવું જોયિયે, તમે કરી લો તમારા વિના તો મને સ્વર્ગ પણ ગમતો નથી. (૩૮)

भूषणानि महार्हाणि वरवस्त्राणि यानि च । रमणीयाश्च ये केचित् क्रीडार्थाश्चाप्युपस्कराः ॥३७

સુંદર સુંદર આભૂષણો અને જે કયીં સુંદર વસ્રો હોય, તેમ જ રમવા માટે જે કયીં સામગ્રી હોય....(૩૯)

शयनीयानि यानानि मम चान्यानि यानि च । देहि स्वभृत्यवर्गस्य ब्राह्मणानामनन्तरम् ॥३८॥

મારી પથારી, મારા રથો, જે કયીં છે, તે બધું બ્રાહ્મણોને આપ્યા પછી જે વધે તે તમારા સેવકોને આપી દો. (૪૦)

अनुकूलं तु सा भर्तुर्ज्ञात्वा गमनमात्मनः । क्षिप्रं प्रमुदिता देवी दातुमेव प्रचक्रमे ॥३९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टाविंशः सर्गः ॥२८॥

મારું વનગમન રામજીને ગમે છે, તેમ જાણીને તેવો પ્રસન્ન થયીને પોતાની બધી વસ્તુવો આપવા લાગ્યા. (૪૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટાવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनत्रिंशः सर्गः

एवं श्रुत्वा स संवादं लक्ष्मणः पूर्वमागतः । बाष्पपर्याकुलमुखः शोकं सोढुमशक्नुवन् ॥१॥

શ્રી લક્ષ્મણજી પહેલાંથી જ ત્યાં આવી ગયા હતા. તેવો રામ અને સીતાનો સંવાદ સાંભળી શોકને રોકી શકયા નહિ અને રડવા લાગ્યા. (૧)

स भ्रातुश्चरणौ गाढं निपीड्य रघुनन्दनः । सीतामुवाचातियशां राघवं च महाव्रतम् ॥२॥

તેવોયે રામજીના ચરણને પકડીને સીતા અને રામને કહ્યું (૨)

यदि गन्तुं कृता बुद्धिर्वनं मृगगजायुतम् । अहं त्वानुगमिष्यामि वनमग्रे धनुर्धरः ॥३॥

જો આપ જંગલી પશુવોથી ભરેલ જંગલમાં જવા ધારો છો તો હું પણ તમારી આગળ આગળ ધનુષ્ બાણ ધારણ કરીને ચાલીશ. (૩)

मया समेतोऽरण्यानि रम्याणि विचरिष्यसि । पक्षिभिर्मृगयूथैश्च संघुष्टानि समन्ततः ॥४॥

મારી સાથે પક્ષિયો અને પશુવોના શબ્દવાળા રમ્ય જંગલમાં વિચરશો. (૪)

न देवलोकाक्रमणं नामरत्वमहं वृणे । ऐश्वर्यं चापि लोकानां कामये न त्वया विना ॥५॥

લક્ષ્મણજિયે કહ્યું કે હું તમારા વિના સ્વર્ગ અને દેવત્વ તેમજ સમસ્ત લોકોના ઐશ્વર્યને પણ ઇચ્છતો નથી. (૫)

एवं ब्रुवाणः सौमित्रिर्वनवासाय निश्चितः । रामेण बहुभिः सान्त्वैर्निषिद्धः पुनरब्रवीत् ॥६॥
લક્ષ્મણનું વચન સાંભળીને રામે ઘણાં સાંત્વના આપનાર વચનોથી ના પાડી, છતાં લક્ષ્મણજી ફરી બોલ્યા. (૬)

अनुज्ञातस्तु भवता पूर्वमेव यदस्म्यहम् । किमिदानीं पुनरपि क्रियते मे निवारणम् ॥७॥
આપે પહેલા મને સાથે ચાલવાની આજ્ઞા આપી હતી. અત્યારે શા માટે ના પાડો છો! (૭)

यदर्थं प्रतिषेधो मे क्रियते गन्तुमिच्छतः । एतदिच्छामि विज्ञातुं संशयो हि ममानघ ॥८॥
હે મહારાજ મને સાથે લયી ચાલવા માટે જે કારણથી ના પાડો છો તે હું જાણવા ઇચ્છું છું. મને સંદેહ થાય છે. (૮)

ततोऽब्रवीन्महातेजा रामो लक्ष्मणमग्रतः । स्थितं प्राग्गामिनं धीरं याचमानं कृताञ्जलिम् ॥९॥
ત્યારે હાથ જોડીને સામે ઉભા રહેલા અને પ્રાર્થના કરતા લક્ષ્મણને રામે કહ્યું. (૯)

स्निग्धो धर्मरतो धीरः सततं सत्पथे स्थितः । प्रियः प्राणसमो वश्यो विधेयश्च सखा च मे ॥१०
હે લક્ષ્મણ તમે પ્રેમાળ છો, ધાર્મિક છો, ધીર છો અને સન્માર્ગમાં સ્થિર રહેલા મારી આજ્ઞાનું પાલન કરનારા, મારા પ્રાણ સમાન પ્રિય મિત્ર છો. (૧૦)

मयाद्य सह सौमित्रे त्वयि गच्छति तद्वनम् । को भजिष्यति कौसल्यां सुमित्रां वा यशस्विनीम् ॥
જો તમે મારી સાથે જંગલમાં ચાલશો તો કૌસલ્યા અને સુમિત્રાની સેવા કોણ કરશે ? (૧૧)

अभिवर्षति कामैर्यः पर्जन्यः पृथिवीमिव । स कामपाशपर्यस्तो महातेजा महीपतिः ॥१२॥
વાદળ જેમ પૃથ્વીને તૃપ્ત કરે છે તેમ પ્રજાને તૃપ્ત અને સંતુષ્ટ કરનારા પિતાશ્રી કામના બંધનથી બંધાયલા છે. (૧૨)

सा हि राज्यमिदं प्राप्य नृपस्याश्वपतेः सुता । दुःखितानां सपत्नीनां न करिष्यति शोभनम् ॥
અને રાજા અશ્વપતિની પુત્રી કૈકેયી આ રાજ્યને પામીને દુઃખી થયેલાં કૌસલ્યા અને સુમિત્રાનું ભલું કરશે નહિ. (૧૩)

न भरिष्यति कौसल्यां सुमित्रां च सुदुःखिताम् । भरतो राज्यमासाद्य कैकेय्यां पर्यवस्थितः ॥
ભરત પણ રાજ્ય પામીને કૈકેયીના અધીન રહેલા દુઃખી કૌસલ્યા અને સુમિત્રાને સંભાળશે જ નહિ. (૧૪)

तामार्यो स्वयमेवेह राजानुग्रहणेन वा । सौमित्रे भर कौसल्यामुक्तमर्थममुं चर ॥१५॥
હે લક્ષ્મણ તમે પોતે જ અથવા રાજાના કહેવાથી કોશલ્યાનું રક્ષણ કરો. (૧૫)

एवं मयि च ते भक्तिर्भविष्यति सुदर्शिता । धर्मज्ञ गुरुपूजायां धर्मश्चाप्यतुलो महान् ॥१६॥
આમ કરવાથી મારા પ્રત્યે તમારી ભક્તિ સારી રીતે ખ્યાતિમાં આવશે. અને હે ધર્મજ્ઞ વડીલોની સેવાથી અતુલ ધર્મ પણ થશે. (૧૬)

एवं कुरुष्व सौमित्रे मत्कृते रघुनन्दन । अस्माभिर्विप्रहीणाया मातुर्नो न भवेत् सुखम् ॥१७॥
હે લક્ષ્મણ તમે આટલું મારા માટે કરો, નહિં તો અમારા વિના માતાને સુખ થશે નહિ. (૧૭)

एवमुक्तस्तु रामेण लक्ष्मणः श्लक्ष्णया गिरा । प्रत्युवाच तदा रामं वाक्यज्ञो वाक्यकोविदम् ॥
રામનું આ નમ્ર વચન સાંભળીને લક્ષ્મણે રામને કહ્યું. (૧૮)

तवैव तेजसा वीर भरतः पूजयिष्यति । कौसल्यां च सुमित्रां च प्रयतो नास्ति संशयः ॥१९॥

હે વીર તમારા જ તેજથી સાવધ રહીને ભરત કૌસલ્યા અને સુમિત્રાની દેખભાલ કરશે આમાં સંદેહ નથી. (૧૯)

यदि दुःस्थो न रक्षेत भरतो राज्यमुत्तमम् । प्राप्य दुर्मनसा वीर गर्वेण च विशेषतः ॥२०॥

જો ભરત આ રાજ્યને પામીને અહંકારથી અથવા દુષ્ટ મનથી આવું નહિ કરશે તો....(૨૦)

तमहं दुर्मतिं क्रूरं वधिष्यामि न संशयः । तत्पक्ष्यानपि तान्सर्वांस्त्रैलोक्यमपि किं तु सा ॥२१॥

હું તે ક્રૂર અને દુષ્ટ બુદ્ધિવાળા ભરતને, તેમના પક્ષપાતિયોને અને જો ત્રિલોકી પણ તેના પક્ષમાં હશે તો તેને પણ મારી નાખીશ. (૨૧)

कौसल्या बिभृयादार्या सहस्रं मद्विधानपि । यस्याः सहस्रं ग्रामाणां सम्प्राप्तमुपजीविनाम् ॥२२

પણ કૌસલ્યા મારા જેવા સહસ્રોની રક્ષા કરી શકે છે, અને તેમણે જે સેવકોને સહસ્રો ગામો આપ્યા છે તેવા સહસ્રો સેવકોની પણ રક્ષા કરી શકે છે. (૨૨)

कुरुष्व मामनुचरं वैधर्म्यं नेह विद्यते । कृतार्थोऽहं भविष्यामि तव चार्थः प्रकल्प्यते ॥२३॥

તેથી આપ મને સાથે લયી ચાલો એમાં કશું ખોટું થતું નથી. હું કૃતાર્થ થયીશ અને તમારું કામ થશે. (૨૩)

धनुरादाय सगुणं खनित्रपिटकाधरः । अग्रतस्ते गमिष्यामि पन्थानं तव दर्शयन् ॥२४॥

હું ધનુષ્, ખનિત્ર, પિટક ધારણ કરીને તમને માર્ગ બતાવતો આગળ આગળ ચાલીશ. (૨૪)

आहरिष्यामि ते नित्यं मूलानि च फलानि च । वन्यानि च तथान्यानि स्वाहार्हाणि तपस्विनाम् ॥

તમારે માટે નિત્ય ફલ, મૂળ, અને બીજી જંગલી વસ્તુવો તપસ્વિયો માટે યોગ્ય સમિત્, ફળ આદિ લયી આવીશ. (૨૫)

भवांस्तु सह वैदेह्या गिरिसानुषु रंस्यते । अहं सर्वं करिष्यामि जाग्रतः स्वपतश्च ते ॥२६॥

આપ તો પર્વતના શિખર ઉપર સીતા સાથે આનંદ કરશો. અને તમે જાગતા હશો કે ઉંઘતા હશો, તમારી બધી સેવા કરીશ. (૨૬)

रामस्त्वनेन वाक्येन सुप्रीतः प्रत्युवाच तम् । व्रजापृच्छस्व सौमित्रे सर्वमेव सुहृज्जनम् ॥२७॥

રામ આ વચનથી પ્રસન્ન થયીને બોલ્યા કે હે લક્ષ્મણ જાવો અને બધાં સુહૃત્-જનોને પૂછી આવો. (૨૭)

ये च राज्ञो ददौ दिव्ये महात्मा वरुणः स्वयम् । जनकस्य महायज्ञे धनुषी रौद्रदर्शने ॥२८॥

अभेद्ये कवचे दिव्ये तूणीं चाक्षय्यसायकौ । आदित्यविमलाभौ द्वौ खड्गौ हेमपरिष्कृतौ ॥२९॥

सत्कृत्य निहितं सर्वमेतदाचार्यसद्मनि । सर्वमायुधमादाय क्षिप्रमाव्रज लक्ष्मण ॥३०॥

મહાત્મા જનકના મહાયજ્ઞના સમયે મહાત્મા....વરુણે જે દિવ્ય અને ભયંકર બે ધનુષ્ આપ્યાં હતાં તેને અને કવચ, તૂણી, અક્ષય્ય બે બાણો, સોનાથી શણગારાયેલા ચકચકાટ બે ખડ્ગોને આચાર્યભવનમાં રખાયેલી આ બધી વસ્તુવોને અને બીજાં સર્વ આયુધને લયીને આવો. (૨૮-૩૦)

स सुहृज्जनमामन्त्र्य वनवासाय निश्चितः । इक्ष्वाकुगुरुमागम्य जग्राहायुधमुत्तमम् ॥३१॥
લક્ષ્મણે પોતાના મિત્રોને પૂછીને વનવાસ માટે નિશ્ચિત થયી વશિષ્ઠજીની પાસે જયીને ઉત્તમ શસ્ત્રો લીધાં (૩૧)

तद्दिव्यं राजशार्दूलः सत्कृतं माल्यभूषितम् । रामाय दर्शयामास सौमित्रिः सर्वमायुधम् ॥३२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनत्रिंशः सर्गः ॥२९॥

લક્ષ્મણ તે બધાં દિવ્ય આયુધોને લયી આવીને રામને દેખાડયાં. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનત્રિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रिंशः सर्गः

दत्त्वा तु सह वैदेह्या ब्राह्मणेभ्यो धनं बहु । जग्मतुः पितरं द्रष्टुं सीतया सह राघवौ ॥१॥
સીતાની સાથે બ્રાહ્મણોને પુષ્કળ ધન આપીને પિતાના દર્શનાર્થે સીતાની સાથે બન્ને ભાયિયો ગયા. (૧)

ततः प्रासादहर्म्याणि विमानशिखराणि च । अभिरुह्य जनः श्रीमानुदासीनो व्यलोकयत् ॥२॥
રામજી પિતાની પાસે જવા નિકળ્યા ત્યારે પ્રજાજનોયે પ્રાસાદો ઉપર એટલે રાજમહલ ઉપર, હર્મ્યો એટલે ધનિકોના ગૃહો ઉપર, વિમાનો એટલે સાત મંજલવાળા ગૃહો ઉપર. શિખરો - મણિપર્વતના શિખરો ઉપર ચડીને ઉદાસીન થયી ને રામને જોયા. (૨)

नहि रथ्याः सुशक्यन्ते गन्तुं बहुजनाकुलाः । आरुह्य तस्मात् प्रासादाद् दीनाः पश्यन्ति राघवम्
નાના નાના માર્ગોમાં લોકો ભરાયી ગયેલા હતા તેથી ત્યાંથી લોકો રામને જોયી શકતા ન હતા. તેથી રાજમહલ ઉપર ચડીને દીનભાવે રામને જોતા હતા. (૩)

पदातिं सानुजं दृष्ट्वा ससीतं च जनास्तदा । ऊचुर्बहुजना वाचः शोकोपहतचेतसः ॥४॥
સીતા, રામ અને લક્ષ્મણને તે સમયે પગે ચાલતાં જોયીને શોકાતુર થયેલા લોકો જાત જાતની વાતો કરતા હતા. (૪)

यं यान्तमनुयाति स्म चतुरङ्गबलं महत् । तमेकं सीतया सार्धमनुयाति स्म लक्ष्मणः ॥५॥
જેની પાછળ પાછળ ચતુરંગિણી સેના ચાલતી હતી તેની પાછળ આજે કેવળ સીતાજી અને લક્ષ્મણજી ચાલતાં હતાં. (૫)

ऐश्वर्यस्य रसज्ञः सन् कामानां चाकरो महान् । नेच्छत्येवानृतं कर्तुं वचनं धर्मगौरवात् ॥६॥
જે રામ ઐશ્વર્યના રસજ્ઞ હતા, જેની સમક્ષ ઇષ્ટ વસ્તુવોનો આકર હતો, તે ધર્મની રક્ષા માટે પોતાના પિતાને અસત્યવાદી બનાવવા ઇચ્છિતા ન હતા. (૬)

या न शक्या पुरा द्रष्टुं भूतैराकाशगैरपि । तामद्य सीतां पश्यन्ति राजमार्गगता जनाः ॥७॥
જે સીતાને દેવો પણ પહેલાં જોયી શકતા ન હતા તેને જ રાજમાર્ગમાં ચાલનારાવો જોયી રહ્યા છે. (૭)

आनृशंस्यमनुक्रोशः श्रुतं शीलं दमः शमः । राघवं शोभयन्त्येते षड्गुणाः पुरुषर्षभम् ॥८॥

અહિંસા, દયા, શાસ્ત્રાનુકૂળ આચરણ, સુશીલતા, દમ, શમ, આ છહ ગુણો શ્રી રામને સુશોભિત કરે છે. (૮)

तस्मात्तस्योपघातेन प्रजाः परमपीडिताः । औदकानीव सत्त्वानि ग्रीष्मे सलिलसंक्षयात् ॥९॥

તેથી રામના આ અપમાનથી પ્રજા તેમ પીડિત હતી જેમ ઉનાળામાં જળના સુકાયી જવાથી જળમાં રહેનારાં પ્રાણિયો પીડા પામે છે. (૯)

पीडया पीडितं सर्वं जगदस्य जगत्पतेः । मूलस्येवोपघातेन वृक्षः पुष्पफलोपगः ॥१०॥

જેમ પુષ્પ અને ફળવાળો વૃક્ષ મૂલના કાપવાથી પીડિત થાય તેમ જગત્પતિ શ્રી રામની તે પીડાથી સર્વ જગત્ પીડિત હતું. (૧૦)

श्रीलक्ष्मण इव क्षिप्रं सपत्न्यः सहबान्धवाः । गच्छन्तमनुगच्छामो येन गच्छति राघवः ॥११॥

બધાય કહેવા લાગ્યા, જે માર્ગથી રામ જાય છે તે માર્ગથી લક્ષ્મણની પેઠે અમે પણ પતિ, પત્ની, કુટુંબીજનો સાથે જયિયે (૧૧)

उद्यानानि परित्यज्य क्षेत्राणि च गृहाणि च । एकदुःखसुखा राममनुगच्छाम धार्मिकम् ॥१२॥

ઉદ્યાનો, ક્ષેત્રો, ગૃહોને ત્યજીને ધર્માત્મા રામની સાથે અમે પણ જયિયે, અને તેમના દુઃખથી દુઃખી અને સુખથી સુખી થયિયે. (૧૨)

समुद्धृतनिधानानि परिध्वस्ताजिराणि च । उपात्तधनधान्यानि हृतसाराणि सर्वशः ॥१३॥
रजसाभ्यवकीर्णानि परित्यक्तानि दैवतैः । मूषकैः परिधावद्भिरुद्बिलैरावृतानि च ॥१४॥
अपेतोदकधूमानि हीनसम्मार्जनानि च । प्रावृष्टबलिकर्मेज्यामन्त्रहोमजपानि च ॥१५॥
दुष्कालेनेव भग्नानि भिन्नभाजनवन्ति च । अस्मत्त्यक्तानि कैकेयी वेश्मानि प्रतिपद्यताम् ॥१६॥

ભૂમિમાં દાટેલ ધન જેમાંથી લયી લેવામાં આવ્યાં છે, આંગણાં જેનાં ઢંગધડા વિનાનાં થયી ગયાં છે, અનાજ આદિ જેમાંથી લયી લીધાં છે, ધૂળથી ભરેલો, દેવોથી તજાયેલાં, દોડતા ઉંદરોના દરોથી ભરેલાં, જેમાં જળ નથી, રસોયી થતી નથી, કચરા કાઢવામાં આવતાં નથી, બલિકર્મ, યજ્ઞ, મંત્ર, હોમ, જપ, બંધ થયી ગયા છે, દુષ્કાળમાં જેમ ઘરો ભાંગે છે તેમ ભાંગેલાં વાસણોવાળાં અમારાથી મૂકી દેવાયેલાં ઘરોને કૈકેયી પ્રાપ્ત કરશે. (૧૩, ૧૪, ૧૫, ૧૬)

वनं नगरमेवास्तु येन गच्छति राघवः । अस्माभिश्च परित्यक्तं पुरं सम्पद्यतां वनम् ॥१७॥

રામ જે માર્ગે જશે તે વન પણ નગર જ થયી જશે અને અમારાથી ત્યજાયેલું નગર વન થયી જવાનું. (૧૭)

प्रपद्यतां हि कैकेयी सपुत्रा सह बान्धवैः । राघवेण वयं सर्वे वने वत्स्याम निर्वृताः ॥१८॥

પોતાના પુત્ર ભરત અને પોતાના સગા સંબંધિયો સાથે કૈકેયી ભલે અયોધ્યાની સુખ સામગ્રીને પ્રાપ્ત કરી લે પણ અમે બધાં તો વનમાં રામની સાથે જ શાંતિથી રહીશું. (૧૮)

इत्येवं विविधा वाचो नानाजनसमीरिताः । शुश्राव राघवः श्रुत्वा न विचक्रेऽस्य मानसम् ॥१९॥

અનેક લોકોના મુખમાંથી નીકળતી આવી વિવિધ વાણી સાંભળીને પણ રામના મનમાં કોયી વિક્રિયા ઉત્પન્ન થયી નહિ. (૧૯)

**स तु वेश्म पुनर्मातुः कैलासशिखरप्रभम् । अभिचक्राम धर्मात्मा मत्तमातङ्गविक्रमः ॥२०॥**

મતવાળા હાથીની જેમ મંદ મંદ ગતિવાળા રામ પુનઃ કાસલ્યાના મહલમાં ગયા. (૨૦)

**विनीतवीरपुरुषं प्रविश्य तु नृपालयम् । ददर्शावस्थितं दीनं सुमन्त्रमविदूरतः ॥२१॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिंशः सर्गः ॥३०॥

જ્યાં વિનમ્ર વીરપુરુષો રહેતા હતા તે રાજભુવનમાં પ્રવેશ કરીને પાસે પહોંચીને રામે દીનભાવે બેઠેલા સુમંત્રને જોયા. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकत्रिंशः सर्गः

**ततः कमलपत्राक्षः श्यामो निरुपमो महान् । उवाच रामस्तं सूतं पितुराख्याहि मामिति ॥१॥**

કમળ જેવા નેત્રવાળા, અનુપમ શ્યામ રામે સૂતને કહ્યું કે રાજાને કહો કે હું આવ્યો છું (૧)

**स रामप्रेषितः क्षिप्रं सन्तापकलुषेन्द्रियम् । प्रविश्य नृपतिं सूतो निश्वसन्तं ददर्श ह ॥२॥**

રામથી મોકલાયેલા સૂતે મહેલમાં પ્રવેશ કરીને દુઃખથી વ્યાકુલ ઇન્દ્રિયવાળા નિશ્વાસ લેતા રાજાને જોયા (૨)

**उपरक्तमिवादित्यं भस्मच्छन्नमिवानलम् । तटाकमिव निस्तोयमपश्यज्जगतीपतिम् ॥३॥**

રાહુથી ગ્રસાયેલા સૂર્યની પેઠે, ભસ્મથી ઢંકાયેલા અગ્નિની પેઠે, જલવિનાના તલાવની પેઠે રાજાને જોયા. (૩)

**आबोध्य च महाप्राज्ञः परमाकुलचेतनम् । राममेवानुशोचन्तं सूतः प्राञ्जलिरब्रवीत् ॥४॥**

અત્યંત વ્યાકુલ ચિત્તવાળા અને રાજાની જ ચિંતા કરતા, રાજા દશરથને જોયીને બુદ્ધિશાળી સૂત હાથ જોડીને બોલ્યા. (૪)

**अयं स पुरुषव्याघ्रो द्वारि तिष्ठति ते सुतः । स त्वां पश्यतु भद्रं ते रामः सत्यपराक्रमः ॥५॥**

મહારાજ, પુરુષોમાં શ્રેષ્ઠ રામ આપના દર્શન માટે બહાર ઊભા છે. (૫)

**सर्वान् सुहृद आपृच्छ्य त्वां हीदानीं दिदृक्षते । गमिष्यति महारण्यं तं पश्य जगतीपते ॥६॥**

પોતાના બધા સુહૃત્ જનોને મળી કરીને સત્ય પરાક્રમ રામ અત્યારે વનમાં જાય છે. તમારા દર્શન ઇચ્છે છે. (૬)

**स सत्यवाक्यो धर्मात्मा गाम्भीर्यात् सागरोपमः । आकाश इव निष्पङ्को नरेन्द्रः प्रत्युवाच तम् ॥**

સાગરની પેઠે ગંભીર અને આકાશની પેઠે નિર્મલ એવા સત્યવાદી ધર્માત્મા રાજા દશરથે તેમને કહ્યું. (૭)

सुमन्त्रानय मे दारान् ये केचिदिह मामकाः । दारैः परिवृतः सर्वैर्द्रष्टुमिच्छामि राघवम् ॥८॥

હે સુમંત્ર, મારી રાણીઓને તેમજ જે કોયી મારા નિકટના સંબધી હોય તેમને લયી આવો. બધી રાણિયો સાથે હું રામને જોવા ઇચ્છું છું (૮)

सोन्तःपुरमतीत्यैव स्त्रियस्ता वाक्यमब्रवीत् । आर्यो ह्वयति वो राजा गम्यतां तत्र मा चिरम् ॥९

સુમંત્ર અંતઃપુરમાં ગયા અને બોલ્યા કે હે મહારાણિયો આપને રાજા બોલાવે છે. શીઘ્ર આવો. (૯)

एवमुक्ताः स्त्रियः सर्वाः सुमन्त्रेण नृपाज्ञया । प्रचक्रमुस्तद् भवनं भर्तुराज्ञाय शासनम् ॥१०॥

રાજાની આજ્ઞાથી સુમંત્ર વડે આ રીતે કહેવાયેલાં. બધી રાણિયો રાજાની આજ્ઞા માની રાજભવને ગયાં. (૧૦)

आगतेषु च दारेषु समवेक्ष्य महीपतिः । उवाच राजा तं सूतं सुमन्त्रानय मे सुतम् ॥११॥

આવેલી રાણિયોને જોયીને રાજાયે કહ્યું કે મારા પુત્ર રામને લયી આવો. (૧૧)

स सूतो राममादाय लक्ष्मणं मैथिलीं तथा । जगामाभिमुखस्तूर्णं सकाशं जगतीपतेः ॥१२॥

સુમંત્ર, રામ, લક્ષ્મણ અને સીતાને લયીને શીઘ્ર રાજાની પાસે પહોંચી ગયા. (૧૨)

स राजा पुत्रमायान्तं दृष्ट्वाचारात् कृताञ्जलिम् । उत्पपातासनात्तूर्णमार्तः स्त्रीजनसंवृतः ॥

શ્રીરામને હાથ જોડીને આવતાં જોયી સ્ત્રિયોથી ઘેરાયેલા રાજા શીઘ્ર આસનથી ઊભા થયી ગયા. (૧૩)

सोऽभिदुद्राव वेगेन रामं दृष्ट्वा विशाम्पतिः । तमसम्प्राप्य दुःखार्तः पपात भुवि मूर्च्छितः ॥

રામને જોયીને રાજા વેગથી તેમની ઓર દોડયા પણ દુઃખથી પીડાયેલા તેવો ત્યાં સુધી ન પહોંચીને મૂર્છિત થયી પડી ગયા. (૧૪)

तं रामोऽभ्यपतत् क्षिप्रं लक्ष्मणश्च महारथः । विसंज्ञमिव दुःखेन सशोकं नृपतिं तदा ॥१५॥

દુઃખ અને શોકથી મૂર્છિત ,થયેલા રાજાને ઉપાડવા રામ અને લક્ષ્મણ વેગથી દોડયા. (૧૫)

तं परिष्वज्य बाहुभ्यां तावुभौ रामलक्ष्मणौ । पर्यङ्के सीतया सार्धं रुदन्तः समवेशयन् ॥१६॥

રામે લક્ષ્મણે અને સીતાયે રાજાને હાથ પકડી રડતાં રડતાં સિંહાસન ઉપર બેસાડયા. (૧૬)

अथ रामो मुहूर्तस्य लब्धसंज्ञं महीपतिम् । उवाच प्राञ्जलिर्बाष्पशोकार्णवपरिप्लुतम् ॥१७॥

થોડી વારમાં રાજા જ્યારે સાવધાન થયા ત્યારે રડતા અને શોકથી ભરેલા રાજાને હાથ જોડીને રામે કહ્યું. (૧૭)

आपृच्छे त्वां महाराज सर्वेषामीश्वरोसि नः । प्रस्थितं दण्डकारण्यं पश्य त्वं कुशलेन माम् ॥

હે મહારાજ આપ અમારા સૌના ઇશ્વર છો. હું દંડકારણ્યમાં જાવુ છું, કૃપા દૃષ્ટિથી મને જુવો. (૧૮)

लक्ष्मणं चानुजानीहि सीता चान्वेतु मां वनम् । कारणैर्बहुभिस्तथ्यैर्वार्यमाणौ न चेच्छतः ॥

હે મહારાજ, લક્ષ્મણ અને સીતાને પણ મારી સાથે વનમાં ચાલવાની આજ્ઞા આપો. હું ના પાડું છું છતાં તેવો પાછા ફરવા ઇચ્છતાં નથી (૧૯)

प्रतीक्षमाणमव्यग्रमनुज्ञां जगतीपतेः । उवाच राजा सम्प्रेक्ष्य वनवासाय राघवम् ॥२०॥

શાંત રહીને વનવાસ માટે અનુજ્ઞાની પ્રતીક્ષા કરનારા રામને જોયીને રાજા બોલ્યા. (૨૦)

**अहं राघव कैकेय्या वरदानेन मोहितः । अयोध्यायां त्वमेवाद्य भव राजा निगृह्य माम् ॥२१॥**

હે રામ, હું તો કૈકેયીને જે વરદાન આપેલ તેનાથી વિવશ બન્યો છું પણ તમે મને કેદી બનાવી અયોધ્યાના રાજા થાવ. (૨૧)

**एवमुक्तो नृपतिना रामो धर्मभृतां वरः । प्रत्युवाचाञ्जलिं कृत्वा पितरं वाक्यकोविदः ॥२२॥**

રાજાની આ વાત સાંભળી ધર્માત્માવોમાં શ્રેષ્ઠ રામ હાથ જોડીને પિતાને કહેવા લાગ્યા. (૨૨)

**भवान् वर्षसहस्राय पृथिव्या नृपते पतिः । अहं त्वरण्ये वत्स्यामि न मे राज्यस्य काङ्क्षिता ॥**

હે મહારાજ, આપ સહસ્રવર્ષો સુધી અયોધ્યાનું રાજ્ય કરો. હું રાજ્યનો ભૂખ્યો નથી. હું તો જંગલમાં જ નિવાસ કરીશ. (૨૩)

**नव पञ्च च वर्षाणि वनवासे विहृत्य ते । पुनः पादौ ग्रहीष्यामि प्रतिज्ञान्ते नराधिप ॥२४॥**

ચૌદ વર્ષો સુધી વનમાં વિહાર કરી પ્રતિજ્ઞાની સમાપ્તિ થયે, ફરી આપના ચરણોમાં આવીશ. (૨૪)

**रुदन्नार्तः प्रियं पुत्रं सत्यपाशेन संयतः । कैकेय्या चोद्यमानस्तु मिथो राजा तमब्रवीत् ॥२५॥**

કૈકેયીથી પ્રેરણા પામેલા સત્યના બંધનથી બંધાયેલા રાજાયે પ્રિય પુત્રને કહ્યું. (૨૫)

**श्रेयसे वृद्धये तात पुनरागमनाय च । गच्छस्वारिष्टमव्यग्रः पन्थानमकुतोभयम् ॥२६॥**

હે તાત, કલ્યાણ અને વૃદ્ધિ માટે અને ફરી આવવા માટે જાવ. તમારું કલ્યાણ થાવ. માર્ગમાં તમને કોયી ભય થાય નહિ. (૨૬)

**नहि सत्यात्मनस्तात धर्माभिमनसस्तव । सन्निवर्तयितुं बुद्धिः शक्यते रघुनन्दनः ॥२७॥**

હે રામ, તમે સત્યનિષ્ઠ છો. ધર્મ માટે તમને આગ્રહ છે. માટે તમને કોયી પણ તમારી પ્રતિજ્ઞાથી વિચલિત કરાવી શકે એવું નથી. (૨૭)

**अद्य त्विदानीं रजनीं पुत्र मा गच्छ सर्वथा । एकाहं दर्शनेनापि साधु तावच्चराम्यहम् ॥२८॥**

હે પુત્ર આજની રાત તો તમે અહિં રહી જાવ. એક દિવસ પણ તમારા દર્શનથી મારું કલ્યાણ કરી શકું. (૨૮)

**मातरं मां च सम्पश्यन् वसेमामद्य शर्वरीम् । तर्पितः सर्वकामैस्त्वं श्वः काल्ये साधयिष्यसि ॥**

તમારી માતા કૌસલ્યાની ઓર તેમજ મારી ઓર જોયીને તમે આજની રાત રહી જાવ. તમારી બધી ઇચ્છાવો હું પૂરી કરીશ. પછી કાલે તમે જજો. (૨૯)

**दुष्करं क्रियते पुत्र सर्वथा राघव प्रिय । त्वया हि मत्प्रियार्थं तु वनमेवमुपाश्रितम् ॥३०॥**

હે રામ, હે પુત્ર તમે તો ભારે કર્યું. મને પ્રસન્ન કરવા તમોયે વનમાં જ આશ્રય સ્વીકાર્યો.

**न चैतन्मे प्रियं पुत्र शपे सत्येन राघव । छन्नया चलितस्त्वस्मि स्त्रिया छन्नाग्निकल्पया ॥३१॥**

હે પુત્ર હું શપથ કરીને કહું છું કે તમે વનમાં જાવ આ મને ગમતું નથી. પણ રાખથી ઢંકાયેલ અગ્નિની જેમ આ કૈકેયીથી હું થાકયો છું. (૩૧)

**वञ्चना या तु लब्धा मे तां त्वं निस्तर्तुमिच्छसि । अनया वृत्तसादिन्या कैकेय्याभिप्रचोदितः ॥**

કુલ વ્યવહારને નષ્ટ કરનારી આ કૈકેયીયે મને તો છેતર્યો છે. અને તે છેતરપિંડીને તમે પાર જવા ઇચ્છો છો. (૩૨)

**न चैतदाश्चर्यतमं यत्त्वं ज्येष्ठः सुतो मम। अपानृतकथं पुत्र पितरं कर्तुमिच्छसि ॥३३॥**

આમાં કયીં આશ્ચર્ય જેવું છે પણ નહિ. તમે મારા જયેષ્ઠ પુત્ર છો. પિતાને ઋણથી મુક્ત કરવા ઇચ્છો છો. (૩૩)

**अथ रामस्तदा श्रुत्वा पितुरार्तस्य भाषितम् । लक्ष्मणेन सह भ्रात्रा दीनो वचनमब्रवीत् ॥३४॥**

પિતાની આવી દીનવાણી સાંભળી રામ અને લક્ષ્મણ પણ દીન થયી બોલ્યા. (૩૪)

**प्राप्स्यामि यानद्य गुणान् को मे श्वस्तान् प्रदास्यति । अपक्रमणमेवातः सर्वकामैरहं वृणे ॥**

અહિં એક રાત રહીને હું જે વૈભવનો ભોગ કરીશ, તેને કાલે મને કોણ આપશે ? તેથી હે મહારાજ, વધી ઇચ્છાવો સાથે હું અહિંથી જાવું યેજ મને સારું લાગે છે. (૩૫)

**इयं स राष्ट्रा सजना धनधान्यसमाकुला। मया विसृष्टा वसुधा भरताय प्रदीयताम् ॥३६॥**

ધન, ધાન્ય, રાષ્ટ્ર અને જનથી સંપૂર્ણ પૃથ્વીનો હું ત્યાગ કરું છું અને તેને તમે ભરતને જ આપો. (૩૬)

**यस्तु युद्धे वरो दत्तः कैकेय्यै वरद त्वया। दीयतां निखिलेनैव सत्यस्त्वं भव पार्थिव ॥३७॥**

યુદ્ધમાં આપે જે વર કૈકેયીને આપેલ છે તે પ્રમાણે કરીને આપ સત્યવાદી જ બનો. (૩૭)

**अहं निदेशं भवतो यथोक्तमनुपालयन् । चतुर्दश समा वत्स्ये वने वनचरैः सह ॥३८॥**

અને હું આપની આજ્ઞાનું પાલન કરતો ચૌદ વર્ષ સુધી વનમાં વનચરો સાથે વાસ કરીશ. આપ ચિંતા કરો નહિ. રાજ્ય ભરતને આપી દો. (૩૮)

**मा विमर्शो वसुमती भरताय प्रदीयताम् । न हि मे काङ्क्षितं राज्यं सुखमात्मनि वा प्रियम् ॥**

મને રાજ્ય જોયતું નથી. બીજું કોયી સુખ હું ઇચ્છતો નથી. આપની આજ્ઞા પાલવામાં મને જેટલું સુખ છે તેટલું સુખ બીજા કશામાં નથી. (૩૯)

**अपगच्छतु ते दुःखं मा भूर्बाष्पपरिप्लुतः । नहि क्षुभ्यति दुर्धर्षः समुद्रः सरितां पतिः ॥४०॥**

આપ દુઃખને ભૂલી જાવ. રડો નહિ. દુર્ધર્ષ સમુદ્રમાં કદી ક્ષોભ થતો નથી. આપ સમુદ્ર જેવા છો. (૪૦)

**नैवाहं राज्यमिच्छामि न सुखं न च मेदिनीम् । नैव सर्वानिमान् कामान् न स्वर्गं न च जीवितम् ॥**

હું રાજ્ય, પૃથ્વી, સુખ, અને આ બધા ભોગ વિલાસોની, તેમજ સ્વર્ગ અને જીવનની પણ ઇચ્છા કરતો નથી. (૪૧)

**त्वामहं सत्यमिच्छामि नानृतं पुरुषर्षभ । प्रत्यक्षं तव सत्येन सुकृतेन च ते शपे ॥४२॥**

હું તમારા સત્ય અને સુકૃતના સમ ખાયીને કહું છું કે આપને સત્યવાદી રાખવા ઇચ્છું છું અસત્યવાદી નહિ. (૪૨)

**न च शक्यं मया तात स्थातुं क्षणमपि प्रभो । स शोकं धारयस्वेमं न च मेस्ति विपर्ययः ॥४३॥**

હે તાત, આખી રાતની વાત તો અલગ રહી હું એક ક્ષણ પણ અહિ રહેવા ઇચ્છતો નથી. આપ શોકનો ત્યાગ કરો. મારા નિશ્ચયમાં ફેરફાર થશે નહિ (૪૩)

**अर्थितो ह्यस्मि कैकेय्या वनं गच्छेति राघव । मया चोक्तं व्रजामीति तत्सत्यमनुपालये ॥४४॥**

માતા કૈકેયિયે મને વનમાં જવા કહ્યું છે અને મેં હા પાડી છે. તે સત્યની હું રક્ષા કરીશ.

मा चोत्कण्ठां कृथा देव वने रंस्यामहे वयम् । प्रशान्तहरिणाकीर्णे नानाशकुनिनादिते ॥४५॥

હે દેવ, તમે ચિંતા કરશો નહિ. અમે શાંત હરણોથી ભરેલ અને અનેક પક્ષિયોના ગુંજારવવાળા વનમાં આનંદ કરીશું (૪૫)

पिता हि दैवतं तात देवतानामपि स्मृतम् । तस्मात् दैवतमित्येव करिष्यामि पितुर्वचः ॥४६॥

હે તાત, દેવોયે પણ કહ્યું છે કે પિતા ખરેખર દેવતા છે. તેથી આપને દેવતા માનીને જ આપની આજ્ઞાનું પાલન કરીશ. (૪૬)

चतुर्दशसु वर्षेषु गतेषु नृपसत्तम । पुनर्द्रक्ष्यसि मां प्राप्तं सन्तापोयं विमुच्यताम् ॥४७॥

ચૌદ વર્ષ વીત્યા પછી આપ ફરીથી મને અહિં જોશો. માટે દુઃખ ત્યજી દો (૪૭)

येन संस्तम्भनीयोयं सर्वो बाष्पकलो जनः । स त्वं पुरुषशार्दूल किमर्थं विक्रियां गतः ॥४८॥

અયોધ્યાના આ બધા લોકો રડી રહ્યા છે. આપ જ એમને આશ્વાસન આપી શકો છો. તે આપ હે પુરુષશ્રેષ્ઠ, શા માટે ચિત્તને વિકૃત કરો છો ? (૪૮)

पुरं च राष्ट्रं च मही च केवला मया विसृष्टा भरताय दीयताम् ।
अहं निदेशं भवतोनुपालयन् वनं गमिष्यामि चिराय सेवितुम् ॥४९॥

પુર, રાષ્ટ્ર, આખી પૃથ્વીનો હું ત્યાગ કરું છું અને તેને આપ ભાયી ભરતને આપી દો. હું આપની આજ્ઞાનું પાલન કરતો ચિરકાલ સુધી વનમાં જાવું છું. (૪૯)

मया विसृष्टां भरतो महीमिमां सशैलखण्डां सपुरोपकाननाम् ।
शिवासु सीमास्वनुशास्तु केवलं त्वया यदुक्तं नृपते तथास्तु तत् ॥५०॥

જેમાં પર્વતો છે, નગરો છે, જંગલો છે આવી આ પૃથ્વીનો હું ત્યાગ કરું છું અને આપ તેને ભરતને આપી દો. અયોધ્યા રાજ્યની જે શાંત સીમાવો છે તેનું શાસન ભરત કરો. આપે જે કહ્યું તેને થવા દો. (૫૦)

न मे तथा पार्थिव धीयते मनो महत्सु कामेषु न चात्मनः प्रिये ।
यथा निदेशे तव शिष्टसम्मते, व्यपैतु दुःखं तव मत्कृतेनघ ॥५१॥

શિષ્ટસંમત તમારી આજ્ઞામાં જ મારું મન પ્રસન્ન છે. માટે આપ મારા માટે દુઃખ કરો નહિ. (૫૧)

फलानि मूलानि च भक्षयन् वने गिरींश्च पश्यन् सरितः सरांसि च ।
वनं प्रविश्यैव विचित्रपादपं सुखी भविष्यामि तवास्तु निर्वृतिः ॥५२॥

વનમાં પ્રવેશ કરીને ફૂલ-મૂળને ખાતો, પર્વતો, નદિયો તલાવોને તેમજ જાતજાતના વૃક્ષોને જોતો હૂં સુખી થયીશ. આપ શાંતિથી રહો (૫૨)

एवं स राजा व्यसनाभिपन्नस्तापेन दुःखेन च पीडयमानः ।
आलिङ्ग्य पुत्रं सुविनष्टसंज्ञो भूमिं गतो नैव व्यचेष्ट किंचित् ॥५३॥

આ પ્રમાણે દુઃખી અને સંતાપથી પીડાતા દશરથ પુત્રને આલિંગન કરીને, મૂર્છિત થયીને ભૂમિ ઉપર પડી ગયા અને પછી બોલી શકયા નહિ. (૫૩)

देव्यः समस्ता रुरुदुः समेतास्तां वर्जयित्वा नरदेवपत्नीम् ।
रुदन् सुमन्त्रोपि जगाम मूर्च्छां हाहाकृतं तत्र बभूव सर्वम् ॥५४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकत्रिंशः सर्गः ॥३१॥

કૈકેયી સિવાય બધી રાણિયો ભેગી થયીને રડવા લગ્યાં. રડતાં રડતાં સુમંત્ર પણ મૂર્છિત થયી ગયા ચારેકોર હાહાકાર થયી ગયો. (૫૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वात्रिंशः सर्गः

ततो निर्धूय सहसा शिरो निःश्वस्य चासकृत् । पाणिं पाणौ विनिष्पिष्य दन्तान् कटकटाय्य च ॥

ત્યાર પછી માથું ધ્રુજાવીને વારવાર નિસાસા લયીને, હાથ સાથે હાથ પછાડીને, દાંતો કટકટાવીને...

लोचने कोपसंरक्ते वर्णं पूर्वोचितं जहत् । कोपाभिभूतः सहसा सन्तापमशुभं गतः ॥२॥

આંખો લાલ લાલ કરીને, શરીરના પૂર્વરંગ બદલાવીને, ક્રોધવશ થયીને એકદમ અશુભ ખેદને પામીને... (૨)

वाक्यवज्रैरनुपमैर्निर्भिन्दिन्निव चाशुभैः । कैकेय्याः सर्वमर्माणि सुमन्त्रः प्रत्यभाषत ॥३॥

અનુપમ વાગ્વજ્રથી કૈકેયીના સર્વ મર્મોને ભેદતાં સુમંત્રજી બોલ્યા (૩)

यस्यास्तव पतिस्त्यक्तो राजा दशरथः स्वयम् । भर्ता सर्वस्य जगतः स्थावरस्य चरस्य च ॥४॥

સ્થાવર અને જંગમ આખા જગત્‌ના રાજા અને તારા પતિ દશરથનો પણ જ્યારે તેં ત્યાગ કરેલ=અપમાન કરેલ (૪)

न ह्यकार्यतमं किंचित्तव देवीह विद्यते । पतिघ्नीं त्वामहं मन्ये कुलघ्नीमपि चान्ततः ॥५॥

ત્યારે હે દેવી, તમારે માટે કશું અકાર્ય રહ્યું નથી. તમે શું નહિ કરી શકો તે કહેવાય નહિ. હું માનું છું કે તું પતિનો અને છેવટે વંશનો નાશ કરનારી છું. (૫)

यन्महेन्द्रमिवाजेयं दुष्प्रकम्प्यमिवाचलम् । महोदधिमिवाक्षोभ्यं सन्तापयसि कर्मभिः ॥६॥

મહેન્દ્રની જેમ અજેય અને પર્વતની જેમ અકંપ્ય તેમજ મહાસાગરની જેમ અક્ષોભ્ય આવા દશરથને પણ તું પોતાના કર્મથી ધ્રુજાવી રહી છે (૬)

मावमंस्था दशरथं भर्तारं वरदं पतिम् । भर्तुरिच्छा हि नारीणां पुत्रकोटया विशिष्यते ॥७॥

હું તને કહું છું કે તું મહારાજ દશરથનું અપમાન કર નહિ. પુત્ર કરતાં પણ પતિની ઇચ્છાવો સ્ત્રિયો માટે વિશિષ્ટ છે. (૭)

यथावयो हि राज्यानि प्राप्नुवन्ति नृपक्षये । इक्ष्वाकुकुलनाथेस्मिंस्तं लोपयितुमिच्छसि ॥८॥

આ ઇક્ષ્વાકુ કુળનો નિયમ છે કે રાજાના મરણ પછી મોટો રાજકુમાર રાજગાદીનો સ્વામી બને છે. તે નિયમનો તું લોપ કરવા ઇચ્છે છે. (૮)

राजा भवतु ते पुत्रो भरतः शास्तु मेदिनीम् । वयं तत्र गमिष्यामो यत्र रामो गमिष्यति ॥९॥
ભલે તારો પુત્ર ભરત રાજા બનો અને પૃથ્વીનું શાસન કરો. અમે તો ત્યાં જ જઈશું જ્યાં રામ હશે. (૯)

न च ते विषये कश्चिद् ब्राह्मणो वस्तुमर्हति । तादृशं त्वममर्यादमद्य कर्म करिष्यसि ॥१०॥
તું જો આજે આવું મર્યાદાહીન કાર્ય કરીશ તો તારા રાજ્યમાં કોઈ પણ બ્રાહ્મણ નિવાસ કરશે નહિ.

त्यक्ताया बान्धवैः सर्वैर्ब्राह्मणैः साधुभिः सदा । का प्रीती राज्यलाभेन तव देवि भविष्यति ॥
ખરેખર સંબંધિયો, બ્રાહ્મણો અને સત્પુરુષોથી ત્યજાયેલી અયોધ્યાના રાજ્ય મળવાથી હે દેવિ. તમને શો આનંદ થશે? અયોધ્યાનો ત્યાગ કરીને અમે ત્યાં જ રહીશું જ્યાં રામ રહેશે. (૧૧)

आश्चर्यमिव पश्यामि यस्यास्ते वृत्तमीदृशम् । आचरन्त्या न विदता सद्यो भवति मेदिनी ॥१२॥
તારો આવો વ્યવહાર જોયી ને પૃથ્વી તરત ફાટી જતી નથી હું તો તેને જ આશ્ચર્ય માનું છું.

महाब्रह्मर्षिसृष्टा वा ज्वलन्तो भीमदर्शनाः । धिग्वाग्दण्डा न हिंसन्ति रामप्रव्राजने स्थिताम् ॥१३॥
તું રામને જંગલમાં મોકલવા તૈયાર થયી છે એટલે તને ધિક્કારે છે. મહાન્ બ્રહ્મર્ષિયોનો ભયંકર વાગ્દંડ તારો નાશ કેમ નથી કરતો ! (૧૩)

आम्रं छित्वा कुठारेण निम्बं परिचरेत् तु कः । यश्चैनं पयसा सिञ्चेन्नैवास्य मधुरो भवेत् ॥
કુહાડાથી આંબાના ઝાડને કાપીને લીમડાના ઝાડની કોણ સેવા કરે કે જેને દૂધ પાયિયે તો પણ કદી મધુર થવાનું નથી. (૧૪)

आभिजात्यं हि ते मन्ये यथा मातुस्तथैव च । न हि निम्बात् स्रवेत् क्षौद्रं लोके निगदितं वचः ॥
તારી બાની પેઠે જ તારામાં ગુણ જોવામાં આવે છે. લીંમડાના ઝાડમાંથી મધ તો કદી સ્રવે જ નહિ લોકમાં એમ કહેવાય છે. (૧૫)

तथा त्वमपि राजानं दुर्जनाचरिते पथि । असद्ग्राहमिमं मोहात् कुरुषे पापदर्शिनी ॥१६॥
તેજ રીતે તું પણ દુષ્ટોના માર્ગમાં જવા માટે અજ્ઞાનથી રાજાને આગ્રહ કરી રહી છે. (૧૬)

सत्यश्चात्र प्रवादोयं लौकिकः प्रतिभाति माम् । पितॄन् समनुजायन्ते नरा मातरमङ्गनाः ॥१७॥
આ લોકકથા સાચી જ લાગે છે કે પુરુષો પિતાને અને સ્ત્રિયો માતાને અનુસરે છે. (૧૭)

नैवं भव गृहाणेदं यदाह वसुधाधिपः । भर्तुरिच्छामुपास्येह जनस्यास्य गतिर्भव ॥१८॥
તું તારી બા જેવી નહિ થા. રાજા જે કહે છે તે માની લે. તારા પતિની ઇચ્છાને અનુસરીને એમનું કલ્યાણ કરનારી થા. (૧૮)

मा त्वं प्रोत्साहिता पापैर्देवराजसमप्रभम् । भर्तारं लोकभर्तारमसद्धर्ममुपादध ॥१९॥
પાપિયોથી ઉત્સાહિત કરાયેલી તું ઇન્દ્ર જેવી કાંતિવાળા લોકના સ્વામી તારા પતિને અસત્ ધર્મ કરવા પ્રેરણા નહિ કર (૧૯)

न हि मिथ्या प्रतिज्ञातं करिष्यति तवानघः । श्रीमान् दशरथो राजा देवि राजीवलोचनः ॥
અને તારા પતિ દશરથ તારી આગળ પૂર્વે જે પ્રતિજ્ઞા કરી હતી. તેને તેવો પાલશે જ. (૨૦)

ज्येष्ठो वदान्यः कर्मण्यः स्वधर्मस्यापि रक्षिता । रक्षिता जीवलोकस्य बली रामोभिषिच्यताम् ॥
અને સૌ કરતાં મોટા, ઉદાર, કર્મકુશળ, ધર્મરક્ષાપરાયણ, જીવોનું રક્ષણ કરનાર, બલવાન્, રામનો રાજ્યભિષેક તું કરાવ. (૨૧)

परिवादो हि ते देवि महाँल्लोके चरिष्यति । यदि रामो वनं याति विहाय पितरं नृपम् ॥२२॥
અને હે દેવિ જો રામ પિતાનો ત્યાગ કરી વનમાં જાય તો જગત્‌માં તમારી ભારે અપકીર્તિ પ્રચાર પામશે. (૨૨)

स्वराज्यं राघवः पातु भव त्वं विगतज्वरा । न हि ते राघवादन्यः क्षमः पुरवरे वसन् ॥२३॥
તે રામ રાજ્યની રક્ષા કરે અને તું શાંત થા. રામથી અન્ય કોઇપણ રાજા થવા માટે યોગ્ય નથી. (૨૩)

रामे हि यौवराज्यस्थे राजा दशरथो वनम् । प्रवेक्ष्यति महेष्वासः पूर्ववृत्तमनुस्मरन् ॥२४॥
અને જો રામ યુવરાજ પદ પર વિરાજશે તો રાજા દશરથ પૂર્વ રાજાવોનું સ્મરણ કરી વનમાં વાસ કરશે. (૨૪)

इति सान्त्वैश्च तीक्ष्णैश्च कैकेयीं राजसंसदि । भूयः संक्षोभयामास सुमन्त्रस्तु कृताञ्जलिः ॥
સુમન્ત્રજીયે હાથ જોડીને આવી રીતે શાંતિવચનો તથા તીક્ષ્ણ વચનોથી પણ રાજસભામાં કૈકેયીને ભારે ક્ષુબ્ધ બનાવ્યાં. (૨૫)

नैव सा क्षुभ्यते देवी न च स्म परिदूयते । न चास्या मुखवर्णस्य लक्ष्यते विक्रिया तदा ॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्वात्रिंशः सर्गः ॥३२॥

પણ તે ક્ષુબ્ધ થતી નથી. કોયી પ્રકારનો તેના મનમાં ઉત્પાત થતો નથી, અને તેના મુખ ઉપર કોયી પ્રકારની વિક્રિયા જોવામાં આવી નહિ.

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વાત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रयस्त्रिंशः सर्गः

ततः सुमन्त्रमैक्ष्वाकः पीडितोत्र प्रतिज्ञया । सबाष्पमतिनिःश्वस्य जगादेदं पुनर्वचः ॥१॥
ત્યાર પછી રાજા દશરથ પ્રતિજ્ઞાથી દુઃખી થયેલા રડતા રડતા નિસાસા નાંખીને ફરી આમ બોલ્યા (૧)

सूत रत्नसुसम्पूर्णा चतुर्विधबला चमूः । राघवस्यानुयात्रार्थं क्षिप्रं प्रतिविधीयताम् ॥२॥
હે સૂત, રત્નોથી ભરેલી ચાર પ્રકારની સેનાને રામની પાછળ પાછળ જવા માટે શીઘ્ર આજ્ઞા કરો અથવા મોકલો. (૨)

ये चैनमुपजीवन्ति रमते यैश्च वीर्यतः । तेषां बहुविधं दत्त्वा तानप्यत्र नियोजय ॥३॥
જે લોકો રામના આશ્રયે રહીને જીવે છે અને જે લોકો રામના પરાક્રમથી પ્રસન્ન રહે છે તેવોને ઘણા પ્રકારના વસ્ત્ર અંલકારાદિ આપીને સાથે મોકલો. (૩)

आयुधानि च मुख्यानि नागराः शकटानि च । अनुगच्छन्तु काकुत्स्थं व्याधाश्चारण्यकोविदाः ॥४॥
મુખ્ય મુખ્ય આયુધો, નગર નિવાસિયો, ગાડા, આદિ રથો, હિંસક પશુવોથી રક્ષા કરનાર વ્યાધો અને વનના જાણકારોને રામની પાછળ પાછળ મોકલો. (૪)

धान्यकोशश्च य कश्चिद् धनकोशश्च मामकः । तौ राममनुगच्छेतां वसन्तं निर्जने वने ॥५॥
અને નિર્જન વનમાં નિવાસ કરતા રામને માટે મારો જે કંઈ ધાન્યકોષ અથવા ધનકોષ છે બંનેને રામની સાથે મોકલો. (૫)

एवं ब्रुवति काकुत्स्थे कैकेय्या भयमागतम् । मुखं चाप्यगमच्छोषं स्वरश्चापि व्यरुध्यत ॥६॥
રામને દશરથ જ્યારે આમ કહેતા હતા ત્યારે કૈકેયી એકદમ બી ગયી. તેનું મોં સુકાયી ગયું અને સ્વર ખરખરો થયી ગયો. (૬)

सा विषण्णा च संत्रस्ता मुखेन परिशुष्यता । राजानमेवाभिमुखी कैकेयी वाक्यमब्रवीत् ॥७॥
અને તે ઉદાસ અને ગભરાયેલી થયીને સુકાતા મુખથી રાજાને જોયીને કહેવા લાગી. (૭)

राज्यं गतधनं साधो पीतमण्डां सुरामिव । निरास्वाद्यतमं शून्यं भरतो नाभिपत्स्यते ॥८॥
હે રાજન્, જેનું તત્ત્વ રહ્યું નથી તેવા શરાબની જેમ નિર્ધન અને ભોગ્ય વસ્તુયો વિનાના ખાલીખમ રાજ્યને ભરત લેશે નહિ. (૮)

कैकेय्यां मुक्तलज्जायां वदन्त्यामतिदारुणम् । राजा दशरथो वाक्यमुवाचायतलोचनाम् ॥९॥
નિર્લજ્જ કૈકેયી જ્યારે આમ કઠોર વચન બોલતી હતી ત્યારે મોટી આંખોવાળી તે કૈકેયી પ્રત્યે રાજા બોલ્યા (૯)

वहन्तं किं तुदसि मां नियुज्य धुरि माहिते । अनार्ये कृत्यमारब्धं किं न पूर्वमुपारुधः ॥१०॥
અરે અહિત ઇચ્છનારી કૈકેયી, તું મને અયુક્ત કાર્ય કરવા માટે નિયુક્ત કરીને ભાર ઉપાડનાર મને કેમ પીડે છે. હે અનાર્ય તેં મને પહેલાંજ કેમ કહ્યું નથી કે રામની સાથે કશું મોકલવાનું નથી. (૧૦)

तस्यैतत् क्रोधसंयुक्तमुक्तं श्रुत्वा वराङ्गना । कैकेयी द्विगुणं क्रुद्धा राजानमिदमब्रवीत् ॥११॥
દશરથનું આવું ક્રોધયુક્ત વચન સાંભળી તે કૈકેયી વધારે ક્રુદ્ધ થયીને રાજાને કહેવા લાગી.

तवैव वंशे सगरो ज्येष्ठपुत्रमुपारुधत् । असमञ्ज इति ख्यातं तथायं गन्तुमर्हति ॥१२॥
તમારા જ વંશમાં સગર રાજાયે પોતાના જ્યેષ્ઠ પુત્ર અસમંજનો ત્યાગ કર્યો હતો. તેમજ આ રામે પણ જવું જોયિયે. (૧૨)

एवमुक्तो धिगित्येव राजा दशरथोऽब्रवीत् । व्रीडितश्च जनः सर्वः सा च तन्नावबुध्यत ॥१३॥
આ વાત સાંભળીને રાજા દશરથે કેવળ તેનો તિરસ્કાર જ કર્યો. લોકો પણ તે સાંભળીને લજ્જિત થયા પણ કૈકેયી તેને સમજી શકી નહિ. (૧૩)

तत्र वृद्धो महामात्रः सिद्धार्थो नाम नामतः । शुचिर्बहुमतो राज्ञः कैकेयीमिदमब्रवीत् ॥१४॥
ત્યાં જ મહારાજ દશરથના માનીતા વૃદ્ધ સિદ્ધાર્થ નામવાળા મહામાત્રે કૈકેયીને કહ્યું. (૧૪)

असमञ्जो गृहीत्वा तु क्रीडतः पथि दारकान् । सरय्वां प्रक्षिपन्नप्सु रमते तेन दुर्मतिः ॥१५॥
અસમંજ તો માર્ગમાં રમતા બાળકોને પકડીને સરયૂમાં નાખી દેતો અને તેમ કરવાથી તેને આનન્દ થતો હતો. (૧૫)

इत्येनमत्यजद्राजा सगरो वै सुधार्मिकः । रामः किमकरोत्पापं येनैवमुपरुध्यते ॥१६॥
તેથી રાજા સગરે તેનો ત્યાગ કર્યો હતો. પણ રામે શો અપરાધ કર્યો છે જેથી તું આ રીતે હઠ લયીને બેઠી છે. (૧૬)

न हि कंचन पश्यामो राघवस्यागुणं वयम् । दुर्लभो ह्यस्य निरयः शशाङ्कस्येव कल्मषम् ॥१७॥
અમે રામમાં કોયી દુર્ગુણ જોતા નથી. ચંદ્રસમાન રામમાં કોયી દોષ નથી. (૧૭)

अथवा देवि त्वं कञ्चिद् दोषं पश्यसि राघवे । तमद्य ब्रूहि तत्त्वेन तदा रामो विवास्यते ॥१८॥
અથવા જો તું રામમાં કોયી દુર્ગુણ જોતી હોય તો તે સાચેસાચું કહે ત્યારે રામને વનમાં મોકલી દઉં. (૧૮)

अदुष्टस्य हि संत्यागः सत्पथे निरतस्य च । निर्दहेदपि शक्रस्य द्युतिं धर्मविरोधवान् ॥१९॥
જે નિર્દોષ હોય અને સન્માર્ગમાં નિરત હોય તેના ત્યાગ તો ઇન્દ્રના તેજને પણ હણી નાખે કેમકે તે ત્યાગ ધર્મવિરોધી હોય છે. (૧૯)

तदलं देवि रामस्य श्रिया विहतया त्वया । लोकतोपि हि ते रक्ष्यः परिवादः शुभानने ॥२०॥
તેથી હે દેવી, રામની રાજલક્ષ્મીનો નાશ કરવાથી તું અલગ થા અને તેથી લોકાપવાદથી તું બચી જઇશ. (૨૦)

अनुव्रजिष्याम्यहमद्य रामं राज्यं परित्यज्य सुखं धनं च ।
सर्वे च राज्ञा भरतेन च त्वं यथा सुखं भुङ्क्ष्व चिराय राज्यम् ॥२१॥

इतिश्री मद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रयस्त्रिंशः सर्गः समाप्तः ॥३३॥

આજે હું પણ રાજ્ય, સુખ, ધનાદિનો ત્યાગ કરીને, તેમજ બીજા બધાં પણ રામની સાથે જાયિશું. તું ભરતને રાજા બનાવીને રાજ્યનો ઉપભોગ કર. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રયસ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चतुस्त्रिंशः सर्गः

महामात्रवचः श्रुत्वा रामो दशरथं तदा । अभ्यभाषत वाक्यं तु विनयज्ञो विनीतवत् ॥१॥
મહામાત્રનું વચન સાંભળી વિનયી રામે દશરથજીને કહ્યું. (૧)

त्यक्तभोगस्य मे राजन् वने वन्येन जीवतः । किं कार्यमनुयात्रेण त्यक्तसङ्गस्य सर्वतः ॥२॥
બધાં વૈભવોનો ત્યાગ કરનાર અને જંગલી ફળ મૂળથી જીવિકા ચલાવનાર, બધાનો ત્યાગ કરનાર આવા મારી સાથે સેના આદિની શી આવશ્યકતા ? (૨)

यो हि दत्त्वा द्विपश्रेष्ठं कक्ष्यायां कुरुते मनः । रज्जुस्नेहेन किं तस्य त्यजतः कुञ्जरोत्तमम् ॥३॥
જે સર્વોત્તમ હાથીનો ત્યાગ કરતો હોય તે હાથીને બાંધવાની દોરડીમાં શા માટે પોતાનું મન બાંધશે. (૩)

तथा मम सतां श्रेष्ठ किं ध्वजिन्या जगत्पते । सर्वाण्येवानुजानामि चीराण्येवानयन्तु मे ॥४॥
હે મહાપુરુષ મારે સેનાની શી આવશ્યકતા ? હું બધું ભરતને જ આપું છું. મારા માટે તો આપ ચીર જ મંગાવો. (૪)

खनित्रपिटके चोभे समानयत गच्छतः । चतुर्दश वने वासं वर्षाणि वसतो मम ॥५॥
વનમાં ચૌદવર્ષ નિવાસ કરવા મારે માટે ખનિત્ર અને પિટક મંગાવો (૫)

अथ चीराणि कैकेयी स्वयमाहृत्य राघवम् । उवाच परिधत्स्वेति जनौघे निरपत्रपा ॥६॥
ત્યારે નિર્લજ્જ કૈકેયી લોકોની સામે જ પોતે જ ચીર લયી આવી. અને રામને તેણે પહેરવા માટે કહ્યું. (૬)

स चीरे पुरुषव्याघ्रः कैकेय्याः प्रतिगृह्य ते । सूक्ष्मवस्त्रमवक्षिप्य मुनिवस्त्राण्यवस्त ह ॥७॥
શ્રીરામે કૈકેયી પાસેથી તે ચીર લયીને સૂક્ષ્મ વસ્ત્રોનો ત્યાગ કરી મુનિવસ્ત્રો ધારણ કર્યાં.

लक्ष्मणश्चापि तत्रैव विहाय वसने शुभे । तापसाच्छादने चैव जग्राह पितुरग्रतः ॥८॥
શ્રીલક્ષ્મણ પણ પોતાના વસ્ત્રોનો ત્યાગ કરી ભાઈની સાથે મુનિવસ્ત્રો ધારણ કર્યાં. (૮)

अथात्मपरिधानार्थं सीता कौशेयवासिनी । सम्प्रेक्ष्य चीरं संत्रस्ता पृषती वागुरामिव ॥९॥
રેશમી વસ્ત્રો પહેરનારી શ્રીસીતાજિયે પોતાને પહેરવા માટે ચીરને જોયીને જેમ હરિણી જાલને જોયીને બીવે તેમ બી ગયાં. (૯)

सा व्यपत्रपमाणेव प्रगृह्य च सुदुर्मनाः । कैकेय्याः कुशचीरे ते जानकी शुभलक्षणा ॥१०॥
अश्रुसम्पूर्णनेत्रा च धर्मज्ञा धर्मदर्शिनी । गन्धर्वराजप्रतिमं भर्तारमिदमब्रवीत् ॥११॥
લજ્જા પામતાંની જેમ ખિન્ન મનથી તે ચીરને લયીને ધર્મને જાણનારી સીતાજિયે આંખોમાં આંસુ લાવીને ગંધર્વરાજ સમાન પોતાના પતિ રામને કહ્યું. (૧૦-૧૧)

कथं नु चीरं बध्नन्ति मुनयो वनवासिनः । इति ह्यकुशला सीता सा मुमोह मुहुर्मुहुः ॥१२॥
હે મહારાજ, વનવાસી મુનિયો આ ચીરને કયી રીતે પહેરે છે. આમ સીતાજી બોલ્યાં અને મુઝાયાં. (૧૨)

कृत्वा कण्ठे स्म सा चीरमेकमादाय पाणिना । तस्थौ ह्यकुशला तत्र व्रीडिता जनकात्मजा ॥१३
હાથથી એક ચીરને પકડીને ખભે મૂકીને ઉભાં રહ્યાં કેમકે તેવો તેને કેમ પહેરવું તે જાણતાં જ ન હતાં અને તેથી લજ્જિત થયી ગયાં. (૧૩)

तस्यास्तत् क्षिप्रमागत्य रामो धर्मभृतां वरः । चीरं बबन्ध सीतायाः कौशेयस्योपरि स्वयम् ॥
ત્યારે શ્રીરામ શીઘ્ર ત્યાં આવી સીતાના રેશમી વસ્ત્ર ઉપર તે ચીરને બાંધવા લાગ્યા. (૧૪)

रामं सम्प्रेक्ष्य सीतायाः बध्नन्तं चीरमुत्तमम् । अन्तःपुरचरा नार्यो मुमुचुर्वारि नेत्रजम् ॥
જ્યારે શ્રીરામજી સીતાને ચીર બાંધી રહ્યા હતા ત્યારે અંતઃપુરની સ્ત્રિયો બધી રડી પડયાં.

ऊचुश्च परमायस्ता रामं ज्वलिततेजसम् । वत्स नैवं नियुक्तेयं वनवासे मनस्विनी ॥१६॥
અત્યંત દુઃખી થયેલાં તેવોયે પરમ તેજસ્વી રામને કહ્યું, હે વત્સ આ મનસ્વિની સીતાને વનવાસ માટે રાજાયે આજ્ઞા આપી નથી. (૧૬)

पितुर्वाक्यानुरोधेन गतस्य विजनं वनम् । तावद् दर्शनमस्या नः सफलं भवतु प्रभो ॥१७॥
પિતાની આજ્ઞાના અનુરોધથી તમે વનમાં જાવો ત્યારે એનાં દર્શનથી અમને જીવન-સાફલ્ય મળો. (૧૭)

लक्ष्मणेन सहायेन वनं गच्छस्व पुत्रक । नेयमर्हति कल्याणी वस्तुं तापसवद् वने ॥१८॥
ભલે તમે લક્ષ્મણ સાથે વનમાં જાવ. પણ આ કલ્યાણી તો તાપસની પેઠે વનમાં રહેવા યોગ્ય નથી જ. (૧૮)

कुरु नो याचनां पुत्र सीता तिष्ठतु भामिनी । धर्मनित्यं स्वयं स्थातुं न हीदानीं त्वमिच्छसि ॥
હે પુત્ર મારી માગણી સ્વીકારો અને સીતાને અહીં જ રહેવા દો. તમે તો ધર્મમાં જ સ્થિર રહેનારા છો. તેથી તેમે તો અંહી રહેવાની ઇચ્છા જ ન કરી શકો. (૧૯)

तासामेवंविधा वाचः शृण्वन् दशरथात्मजः । बबन्धैव तथा चीरं सीतया तुल्यशीलया ॥२०॥
શ્રી સીતા તો શ્રી રામની પેઠે જ ધર્મશીલ હતાં તેથી તે રાણિયો ઉપર પ્રમાણે બોલી રહ્યા હતા ત્યારે રામે સીતાને ચીર ધારણ કરાવી દીધું. (૨૦)

चीरे गृहीते तु तया सबाष्पो नृपतेर्गुरुः । निवार्य सीतां कैकेयीं वसिष्ठो वाक्यमब्रवीत् ॥२१॥
જ્યારે સીતાજિયે ચીર ધારણ કર્યું ત્યારે આંખોમાં આસું ભરી રાજગુરુ શ્રી વસિષ્ઠજિયે સીતાને કંઇ કહેવા કે બોલવા માટે ના પાડીને કૈકેયીને કહ્યું. (૨૧)

अतिप्रवृत्ते दुर्मेधे कैकेयि कुलपांसनि । वञ्चयित्वा तु राजानं न प्रमाणेवतिष्ठसि ॥२२॥
મર્યાદાને તોડનારી દુષ્ટ બુદ્ધિવાળી કુળને નષ્ટ કરનારી કૈકેયી, તું રાજાને છેતરીને પણ સીધા માર્ગમાં કેમ આવતી નથી. (૨૨)

न गन्तव्यं वनं देव्या सीतया शीलवर्जिते । अनुष्ठास्यति रामस्य सीता प्रकृतमासनम् ॥२३॥
હે શીલહીન કૈકેયી, સીતાદેવી વનમાં નહિ જ જાય. રામની ગાદી ઉપર તેજ વિરાજશે. (૨૩)

अथ यास्यति वैदेही वनं रामेण संगता । वयमत्रानुयास्यामः पुरं चेदं गमिष्यति ॥२४॥
અને જો સીતાજી પણ રામની સાથે વનમાં જશે તો અમે પણ, આ આખી અયોધ્યા પણ, રામની પાછળ પાછળ જયિશું. (૨૪)

अन्तपालाश्च यास्यन्ति सदारो यत्र राघवः । सहोपजीव्यं राष्ट्रं च पुरं च सपरिच्छदम् ॥२५॥
આ રાજ્યના રક્ષકો પણ ત્યાં જ જશે જ્યાં સીતા સાથે રામ જશે. કેવળ રાજ્યના રક્ષકો જ નહિ, પણ ધન ધાન્ય સહિત આ નગરી અને રાષ્ટ્ર પણ રામની સાથે જ જશે. (૨૫)

भरतश्च सशत्रुघ्नश्चीरवासा वनेचरः । वने वसन्तं काकुत्स्थमनुवत्स्यति पूर्वजम् ॥२६॥
ભરત અને શત્રુઘ્ન પણ ચીર ધારણ કરીને, વનમાં નિવાસ કરતાં રામની સાથે, વનમાં વાસ કરશે. (૨૬)

ततः शून्यां गतजनां वसुधां पादपैः सह । त्वमेका शाधि दुर्वृत्ता प्रजानामहिते स्थिता ॥२७॥
અને ત્યાર પછી આ નિર્જન અને શૂન્ય અયોધ્યામાં પ્રજાનું અહિત કરવાવાળી તું એકળી કેવળ વૃક્ષોવાળી અયોધ્યાનું રાજ્ય કરિશ. (૨૭)

नहि तद्भविता राष्ट्रं यत्र रामो न भूपतिः । तद्वनं भविता राष्ट्रं यत्र रामो निवत्स्यति ॥२८॥
જ્યાં રામ રાજા નહિ હશે તે રાષ્ટ્ર નહિ, જ્યાં રામ નિવાસ કરશે તે જ પ્રદેશ રાષ્ટ્ર બની જશે. (૨૮)

न ह्यदत्तां महीं पित्रा भरतः शास्तुमिच्छति । त्वयि वा पुत्रवद्वस्तुं यदि जातो महीपतेः ॥२९॥
જે રાજ્ય ભરતને પિતા દશરથે આપ્યું નથી, તેના ઉપર રાજ્ય કરવા ભરત કદી પણ ઇચ્છા કરશે નહિ અને જો તેવો વસ્તુતઃ દશરથના જ પુત્ર હશે તો તારી સાથે માતા-પુત્રનો વ્યવહાર પણ રાખશે નહિ. (૨૯)

यद्यपि त्वं क्षितितलाद् गगनं चोत्पतिष्यसि । पितृवंशचरित्रज्ञः सोन्यथा न करिष्यति ॥३०॥

તું પૃથ્વી ઉપરથી આકાશમાં ઉડી જયીશ, ચાલો જયીશ, તો પણ પિતૃવંશની પ્રથાને જાણનાર ભરત કદી પણ નીતિ–નિયમ–વિરુદ્ધ આચરણ કરશે નહિ. (૩૦)

यत्त्वया पुत्रगर्धिन्या पुत्रस्य कृतमप्रियम् । लोके न हि स विद्येत यो न राममनुव्रतः ॥३१॥

પુત્રના સ્નેહને લીધે તારી દૃષ્ટિયેતેં જે સારું કર્યું છે, તે તારા પ્રજા ભરતને અત્યંત અપ્રિય જ થવાનું. કેમ કે અયોધ્યામાં એવો કોયી નહિ હોય જે રામને અનુકૂળ નહિ હોય. (૩૧)

द्रक्ष्यस्यद्यैव कैकेयि पशुव्यालमृगद्विजान् । गच्छतः सह रामेण पादपांश्च तदुन्मुखान् ॥३२॥

હે કૈકેયી, તું હમણાંજ જોયિશ કે પશુવો, સર્પાદિ જીવો, મૃગો અને પક્ષિયો પણ રામની સાથે જ જશે અને વૃક્ષો જો કે ગતિહીન છે છતાં તું જોયીશ કે રામની ઓર જ તેમનું પણ ધ્યાન હશે. (૩૨)

अथोत्तमान्याभरणानि देवि देहि स्नुषायै व्यपनीय चीरम् ।
न चीरमस्याः प्रविधीयतेति न्यवारयत्तद्वसनं वसिष्ठः ॥३३॥

હે દેવિ, સીતાના શરીર ઉપરથી ચીરને તું ઉપાડી લે અને તેના બદલામાં સુંદર સુંદર આભૂષણો આપ, ચીર સીતાને માટે હોયી શકે નહિ, એમ કહીને વસિષ્ઠે કૈકેયીને અનુચિત આચરણથી દૂર રાખવા પ્રયત્ન કર્યો. (૩૩)

एकस्य रामस्य वने निवासस्त्वया वृतः केकयराजपुत्रि ।
विभूषितेयं प्रतिकर्मनित्या वसत्वरण्ये सह राघवेण ॥३४॥

હે કૈકેયિ, તેં કેવળ રામનો વનવાસ માંગ્યો છે. સીતા તો રામની સાથે અરણ્યમાં નિવાસ કરશે, પણ દરેક રીતે વિભૂષિત થયીને જ (૩૪)

यानैश्च मुख्यैः परिचारकैश्च सुसंवृता गच्छतु राजपुत्री ।
वस्त्रैश्च सर्वैः सहितैर्विधानैर्नेयं वृता ते वरसम्प्रदाने ॥३५॥

અને મુખ્ય પરિચારિકાવોની સાથે તેમજ દરેક પ્રકારના વસ્ત્રોથી અને બીજા અલંકારોથી સજ્જ થયીને સીતા રથોથી જશે. કેમકે તેં સીતા માટે વનવાસની માંગણી કરી નથી. (૩૫)

तस्मिंस्तथा जल्पति विप्रमुख्ये गुरौ नृपस्याप्रतिमप्रभावे ।
नैव स्म सीता विनिवृत्तभावा प्रियस्य भर्तुः प्रतिकारकामा ॥३६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुस्त्रिंशः सर्गः ॥३४॥

શ્રીવસિષ્ઠજી આ પ્રમાણે બોલતા જ હતા, છતાં પોતાના પ્રિય પતિ ભગવાન્ રામની સાથે વનમાં જવાની તેમની એટલે સીતાની ઇચ્છા શાંત થયી ન હતી. (૩૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુસ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चत्रिंशः सर्गः

तस्यां चीरं वसानायां नाथवत्यामनाथवत् । प्रचुक्रोश जनः सर्वो धिक् त्वां दशरथं त्विति ॥१॥
અનાથની પેઠે જ્યારે શ્રી સીતાજી ચીર ધારણ કરવા લાગ્યાં ત્યારે બધાય બોલી ઊઠ્યા, દશરથ તમને ધિક્કાર છે. (૧)

तेन तत्र प्रणादेन दुःखितः स महीपतिः । चिच्छेद जीविते श्रद्धां धर्मे यशसि चात्मनः ॥२॥
ધિક્કારના તે શબ્દથી દુઃખિત થયેલા રાજા પોતાના જીવન, ધર્મ અને યશથી નિરાશ થયી ગયા. (૨)

सुकुमारी च बाला च सततं च सुखोचिता । नेयं वनस्य योग्येति सत्यमाह गुरुर्मम ॥३॥
સુકુમારી નાની અવસ્થાવાળી અને સદા સુખના જ અભ્યાસવાળી આ સીતા વનવાસ માટે યોગ્ય નથી, આમ વસિષ્ઠજિયે સાચું જ કહ્યું છે. (૩)

इयं हि कस्यापकरोति किंचित् तपस्विनी राजवरस्य पुत्री ।
या चीरमासाद्य वनस्य मध्ये स्थिता विसंज्ञा श्रमणीव काचित् ॥४॥

આ જનકરાજપુત્રી સીતા કોનું અહિત કરે છે, જેને લીધે ચીર ધારણ કરીને તે કોયી શ્રમણી (સાધુવાની) ની પેઠે વનમાં નિવાસ કરે ? (૪)

चीराण्यपास्याज्जनकस्य कन्या नेयं प्रतिज्ञा मम दत्तपूर्वा ।
यथासुखं गच्छतु राजपुत्री वनं समग्रा सह सर्वरत्नैः ॥५॥

સીતા ચીરને દૂર નાખી દે. આવી મારી પ્રતિજ્ઞા જ નથી. રાજપુત્રી સીતા સર્વરત્નોથી વિભૂષિત થયી સુખથી વનમાં ભલે જાય. (૫)

अजीवनार्हेण मया नृशंसा कृता प्रतिज्ञा नियेमन तावत् ।
त्वया हि बाल्यात् प्रतिपन्नमेतत् तन्मा दहेद् वेणुमिवात्मपुष्पम् ॥६॥

મૃત્યુના કાંઠે આ રીતે રહેલા મેં કઠોર પ્રતિજ્ઞા કરી છે. અને તેં મૂર્ખતાથી જ તેને માની લીધી છે. તે પ્રતિજ્ઞા મને તેમ બાળે છે જેમ વાંસનું ફૂળ વાંસને જ બાળે છે. (૬)

रामेण यदि ते पापे किंचित्कृतमशोभनम् । अपकारः क इह ते वैदेह्या दर्शितोऽधमे ॥७॥
અને કદાચ રામે તારું કશું અનિષ્ટ ભલે કર્યું હોય, પણ હે નીચ, સીતાયે તારો કયો અપકાર કર્યો છે ? (૭)

मृगीवोत्फुल्लनयना मृदुशीला मनस्विनी । अपकारं कमिव ते करोति जनकात्मजा ॥८॥
મૃગીની પેઠે સુંદરનેત્રોવાળી, મૃદુસ્વભાવવાળી, અને પવિત્ર મનવાળી સીતા તારો શો અપકાર કરે છે ? (૮)

ननु पर्याप्तमेवं ते पापे रामविवासनम् । किमेभिः कृपणैर्भूयः पापकैरपि ते कृतैः ॥९॥
હે પાપિનિ, રામને તું વનમાં મોકલે છે, એટલું જ ઘણું છે. સીતાને પણ વનમાં મોકલીને આવાં વધારે પાપો કરવાથી તને શું મળવાનું છે ? (૯)

२४

प्रतिज्ञातं मया तावत् त्वयोक्तं देवि शृण्वता । रामं यदभिषेकाय त्वमिहागतमब्रवीः ॥१०॥

કૈકેયી, રામને મેં અભિષેક સંબંધમાં સૂચના આપવા અહીં બોલાવ્યા હતા, ત્યારે તેં તેમને વનમાં જવા માટે કહ્યું અને હું કશું બોલ્યો નથી, આટલાથી રામ વનમાં જઈ શકે છે. પણ સીતા માટે મેં કશું કહ્યું નથી. (૧૦)

तत्त्वेतत् समतिक्रम्य निरयं गन्तुमिच्छसि । मैथिलीमपि या हि त्वमीक्षसे चीरवासिनीम् ॥

જે મેં પ્રતિજ્ઞા કરી છે, તેને ઓળંગીને અધિક ચાહનારી એટલે સીતાને પણ તું ચીરધારણ કરેલી જોવા ઇચ્છે છે, તેથી તું નરકની જ ઇચ્છા કરે છે, એટલે આમ કરવાથી તને નરક જ મળવાનું. (૧૧)

एवं ब्रुवन्तं पितरं रामः सम्प्रस्थितो वनम् । अवाक्शिरसमासीनमिदं वचनमब्रवीत् ॥१२॥

પિતા દશરથની આ વાત સાંભળી વનમાં જવા માટે ઉદ્યત થયેલા રામે નીચે મોં ઘાલીને બેઠેલા રાજાને કહ્યું. (૧૨)

इयं धार्मिक कौसल्या मम माता यशस्विनी । वृद्धा चाक्षुद्रशीला च न च त्वां देव गर्हते ॥१३॥

હે ધાર્મિક મહારાજ, આ યશસ્વિની મારી માતા કૌસલ્યા વૃદ્ધ અને ઉત્તમ સ્વભાવવાળા છે, તેથી મને વનવાસ આપનાર તમારા પ્રત્યે દુર્ભાવ રાખતાં નથી. (૧૩)

मया विहीनां वरद प्रपन्नां शोकसागरम् । अदृष्टपूर्वव्यसनां भूयः सम्मन्तुमर्हसि ॥१४॥

હે મહારાજ, મારા વિના શોક સાગરમાં પડેલી અને જેમણે કદી પૂર્વે દુઃખ જોયું નથી, આવી મારી બાને આપ વધારે માન સાથે રાખશો. (૧૪)

इमां महेन्द्रोपम जातगर्धिनीं तथा विधातुं जननीं ममार्हसि ।
यथा वनस्थे मयि शोककर्शिता न जीवितं न्यस्य यमक्षयं व्रजेत् ॥१५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चत्रिंशः सर्गः ॥३५॥

હે મહેન્દ્રસમાન મહારાજ, સર્વદા મને જોવાની ઇચ્છાવાળાં આ મારા અંબાને આપ તે રીતે સાચવશો કે જેથી શોકથી વ્યથિત આ, પ્રાણોનો ત્યાગ કરી પરલોકમાં ચાલ્યા જાય નહિ. (૧૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षट्त्रिंशः सर्गः

रामस्य तु वचः श्रुत्वा मुनिवेषधरं च तम् । समीक्ष्य सह भार्याभी राजा विगतचेतनः ॥१॥

શ્રીરામનું વચન સાંભળી, અને તેમને મુનિવેષ ધારણ કરેલાં જોઈને રાણિયો સાથે રાજા બેભાન થઈ ગયા. (૧)

नैनं दुःखेन सन्तप्तः प्रत्यवैक्षत राघवम् । न चैनमभिसम्प्रेक्ष्य प्रत्यभाषत दुर्मनाः ॥२॥

દુઃખથી વ્યાકુલ રાજા રામની ઓર જોઈ શકયા નહિ તેમજ જોઈને કશું બોલી શકયા નહિ. (૨)

स मुहूर्तमिवासंज्ञो दुःखितश्च महीपतिः । विललाप महाबाहू राममेवानुचिन्तयन् ॥३॥

રાજા થોડીવાર સુધી ચેતનાહીન થયીને, રામનો જ વિચાર કરતા રડવા લાગ્યા. (૩)

मन्ये खलु मया पूर्वं विवत्सा बहवः कृताः । प्राणिनो हिंसिता वापि तन्मामिदमुपस्थितम् ॥४॥

હું માનું છું કે મેં પૂર્વે ઘણાંના બાળકોને મારી નાખ્યા છે, ઘણાં પ્રાણિયોની હિંસા કરી છે. તેનું જ આ ફળ મને મળે છે. (૪)

न त्वेवानागते काले देहाच्च्यवति जीवितम् । कैकेय्या क्लिश्यमानस्य मृत्युर्मम न विद्यते ॥५॥

સમય પૂરો થયો નહિ હોય ત્યારે પ્રાણ દેહમાંથી નીકળતા નથી. કૈકેયી મને કલેશ આપી રહેલી છે તો પણ મારો મૃત્યુ થતું નથી. (૫)

योऽहं पावकसंकाशं पश्यामि पुरतः स्थितम् । विहाय वसने सूक्ष्मे तापसाच्छादमात्मजम् ॥६॥

અગ્નિ સમાન પ્રકાશમાન મારા રામને સુંદર વસ્ત્રોનો ત્યાગ કરીને અને તપસ્વિયોની જેમ મૃગચર્માદિને ધારણ કરેલા જોવું છું. (૬)

एकस्याः खलु कैकेय्याः कृतेऽयं खिद्यते जनः । स्वार्थे प्रयतमानायाः संश्रित्य निकृतिं त्विमाम्

વરદાનને પકડી રાખીને સ્વાર્થસિદ્ધિમાં લાગી રહેલી કેવળ કૈકેયીને લીધે જ બધાં દુઃખી થયી રહ્યાં છે. (૭)

एवमुक्त्वा तु वचनं बाष्पेण विहतेन्द्रियः । रामेति सकृदेवोक्त्वा व्याहर्तुं न शशाक सः ॥८॥

આમ કહીને આંસુ ભરેલી આંખોથી હા રામ આમ એકવાર બોલીને ફરી બોલી શકયા નહિ. (૮)

संज्ञां तु प्रतिलभ्यैव मुहूर्तात् स महीपतिः । नेत्राभ्यामश्रुपूर्णाभ्यां सुमन्त्रमिदमब्रवीत् ॥९॥

થોડીવારે ફરી તેવો ભાનમાં આવ્યા અને રડતી આંખે સુમન્ત્રને જોયીને કહેવા લાગ્યા. (૯)

औपवाह्यं रथं युक्त्वा त्वमायाहि हयोत्तमम् । प्रापयैनं महाभागमितो जनपदात् परम् ॥१०॥

સવારીને માટે જ જે રથ છે તેમાં સારા ઘોડાવો જોડીને તમે તેને લયી આવો અને તેમાં બેસાડીને શ્રીરામને બીજા દેશમાં પહોંચાડી દો. (૧૦)

एवं मन्ये गुणवतां गुणानां फलमुच्यते । पित्रा मात्रा च यत्साधुर्वीरो निर्वास्यते वनम् ॥११॥

હું એમ માનું છું કે માતા પિતા પોતાના સારા પુત્રને વનવાસ માટે મોકલે છે આ ગુણિયોના ગુણોનું ફળ છે. (૧૧)

राज्ञो वचनमाज्ञाय सुमन्त्रः शीघ्रविक्रमः । योजयित्वा ययौ तत्र रथमश्वैरलंकृतम् ॥१२॥

રાજાની આજ્ઞા માનીને શીઘ્ર જયીને સુમંત્ર રથમાં સારા ઘોડાને જોડીને ત્યાં પહોંચી ગયા. (૧૨)

तं रथं राजपुत्राय सूतः कनकभूषितम् । आचचक्षेऽञ्जलिं कृत्वा युक्तं परमवाजिभिः ॥१३॥

સુમંત્ર સુવર્ણભૂષિત અને સારા ઘોડાવોથી જોડાયેલા રથને રામને માટે લાવીને, રથ આવી ગયો એમ બોલ્યા. (૧૩)

राजा सत्वरमाहूय व्यापृतं वित्तसंचये । उवाच देशकालज्ञो निश्चितं सर्वतः शुचिः ॥१४॥

કોશાધ્યક્ષને શીઘ્ર બોલાવીને દેશ કાળને જાણનાર અને સર્વથા નિર્દોષ રાજા દશરથ બોલ્યા.

वासांसि च वरार्हाणि भूषणानि महान्ति च । वर्षाण्येतानि संख्याय वैदेह्याः क्षिप्रमानय ॥

બહુમૂલ્ય વસ્ત્રો અને બહુમૂલ્ય આભૂષણો ચૌદ વર્ષ માટે ગણત્રી કરીને શ્રી જાનકી માટે લયી આવો. (૧૫)

**नरेन्द्रेणैवमुक्तस्तु गत्वा कोशगृहं ततः । प्रायच्छत् सर्वमाहृत्य सीतायै क्षिप्रमेव तत् ॥१६॥**
રાજાની આજ્ઞા સાંભળતાં જ કોષાધ્યક્ષ કોષાગારમાં જયીને રાજાયે કહેલી બધી સામગ્રી લયી આવીને શ્રી સીતાજીને આપી દીધી હતી. (૧૬)

**तां भुजाभ्यां परिष्वज्य श्वश्रूर्वचनमब्रवीत् । अनाचरन्तीं कृपणं मूर्ध्न्युपाघ्राय मैथिलीम् ॥१७॥**
પરમ પવિત્ર આચરણુ કરનારી સીતાજીને આલિંગન કરીને મસ્તક ઉપર ચુંબન કરીને શ્રી કૌસલ્યાજી બોલ્યા. (૧૭)

**असत्यः सर्वलोकेऽस्मिन् सततं सत्कृताः प्रियैः । भर्तारं नानुमन्यन्ते विनिपातगतं स्त्रियः ॥१८॥**
પ્રિયજનોથી સત્કાર પામેલાં આ સંસારમાં જે સ્ત્રી પોતાના પતિની અનુગામિની થતી નથી તેવો અસતી છે, ભ્રષ્ટાચારિણી છે. (૧૮)

**एष स्वभावो नारीणामनुभूय पुरा सुखम् । अल्पामप्यापदं प्राप्य दुष्यन्ति प्रजहत्यपि ॥१९॥**
સ્ત્રિયોનો આ સ્વભાવ છે કે પહેલાં સુખનો અનુભવ કરીને અને થોડા પણુ સંકટમાં પતિનો ત્યાગ કરે છે અને ભ્રષ્ટ થયી જાય છે. (૧૯)

**असत्यशीला विकृता दुर्गा अहृदयाः सदा । असत्यः पापसंकल्पाः क्षणमात्रविरागिणः ॥२०॥**
સ્ત્રિયો જૂઠું બોલવાના સ્વભાવવાળી હોય છે, વિકારવાળી હોય છે, કઠણુ અને હૃદયહીન હોય છે. દુરાચારિણી પાપવિચારવાળી અને ક્ષણુભરમાં જ પ્રેમ સંબંધને બગાડનારી હોય છે. (૨૦)

**न कुलं न कृतं विद्या न दत्तं नापि संग्रहः । स्त्रीणां गृह्णाति हृदयमनित्यहृदया हि ताः ॥२१॥**
સારું કુળ, ઉપકાર, વિદ્યા, આભૂષણો દાન આ બધાં સ્ત્રિયોના હૃદયને વશમાં કરી શકે નહિ. કેમકે તેવો અસ્થિર હૃદયવાળા હોય છે. (૨૧)

**साध्वीनां तु स्थितानां तु शीले सत्ये श्रुते स्थिते । स्त्रीणां पवित्रं परमं पतिरेको विशिष्यते ॥**
અને જે શીલ, સત્ય, વેદ અને કુળ મર્યાદાનું પાલન કરનારી સાધ્વી સ્ત્રિયો છે તેના માટે તો પરમ પવિત્ર વસ્તુ કેવળ પતિ જ હોય છે, બીજું કશું નહિ. (૨૨)

**स त्वया नावमन्तव्यः पुत्रः प्रव्राजितो वनम् । तव देवसमस्त्वेष निर्धनः सधनोऽपि वा ॥२३॥**
મારો પુત્ર વનમાં મોકલાય છે છતાં તેનું તારે અપમાન કરવું જોયિયે નહિ. તે સધન હોય કે નિર્ધન, તારા માટે તે દેવસમાન છે. (૨૩)

**विज्ञाय वचनं सीता तस्या धर्मार्थसंहितम् । कृत्वाञ्जलिमुवाचेदं श्वश्रूमभिमुखे स्थिता ॥२४॥**
ધર્મ, અર્થસહિત શ્રી કૌસલ્યાજીનું વચન સાંભળીને તેમની સામે ઊભાં રહીને હાથ જોડી સીતાજી બોલ્યાં. (૨૪)

**करिष्ये सर्वमेवाहमार्या यदनुशास्ति माम् । अभिज्ञास्मि यथा भर्तुर्वर्तितव्यं श्रुतं च मे ॥२५॥**
આપે મને જે ઉપદેશ આપ્યો છે તેનું અક્ષરશઃ પાલન કરીશ. પતિ સાથે કેવો વ્યવહાર કરવો જોયિયે તેને હું જાણું છું કેમકે મેં પહેલેથી જ માતાપિતા પાસે આ બધું સાંભળ્યું છે. (૨૫)

**न मामसज्जनेनार्या समानयितुमर्हति । धर्माद् विचलितुं नाहमलं चन्द्रादिव प्रभा ॥२६॥**
અનાડી સ્ત્રિયોની પેઠે આપ મને સમજશો નહિ. જેમ ચંદ્રમાંથી તેની પ્રભા પૃથક્ થતી નથી તેમ જ હું પણુ મારા ધર્મથી વિચલિત થયિશ નહિ. (૨૬)

नातन्त्री वाद्यते वीणा नाचक्रो विद्यते रथः। नापतिः सुखमेधेत या स्यादपि शतात्मजा ॥२७॥
જેમ તાર વિના વીણા નિરર્થક છે, ચક્ર વિના રથ નિરર્થક છે, તેમ સ્ત્રી ભલે સો પુત્રોની માતા હોય પણ પતિ વિના સુખ પામી શકે નહિ. (૨૭)

मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः। अमितस्य तु दातारं भर्तारं का न पूजयेत् ॥
માતા પિતા-પુત્રાદિ જે કંચી આપે છે તે થોડુંક જ હોય છે, પણ પતિ જ એવો છે જે અમિત –અનંત આપે છે. એવા પતિને કોણ નહિ પૂજે ? (૨૮)

साहमेवं गता श्रेष्ठा श्रुतधर्मपरावरा। आर्ये किमवमन्येयं स्त्रिया भर्ता हि दैवतम् ॥२९॥
આ પ્રમાણે જે કંચી મેં સાંભળ્યું છે તે પ્રમાણે આચરણ કરનારી હું શા માટે મારા પતિની અવહેલના કરીશ. ખરેખર પતિ જ મોટો દેવ છે. (૨૯)

सीताया वचनं श्रुत्वा कौसल्या हृदयङ्गमम्। शुद्धसत्त्वा मुमोचाश्रु सहसा दुःखहर्षजम् ॥३०॥
સીતાજીનું આવું પ્રિય વચન સાંભળીને પવિત્ર કૌસલ્યાજીની આંખોમાંથી હર્ષ અને વિષાદની અશ્રુધારા વહેવા લાગ્યી. (૩૦)

तां प्राञ्जलिरभिप्रेक्ष्य मातृमध्येऽतिसत्कृताम्। रामः परमधर्मात्मा मातरं वाक्यमब्रवीत् ॥३१॥
માતાવોમાંથી અધિક સત્કાર પામેલા કૌસલ્યા માતાને જોયી પરમ ધર્માત્મા રામજી બોલ્યા.

अम्ब मा दुःखिता भूत्वा पश्येस्त्वं पितरं मम। क्षयोऽपि वनवासस्य क्षिप्रमेव भविष्यति ॥
હે મા, તમે દુઃખી થયીને પિતાને જોશો નહિ. કેમકે તેથી તેયો વધારે દુઃખી થશે. વનવાસનો અંત તો શીઘ્ર જ થવાનો. (૩૨)

सुप्तायास्ते गमिष्यन्ति नव वर्षाणि पञ्च च। समग्रमिह सम्प्राप्तं मां द्रक्ष्यसि सुहृद्वृतम् ॥३३॥
ઊંઘીને ઉઠયા હોય તેમ તમારા ચૌદ વર્ષો વીતી જશે. અને તમે મને મારા મિત્રોથી વીંટળાયેલો અહિં જોશો. (૩૩)

एतावदभिनीतार्थमुक्त्वा स जननीं वचः। त्रयः शतशतार्धा हि ददर्शावेक्ष्य मातरः ॥३४॥
આ પ્રમાણે સારા ભાવોથી યુક્ત વચન• શ્રી કૌસલ્યાજીને કહીને બીજી ૩૫૦ માતાવોને (રાજમહિલાવોને) જોયાં. (૩૩)

ताश्चापि स तथैवार्ता मातृर्दशरथात्मजः। धर्मयुक्तमिदं वाक्यं निजगाद कृताञ्जलिः ॥३५॥
કૌસલ્યાની જેમ જ દુઃખી થતાં તેવોને પણ હાથ જોડીને શ્રી રામજિયે ધર્મયુક્ત આ વચન કહ્યું.

संवासात् परुषं किंचिदज्ञानादपि यत् कृतम्। तन्मे समुपजानीत सर्वाश्चामन्त्रयामि वः ॥३६॥
હે માતાવો, સહવાસને લીધે અથવા અજ્ઞાનથી જે કંચી કઠોર વચન મેં કહ્યું હશે તેને ક્ષમા કરો, આમ હું પ્રાર્થના કરું છું. (૩૬)

वचनं राघवस्यैतद् धर्मयुक्तं समाहितम्। शुश्रुवुस्ताः स्त्रियः सर्वा शोकोपहतचेतसः ॥३७॥
શ્રી રામનું ધર્મયુક્ત આવું શાંત વચન સાંભળી બધીય રાણિયો શોકાતુર બની ગયાં. (૩૭)

जज्ञेऽथ तासां संनादः क्रौञ्चीनामिव निस्वनः। मानवेन्द्रस्य भार्याणामेवं वदति राघवे ॥३८॥
શ્રી રામજી જ્યારે આ રીતે ક્ષમાપ્રાર્થના કરતા હતા ત્યારે બધી રાણિયો ક્રૌંચ પક્ષીની જેમ બોલવા લાગ્યાં. (૩૮)

मुरजपणवमेघघोषवद् दशरथवेश्म बभूव यत् पुरा ।
विलपितपरिदेवनाकुलं व्यसनगतं तदभूत् सुदुःखितम् ॥३९॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे षट्त्रिंशः सर्गः ॥३६॥

પહેલાં દશરથ મહારાજનો જે મહેલ મેઘના શબ્દો જેવા શબ્દોથી ભરાયેલો હતો તે અત્યારે રડવા અને વિલાપને લીધે અત્યંત દુઃખી બની ગયો હતો. (૩૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષટ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત

# अथ सप्तत्रिंशः सर्गः

*

अथ रामश्च सीता च लक्ष्मणश्च कृताञ्जलिः । उपसंगृह्य राजानं चक्रुर्दीनाः प्रदक्षिणम् ॥१॥

ત્યારપછી રામે સીતાયે અને લક્ષ્મણે માતા પિતાની સેવાથી વંચિત થવાને લીધે દુઃખિત, મહારાજ દશરથની પ્રદક્ષિણા કરી. (૧)

तं चापि समनुज्ञाप्य धर्मज्ञः सह सीतया । राघवः शोकसम्मूढो जननीमभ्यवादयत् ॥२॥

ધર્મજ્ઞ શ્રીરામે સીતા સાથે પિતાની આજ્ઞા લયીને શોકથી વ્યગ્ર થયી માતા કૌસલ્યાને પ્રણામ કર્યા. (૨)

अन्वक्षं लक्ष्मणो भ्रातुः कौसल्यामभ्यवादयत् । अपि मातुः सुमित्राया जग्राह चरणौ पुनः ॥३॥

શ્રી રામજિયે કૌસલ્યા માતાને પ્રણામ કર્યા. ત્યાર પછી શ્રી લક્ષ્મણે કૌસલ્યાજીને પ્રણામ કરી માતા સુમિત્રાને ચરણે પડયા. (૩)

तं वन्दमानं रुदती माता सौमित्रिमब्रवीत् । हितकामा महाबाहुं मूर्ध्न्युपाघ्राय लक्ष्मणम् ॥४॥

પ્રણામ કરતા મહાબાહુ લક્ષ્મણને મસ્તક સૂંઘીને હિત ઇચ્છાનારાં સુમિત્રાજી આ પ્રમાણે બોલ્યાં.

सृष्टस्त्वं वनवासाय स्वनुरक्तः सुहृज्जने । रामे प्रमादं मा कार्षीः पुत्रः भ्रातरि गच्छति ॥५॥

હે પુત્ર સુહૃત્ જનોમાં અનુરક્ત તને વનવાસ માટે મેં આજ્ઞા આપી છે. હે પુત્ર, જોજે રામ જાય છે ત્યારે સાવધાન રહેવામાં પ્રમાદ કરીશ નહિ. (૫)

व्यसनी वा समृद्धो वा गतिरेष तवानघ । एष लोके सतां धर्मो यज्ज्येष्ठवशगो भवेत् ॥६॥

રામ દુઃખમાં હોય કે સુખમાં, હે પુત્ર, તારા માટે તે જ ગતિ છે. જ્યેષ્ઠ બંધુની આજ્ઞામાં રહેવું આ જ સત્પુરુષોનો ધર્મ છે. (૬)

इदं हि वृत्तमुचितं कुलस्यास्य सनातनम् । दानं दीक्षा च यज्ञेषु तनुत्यागो मृधेषु हि ॥७॥

આ આપણા કુળનો સનાતન વ્યવહાર છે કે દાન, દીક્ષા, યજ્ઞનું અનુષ્ઠાન અને યુદ્ધમાં દેહત્યાગ.

लक्ष्मणं त्वेवमुक्त्वासौ संसिद्धं प्रियराघवम् । सुमित्रा गच्छ गच्छेति पुनः पुनरुवाच तम् ॥८॥

શ્રી સુમિત્રાજીયે શ્રી રામના પ્રિય લક્ષ્મણને આ પ્રમાણે કહી, જા જા એમ ફરી ફરી કહ્યું. (૮)

रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् । अयोध्यमटवीं विद्धि गच्छ तात यथासुखम् ॥

અને ફરી કહ્યું, હે પુત્ર વનવાસકાળમાં રામને જ તું પોતાના પિતા સમજીશ અને સીતાને તારી માતા તેમજ વનને અયોધ્યા સમજીશ. પુત્ર સુખથી જા. (૯)

ततः सुमन्त्रः काकुत्स्थं प्राञ्जलिर्वाक्यमब्रवीत् । विनीतो विनयज्ञश्च मातलिर्वासवं यथा ॥१०

ત્યારપછી માતલિ જેમ ઇન્દ્રને કહે તેમ વિનીત અને વિનયને જાણનાર સુમંત્રે રામજીને કહ્યું

रथमारोह भद्रं ते राजपुत्र महायशः । क्षिप्रं त्वां प्रापयिष्यामि यत्र मां राम वक्ष्यसे ॥११॥

હે મહાયશસ્વિન્ રાજપુત્ર, આ સુંદર રથપર બેસો અને જ્યાં કહેશો ત્યાં શીઘ્ર તમને પહોંચાડી દઈશ. (૧૧)

चतुर्दश हि वर्षाणि वस्तव्यानि वने त्वया । तान्युपक्रमितव्यानि यानि देव्या प्रचोदितः ॥१२॥

તમારે ચૌદ વર્ષ સુધી વનમાં રહેવું છે માટે કૈકેયીની પ્રેરણાથી તમારે આજથી તે ચૌદ વર્ષની ગણુતરી કરવી જોયિયે. (૧૨)

तं रथं सूर्यसंकाशं सीता हृष्टेन चेतसा । आरुरोह वरारोहा कृत्वालंकारमात्मनः ॥१३॥

પ્રસન્ન ચિત્તથી પરમ સુંદરી સીતા અલંકારો ધારણુ કરીને પરમ ઉત્તમ રથ ઉપર ચઢયાં (૧૩)

वनवासं हि संख्याय वासांस्याभरणानि च । भर्तारमनुगच्छन्त्यै सीतायै श्वशुरो ददौ ॥१४॥

વનવાસના ચૌદ વર્ષની ગણુત્રી કરીને મહારાજ દશરથે પતિની સાથે ગમન કરનાર તેમને તેટલાં જ વસ્ત્રો અને અલંકારો આપ્યાં. (૧૪)

तथैवायुधजातानि भ्रातृभ्यां कवचानि च । रथोपस्थे प्रविन्यस्य सचर्म कठिनं च यत् ॥१५॥

તેમ જ બન્ને ભાયિયો માટે કવચ અને કઠિન ઢાળ રથમાં મૂકીને. (૧૫)

अथो ज्वलनसंकाशं चामीकरविभूषितम् । तमारुरुहतुस्तूर्णं भ्रातरौ रामलक्ष्मणौ ॥१६॥

રામ અને લક્ષ્મણુ બન્ને ભાયિયો સુવર્ણ વિભૂષિત ચમકદાર તે રથ ઉપર બેસી ગયા. (૧૬)

सीतातृतीयानारूढान् दृष्ट्वा रथमचोदयत् । सुमन्त्रः सम्मतानश्वान् वायुवेगसमाञ्जवे ॥१७॥

જ્યારે ત્રણે જણુ રથ ઉપર ચડી ગયાં ત્યારે વાયુસમાન વેગવાળા અશ્વોથી યુક્ત તે રથ સુમંત્રે ચલાવ્યો. (૧૭)

प्रयाते तु महारण्यं चिररात्राय राघवे । बभूव नगरे मूर्च्छा बलमूर्च्छा जनस्य च ॥१८॥

ઘણા સમય માટે શ્રીરામે જ્યારે ત્યાંથી પ્રયાણુ કર્યું ત્યારે નગરમાં સ્ત્રી–પુરુષો તેમ જ હાથી–ઘોડા આદિ પણુ મૂર્છિત થયી ગયાં. (૧૮)

तत् समाकुलसम्भ्रान्तं मत्तसंकुपितद्विपम् । हयशिञ्जितनिर्घोषं पुरमासीन्महास्वनम् ॥१९॥

તે સમયે મદોન્મત્ત હાથિયો અને અશ્વોના અલંકારોના ભારે ધ્વનિથી અયોધ્યા ગાજી ઉઠી. (૧૯)

ततः सबालवृद्धा सा पुरी परमपीडिता । राममेवाभिदुद्राव घर्मार्तः सलिलं यथा ॥२०॥

પછી જેમ તડકાથી વ્યાકુળ જન પાણીની ઓર દોડે તેમ આબાળ વૃદ્ધથી ભરાયેલી આખી અયોધ્યા રામની પાછળ દોડી. (૨૦)

पार्श्वतः पृष्ठतश्चापि लम्बमानास्तदुन्मुखाः । वाष्पपूर्णमुखाः सर्वे तमूचुर्भृशनिस्वनाः ॥२१॥

આગળ પાછળ ચારે કોરથી તેમનાં મુખ જોતા દોડતા લોકો રડતા હતા, અને ભારે શબ્દથી બોલ્યા. (૨૧)

संयच्छ वाजिनां रश्मीन् सूत याहि शनैःशनैः । मुखं द्रक्ष्याम रामस्य दुर्दर्शं नो भविष्यति ॥२२॥

હે સુમંત્રજી અશ્વોને રોકો, ધીમે ધીમે ચાલો. અમને રામનું મુખ જોવા દો કેમકે પછી તો તે આપણુને શીઘ્ર જોવા મળશે નહિ. (૨૨)

आयसं हृदयं नूनं राममातुरसंशयम् । यद् देवगर्भप्रतिमे वनं याति न भिद्यते ॥२३॥
રામની માતા કૌસલ્યાનું હૃદય ખરેખર લોઢાનું બનેલું છે. જેથી કે દેવ જેવા પુત્ર વનમાં જાય છે અને તેમની છાતી ફાટી જતી નથી. (૨૩)

कृतकृत्या हि वैदेही छायेवानुगता पतिम् । न जहाति रता धर्मे मेरुमर्कप्रभा यथा ॥२४॥
અને જાનકી કૃતાર્થ છે કેમકે જેમ સૂર્યની પ્રભા મેરુ પર્વતને છોડતી નથી તેમ તેવો પતિનો ત્યાગ કરતાં નથી અને છાયાની પેઠે પાછળ પાછળ જાય છે. (૨૪)

अहो लक्ष्मण सिद्धार्थः सततं प्रियवादिनम् । भ्रातरं देवसंकाशं यस्त्वं परिचरिष्यसि ॥२५॥
અને હે લક્ષ્મણ, તમે કૃતાર્થ છો જે દેવસમાન પ્રિયવાદી ભાયીની સતત સેવા કરશો. (૨૫)

महत्येषा हि ते बुद्धिरेष चाभ्युदयो महान् । एष स्वर्गस्य मार्गश्च यदेनमनुगच्छसि ॥२६॥
તમારી બુદ્ધિને ધન્ય છે. આ તમારો મહાન્ અભ્યુદય છે. આ સ્વર્ગનો માર્ગ છે જેમાં તમે જયી રહ્યા છો. (૨૬)

एवं वदन्तस्ते सोढुं न शेकुर्बाष्पमागतम् । नरास्तमनुगच्छन्ति प्रियमिक्ष्वाकुनन्दनम् ॥२७॥
આમ બોલતા લોકો આંસુને રોકી શકયા નહિ અને પ્રિય રામની પાછળ પાછળ જયી રહ્યા હતા. (૨૭)

अथ राजा वृतः स्त्रीभिर्दीनाभिर्दीनचेतनः । निर्जगाम प्रियं पुत्रं द्रक्ष्यामीति ब्रुवन् गृहात् ॥२८॥
પછીથી રાણિયોથી ઘેરાયેલા રાજા દશરથ દીનભાવે ઘરમાંથી આમ બોલતા નીકળ્યા કે હું મારા પ્રિય પુત્રને જોયી લવું. (૨૮)

शुश्रुवे चाग्रतः स्त्रीणां रुदतीनां महास्वनः । यथा नादः करेणूनां बद्धे महति कुञ्जरे ॥२९॥
જેમ ગજરાજ બંધાયી જાય અને હાથિણિયો શબ્દ કરે તેમ દશરથની આગળ આગળ રડતી સ્ત્રિયોનો શબ્દ થતો હતો. (૨૯)

पिता हि राजा काकुत्स्थः श्रीमान् सन्नस्तदा बभौ । परिपूर्णः शशी काले ग्रहेणोपप्लुतो यथा ॥
જેમ ગ્રહણના સમયે પૂર્ણ ચંદ્ર ઘેરાયી જાય છે અને કપાયી જાય છે તેમ રાજા દશરથ તે સમયે નિઃશબ્દ અને સ્તબ્દ થયી ગયા હતા. (૩૦)

स च श्रीमानचिन्त्यात्मा रामो दशरथात्मजः । सूतं संचोदयामास त्वरितं वाह्यतामिति ॥३१॥
અને અચિંત્ય ભગવાન્ રામે સુમંત્રને કહ્યું કે શીઘ્ર રથને આગળ ચલાવો. (૩૧)

रामो याहीति तं सूतं तिष्ठेति च जनस्तथा। उभयं नाशकत् सूतः कर्तुमध्वनि चोदितः ॥३२॥
સૂતને લોકો કહેતા કે ઠહેરો ઠહેરો અને રામ કહેતા કે ચાલો ચાલો, પણ સુમંત્ર માર્ગમાં બેમાંથી એક પણ કરી શકયા નહિ. (૩૨)

निर्गच्छति महाबाहौ रामे पौरजनाश्रुभिः । पतितैरभ्यवहितं प्रणनाश महीरजः ॥३३॥
ભગવાન્ રામ જ્યારે ચાલ્યા ત્યારે લોકોનાં પડેલાં આંસુવોથી પૃથ્વીની ધૂળ દબાયી ગયી.

रुदिताश्रुपरिद्यूनं हाहाकृतमचेतनम् । प्रयाणे राघवस्यासीत् पुरं परमपीडितम् ॥३४॥
રામ જ્યારે ચાલવા લાગ્યા ત્યારે આખી અયોધ્યા રડતી હતી, મૂર્છિત હતી અને પરમ પીડિત હતી. (૩૪)

सुस्राव नयनैः स्त्रीणामस्रमायाससम्भवम् । मीनसंक्षोभचलितैः सलिलं पङ्कजैरिव ॥३५॥
જેમ માછળાના દોડવાથી ચંચેલ કમલથી પાણી પડે તેમ થાકી ગયેલી સ્ત્રિયોની આંખોમાંથી અશ્રુધારા પડતી હતી. (૩૫)

दृष्ट्वा तु नृपतिः श्रीमानेकचित्तगतं पुरम् । निपपातैव दुःखेन कृत्तमूल इव द्रुमः ॥३६॥
જ્યારે મહારાજ દશરથે જોયું કે આખી અયોધ્યા દુઃખથી એકચિત્ત થયી ગયી છે ત્યારે જેમ મૂળથી કપાયેલું વૃક્ષ પડે તેમ દુઃખથી તેવો પડી ગયા. (૩૬)

ततो हलहलाशब्दो जज्ञे रामस्य पृष्ठतः । नराणां प्रेक्ष्य राजानं सीदन्तं भृशदुःखितम् ॥३७॥
ત્યારે રાજાને અત્યંત પીડિત જોયીને રામની પાછળ લોકોનો ભારે કોલાહલ થયી રહ્યો હતો.

हा रामेति जनाः केचिद् राममातेति चापरे । अन्तःपुरसमृद्धं च क्रोशन्तं पर्यदेवयन् ॥३८॥
કેટલાક તો હા રામ, કેટલાક હા કૌસલ્યા કહીને રડતા હતા. કેટલાક અંતઃપુરની રાણિયોને રડતી જોયીને રડી રહ્યા હતા. (૩૮)

अन्वीक्षमाणो रामस्तु विषण्णं भ्रान्तचेतसम् । राजानं मातरं चैव ददर्शानुगतौ पथि ॥३९॥
જ્યારે રામે વ્યાકુળ અને ગાંડાની જેમ પિતા અને માતાને જોયાં કે તે બન્ને માર્ગમાં પાછળ પાછળ આવી રહ્યા છે ત્યારે..... (૩૯)

स बद्ध इव पाशेन किशोरो मातरं यथा । धर्मपाशेन संयुक्तः प्रकाशं नाभ्युदैक्षत ॥४०॥
ત્યારે દોરડીથી બંધાયેલ ઘોડાનું બચ્ચું જેમ પોતાની માને જોયી શકતું નથી, તેમ ધર્મપાશથી બંધાયેલ રામ કોયી માર્ગ જોયી શક્યા નહિ. (૪૦)

पदातिनौ च यानार्हावदुःखार्हौ सुखोचितौ । दृष्ट्वा संचोदयामास शीघ्रं याहीति सारथिम् ॥४१॥
પગે ચાલતા અને દુઃખી થતાં માતા પિતાને જોયીને રામે સુમંત્રજીને કહ્યું કે શીઘ્ર ચાલો. (૪૧)

नहि तत् पुरुषव्याघ्रो दुःखजं दर्शनं पितुः । मातुश्च सहितुं शक्तस्तोत्त्रैर्नुन्न इव द्विपः ॥४२॥
જેમ અંકુશથી પ્રેરાયેલો હાથી શાંત રહી શકતો નથી તેવી રીતે દુઃખપૂર્ણ માતા પિતાને રામ જોયી શક્યા નહિ. (૪૨)

प्रत्यागारमिवायान्ती सवत्सा वत्सकारणात् । बद्धवत्सा यथा धेनू राममाताभ्यधावत ॥४३॥
જેમ બાંધેલા વાછરડા પ્રત્યે ઘરે આવતી ગાય દોડે તેમ કૌસલ્યા રામની ઓર દોડયા. (૪૩)

तथा रुदन्तीं कौसल्यां रथं तमनुधावतीम् । क्रोशन्तीं राम रामेति हा सीते लक्ष्मणेति च ॥४४॥
તે રીતે રડતાં અને રથની પાછળ દોડતાં તેમ જ હા રામ, હા સીતા, હા લક્ષ્મણ આમ બૂમ પાડતાં..... (૪૪)

रामलक्ष्मणसीतार्थं स्रवन्तीं वारि नेत्रजम् । असकृत् प्रैक्षत स तां नृत्यन्तीमिव मातरम् ॥४५॥
અને આ ત્રણે માટે આંસુ પાડતા-જેમ અને ઘુમરિયા ખાતાં માતા કૌસલ્યાને રામે જોયાં. (૪૫)

तिष्ठेति राजा चुक्रोश याहि याहीति राघवः । सुमन्त्रस्य बभूवात्मा चक्रयोरिव चान्तरा ॥४६॥
રાજા બૂમ પાડતા હતા કે ઉભા રહો, રામજી કહેતા હતા કે ચાલો ચાલો, ત્યારે સુમંત્રનો આત્મા બે પૈડાંની વચમાં પડેલાની જેમ થયી ગયો. (૪૬)

नाश्रौषमिति राजानमुपालब्धोऽपि वक्ष्यसि । चिरं दुःखस्य पापिष्ठमिति रामस्तमब्रवीत् ॥४७॥

શ્રી રામે સુમંત્રને કહ્યું કે રાજા તમને ઠપકો આપે કે તમોએ રથ કેમ નહિ ઊભો રાખ્યો ત્યારે કહેશો કે મેં સાંભળ્યું ન હતું. અત્યારે વિલંબ કરવો દુઃખની વૃદ્ધિ કરવા સમાન છે. અને તે અત્યંત દુઃસહ છે. (૪૭)

स रामस्य वचः कुर्वन्ननुज्ञाप्य च तं जनम् । व्रजतोऽपि हयाञ्शीघ्रं चोदयामास सारथिः ॥४८॥

શ્રી રામના વચન પ્રમાણે કરતાં અને કૌસલ્યાજીની સાથે જે હતા તેમને બધાને જવાની આજ્ઞા અપાવીને દોડતા ઘોડાઓને વધારે વેગથી દોડવા માટે સુમંત્રજીએ પ્રેરણા કરી. (૪૮)

न्यवर्तत जनो राज्ञो रामं कृत्वा प्रदक्षिणम् । मनसाप्याशुवेगेन न न्यवर्तत मानुषम् ॥४९॥

રામની પ્રદક્ષિણા કરીને રણવાસનાં લોકો તો પાછા ફર્યા પણ પ્રજાજન શીઘ્રગતિવાળા મન-સાથે પાછા ફર્યા નહિ. (૪૯)

यमिच्छेत् पुनरायातं नैनं दूरमनुव्रजेत् । इत्यमात्या महाराजमूचुर्दशरथं वचः ॥५०॥

મંત્રિઓએ રાજા દશરથને કહ્યું કે જેને આપણે ઇચ્છિયે કે તે ફરીથી પાછો આવે, તેની પાછળ બહુ દૂર સુધી જવું જોઇયે નહિ. (૫૦)

तेषां वचः सर्वगुणोपपन्नः प्रस्विन्नगात्रः प्रविषण्णरूपः ।
निशम्य राजा कृपणः सभार्यो व्यवस्थितस्तं सुतमीक्षमाणः ॥५१॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे सप्तत्रिंशः सर्गः ॥३७॥

સર્વ ગુણોથી સંપન્ન તેમનું વચન સાંભળીને જેમના શરીરે પરસેવો આવી ગયો હતો અને જેમનું મોં ઉદાસ હતું આવા દીન રાજા દશરથ રાણિયો સાથે પુત્રને જોતાં સ્થિર રહ્યા. (૫૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टात्रिंशः सर्गः

तस्मिंस्तु पुरुषव्याघ्रे निष्क्रामति कृताञ्जलौ । आर्तशब्दो हि संजज्ञे स्त्रीणामन्तःपुरे महान् ॥१॥

જ્યારે હાથ જોડી શ્રીરામ અયોધ્યાની બહાર નીકળી રહ્યા હતા ત્યારે સ્ત્રિયોનો મહાન્ આર્ત-શબ્દ અંતઃપુરમાં થવા લાગ્યો. (૧)

अनाथस्य जनस्यास्य दुर्बलस्य तपस्विनः । यो गतिः शरणं चासीत् स नाथः क्व नु गच्छति ॥

અંતઃપુરનાં આર્ત શબ્દનો પ્રકાર કહે છે: અનાથ, દુર્બલ અને દીન અને રાજાનો જે એક માત્ર આશ્રય હતો તે ક્યાં જાય છે ? (૨)

न क्रुध्यत्यभिशस्तोऽपि क्रोधनीयानि वर्जयन् । क्रुद्धान् प्रसादयन्सर्वान् समदुःखः क्व गच्छति ॥

ક્રોધનાં કારણોને ભુલાવીને, જે નિંદિત થયીને પણ કદી ક્રોધ કરતો નથી, વૃદ્ધ જનોને જે પ્રસન્ન કરનારો છે, બધાનાં દુઃખમાં દુઃખી થનારો છે તે રામ ક્યાં જાય છે ? (૩)

कौसल्यायां महातेजा यथा मातरि वर्तते । तथा यो वर्ततेऽस्मासु महात्मा क्व नु गच्छति ॥४॥

પોતાની માતા કૌસલ્યામાં જે રીતે વર્તે છે તેજ રીતે અમારીસાથે વર્તનાર પુત્ર ક્યાં જાય છે ? (૪)

कैकेय्या क्लिश्यमानेन राज्ञा संचोदितो वनम् । परित्राता जनस्यास्य जगतः क्व नु गच्छति ॥५॥
કૈકેયીથી પીડાતા રાજા દશરથથી વનમાં મોકલાયેલા જગત્‌નો રક્ષક આ રામ ક્યાં જાય છે? (૫)

अहो निश्चेतनो राजा जीवलोकस्य संक्षयम् । धर्म्यं सत्यव्रतं रामं वनवासे प्रवत्स्यति ॥६॥
ભારે દુઃખ છે કે રાજા બેભાન છે તેથી જીવલોકનો આશ્રય, ધર્માત્મા અને સત્યવ્રત રામને તેવો વનવાસ માટે મોકલે છે. (૬)

इति सर्वा महिष्यस्ता विवत्सा इव धेनवः । रुरुदुश्चैव दुःखार्ताः सस्वरं च विचुक्रुशुः ॥७॥
વાછરડા વિનાની ગાયોની જેમ તે બધી રાણિયો દુઃખથી પીડાતાં, રડતા અને ચીસો પાડતાં હતાં. (૭)

स तमन्तःपुरे घोरमार्तशब्दं महीपतिः । पुत्रशोकाभिसंतप्तः श्रुत्वा चासीत् सुदुःखितः ॥८॥
અંતઃપુરમાં તે ભયંકર રડવાનો શબ્દ સાંભળી પુત્રશોકથી પીડાતા રાજા વધારે દુઃખી થયા. (૮)

त्रिशङ्कुर्लोहिताङ्गश्च बृहस्पतिबुधावपि । दारुणाः सोममभ्येत्य ग्रहाः सर्वे व्यवस्थिताः ॥९॥
ત્રિશંકુ, મંગળ, ગુરુ, બુધ ગ્રહો ભેગા થયીને ભયંકર બની ગયા. (૯)

नक्षत्राणि गतार्चींषि ग्रहाश्च गततेजसः । विशाखाश्च सधूमाश्च नभसि प्रचकाशिरे ॥१०॥
નક્ષત્રોનું તેજ ચાલી ગયું. ગ્રહો પણ તેજો-હીન થયા. બધા નક્ષત્રો પોતાના માર્ગથી અલગ પડેલા અને ધૂમિલ દીખતા હતા. (૧૦)

कालिकानिलवेगेन महोदधिरिवोत्थितः । रामे वनं प्रव्रजिते नगरं प्रचचाल तत् ॥११॥
રામ વનમાં જવા લાગ્યા ત્યારે વેગથી ચાલતા પવનના વેગથી મેઘાડંબર આકાશમાં ઉઠ્યો અને આખી અયોધ્યા હાલી ગયી. (૧૧)

दिशः पर्याकुलाः सर्वास्तिमिरेणेव संवृताः । न ग्रहो नापि नक्षत्रं प्रचकाशे हि किंचन ॥१२॥
અંધકારથી ઢંકાયેલાની જેમ તે દિશાવો વ્યાકુળ હતી. ગ્રહોકે નક્ષત્રો કોયીપણ પ્રકાશતાં ન હતાં. (૧૨)

अकस्मान्नागरः सर्वो जनो दैन्यमुपागमत् । आहारे वा विहारे वा न कश्चिदकरोन्मनः ॥१३॥
અકસ્માત્ અયોધ્યાના લોકો દીન બની ગયા. આહાર વિહારમાં કોયીનું તે સમયે મન ન હતું. (૧૩)

शोकपर्यायसंतप्तः सततं दीर्घमुच्छ्वसन् । अयोध्यायां जनः सर्वश्चुक्रोश जगतीपतिम् ॥१४॥
શોકની પરંપરાથી સંતપ્ત થયેલા લોકો લાંબો નિસાસો લેતા રાજા દશરથની નિંદા કરતા હતા.

बाष्पपर्याकुलमुखो राजमार्गगतो जनः । न हृष्टो लभ्यते कश्चित् सर्वः शोकपरायणः ॥१५॥
રાજમાર્ગમાં રહેલા લોકોની આંખો આંસુવોથી ભરેલી હતી. આંસુવો મુખ ઉપર વહેતા હતાં. બધાં ય દુઃખી હતાં. કોયી પણ પ્રસન્ન જોવામાં આવતું ન હતું. (૧૫)

न वाति पवनः शीतो न शशी सौम्यदर्शनः । न सूर्यस्तपते लोकं सर्वं पर्याकुलं जगत् ॥१६॥
પવન ઠંડો ચાલતો ન હતો. ચંદ્રમાની શોભા ક્ષીણ થયી ગયી હતી. સૂર્ય બરાબર તપતો ન હતો. આખી અયોધ્યા વ્યાકુળ હતી. (૧૬)

अनर्थिनः सुताः स्त्रीणां भर्तारो भ्रातरस्तथा । सर्वे सर्वं परित्यज्य राममेवान्वचिन्तयन् ॥१७॥

સ્રિયોને પતિ અને પુત્રો અનર્થ લાગતા હતા, ભાયી ભાયીને અનર્થ લાગતો હતો. બધાંય બધાંને મૂકીને રામની જ ચિંતા કરતા હતા. (૧૭)

ये तु रामस्य सुहृदः सर्वे ते मूढचेतसः । शोकभारेण चाक्रान्ताः शयनं नैव भेजिरे ॥१८॥

રામના જે મિત્રો હતા તે પણ વિચારશૂન્ય બની ગયા હતા. શોકના ભારથી તેવો દબાયી ગયા હતા. તેમને ઊંઘ આવી નહિ. (૧૮)

ततस्त्वयोध्या रहिता महात्मना पुरन्दरेणेव मही सपर्वता ।
चचाल घोरं भयशोकदीपिता सनागयोधाश्वगणा ननाद च ॥१९॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे अष्टात्रिंशः सर्गः ॥३८॥

તે સમયે અયોધ્યા, મહાત્મા રામથી રહિત થયીને ઇન્દ્ર વિના જેમ મેરુપર્વત સહિત પૃથ્વી હાલે તેમ હાલી ગયી, ભય અને શોકથી ચંચળ થયી ગયી. હાથી ઘોડા સૈનિકો રડવા લાગ્યા (૧૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટાત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोनचत्वारिंशः सर्गः

*

यावत् तु निर्यतस्तस्य रजोरूपमदृश्यत । नैवेक्ष्वाकुवरस्तावत् संजहारात्मचक्षुषी ॥१॥

રામ ચાલ્યા અને જ્યાં સુધી તેમના જવાથી ઉડતી ધૂળ જોવામાં આવતી હતી ત્યાં સુધી રાજા દશરથે પોતાની આંખો બંધ કરી નહિ. (૧)

यावद् राजा प्रियं पुत्रं पश्यत्यत्यन्तधार्मिकम् । तावद् व्यवर्धतेवास्य धरण्यां पुत्रदर्शने ॥२॥

જ્યાં સુધી પોતાના અત્યંત ધાર્મિક પુત્ર રામને રાજા જોતાં હતાં ત્યાં સુધી પુત્રદર્શનથી જાણે રાજાનું શરીર વૃદ્ધિ પામતું ન હોય ? (૨)

न पश्यति रजोऽप्यस्य यदा रामस्य भूमिपः । तदार्तश्च निषण्णश्च पपात धरणीतले ॥३॥

જ્યારે રામના માર્ગમાં ધૂળ ઉડતી દેખાતી બંધ થયી ત્યારે રાજા પીડિત અને ઉદાસ થયીને પૃથ્વી ઉપર પડી ગયા. (૩)

तस्य दक्षिणमन्वागात् कौसल्या बाहुमङ्गना । परं चास्यान्वगात् पार्श्वं कैकेयी सा सुमध्यमा ॥४॥

ત્યારે કૌસલ્યાયે રાજાનો જમણો હાથ પકડયો અને કૈકેયીયે ડાબો હાથ પકડયો. (૪)

तां नयेन च सम्पन्नो धर्मेण विनयेन च । उवाच राजा कैकेयीं समीक्ष्य व्यथितेन्द्रियः ॥५॥

નમ્ર, વિનય અને ધર્મથી સંપન્ન રાજા, કૈકેયીને જોયીને વ્યાકુળ થયીને બોલ્યા. (૫)

कैकेयि मामकाङ्गानि मा स्प्राक्षीः पापनिश्चये । नहि त्वां द्रष्टुमिच्छामि न भार्या न च बान्धवी ॥६॥

હે પાપિણી કૈકેયી, તું મારા શરીરનો સ્પર્શ કરે નહિં. તને જોવા ઇચ્છતો નથી કેમકે તું મારી સ્ત્રી નથી અને તારી સાથે મારો કોયી સંબંધ નથી. (૬)

ये च त्वामनुजीवन्ति नाहं तेषां न ते मम । केवलार्थपरां हि त्वां त्यक्तधर्मां त्यजाम्यहम् ॥७॥

જેવો તારા અનુયાયિયો છે તેમની સાથે મારો કે મારી સાથે તેમનો કોયી સંબંધ નથી. તું સ્વાર્થપરાયણ છે. તારો ધર્મ સાથે કોયી સંબંધ નથી માટે હું તારો ત્યાગ કરું છું. (૭)

भरतश्चेत् प्रतीतः स्याद् राज्यं प्राप्यैतदव्ययम् । यन्मे स दद्यात् पित्रर्थं मा मां तद्दत्तमागमत् ॥

અને જો આ રાજ્ય પામીને ભરત પ્રસન્ન થશે તો તે જે કંયી મારા માટે પિંડદાનાદિ કરશે તે મને પ્રાપ્ત થશે નહિ. (૮)

अथ रेणुसमृद्धं तं समुत्थाप्य नराधिपम् । न्यवर्तत तदा देवी कौसल्या शोककर्शिता ॥९॥

ત્યારપછી ધૂળથી ભરાયેલા રાજાને ઉપાડીને શોકાતુર કૌસલ્યા પાછા ફર્યાં. (૯)

हत्वेव ब्राह्मणं कामात् स्पृष्ट्वाग्निमिव पाणिना । अन्वतप्यत धर्मात्मा पुत्रं संचिन्त्य राघवम् ॥

જેમ કોયી સ્વાર્થવશ બ્રહ્મહત્યા કરીને અને અગ્નિને હાથથી સ્પર્શ કરીને પશ્ચાત્તાપ કરે છે તેમ રામનું ચિંતન કરીને રાજા પશ્ચાત્તાપ કરવા લાગ્યા. (૧૦)

निवृत्यैव निवृत्यैव सीदतो रथवर्त्मसु । राज्ञो नातिबभौ रूपं ग्रस्तस्यांशुमतो यथा ॥११॥

જેમ સૂર્યને ગ્રહણ લાગ્યું હોય અને તે શોભે નહિ તેમ જે રથમાં રામજી ગયા હતા તે રથના માર્ગમાં જોતાં દશરથનું રૂપ શોભતું ન હતું. મલિન થયી ગયું હતું (૧૧)

विललाप स दुःखार्तः प्रियं पुत्रमनुस्मरन् । नगरान्तमनुप्राप्तं बुद्ध्वा पुत्रमथाब्रवीत् ॥१२॥

પુત્ર રામને અયોધ્યાથી બહાર ગયેલા જોયીને દુઃખથી પીડાતા દશરથ, રામનું જ સ્મરણ કરીને વિલાપ કરવા લાગ્યા અને તેમને ઉદ્દેશીને બોલ્યા. (૧૨)

वाहनानां च मुख्यानां वहतां तं ममात्मजम् । पदानि पथि दृश्यन्ते स महात्मा न दृश्यते ॥

જે રથો કે ઘોડાવો મારા પુત્ર રામને લયી ગયા તેનાં ચિહ્નો માર્ગમાં જોવામાં આવી રહ્યાં છે પણ તે મહાત્મા રામ દેખાતા નથી. (૧૩)

यः सुखेनोपधानेषु शेते चन्दनरूषितः । वीज्यमानो महार्हाभिः स्त्रीभिर्मम सुतोत्तमः ॥१४॥

જે રામ ચંદનના લેપ સાથે અને પવિત્ર સ્ત્રિયો જેને પંખો નાખતી હતી શયન કરતા હતા, જે બહુમૂલ્ય શય્યા ઉપર શયન કરતા હતા... (૧૪)

स नूनं क्वचिदेवाद्य वृक्षमूलमुपाश्रितः । काष्ठं वा यदि वाश्मानमुपधाय शयिष्यते ॥१५॥

તે જ મારો રામ આજે ક્યાંય ઝાડની કોયી ડાળી કે પથ્થર ઉપર માથું મૂકીને ઊંઘશે. (૧૫)

उत्थास्यति च मेदिन्याः कृपणः पांसुगुण्ठितः । विनिश्वसन् प्रस्रवणात् करेणूनामिवर्षभः ॥१६॥

અને સવારે ધૂળ ભરેલા શરીરવાળા તે પર્વતોમાંથી હાથીના બચ્ચાની જેમ ઊઠશે. (૧૬)

द्रक्ष्यन्ति नूनं पुरुषा दीर्घबाहुं वनेचराः । राममुत्थाय गच्छन्तं लोकनाथमनाथवत् ॥१७॥

અને વનવાસી જનો તે મહાબાહુ રામને ઉઠીને અનાથની પેઠે જતાં જોશે. (૧૭)

सा नूनं जनकस्येष्टा सुता सुखसदोचिता । कण्टकाक्रमणक्रान्ता वनमद्य गमिष्यति ॥१८॥

અને તે જનકદુલારી સીતા જે સુખને માટે જ અભ્યાસિની છે તે આજે કાંટામાં ચાલવાથી વનમાં પીડિત થશે! (૧૮)

अनभिज्ञा वनानां सा नूनं भयमुपैष्यति । श्वपदानिंदतं श्रुत्वा गम्भीरं रोमहर्षणम् ॥१९॥

અને ત્યાં ભયંકર પશુવોનો શબ્દ સાંભળી અવશ્ય જ સીતા ભય પામશે કેમકે તેને વનનો કોયી અનુભવ નથી. (૧૯)

सकामा भव कैकेयि विधवा राज्यमावस । नहि तं पुरुषव्याघ्रं विना जीवितुमुत्सहे ॥२०॥
હે કૈકેયી, તારી ઇચ્છા પૂરી થયી. વિધવા થયીને રાજ્યમાં તું રહે પણ હું તો પુરુષશ્રેષ્ઠ રામ વિના જીવી શકું તેમ નથી. (૨૦)

इत्येवं विलपन् राजा जनौघेनाभिसंवृतः । अपस्नात इवारिष्टं प्रविवेश गृहोत्तमम् ॥२१॥
આ પ્રમાણે વિલાપ કરતા રાજા લોકોથી વીંટળાયેલા, મૃતસ્નાન કરીને જેમ કોયી ઘરમાં પ્રવેશ કરે તેમ રાજમહેલમાં પેઠા. (૨૧)

शून्यचत्वरवेश्मान्तां संवृतापणवेदिकाम् । क्लान्तदुर्बलदुःखार्तां नात्याकीर्णमहापथाम् ॥२२॥
જ્યાં ચોતરાં અને ઘરો શૂન્ય પડયાં હતા, જ્યાં બજારની વસ્તુવો વેચાતી હતી તે ચોતરાવો ખાલી પડયા હતાં. દુઃખી દુર્બળ અને શૂન્ય રાજમાર્ગવાળી.... (૨૨)

तामवेक्ष्य पुरीं सर्वां राममेवानुचिन्तयन् । विलपन् प्राविशद् राजा गृहं सूर्य इवाम्बुदम् ॥२३॥
તે અયોધ્યાપુરીને જોયીને અને રામનું જ ચિંતન કરીને વિલાપ કરતા રાજા જેમ સૂર્ય વાદળમાં છુપાયી જાય તેમ ઘરમાં છુપાયી ગયા. (૨૩)

अथ गद्गदशब्दस्तु विलपन् वसुधाधिपः । उवाच मृदु मन्दार्थं वचनं दीनमस्वरम् ॥२४॥
પછી વિલાપ કરતાં રાજા ગદ્ગદ કંઠે મંદસ્વરે દીન વચન બોલ્યા. (૨૪)

कौसल्याया गृहं शीघ्रं राममातुर्नयन्तु माम् । न ह्यन्यत्र ममाश्वासो हृदयस्य भविष्यति ॥२५॥
મને તરત રામમાતા કૌસલ્યાના મહેલમાં લયી ચાલો. બીજા સ્થાને મારા હૃદયને આશ્વાસન મળશે નહિ. (૨૫)

इति ब्रुवन्तं राजानमनयन् द्वारदर्शिनः । कौसल्याया गृहं तत्र न्यवेशयत विनीतवत् ॥२६॥
દ્વારપાલો તરત જ મહારાજને કૌસલ્યાજીનાં મહેલમાં લયી ગયા અને ત્યાં તેમને બેસાડયા.

ततस्तत्र प्रविष्टस्य कौसल्याया निवेशनम् । अधिरुह्यापि शयनं बभूव लुलितं मनः ॥२७॥
કૌસલ્યાજીના મહેલમાં જયીને પણ, પલંગ ઉપર બેસીને પણ ,તેમનું મન ચંચલ થયી ગયું (૨૭)

पुत्रद्वयविहीनं च स्नुषया च विवर्जितम् । अपश्यद् भवनं राजा नष्टचन्द्रमिवाम्बरम् ॥२८॥
ચંદ્ર વિના આકાશની જેમ બન્ને પુત્રોથી અને પુત્રવધૂ શ્રી સીતાજીથી શૂન્ય તે ઘર રાજાયે જોયું.

तच्च दृष्ट्वा महाराजो भुजमुद्यम्य वीर्यवान् । उच्चैःस्वरेण प्राक्रोशद्धा राम विजहासि नौ ॥२९॥
ત્યાં આમ તેમ જોયીને મહારાજ હાથોને ઊંચા કરીને, હે રામ અમને બન્નેને મૂકીને તમે જાવો છો એમ બોલી, રાડપાડી રડવા લાગ્યા. (૨૯)

सुखिता बत तं कालं जीविष्यन्ति नरोत्तमाः । परिष्वजन्तो ये रामं द्रक्ष्यन्ति पुनरागतम् ॥
ચૌદ વર્ષ સુધી જે લોકો જીવતાં રહેશે અને ફરીથી અહિં આવેલા રામને જોશે અને આલિંગન કરશે તેવો ભાગ્યશાળી હશે. (૩૦)

अथ रात्र्यां प्रपन्नायां कालरात्र्यामिवात्मनः । अर्धरात्रे दशरथः कौसल्यामिदमब्रवीत् ॥३१॥
કાલરાત્રિની જેમ રાત્રિ આવી. અડધી રાત્રે દશરથજિયે કૌસલ્યાને કહ્યું. (૩૧)

न त्वां पश्यामि कौसल्ये साधु मां पाणिना स्पृश । रामं मेऽनुगता दृष्टिरद्यापि न निवर्तते ॥
હે કૌસલ્યા, હું તમને જોયી શકતો નથી. મારી આંખર ામની પાછળ ગયી છે હજી પાછી આવી નથી. તમારા હાથથી મારો સ્પર્શ કરો. (૩૨)

तं राममेवानुविचिन्तयन्तं समीक्ष्य देवी शयने नरेन्द्रम् ।
उपोपविश्याधिकमार्तरूपा विनिश्वसन्तं विललाप कृच्छ्रम् ॥३३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनचत्वारिंशः सर्गः ॥३९॥

તે રામની જ ચિંતા કરતા પથારીમાં પડેલા રાજાને જોયી તેમની પાસે બેસીને અધિક દુઃખ વાળી કૌસલ્યાજી પણ રડવા લાગ્યાં. (૩૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનચત્વારિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चत्वारिंशः सर्गः

ततः समीक्ष्य शयने सन्नं शोकेन पार्थिवम् । कौसल्या पुत्रशोकार्ता तमुवाच महीपतिम् ॥१॥

ત્યાર પછી પથારીમાં શોકથી બેભાન પડેલા રાજાને જોયીને પુત્ર શોકથી પીડાયેલાં શ્રી કૌસલ્યાજિયે રાજાને કહ્યું. (૧)

राघवे नरशार्दूले विषं मुक्त्वा हि जिह्मगा । विचरिष्यति कैकेयी निर्मुक्तेव हि पन्नगी ॥२॥

કૈકેયી તમારામાં વિષ મૂકીને કાચળી વિનાની સર્પિણીની પેઠે હવે વિચરશે. (૨)

विवास्य रामं सुभगा लब्धकामा समाहिता । त्रासयिष्यति मां भूयो दुष्टाहिरिव वेश्मनि ॥३॥

રામને જંગલમાં મોકલાવીને, પોતાની ઇચ્છા પૂર્ણ કરીને, દુષ્ટ સાપની પેઠે મને ઘરમાં બિવરાવશે. (૩)

अथास्मिन् नगरे रामश्चरन् भैक्षं गृहे वसेत् । कामकारो वरं दातुमपि दासं ममात्मजम् ॥४॥

આ અયોધ્યામાં જ રામ ભિક્ષા માગત પણ ઘરમાં જ જો રહેત અને તેને કૈકેયીના દાસને પણ જો આપી દેત તો મને ઇષ્ટ થાત. (૪)

पातयित्वा तु कैकेय्या रामं स्थानाद् यथेष्टतः । प्रविद्धो रक्षसां भागः पर्वणीवाहिताग्निना ॥५॥

કૈકેયિયે પોતાની ઇચ્છાપ્રમાણે રામને સ્થાનભ્રષ્ટ બનાવી અહિતાગ્નિયે દેવોને આપવા યોગ્ય યજ્ઞભાગ રક્ષસોને આપી દીધો હોય તેમ કર્યું છે. (૫)

नागराजगतिर्वीरो महाबाहुर्धनुर्धरः । वनमाविशते नूनं सभार्यः सहलक्ष्मणः ॥६॥

ગજરાજની પેઠે મંદગતિ તથા નિર્ભય ગતિવાળા રામ, સીતા અને લક્ષ્મણની સાથે વનમાં પ્રવેશ કરશે. (૬)

वने त्वदृष्टदुःखानां कैकेय्यनुमते त्वया । त्यक्तानां वनवासाय कान्यावस्था भविष्यति ॥७॥

જેમણે કદી દુઃખ જોયું ન હતું તેમને તમે કૈકેયીને અનુસરીને જંગલવાસ માટે મોકલ્યા તો બીજી કઈ દશા થશે. (૭)

ते रत्नहीनास्तरुणाः फलकाले विवासिताः । कथं वत्स्यन्ति कृपणाः फलमूलैः कृताशनाः ॥८॥

ફળકાળમાં એટલે રાજ્ય-ભોગ-કાળમાં તે જુવાન રામ લક્ષ્મણ સીતાને રત્નહીન બનાવી વનવાસ આપી દીધો તે લોકો ફળ-મૂળ ખાયીને કયી રીતે રહેશે ? (૮)

अपीदानीं स कालः स्यान्मम शोकक्षयः शिवः । सहभार्यं सह भ्रात्रा पश्येयमिह राघवम् ॥९॥
અત્યારે પણ મારી ચિંતા દૂર થયી શકે છે જો હું સીતા અને લક્ષ્મણની સાથે રામને અહિં જોયી શકું તો (૯)

श्रुत्वैवोपस्थितौ वीरौ कदायोध्या भविष्यति । यशस्विनी हृष्टजना सूच्छ्रितध्वजमालिनी ॥
તેવા બન્ને ભાયિયોને અહિં આવેલા સાંભળીને યશસ્વિની, પ્રસન્ન લોકવાળી, અને ફરફરતી ધજાવો વાળી અયોધ્યા કયારે થશે. (૧૦)

कदा प्रेक्ष्य नरव्याघ्रावरण्यात् पुनरागतौ । भविष्यति पुरी हृष्टा समुद्र इव पर्वणि ॥११॥
વનથી પાછા ફરેલા બન્ને ભાયિયોને જોયીને આ અયોધ્યા, પર્વમાં જેમ સમુદ્ર પ્રસન્ન થાય છે તેમ કયારે પ્રસન્ન થશે ? (૧૧)

कदायोध्यां महाबाहुः पुरीं वीरः प्रवेक्ष्यति । पुरस्कृत्य रथे सीतां वृषभो गोवधूमिव ॥१२॥
જેમ વૃષભ ગોવધૂને લયીને આવે તેમ સીતાને લયીને મહાબાહુ રામ અહિં કયારે પ્રવેશ કરશે ?

कदा प्राणिसहस्राणि राजमार्गे ममात्मजौ । लाजैरवकिरिष्यन्ति प्रविशन्तावरिन्दमौ ॥१३॥
કયારે આવો સમય આવશે જ્યારે સહસ્રો લોકો રાજમાર્ગમાં મારા બન્ને પુત્રો ઉપર લાજા ઉરાડશે. (૧૩)

प्रविशन्तौ कदायोध्यां द्रक्ष्यामि शुभकुण्डलौ । उदग्रायुधनिस्त्रिंशौ सश‍ृङ्गाविव पर्वतौ ॥१४॥
શૃંગ સહિત બે પર્વતોની પેઠે સુંદર કુંડળધારી અને ખડ્ગ આદિ અસ્ત્ર-શસ્ત્રોવાળા રામને હું અવધમાં કયારે જોયીશ. (૧૪)

कदा सुमनसः कन्या द्विजातीनां फलानि च । प्रदिशन्त्यः पुरीं हृष्टाः करिष्यन्ति प्रदक्षिणम् ॥
કયારે બ્રાહ્મણકન્યાવો ફૂલો-ફળોને વિખેરતાં પ્રસન્ન થયીને આ અયોધ્યાપુરીની પ્રદક્ષિણા કરશે.

कदा परिणतो बुद्ध्या वयसा चामरप्रभः । अभ्युपैष्यति धर्मात्मा सुवर्ष इव लालयन् ॥१६॥
કયારે પરિપકવ બુદ્ધિવાળા અને પરિપકવ આયુવાળા દેવસમા ધર્માત્મા રામ, તે રીતે આવશે જેમ સારો વરસાદ લોકોને પ્રસન્ન કરતો આવે. (૧૬)

निःसंशयं मया मन्ये पुरा वीर कदर्यया । पातुकामेषु वत्सेषु मातृणां शातिताः स्तनाः ॥१७॥
હે વીર, થોડી બુદ્ધિવાળી હું માનું છું કે જ્યારે વાછરડું દૂધ પીવાની ઇચ્છા કરતું હતું ત્યારે તેની માતાના સ્તનો કપાયી ગયા. (૧૭)

साहं गौरिव सिंहेन विवत्सा वत्सला कृता । कैकेय्या पुरुषव्याघ्र बालवत्सेव गौर्बलात् ॥१८॥
જેમ સિંહ વાછરડાને મારીને ગાયને વાછરડા વિનાની કરે છે આવી રીતે કૈકેયીયે બાળક વિનાની મને બનાવી દીધી. (૧૮)

न हि तावद्गुणैर्जुष्टं सर्वशास्त्रविशारदम् । एकपुत्रा विना पुत्रमहं जीवितुमुत्सहे ॥१९॥
બધા ગુણોવાળા, સર્વ શાસ્ત્રોમાં પંડિત એવા પુત્ર વિના એક જ પુત્રવાળી હું જીવવામાં ઉત્સાહ ધરાવતી નથી. (૧૯)

न हि मे जीविते किंचित् सामर्थ्यमिह कल्प्यते । अपश्यन्त्याः प्रियं पुत्रं लक्ष्मणं च महाबलम् ॥
મારા પ્રિય પુત્ર રામ અને લક્ષ્મણને જોયા વિના જીવવાનું હવે મારામાં થોડું પણ સામર્થ્ય રહ્યું નથી. (૨૦)

अयं हि मां दीपयतेऽद्य वह्निस्तनूजशोकप्रभवो महाहितः ।
महीमिमां रश्मिभिरुत्तमप्रभो यथा निदाघे भगवान् दिवाकरः ॥२१॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे चत्वारिंशः सर्गः ॥४०॥

જેવી રીતે ઉનાળામાં સૂર્ય લોકોને બાળે છે તેવી રીતે મારા પુત્રના શોકરૂપ અગ્નિ મને બાળી રહ્યો છે. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચત્વારિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकचत्वारिंशः सर्गः

विलपन्तीं तथा तां तु कौसल्यां प्रमदोत्तमाम् । इदं धर्मे स्थिता धर्म्यं सुमित्रा वाक्यमब्रवीत् ॥

તે પ્રમાણે શ્રી કૌસલ્યાજિને રડતાં જોયીને ધર્માત્મા સુમિત્રાયે આ રીતે તેમને કહ્યું. (૧)

तवार्ये सद्गुणैर्युक्तः स पुत्रः पुरुषोत्तमः । किं ते विलपितेनैवं कृपणं रुदितेन वा ॥२॥

હે આર્યે, તમારો પુત્ર સદ્ગુણોથી યુક્ત છે, પુરુષોમાં શ્રેષ્ઠ છે. શા માટે તમે આમ રડો છો.

यस्तवार्ये गतः पुत्रस्त्यक्त्वा राज्यं महाबलः । साधु कुर्वन् महात्मानं पितरं सत्यवादिनम् ॥३॥

હે આર્યે, તમારો મહાબળશાળી પુત્ર રાજ્ય તજીને વનમાં ગયા તે તો પોતાના પિતાને સત્યવાદી બનાવવા માટે જ, અને તે સારું જ થયું. (૩)

शिष्टैराचरिते सम्यक्शश्वत् प्रेत्य फलोदये । रामो धर्मे स्थितः श्रेष्ठो न स शोच्यः कदाचन ॥

સારા પુરુષો વડે નિત્ય આચરિત અને નિત્ય ફળ આપનારા માર્ગમાં જયીને રામે ધર્મનું રક્ષણ જ કર્યું છે. તેથી તેનામાટે કદી પણ શોક કરવો યોગ્ય નથી. (૪)

वर्तते चोत्तमां वृत्तिं लक्ष्मणोऽस्मिन् सदानघः । दयावान् सर्वभूतेषु लाभस्तस्य महात्मनः ॥

અને નિર્દોષ લક્ષ્મણ સદાય તેમના પ્રત્યે સારો વ્યવહાર કરશે કેમકે તે સર્વ પ્રાણિયો ઉપર દયા રાખે છે. (૫)

अरण्यवासे यद् दुःखं जानन्त्येव सुखोचिता । अनुगच्छति वैदेही धर्मात्मानं तवात्मजम् ॥६॥

વનમાં નિવાસ કરતાં શું દુઃખ થાય છે તેને જાણીને જ સીતા ધર્માત્મા રામની સાથે જાય છે. (૬)

कीर्तिभूतां पताकां यो लोके भ्रमयति प्रभुः । धर्मः सत्यव्रतपरः किं न प्राप्तस्तवात्मजः ॥७॥

તમારા પુત્રે તો લોકમાં પોતાની કીર્તિની પતાકાને ફરકાવી છે. તેમણે સત્યવ્રતપરાયણ થયીને કયા ધર્મની પ્રાપ્તિ કરી નથી. (૭)

व्यक्तं रामस्य विज्ञाय शौचं माहात्म्यमुत्तमम् । न गात्रमंशुभिः सूर्यः संतापयितुमर्हति ॥८॥

રામનું માહાત્મ્ય અને માનસિક પવિત્રતાને જાણીને સૂર્ય તેમના શરીરને તપાવશે નહિ. (૮)

शिवः सर्वेषु कालेषु काननेभ्यो विनिःसृतः । राघवं युक्तशीतोष्णः सेविष्यति सुखोऽनिलः ॥

અને બધી ઋતુઓમાં વનમાંથી નિકળેલ શીત અને ઉષ્ણ વાયુ રામની સેવા કરશે. (૯)

शयानमनघं रात्रौ पितेवाभिपरिष्वजन् । घर्मघ्नः संस्पृशञ्छीतश्चन्द्रमा ह्लादयिष्यति ॥१०॥
અને રાત્રે જ્યારે નિર્દોષ રામ ઊંઘશે ત્યારે તાપને દૂર કરનાર શીતળ ચંદ્રમા તેમને આનંદ આપશે. (૧૦)

ददौ चास्त्राणि दिव्यानि यस्मै ब्रह्मा महौजसे । दानवेन्द्रं हतं दृष्ट्वा तिमिध्वजसुतं रणे ॥११॥
બ્રહ્માજિયે તેમને દિવ્ય અસ્ત્રો આપ્યાં છે. તિમિધ્વજ એટલે શંબર, તેનો પુત્ર સુબાહુ, રામે તેનો વધ કર્યો તે જોયીને બ્રહ્માજિયે તે મહાબલવાન્ રામને દિવ્ય અસ્ત્રો આપ્યાં છે. (૧૧)

स शूरः पुरुषव्याघ्रः स्वबाहुबलमाश्रितः । असंत्रस्तो ह्यरण्येऽसौ वेश्मनीव निवत्स्यते ॥१२॥
તે પુરુષોમાં શ્રેષ્ઠ અને બલવાન્ રામ પોતાના બાહુબળનો આશ્રય લયીને નિર્ભય થયીને ઘરની જેમ જંગલમાં નિવાસ કરશે. (૧૨)

यस्येषुपथमासाद्य विनाशं यान्ति शत्रवः । कथं न पृथिवी तस्य शासने स्थातुमर्हति ॥१३॥
જેમના બાણો શત્રુવોનો નાશ કરનાર છે તેમના શાસનમાં શા માટે પૃથ્વી રહેશે નહિ? (૧૩)

या श्रीः शौर्यं च रामस्य या च कल्याणसत्त्वता । निवृत्तारण्यवासः स्वं क्षिप्रं राज्यमवाप्स्यति ॥
રામમાં જે શ્રી છે, શૌર્ય છે, અને કલ્યાણકારી ગુણો છે તે જ ગુણો જ્યારે રામ જંગલથી પાછા આવશે ત્યારે તેમને રાજ્ય અપાવશે. (૧૪)

सूर्यस्यापि भवेत् सूर्यो ह्यग्नेरग्निः प्रभोः प्रभुः । श्रियाः श्रीश्च भवेदग्र्या कीर्त्याः कीर्तिः क्षमाक्षमा
તે રામ સૂર્યનો પણ સૂર્ય છે. અગ્નિનો પણ અગ્નિ છે. પ્રભુનો પણ પ્રભુ છે. શ્રીની પણ શ્રી છે. કીર્તિની પણ શ્રેષ્ઠ કીર્તિ છે. અને ક્ષમાની પણ ક્ષમા છે. (૧૫)

दैवतं देवतानां च भूतानां भूतसत्तमः । तस्य के ह्यगुणा देवि वने वाप्यथवा पुरे ॥१६॥
તે રામ દેવોના પણ દેવ છે. ભૂતોમાં શ્રેષ્ઠ ભૂત છે. હે દેવિ રામમાં કયા દોષો છે જે પુરમાં અથવા વનમાં પ્રકટ થશે. (૧૬)

पृथिव्या सह वैदेह्या श्रिया च पुरुषर्षभः । क्षिप्रं तिसृभिरेताभिः सह रामोऽभिषेक्ष्यते ॥१७॥
પૃથ્વી, સીતા અને શ્રીરાજલક્ષ્મીની સાથે શીઘ્ર જ રામનો અભિષેક થશે. (૧૭)

दुःखजं विसृजत्यश्रु निष्क्रामन्तमुदीक्ष्य यम् । अयोध्यायां जनः सर्वः शोकवेगसमाहतः ॥१८॥
જે રામને અયોધ્યાથી વનમાં જતાં જોયીને દુઃખથી બધા રડી રહ્યાં હતાં અને બધા શોકથી પીડિત હતાં. (૧૮)

कुशचीरधरं वीरं गच्छन्तमपराजितम् । सीतेवानुगता लक्ष्मीस्तस्य किं नाम दुर्लभम् ॥१९॥
કદી જે પરાજિત થયો નથી એવા કુશ ચીરને ધારણ કરનાર જે વીરની પાછળ લક્ષ્મીની પેઠે સીતા ગયાં છે તેને શું દુર્લભ હોયી શકે. (૧૯)

धनुर्धरवरो यस्य बाणखड्गास्त्रभृत् स्वयम् । लक्ष्मणो व्रजति ह्यग्रे तस्य किं नाम दुर्लभम् ॥२०॥
અને જેમની આગળ ધનુર્ધારિયોમાં શ્રેષ્ઠ એવો અને બાણ ખડ્ગ આદિ ધારણ કરનાર સ્વયં લક્ષ્મણ જાય છે, તેને કયી વસ્તુ દુર્લભ થશે? (૨૦)

निवृत्तवनवासं तं द्रष्टासि पुनरागतम् । जहि शोकं च मोहं च देवि सत्यं ब्रवीमि ते ॥२१॥
વનવાસથી આવેલા તેમને હે કૌસલ્યા, ફરીથી તમે જોશો જ. હું સત્ય જ કહું છું, તેથી તમે શોક અને મોહનો ત્યાગ કરો. (૨૧)

शिरसा चरणावेतौ वन्दमानमनिन्दिते । पुनर्द्रक्ष्यसि कल्याणि पुत्रं चन्द्रमिवोदितम् ॥२२॥

હે પવિત્ર કૌસલ્યાજિ, તમારા ચરણોમાં પ્રણામ કરતાં ફરીથી તમે તમારા પુત્ર રામને ઉદય પામેલા ચંદ્રની પેઠે જોશો જ. (૨૨)

पुनः प्रविष्टं दृष्ट्वा तमभिषिक्तं महाश्रियम् । समुत्स्रक्ष्यसि नेत्राभ्यां शीघ्रमानन्दजं जलम् ॥२३॥

અયોધ્યામાં આવેલા રામને તમે ફરીથી જોશો અને તેમને જોયીને તમે આનંદના આંસુ વહેવડાવશો જ. (૨૩)

मा शोको देवि दुःखं वा न रामे दृश्यतेऽशिवम् । क्षिप्रं द्रक्ष्यसि पुत्रं त्वं ससीतं सहलक्ष्मणम् ॥

હે દેવી, રામમાં શોક કે દુઃખ કે કોયી દુર્ગુણ દૃષ્ટિગોચર થતો નથી. તેથી તમે શીઘ્ર જ સીતા, રામ, લક્ષ્મણને જોશો. (૨૪)

त्वयाशेषो जनश्चायं समाश्वास्यो यतोऽनघे । किमिदानीमिदं देवि करोषि हृदि विक्लवम् ॥२५॥

હે દેવી, તમારે તો આ બધાં લોકોને આશ્વાસન આપવું જોયિયે ત્યારે તમે જ કેમ અત્યારે વ્યાકુલહૃદય બનો છો? (૨૫)

नार्हा त्वं शोचितुं देवि यस्यास्ते राघवः सुतः । न हि रामात् परो लोके विद्यते सत्पथे स्थितः ॥

રામ જેવો જેને પુત્ર છે એવા તમે શોક કરવા યોગ્ય નથી. ખરેખર રામથી અતિરિક્ત લોકમાં કોયી પણ સન્માર્ગમાં સ્થિત આજે નથી. (૨૬)

अभिवादयमानं तं दृष्ट्वा ससुहृदं सुतम् । मुदाश्रु मोक्ष्यसे क्षिप्रं मेघरेखेव वार्षिकी ॥२७॥

મિત્રો સાથે પ્રણામ કરતા રામને જોયીને, જેમ વર્ષા ઋતુમાં મેઘપંક્તિ જળ વરસાવે છે તેમ તમે આનંદના આંસુ વહેડાવશો. (૨૭)

पुत्रस्ते वरदः क्षिप्रमयोध्यां पुनरागतः । कराभ्यां मृदुपीनाभ्यां चरणौ पीडयिष्यति ॥२८॥

તમારા પુત્ર રામ શીઘ્ર જ ફરી અયોધ્યામાં આવીને કોમળ અને સ્થૂળ હાથો વડે તમારા ચરણોમાં પ્રણામ કરશે. (૨૮)

अभिवाद्य नमस्यन्तं शूरं ससुहृदं सुतम् । मुदास्रैः प्रोक्ष्यसे पुत्रं मेघराजिरिवाचलम् ॥२९॥

તમને અભિવાદન કરીને પ્રણામ કરતા મિત્રો સાથે રામને તમે જેમ, મેઘ પર્વતને નવરાવે છે તેમ આનંદના અશ્રુવોથી સ્નાન કરાવશો. (૨૯)

आश्वासयन्ती विविधैश्च वाक्यैर्वाक्योपचारे कुशलानवद्या ।
रामस्य तां मातरमेवमुक्त्वा देवीं सुमित्रा विरराम रामा ॥३०॥

આ પ્રમાણે વિવિધ વાકયોથી, નિર્દોષ સુમિત્રા, કૌસલ્યાને આશ્વાસન આપીને શાંત થયા. (૩૦)

निशम्य तल्लक्ष्मणमातृवाक्यं रामस्य मातुर्नरदेवपत्न्याः ।
सद्यः शरीरे विननाश शोकः शरद्गतो मेघ इवाल्पतोयः ॥३१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकचत्वारिंशः सर्गः ॥४१॥

સુમિત્રાનું વચન સાંભળી કૌસલ્યાના હૃદયમાંથી શોક તે રીતે ઓછો થયી ગયો જેમ શરદ્ ઋતુમાં મેઘનું જળ થોડું થયી જાય છે. (૩૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકચત્વારિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्विचत्वारिंशः सर्गः

अनुरक्ता महात्मानं रामं सत्यपराक्रमम् । अनुजग्मुः प्रयान्तं तं वनवासाय मानवाः ॥१॥

સત્યપરાક્રમ મહાત્મા રામ વનમાં જવા લાગ્યા ત્યારે ઘણાય પ્રેમી લોકો તેમની પાછળ પાછળ ગયા. (૧)

निवर्तितेऽतीव बलात् सुहृद्धर्मेण राजनि । नैव ते संन्यवर्तन्त रामस्यानुगता रथम् ॥२॥

હઠીલો મિત્ર સમુદાય, જ્યારે રાજા દશરથ પાછા ફર્યા ત્યારે પણ રામના રથની પાછળ જનારા પાછા ફર્યા નહિ. (૨)

अयोध्यानिलयानां हि पुरुषाणां महायशाः । बभूव गुणसम्पन्नः पूर्णचन्द्र इव प्रियः ॥३॥

અયોધ્યાવાસી લોકોને માટે મહાયશસ્વી, ગુણોથી સંપન્ન રામ, પૂર્ણચંદ્રની પેઠે પ્રિય હતા.

स याच्यमानः काकुत्स्थस्ताभिः प्रकृतिभिस्तदा । कुर्वाणः पितरं सत्यं वनमेवान्वपद्यत ॥४॥

અયોધ્યાની પ્રજા પ્રાર્થના સાથે રામને કહેતી હતી કે આપ પાછા ચાલો પણ પિતાને સત્યવાદી સિદ્ધ કરવા તેવો વનમાં જ ગયા. (૪)

अवेक्षमाणः सस्नेहं चक्षुषा प्रपिबन्निव । उवाच रामः सस्नेहं ताः प्रजाः स्वाः प्रजा इव ॥५॥

સ્નેહથી જોતા અને નેત્રથી પાન કરતાની જેમ પ્રેમ સાથે પોતાની સંતતિની જેમ તે પ્રજાને રામે કહ્યું.

या प्रीतिर्बहुमानश्च मय्ययोध्यानिवासिनाम् । मत्प्रियार्थं विशेषेण भरते सा विधीयताम् ॥६॥

અયોધ્યાવાસિયોની મારા પ્રત્યે જે પ્રીતિ છે અને જે બહુ માન છે તે મારા ભલાને માટે વિશેષરૂપે ભરતમાં કરો. (૬)

स हि कल्याणचारित्रः कैकेय्यानन्दवर्धनः । करिष्यति यथावद् वः प्रियाणि च हितानि च ॥

ભરત સહુનું કલ્યાણ ચાહનારા છે તેથી યોગ્ય રીતે તમારું પ્રિય અને હિત કરશે જ. (૭)

ज्ञानवृद्धो वयोबालो मृदुर्वीर्यगुणान्वितः । अनुरूपः स वो भर्ता भविष्यति भयापहः ॥८॥

અવસ્થામાં નાના હોવા છતાં તે જ્ઞાનવૃદ્ધ છે, તેમજ મૃદુતા, વીર્ય, અને ગુણોથી ભરપૂર છે. તેમ જ તમારા યોગ્ય રાજા છે. તમારા ભયને તે દૂર કરશે જ. (૮)

स हि राजगुणैर्युक्तो युवराजः समीक्षितः । अपि चापि मया शिष्टैः कार्यं वो भर्तृशासनम् ॥

તેવો રાજાના ગુણોથી યુક્ત છે તેથી રાજાયે તેમને યુવરાજ નક્કી કર્યા છે. મારે અને બીજા ભાયિયોયે પણ રાજાનો આદેશ માનવો જોયિયે. (૯)

न संतप्येद् यथा चासौ वनवासं गते मयि । महाराजस्तथा कार्यो मम प्रियचिकीर्षया ॥१०॥

મારા વનમાં ગયા પછી જે રીતે મહારાજ દુઃખ ન અનુભવે તેમ મારું પ્રિય રરવાની ઇચ્છાથી પણ, તમારે કરવું જોયિયે. (૧૦)

यथा यथा दाशरथिर्धर्ममेवाश्रितो भवेत् । तथा तथा प्रकृतयो रामं पतिमकामयन् ॥११॥

જેમ જેમ રામ ધર્મની વાતો કરતા ગયા તેમ તેમ પ્રજા રામને જ રાજા બનાવવાની ઇચ્છા કરવા લાગી. (૧૧)

बाष्पेण पिहितं दीनं रामः सौमित्रिणा सह । चकर्षेव गुणैर्बद्धं जनं पुरनिवासिनम् ॥१२॥

આંસુવોથી ભરેલી આંખોવાળા દીન પુરવાસિયોને રામ અને લક્ષ્મણ દોરીથી બાંધેલાની જેમ પોતાની ઓર ખેંચ્યા. (૧૨)

ते द्विजास्त्रिविधं वृद्धा ज्ञानेन वयसौजसा । वयःप्रकम्पशिरसो दूरादूचुरिदं वचः ॥१३॥

જ્ઞાન, વય, અને તેજ આ પ્રમાણે ત્રણે પ્રકારે વૃદ્ધતાવાળાને લીધે જેમનું માથું હાલતું હતું તેવા વૃદ્ધ લોકોયે તેવોને દૂરથી જ આમ કહ્યું.... (૧૩)

वहन्तो जवना रामं भो भो जात्यास्तुरङ्गमाः । निवर्तध्वं न गन्तव्यं हिता भवत भर्तरि ॥१४॥

રામને લયી જનારા ઓ ઉત્તમ ઘોડાવો, તમે પાછા ફરો, તમારે આગળ જવું નથી. અને તેમ કરી રામનું હિત કરનારા થાવ. (૧૪)

कर्णवन्ति हि भूतानि विशेषेण तुरङ्गमाः । यूयं तस्मान्निवर्तध्वं याचना प्रतिवेदिता ॥१५॥

પ્રાણિયો કાનવાળા હોય છે અને વિશેષરૂપે ઘોડા. તેથી તમે લોકો પ્રાર્થનાને સાંભળીને પાછા ફરો. (૧૫)

धर्मतः स विशुद्धात्मा वीरः शुभदृढव्रतः । उपवाह्यस्तु वो भर्ता नापवाह्यः पुराद् वनम् ॥१६॥

ધર્મને લીધે વીર અને સારા સંકલ્પવાળા તમારા સ્વામી રામને અયોધ્યાથી વનમાં લયી જાવ નહિ. કેવળ આમતેમ ફેરવો, (૧૬)

एवमार्तप्रलापांस्तान् वृद्धान् प्रलपतो द्विजान् । अवेक्ष्य सहसा रामो रथादवततार ह ॥१७॥

રડતા અને આ રીતે બોલતા વૃદ્ધ બ્રાહ્મણોને જોયીને શ્રીરામ રથમાંથી તરત જ નીચે ઉતરી પડ્યા. (૧૭)

पद्भ्यामेव जगामाथ ससीतः सहलक्ष्मणः । संनिकृष्टपदन्यासो रामो वनपरायणः ॥१८॥

વનમાં જવા તત્પર રામ, સીતા અને લક્ષ્મણ તે બ્રાહ્મણોની સાથે ધીમે ધીમે પગે જ ચાલવા લાગ્યા. (૧૮)

द्विजातीन् हि पदातींस्तान् रामश्चारित्रवत्सलः । न शशाक घृणाचक्षुः परिमोक्तुं रथेन सः ॥१९॥

સચ્ચરિત્ર રામ બ્રાહ્મણોને પગે ચાલતા જોયી શકયા નહિ. તેમ જ રથ ઉપર તેમને બેસાડીને અયોધ્યા પહોંચાડવા માટે પણ સમર્થ થયા નહિ. (૧૯)

गच्छन्तमेव तं दृष्ट्वा रामं सम्भ्रान्तमानसाः । ऊचुः परमसन्तप्ता रामं वाक्यमिदं द्विजाः ॥२०॥

રામને જતાં જોયી, વ્યાકુળ ચિત્તવાળા અને દુઃખિત બ્રાહ્મણોયે રામને કહ્યું. (૨૦)

ब्राह्मण्यं कृत्स्नमेतत् त्वां ब्रह्मण्यमनुगच्छति । द्विजस्कन्धाधिरूढास्त्वामग्नयोऽप्यनुयान्त्वमी ॥

આ બ્રાહ્મણોનો સમૂહ, બ્રાહ્મણોના હિતૈષી આવા તમારી પાછળ ચાલી રહ્યો છે. અને આ અગ્નિહોત્રાદિ માટે સ્થાપિત અગ્નિયો પણ બ્રાહ્મણોના ખભે ચઢીને તમારી પાછળ ચાલે છે. અર્થાત યજ્ઞની બધી સામગ્રી સાથે બ્રાહ્મણો ચાલી રહ્યા છે. (૨૧)

वाजपेयसमुत्थानि च्छत्राण्येतानि पश्य नः । पृष्ठतोऽनुप्रयातानि मेघानिव जलात्यये ॥२२॥

વર્ષાકાળ પછી નિર્મળ મેઘોની જેમ વાજપેય યજ્ઞમાંથી પ્રાપ્ત આ છત્રોને તમારી પાછળ પાછળ આવતાં જુવો. (૨૨)

अनवाप्तातपत्रस्य रश्मिसंतापितस्य ते । एभिश्छायां करिष्यामः स्वैश्छत्रैर्वाजपेयकैः ॥२३॥

વિના છત્રી ના, સૂર્યકિરણોથી સંતપ્ત થયેલા તમને, અમે આ છત્રોથી છાયા કરીશું. (૨૩)

या हि नः सततं बुद्धिर्वेदमन्त्रानुसारिणी । त्वत्कृते सा कृता वत्स वनवासानुसारिणी ॥२४॥

બ્રાહ્મણો બોલ્યા કે, અમારી જે બુદ્ધિ વેદમંત્રોને અનુસરનારી છે તે તમારા માટે વનવાસને અનુસરનારી બની ગયી છે. (૨૪)

हृदयेष्ववतिष्ठन्ते वेदा ये नः परं धनम् । वत्स्यन्त्यपि गृहेष्वेव दाराश्चारित्ररक्षिताः ॥२५॥

અને જે અમારું મોટું ધન છે તે વેદો અમારા હૃદયમાં રહ્યા છે. અને પોતાના સદ્ચરિત્રથી રક્ષાયેલી અમારી સ્ત્રિયો ઘરમાં જ નિવાસ કરશે. (૨૫)

पुनर्न निश्चयः कार्यस्त्वद्गतौ सुकृता मतिः । त्वयि धर्मव्यपेक्षे तु किं स्याद् धर्मपथे स्थितम् ॥

તમે વનમાં જાવો તો અમે પણ તમારી સાથે જયિશું. આ અમારો નિશ્ચિત વિચાર છે. આમાં ફરી નિશ્ચય કરવાનો કોયી પ્રસંગ જ નથી. તમે ધર્મપાલન માટે દૃઢ સંકલ્પ છો કેમકે જો તમે ધર્મની અવહેલના કરો તો કોયી બીજી વ્યક્તિ ધર્મ માર્ગમાં શા માટે સ્થિત થશે. (૨૬)

याचितो नो निवर्तस्व हंसशुक्लशिरोरुहैः । शिरोभिर्निभृताचार महीपतनपांसुलैः ॥२७॥

છતાં અમે હંસ જેવા સ્વેત વાળ વાળાં તમને મનાવવા માટે પૃથ્વી ઉપર નમીને પ્રણામ કરિયે છિયે એટલે ભૂમિમાં માથું નમાવીને હે ધર્માનુષ્ઠાનમાં નિશ્ચલ મતિવાલા રામ, તમને યાચના કરિયે છિયે કે તમે પાછા ફરો. (૨૭)

बहूनां वितता यज्ञा द्विजानां य इहागताः । तेषां समाप्तिरायत्ता तव वत्स निवर्तने ॥२८॥

હે વત્સ, અમારામાંથી ઘણાય બ્રાહ્મણોના યજ્ઞો ચાલી રહ્યા છે. અને તેવો અહિં આવ્યા છે. તેમના યજ્ઞોની સમાપ્તિ તો તમારા પાછા ફરવા ઉપર જ નિર્ભર છે. (૨૮)

भक्तिमन्तीह भूतानि जङ्गमाजङ्गमानि च । याचमानेषु तेषु त्वं भक्तिं भक्तेषु दर्शय ॥२९॥

જડ અને ચેતન બધાંય તમારામાં ભક્તિવાળાં છે. તેવો પાછા ફરવા તમને પ્રાર્થના કરે છે. માટે તમે પણ તેના પ્રત્યે ભક્તિ એટલે પ્રેમ દર્શાવો અને પાછા ફરો. (૨૯)

अनुगन्तुमशक्तास्त्वां मूलैरुद्धतवेगिनः । उन्नता वायुवेगेन विक्रोशन्तीव पादपाः ॥३०॥

આ વૃક્ષો પણ તમારી સાથે ચાલવા ઇચ્છે છે. પણ પોતાના મૂળને લીધે તેમ કરવા અશક્ત છે. છતાં વાયુના વેગથી તેમનામાં જે શબ્દ થાય છે તેથી ઉન્નત તેવો, જાણે રડતા ન હોય? (૩૦)

निश्चेष्टाहारसंचारा वृक्षैकस्थाननिश्चिताः । पक्षिणोपि प्रयाचन्ते सर्वभूतानुकम्पिनम् ॥३१॥

પક્ષિયો પણ આહારનો ત્યાગ કરીને ચૂપચાપ વૃક્ષો ઉપર બેસી રહ્યાં છે અને સર્વ પ્રાણિયો ઉપર દયા કરનાર તમને એમ યાચના કરે છે. (૩૧)

एवं विक्रोशतां तेषां द्विजातीनां निवर्तने । ददृशे तमसा तत्र वारयन्तीव राघवम् ॥३२॥

પાછા ફરવા માટે બ્રાહ્મણો આ રીતે રડી રહ્યા હતાં એટલામાં જાણે રામને વનમાં જતાં રોકવા માટે તમસા નદી જોવામાં આવી. (૩૨)

ततः सुमन्त्रोऽपि रथाद्विमुच्य श्रान्तान् हयान् सम्परिवर्त्य शीघ्रम् ।
पीतोदकांस्तोयपरिप्लुताङ्गानचारयद् वै तमसाविदूरे ॥३३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्विचत्वारिंशः सर्गः ॥४२॥

ત્યારે સુમંત્ર પણ થાકેલા ઘોડાઓને રથમાંથી દૂર કરીને, આમતેમ ફેરવીને, જળ પાયીને, સ્નાન કરાવીને, તમસાની પાસે જ ચરવા માટે મૂકયા. (૩૩)

ઈતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વિચત્વારિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिचत्वारिंशः सर्गः

ततस्तु तमसातीरं रम्यमाश्रित्य राघवः । सीतामुद्वीक्ष्य सौमित्रिमिदं वचनमब्रवीत् ॥१॥

રમણીય તમસા નદીને તીરે આવીને રામે સીતાની અને લક્ષ્મણની ઓર જોયીને કહ્યું. (૧)

इयमद्य निशा पूर्वा सौमित्रे प्रहिता वनम् । वनवासस्य भद्रं ते न चोत्कण्ठितुमर्हसि ॥२॥

હે લક્ષ્મણ, જંગલમાં આવવાની આ પહેલી જ રાત છે. હે લક્ષ્મણ વનવાસથી પાછા ફરવા માટે તમારે ઉત્કંઠિત થવું જોયિયે નહિ. (૨)

पश्य शून्यान्यरण्यानि रुदन्तीव समन्ततः । यथा निलयमायद्भिर्निलीनानि मृगद्विजैः ॥३॥

લક્ષ્મણ, જુવો, મૃગો અને પક્ષિયો પોતપોતાના આશ્રયસ્થાને આવીને છૂપાયી ગયાં છે અને શૂન્ય જંગલો જાણે રડતાં ન હોય એમ લાગે છે. (૩)

अद्यायोध्या तु नगरी राजधानी पितुर्मम । सस्त्रीपुंसा गतानस्माञ्शोचिष्यति न संशयः ॥४॥

આજે મારા પિતાની રાજધાની અયોધ્યાના બધાં સ્ત્રિયો અને પુરુષો રડતાં હશે એમાં સંદેહ નથી. (૪)

अनुरक्ता हि मनुजा राजानं बहुभिर्गुणैः । त्वां च मां च नरव्याघ्र शत्रुघ्नभरतौ तथा ॥५॥

હે લક્ષ્મણ, ઘણા ગુણોને લીધે અયોધ્યાની પ્રજા રાજા, પ્રત્યે તેમ જ તારા, મારા, ભરત અને શત્રુઘ્ન પ્રત્યે અનુરક્ત છે. (૫)

पितरं चानुशोचामि मातरं च यशस्विनीम् । अपि नान्धौ भवेतां नौ रुदन्तौ तावभीक्ष्णशः ॥

હું તો પિતાજી તથા માતા કૌસલ્યા માટે ચિંતા કરું છું કે તેવો વારંવાર રડતાં રડતાં આંખોને ગુમાવી દે નહિ. (૬)

भरतः खलु धर्मात्मा पितरं मातरं च मे । धर्मार्थकामसहितैर्वाक्यैराश्वासयिष्यति ॥७॥

પણ ભરત ધર્માત્મા છે. ધર્મ-અર્થ-કામયુક્ત વચનોથી તેમને તેવો આશ્વાસન આપશે. (૭)

भरतस्यानृशंसत्वं संचिन्त्याहं पुनः पुनः । नानुशोचामि पितरं मातरं च महाभुज ॥८॥

ભરતના દયાળુસ્વભાવનો વિચાર કરીને હું હે લક્ષ્મણ, માતા પિતા માટે બહુ ચિંતા કરતો નથી.

त्वया कार्यं नरव्याघ्र मामनुव्रजता कृतम् । अन्वेष्टव्या हि वैदेह्या रक्षणार्थं सहायता ॥९॥

હે લક્ષ્મણ, તમે મારી સાથે આવીને કરવું હતું તે જ કર્યું છે. હવે સીતાની રક્ષામાટે સહાયતા શોધવી જોયિયે. (૯)

अद्भिरेव हि सौमित्रे वत्स्याम्यद्य निशामिमाम् । एतद्धि रोचते मह्यं वन्येऽपि विविधे सति ॥
હે લક્ષ્મણ, આજ તો પાણી પીને જ આ રાત વિતાવવી જોયિયે, જો કે જાત જાતના ફળ મૂળ ખાવા માટે તો છે જ, પણ મને એજ સારું લાગે છે. (૧૦)

एवमुक्त्वा तु सौमित्रिं सुमन्त्रमपि राघवः । अप्रमत्तस्त्वमश्वेषु भव सौम्येत्युवाच ह ॥११॥
આમ લક્ષ્મણને કહીને, સુમંત્રજીને પણ રામજિયે કહ્યું કે હે સૌમ્ય, તમે આ ઘોડાવો માટે સાવધાન રહેજો. (૧૧)

सोश्वान् सुमन्त्रः संयम्य सूर्येस्तं समुपागते । प्रभूतयवसान् कृत्वा बभूव प्रत्यनन्तरः ॥१२॥
સુમંત્રજીયે સૂર્યાસ્ત થતો જોયીને ઘોડાવોને ઘાસ આદિ ખવડાવીને પાસે જ નિવાસ કર્યો. (૧૨)

उपास्य तु शिवां सन्ध्यां दृष्ट्वा रात्रिमुपागताम् । रामस्य शयनं चक्रे सूतः सौमित्रिणा सह ॥
સંધ્યોપાસન કરીને રાત પડેલી જોયીને, લક્ષ્મણે અને સુમંત્રે પણ ભૂમિને શુદ્ધ કરીને રામમાટે શયન કરવા યોગ્ય સ્થળ બનાવી દીધું. (૧૩)

तां शय्यां तमसातीरे वीक्ष्य वृक्षदलैर्वृताम् । रामः सौमित्रिणा सार्धं सभार्यः संविवेश ह ॥१४॥
તમસા નદીને કાંઠે વૃક્ષોના પાંદડાંથી બનાવાયેલી તે પથારી ઉપર શ્રી સીતાની અને રામની સાથે લક્ષ્મણ પણ બેઠા. (૧૪)

सभार्यं सम्प्रसुप्तं तु श्रान्तं सम्प्रेक्ष्य लक्ष्मणः । कथयामास सूताय रामस्य विविधान् गुणान् ॥
લક્ષ્મણે જોયું કે શ્રીસીતા અને રામ થાકને લીધે ઊંઘી ગયાં છે ત્યારે રામના ગુણોનું વર્ણન તેવો કરવા લાગ્યા. (૧૫)

जाग्रतोरेव तां रात्रिं सौमित्रेरुदितो रविः । सूतस्य तमसातीरे रामस्य ब्रुवतो गुणान् ॥१६॥
તમસા નદીના કાંઠે શ્રી રામજીના ગુણોનું વર્ણન કરતા લક્ષ્મણની અને સાંભળનારા સુમંત્રની રાત્રિ વીતી ગયી અને સૂર્ય ભગવાનનો ઉદય થયો. (૧૬)

गोकुलाकुलतीरायास्तमसाया विदूरतः । अवसत् तत्र तां रात्रिं, रामः प्रकृतिभिः सह ॥१७॥
તમસા નદીનો કાંઠો દૂર દૂરથી પાણી પીવા આવેલી ગાયોથી ભરાયી ગયો. રામે પ્રજાવોની સાથે તે રાત ત્યાં જ વ્યતીત કરી. (૧૭)

उत्थाय च महातेजाः प्रकृतीस्ता निशाम्य च । अब्रवीद् भ्रातरं रामो लक्ष्मणं पुण्यलक्षणम् ॥
મહાતેજસ્વી રામે જાગીને પ્રજાને જોયીને, પવિત્ર ભાયી લક્ષ્મણને કહ્યું. (૧૮)

अस्मद्व्यपेक्षान् सौमित्रे निर्व्यपेक्षान् गृहेष्वपि । वृक्षमूलेषु संसक्तान् पश्य लक्ष्मण साम्प्रतम् ॥
હે લક્ષ્મણ, અમારી ચિંતા કરનારા અને ઘરની ચિંતા ન કરનારા, વૃક્ષોના મૂળમાં સૂતેલા આ પ્રજાજનોને જુવો. (૧૯)

यथैते नियमं पौराः कुर्वन्त्यस्मन्निवर्तने । अपि प्राणान् न्यसिष्यन्ति न तु त्यक्ष्यन्ति निश्चयम् ॥
આ નગરવાસિયો તો આપણને પાછા ફરવા માટે જે રીતે યત્ન કરી રહ્યા છે તેથી એમ જણાય છે કે તેવો ભલે પ્રાણ છોડી દેશે પણ પોતાનો નિર્ણય ફેરવશે નહિ (૨૦)

यावदेव तु संसुप्तास्तावदेव वयं लघु । रथमारुह्य गच्छामः पन्थानमकुतोभयम् ॥२१॥
તેથી જ્યાં સુધી આ લોકો ઊંઘી ગયાં છે ત્યાં સુધીમાં ધીમેથી રથપર બેસીને આપણે અહીંથી જતાં રહિયે, માર્ગમાં કોયી ભય નથી. (૨૧)

अतो भूयोऽपि नेदानीमिक्ष्वाकुपुरवासिनः । स्वपेयुरनुरक्ता मा वृक्षमूलेषु संश्रिताः ॥२२॥
અને ચૂપચાપ જવાથી આપણને લાભ છે. અત્યારની જેમ ફરી પણ અયોધ્યાવાસિયો કે જે મારા ઉપર પ્રેમ રાખે છે, ફરી ઝાડની નીચે ઉંઘશે નહિ, (૨૨.)

पौरा ह्यात्मकृताद् दुःखाद् विप्रमोच्या नृपात्मजैः । न तु खल्वात्मना योज्या दुःखेन पुरवासिनः ॥
નગરવાસિયોને રાજકુમારોયે પોતે ઊભા કરેલાં દુઃખથી છોડાવવા જોઇયે, નહિ કે, તેમને પોતાના દુઃખથી દુઃખી કરવા (૨૩.)

अब्रवील्लक्ष्मणो रामं साक्षाद् धर्ममिव स्थितम् । रोचते मे तथा प्राज्ञ क्षिप्रमारुह्यतामिति ॥
શ્રી લક્ષ્મણે રામજીને કહ્યું કે મને પણ આ જ ગમે છે, તેથી શીઘ્ર જ રથ ઉપર ચડિયે (૨૪.)

अथ रामोऽब्रवीत् सूतं शीघ्रं संयुज्यतां रथः । गमिष्यामि ततोऽरण्यं गच्छ शीघ्रमितः प्रभो ॥२५
પછી રામે સુમંત્રને કહ્યું કે શીઘ્ર રથ જોડો. અહિંથી તરત જ જંગલમાં જયિયે. (૨૫.)

सूतस्ततः संत्वरितः स्यन्दनं तैर्हयोत्तमैः । योजयित्वा तु रामस्य प्राञ्जलिः प्रत्यवेदयत् ॥
સુમંત્રજી તરત જ રથસાથે ઘોડા જોડીને, હાથ જોડીને બોલ્યા કે, (૨૬.)

अयं युक्तो महाबाहो रथस्ते रथिनां वर । त्वरयाऽऽरोह भद्रं ते ससीतः सहलक्ष्मणः ॥२७॥
હે મહાબાહુ, આ રથ પ્રસ્તુત છે. આપ સીતાજી અને લક્ષ્મણ સાથે તેના ઉપર બેસો. (૨૭.)

तं स्यन्दनमधिष्ठाय राघवः सपरिच्छदः । शीघ्रगामाकुलावर्तां तमसामतरन्नदीम् ॥२८॥
રામજી પોતાના સાથિયો સાથે તે રથ ઉપર બેસીને શીઘ્ર વહેનારી અને ભમરથી ભરાયેલી તમસા નદીને પાર કરી ગયા. (૨૮.)

स संतीर्य महाबाहुः श्रीमाञ्शिवमकण्टकम् । प्रापद्यत महामार्गमभयं भयदर्शिनाम् ॥२९॥
વિશાળ ભુજાવાળા રામ, તે નદીને પાર કરી નિષ્કંટક અને બીકણો માટે પણ નિર્ભય માર્ગ ઉપર પહોંચી ગયા. (૨૯.)

मोहनार्थं तु पौराणां सूतं रामोऽब्रवीद् वचः । उदङ्मुखः प्रयाहि त्वं रथमारुह्य सारथे ॥३०॥
નગરવસિયોને ભ્રમમાં નાખવા માટે રામે સૂતને કહ્યું કે તમે રથ ઉપર બેસીને ઉત્તર દિશામાં ચાલો. (૩૦.)

मुहूर्तं त्वरितं गत्वा निवर्तय रथं पुनः । यथा न विद्युः पौरा मां तथा कुरु समाहितः ॥३१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिचत्वारिंशः सर्गः समाप्तः ॥४३॥

થોડી દૂર તે દિશામાં જયીને પુનઃ રથને પાછો વાળો. નગરવાસિયોને મારી જાણ ન થાય તેમ કરો. (૩૧.)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિચત્વારિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुश्चत्वारिंशः सर्गः

प्रभातायां तु शर्वर्यां पौरास्ते राघवं विना । शोकोपहतनिश्चेष्टा बभूवुर्हतचेतसः ॥१॥
જ્યારે પ્રાતઃકાલ થયો અને જોયું કે રામ નથી ત્યારે નગરવાસિયો શોકથી બેભાન બની ગયા. (૧)

शोकजाश्रुपरिद्यूना वीक्षमाणास्ततस्ततः । आलोकमपि रामस्य न पश्यन्ति स्म दुःखिताः ॥२॥
શોકના આંસુવોથી ભરેલી આંખોવાળા લોકો આમતેમ જોતા હતા પણ રામની છાયા સરખી જોયી નહિ, ત્યારે દુઃખી થયી ગયા. (૨)

ते विषादार्तवदना रहितास्तेन धीमता । कृपणाः करुणा वाचो वदन्ति स्म मनीषिणः ॥३॥
ભગવાન્ રામથી વિયુક્ત થયેલા ઉદાસ મુખવાળા તેવો દીન થયીને કરુણાપૂર્ણ વચન બોલવા લાગ્યા.

धिगस्तु खलु निद्रां तां ययापहृतचेतसः । नाद्य पश्यामहे रामं पृथूरस्कं महाभुजम् ॥४॥
ઊંઘને ધિક્કાર છે કે જેનાથી બેભાન બનેલા અમે વિશાળ છાતીવાળા તથા મહાન્ ભુજાવાળા રામને અત્યારે જોતાં નથી. (૪)

कथं रामो महाबाहुः स तथावितथक्रियः । भक्तं जनमभित्यज्य प्रवासं तापसो गतः ॥५॥
વિશાળ ભુજાવાળા તેમ જ મર્યાદાનું અતિક્રમણ કરીને કશું નહિ કરનારા રામ અમ ભક્તોનો ત્યાગ કરીને શું જંગલમાં ચાલ્યા ગયા ! (૫)

यो नः सदा पालयति पिता पुत्रानिवौरसान् । कथं रघूणां स श्रेष्ठस्त्यक्त्वा नो विपिनं गतः ॥६॥
રામ જે અમને પોતાના પુત્ર સમજીને પિતાની પેઠે સદા પાળતા હતા તે રઘુશ્રેષ્ઠ અમને તજીને જંગલમાં કેમ ચાલ્યા ગયા ! (૬)

इहैव निधनं याम महाप्रस्थानमेव वा । रामेण रहितानां नो किमर्थं जीवितं हितम् ॥७॥
અમે કાં તો અહિં મરી જયિયે અથવા તો હિમાલયાદિ દૂર પ્રદેશમાં ચાલ્યા જયિયે. રામ વિના અમારું જીવન શા કામનું. (૭)

सन्ति शुष्काणि काष्ठानि प्रभूतानि महान्ति च । तैः प्रज्वाल्य चितां सर्वे प्रविशामोथवा वयम् ॥
અથવા અહિં ઘણુંય મોટાં સૂકાં લાકડાં છે તેનાથી ચિતા સળગાવી અમે બધાય તેમાં જ પ્રવેશ કરિયે. (૮)

किं वक्ष्यामो महाबाहुरनसूयः प्रियंवदः । नीतः स राघवोऽस्माभिरिति वक्तुं कथं क्षमम् ॥९॥
શું અમે એમ કહીશું કે મહાબાહુ અને અસૂયા નહિ કરનાર, તેમ જ મધુર અને પ્રિય બોલનાર શ્રી રામને અમે વનમાં પહોંચાડી આવ્યા ? (૯)

सा नूनं नगरी दीना दृष्ट्वास्मान् राघवं विना । भविष्यति निरानन्दा सस्त्रीबालवयोधिका ॥१०॥
સાચેસાચ અયોધ્યાનગરી અમને રામ વિના ગયેલા જોયીને આનંદ વિનાની થયી જશે. (૧૦)

निर्यातास्तेन वीरेण सह नित्यं महात्मना । विहीनास्तेन च पुनः कथं द्रक्ष्याम तां पुरीम् ॥११॥
અમે અહિં સુધી તેમની સાથે આવ્યા હતા અને તેમના વિના અમે અયોધ્યામાં કયી રીતે જયીશું ? (૧૧)

इतीव बहुधा वाचो बाहुमुद्यम्य ते जनाः । विलपन्ति स्म दुःखार्ता हृतवत्सा इवाग्रचगाः ॥१२॥
આમ હાથ ઊંચા કરીને વાછરડા વિના ગાયની જેમ દુઃખી થયીને તેવો વિલાપ કરતા હતા.

ततो मार्गानुसारेण गत्वा किंचित् ततः क्षणम् । मार्गनाशाद् विषादेन महता समभिप्लुताः ॥१३॥
પછી તેવો થોડે દૂર સુધી તો રથને માર્ગે ગયા પણ પછી માર્ગ નષ્ટ થયી જવાને લીધે ભારે દુઃખથી ભરાયી ગયા. (૧૩)

रथमार्गानुसारेण न्यवर्तन्त मनस्विनः । किमिदं किं करिष्यामो दैवेनोपहता इति ॥१४॥
રથ જે માર્ગે ગયો હતો તે જ માર્ગથી લોકો પાછા ફર્યા કેમકે આગળ રથનું ચિહ્ન દેખાતું ન હતું. અને કહેવા લાગ્યા કે ભાગ્યે જ અમને છેતર્યાં અમે શું કરીશું. (૧૪)

तदा यथागतेनैव मार्गेण क्लान्तचेतसः । अयोध्यामगमन् सर्वे पुरीं व्यथितसज्जनाम् ॥१५॥
પછી તો તેવો જે માર્ગથીં આવ્યા હતા તેજ માર્ગથી દુઃખિત મનથી જ્યાં બધાં દુઃખિત હતા તે અયોધ્યામાં પાછા ગયા. (૧૫)

चन्द्रहीनमिवाकाशं तोयहीनमिवार्णवम् । अपश्यन् निहतानन्दं नगरं ते विचेतसः ॥१६॥
ચંદ્ર વિના આકાશની જેમ, જળ વિના નદીની જેમ, વ્યાકુળ થયેલા લોકોયે આનંદ વિહોણી તે અયોધ્યા જોયી. (૧૬)

ते तानि वेश्मानि महाधनानि दुःखेन दुःखोपहता विशन्तः ।
नैव प्रजग्मुः स्वजनं परं वा निरीक्ष्यमाणाः प्रविनष्टहर्षाः ॥१७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुश्चत्वारिंशः सर्गः ॥४४॥

દુઃખથી હણાયેલા અને ધનધાન્યપૂર્ણ તે તે ઘરોમાં પ્રવેશ કરતા આનંદ રહિત લોકો, જોવા છતાં ઓળખી શકયા નહિ કે આ સ્વજનો છે અને આ બીજા લોકો છે. (૧૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુશ્ચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चचत्वारिंशः सर्गः

तेषामेवं विषण्णानां पीडितानामतीव च । बाष्पविप्लुतनेत्राणां सशोकानां मुमूर्षया ॥१॥
અયોધ્યાવાસિયો અત્યંત વિષાદથી પીડિત હતા, શોક ને લીધે તેમની આંખો આંસુવોથી ભરાયેલી હતી. (૧)

अभिगम्य निवृत्तानां रामं नगरवासिनाम् । उद्गतानीव सत्त्वानि बभूवुरमनस्विनाम् ॥२॥
વનમાંથી પાછા ફરેલા તેવોનું મન અસ્વસ્થ હતું, જાણે પ્રાણ નીકળી જશે આવી તેમની સ્થિતિ હતી. (૨)

स्वं स्वं निलयमागम्य पुत्रदारैः समावृताः । अश्रूणि मुमुचुः सर्वे बाष्पेण पिहिताननाः ॥३॥
પોતપોતાના ઘરે આવી (બાળ બચ્ચાં) પ્રજા અને સ્ત્રી સાથે લોકો મળીને ભારે રોક કળ કરતા હતા.

न चाहृष्यन् न चामोदन् वणिजो न प्रसारयन्। न चाशोभन्त पण्यानि नापचन् गृहमेधिनः ॥
કોઈને પણ કોઈ હર્ષ અને ઉત્સાહ ન હતા, વ્યાપારિયોયે વ્યાપાર બંધ રાખ્યા હતા, દુકાનો શોભતી ન હતી, ગૃહસ્થોના ઘરમાં પાકશાળા બંધ હતી. (૪)

नष्टं दृष्ट्वा नाभ्यनन्दन् विपुलं वा धनागमम्। पुत्रं प्रथमजं लब्ध्वा जननी नाभ्यनन्दत ॥५॥
ધન નષ્ટ થયી ગયું હોય તોપણ તેની ચિંતા લોકો કરતા ન હતા. અને પુષ્કળ ધનાગમથી પ્રસન્ન થતા ન હતા, અને માતા પણ પ્રથમ પુત્રની પ્રાપ્તિમાં આનંદ મનાવતાં ન હતાં. (૫)

गृहे गृहे रुदत्यश्च भर्तारं गृहमागतम्। व्यगर्हयन्त दुःखार्ता वाग्भिस्तोत्रैरिव द्विपान् ॥६॥
ઘરે ઘરે રડતી સ્ત્રિયો ઘરે આવેલા પોતાનાં પતિને અંકુશથી જેમ હાથીને પીડે તેમ કઠોર વાણીથી પીડતાં હતાં. (૬)

किं नु तेषां गृहैः कार्यं किं दारैः किं धनेन वा। पुत्रैर्वापि सुखैर्वापि ये न पश्यन्ति राघवम् ॥७
જે રામને જોતા ન હતા. તે લોકોને ઘર, સ્ત્રી, ધન, પુત્ર અને બીજાં સુખોથી સંતોષ ન હતો. (૭)

एकः सत्पुरुषो लोके लक्ष्मणः सह सीतया। योऽनुगच्छति काकुत्स्थं रामं परिचरन् वने ॥८॥
સંસારમાં એક લક્ષ્મણ જ સત્પુરુષ છે, જે સીતાની સાથે રામની સેવા કરવા વનમાં જાય છે.

आपगाः कृतपुण्यास्ताः पद्मिन्यश्च सरांसि च। येषु यास्यति काकुत्स्थो विगाह्य सलिलं शुचि ॥
તે નદિયો અને તળાવો ધન્ય છે જેના પવિત્ર જળમાં થયીને રામ વનમાં જશે. (૯)

शोभयिष्यन्ति काकुत्स्थमटव्यो रम्यकाननाः। आपगाश्च महानूपाः सानुमन्तश्च पर्वताः ॥१०॥
સુંદર જંગલો, નદિયો અને અનૂપ (જળપ્રાય પ્રદેશ) પ્રદેશો, શિખરવાળા પર્વતો આ બધાં રામને શોભાવશે. (૧૦)

काननं वापि शैलं वा यं रामोऽनुगमिष्यति। प्रियातिथिमिव प्राप्तं नैनं शक्ष्यन्त्यनर्चितुम् ॥११॥
જે જંગલ અથવા જે પર્વતોમાં રામ જશે, તેવો રામને પ્રિય અતિથિ આવેલા જાણીને, તેમની પૂજા કર્યા વિના રહેશે નહિ. (૧૧)

विचित्रकुसुमापीडा बहुमञ्जरिधारिणः। राघवं दर्शयिष्यन्ति नगा भ्रमरशालिनः ॥१२॥
મંજરિયોને ધારણ કરનાર, નાનો પ્રકારના ફૂલોનો સમૂહ, તેમજ જેના ઉપર ભ્રમર ગૂંજતા હશે એવાં વૃક્ષો, રામને આનંદ પમાડશે. (૧૨)

अकाले चापि मुख्यानि पुष्पाणि च फलानि च। दर्शयिष्यन्त्यनुक्रोशाद् गिरयो राममागतम् ॥
જંગલમાં મુખ્ય મુખ્ય ફૂલો અને ફળો, અસમયમાં પણ આવેલા રામનો સત્કાર કરશે. (૧૩)

प्रस्रविष्यन्ति तोयानि विमलानि महीधराः। विदर्शयन्तो विविधान् भूयश्चित्रांश्च निर्झरान् ॥१४॥
રામને આવેલા જોયીને પર્વતો, નિર્મળ જળ અને અનેક પ્રકારના ઝરાવોને વહેવડાવશે. (૧૪)

यत्र रामो भयं नास्ति नास्ति तत्र पराभवः। स हि शूरो महाबाहुः पुत्रो दशरथस्य च ॥१५॥
જ્યાં રામ હોય ત્યાં ભય નહિ અને પરાભવ પણ નહિ. કેમકે તેવો શૂર અને મહાબાહુ છે.

पुरा भवति नो दूरादनुगच्छाम राघवम्। पादच्छाया सुखं भर्तुस्तादृशस्य महात्मनः ॥१६॥
પહેલાં પણ રામ આપણુથી દૂર ન હતા. તેવા મહાપુરુષની ચરણોની છાયા જ સુખ આપનારી હોય છે. (૧૬)

**स हि नाथो जनस्यास्य स गतिः स परायणम् । इति पौरस्त्रियो भर्तृन् दुःखार्तास्तत्तदब्रुवन् ॥**

તેવા મહાત્મા રામની પાદચ્છાયા એ જ મોટું સુખ છે કેમકે તેજ સૌના સ્વામી છે, પ્રાપ્ય અને પરમ આશ્રય છે. (૧૭)

**युष्माकं राघवोऽरण्ये योगक्षेमं विधास्यति । सीता नारीजनस्यास्य योगक्षेमं करिष्यति ॥१८॥**

જંગલમાં રામ તમારા યોગક્ષેમ નભાવશે અને સીતા સ્ત્રિયોનાં. યોગ એટલે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ. ક્ષેમ એટલે પ્રાપ્ત વસ્તુનું રક્ષણ. (૧૮)

**कैकेय्या चेदिदं राज्यं स्यादधर्म्यमनाथवत् । न हि नो जीवितेनार्थः कुतः पुत्रैः कुतो धनैः ॥**

જો અધર્મપૂર્ણ, અને અનાથની જેમ આ રાજ્ય કૈકેયી મેળવશે તો અમારે જીવવાથી કોથી લાભ નથી. પછી પુત્ર અને ધનની તો વાત જ શી. (૧૯)

**यया पुत्रश्च भर्ता च त्यक्तावैश्वर्यकारणात् । कं सा परिहरेदन्यं कैकेयी कुलपांसनी ॥२०॥**

જેણે ઐશ્વર્યને માટે પોતાના પુત્ર અને સ્વામીનો ત્યાગ કર્યો તે કુળને દૂષિત કરનારી કૈકેયી, કોને મૂકશે, કોને દુઃખિત નહિ કરશે ? (૨૦)

**कैकेय्या न वयं राज्ये भृतका हि वसेमहि । जीवन्त्या जातु जीवन्त्यः पुत्रैरपि शपामहे ॥२१॥**

કૈકેયીના રાજ્યમાં અમે તેનાથી પાલિત થયીને નહિ રહીયે. અમે અમારા પુત્રોના સમ ખાયીને કહિયે છિયે કે જીવતાં અમે એના રાજ્યમાં નહિ રહિયે. (૨૧)

**या पुत्रं पार्थिवेन्द्रस्य प्रवासयति निर्घृणा । कस्तां प्राप्य सुखं जीवेदधर्म्यां दुष्टचारिणीम् ॥२२॥**

જે નિર્દય કૈકેયી, રાજપુત્ર રામને જંગલમાં મોકલે છે, તેવી દુષ્ટ અને પાપિનીના રાજ્યમાં સુખથી કોણુ જીવી શકશે (૨૨)

**उपद्रुतमिदं सर्वमनालम्भमनायकम् । कैकेय्यास्तु कृते सर्वं विनाशमुपयास्यति ॥२३॥**

આખું રાજ્ય ઉપદ્રવવાળું છે. અવલંબ વિનાનું ને સ્વામી વિનાનું છે. કૈકેયીને લીધે બધું નાશ પામશે.

**नहि प्रव्रजिते रामे जीविष्यति महीपतिः । मृते दशरथे व्यक्तं विलोपस्तदनन्तरम् ॥२४॥**

રામ જ્યારે જંગલમાં રહેશે ત્યારે મહારાજ દશરથ જીવી શકશે નહિ અને તેમનાં મરણ પછી સ્પષ્ટ જ બધાંનો નાશ થશે. (૨૪)

**ते विषं पिबतालोड्य क्षीणपुण्याः सुदुःखिताः । राघवं वानुगच्छध्वमश्रुतिं वापि गच्छत ॥२५॥**

તે તમે વિષ ઘોળીને પીવો અથવા રામની પાછળ જાવો, અથવા ત્યાં જાવો જ્યાં તમારું નામ પણ સંભળાય નહિ. (૨૫)

**मिथ्याप्रव्राजितो रामः सभार्यः सहलक्ष्मणः । भरते संनिबद्धाः स्मः शौनिके पशवो यथा ॥**

છળકપટથી સીતા અને લક્ષ્મણ સાથે રામ વનમાં મોકલાય છે ત્યારે જેમ પશુવો પશુવધ-કરનારાઓના વશમાં રહે છે તે રીતે અમે ભરતનાં રાજ્યમાં રહેવા બંધાયેલા છિયે. (૨૬)

**पूर्णचन्द्राननः श्यामो गूढजत्रुररिंदमः । आजानुबाहुः पद्माक्षो रामो लक्ष्मणपूर्वजः ॥२७॥**

પૂર્ણચન્દ્ર જેવા મુખવાળા, યુવા, હૃષ્ટપુષ્ટ, શત્રુવોનાં દમન કરનારા, લાંબા બાહુવાળા અને કમળ જેવી આંખોવાળા રામ– (૨૭)

**पूर्वाभिभाषी मधुरः सत्यवादी महाबलः । सौम्यश्च सर्वलोकस्य चन्द्रवत् प्रियदर्शनः ॥२८॥**

જોતાંની સાથે સૌની સાથે પ્રથમ બોલનાર, મધુર, સત્યવાદી, મહાબળવાન્, શાંત અને ચંદ્રની જેમ સૌને પ્રિય— (૨૮)

**नूनं पुरुषशार्दूलो मत्तमातङ्गविक्रमः । शोभयिष्यत्यरण्यानि विचरन् स महारथः ॥२९॥**

અને સિંહ જેવા શૂર, હાથી જેવા મંદમંદ ચાલનારા, મહારથ રામ હવે વિચરણ કરતાં જંગલોને શોભાવશે. !! (૨૯)

**तास्तथा विलपन्त्यस्तु नगरे नागरस्त्रियः । चुक्रुशुर्दुःखसंतप्ता मृत्योरिव भयागमे ॥३०॥**

અયોધ્યામાં અયોધ્યાની સ્ત્રિયો દુઃખથી પીડિત થયીને મૃત્યુના ભયથી ભીત થયેલાંની જેમ તે રીતે રડતા હતા. (૩૦)

**इत्येवं विलपन्तीनां स्त्रीणां वेश्मसु राघवम् । जगामास्तं दिनकरो रजनी चाभ्यवर्तत ॥३१॥**

આ પ્રમાણે સ્ત્રિયો ઘરોમાં જ્યારે રામ માટે વિલાપ કરતા હતાં ત્યારે સૂર્યાસ્ત થયો અને રાત પડી ગયી. (૩૧)

**नष्टज्वलनसंतापा प्रशान्ताध्यायसत्कथा । तिमिरेणानुलिप्तेव तदा सा नगरी बभौ ॥३२॥**

તે સમયે અયોધ્યામાં યજ્ઞો બંધ રહ્યા અને વેદપાઠો પણ સંભળાતા ન હતા. અંધકારથી લેપાયેલીની જેમ તે સમયે તે નગરી ભાસતી હતી. (૩૨)

**उपशान्तवणिक्पण्या नष्टहर्षा निराश्रया । अयोध्या नगरी चासीन्नष्टतारमिवाम्बरम् ॥३३॥**

વ્યાપારના માર્ગો શાંત હતા, લોકોનો આનંદ જેમાં નષ્ટ થયી ગયો હતો એવી અયોધ્યા નગરી તારા વિનાના આકાશની જેમ થયી ગયેલી. (૩૩)

**प्रशान्तगीतोत्सवनृत्यवादना विभ्रष्टहर्षा पिहितापणोदया ।**
**तदा ह्ययोध्या नगरी बभूव सा महार्णवः संक्षपितोदको यथा ॥३४॥**

इतिश्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चचत्वारिंशः सर्गः ॥४५॥

જેમાં ગીત, ઉત્સવ, નૃત્ય, વાદન, આદિ બંધ થયી ગયાં હતાં. આનંદનું નામ રહ્યું ન હતું. વ્યાપારધામો બંધ થયા હતા એવી તે અયોધ્યા નગરી, તે સમયે, તે મહાસાગરની જેમ જણાતી હતી જેનું જળ ક્ષીણ થયી ગયું હોય. (૩૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચચત્વારિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षट्चत्वारिंशः सर्गः

**रामोऽपि रात्रिशेषेण तेनैव महदन्तरम् । जगाम पुरुषव्याघ्रः पितुराज्ञामनुस्मरन् ॥१॥**

થોડી રાત્રિ અવશિષ્ટ હતી ત્યારેજ શ્રીરામ પિતાની આજ્ઞાનું સ્મરણ કરતા ઘણું દૂર નીકળી ગયા હતા. (૧)

**तथैव गच्छतस्तस्य व्यपायाद् रजनी शिवे । उपास्य तु शिवां सन्ध्यां विषयानत्यगाहत ॥२॥**

તેઓ જતા જ હતા, તેટલામાં રાત્રિ વીતી ગયી તેથી સંધ્યોપાસના કરીને આગળ પ્રદેશોને પાર કરવા લાગ્યા. (૨)

ग्रामान् विकृष्टसीमान्तान् पुष्पितानि वनानि च । पश्यन्नतिययौ शीघ्रं शनैरिव हयोत्तमैः ॥३॥

જેની સીમામાં ખેતરો ખેડાયેલાં હતાં, જંગળો પુષ્પોથી ભરેલાં હતાં, શ્રીરામ ઘોડાથી અર્થાત્ સારા ઘોડાવાળા રથથી તે બધાંને ધીમે ધીમે જોતાં આગળ ગયા. (૩)

शृण्वन् वाचो मनुष्याणां ग्रामसंवासवासिनाम् । राजानं धिग् दशरथं कामस्य वशमास्थितम् ॥४॥

ગ્રામોમાં વસનારા લોકોની, "કામના વશમાં થયેલા રાજા દશરથને ધિક્કાર છે" આવી વાતો સાંભળતા ગયા....(૪)

हा नृशंसाद्य कैकेयी पापा पापानुबन्धिनी । तीक्ष्णा सम्भिन्नमर्यादा तीक्ष्णकर्मणि वर्तते ॥५॥

કૈકેયી કેવી ક્રૂર, પાપની, તીખી, મર્યાદાને તોડનારી છે કે જે આવા ક્રૂર કર્મમાં પ્રવૃત્ત થયી છે. (૫)

या पुत्रमीदृशं राज्ञः प्रवासयति धार्मिकम् । वनवासे महाप्राज्ञं सानुक्रोशं जितेन्द्रियम् ॥६॥

એવી કૈકેયી આવા ધાર્મિક, મહાવિદ્વાન્, દયાળુ, અને જિતેન્દ્રિય રાજકુમાર રામને જંગલમાં મોકલે છે. (૬)

अहो दशरथो राजा निःस्नेहः स्वसुतं प्रति । प्रजानामनघं रामं परित्यक्तुमिहेच्छति ॥७॥

મહારાજ દશરથ પોતાના પુત્ર પ્રત્યે કેવા સ્નેહરહિત છે કે જે પ્રજાના પ્રિય આવા નિર્દોષ રામનો ત્યાગ કરવા ઇચ્છે છે. (૭)

एता वाचो मनुष्याणां ग्रामसंवासवासिनाम् । शृण्वन्नतिययौ वीरः कोसलान् कोसलेश्वरः ॥८॥

ગ્રામવાસિયોની આવી વાતો સાંભળતા વીર રામ કોસલદેશને પાર કરી ગયા. (૮)

ततो वेदश्रुतिं नाम शिववारिवहां नदीम् । उत्तीर्याभिमुखः प्रायादगस्त्याध्युषितां दिशम् ॥९॥

ત્યાર પછી સુંદર જળવાળી, વેદશ્રુતિ નામવાળી નદી પાર કરીને અગસ્ત્યઋષિના આશ્રમ જવા માટે દક્ષિણ દિશામાં ચાલ્યા. (૯)

गत्वा तु सुचिरं कालं ततः शीतवहां नदीम् । गोमतीं गोयुतानूपामतरत् सागरङ्गमाम् ॥१०॥

બહુ સમય સુધી તે દિશામાં જયીને, જેમાં ગાયો ચરતી હશે એવી અને સાગરને મળનારી શીતળ જળવાળી ગોમતીને પાર કરી ગયા. (૧૦)

गोमतीं चाप्यतिक्रम्य राघवः शीघ्रगैर्हयैः । मयूरहंसाभिरुतां ततार स्यन्दिकां नदीम् ॥११॥

શ્રીરામ વેગવાળા અશ્વોથી ગોમતીને પાર કરીને, મોર અને હંસ જયાં શબ્દો કરતા હતાં તેવી સ્યંદિકા નદીને પાર કરી ગયા. (૧૧)

स महीं मनुना राज्ञा दत्तामिक्ष्वाकवे पुरा । स्फीतां राष्ट्रवृतां रामो वैदेहीमन्वदर्शयत् ॥१२॥

મહારાજ મનુવે જે પૃથ્વીને ઇસ્વાકુ મહારાજને આપેલી એવી વિશાળ અને અન્ય , રાજ્યોનાં અધિકારમાં રહેલી પૃથ્વીને રામે સીતાને દેખાડી. (૧૨)

सूत इत्येव चाभाष्य सारथिं तमभीक्ष्णशः । हंसमत्तस्वरः श्रीमानुवाच पुरुषोत्तमः ॥१३॥

હે સૂત ! આમ કહીને તે સારથિને વારંવાર બોલાવીને, હંસના સુંદર સ્વરવાળા શ્રીરામ બોલ્યા. (૧૩)

कदाहं पुनरागम्य सरय्वाः पुष्पिते वने । मृगयां पर्यटिष्यामि मात्रा पित्रा सुसंगतः ॥१४॥

હું ફરી કયારે અહીં આવીને સરયૂ નદીના પુષ્પિત વનમાં માતા અને પિતાને મળીને મૃગયા કરીશ.

**नात्यर्थमभिकाङ्क्षामि मृगयां सरयूवने । रतिर्ह्येषातुला लोके राजर्षिगणसम्मता ॥१५॥**

સરયૂના વનમાં હું મૃગયા કરવા ઇચ્છતો નથી છતાં આ મૃગયા લોકમાં રાજર્ષિ‌ઓને સંમત છે તેથી લોકમાં તેને માટે અત્યંત પ્રેમ છે. (૧૫)

**स तमध्वानमैक्ष्वाकः सूतं मधुरया गिरा । तं तमर्थमभिप्रेत्य ययौ वाक्यमुदीरयन् ॥१६॥**

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे षट्चत्वारिंशः सर्गः ॥४६॥

તે રામ તે તે વિષયોનો વિચાર કરીને સૂતની સાથે મધુર વાણીથી વાતો કરતાં આગળ ચાલ્યા. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષટ્ચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तचत्वारिंशः सर्गः

**विशालान् कोसलान् रम्यान् यात्वा लक्ष्मणपूर्वजः । अयोध्यामुन्मुखो धीमान् प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥**

શ્રીરામ વિસ્તૃત સુંદર કોસલપ્રદેશને પાર કરીને અયોધ્યાની ઓર મુખ કરીને હાથ જોડીને બોલ્યા. (૧)

**आपृच्छे त्वां पुरिश्रेष्ठें काकुत्स्थपरिपालिते । दैवतानि च यानि त्वां पालयन्त्यावसन्ति च ॥२॥**

હે શ્રેષ્ઠ અયોધ્યાપુરી, કાકુત્સ્થે તારું પાલન કર્યું છે અને જે અત્યારે તારું પાલન કરી રહ્યા છે આવા દેવોને અને જે અહીં નિવાસ કરે છે, તેમની બધાની હું આજ્ઞા માગું છું. (૨)

**निवृत्तवनवासस्त्वामनृणो जगतीपतेः । पुनर्द्रक्ष्यामि मात्रा च पित्रा च सह संगतः ॥३॥**

મહારાજ દશરથના ઋણથી મુક્ત થયીને, વનવાસ પૂરો કરીને માતા–પિતાની સાથે તારું દર્શન કરિશ. (૩)

**ततो रुचिरताम्राक्षो भुजमुद्यम्य दक्षिणम् । अश्रुपूर्णमुखो दीनोऽब्रवीज्जानपदं जनम् ॥४॥**

ત્યાર પછી સુંદર રાતી આંખોવાળા રામે આંખોમાં આંસુ ભરીને, ગદ્‌ગદ થયીને, જમણો હાથ ઉગામીને રાજ્યના લોકોને કહ્યું. (૪)

**अनुक्रोशो दया चैव यथार्हं मयि वः कृतः । चिरं दुःखस्य पापीयो गम्यतामर्थसिद्धये ॥५॥**

તમે લોકોયે મારા ઉપર દયા અને પ્રેમની વર્ષા કરી છે. હું સદાને માટે દુઃખનું પાત્ર છું. તમે લોકો પાછા જાવો અને પોતપોતાના કાર્યમાં લાગી જાવ. (૫)

**तेऽभिवाद्य महात्मानं कृत्वा चापि प्रदक्षिणम् । विलपन्तो नरा घोरं व्यतिष्ठंश्च क्वचित् क्वचित् ॥**

તે પ્રજાજન, ભગવાન્ રામનું અભિવાદન કરીને પ્રદક્ષિણા કરીને વિલાપ કરતા કયાંક કયાંક ઊભા રહેતા હતા. (૬)

**तथा विलपतां तेषामतृप्तानां च राघवः । अचक्षुर्विषयं प्रायाद् यथार्कः क्षणदामुखे ॥७॥**

તે રીતે વિલાપ કરતા, રામનાં દર્શનથી ન ધરાતા લોકોની દૃષ્ટિથી રામ, સાયંકાળે સૂર્યની જેમ આંખોથી ઓઝળ થયી ગયા. (૭)

ततो धान्यधनोपेतान् दानशीलजनाञ्शिवान् । अकुतश्चिद्भयान् रम्यांश्चैत्ययूपसमावृतान् ॥८॥
उद्यानाम्रवणोपेतान् सम्पन्नसलिलाशयान् । तुष्टपुष्टजनाकीर्णान् गोकुलाकुलसेवितान् ॥९॥
रक्षणीयान् नरेन्द्राणां ब्रह्मघोषाभिनादितान् । रथेन पुरुषव्याघ्रः कोसलानत्यवर्तत ॥१०॥

ત્યારપછી ધન ધાન્યથી ભરેલ, જેમાં દાતાવો રહેતા હતા, જેમને કોયીનો ક્યાંય ભય ન હતો, ચૈત્ય અને યૂપોવાળા, જેમાં આમ્રના બગીચાવો હતા, જ્યાં પુષ્કળ જળાશયો હતા, જ્યાંના લોકો નિર્દ્વન્દ હતા, જ્યાં પુષ્કળ ગામો હતા, રાજાવો જેની રક્ષા કરતા હતા, જ્યાં વેદઘોષ થતો, આવા કોસલદેશને રામ પાર કરી ગયા. (૮-૧૦)

मध्येन मुदितं स्फीतं रम्योद्यानसमाकुलम् । राज्यं भोज्यं नरेन्द्राणां ययौ धृतिमतां वरः ॥११॥

સુંદર ઉદ્યાનોથી ભરેલ બીજા રાજાવોના પ્રસન્ન અને સુંદર રાજ્યમાં થયીને ધૈર્યશાળી રામ ચાલ્યા. (૧૧)

तत्र त्रिपथगां दिव्यां शीततोयामशैवलाम् । ददर्श राघवो गङ्गां रम्यामृषिनिषेविताम् ॥१२॥

ત્યાં શીતળજળવાલી શેવાળ વિનાની, ઋષિયોના નિવાસસ્થાનોથી ભરેલી, આવી ગંગાનદી રામે જોયી. (૧૨)

आश्रमैरविदूरस्थैः श्रीमद्भिः समलंकृताम् । कालेऽप्सरोभिर्हृष्टाभिः सेविताम्भोहृदां शिवाम् ॥१३

સમીપસ્થ સુંદર આશ્રમોથી સુશોભિત અને સમય સમય પર પ્રસન્ન અપ્સરાવોથી સેવિત, જળપૂર્ણ તળાવો જેમાંથી નીકળતા હતા, તેવી.... (૧૩)

देवदानवगन्धर्वैः किंनरैरुपशोभिताम् । नागगन्धर्वपत्नीभिः सेवितां सततं शिवाम् ॥१४॥

દેવ, દાનવ, ગંધર્વો અને કિન્નરોથી શોભિત તેમજ નાગપત્નિયો અને ગંધર્વપત્નિયોથી સેવિત....

देवाक्रीडशताकीर्णां देवोद्यानयुतां नदीम् । देवार्थमाकाशगतां विख्यातां देवपद्मिनीम् ॥१५॥

દેવતાવોની ક્રીડાવાળા સેંકડો પર્વતોથી ભરેલી, દેવતાવોના ઉદ્યાનથી યુક્ત, દેવોને માટે આકાશમાં રહેલી અને દેવતાવોને ભોગ્ય કમળોવાલી પ્રખ્યાત....(૧૫)

जलाघाताट्टहासोग्रां फेननिर्मलहासिनीम् । क्वचिद् वेणीकृतजलां क्वचिदावर्तशोभिताम् ॥१६॥

જળના આઘાતથી અટ્ટહાસ્યને લીધે ઉગ્ર અને ફીણ રૂપ નિર્મળ હાસ્યવાળી, તેમજ કેટલાક ઠેકાણે વેણીની પેઠે જળવાળી અને કેટલાક ઠેકાણે વમળથી શોભિત. (૧૬)

क्वचित्स्तिमितगम्भीरां क्वचिद् वेगसमाकुलाम् । क्वचिद् गम्भीरनिर्घोषां क्वचिद् भैरवनिःस्वनाम् ॥

અને કયાંક સ્થિર ગંભીર જળવાળી અને કયાંક અત્યંત વેગવાલી, કયાંક ગંભીર શબ્દવાળી અને કયાંય ભયંકર શબ્દવાળી..... (૧૨)

देवसङ्घाप्लुतजलां निर्मलोत्पलसङ्कुलाम् । क्वचिदाभोगपुलिनां क्वचिन्निर्मलबालुकाम् ॥१८॥

કેટલાક ઠેકાણે દેવોના સમૂહથી સ્નાન કરાયેલા જળવાળી, કયાંક સુંદર કમળોથી ભરેલી, કયાંક જળથી ભરેલા કાંઠાવાળી, કયાંય નિર્મળ રેતીવાળી.... (૧૮)

हंससारससंघुष्टां चक्रवाकोपशोभिताम् । सदामत्तैश्च विहगैरभिपन्नामनिन्दिताम् ॥१९॥

કયાંક હંસ અને સારસ પક્ષિયોના શબ્દવાળી, કયાંક ચકવા ચકવીથી શોભિત અને મત્ત-પક્ષિયોથી યુક્ત, સુંદર (૧૯)

२८

**क्वचित् तीररुहैर्वृक्षैर्मालाभिरिव शोभिताम् । क्वचित् फुल्लोत्पलच्छन्नां क्वचित् पद्मवनाकुलाम् ॥**

કેટલાક ઠેકાણે કાંઠા ઉપર ઉગેલાં ઝાડોથી માળાની જેમ શોભિત અને કયાંક વિકસિત કમળોથી ઢંકાયેલી (૨૦)

**क्वचित् कुमुदखण्डैश्च कुड्मलैरुपशोभिताम् । नानापुष्परजोध्वस्तां समदामिव च क्वचित् ॥२१॥**

કયાંક કુમુદનાં ફૂલનાં સમૂહથી, કયાંક તેની કળિયોથી શોભિત, અનેક પ્રકારના ફૂલોનાં પરાગથી મિશ્રિત જળવાળી. (૨૧)

**व्यपेतमलसङ्घातां मणिनिर्मलदर्शनाम् । दिशागजैर्वनगजैर्मत्तैश्च वरवारणैः ॥२२॥**

નિર્મળ અને મણિ જેવા નિર્મળ દર્શનીય, દિગ્ગજો અને વનગજો અને બીજા સુંદર હાથિયોથી શોભિત. (૨૨)

**देवराजोपवाह्यैश्च संनादितवनान्तराम् । प्रमदामिव यत्नेन भूषितां भूषणोत्तमैः ॥२३॥**

ઇન્દ્ર જેના ઉપર સવારી કરે તેવા હાથિયોથી ગાજતા વનવાળી અને સુંદર આભૂષણોથી પ્રયત્નપૂર્વક શણગારાયેલી જુવાન સ્ત્રીની જેવી. (૨૩)

**फलपुष्पैः किसलयैर्वृतां गुल्मैर्द्विजैस्तथा । विष्णुपादच्युतां दिव्यामपापां पापनाशिनीम् ॥२४॥**

ફળ, પુષ્પ, નવાં પાંદડાં, ગુલ્મો, પક્ષિયોથા ભરાયેલી અને વિષ્ણુપાદથી ચ્યુત થયેલી નિર્દોષ, પાપનાશિની અને દિવ્ય.... (૨૪)

**शिंशुमारैश्च नक्रैश्च भुजङ्गैश्च समन्विताम् । शंकरस्य जटाजूटाद् भ्रष्टां सागरतेजसा ॥२५॥**

જળકુકડી, મગરો અને સર્પોથી ભરાયેલી એવી અને શંકરના જટાજૂટમાંથી નિકળેલી....(૨૫)

**समुद्रमहिषीं गङ्गां सारसक्रौञ्चनादिताम् । आससाद महाबाहुः शृङ्गवेरपुरं प्रति ॥२६॥**

સારસ અને ક્રૌંચ પક્ષિયોના શબ્દોવાળી સમુદ્રની પટરાણી ગંગાની પાસે શ્રૃંગવેરપુરમાં વિશાળ ભુજાવાળા રામ પ્રાપ્ત થયા. (૨૬)

**तामूर्मिकलिलावर्तामन्ववेक्ष्य महारथः । सुमन्त्रमब्रवीत् सूतमिहैवाद्य वसामहे ॥२७॥**

તે લહરોવાળી ગંગાને જોયીને સુમંત્રને રામજીયે કહ્યું, આજે અહીં જ નિવાસ કરિયે. (૨૭)

**अविदूरादयं नद्या बहुपुष्पप्रवालवान् । सुमहानिङ्गुदीवृक्षो वसामोऽत्रैव सारथे ॥२८॥**

ગંગાજીની પાસે જ પુષ્પો અને નવીન પાંદડાવાળું આ મોટું ઇંગુદીવૃક્ષ છે. આજે અહીં જ નિવાસ કરિયે. (૨૮)

**प्रेक्षामि सरितां श्रेष्ठां सम्मान्यसलिलां शिवाम् । देवमानवगन्धर्वमृगपन्नगपक्षिणाम् ॥२९॥**

સુંદર જળવાળી તેમ જ દેવ, મનુષ્ય, ગંધર્વ, પશુવો, સર્પો અને પક્ષિયોથી સેવિત આ ગંગાનું દર્શન આપણે કરીશું. (૨૯)

**लक्ष्मणश्च सुमन्त्रश्च बाढमित्येव राघवम् । उक्त्वा तमिङ्गुदीवृक्षं तदोपययतुर्हयैः ॥३०॥**

લક્ષ્મણ અને સુમંત્રજિયે 'સારું' એમ રામજીને કહીને અશ્વોથી તે ઇંગુદીવૃક્ષની પાસે ગયા. (૩૦)

**रामोभियाय तं रम्यं वृक्षमिक्ष्वाकुनन्दनः । रथादवातरत् तस्मात् सभार्यः सहलक्ष्मणः ॥३१॥**

રામ તે રમણીય વૃક્ષની પાસે ગયા અને સીતા તેમજ લક્ષ્મણ સાથે રથમાંથી ઉતર્યા. (૩૧)

सुमन्त्रोऽप्यवतीर्याथ मोचयित्वा हयोत्तमान् । वृक्षमूलगतं राममुपतस्थे कृताञ्जलिः ॥३२॥
સુમંત્ર પણ રથથી ઉતરીને અશ્વોને છોડીને વૃક્ષની નીચે બેઠેલા રામની પાસે હાથ જોડીને ઉપસ્થિત થયા. (૩૨)

तत्र राजा गुहो नाम रामस्यात्मसमः सखा। निषादजात्यो बलवान् स्थपतिश्चेति विश्रुतः ॥३३॥
ત્યાં ગુહ નામનો નિષાદજાતિનો બળવાન્ અને પ્રસિદ્ધ રામના આત્મસમાન મિત્ર ગુહ ત્યાં રહેતા હતા. (૩૩)

स श्रुत्वा पुरुषव्याघ्रं रामं विषयमागतम् । वृद्धैः परिवृतोऽमात्यैर्ज्ञातिभिश्चाप्युपागतः ॥३४॥
રામને પોતાના દેશમાં આવેલા સાંભળીને વૃદ્ધ મંત્રિયો અને જ્ઞાતિવાળાવો સાથે ત્યાં તેવો આવ્યા. (૩૪)

ततो निषादाधिपतिं दृष्ट्वा दूरादुपस्थितम् । सह सौमित्रिणा रामः समागच्छद् गुहेन सः ॥३५॥
તે ગુહને આવેલા દૂરથી જ જોયીને લક્ષ્મણ સાથે રામ તેમને મળ્યા. (૩૫)

तमार्तः सम्परिष्वज्य गुहो राघवमब्रवीत् । यथायोध्या तथेदं ते राम किं करवाणि ते ॥३६॥
તે ગુહે રામનું આલિંગન કરીને, દુઃખી થયીને, રામને કહ્યું કે 'હે રામ જેમ અયોધ્યા તેમ જ આ વન છે, આપની શી સેવા કરું?, (૩૬)

ईदृशं हि महाबाहो कः प्राप्स्यत्यतिथिं प्रियम्। ततो गुणवदन्नाद्यमुपादाय पृथग्विधम् ॥३७॥
ફરી તેમણે હે મહાબાહુ રામ! તમારા જેવા પ્રિય અતિથિને કોણ મેળવી શકે છે? એમ કહીને ભાતભાતનાં સુંદર ખાદ્યપદાર્થો લયી આવ્યા (૩૭)

अर्घ्यं चोपानयच्छीघ्रं वाक्यं चेदमुवाच ह । स्वागतं ते महाबाहो तवेयमखिला मही ॥३८॥
અને શીઘ્ર જયીને પગ ધોવા માટે જળ લયી આવ્યા અને બોલ્યા હે મહાબાહુ રામ! તમારું સ્વાગત થાવો, અને આ બધી ભૂમિ તમારી જ છે. (૩૮)

वयं प्रेष्या भवान् भर्ता साधु राज्यं प्रशाधि नः। भक्ष्यं भोज्यं च पेयं च लेह्यं चैतदुपस्थितम् ॥
અમે તો આપના દાસ છિયે. આપ અમારા સ્વામી છો. અમારા રાજ્યનું આપ શાસન કરો. અને ભક્ષ્ય, ભોજ્ય, પેય અને લેહ્ય પદાથો આ ઉપસ્થિત છે. (૩૯)

गुहमेवं ब्रुवाणं तु राघवः प्रत्युवाच ह । अर्चिताश्चैव हृष्टाश्च भवता सर्वदा वयम् ॥४०॥
આ પ્રમાણે બોલનારા ગુહને રામે કહ્યું કે તમે અમારો સારી રીતે સત્કાર કર્યો છે તેથી અમે પ્રસન્ન છિયે. (૪૦)

पद्भ्यामभिगमाच्चैव स्नेहसंदर्शनेन च । भुजाभ्यां साधुवृत्ताभ्यां पीडयन् वाक्यमब्रवीत् ॥४१॥
પગે આવવાથી અને પ્રેમ દેખાડવાથી, પવિત્ર ભુજાવો વડે ગુહને છાતિયે લગાડી રામ બોલ્યા.

यत् त्विदं भवता किंचित् प्रीत्या समुपकल्पितम् । सर्वं तदनुजानामि नहि वर्ते प्रतिग्रहे ॥४२॥
તમે જે કંયી મારે માટે સામગ્રી લયી આવ્યા છો તે બધાને હું મારું જ માનું છું પણ એનો હું સ્વીકાર નહિ કરું. (૪૨)

कुशचीराजिनधरं फलमूलाशनं च माम् । विद्धि प्रणिहितं धर्मे तापसं वनगोचरम् ॥४३॥
તપસ્વિયોની જેમ કુશ, ચીર, અને મૃગચર્મ ધારણ કરવાનો અને ફળમૂળ ખાવાનો મારો ધર્મ છે. (૪૩)

अश्वानां खादनेनाहमर्थी नान्येन केनचित् । एतावतात्र भवता भविष्यामि सुपूजितः ॥४४॥
મારા અશ્વોને ખાવાપીવા માટે કશુંક લયી આવો એટલું જ હું ઇચ્છું છું. આટલાથી જ મારી પૂજા પૂરી થયી જશે. (૪૪)

एते हि दयिता राज्ञः पितुर्दशरथस्य मे । एतैः सुविहितैरश्वैर्भविष्याम्यहमर्चितः ॥४५॥
આ અશ્વો મારા પિતા મહારાજ દશરથના પ્રિય છે. આ અશ્વોની સેવાથી જ મારી સેવા હું માની લયીશ. (૪૫)

अश्वानां प्रतिपानं च खादनं चैव सोऽन्वशात् । गुहस्तत्रैव पुरुषांस्त्वरितं दीयतामिति ॥४६॥
શીઘ્ર ઘોડાવોને ખાવપીવા માટે લયી આવા ગુહે પોતાના માણસોને આજ્ઞા કરી (૪૬)

ततश्चीरोत्तरासङ्गः सन्ध्यामन्वास्य पश्चिमाम् । जलमेवाददे भोज्यं लक्ष्मणेनाहृतं स्वयम् ॥४७॥
ત્યાર પછી ઉત્તરીય વસ્ત્ર ધારણ કરી સાયંકાળે સંધ્યાવંદન કરીને લક્ષ્મણે લયી આવેલ જળનો જ ભોજ્ય રૂપે રામે સ્વીકાર કર્યો. (૪૭)

तस्य भूमौ शयानस्य पादौ प्रक्षाल्य लक्ष्मणः । सभार्यस्य ततोऽभ्येत्य तस्थौ वृक्षमुपाश्रितः ॥
ભૂમિ ઉપર સૂતેલા રામના અને સીતાજીનાં પાદ-પ્રક્ષાલન કરીને લક્ષ્મણ ફરી તે વૃક્ષ નીચે બેઠા. (૪૮)

गुहोऽपि सह सूतेन सौमित्रिमनुभाषयन् । अन्वजाग्रत् ततो राममप्रमत्तो धनुर्धरः ॥४९॥
ગુહ પણ સુમંત્ર અને લક્ષ્મણની સાથે વાતો કરતાં અને હાથમાં ધનુષ્-બાણ લયીને સાવધ થયીને ત્યાં જાગતા બેઠા. (૪૯)

तथा शयानस्य ततो यशस्विनो मनस्विनो दाशरथेर्महात्मनः ।
अदृष्टदुःखस्य सुखोचितस्य सा तदा व्यतीता सुचिरेण शर्वरी ॥५०॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे सप्तचत्वारिंशः सर्गः ॥४७॥

આ પ્રકારે યશસ્વી અને મનસ્વી તથા જેમણે કદી દુઃખનો અનુભવ કર્યો ન હતો અને જેવો સુખના જ અભ્યાસી હતા, એવા રામ ભૂમિપર સૂયી ગયા અને રાત્રિ વીતી ગયી (૫૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તચત્વારિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टचत्वारिंशः सर्गः

तं जाग्रतमदम्भेन भ्रातुरर्थाय लक्ष्मणम् । गुहः सन्तापसन्तप्तो राघवं वाक्यमब्रवीत् ॥१॥
ભાયીની સેવા માટે શુદ્ધભાવથી જાગતા લક્ષ્મણને દુઃખથી પીડાતા ગુહે કહ્યું. (૧)

इयं तात सुखा शय्या त्वदर्थमुपकल्पिता । प्रत्याश्वसिहि साध्वस्यां राजपुत्र यथासुखम् ॥२॥
હે તાત, આ સારી પથારી તમારા માટે બનાવી છે. હે રાજપુત્ર આના ઉપર વિશ્રામ કરો. (૨)

उचितोऽयं जनः सर्वः क्लेशानां त्वं सुखोचितः । गुप्त्यर्थं जागरिष्यामः काकुत्स्थस्य वयं निशाम्
આ સેવક (હું) સર્વ ક્લેશોને પાત્ર છે. લક્ષ્મણ, રામની રક્ષા માટે અમે આખી રાત જાગિશું. (૩)

नहि रामात् प्रियतमो ममास्ते भुवि कश्चन । ब्रवीम्येव च ते सत्यं सत्येनैव च ते शपे ॥४॥
રામ કરતાં આ જગત્માં મને કોયી પણ વધારે પ્રિય નથી. હું તમને સત્યનો શપથ કરીને સાચું જ કહું છું. (૪)

अस्य प्रसादादाशंसे लोकेऽस्मिन् सुमहद् यशः । धर्मावाप्तिं च विपुलामर्थकामौ च पुष्कलौ ॥५॥
એમની કૃપાથી આ જગત્માં મોટી કીર્તિની, ધર્મપ્રાપ્તિની અને પુષ્કળ ધન અને કામની ઇચ્છા રાખું છું. (૫)

सोऽहं प्रियसखं रामं शयानं सह सीतया । रक्षिष्यामि धनुष्पाणिः सर्वथा ज्ञातिभिः सह ॥६॥
તેથી હું મારા પ્રિયમિત્ર સૂતેલા રામની અને સીતાજીની રક્ષા, મારી જ્ઞાતિના લોકો સાથે ધનુષ્ બાણ લયીને કરીશ. (૬)

न मेऽस्त्यविदितं किंचिद् वनेऽस्मिंश्चरतः सदा । चतुरङ्गं ह्यतिबलं सुमहत् संतरेमहि ॥७॥
આ જંગલમાં અમે સદા ફરિયે છિયે. તેથી કશું અજાણ્યું નથી. મોટી ચતુરંગિણી સેના આવે તેને પણ અમે જીતી શકિશું. (૭)

लक्ष्मणस्तु तदोवाच रक्ष्यमाणास्त्वयानघ । नात्र भीता वयं सर्वे धर्ममेवानुपश्यता ॥८॥
પછી લક્ષ્મણ બોલ્યા, હે નિર્દોષ મિત્ર, ધર્મનો જ વિચાર કરનારા, તમારાથી રક્ષાયેલા અમે અહિં ભય પામતા નથી. (૮)

कथं दाशरथौ भूमौ शयाने सह सीतया । शक्या निद्रा मया लब्धुं जीवितं वा सुखानि वा ॥९॥
જ્યારે રામજી સીતાજીની સાથે પૃથ્વી ઉપર ઊંઘી રહ્યા હોય ત્યારે હું કયી રીતે ઊંઘી શકું ? સુંદર ભોજન કે સુખ પણ કયી રીતે ગ્રહણ કરી શકું. (૯)

यो न देवासुरैः सर्वैः शक्यः प्रसहितुं युधि । तं पश्य सुखसंसुप्तं तृणेषु सह सीतया ॥१०॥
જે રામને દેવો કે અસુરો યુદ્ધમાં જીતી શકતા નથી, તેમને સીતા સાથે ભૂમિ ઉપર સુખથી સૂતેલા જુવો. (૧૦)

यो मन्त्रतपसा लब्धो विविधैश्च पराक्रमैः । एको दशरथस्यैष पुत्रः सदृशलक्षणः ॥११॥
મંત્ર, તપસ્યા અને વિવિધ ઉપાયો વડે પિતા દશરથને સુંદર લક્ષણોવાળા આ વિદ્વાન્ પુત્ર મળ્યા છે. (૧૧)

अस्मिन् प्रव्रजिते राजा न चिरं वर्तयिष्यति । विधवा मेदिनी नूनं क्षिप्रमेव भविष्यति ॥१२॥
આ જ્યારે જંગલમાં આવી ગયા છે ત્યારે મહારાજ લાંબા સમય સુધી જીવી શકશે નહિ. ખરેખર પૃથ્વી શોકથી વિધવા–રાજવિહીન થવાની (૧૨)

विनद्य सुमहानादं श्रमेणोपरताः स्त्रियः । निर्घोषोपरतं तात मन्ये राजनिवेशनम् ॥१३॥
હે તાત, હું ધારું છું કે મોટા શબ્દોથી રડી રડીને થાકેલાં સ્ત્રિયો શાંત થયાં હશે. રાજ–મહેલમાં પણ શબ્દો બંધ થયો હશે. (૧૩)

कौसल्या चैव राजा च तथैव जननी मम । नाशंसे यदि जीवन्ति सर्वे ते शर्वरीमिमाम् ॥१४॥
શ્રીદશરથ મહારાજ, શ્રી કૌસલ્યાજિ, તેમજ મારી માં, હું નથી માનતો કે આજની રાત સુધી પણ જીવતાં રહે (૧૪)

जीवेदपि हि मे माता शत्रुघ्नस्यान्ववेक्षया । तद् दुःखं यदि कौसल्या वीरसूर्विनशिष्यति ॥१५
શત્રુઘ્નને લીધે કદાચ મારી માતા જીવે પણ ખરી, પણ દુઃખને લીધે વીરપુત્રવાળી કૌસલ્યાજી તો મૃત્યુ જ પામશે. (૧૫)

अनुरक्तजनाकीर्णा सुखलोकप्रियावहा । राजव्यसनसंसृष्टा सा पुरी विनशिष्यति ॥१६॥
પ્રેમાળ જનોથી ભરેલી, સુખ અને પ્રેમને ધારણ કરનારી તે અયોધ્યા નગરી રાજાના દુઃખથી નાશ પામશે. (૧૬)

कथं पुत्रं महात्मानं ज्येष्ठपुत्रमपश्यतः। शरीरं धारयिष्यन्ति प्राणा राज्ञो महात्मनः ॥१७॥
સૌથી મોટા અને મહાત્મા રામને જોયા વિના મહાત્મા રાજાના પ્રાણ શરીરમાં કેવી રીતે રહેશે ? (૧૭)

विनष्टे नृपतौ पश्चात् कौसल्या विनशिष्यति । अनन्तरं च मातापि मम नाशमुपैष्यति ॥१८॥
જો મહારાજ મરણ પામશે તો કૌસલ્યાજી પણ જીવશે નહિ. ત્યારે પછી તો મારી માતા પણ પ્રાણોનો ત્યાગ કરશે. (૧૮)

अतिक्रान्तमतिक्रान्तमनवाप्य मनोरथम् । राज्ये राममनिक्षिप्य पिता मे विनशिष्यति ॥१९॥
રામનો રાજ્યાભિષેક હું નથી કરી શકયો, મારો મનોરથ મને પ્રાપ્ત નથી થયો. એમ કહીને રામને રાજ્ય ઉપર બેસાડયા વિના જ મારા પિતાજી નાશ પામશે. (૧૯)

सिद्धार्थाः पितरं वृत्तं तस्मिन् काले ह्युपस्थिते । प्रेतकार्येषु सर्वेषु संस्करिष्यन्ति राघवम् ॥२०॥
પિતાજી જ્યારે શરીર ત્યજશે તે સમયે જે લોકો તેમની અન્તિમ ક્રિયા કરશે તેવો ધન્ય હશે (૨૦)

रम्यचत्वरसंस्थानां संविभक्तमहापथाम् । हर्म्यप्रासादसम्पन्नां गणिकावरशोभिताम् ॥२१॥
रथाश्वगजसम्बाधां तूर्यनादनिनादिताम् । सर्वकल्याणसम्पूर्णां हृष्टपुष्टजनाकुलाम् ॥२२॥
आरामोद्यानसम्पन्नां समाजोत्सवशालिनीम् । सुखिता विचरिष्यन्ति राजधान्यां पितुर्मम ॥२३
સુંદર ચોતરાવોવાળી, ભિન્ન ભિન્ન દિશાવોમાં જનારાં રાજમાર્ગોવાળી, મહેલો અને અટારિયોથી ભરેલી, ગણિકાવોથી શોભતી, રથ, અશ્વ, હાથિયોથી ભરેલી, જાત જાતના નાદોથી નિનાદિત, સર્વ કલ્યાણવાળી વસ્તુવોથી પરિપૂર્ણ, હૃષ્ટ, પુષ્ટ માણસોથી ભરપૂર, નાના મોટા બાગબગીચાવોથી ભરપૂર, ઉત્સવોવાળી, આવી મારા પિતાની રાજધાનીમાં, ભાગ્યશાળી લોકો વિચરશે (૨૧-૨૩),

अपि जीवेद् दशरथो वनवासात् पुनर्वयम् । प्रत्यागम्य महात्मानमपि पश्याम सुव्रतम् ॥२४॥
જો મહારાજ દશરથ જીવતા હશે, તો વનવાસથી પાછાં આવીને અમે પણ તે સત્યસંકલ્પવાળા મારા પિતાનાં દર્શન કરીશું. (૨૪)

अपि सत्यप्रतिज्ञेन सार्धं कुशलिना वयम् । निवृत्ते वनवासेऽस्मिन्नयोध्यां प्रविशेमहि ॥२५॥
વનવાસ પૂરો થશે ત્યારે શ્રીરામની સાથે અમે પણ અયોધ્યામાં પ્રવેશ કરિંશું. (૨૫)

परिदेवयमानस्य दुःखार्तस्य महात्मनः । तिष्ठतो राजपुत्रस्य शर्वरी सात्यवर्तत ॥२६॥
આ રીતે દુઃખથી પીડાતા, અને વિલાપ કરતા બેઠેલા રાજપુત્ર લક્ષ્મણની તે રાત પૂરી થયી ગયી. (૨૬)

तथा हि सत्यं ब्रुवति प्रजाहिते नरेन्द्रसूनौ गुरुसौहृदाद् गुहः।
मुमोच बाष्पं व्यसनाभिपीडितो ज्वरातुरो नाग इव व्यथातुरः ॥२७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टचत्वारिंशः सर्गः समाप्तः ॥४८॥

શ્રીલક્ષ્મણ જ્યારે આ રીતે બોલી રહ્યા હતા ત્યારે મિત્રતાને કારણે દુઃખથી પીડિત થયીને જ્વર અને પીડાથી પીડાતા હાથીની પેઠે તે ગુહ પણ આંસુ સારવા લાગ્યા. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोनपञ्चाशः सर्गः

प्रभातायां तु शर्वर्यां पृथुवक्षा महायशाः। उवाच रामः सौमित्रिं लक्ष्मणं शुभलक्षणम् ॥१॥

રાત વ્યતીત થયી ગયી ત્યારે મહાયશસ્વી રામે સુંદર લક્ષણો વાળા લક્ષ્મણને કહ્યું. (૧)

भास्करोदयकालोऽसौ गता भगवती निशा। असौ सुकृष्णो विहगः कोकिलस्तात कूजति ॥२॥

ભાયી, આ સૂર્યોદયનો સમય છે. રાત આખી વીતી ગયી. આ કાલી કોયલ કૂજી રહી છે. (૨)

बर्हिणानां च निर्घोषः श्रूयते नदतां वने। तराम जाह्नवीं सौम्य शीघ्रगां सागरङ्गमाम् ॥३॥

જંગલમાં મયૂરોનો શબ્દ સંભળાય છે. હવે વેગથી સમુદ્ર ઓર વહેતી ગંગાને અમે પાર કરિયે. (૩)

विज्ञाय रामस्य वचः सौमित्रिर्मित्रनन्दनः। गुहमामन्त्र्य सूतं च सोऽतिष्ठद् भ्रातुरग्रतः ॥४॥

રામની આજ્ઞા સાંભળીને મિત્રનન્દન લક્ષ્મણ ગુહ અને સૂત સુમંત્ર સાથે વિચાર કરીને ભાયીની આગળ ઊભા રહ્યા. (૪)

स तु रामस्य वचनं निशम्य प्रतिगृह्य च। स्थपतिस्तूर्णमाहूय सचिवानिदमब्रवीत् ॥५॥

તે ગુહે શ્રીરામની વાત સાંભળી અને સ્વીકૃત કરીને, મંત્રિયોને બોલાવીને કહ્યું કે ... (૫)

अस्य वाहनसंयुक्तां कर्णग्राहवतीं शुभाम्। सुप्रतारां दृढां तीर्थे शीघ्रं नावमुपाहर ॥६॥

જેમાં બધાં સાધનો સારાં હોય, સારી રીતે તે પેલે પાર લયી જવાય, આવી દૃઢ નાવ શીઘ્ર કાંઠે લયી આવો. (૬)

तं निशम्य गुहादेशं गुहामात्यो गतो महान्। उपोह्य रुचिरां नावं गुहाय प्रत्यवेदयत् ॥७॥

ગુહની આજ્ઞા માનીને તેમના મહામંત્રિયે એક સુંદર હોડી મંગાવીને ગુહને સમાચાર આપ્યા. (૭)

ततः स प्राञ्जलिर्भूत्वा गुहो राघवमब्रवीत्। उपस्थितेयं नौर्देव भूयः किं करवाणि ते ॥८॥

પછી ગુહે હાથ જોડીને રામજીને કહ્યું કે––મહારાજ આ નાવ આવી ગયી છે. આજ્ઞા કરો. બીજું શું કરું ? (૮)

तवामरसुतप्रख्य तर्तुं सागरगामिनीम्। नौरियं पुरुषव्याघ्र शीघ्रमारोह सुव्रत ॥९॥

દેવપુત્ર સમાન સુશોભિત ભગવન્, ગંગાને પાર કરવા આ સુંદર અને મોટી તથા દૃઢ હોડી તમારા માટે ઉપસ્થિત છે. આપ શીઘ્ર આમાં ચડો. (૯)

अथोवाच महातेजा रामो गुहमिदं वचः । कृतकामोऽस्मि भवता शीघ्रमारोप्यतामिति ॥१०॥
ત્યારે મહાતેજસ્વી રામે ગુહને કહ્યું, તમારા લીધે મારી ઇચ્છા પૂરી થયી છે. હવે શીઘ્ર ચઢાવો.

ततः कलापान् संनह्य खड्गौ बद्ध्वा च धन्विनौ । जग्मतुर्येन तां गङ्गां सीतया सह राघवौ ॥११॥
પછી કવચ ધારણ કરી, તલવાર બાંધી, ધનુષ્ ધારણ કરી, બન્ને ભાયિયો અને સીતાજી ત્યાંથી હોડીમાં જ્યાં ચડાતું હતું તે દિશામાં ગયાં (૧૧)

राममेवं तु धर्मज्ञमुपागत्य विनीतवत् । किमहं करवाणीति सूतः प्राञ्जलिरब्रवीत् ॥१२॥
ધર્મજ્ઞ રામની પાસે આવીને વિનયથી હાથ જોડીને સાથે સૂત સુમંત્રે પૂછ્યું મહારાજ મારે શું કરવું જોયિયે ? (૧૨)

ततोऽब्रवीद् दाशरथिः सुमन्त्रं स्पृशन् करेणोत्तमदक्षिणेन ।
सुमन्त्र शीघ्रं पुनरेव याहि राज्ञः सकाशे भव चाप्रमत्तः ॥१३॥

ભગવાન્ રામે સુમંત્રજીને જમણા હાથ વડે સ્પર્શ કરીને કહ્યું, તમે શીઘ્ર રાજાની પાસે જાવો અને સાવધ રહેજો. (૧૩)

निवर्तस्वेत्युवाचैनमेतावद्धि कृतं मम । रथं विहाय पद्भ्यां तु गमिष्यामो महावनम् ॥१४॥
હવે તમે જાવ. અહીં સુધી તમે રથ ઉપર અમને બેસાડીને લયી આવ્યા. આ જ બસ છે. હવે તો રથ મૂકીને અમે પગથી જ મહાવનમાં પ્રવેશ કરિશું. (૧૪)

आत्मानं त्वभ्यनुज्ञातमवेक्ष्यार्तः स सारथिः । सुमन्त्रः पुरुषव्याघ्रमैक्ष्वाकमिदमब्रवीत् ॥१५॥
રામથી આ રીતે આજ્ઞા પામેલ સુમંત્રજિયે દુઃખી થયીને શ્રીરામજીને કહ્યું. (૧૫)

नातिक्रान्तमिदं लोके पुरुषेणेह केनचित् । तव सभ्रातृभार्यस्य वासः प्राकृतवद् वने ॥१६॥
આ જગત્માં કોયીયે ભાગ્યનું ઉલ્લંઘન કર્યું નથી. તે ભાગ્યને લીધે જ સામાન્ય માણસની પેઠે તમને આ વનવાસ મળ્યો છે. (૧૬)

न मन्ये ब्रह्मचर्ये वा स्वधीते वा फलोदयः । मार्दवार्जवयोर्वापि त्वां चेद् व्यसनमागतम् ॥१७॥
તમારા જેવાને પણ જો આવું દુઃખ આવી પડ્યું તો હું માનું છું કે બ્રહ્મચર્ય, વેદાધ્યયન, માર્દવ=કોમલળતા એટલે દયાળુના અને આર્જવ એટલે કુટિલતાનો અભાવ આદિ નિષ્ફળ જ છે.

सह राघव वैदेह्या भ्रात्रा चैव वने वसन् । त्वं गतिं प्राप्स्यसे वीर त्रींल्लोकांस्तु जयन्निव ॥१८॥
હે રાઘવ, જાનકી અને લક્ષ્મણની સાથે વનવાસ કરતા તમે ત્રણે લોકોનો વિજય કરનારની પેઠે સત્યના ઉત્કર્ષને પામશો. (૧૮)

वयं खलु हता राम ये त्वया ह्युपवञ्चिताः । कैकेय्या वशमेष्यामः पापाया दुःखभागिनः ॥१९॥
હે રામ, તમે અમને છોડી આવ્યા આ ભારે દુઃખ છે. હવે તો પાપિની કૈકેયીના વશમાં જ અમારે રહેવું પડશે. (૧૯)

इति ब्रुवन्नात्मसमं सुमन्त्रः सारथिस्तदा । दृष्ट्वा दूरगतं रामं दुःखार्तो रुरुदे चिरम् ॥२०॥
સુમંત્રજી તો પોતાને છાજે આવી રીતે બોલતા જ રહ્યા અને રામજી દૂર ચાલ્યા ગયા. આમ જોયીને દુઃખથી પીડાતા તેવો ઘણા સમય સુધી ત્યાં રડતા રહ્યા. (૨૦)

ततस्तु विगते बाष्पे सूतं स्पृष्टोदकं शुचि । रामस्तु मधुरं वाक्यं पुनः पुनरुवाच तम् ॥२१॥
સુમંત્રજીની આંખો સૂકી થયી અને તેમણે આચમન કર્યું ત્યારે રામજી ફરી તેમને મધુર વાણીથી બોલ્યા. (૨૧)

इक्ष्वाकूणां त्वया तुल्यं सुहृदं नोपलक्षये । यथा दशरथो राजा मां न शोचेत् तथा कुरु ॥२२॥
ઇક્ષ્વાકુવંશનો તમારા જેવો કોયી સુહૃત્ મારા જોવામાં આવતો નથી. તેથી તમે તેમ કરશો જેથી રાજા મારામાટે શોક કરે નહિ. (૨૨)

शोकोपहतचेताश्च वृद्धश्च जगतीपतिः । कामभारावसन्नश्च तस्मादेतद् ब्रवीमि ते ॥२३॥
રાજા એક તો વૃદ્ધ છે, પછી શોકાતુર છે અને કૈકેયીની ઇચ્છાપ્રમાણે ભરતને રાજગાદી સોંપવાના ભારથી દબાયેલા છે, તેથી હું તમને આમ કહું છું. (૨૩)

यद् यथा ज्ञापयेत् किंचित् स महात्मा महीपतिः । कैकेय्याः प्रियकामार्थं कार्यं तदभिकाङ्क्षया ॥
મહાત્મા રાજા, જે કંયી કરવા માટે કહે, તે બધું કૈકેયીને પ્રિય લગાડવા માટે તમારે આદર સાથે કરવું ઘટે. (૨૪)

एतदर्थं हि राज्यानि प्रशासति नराधिपाः । यदेषां सर्वकृत्येषु मनो न प्रतिहन्यते ॥२५॥
રાજાવો રાજ્ય આના માટે જ કરે છે કે જેથી તેવો જે સત્ કૃત્ય કરવા ઇચ્છે તેમાં કોયી વિઘ્ન નાખે નહિ. (૨૫)

यद् यथा स महाराजो नालीकमधिगच्छति । न च ताम्यति शोकेन सुमन्त्र कुरु तत् तथा ॥
જે રીતે રાજાને કશું અપ્રિય ન લાગે અને શોકથી દુઃખી થાય નહિ, હે સુમંત્ર તમારે તે રીતે જ કરવું જોયિયે. (૨૬)

अदृष्टदुःखं राजानं वृद्धमार्यं जितेन्द्रियम् । ब्रूयास्त्वमभिवाद्यैव मम हेतोरिदं वचः ॥२७॥
જેમણે કદી દુઃખ જોયું નથી, જે વૃદ્ધ છે, જિતેન્દ્રિય છે, આવા મારા પિતાશ્રીને મારા પ્રણામ કહીને મારા માટે આ વાત કહેશો.... (૨૭)

न चाहमनुशोचामि लक्ष्मणो न च शोचति । अयोध्यायाश्च्युताश्चेति वने वत्स्यामहेति वा ॥
અયોધ્યાથી અલગ થયીને અમે વનમાં રહીશું, આના માટે નથી શોક કરતો હું, કે નથી ચિંતા કરતો લક્ષ્મણ. (૨૮)

चतुर्दशसु वर्षेषु निवृत्तेषु पुनः पुनः । लक्ष्मणं मां च सीतां च द्रक्ष्यसे शीघ्रमागतान् ॥२९॥
ચૌદ વર્ષ જ્યારે વીતી જશે ત્યારે તમે મને, સીતાને અને લક્ષ્મણને ફરીથી અયોધ્યામાં આવેલાં જોશો. (૨૯)

एवमुक्त्वा तु राजानं मातरं च सुमन्त्र मे । अन्याश्च देवीः सहिताः कैकेयीं च पुनः पुनः ॥३०॥
રાજાને આમ કહીને મારી માતાને તેમજ બીજી રાણિયોને અને વિશેષ કરીને કૈકેયીને પણ આ જ વાત ફરી ફરીથી કહેશો (૩૦)

आरोग्यं ब्रूहि कौसल्यामथ पादाभिवन्दनम् । सीताया मम चार्यस्य वचनाल्लक्ष्मणस्य च ॥३१॥
અમારા કુશળ સમાચાર તેમજ અમારા બધાંના કાસલ્યા માતાને વંદન કહેશો. (૩૧)

ब्रूयाश्चापि महाराजं भरतं क्षिप्रमानय । आगतश्चापि भरतः स्थाप्य नृपमते पदे ॥३२॥
અને મહારાજને કહેશો કે ભરતને શીઘ્ર બોલાવી લે અને જ્યારે તેવો આવી જાય, તરત જ રાજગાદી પર તેમને બેસાડી દેજો. (૩૨)

भरतं च परिष्वज्य यौवराज्येऽभिषेच्य च । अस्मत्संतापजं दुःखं न त्वामभिभविष्यति ॥३३॥
પિતાજીને કહેશો કે ભરતને યુવરાજપદે અભિષિકત કરી દેશો. તો અમારા વિયોગનું દુઃખ તમને બહુ જણાશે નહિ. (૩૩)

भरतश्चापि वक्तव्यो यथा राजनि वर्तसे । तथा मातृषु वर्तेथाः सर्वास्वेवाविशेषतः ॥३४॥
અને ભરતને પણ કહેશો કે તેવો જે રીતે મહારાજ સાથે આદરપૂર્ણ વ્યવહાર કરે તેજ રીતે બધીય માતાવો સાથે પણ વ્યવહાર કરે. (૩૪)

यथा च तव कैकेयी सुमित्रा चाविशेषतः । तथैव देवी कौसल्या मम माता विशेषतः ॥३५॥
અને કહેશો કે જે રીતે કૈકેયી તેમની માતા છે. સુમિત્રાને પણ અને વિશેષરૂપે મારી માતા કૌસલ્યાને પણ તેવી જ રીતે જુવો. (૩૫)

तातस्य प्रियकामेन यौवराज्यमवेक्षता । लोकयोरुभयोः शक्यं नित्यदा सुखमेधितुम् ॥३६॥
પિતાની ઇચ્છાપ્રમાણે વર્તશો. તેમ જ યૌવરાજ્યનું સારી રીતે પાલન કરશો. તો આ લોકમાં અને પરલોકમાં પણ સુખી રહેશે. ૩૬.

निवर्त्यमानो रामेण सुमन्त्रः प्रतिबोधितः । तत्सर्वं वचनं श्रुत्वा स्नेहात् काकुत्स्थमब्रवीत् ॥३७॥
આ રીતે સમજાવીને સુમન્ત્રને જ્યારે રામજી પાછા મોકલી રહયા હતા, ત્યારે તેમની આ બધી વાતો સાંભળી પ્રેમથી તેવો બોલ્યા, (૩૭)

यदहं नोपचारेण ब्रूयां स्नेहादविक्लवम् । भक्तिमानिति तत् तावद् वाक्यं त्वं क्षन्तुमर्हसि ॥३८॥
હું બનાવટી રીતે નહિ, પણ સ્નેહથી કહું છું. હું ભક્તિમાન્ છું, તેથી તમે મારી વાત સાંભળી મને ક્ષમા આપશો. (૩૮)

कथं हि त्वद्विहीनोऽहं प्रतियास्यामि तां पुरीम् । तव तात वियोगेन पुत्रशोकातुरामिव ॥३९॥
હે રામ, તમારા વિના, પુત્રના વિયોગથી આતુર જેવી તે અયોધ્યામાં, હું કયી રીતે જયીશ. (૩૯)

सराममपि तावन्मे रथं दृष्ट्वा तदा जनः । विना रामं रथं दृष्ट्वा विदीर्येतापि सा पुरी ॥४०॥
તમને રથમાં બેસાડીને હું લાવ્યો હતો, હવે તે રથને તમારા વિના જોયીને અયોધ્યાની તો છાતી ફાટી જશે. (૪૦)

दैन्यं हि नगरी गच्छेद् दृष्ट्वा शून्यमिमं रथम् । सूतावशेषं स्वं सैन्यं हतवीरमिवाहवे ॥४१॥
જેમ રણમાં વીરો હણાયી ગયા હોય અને રથનો સારથિ જ એકલો બચ્યો હોય, તેમ આ રથને તમારા વિના શૂન્ય જોયીને આખી અયોધ્યા દીન બની જશે. (૪૧)

दूरेपि निवसन्तं त्वां मानसेनाग्रतः स्थितम् । चिन्तयन्त्योद्य नूनं त्वां निराहाराः कृताः प्रजाः ॥
ભલે તમે દૂર વાસ કરતા હો. પણ તેવોના મનથી તમે તેમની આગળ ઊભા છો. એમ માનીને રહેલી પ્રજા, હવે તમને ન જોયીને આહારનો ત્યાગ કરશે. (૪૨)

दृष्टं तद् वै त्वया राम यादृशं त्वत्प्रवासने । प्रजानां सङ्कुलं वृत्तं त्वच्छोकक्लान्तचेतसाम् ॥४३॥
હે રામ તમે તો જોયું જ છે કે જ્યારે તમે ત્યાંથી નીકલવા લાગ્યા ત્યારે કેવી રીતે પ્રજા વ્યાકુલ થયી ગયી હતી. (૪૩)

आर्तनादो हि यः पौरैरुन्मुक्तस्त्वत्प्रवासने । सरथं मां निशम्यैव कुर्युः शतगुणं ततः ॥४४॥
અયોધ્યાથી નીકળવાના સમયે નગરવાસિયોયે જે રીતે આર્તનાદ કર્યો હતો તેથી સોગણુ વધારે આર્તનાદ કરશે જ્યારે જોશે કે હું એકલો રથ લયીને ત્યાં આવેલો છું. (૪૪)

अहं किं चापि वक्ष्यामि देवीं तव सुतो मया । नीतोऽसौ मातुलकुलं संतापं मा कृथा इति ॥४५॥
શું હું કૌસલ્યાજીને આમ કહીશ કે હું તમારા પુત્રને મામાને ઘરે મૂકી આવ્યો છું, તમે દુઃખિત થશો નહિ. (૪૫)

असत्यमपि नैवाहं ब्रूयां वचनमीदृशम् । कथमप्रियमेवाहं ब्रूयां सत्यमिदं वचः ॥४६॥
આવું અસત્ય વચન તો હું બોલું નહિ. અને હું રામને જંગલમાં મૂકી આવ્યો, આવું સત્ય વચનને પણ કયી રીતે હું બોલીશ. (૪૬)

मम तावन्नियोगस्थास्त्वद्बन्धुजनवाहिनः । कथं रथं त्वया हीनं प्रवाह्यन्ति हयोत्तमाः ॥४७॥
આ જે રથ છે અને રથના ઘોડા છે તે તો તમારા જ સગા સંબંધિયોને લયી જનારા છે. ત્યારે આ ઘોડાવો તમારા વિના રથને કયી રીતે ખેંચશે ? (૪૭)

तन्न शक्ष्याम्यहं गन्तुमयोध्यां त्वदृतेऽनघ । वनवासानुयानाय मामनुज्ञातुमर्हसि ॥४८॥
માટે તમારા વિના હું એકલો અયોધ્યા જયી શકીશ નહિ. તેથી તમે મને પણ વનવાસમાં સાથે ચાલવા જ આજ્ઞા આપો. (૪૮)

यदि मे याचमानस्य त्यागमेव करिष्यसि । सरथोऽग्निं प्रवेक्ष्यामि त्यक्तमात्र इह त्वया ॥४९॥
જો તમે મારો ત્યાગ જ કરશો તો તમે જયારે મને ત્યજીને આગળ જશો કે તરત જ હું રથની સાથે જ અગ્નિમાં બળી મરીશ. (૪૯)

भविष्यन्ति वने यानि तपोविघ्नकराणि ते । रथेन प्रतिबाधिष्ये तानि सर्वाणि राघव ॥५०॥
અને જો મને સાથે લયી ચાલશો તો જંગલમાં જે કોયી તમારાં તપમાં વિઘ્ન કરનારા હશે બધાયને હું આ રથ ઉપર ચડીને શાંત કરીશ. (૫૦)

त्वत्कृतेन मया प्राप्तं रथचर्याकृतं सुखम् । आशंसे त्वत्कृतेनाहं वनवासकृतं सुखम् ॥५१॥
હું તો રાજમંત્રી છું. તમારા કારણે જ સારથિ બન્યો છું. ત્યારે આવી પણ હું આશા રાખું છું કે તમારે લીધે જ મને વનવાસનું સુખ પણ મળશે. (૫૧)

प्रसीदेच्छामि तेऽरण्ये भवितुं प्रत्यनन्तरः । प्रीत्याभिहितमिच्छामि भव मे प्रत्यनन्तरः ॥५२॥
તમે પ્રસન્ન થાવ. હું વનવાસમાં તમારો સાથી બનવા ઇચ્છું છું. હું ઇચ્છું છું કે તમે પ્રેમથી મને કહી દો કે "સારું" તું મારી સાથે ચાલ. (૫૨)

इमेपि च हया वीर यदि ते वनवासिनः । परिचर्यां करिष्यन्ति प्राप्स्यन्ति परमां गतिम् ॥५३॥
અને હે વીર, જો આ ઘોડાવો પણ વનમાં તમારી કયી સેવા કરશે તો તેમને તમારી સેવાનું ફળ 'પરમ ગતિ" મળશે. (૫૩)

तव शुश्रूषणं मूर्ध्ना करिष्यामि वने वसन् । अयोध्यां देवलोकं वा सर्वथा प्रजहाम्यहम् ॥५४॥
વનમાં રહીને હું તમારી સેવા કરીશ. અયોધ્યા અને સ્વર્ગલોકને પણ, હું ત્યારે ત્યજી દયીશ. (૫૪)

नहि शक्या प्रवेष्टुं सा मयायोध्या त्वया विना । राजधानी महेन्द्रस्य यथा दुष्कृतकर्मणा ॥५५॥
પાપી જેમ સ્વર્ગમાં જયી શકે નહિ, તેમ તમારા વિના તે અયોધ્યામાં હું પ્રવેશ કરી શકું નહિ.

वनवासे क्षयं प्राप्ते ममैष हि मनोरथः । यदनेन रथेनैव त्वां वहेयं पुरीं पुनः ॥५६॥
મારી ઇચ્છા આવી છે કે વનવાસના ચૌદ વર્ષો જ્યારે પૂરાં થયી જશે ત્યારે આ રથથી જ હું તમને અયોધ્યા લયી ચાલીશ. (૫૬)

चतुर्दश हि वर्षाणि सहितस्य त्वया वने । क्षणभूतानि यास्यन्ति शतसङ्ख्यानि चान्यथा ॥५७

તમારી સાથે તો આ ચૌદ વર્ષ ચૌદ ક્ષણની પેઠે પૂરાં થયી જશે, પણ તમારાથી અલગ રહીને તો આ ચાદ સૌ વર્ષો જેવાં લાગશે. (૫૭)

भृत्यवत्सल तिष्ठन्तं भर्तृपुत्रगते पथि । भक्तं भृत्यं स्थितं स्थित्यां न मा त्वं हातुमर्हसि ॥५८॥

પોતાના સ્વામીના પુત્ર જે માર્ગે જાય તે માર્ગમાં જનારા મારા જેવા ભક્તનો તમે ત્યાગ કરો, આ યુક્ત નથી. (૫૮)

एवं बहुविधं दीनं याचमानं पुनः पुनः । रामो भृत्यानुकम्पी तु सुमन्त्रमिदमब्रवीत् ॥५९॥

આ રીતે દીન થયીને ફરી ફરી પ્રાર્થના કરતા સુમન્ત્રને ભૃત્યો ઉપર દયા કરનાર રામ બોલ્યા.

जानामि परमां भक्तिमहं ते भर्तृवत्सल । शृणु चापि यदर्थं त्वां प्रेषयामि पुरीमितः ॥६०॥

ભર્તૃવત્સલ, સ્વામિભક્ત, હું તમારી પરમ ભક્તિને જાણું છું પણ જે કારણે હું તમને અયોધ્યા મોકલું છું તે સાંભળો. (૬૦)

नगरीं त्वां गतं दृष्ट्वा जननी मे यवीयसी । कैकेयी प्रत्ययं गच्छेदिति रामो वनं गतः ॥६१॥

એક તો આ કે તમે જો અયોધ્યા જાવો તો માતા કૈકેયીને વિશ્વાસ થશે કે રામ વનમાં ગયો. (૬૧)

विपरीते तुष्टिहीना वनवासं गते मयि । राजानं नातिशङ्केत मिथ्यावादीति धार्मिकम् ॥६२॥

અને જો તમે નહિ જશો તો હું તો જો કે વનવાસ કરીશ જ, પણ તેમને સંતોષ થશે નહિ. અને ધર્માત્મા રાજાને તેવો મિથ્યાવાદી માનશે. (૬૨)

एष मे प्रथमः कल्पो यदम्बा मे यवीयसी । भरतारक्षितं स्फीतं पुत्रराज्यमवाप्स्यते ॥६३॥

મારા માટે આ મોટી વાત છે કે મારી કૈકેયી માતા, ભરતથી સારી રીતે રક્ષાયેલું અવધરાજ્યને પોતાના પુત્રનું રાજ્ય માનશે. (૬૩)

मम प्रियार्थं राज्ञश्च सुमन्त्र त्वं पुरीं व्रज । संदिष्टश्चापि यानर्थांस्तांस्तान् ब्रूयास्तथा तथा ॥६४॥

માટે હે સુમંત્ર, તમે રાજાના અને મારા પ્રિય માટે અવધ જાવો અને જે જે મેં સંદેશ જે જે રીતે કહયા છે તે તેમને તમે તેજ રીતે કહેશો. (૬૪)

इत्युक्त्वा वचनं सूतं सान्त्वयित्वा पुनः पुनः । गुहं वचनमक्लीबो रामो हेतुमदब्रवीत् ॥६५॥

આ પ્રમાણે સુમંત્રજીને કહીને, સમજાવીને, ધૈર્યવાન્ રામે ગુહને સહેતુક વચન કહ્યું. (૬૫)

नेदानीं गुह योग्योयं वासो मे सजने वने । अवश्यमाश्रमे वासः कर्तव्यस्तद्गतो विधिः ॥

હે ગુહ, જ્યાં લોકો રહેતા હોય ત્યાં મારું રહેવું યુક્ત નથી. અવશ્ય મારે આશ્રમમાં જ રહેવું જોયિયે અને આશ્રમનો વિધિ કરવો જોયિયે. (૬૬)

जटाः कृत्वा गमिष्यामि न्यग्रोधक्षीरमानय । सोहं गृहीत्वा नियमं तपस्विजनभूषणम् ॥६७॥

તેથી હું તપસ્વી ને શોભે આવી જટા બનાવીને જયીશ. તેથી તમે વડનું દૂધ લાવી આપો. (૬૭)

तत्क्षीरं राजपुत्राय गुहः क्षिप्रमुपाहरत् । लक्ष्मणस्यात्मनश्चैव रामस्तेनाकरोज्जटाः ॥६८॥

ગુહ તરતજ વટક્ષીર લયી આવ્યા. રામે તે ક્ષીરથી પોતાની અને લક્ષ્મણની જટા બનાવી. (૬૮)

तौ तदा चीरसम्पन्नौ जटामण्डलधारिणौ । अशोभेतामृषिसमौ भ्रातरौ रामलक्ष्मणौ ॥६९॥

તેવો બન્ને ભાયિયો ત્યારે ચીર અને જટા ધારણ કરીને ઋષિયોની પેઠે શોભિત થયા. (૬૯)

ततस्तं समनुज्ञाप्य गुहमिक्ष्वाकुनन्दनः । जगाम तूर्णमव्यग्रः सभार्यः सहलक्ष्मणः ॥७०॥

ત્યાર પછી રામ ગુહને આજ્ઞા આપીને સીતા અને લક્ષ્મણ સાથે શીઘ્ર ત્યાંથી ચાલ્યા ગયા. (૭૦)

स तु दृष्ट्वा नदीतीरे नावमिक्ष्वाकुनन्दनः । तितीर्षुः शीघ्रगां गङ्गामिदं वचनमब्रवीत् ॥७१॥

શ્રીરામ નદીકાંઠે હોડી ઉપસ્થિત જોયી, શીઘ્રગામિની તે ગંગાને અવિલંબ પાર કરવાની ઈચ્છાવાળા રામે કહ્યું. (૭૧)

आरोह त्वं नरव्याघ्र स्थितां नावमिमां शनैः । सीतां चारोपयान्वक्षं परिगृह्य मनस्विनीम् ॥७२॥

હે લક્ષ્મણ, તમે આ હોડીમાં ચડી જાવ અને સીતાને પણ સારી રીતે ચડાવી લો. (૭૨)

स भ्रातुः शासनं श्रुत्वा सर्वमप्रतिकूलयन् । आरोप्य मैथिलीं पूर्वमारुरोहात्मवांस्ततः ॥७३॥

લક્ષ્મણ, ભાયીની આજ્ઞા સાંભળીને પ્રથમ સીતાજીને હોડીમાં ચડાવીને પોતે તેમાં જ ચડી ગયા.

राघवोपि महातेजा नावमारुह्य तां ततः । ब्रह्मवत्क्षत्रवच्चैव जजाप हितमात्मनः ॥७४॥

મહાતપસ્વી રામે પણ તે નાવમાં ચડીને પોતાના હિત માટે આ બ્રહ્મન્ બ્રાહ્મણો મંત્રનોજપ કર્યો.

आचम्य च यथाशास्त्रं नदीं तां सह सीतया । प्राणमत्प्रतिसंतुष्टो लक्ष्मणश्च महारथः ॥७५॥

પછી મહારથ એવા બન્ને ભાયિયોયે શાસ્ત્રના મર્યાદાપ્રમાણે આચમન કરીને પ્રેમ અને શ્રદ્ધાથી તે નદીને પ્રણામ કર્યા. (૭૫)

ततस्तैश्चालिता नौका कर्णधारसमाहिता । शुभस्फ्यवेगाभिहता शीघ्रं सलिलमत्यगात् ॥७६॥

કર્ણધાર સાવધ થયીને નાવ ચલાવી, અને પતવારના વેગથી તે તરતજ નદીપાર પહોંચી ગયી.

अथाब्रवीन्महाबाहुः सुमित्रानन्दवर्धनम् । भव संरक्षणार्थाय सजने विजनेऽपि वा ॥७७॥

શ્રી રામજીયે ત્યાર લક્ષ્મણજીને કહ્યું માણુસોવાળા અથવા માણુસો વિનાના આ જંગલમાં સીતાની રક્ષા માટે સાવધ થાવ. (૭૭)

अवश्यं रक्षणं कार्यं मद्विधैर्विजने वने । अग्रतो गच्छ सौमित्रे सीता त्वामनुगच्छतु ॥७८॥
पृष्ठतोऽनुगमिष्यामि सीतां त्वां चानुपालयन् । अन्योन्यस्य हि संरक्षा कर्तव्या पुरुषर्षभ ॥७९॥

આ નિર્જન જંગલમાં અમારા જેવાયે અવશ્ય રક્ષા કરવી જોયિયે, તેથી હે લક્ષ્મણ તમે આગળ ચાલો. સીતા બચમાં અને તમારી અને સીતાની દેખભાળ કરતો હું પાછળ ચાલીશ. હે પુરુષશ્રેષ્ઠ, આપણે અન્યોન્યની રક્ષા કરવી જોયિયે. (૭૮-૭૯)

न हि तावदतिक्रान्तासुकरा काचन क्रिया । अद्य दुःखं तु वैदेही वनवासस्य वेत्स्यति ॥८०॥

હજી સુધી તો કંયી કઠણ કામ કરવું પડયું નથી, પણ હવે વૈદેહી વનવાસના દુઃખનો અનુભવ કરશે. (૮૦)

प्रणष्टजनसम्बाधं क्षेत्रारामविवर्जितम् । विषमं च प्रपातं च वनमद्य प्रवेक्ष्यति ॥८१॥

હવે આવા વનમાં પ્રવેશ કરશે કે જ્યાં માણુસો નહિ મળશે. ખેતરો કે બાગ-બગીચા નહિ હશે. નીચી ઊંચી જગ્યા અને ખાડા ખબડા હવે આવશે. (૮૧)

श्रुत्वा रामस्य वचनं प्रतस्थे लक्ष्मणोग्रतः । अनन्तरं च सीताया राघवो रघुनन्दनः ॥८२॥

રામજીનું વચન સાંભળી લક્ષ્મણજી આગળ આગળ ચાલવા માંડયા. ત્યાર પછી સીતાજી અને તેમની પાછળ રામજી ચાલવા લાગ્યા. (૮૨)

स लोकपालप्रतिमप्रभाववाँस्तीर्त्वा महात्मा वरदो महानदीम् ।
ततः समृद्धाञ्शुभसस्यमालिनः क्रमेण वत्सान् मुदितानुपागमत् ॥८३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनपञ्चाशः सर्गः ॥४९॥

લોકપાલોની જેમ પ્રભાવવાળા તે મહાત્મા રામ, મહાનદી ગંગાને પાર કરીને અન્નાદિથી સમૃદ્ધ અને સસ્યપૂર્ણ આવા વત્સ દેશમાં આવી પહોંચ્યા. ગંગા અને યમુનાની વચમાં જે પ્રદેશ તે વત્સ દેશ કહેવાતો હતો. તેનાથી પશ્ચિમ ભાગમાં પાંચાલ દેશ. યમુનાના દક્ષિણ તટે શૂરસેન દેશ. તેનાથી પશ્ચિમ મત્સ્યદેશ. (ગો. ટી.) (૮૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનપંચાશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चाशः सर्गः

*

स तं वृक्षं समासाद्य सन्ध्यामन्वास्य पश्चिमाम् । रामो रमयतां श्रेष्ठ इति होवाच लक्ष्मणम् ॥१॥

શ્રીરામ તે વૃક્ષ પાસે આવીને સંધ્યાવંદન સમાપ્ત કરી લક્ષ્મણને કહ્યું. (૧)

अद्येयं प्रथमा रात्रिर्याता जनपदाद् बहिः । या सुमन्त्रेण रहिता तां नोत्कण्ठितुमर्हसि ॥२॥

જનપદથી બહાર આજે આ પ્રથમ રાત્રિ છે જે સુમંત્ર વિનાની છે. હે લક્ષ્મણ અયોધ્યાંનું સ્મરણ કરીને ઉદ્વિગ્ન થશો નહિ. (૨)

जागर्तव्यमतन्द्रिभ्यामद्यप्रभृति रात्रिषु । योगक्षेमौ हि सीताया वर्तते लक्ष्मणावयोः ॥३॥

હે લક્ષ્મણ, સીતાના યોગ અને ક્ષેમ અમારા બેના ઉપર જ છે માટે આજની રાત્રિ સાવધાન થયીને આપણે રહેવું પડશે. (૩)

रात्रिं कथञ्चिदेवेमां सौमित्रे वर्तयामहे । अपवर्तामहे भूमावास्तीर्य स्वयमर्जितैः ॥४॥

તૃણ, પર્ણ આદિ, પોતે લાવીને ભૂમિ ઉપર પથારી કરીને ગમે તે રીતે, આ રાત્રિને આપણે વ્યતીત કરિશું. (૪)

स तु संविश्य मेदिन्यां महार्हशयनोचितः । इमाः सौमित्रये रामो व्याजहार कथाः शुभाः ॥५॥

બહુમૂલ્ય પથારી ઉપર શયન કરવાના અભ્યાસી રામ, પૃથ્વી ઉપર બેસીને લક્ષ્મણ સાથે સારી સારી વાતો કરવા લાગ્યા. (૫)

ध्रुवमद्य महाराजो दुःखं स्वपिति लक्ष्मण । कृतकामा तु कैकेयी तुष्टा भवितुमर्हति ॥६॥

લક્ષ્મણ, અવશ્ય જ મહારાજ આજે દુઃખ સાથે ઉંઘ્યા હશે. અને કૈકેયીની ઇચ્છા પૂરી થયી તેથી ભલે તે સંતુષ્ટ રહે. (૬)

सा हि देवी महाराजं कैकेयी राज्यकारणात् । अपि न च्यावयेत् प्राणान् दृष्ट्वा भरतमागतम् ॥७॥

ભરતને આવેલા જોયીને, રાજ્યના માટે કૈકેયી રાજાને મારી નાખશે આવી શંકા થાય છે. (૭)

अनाथश्च हि वृद्धश्च मया चैव विना कृतः । किं करिष्यति कामात्मा कैकेय्या वशमागतः ॥८॥

પિતાજી વૃદ્ધ છે. અને મારા વિના તેવો અનાથ છે. કૈકેયીની અધીનતા સ્વીકારનાર તેવો શું કરી શકશે ? (૮)

इदं व्यसनमालोक्य राज्ञश्च मतिविभ्रमम् । काम एवार्थधर्माभ्यां गरीयानिति मे मतिः ॥९॥
મહારાજનો મતિવિભ્રમ અને તેમનું આ દુઃખ જોઈને મારે કહેવું પડે છે કે અર્થ અને ધર્મ કરતાં કામ જ બલવાન્ છે. (૯)

को ह्यविद्वानपि पुमान् प्रमदायाः कृते त्यजेत् । छन्दानुवर्तिनं पुत्रं ततो मामिव लक्ष्मण ॥१०॥
કોયી મૂર્ખ માણુસ પણ સ્ત્રીને પ્રસન્ન કરવા માટે મારા જેવા અનુકૂળ પુત્રને ત્યજી શકે નહિ.

स हि राज्यस्य सर्वस्य सुखमेकं भविष्यति । ताते तु वयसातीते मयि चारण्यमाश्रिते ॥११॥
રાજા વૃદ્ધ છે, હું જંગલમાં છું. તેથી એકલો ભરત જ રાજ્ય અને પ્રજાને સુખી બનાવશે. (૧૧)

अर्थधर्मौ परित्यज्य यः काममनुवर्तते । एवमापद्यते क्षिप्रं राजा दशरथो यथा ॥१२॥
જે અર્થ અને ધર્મનો ત્યાગ કરીને કામની જ પાછળ દોડે છે તે મહારાજ દશરથની પેઠે જ દુઃખી થાય છે. (૧૨)

मन्ये दशरथान्ताय मम प्रव्राजनाय च । कैकेयी सौम्य सम्प्राप्ता राज्याय भरतस्य च ॥१३॥
હે સૌમ્ય લક્ષ્મણ, મને લાગે છે કે મહારાજના મૃત્યુ માટે, મને જંગલમાં મોકલવા માટે અને ભરતને રાજ્ય અપાવવા માટે જ કૈકેયી આવી છે. (૧૩)

अपीदानीं तु कैकेयी सौभाग्यमदमोहिता । कौसल्यां ज सुमित्रां च सा प्रबाधेत मत्कृते ॥१४॥
અને અત્યારે તો કૈકેયી મદથી બેભાન બની છે. તેથી કૌસલ્યા અને સુમિત્રાને પણ મારે લીધે તે પજવશે. (૧૪)

मातास्मत्कारणाद् देवी सुमित्रा दुःखमावसेत् । अयोध्यामित एव त्वं काले प्रविश लक्ष्मण ॥१५॥
મારે લીધે માતા કૌસલ્યા અને સુમિત્રા દુઃખ પામશે તેથી હે લક્ષ્મણ, તમે અહિંથી જ અયોધ્યા પાછા જાવો. (૧૫)

अहमेको गमिष्यामि सीतया सह दण्डकान् । अनाथाया हि नाथस्त्वं कौसल्याया भविष्यसि ॥
સીતા સાથે હું એકલો દંડકારણ્યમાં જયીશ અને તમે અનાથ આવી મારી માતા કૌસલ્યાના નાથ=સહાયક બનશો. (૧૬)

क्षुद्रकर्मा हि कैकेयी द्वेषादन्यायमाचरेत् । परिदद्याद्धि धर्मज्ञ गरं ते मम मातरम् ॥१७॥
અને કૈકેયી તો ઘણી ક્ષુદ્ર છે, તે અન્યાય કરી શકે છે અને મારી માતા કૌસલ્યાને હે ધર્મજ્ઞ, વિષ કદાચ આપી દે. (૧૭)

नूनं जात्यन्तरे तात स्त्रियः पुत्रैर्वियोजिताः । जनन्या मम सौमित्रे तदद्यैतदुपस्थितम् ॥१८॥
કદાચ, બીજા જન્મમાં કૌસલ્યાયે કોયી સ્ત્રીને પુત્રથી અલગ કર્યો હશે તેથી તેમની આગળ આજે આ ફળ આવી પડ્યું છે. (૧૮)

मया हि चिरपुष्टेन दुःखसंवर्धितेन च । विप्रयुज्यत कौसल्या फलकाले धिगस्तु माम् ॥१९॥
કૌસલ્યાયે ઘણા સમય સુધી મારું પોષણ કર્યું છે. દુઃખથી મને ઉછેર્યો છે. અને જ્યારે સેવાનો સમય આવ્યો ત્યારે હું તેમનાથી અલગ થયો. મને ધિક્કાર છે. (૧૯)

मा स्म सीमन्तिनी काचिज्जनयेत् पुत्रमीदृशम् । सौमित्रे योऽहमम्बाया दद्मि शोकमनन्तकम् ॥
હે લક્ષ્મણ, કોયી પણ સૌભાગ્યવતી સ્ત્રી મારા જેવો પુત્ર ઉત્પન્ન ન કરે, કે જે હું માતાને આ રીતે અનન્ત શોક આપી રહ્યો છું. (૨૦)

शोचन्त्याश्चाल्पभाग्याया न किञ्चिदुपकुर्वता । पुत्रेण किमपुत्राया मया कार्यमरिन्दम ॥२१॥

ભાગ્યહીન કૌસલ્યા શોક કરતા હશે અને હું તેમની અત્યારે કોઈ પણ સેવા કરી શકતો નથી. આવા પુત્રથી હે શત્રુઘ્ન, તેમને શો લાભ? (૨૧)

अल्पभाग्या हि मे माता कौसल्या रहिता मया । शेते परमदुःखार्ता पतिता शोकसागरे ॥२२॥

મારા વિના અલ્પભાગ્યશાલિની મારી માતા, શોકસાગરમાં પડેલાં, ભારે દુઃખથી પીડાતાં હશે. (૨૨)

एको ह्यहमयोध्यां च पृथिवीं चापि लक्ष्मण । तरेयमिषुभिः क्रुद्धो ननु वीर्यमकारणम् ॥२३॥

હે લક્ષ્મણ બાણો વડે હું એકલો અયોધ્યા અને આખી પૃથ્વીને પણ પૂરો થયી શકું છું. પણ કારણ વિના બળનો ઉપયોગ કરવો જોયિયે નહિ. (૨૩)

अधर्मभयभीतश्च परलोकस्य चानघ । तेन लक्ष्मण नाद्याहमात्मानमभिषेचये ॥२४॥

હે લક્ષ્મણ, હું તો અધર્મ અને પરલોકથી બીવું છું તેથી હું મારો અભિષેક કરાવતો નથી. (૨૪)

एतदन्यच्च करुणं विलप्य विजने बहु । अश्रुपूर्णमुखो दीनो निशि तूष्णीमुपाविशत् ॥२५॥

આ રીતે ઘણો વિલાપ કરીને તે નિર્જન વનમાં આંસુવોથી ભરેલા મુખવાળા તે દુઃખી રામ રાત્રિમાં ચૂપ થયીને બેસી રહયા. (૨૫)

विलापोपरतं रामं गतार्चिषमिवानलम् । समुद्रमिव निर्वेगमाश्वासयत लक्ष्मणः ॥२६॥

જ્યારે રામ વિલાપ કરી ચૂકયા ત્યારે જેમ જ્વાળારહિત અગ્નિને સમુદ્ર શાંત કરે તેમ લક્ષ્મણ તેમને આશ્વાસન આપવા લાગ્યા. (૨૬)

ध्रुवमद्य पुरी राम अयोध्याऽऽयुधिनां वर । निष्प्रभा त्वयि निष्क्रान्ते गतचन्द्रेव शर्वरी ॥२७॥

હે શસ્ત્રધરિયોમાં શ્રેષ્ઠ રામ, ખરેખર આજે અયોધ્યા તમારા આવવાથી ચંદ્રમા વિનાની રાત્રિની જેમ પ્રભાહીન બની ગયી હશે. (૨૭)

नैतदौपयिकं राम यदिदं परितप्यसे । विषादयसि सीतां च मां चैव पुरुषर्षभ ॥२८॥

હે રામ, તમે આ રીતે દુઃખી થાવ છો તેથી તો કશો લાભ થવાનો નથી. પ્રત્યુત સીતાજીને અને મને પણ દુઃખી કરો છો. આ તો સારું નથી. (૨૮)

न च सीता त्वया हीना न चाहमपि राघव । मुहूर्तमपि जीवावो जलान्मत्स्याविवोद्धृतौ ॥२९॥

હે મહારાજ, જેમ જળથી અલગ પડીને માછલી જીવી શકતી નથી, તેમ હું અને સીતાજી તમારા વિના ક્ષણભર પણ જીવી શકતાં નથી. (૨૯)

नहि तातं न शत्रुघ्नं न सुमित्रां परंतप । द्रष्टुमिच्छेयमद्याहं स्वर्गं चापि त्वया विना ॥३०॥

હે મહારાજ, તમારાથી અતિરિક્ત હું પિતાજીને, મારા નાના ભાયી શત્રુઘ્નને અને માતા સુમિત્રાને પણ તેમજ સ્વર્ગ મળે તો તેને પણ ઇચ્છતો નથી. (૩૦)

ततस्तत्र समासीनौ नातिदूरे निरीक्ष्य ताम् । न्यग्रोधे सुकृतां शय्यां भेजाते धर्मवत्सलौ ॥३१॥

ત્યાર પછી ન્યગ્રોધ ઝાડની નીચે પાસે જ સારી રીતે બનાવેલીપાથરેલી પથારી પર બન્ને જણુ બેસી ગયા. (૩૧)

स लक्ष्मणस्योत्तमपुष्कलं वचो निशम्य चैवं वनवासमादरात् ।
समाः समस्ता विदधे परंतपः प्रपद्य धर्मं सुचिराय राघवः ॥३२॥

લક્ષ્મણજીના પરમોત્તમ વચન સાંભળીને ધર્મનો સ્વીકાર કરી, આદર સાથે વનવાસના ચૌદ વર્ષ વ્યતીત કરવા, રામે ઉપદેશ આપ્યો, (૩૨)

ततस्तु तस्मिन् विजने महाबलौ महावने राघववंशवर्धनौ ।
न तौ भयं सम्भ्रममभ्युपेयतुर्यथैव सिंहौ गिरिसानुगोचरौ ॥३३॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे पञ्चाशः सर्गः ॥५०॥

ત્યારપછી રઘુવંશને વધારનાર, પર્વતના શિખર ઉપર રહેનાર સિંહની પેઠે બન્ને ભાયિયો તે નિર્જન વનમાં ભય અને ઉદ્વેગનો ત્યાગ કરીને રહેવા લાગ્યા. (૩૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચાશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकपञ्चाशः सर्गः

ते तु तस्मिन् महावृक्षे उषित्वा रजनीं शुभाम् । विमलेऽभ्युदिते सूर्ये तस्माद् देशात् प्रतस्थिरे १॥

તેવો તે મહાવૃક્ષ નીચે તે શુભ રાત્રિને વ્યતીત કરી સૂર્યોદય પછી ત્યાંથી આગળ ચાલ્યા. (૧)

यत्र भागीरथीं गङ्गां यमुनाभिप्रवर्तते । जग्मुस्तं देशमुद्दिश्य विगाह्य सुमहद् वनम् ॥२॥

ઘણું ય મોટું વન પાર કરી તે પ્રદેશમાં એટલે પ્રયાગમાં પહોંચ્યા જ્યાં ગંગા અને યમુનાનો સંગમ હતો. (૨)

ते भूमिभागान् विविधान् देशांश्चापि मनोहरान् । अदृष्टपूर्वान् पश्यन्तस्तत्र तत्र यशस्विनः ॥३॥

પહેલાં કદી જોયા નહિ હોય તેવા તે ભૂમિ અને મનોહર દેશોને જોતાં જોતાં...(૩)

यथा क्षेमेण सम्पश्यन् पुष्पितान् विविधान् द्रुमान् । निवृत्तमात्रे दिवसे रामः सौमित्रिमब्रवीत् ॥

કુશળપૂર્વક, ફૂલેલાં વિવિધ વૃક્ષોને જોતાં, થોડો દિવસ અવશિષ્ટ રહ્યો ત્યારે રામે લક્ષ્મણને કહ્યું (૪)

प्रयागमभितः पश्य सौमित्रे धूममुत्तमम् । अग्नेर्भगवतः केतुं मन्ये संनिहितो मुनिः ॥५॥

હે લક્ષ્મણ, પ્રયાગના બન્ને ઓર ભગવાન્ અગ્નિની પતાકાની જેમ ઉત્તમ ધુમાડો જુવો. હું ધારું છું કે કોયી મુનિ પાસે જ છે. (૫)

नूनं प्राप्ताः स्म सम्भेदं गङ्गायमुनयोर्वयम् । तथा हि श्रूयते शब्दो वारिणोर्वारिघर्षजः ॥६॥

ખરેખર અમે ગંગા યમુનાના સંગમ પાસે આવી પહોંચ્યા છિયે. તેથી બે જળોના ઘર્ષણથી ઉત્પન્ન શબ્દ સંભળાય છે. (૬)

दारूणि परिभिन्नानि वनजैरुपजीविभिः । छिन्नाश्चाप्याश्रमे चैते दृश्यन्ते विविधा द्रुमाः ॥७॥

જંગલમાં રહેનારાવોયે જીવિકા માટે તોડેલાં લાકડાં અને આ આશ્રમમાં પણ કાપેલાં વિવિધ ઝાડો જોવામાં આવે છે. (૭)

**धन्विनौ तौ सुखं गत्वा लम्बमाने दिवाकरे । गङ्गायमुनयोः संधौ प्रापतुर्निलयं मुनेः ॥८॥**

ધનુર્ધારી બન્ને ભાયિયો સૂર્ય જ્યારે નમી રહ્યો હતો ત્યારે સુખથી ગંગા-યમુનાના સંગમપાસે ભરદ્વાજ મુનિના આશ્રમે પહોંચ્યા. (૮)

**रामस्त्वाश्रममासाद्य त्रासयन् मृगपक्षिणः । गत्वा मुहूर्तमध्वानं भरद्वाजमुपागमत् ॥९॥**

થોડી દૂર સુધી ગયા પછી ભરદ્વાજ આશ્રમ આવ્યો. રામ જ્યારે આશ્રમમાં પહોંચ્યા ત્યારે આશ્રમનાં પશુવો અને પક્ષિયો બી ગયા. (૯)

**ततस्त्वाश्रममासाद्य मुनेर्दर्शनकाङ्क्षिणौ । सीतयानुगतौ वीरौ दूरादेवावतस्थतुः ॥१०॥**

આશ્રમમાં પહોંચી, ભરદ્વાજ મુનિના દર્શનની ઇચ્છા હતી તો પણ સીતા સાથે બન્ને ભાયિયો દૂર જ ઉભા રહ્યા. (૧૦)

**स प्रविश्य महात्मानमृषिं शिष्यगणैर्वृतम् । संशितव्रतमेकाग्रं तपसा लब्धचक्षुषम् ॥११॥**

પછી તેવો આશ્રમમાં જયીને શિષ્યોથી વિંટળાયેલા, કઠોર વ્રતધારી અને તપથી સર્વ કાંયી જાણવાની પ્રાપ્તશક્તિવાળા.... (૧૧)

**हुताग्निहोत्रं दृष्ट्वैव महाभागः कृताञ्जलिः । रामः सौमित्रिणा सार्धं सीतया चाभ्यवादयद् ॥१२॥**

હોમ કરીને બેઠેલા તેમને જોયીને, રામે લક્ષ્મણે અને સીતાયે હાથ જોડીને તેમને પ્રણામ કર્યા. (૧૨)

**न्यवेदयत चात्मानं तस्मै लक्ष्मणपूर्वजः । पुत्रौ दशरथस्यावां भगवन् रामलक्ष्मणौ ॥१३॥**

અને રામજીયે પોતાનો પરિચય આપ્યો કે અમે મહારાજ દશરથના પુત્રો છિયે. રામ અને લક્ષ્મણ ક્રમથી અમારા નામ છે. (૧૩)

**भार्या ममेयं कल्याणी वैदेही जनकात्मजा । मां चानुयाता विजनं तपोवनमनिन्दिता ॥१४॥**

અને આ જનકરાજ તનયા સીતા મારી ભાર્યા છે. અને નિર્જન તપોવનમાં તે મારી સાથે આવ્યાં છે. (૧૪)

**पित्रा प्रव्राज्यमानं मां सौमित्रिरनुजः प्रियः । अयमन्वगमद् भ्राता वनमेव धृतव्रतः ॥१५॥**

મારા પિતાશ્રીયે મને વનવાસ આપ્યો છે. તેથી અમારા પ્રિય નાના ભાયી લક્ષ્મણ, વ્રત-ધારણ કરીને મારી સાથે આવ્યા છે. (૧૫)

**पित्रा नियुक्ता भगवन् प्रवेक्ष्यामस्तपोवनम् । धर्ममेवाचरिष्यामस्तत्र मूलफलाशनाः ॥१६॥**

હે ભગવન્ પિતાજીથી મોકલાયેલા અમે તપોવનમાં પ્રવેશ કરિશું અને ફલ મૂળ ખાયીને ધર્માચરણ કરિશું. (૧૬)

**तस्य तद् वचनं श्रुत्वा राजपुत्रस्य धीमतः । उपानयत धर्मात्मा गामर्घ्यमुदकं ततः ॥१७॥**

તે રાજપુત્ર રામની વાણી સાંભળી ધર્માત્મા ભરદ્વાજ મહોક્ષ અને અર્ઘ્ય-જળ આદિ સ્વાગતની સામગ્રી લયી આવ્યા. (૧૭)

**नानाविधानन्नरसान् वन्यमूलफलाश्रयान् । ददौ तप्ततपास्तेभ्यो वासं चैवाभ्यकल्पयत् ॥१८॥**

ભરદ્વાજજિયે અનેક પ્રકારના અન્ન, જંગલી મૂલ ફલાદિ રામજીને આપ્યાં અને રાતવાસો કરવાની સામગ્રી અપાવી. (૧૮)

मृगपक्षिभिरासीनो मुनिभिश्च समन्ततः । राममागतमभ्यर्च्य स्वागतेनागतं मुनिः ॥१९॥
મૃગો, પક્ષિયો અને મુનિયો સાથે બેઠેલા ભરદ્વાજ, આવેલા રામની પૂજા કરી સ્વાગતમ્ આવું બોલ્યા. (૧૯)

प्रतिगृह्य तु तामर्चामुपविष्टं स राघवम् । भरद्वाजोऽब्रवीद् वाक्यं धर्मयुक्तमिदं तदा ॥२०॥
શ્રીરામે તે પૂજાનો સ્વીકાર કરી બેસી ગયા ત્યારે ભરદ્વાજજીયે તેમને ધર્મયુક્ત વચન કહ્યું. (૨૦)

चिरस्य खलु काकुत्स्थ पश्याम्यहमुपागतम् । श्रुतं तव मया चैव विवासनमकारणम् ॥२१॥
ઘણા સમયથી તમે વનમાં આવ્યા છો. હું તમને અત્યારે અહીં જોવું છું. મેં સાંભળ્યું છે કે કારણ વિના જ તમને વનવાસ રાજાયે આપ્યો છે. (૨૧)

अवकाशो विविक्तोऽयं महानद्योः समागमे । पुण्यश्च रमणीयश्च वसत्विह भवान् सुखम् ॥२२॥
આ બે પવિત્ર નદિયોનો સમાગમસ્થાન અત્યંત શાંત છે. વિશાળ પણ છે. પવિત્ર અને રમણીય છે. આપ અહિં સુખથી નિવાસ કરો. (૨૨)

एवमुक्तस्तु वचनं भरद्वाजेन राघवः । प्रत्युवाच शुभं वाक्यं रामः सर्वहिते रतः ॥२३॥
ભરદ્વાજજીનું આ વચન સાંભળી સર્વના કલ્યાણનું ચિંતન કરનારા રામે કહ્યું. (૨૩)

भगवन्नित आसन्नः पौरजानपदो जनः । सुदर्शमिह मां प्रेक्ष्य मन्येऽहमिममाश्रमम् ॥२४॥
आगमिष्यति वैदेहीं मां चापि प्रेक्षको जनः । अनेन कारणेनाहमिह वासं न रोचये ॥२५॥
હે ભગવન્ અહિં પાસે જ લોકોનો નિવાસ છે. સુખથી દર્શન થશે માનીને લોકો મને અને સીતાને જોવા માટે અહિં આવશે. તેથી અહિં નિવાસ કરવાની મારી ઇચ્છા નથી. (૨૪–૨૫)

एकान्ते पश्य भगवन्नाश्रमस्थानमुत्तमम् । रमते यत्र वैदेही सुखार्हा जनकात्मजा ॥२६॥
હે ભગવન્ એકાંતમાં કોયી આશ્રમ બતાવો જ્યાં સુખ માટે યોગ્ય આવી જાનકીનું મન રમે. (૨૬)

एतच्छ्रुत्वा शुभं वाक्यं भरद्वाजो महामुनिः । राघवस्य तु तद् वाक्यमर्थग्राहकमब्रवीत् ॥२७॥
ભરદ્વાજજીયે રામજીનું તે સુંદર અને અર્થપૂર્ણ વચન સાંભળીને કહ્યું. (૨૭)

दशक्रोश इतस्तात गिरिर्यस्मिन् निवत्स्यसि । महर्षिसेवितः पुण्यः पर्वतः शुभदर्शनः ॥२८॥
હે તાત, અહિંથી દસ ગાઉ દૂર એક સુંદર પર્વત છે. મહર્ષિયો ત્યાં નિવાસ કરે છે. (૨૮)

गोलाङ्गूलानुचरितो वानरर्क्षनिषेवितः । चित्रकूट इति ख्यातो गन्धमादनसन्निभः ॥२९॥
ગંધમાદન પર્વત જેવો ચિત્રકૂટ નામથી પ્રખ્યાત પર્વત છે. જ્યાં ગાયો અને ગોલાંગૂલ વાનર ઋચ્છ આદિ રહે છે. (૨૯)

यावता चित्रकूटस्य नरः शृङ्गाण्यवेक्षते । कल्याणानि समाधत्ते न पापे कुरुते मनः ॥३०॥
જ્યારે કોયી માણુસ ચિત્રકૂટના શિખરોને જુવે છે ત્યારે કલ્યાણકારક જ ચિંતન કરે છે. અશુભ વિચારમાં મન જતું જ નથી. (૩૦)

ऋषयस्तत्र बहवो विहृत्य शरदां शतम् । तपसा दिवमारूढाः कपालशिरसा सह ॥३१॥
ઘણા ય ઋષિયો ત્યાં સો વર્ષો સુધી રહીને સશરીર જ સ્વર્ગે ગયા. (૩૧)

प्रविविक्तमहं मन्ये तं वासं भवतः सुखम् । इह वा वनवासाय वस राम मया सह ॥३२॥
તે સ્થાન એકાન્ત છે. મારું માનવું છે કે ત્યાં તમને સુખ શાંતિ મળશે. જો અહિં ઇચ્છા હોય તો હે રામ, મારી સાથે આ અશ્રમમાં રહો. (૩૨)

स रामं सर्वकामैस्तं भरद्वाजः प्रियातिथिम् । सभार्यं सह च भ्रात्रा प्रतिजग्राह हर्षयन् ॥३३॥
ભારદ્વાજ ઋષિયે પત્ની સહિત પ્રિય અતિથિ રામ અને લક્ષ્મણને પ્રસન્નતાથી ત્યાં રાખ્યા.

तस्य प्रयागे रामस्य तं महर्षिमुपेयुषः । प्रपन्ना रजनी पुण्या चित्राः कथयतः कथाः ॥३४॥
પ્રયાગમાં ભારદ્વાજ મુનિની પાસે પહોંચેલા રામની તે રાત ચિત્રવિચિત્ર વાર્તા કરતાં વીતી ગયી. (૩૪)

सीतातृतीयः काकुत्स्थः परिश्रान्तः सुखोचितः । भरद्वाजाश्रमे रम्ये तां रात्रिमवसत् सुखम् ॥
સીતા, રામ, લક્ષ્મણ આ ત્રણે જણ થાકયા હતાં. તેથી ભારદ્વાજ આશ્રમમાં જ રાત્રે સુખથી તેમણે નિવાસ કર્યો. (૩૫)

प्रभातायां तु शर्वर्यां भरद्वाजमुपागमत् । उवाच नरशार्दूलो मुनिं ज्वलिततेजसम् ॥३६॥
જ્યારે પ્રાતઃકાલ થયી ગયો ત્યારે શ્રીરામે પરમતેજસ્વી ભારદ્વાજજીને કહ્યું (૩૬)

शर्वरीं भगवन्नद्य सत्यशील तवाश्रमे । उषिताः स्मो ह वसतिमनुजानातु नो भवान् ॥३७॥
હે સત્યશીલ, ભગવન્, આપના આશ્રમમાં અમે આ રાત્રિ રહ્યાં. હવે આપ અમને આજ્ઞા આપો. (૩૭)

रात्र्यां तु तस्यां व्युष्टायां भरद्वाजोऽब्रवीदिदम् । मधुमूलफलोपेतं चित्रकूटं व्रजेति ह ॥३८॥
ભારદ્વજજીયે પણ તે રાત્રિ વીતી ગયા પછી કહ્યું કે હે રામ, મધુર ફલમૂલવાળા ચિત્રકૂટ પ્રત્યે તમે જાવો. (૩૮)

वासमौपयिकं मन्ये तव राम महाबल । नानानगगणोपेतः किन्नरोरगसेवितः ॥३९॥
ત્યાં તમારો નિવાસ સારો થશે એમ હું માનું છું. ત્યાં ઘણા ય વૃક્ષો છે અને કિંનરો તેમ જ ઉરગો રહે છે. (૩૯)

मयूरनादाभिरतो गजराजनिषेवितः । गम्यतां भवता शैलश्चित्रकूटः स विश्रुतः ॥४०॥
સુંદર મોર શબ્દ કરે છે. હાથિયો ત્યાં રહે છે. તે ચિત્રકૂટ અત્યંત પ્રખ્યાત છે. આપ ત્યાં જાવો. (૪૦)

पुण्यश्च रमणीयश्च बहुमूलफलायुतः । तत्र कुञ्जरयूथानि मृगयूथानि चाभितः ॥४१॥
તે પર્વત રમણીય છે, પવિત્ર છે, ઘણાય ફલ, ફૂલ, મૂળવાળો છે. ત્યાં હાથિયો અને મૃગોનાં ટોળાં વિહાર કરે છે. (૪૧)

विचरन्ति वनान्तेषु तानि द्रक्ष्यसि राघव । सरित्प्रस्रवणप्रस्थान् दरीकन्दरनिर्झरान् ॥४२॥
તે ટોળાં વનમાં વિચરે છે. તેમને તમે જોશો. નદી, ઝરણું કન્દરા, આદિમાં સીતાની સાથે ફરતાં તમારું મન પ્રસન્ન રહેશે. (૪૨)

**प्रहृष्टकोयष्टिभकोकिलस्वनैर्विनोदयन्तं च सुखं परं शिवम् ।**
**मृगैश्च मत्तैर्बहुभिश्च कुञ्जरैः सुरम्यमासाद्य समावसाश्रमम् ॥४३॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकपञ्चाशः सर्गः ॥५१॥

ત્યાં કોકિલાદિ પક્ષિયોનો શબ્દ તમે સાંભળશો. તેથી તમને અત્યંત સુખ, શિવ, આનંદ પ્રાપ્ત થશે. ઘણા ય મૃગો અને મતવાળા હાથિયોથી રમણીય આવા તે ચિત્રકૂટમાં તમો નિવાસ કરો (૪૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ૫૧ સર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्विपञ्चाशः सर्गः

**उषित्वा रजनीं तत्र राजपुत्रावरिंदम । महर्षिमभिवाद्याथ जग्मतुस्तं गिरिं प्रति ॥१॥**

બન્ને રાજકુમારો તે આશ્રમમાં રાત્રે નિવાસ કરી, અને મહર્ષિ ભરદ્વાજ ને પ્રણામ કરી ચિત્રકૂટ જવા નીકળ્યા. (૧)

**तेषां स्वस्त्ययनं चैव महर्षिः स चकार ह । प्रस्थितान् प्रेक्ष्य तांश्चैव पिता पुत्रानिवौरसान् ॥२॥**

જેમ પિતા પોતાના પુત્રોને બહાર જતા જોઇને સ્વસ્ત્યયન કરે છે તેમ ભરદ્વાજઋષિયે તેમને સ્વસ્ત્યયન કર્યું એટલે આશીર્વાદ આપ્યો. (૨)

**ततः प्रचक्रमे वक्तुं वचनं स महामुनिः । भरद्वाजो महातेजा रामं सत्यपराक्रमम् ॥३॥**

પછી સત્યપરાક્રમ રામને, મહાતેજસ્વી ભરદ્વાજ કહેવા લાગ્યા (૩)

**गङ्गायमुनयोः सन्धिमासाद्य मनुजर्षभौ । कालिन्दीमनुगच्छेतां नदीं पश्चान्मुखाश्रिताम् ॥४॥**

હે માનવશ્રેષ્ઠ રામ, ગંગા-યમુનાના સંગમ ઉપર પહોંચીને પછી પશ્ચિમવાહિની યમુનાની સાથે સાથે જશો. (૪)

**तस्यास्तीर्थं प्रचरितं प्रकामं प्रेक्ष्य राघव । तत्र यूयं प्लवं कृत्वा तरतांशुमतीं नदीम् ॥५॥**

ત્યાં યમુનાના વિચિત્ર પ્રવાહને જોઇને તમે ત્યાંથી હોડી કરીને, અંશુમતી એટલે યમુના નદીને પાર કરી જશો. (૫)

**ततो न्यग्रोधमासाद्य महान्तं हरितच्छदम् । समासाद्य च तं वृक्षं वसेद् वातिक्रमेत वा ॥६॥**

પછી લીલાં પત્રોવાળું મોટું વડનું ઝાડ આવશે, તે વૃક્ષની પાસે પહોંચીને ઇચ્છા હોય તો ત્યાં રોકાશો, નહિ તર આગળ જશો. (૬)

**स पन्थाश्चित्रकूटस्य गतस्य बहुशो मया । रम्यो मार्दवयुक्तश्च दावैश्चैव विवर्जितः ॥७॥**

ત્યાંથી જ ચિત્રકૂટનો માર્ગ જાય છે. હું ઘણીય વાર ગયો છું, તે માર્ગ રમણીય, કોમળ અને દાવાનળથી શૂન્ય છે. (૭)

**इति पन्थानमादिश्य महर्षिः संन्यवर्तत । अभिवाद्य तथेत्युक्त्वा रामेण विनिवर्तितः ॥८॥**

આમ માર્ગ બતાવી તે મહર્ષિ પાછા ગયા, રામે પણ તેમને પ્રણામ કરી, મને માર્ગ મળી જશે આપ જાવ, એમ કહી વિદાય આપી. (૮)

**उपावृत्ते मुनौ तस्मिन् रामो लक्ष्मणमब्रवीत् । कृतपुण्याः स्म भद्रं ते मुनिर्यन्नोऽनुकम्पते ॥९॥**

જ્યારે ભરદ્વાજજી ચાલ્યા ગયા ત્યારે રામે લક્ષ્મણને કહ્યું કે અમે ભાગ્યશાળી છિયે કે જેથી ઋષિ આપણને કૃપા કરી માર્ગ દર્શાવે છે. (૯)

**इति तौ पुरुषव्याघ्रौ मन्त्रयित्वा मनस्विनौ । सीतामेवाग्रतः कृत्वा कालिन्दीं जग्मतुर्नदीम् ॥१०॥**

પછી બન્ને રાજકુમારોયે વિચાર કરીને, સીતાને આગળ કરીને, યમુના નદીની ઓર ચાલવાનો આરંભ કર્યો. (૧૦)

**समासाद्य तु कालिन्दीं शीघ्रस्रोतस्विनीं नदीम् । चिन्तामापेदिरे सद्यो नदीजलतितीर्षवः ॥११॥**

યમુનાતીરે પહોંચીને વિચાર કરવા લાગ્યા કે અત્યંત વેગથી વહેનારી આ નદીને અમે કયી રીતે પાર કરિશું. (૧૧)

**तौ काष्ठसंघाटमथो चक्रतुः सुमहाप्लवम् । शुष्कैर्वंशैः समाकीर्णमुशीरैश्च समावृतम् ॥१२॥**

તેવો કાષ્ઠ લયી આવ્યા. તેની હોડી એટલે પ્લવ તેવોયે બનાવ્યો. તેમાં સૂકા જંગલી વાંસો અને ખસખસ લયી આવીને પાથરી દીધેલ. (૧૨)

**ततो वैतसशाखाश्च जम्बुशाखाश्च वीर्यवान् । चकार लक्ष्मणश्छित्त्वा सीतायाः सुखमासनम् ॥१३॥**

પછી લક્ષ્મણજી નેતર અને જામુવૃક્ષની શાખાવો કાપીને લયી આવ્યા અને સીતામાટે સુંદર આસન તેમણે બનાવી દીધું (૧૩)

**तत्र श्रियमिवाचिन्त्यां रामो दाशरथिः प्रियाम् । ईषत्स लज्जमानां तामध्यारोपयत प्लवम् ॥१४॥**

ત્યારે સુંદર શોભાવાળાં અને થોડા લજ્જા પામતાં સીતાને તે હોડીમાં રામે બેસાડી દીધેલ. (૧૪)

**आरोप्य सीतां प्रथमं संघाटं परिगृह्य तौ । ततः प्रतेरतुर्यत्तौ प्रीतौ दशरथात्मजौ ॥१५॥**

સીતાને હોડીમાં બેસાડીને, પ્લવને ચલાવીને સાવધાન એવા બન્ને ભાયિયો પાર ગયા અને પ્રસન્ન થયા. (૧૫)

**कालिन्दीमध्यमायाता सीता त्वेनामवन्दत । स्वस्ति देवि तरामि त्वां पारयेन्मे पतिर्व्रतम् ॥१६॥**

જ્યારે યમુના નદીના મધ્યમાં સીતાજી હોડીથી પહોંચ્યાં ત્યારે તેમણે તેને પ્રણામ કર્યાં અને કહ્યું, હે દેવિ, કૃપા કરો, જેથી કે મારા પતિ પોતાના વ્રતને પૂરું કરી શકે. (૧૬)

**ततः प्लवेनांशुमतीं शीघ्रगामूर्मिमालिनीम् । तीरजैर्बहुभिर्वृक्षैः सन्तेरुर्यमुनां नदीम् ॥१७॥**

ત્યાર પછી વેગથી વહેનારી અને તરંગોવાળી તેમજ કાંઠાના વૃક્ષોથી શોભતી આવી યમુનાના કાંઠે તેવો આવી પહોંચ્યા. (૧૭)

**ते तीर्णाः प्लवमुत्सृज्य प्रस्थाय यमुनावनात् । श्यामं न्यग्रोधमासेदुः शीतलं हरितच्छदम् ॥१८॥**

તે વૃક્ષોના વનમાં તેવો તે હોડીને મૂકીને, યમુના વનથી, લીલા પાંદડાંથી શ્યામ એવા વટ-વૃક્ષ પાસે પહોંચી ગયાં. (૧૮)

**अवलोक्य ततः सीतां प्रयाचन्तीमनिन्दिताम् । दयितां च विधेयां च रामो लक्ष्मणमब्रवीत् ॥१९॥**

રામે જોયું કે સીતા યમુનાને આપણા કલ્યાણ માટે પ્રાર્થના કરી રહી છે, ત્યારે આજ્ઞાકારિણી અને પ્રિય તેમને એટલે સીતાને જોયી, લક્ષ્મણને કહ્યું કે. (૧૯)

**सीतामादाय गच्छ त्वमग्रतो भरतानुज । पृष्ठतोऽनुगमिष्यामि सायुधो द्विपदां वर ॥२०॥**

તમે સીતાને લયીને આગળ આગળ ચાલો અને હું અસ્ત્રો સાથે પાછળ પાછળ ચાલું છું.

यद् यत् फलं प्रार्थयते पुष्पं वा जनकात्मजा । तत् तत् प्रयच्छ वैदेह्या यत्रास्या रमते मनः २१॥
અને કહ્યું કે, સીતા જે જે ફૂલ કે ફળ માંગે તે તેને આપો. જેથી કે તેમનું મન પ્રસન્ન રહે.
एकैकं पादपं गुल्मं लतां वा पुष्पशालिनीम् । अदृष्टरूपां पश्यन्ती रामं पप्रच्छ साबला ॥२२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्विपञ्चाशः सर्गः ॥५२॥

એકેક વૃક્ષ, ગુલ્મ અને પુષ્પિત લતાને જોઈ સીતાજી રામજીને તેમનું નામ પૂછતાં ગયાં (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વિપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिपञ्चाशः सर्गः

*

अथ रात्र्यां व्यतीतायामवसुप्तमनन्तरम् । प्रबोधयामास शनैर्लक्ष्मणं रघुपुङ्गवः ॥१॥
રાત્રિ વ્યતીત થયી ગયી ત્યારે રઘુકુળશ્રેષ્ઠ શ્રી રામે લક્ષ્મણને જગાડયા. (૧)
सौमित्रे श्रृणु वन्यानां वल्गु व्याहरतां स्वनम् । सम्प्रतिष्ठामहे कालः प्रस्थानस्य परंतप ॥२॥
હે લક્ષ્મણ, જંગલી પશુ–પક્ષિયોનો શબ્દ સાંભળો. હવે આગળ ચાળવાનો સમય થયી ગયો છે.
प्रसुप्तस्तु ततो भ्रात्रा समये प्रतिबोधितः । जहौ निद्रां च तन्द्रां च प्रसक्तं च परिश्रमम् ॥३॥
ભાયીથી જગાડેલા લક્ષ્મણે નિદ્રા, તંદ્રા, અને લાગેલા શ્રમનો ત્યાગ કર્યો. (૩)
तत उत्थाय ते सर्वे स्पृष्ट्वा नद्याः शिवं जलम् । पन्थानमृषिभिर्जुष्टं चित्रकूटस्य तं ययुः ॥४॥
તેવો બધાં ઉઠીને, આચમન કરીને, ઋષિયોથી ભરેલ ચિત્રકૂટના માર્ગે ચાલ્યા. (૪)
ततः सम्प्रस्थितः काले रामः सौमित्रिणा सह । सीतां कमलपत्राक्षीमिदं वचनमब्रवीत् ॥५॥
ત્યાંથી બધાં ચાલ્યા ત્યારે રામે શ્રી સીતાજિને આમ કહ્યું. (૫)
आदीप्तानिव वैदेहि सर्वतः पुष्पितान् नगान् । स्वैःपुष्पैःकिंशुकान् पश्य मालिनः शिशिरात्यये ॥
હે સીતે, જુવો, ઝાડો બધાં પુષ્પિત થયાં છે, પલાશવૃક્ષો પણ પુષ્પોથી ભરાયેલાં છે. (૬)
पश्य भल्लातकान् बिल्वान् नरैरनुपसेवितान् । फलपुष्पैरवनतान् नूनं शक्ष्याम जीवितुम् ॥७॥
ભલ્લાતક, બિલ્વ ફળ અને પુષ્પોથી ભરેલાં વૃક્ષો છે. લોકો આનો ઉપયોગ કરતા નથી. અમે એનાથી જ જીવન–નિર્વાહ કરી શકિશું. (૭)
पश्य द्रोणप्रमाणानि लम्बमानानि लक्ष्मण । मधूनि मधुकारीभिः सम्भृतानि नगे नगे ॥८॥
જુવોને, દરેક પર્વતમાં મધુમક્ષિકાવો મોટા મોટા છત્તાવો બાંધ્યા છે. અને તે મધુથી ભરેલા લટકી રહ્યા છે. (૮)
एष क्रोशति नत्यूहस्तं शिखी प्रतिकूजति । रमणीये वनोद्देशे पुष्पसंस्तरसङ्कटे ॥९॥
જુવો, આ રમણીય પુષ્પોથી ભરેલા વનવિભાગમાં નત્યૂહ પક્ષી અને મોર બોલી રહ્યાં છે. (૯)
मातङ्गयूथानुसृतं पक्षिसंघानुनादितम् । चित्रकूटमिमं पश्य प्रवृद्धशिखरं गिरिम् ॥१०॥
જ્યાં હાથિયોના ટોળાં ફરી રહ્યાં છે, પક્ષિયો કૂજી રહ્યાં છે. તે જ મોટા શિખરવાળા આ ચિત્રકૂટને જુવો. (૧૦)

समभूमितले रम्ये द्रुमैर्बहुभिरावृते । पुण्ये रंस्यामहे तात चित्रकूटस्य कानने ॥११॥

આ વનમાં ભૂમિ સરખી છે, સુંદર વૃક્ષો છે, માટે આ જ પવિત્ર ચિત્રકૂટના જંગલોમાં આપણે નિવાસ કરિશું (૧૧)

ततस्तौ पादचारेण गच्छन्तौ सह सीतया । रम्यमासेदतुः शैलं चित्रकूटं मनोरमम् ॥१२॥

ત્યાર પછી પગે ચાલતાં ત્રણે જણ, મનોહર ચિત્રકૂટ પર્વતની પાસે પહોંચી ગયાં. (૧૨)

मुनयश्च महात्मानो वसन्त्यस्मिञ्शिलोच्चये । अयं वासो भवेत् तात वयमत्र वसेमहि ॥१३॥

મહાત્મા મુનિયો અહિં પર્વતો ઉપર નિવાસ કરે છે. અમે પણ અહિં જ રહિયે. અહિંનો નિવાસ સારો છે. (૧૩)

इति सीता च रामश्च लक्ष्मणश्च कृताञ्जलिः । अभिगम्याश्रमं सर्वे वाल्मीकिमभिवादयन् ॥१४॥

ત્યાર પછી સીતા, રામ અને લક્ષ્મણ ત્રણે જણ સુંદર આશ્રમમાં ગયા અને વાલ્મીકિમુનિને પ્રણામ કર્યા. (૧૪)

तान् महर्षिः प्रमुदितः पूजयामास धर्मवित् । आस्यतामिति चोवाच स्वागतं तं निवेद्य च ॥१५॥

ધર્માત્મા શ્રી મુનિ વાલ્મીકિયે તેમનો સત્કાર કરીને, આવો, બેસો, એમ કહ્યું. (૧૫)

ततोऽब्रवीन्महाबाहुर्लक्ष्मणं लक्ष्मणाग्रजः । संनिवेद्य यथान्यायमात्मानमृषये प्रभुः ॥१६॥

શ્રીરામે વાલ્મીકિને પોતાનો પૂરેપૂરો પરિચય આપ્યો અને લક્ષ્મણને કહ્યું. (૧૬)

लक्ष्मणानय दारूणि दृढानि च वराणि च । कुरुष्वावसथं सौम्य वासे मेऽभिरतं मनः ॥१७॥

હે લક્ષ્મણ, સારાં સારાં દઢ કાષ્ઠ લયી આવો અને અહિં આશ્રમ બનાવો. અહિં મારું મન રહેવા ઇચ્છે છે. (૧૭)

तस्य तद् वचनं श्रुत्वा सौमित्रिर्विविधान् द्रुमान् । आजहार ततश्चक्रे पर्णशालामरिंदमः ॥१८॥

શ્રી રામની આજ્ઞા સાંભળી લક્ષ્મણ જાત જાતના લાકડા લયી આવ્યા અને ત્યાં તેમણે પર્ણશાળા બનાવી. (૧૮)

रामः स्नात्वा तु नियतो गुणवाञ्जपकोविदः । इष्ट्वा देवगणान् सर्वान् विवेशावसथं शुचिः ॥१९॥

નિયમપ્રમાણે ચાલનાર અનંતગુણસંપન્ન રામ, સ્નાન અને જપ આદિ કરીને, તેમજ દેવોની પૂજા કરીને તે આશ્રમમાં પેઠા (૧૯)

सुरम्यमासाद्य तु चित्रकूटं नदीं च तां माल्यवतीं सुतीर्थाम् ।
ननन्द हृष्टो मृगपक्षिजुष्टां जहौ च दुःखं पुरविप्रवासात् ॥२०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिपञ्चाशः सर्गः ॥५३॥

સુંદર ચિત્રકૂટ પર્વત અને જ્યાં મૃગો અને પક્ષિયો આનંદ કરતા હતા ત્યાં આવી, રામ પ્રસન્ન થયા અને અયોધ્યાત્યાગનું દુઃખ ભુલાયી ગયું. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुष्पञ्चाशः सर्गः

*

अनुज्ञातः सुमन्त्रोथ योजयित्वा हयोत्तमान् । अयोध्यामेव नगरीं प्रययौ गाढदुर्मनाः ॥१॥

સુમંત્રજી તો રામની આજ્ઞા મેળવી વ્યાકુળ મનવાળા થયી અયોધ્યા ગયા. (૧)

ततः सायाह्नसमये द्वितीयेऽहनि सारथिः । अयोध्यां समनुप्राप्य निरानन्दां ददर्श ताम् ॥२॥

ત્યાંથી ચાલ્યા અને બીજે દિવસે સાયંકાળે તેવો અયોધ્યા પહોંચ્યા અને જોયું કે ત્યાં કોયી પ્રકારનો આનંદ ન હતો. (૨)

स शून्यामिव निःशब्दां दृष्ट्वा परमदुर्मनाः । सुमन्त्रश्चिन्तयामास शोकवेगसमाहतः ॥३॥

શૂન્ય અને શબ્દ વિનાની અયોધ્યા જોયીને સુમંત્રજી દુઃખિત થયા અને શોકથી પીડાતા તેવો વિચાર કરવા લાગ્યા. (૩)

कच्चिन्न सगजा साश्वा सजना सजनाधिपा । रामसंतापदुःखेन दग्धा शोकाग्निना पुरी ॥४॥

હાથી, ઘોડા, પ્રજા, રાજા બધાની સાથે, શું આ નગરી શોકરૂપ અગ્નિથી ભસ્મ તો થયી ગયેલી નથી ! (૪)

इति चिन्तापरः सूतो वाजिभिः शीघ्रयायिभिः । नगरद्वारमासाद्य त्वरितः प्रविवेश सः ॥५॥

આમ ચિંતા કરતા તેવો શીઘ્રગામી ઘોડાથી અયોધ્યાનગરીના દ્વારે પહોંચી અયોધ્યામાં પ્રવિષ્ટ થયા. (૫)

सुमन्त्रमभिधावन्तः शतशोऽथ सहस्रशः । क्व राम इति पृच्छन्तः सूतमभ्यद्रवन् नराः ॥६॥

સુમંત્રજીની પાછળ સહસ્રો મનુષ્યો દોડયા અને રામ કયાં છે, એમ પૂછવા લાગ્યા. (૬)

तेषां शशंस गङ्गायामहमापृच्छ्य राघवम् । अनुज्ञातो निवृत्तोऽस्मि धार्मिकेण महात्मना ॥७॥

તેમણે કહ્યું કે ગંગા સુધી તેમને પહોંચાડીને, તેમની આજ્ઞાથી હું પાછો આવ્યો છું. (૭)

ते तीर्णा इति विज्ञाय बाष्पपूर्णमुखा नराः । अहो धिगिति निःश्वस्य हा रामेति विचुक्रुशुः ॥

શ્રી રામ આગે ગંગાપાર કરી ગયા એમ જાણીને હા રામ કહીને બધાં રડવા લગ્યાં. (૮)

शुश्राव च वचस्तेषां वृन्दं वृन्दं च तिष्ठताम् । हताः स्म खलु ये नेह पश्याम इति राघवम् ॥९॥

ટોળે ટોળાં લોકો ત્યાં ભેગા થયા હતા અને કહેતા હતા, અમારા જીવનને ધિક્કાર–અમે રામને જોતા નથી. (૯)

दानयज्ञविवाहेषु समाजेषु महत्सु च । न द्रक्ष्यामः पुनर्जातु धार्मिकं राममन्तरा ॥१०॥

દાન, યજ્ઞ અને વિવાહ આદિ અવસરો પર હવે અમે રામને આપણી વચમાં કદી જોયિશું નહિ.

किं समर्थं जनस्यास्य किं प्रियं किं सुखावहम् । इति रामेण नगरं पित्रेव परिपालितम् ॥११॥

લોકોને શું જોયિયે, શું પ્રિય છે, શાથી લોકો સુખી થશે આ રીતે વિચાર કરીને રામ પ્રજાનું પાલન કરતા હતા. (૧૧)

वातायनगतानां च स्त्रीणामन्वन्तरापणम् । राममेवाभितप्तानां शुश्राव परिदेवनाम् ॥१२॥

ઝરુખામાં અને દૂકાનોમાં બેઠેલાં, રામ માટે જ દુઃખી થયેલા અને રડતાં લોકોનો શબ્દ તેમણે સાંભળ્યો. (૧૨)

स राजमार्गमध्येन सुमन्त्रः पिहिताननः । यत्र राजा दशरथस्तदेवोपययौ गृहम् ॥१३॥
રાજમાર્ગની વચમાં મોં ઢાંકીને સુમંત્ર ત્યાં ગયા જ્યાં મહારાજ દશરથ રહેતા હતા. (૧૩)

सोऽवतीर्य रथाच्छीघ्रं राजवेश्म प्रविश्य च । कक्ष्याः सप्ताभिचक्राम महाजनसमाकुलाः ॥१४॥
તેવો તરત રથથી ઉતરીને રાજભવનમાં પ્રવેશ કરીને ૭ ખંડ સુધી પહોંચી ગયા. (૧૪)

हर्म्यैर्विमानैः प्रासादैरवेक्ष्याथ समागतम् । हाहाकारकृता नार्यो रामादर्शनकर्शिताः ॥१५॥
મહળોથી, વિમાનોથી, પ્રાસાદોથી સ્ત્રિયો રામ વિના આવેલા સુમંત્રજીને જોયીને હાહાકાર કરવા લાગ્યાં (૧૫)

आयतैर्विमलैर्नेत्रैरश्रुवेगपरिप्लुतैः । अन्योन्यमभिवीक्षन्तेऽव्यक्तमार्ततराः स्त्रियः ॥१६॥
સુંદર નિર્મળ આંખોવાલી સ્ત્રિયો આંખોમાં આંસૂ ભરીને, દુઃખિત થયીને એક બીજાની ઓર જોવા લાગ્યાં. (૧૬)

ततो दशरथस्त्रीणां प्रासादेभ्यस्ततस्ततः । रामशोकाभितप्तानां मन्दं शुश्राव जल्पितम् ॥१७॥
ત્યાર પછી મહારાજ દશરથના મહેલમાંથી રામના શોકથી વ્યાકુળ સ્ત્રિયોનો મંદમંદ આલાપ સંભળાયો. (૧૭)

सह रामेण निर्यातो विना राममिहागतः । सूतः किं नाम कौसल्यां क्रोशन्तीं प्रतिवक्ष्यति ॥१८॥
સૂત, રામ સાથે ગયા અને આવ્યા રામ વિના જ, ત્યારે તેવો રડતી વિલાપ કરતી કૌસલ્યાને શું કહેશે ? (૧૮)

यथा च मन्ये दुर्जीवमेवं न सुकरं ध्रुवम् । आच्छिद्य पुत्रे निर्याते कौसल्या यत्र जीवति ॥१९॥
હું ધારું છું કે પ્રાણ ત્યાગ સહેલી વસ્તુ નથી. તેથી જ રામ વનમાં ગયા તો પણ કૌસલ્યા જીવે છે. (૧૯)

सत्यरूपं तु तद् वाक्यं राजस्त्रीणां निशामयन् । प्रदीप्त इव शोकेन विवेश सहसा गृहम् ॥२०॥
રાજસ્ત્રિયોનાં તે સત્ય જ વાકયોને સાંભળતા, શોકથી ભસ્મ થતાની જેમ રાજભવનમાં ગયા. (૨૦)

स प्रविश्याष्टमीं कक्ष्यां राजानं दीनमातुरम् । पुत्रशोकपरिद्यूनमपश्यत् पाण्डुरे गृहे ॥२१॥
તેમણે રાજભવનની આઠમી કક્ષામાં પહોંચીને, પુત્ર શોકથી વ્યાકુળ થયેલા રાજા દશરથને જોયા.

अभिगम्य तमासीनं राजानमभिवाद्य च । सुमन्त्रो रामवचनं यथोक्तं प्रत्यवेदयत् ॥२२॥
ત્યાં બેઠેલા રાજાની પાસે જયીને, વંદન કરીને સુમંત્રે રામે કહેલાં વચનો તેમને સંભળાવ્યાં.

स तूष्णीमेव तच्छ्रुत्वा राजा विद्रुतमानसः । मूर्च्छितो न्यपतद् भूमौ रामशोकाभिपीडितः ॥
મહારાજ ચૂપચાપ તેને સંભળીને દ્રુત મનથી મૂર્છા પામી, ત્યાં ભૂમિ ઉપર પડી ગયા. (૨૩)

ततोऽन्तःपुरमाविद्धं मूर्च्छिते पृथिवीपतौ । उच्छ्रित्य बाहू चुक्रोश नृपतौ पतिते क्षितौ ॥२४॥
રાજા જ્યારે મૂર્છિત થયી ભૂમિ પર પડી ગયા ત્યારે આખું અંતઃપુર દુઃખિત થયી ગયું અને હાથો ઉછાળી ઉછાળીને રડવા લાગ્યું. (૨૪)

सुमित्रया तु सहिता कौसल्या पतितं पतिम् । उत्थापयामास तदा वचनं चेदमब्रवीत् ॥२५॥
સુમિત્રા સાથે કાસલ્યા, ભૂમિપર પડેળા રાજાને ઉપાડયાં અને બોલ્યાં. (૨૫)

**इमं तस्य महाभाग दूतं दुष्करकारिणः । वनवासादनुप्राप्तं कस्मान्न प्रतिभाषसे ॥२६॥**

હે મહારાજ, દુષ્કર કાર્ય કરનાર રામ પાસે આ સુમંત્રજી વનમાંથી પાછા આવ્યા છે. તેમની સાથે તમે વાતો કેમ નથી કરતા ! (૨૬)

**अद्येममनयं कृत्वा व्यपत्रपसि राघव । उत्तिष्ठ सुकृतं तेऽस्तु शोके हि स्यात् सहायता ॥२७॥**

આવો અનીતિ આચરીને આજે લજ્જિત થાવો છે! ઊઠો, અત્યારે તો તમારું સત્કર્મ જ તમારી સહાયતા કરશે. (૨૭)

**देव यस्या भयाद् रामं नानुपृच्छसि सारथिम् । नेह तिष्ठति कैकेयी विश्रब्धं प्रतिभाष्यताम् ॥**

હે મહારાજ જેના ભયથી તમે રામના સમાચાર સુમંત્રજીને નથી પૂછતા, તે કૈકેયી અહીં નથી. (૨૮)

**सा तथोक्त्वा महाराजं कौसल्या शोकलालसा । धरण्यां निपपाताशु बाष्पविप्लुतभाषिणी ॥२९॥**

આમ કહીને રડતાં અને કંઠ ભરાયેલો હતો જેમનો તે લડખડાતી વાણીવાળાં કૌસલ્યાજી ભૂમિ ઉપર પડી ગયાં (૨૯)

**विलपन्तीं तथा दृष्ट्वा कौसल्यां पतितां भुवि । पतिं चावेक्ष्य ताः सर्वाः समन्ताद् रुरुदुः स्त्रियः ॥**

શ્રી કૌસલ્યાજીને તેમજ રાજાને પણ ભૂમિ ઉપર પડેલાં જોયીને બધી સ્ત્રિયો રડવા લાગ્યાં. (૩૦)

**ततस्तमन्तःपुरनादमुत्थितं समीक्ष्य वृद्धास्तरुणाश्च मानवाः ।**
**स्त्रियश्च सर्वा रुरुदुः समन्ततः पुरं तदासीत्पुनरेव सङ्कुलम् ॥३१॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुष्पञ्चाशः सर्गः ॥५४॥

તે આખું અંતઃપુર હાહાકાર કરી રહ્યું છે તે જોયી બધાય વૃદ્ધો અને તરુણો રડવા લાગ્યા. તેમજ બધી સ્ત્રિયો પણ રડવા લાગ્યાં, તેથી સમસ્ત અંતઃપુર હાહાકારથી ભરાયી ગયું હતું. (૩૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુષ્પંચાશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चपञ्चाशः सर्गः

*

**प्रत्याश्वस्तो यदा राजा मोहात् प्रत्यागतस्मृतिः । तदाजुहाव तं सूतं रामवृत्तान्तकारणात् ॥१॥**

જ્યારે રાજાયે બેભાન સ્થિતિમાંથી થોડી શાંતિ મેળવી ત્યારે તેમણે રામના સમાચાર જાણવા-માટે સૂત સુમંત્રને બોલાવ્યા. (૧)

**तदा सूतो महाराजं कृताञ्जलिरुपस्थितः । राममेवानुशोचन्तं दुःखशोकसमन्वितम् ॥२॥**
**वृद्धं परमसंतप्तं नवग्रहमिव द्विपम् । विनिःश्वसन्तं ध्यायन्तमस्वस्थमिव कुञ्जरम् ॥३॥**

રામ માટે જ શોક કરતા, નવા પકડાયેલા હાથીની જેમ લાંબો શ્વાસ લેતા તથા પરમ સંતાપ અનુભવતા હોય તેવા ધ્યાનમગ્ન દુઃખિત મહારાજની સામે સૂત હાથ જોડીને ઉપસ્થિત થયા. (૨-૩)

राजा तु रजसा सूतं ध्वस्ताङ्गं समुपस्थितम् । अश्रुपूर्णमुखं दीनमुवाच परमार्तवत् ॥४॥
ધૂળથી ભરાયેલા અંગોવાળા, આંખોમાં આંસુવાળા એવા દીનભાવે ઉપસ્થિત સૂતને રાજાયે પૂછ્યું (૪)

क्व नु वत्स्यति धर्मात्मा वृक्षमूलमुपाश्रितः । सोऽत्यन्तसुखितः सूत किमशिष्यति राघवः ॥५॥
હે સૂત ધર્માત્મા રામ ક્યાં નિવાસ કરશે? સૂતે કહ્યું વૃક્ષની નીચે તેવો રહ્યા છે. રાજાયે કહ્યું અત્યંત સુખી જીવન વ્યતીત કરનાર તેવો ત્યાં શું ભોજન કરશે? (૫)

दुःखस्यानुचितो दुःखं सुमन्त्र शयनोचितः । भूमिपालात्मजो भूमौ शेते कथमनाथवत् ॥६॥
જેણે દુઃખ કદી જોયું નથી, શય્યા ઉપર ઊંઘવાની ટેવવાળા તે રાજકુમાર, અનાથની પેઠે પૃથ્વી ઉપર કેમ ઊંઘતો હશે? (૬)

यं यान्तमनुयान्ति स्म पदातिरथकुञ्जराः । स वत्स्यति कथं रामो विजनं वनमाश्रितः ॥७॥
જ્યારે રામ બહાર જતા તો તેમની પાછળ પૈદલ, રથ અને હાથિયો પર જતા હતા. તે અત્યારે નિર્જન વનમાં કેવી રીતે રહેશે! (૭)

व्यालैर्मृगैराचरितं कृष्णसर्पनिषेवितम् । कथं कुमारौ वैदेह्या सार्धं वनमुपाश्रितौ ॥८॥
વનનાં વ્યાઘ્રાદિ ભયંકર પ્રાણિયોવાળા કાળા સર્પોથી ભરેલા વનમાં, સીતા અને લક્ષ્મણ સહિત તેવો કયી રીતે રહેશે. (૮)

सुकुमार्या तपस्विन्या सुमन्त्र सह सीतया । राजपुत्रौ कथं पादैरवरुह्य रथाद् गतौ ॥९॥
હે સુમંત્ર, સુકુમારી ધર્મચારિણી સીતાની સાથે બન્ને કુમારો રથથી ઉતરીને પગે ચાલીને કયી રીતે ગયા હશે? (૯)

सिद्धार्थः खलु सूत त्वं येन दृष्टौ ममात्मजौ । वनान्तं प्रविशन्तौ तावश्विनाविव मन्दरम् ॥१०॥
હે સૂત, તમે ભાગ્યશાળી છો કેમકે તમોયે જેમ મંદરાચલમાં અશ્વિનીકુમારો પ્રવેશ કરે તેમ મારા પુત્રોને વનમાં પ્રવેશ કરતા જોયા છે. (૧૦)

किमुवाच वचो रामः किमुवाच च लक्ष्मणः । सुमन्त्र वनमासाद्य किमुवाच च मैथिली ॥११॥
હે સૂત વનમાં પ્રવેશ કરતાં રામે, લક્ષ્મણે અને સીતાયે શું કહ્યું હતું? (૧૧)

आसितं शयितं भुक्तं सूत रामस्य कीर्तय । जीविष्याम्ययमेतेन ययातिरिव साधुषु ॥१२॥
રાત્રે ક્યાં બેઠા? શું ખાધું? ક્યાં ઊંઘ્યા? આ બધું તમે મને કહો. આટલાથી પણ સાધુવોની વચમાં પતિત થયેલા યયાતિની જેમ હું જીવીશ. (૧૨)

इति सूतो नरेन्द्रेण चोदितः सज्जमानया । उवाच वाचा राजानं स बाष्पपरिबद्धया ॥१३॥
રાજાથી રામના સમાચાર કહેવા માટે આમ પ્રેરાયેલા સૂત, અવરુદ્ધકંઠે બોલ્યા. (૧૩)

अब्रवीन्मे महाराज धर्ममेवानुपालयन् । अञ्जलिं राघवः कृत्वा शिरसाभिप्रणम्य च ॥१४॥
હે મહારાજ, ધર્મનું પાલન કરતા રામે હાથ જોડીને, માથું નમાવીને મને કહ્યું કે....(૧૪)

सूत मद्वचनात् तस्य तातस्य विदितात्मनः । शिरसा वन्दनीयस्य वन्द्यौ पादौ महात्मनः ॥१५॥
હે સૂત, અતિજ્ઞાની અને મહાત્મા પિતાશ્રીના ચરણોમાં મારા પ્રણામ નિવેદન કરશો. (૧૫)

सर्वमन्तःपुरं वाच्यं सूत मद्वचनात् त्वया । आरोग्यमविशेषेण यथार्हमभिवादनम् ॥१६॥
અને અંતઃપુરમાં બધાંને મારા કુશળ સમાચાર કહેશો અને યથાયોગ્ય બધાંને પ્રણામ કહેશો.

**माता च मम कौसल्या कुशलं चाभिवादनम् । अप्रमादं च वक्तव्या ब्रूयाश्चैनामिदं वचः ॥१७॥**

મારાં માતાને પણ મારા કુશળ સમાચાર અને પ્રણામ કહેશો. અને સાવધાન થયીને તેમને આ પણ કહેશો કે..... (૧૭)

**धर्मनित्या यथाकालमग्न्यगारपरा भव । देवि देवस्य पादौ च देववत् परिपालय ॥१८॥**

હે દેવિ, ધર્મપરાયણ થયીને યથાસમય અગ્નિહોત્ર કરતાં રહેશો અને મહારાજની ચરણસેવા દેવીની પેઠે કરશો. (૧૮)

**अभिमानं च मानं च त्यक्त्वा वर्तस्व मातृषु । अनुराजानमार्या च कैकेयीमम्ब कारय ॥१९॥**

અને હે માતા, માન, અભિમાન તજીને બધી માતાવો સાથે પ્રેમમય વહેવાર કરશો. તેમ જ રાજા અને આર્યા કૈકેયીની સાથે પણ મધુર વહેવાર કરશો. (૧૯)

**कुमारे भरते वृत्तिर्वर्तितव्या च राजवत् । अप्यज्येष्ठा हि राजानो राजधर्ममनुस्मर ॥२०॥**

અને કુમાર ભરત પ્રત્યે રાજાની સાથે કરાય તેવો વ્યવહાર કરવા કહેશો. રાજધર્મનું સ્મરણ કરીને, નાના હોય તો પણ તે રાજા છે, તે ભુલવું નહિ. (૨૦)

**भरतः कुशलं वाच्यो वाच्यो मद्वचनेन च । सर्वास्वेव यथान्यायं वृत्तिं वर्तस्व मातृषु ॥२१॥**

અને મારી ઓરથી ભરતને કુશળ સમાચાર કહેશો અને કહેશો કે માતાવો સાથે નીતિને અનુસરીને વ્યવહાર કરે. (૨૧)

**वक्तव्यश्च महाबाहुरिक्ष्वाकुकुलनन्दनः । पितरं यौवराज्यस्थो राज्यस्थमनुपालय ॥२२॥**

અને એમ કહેશો કે યુવરાજપદ ઉપર સ્થિર થયીને રાજ્યમાં જ રહેલા પિતાની રક્ષા કરશો.

**अतिक्रान्तवया राजा मा स्मैनं व्यवरोरुधः । कुमार राज्ये जीवस्व तस्यैवाज्ञाप्रवर्तनात् ॥२३॥**

પિતાજિની અવસ્થા બહુ વધારે છે માટે એમની ઇચ્છા અને કાર્યમાં કોયી અવરોધ કરશો નહિ અને યુવરાજપદ પર રહીને તેમની જ આજ્ઞાને અનુસરીને રાજ્યનો નિર્વાહ કરશો. (૨૩)

**अब्रवीच्चापि मां भूयो भृशमश्रूणि वर्तयन् । मातेव मम माता ते द्रष्टव्या पुत्रगर्धिनी ॥२४॥**

અને રડતાં રડતાં મને ફરી ફરીથી રામે કહ્યું છે કે હે ભરત પુત્રના હિત ચાહનારી મારી માતા સાથે પણ તમે તમારી માતાની જેમ જ વર્તશો. (૨૪)

**इत्येवं मां महाबाहुर्ब्रुवन्नेव महायशाः । रामो राजीवपत्राक्षो भृशमश्रूण्यवर्तयत् ॥२५॥**

હે મહારાજ, મહાબાહુ અને મહાયશસ્વી રામ આમ કહેતાં કહેતાં ખૂબ રડયાં હતાં. (૨૫)

**लक्ष्मणस्तु सुसंक्रुद्धो निःश्वसन् वाक्यमब्रवीत् । केनायमपराधेन राजपुत्रो विवासितः ॥२६॥**

અને લક્ષ્મણે તો ક્રોધ સાથે નિસાસાં નાંખતા કહ્યું હતું કે કયા અપરાધને લીધે રાજપુત્ર રામને વનવાસ આપવામાં આવ્યો છે. (૨૬)

**राज्ञा तु खलु कैकेय्या लघु चाश्रुत्य शासनम् । कृतं कार्यमकार्यं वा वयं येनाभिपीडिताः ॥२७॥**

રાજાયે કૈકેયીની ક્ષુદ્ર વાત સાંભળીને જે કાર્ય કે અકાર્ય કર્યું છે તેનાથી અમે દુઃખી થયાં છીયે. (૨૭)

यदि प्रव्राजितो रामो लोभकारणकारितम् । वरदाननिमित्तं वा सर्वथा दुष्कृतं कृतम् ॥२८॥

રામજીને વનવાસ આપ્યો છે તે રાજ્યલોભને લીધે કૈકેયીયે કરાવ્યો છે અથવા વરદાનને લીધે આમ થયું છે, ગમે તેમ થયું છે. પણ આ થયું છે ખોટું. (૨૮)

इदं तावद् यथाकाममीश्वरस्य कृते कृतम् । रामस्य तु परित्यागे न हेतुमुपलक्षये ॥२९॥

કદાચ ઇશ્વરની પ્રેરણાથી આ કામ થયું હોય, પણ રામના ત્યાગમાં હું કંઈ કારણ જોતો નથી. (૨૯)

असमीक्ष्य समारब्धं विरुद्धं बुद्धिलाघवात् । जनयिष्यति संक्रोशं राघवस्य विवासनम् ॥३०॥

બુદ્ધિ કામ ન કરી શકી તેથી વિચાર કર્યા વિના રાજાયે આ કામ કર્યું હોય તો પણ રામનો વનવાસ, રાજા માટે નિંદાનો અવસર લોકોને આપશે. (૩૦)

अहं तावन्महाराजे पितृत्वं नोपलक्षये । भ्राता भर्ता च बन्धुश्च पिता च मम राघवः ॥३१॥

હું તો મહારાજમાં પિતૃભાવ જોતો જ નથી. મારા માટે, રામ જ પિતા, ભાયી, સ્વામી અને કુટુમ્બી જન છે. (૩૧)

सर्वलोकप्रियं त्यक्त्वा सर्वलोकहिते रतम् । सर्वलोकोनुरज्येत कथं चानेन कर्मणा ॥३२॥

જે રામ બધાના પ્રિય હતા જે સૌના હિત કરતા હતા તેમનો ત્યાગ કરનાર મહારાજના આ કર્મથી પ્રજા તેમનામાં કયી રીતે અનુરક્ત રહેશે. (૩૨)

सर्वप्रजाभिरामं हि रामं प्रव्रज्य धार्मिकम् । सर्वलोकविरोधेन कथं राजा भविष्यति ॥३३॥

સર્વ પ્રજાના પ્રિય, ધર્માત્મા રામને વનમાં મોકલીને બધી પ્રજાના વિરોધને લીધે રાજા કયી રીતે જીવશે. (૩૩)

जानकी तु महाराज निःश्वसन्ती तपस्विनी । भूतोपहतचित्तेव विष्ठिता विस्मृता स्थिता ॥३४॥

અને હે મહારાજ, જાનકી તો કેવળ નિસાસા નાખતાં હતાં અને જેમ કોયી ભૂત વળગ્યું હોય તેમ ચૂપચાપ બધું ભૂલીને બેઠાં હતાં. (૩૪)

अदृष्टपूर्वव्यसना राजपुत्री यशस्विनी । तेन दुःखेन रुदती नैव मां किंचिदब्रवीत् ॥३५॥

રાજપુત્રી સીતાયે કદી દુઃખ તો જોયું જ ન હતું તેથી તેવો કેવળ રડતાં હતાં અને મને કશું કહ્યું નથી. (૩૫)

तथैव रामोऽश्रुमुखः कृताञ्जलिः स्थितोऽब्रवील्लक्ष्मणबाहुपालितः ।
तथैव सीता रुदती तपस्विनी निरीक्षते राजरथं तथैव माम् ॥३६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चपञ्चाशः सर्गः ॥५५॥

હું જ્યારે ચાલવા લાગ્યો ત્યારે રામ પણ રડતા હતા, હાથ ઉપર હાથ મૂકીને બેઠા હતા. લક્ષ્મણે પોતાના બાહુથી તેમને ટેકો આપ્યો હતો. સીતાજી પણ રડતાં હતાં. અને રાજરથને તેમ જ મને જોતાં હતાં. (૩૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षट्पञ्चाशः सर्गः

मम त्वश्वा निवृत्तस्य न प्रावर्तन्त वर्त्मनि । उष्णमश्रु विमुञ्चन्तो रामे सम्प्रस्थिते वनम् ॥१॥

શ્રીરામ જ્યારે વનમાં આગળ ગયા અને હું અયોધ્યા આવવા માટે ચાલ્યો ત્યારે મારા ઘોડા આંસુ સારતા હતા અને આગળ ચાલતા ન હતા. (૧)

उभाभ्यां राजपुत्राभ्यामथ कृत्वाहमञ्जलिम् । प्रस्थितो रथमास्थाय तद्दुःखमपि धारयन् ॥२॥

બન્ને રાજકુમારોને પ્રણામ કરી, તે દુઃખને સહન કરતો હું, રથ ઉપર ચડીને પાછો ફર્યો. (૨)

गुहेन सार्धं तत्रैव स्थितोऽस्मि दिवसान् बहून् । आशया यदि मां रामः पुनः शब्दापयेदिति ॥३॥

ત્યાં ગુહની સાથે હું કેટલાય દિવસો આ આશાએ રહ્યો છું કે કદાચ રામ મને ફરીથી બોલાવે. (૩)

विषये ते महाराज महाव्यसनकर्शिताः । अपि वृक्षाः परिम्लानाः सपुष्पाङ्कुरकोरकाः ॥४॥

હે મહારાજ, આપના રાજ્યમાં આ દુઃખથી પીડાતાં વૃક્ષોનાં ફૂલો, અંકુરો પણ મ્લાન થયી ગયાં છે. (૪)

उपतप्तोदका नद्यः पल्वलानि सरांसि च । परिशुष्कपलाशानि वनान्युपवनानि च ॥५॥

નદિયો, તલાવો અને મોટા તલાવો પણ સૂકાયી ગયાં છે તેમ જ વન અને ઉપવનમાં પાંદડાં સૂકાયી ગયાં છે. (૫)

न च सर्पन्ति सत्त्वानि व्याला न प्रचरन्ति च । रामशोकाभिभूतं तन्निष्कूजमभवद् वनम् ॥६॥

વનવાસી લોકો હરતા ફરતા નથી. સર્પાદિ પણ ફરતા નથી. રામના શોકથી આખું વન જાણે સૂમસામ થયી ગયું હોય. (૬)

लीनपुष्करपत्राश्च नद्यश्च कलुषोदका । संतप्तपद्माः पद्मिन्यो लीनमीनविहङ्गमाः ॥७॥

કમળનાં પત્રો કરમાયી ગયાં છે. નદિયોનું પાણી ગંદુ થયી ગયું છે. પક્ષિયો અને માછલાં પણ નિઃશબ્દ થયાં છે. (૭)

जलजानि च पुष्पाणि माल्यानि स्थलजानि च । नाद्य भान्त्यल्पगन्धीनि फलानि च यथापुरम् ॥

જળના અને સ્થળના પુષ્પો અને ફળો પહેલાંની પેઠે સુગંધિવાળા રહ્યાં નથી. (૮)

अत्रोद्यानानि शून्यानि प्रलीनविहगानि च । न चाभिरामानारामान् पश्यामि मनुजर्षभ ॥९॥

હે મહારાજ, પક્ષિયોથી ઉદ્યાનો શૂન્ય થયી ગયાં છે. બગીચાવો સારા લાગતા નથી. (૯)

प्रविशन्तमयोध्यायां न कश्चिदभिनन्दति । नरा राममपश्यन्तो निःश्वसन्ति मुहुर्मुहुः ॥१०॥

મેં અયોધ્યામાં પ્રવેશ કર્યો ત્યારે લોકો રામને નહિ જોયીને વારંવાર નિસાસા નાંખતા હતા. અને મને જોયીને કોયી મને સારું કહેતું ન હતું (૧૦)

देव राजरथं दृष्ट्वा विना राममिहागतम् । दूरादश्रुमुखः सर्वो राजमार्गे गतो जनः ॥११॥

હે મહારાજ, રાજરથને રામ વિનાનો જોયીને જે લોકો રાજમાર્ગમાં હતા તેવોની આંખોમાંથી આંસુ વહેતા હતા. (૧૧)

हर्म्यैर्विमानैः प्रासादैरवेक्ष्य रथमागतम् । हाहाकारकृता नार्यो रामादर्शनकर्शिताः ॥१२॥

કોઠાથી, અટારિયોથી, મહેલોથી સ્ત્રિયો રામ વિનાનો રથ જોયીને હાહાકાર કરતાં હતાં. (૧૨)

आयतैर्विमलैर्नेत्रैरश्रुवेगपरिप्लुतैः । अन्योन्यमभिवीक्षन्तेऽव्यक्तमार्ततरः स्त्रियः ॥१३॥

મોટી મોટી તથા નિર્મળ પરન્તુ આંસુવોથી ભરેલી આંખો વડે દુઃખિત સ્ત્રિયો એક બીજાને જોયી રહ્યાં હતાં. (૧૩)

नामित्राणां न मित्राणामुदासीनजनस्य च । अहमार्ततया कंचिद् विशेषं नोपलक्षये ॥१४॥

શત્રુ, મિત્ર, ઉદાસીન બધાં દુઃખી હતાં. કોયીમાં કોયી ભેદ જોવામાં આવતો ન હતો. (૧૪)

अप्रहृष्टमनुष्या च दीननागतुरंगमा । आर्तस्वरपरिम्लाना विनिःश्वसितनिःस्वना ॥१५॥

મનુષ્યો અપ્રસન્ન છે. હાથિયો અને ઘોડાવો દુઃખી છે. બધાંય આર્તસ્વર શબ્દ કરી રહ્યા છે. (૧૫)

निरानन्दा महाराज रामप्रव्राजनातुरा । कौसल्या पुत्रहीनेव अयोध्या प्रतिभाति मे ॥१६॥

હે મહારાજ, અયોધ્યામાં કોયી આનંદ જણાતો નથી રામના વનવાસથી તે દુઃખી છે. જેમ કાસલ્યા પુત્રહીન થયાં છે તેમ જ અયોધ્યા પણ પુત્રહીન લાગે છે. (૧૬)

सूतस्य वचनं श्रुत्वा वाचा परमदीनया । बाष्पोपहतया सूतमिदं वचनमब्रवीत् ॥१७॥

સૂતના વચન સાંભળી આંસુથી ગદ્‌ગદ થયેલી દીન વાણીથી રાજાયે સૂતને કહ્યું. (૧૭)

कैकेय्या विनियुक्तेन पापाभिजनभावया । मया न मन्त्रकुशलैर्वृद्धैः सह समर्थितम् ॥१८॥

હે સુમંત્ર, નીચ કળમાં જન્મેલી કૈકેયીવડે રામને જંગલમાં મોકલવા માટે પ્રેરાયેલા મેં મંત્રમાં કુશળ આવા વૃદ્ધો સાથે કોયી મંત્રણા કરી ન હતી. (૧૮)

न सुहृद्भिर्न चामात्यैर्मन्त्रयित्वा च नैगमैः । मयायमर्थः सम्मोहात् स्त्रीहेतोः सहसा कृतः ॥१९॥

મિત્રો, મંત્રિયો, શાસ્ત્રજ્ઞોની સાથે વિચાર કર્યા વિના જ કૈકેયીને માટે મેં આ કાર્ય કરી નાંખ્યું. (૧૯)

भवितव्यतया नूनमिदं वा व्यसनं महत् । कुलस्यास्य विनाशाय प्राप्तं सूत यदृच्छया ॥२०॥

હે સૂત, ભાવી બળવાન્ છે. તેને લીધે જ આ કુળના નાશમાટે. આ મોટું દુઃખ આવી પડ્યું. (૨૦)

सूत यद्यस्ति ते किंचिन्मयापि सुकृतं कृतम् । त्वं प्रापयाशु मां रामं प्राणाः संत्वरयन्ति माम् ॥

હે સૂત, જો મેં તમારું કંયી પણ સારું કર્યું હોય તો, તમે મને ત્યાં લયી ચાલો જ્યાં રામ છે. મારા પ્રાણુ મને ઉતાવળ કરાવે છે, (૨૧)

यद्यद्यापि ममैवाज्ञा निवर्तयतु राघवम् । न शक्ष्यामि विना रामं मुहूर्तमपि जीवितुम् ॥२२॥

જો આજે પણ મારી આજ્ઞા માનવામાં આવતી હોય તો હું આજ્ઞા કરું છું કે રામને પાછો લયી આવો. તેના વિના હું ક્ષણ પણ જીવી શકું તેમ નથી. (૨૨)

अथवापि महाबाहुर्गतो दूरं भविष्यति । मामेव रथमारोप्य शीघ्रं रामाय दर्शय ॥२३॥

અથવા તે વિશાળ બાહુવાળા રામ વધારે દૂર નીકળી ગયા હશે, માટે મને જ રથમાં ચડાવીને શીઘ્ર રામનાં દર્શન કરાવો. (૨૩)

वृत्तदंष्ट्रो महेष्वासः क्वासौ लक्ष्मणपूर्वजः । यदि जीवामि साध्वेनं पश्येयं सीतया सह ॥२४॥

કુંદના કુડ્મલ જેવા દાંતવાળા, ભારે ધનુષ્ ચલાવનાર તે રામ કયાં છે? જો સીતા સાથે રામને હું જોયી શકું તો સારું. (૨૪)

अतो नु किं दुःखतरं योहमिक्ष्वाकुनन्दनम् । इमामवस्थामापन्नो नेह पश्यामि राघवम् ॥२५॥

આથી વધારે દુઃખ મારે માટે શું હોયી શકે કે આવી દશાને પ્રાપ્ત થયેલો હું ઇશ્વાકુનન્દનને જોયી શકતો નથી. (૨૫)

हा राम रामानुज हा हा वैदेहि तपस्विनि । न मां जानीत दुःखेन म्रियमाणमनाथवत् ॥२६॥

હા રામ, હા લક્ષ્મણ, હા સીતે, તમે તો કયાંથી જાણો કે હું અનાથની પેઠે મરવાની અણી ઊપર છું. (૨૬)

स तेन राजा दुःखेन भृशमर्पितचेतनः । अवगाढः सुदुष्पारं शोकसागरमब्रवीत् ॥२७॥

તે દુઃખથી રાજા દશરથની ચેતના શક્તિ જતી રહી હતી. ભારે કઠિનતાથી પાર થયી શકે આવા શોકસાગરમાં પડેલા રાજા બોલ્યા. (૨૭)

रामशोकमहावेगः सीताविरहपारगः । श्वसितोर्मिमहावर्तो बाष्पवेगजलाविलः ॥२८॥

बाहुविक्षेपमीनोऽसौ विक्रन्दितमहास्वनः । प्रकीर्णकेशशैवालः कैकेयीवडवामुखः ॥२९॥

ममाश्रुवेगप्रभवः कुब्जावाक्यमहाग्रहः । वरवेलो नृशंसाया रामप्रव्राजनायतः ॥३०॥

રામને લીધે જે શોક તેજ મહાવેગ હતો જેમાં; સીતાના વિયોગથી ઉત્પન્ન જે શોકસાગર તેનાથી સંગત; બહાર ભીતર આવતા જતા શ્વાસપ્રશ્વાસ તેજ હતા ઉર્મિ જેમાં, તે, અને કૌસલ્યા આદિના અશ્રુજળથી મલિન; હાથોના ઉછાળવા તેજ હતા માછલા જેમાં, તે; રડવું એ જ હતો મહાશબ્દ જેનો, તે, વિખરાયેલા કેશો જ શૈવાલ હતા જેમાં, તે, કૈકેયી જ બડવાનલ હતી જેમાં, તે, મારા અશ્રુવેગથી ઉત્પન્ન થયેલા; મંથરાના વચનરૂપ મહાગ્રાહ હતા જેમાં, મંથરાજ જેની વેલા હતી, તે; અને રામના વનવાસથી વિસ્તૃત થયેલો. (૨૮-૩૦)

यस्मिन् बत निमग्नोऽहं कौसल्ये राघवं विना । दुस्तरो जीवता देवि मयायं शोकसागरः ॥३१॥

આવા તે સાગરમાં હે કૌશલ્યા રામ વિના હું ડૂબી રહ્યો છું. તે હે દેવિ જીવતાં તો મારે માટે દુસ્તર છેઃન તરી શકાય તેવો છે. (૩૧)

अशोभनं योऽहमिहाद्य राघवं दिदृक्षमाणो न लभे सलक्ष्मणम् ।
इतीव राजा विलपन् महायशाः पपात तूर्णं शयने स मूर्च्छितः ॥३२॥

હું રામ અને લક્ષ્મણને જોવા ઇચ્છું છું પણ જોયી શકતો નથી. આ મોટું દુઃખ છે. આ રીતે વિલાપ કરતાં યશસ્વી રાજા મૂર્છા પામીને તરત પથારીમાં પડી ગયા. (૩૨)

इति विलपति पार्थिवे प्रणष्टे करुणतरं द्विगुणं च रामहेतोः ।
वचनमनुनिशम्य तस्य देवी भयमगमत् पुनरेव राममाता ॥३३॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे षट्पञ्चाशः सर्गः ॥५६॥

આ રીતે જ્યારે મહારાજ દશરથ, રામ માટે ભારે કરુણ વિલાપ કરી રહ્યા હતા ત્યારે તેમનું વચન સાંભળી કૌસલ્યાજી ફરીથી બી ગયા. (૩૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષટ્પંચાશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तपञ्चाशः सर्गः

ततो भूतोपसृष्टेव वेपमाना पुनः पुनः । धरण्यां गतसत्त्वेव कौसल्या सूतमब्रवीत् ॥१॥
શ્રીકૌસલ્યા ભૂત વળગ્યો હોય એવી સ્થિતિમાં ધ્રૂજતાં, નિર્જીવની પેઠે પૃથ્વી ઉપર પડી ગયાં અને તેમણે સૂતને કહ્યું. (૧)

नय मां यत्र काकुत्स्थः सीता यत्र च लक्ष्मणः । तान् विना क्षणमप्यद्य जीवितुं नोत्सहे ह्यहम् ॥
જ્યાં રામ, સીતા અને લક્ષ્મણ છે ત્યાં જ મને પહોંચાડો. તેમના વિના હું જીવવા નથી ઇચ્છતી.

निवर्तय रथं शीघ्रं दण्डकान्नय मामपि । अथ तान् नानुगच्छामि गमिष्यामि यमक्षयम् ॥२॥
રથને પાછો વાળો અને મને પણ દંડકારણ્યમાં પહોંચાડો. જો હું તેમની પાસે નહિ જાવું તો હું મરણ પામીશ (૩)

बाष्पवेगोपहतया स वाचा सज्जमानया । इदमाश्वासयन् देवीं सूतः प्राञ्जलिरब्रवीत् ॥४॥
રામની સાથે જોડેરેલી અને આંસુના વેગથી તોતડાતી વાણીથી કૌશલ્યાજીને આશ્વાસન આપતા હાથ જોડીને સૂત બોલ્યા. (૪)

त्यज शोकं च मोहं च सम्भ्रमं दुःखजं तथा । व्यवधूय च सन्तापं वने वत्स्यति राघवः ॥५॥
તમે શોક અને મોહ તેમ જ દુઃખને લીધે વ્યાકુલતાનો ત્યાગ કરો. રામજી તો સંતાપને ત્યજીને વનમાં નિવાસ કરશે. (૫)

लक्ष्मणश्चापि रामस्य पादौ परिचरन् वने । आराधयति धर्मज्ञः परलोकं जितेन्द्रियः ॥६॥
રામજીના ચરણોની સેવા કરતા ધર્મજ્ઞ અને જિતેંદ્રિય લક્ષ્મણજી પણ પરલોકની આરાધના કરે છે. (૬)

विजनेऽपि वने सीता वासं प्राप्य गृहेष्विव । विस्रम्भं लभतेऽभीता रामे विन्यस्तमानसा ॥७॥
સીતાજી પણ નિર્જન વનમાં નિર્ભય થઈને રામજીમાં જ મનને લગાડીને, ઘરની પેઠે સુખથી રહે છે. (૭)

नास्या दैन्यं कृतं किंचित् सुसूक्ष्ममपि लक्ष्यते । उचितेव प्रवासानां वैदेही प्रतिभाति मे ॥८॥
તનિક પણ તેમના ઉપર દીનતા કે વ્યગ્રતા જણાતી નથી. એમ લાગે છે કે જાણે તેવો વનવાસથી ટેવાયેલાં ન હોય. (૮)

नगरोपवनं गत्वा यथा स्म रमते पुरा । तथैव रमते सीता निर्जनेषु वनेष्वपि ॥९॥
અયોધ્યાના ઉપવનમાં સીતાજી જે રીતે રમતાં હતાં તેવી જ રીતે નિર્જન વનમાં પણ રમે છે.

बालेव रमते सीता बालचन्द्रनिभानना । रामा रामे ह्यदीनात्मा विजनेऽपि वने सती ॥१०॥
નવીન ચંદ્ર જેવા મુખવાળી સીતાજી, નિર્જન વનમાં પણ બાલિકાની જેમ રામની પાસે રમતાં રહે છે. (૧૦)

तद्गतं हृदयं यस्यास्तदधीनं च जीवितम् । अयोध्या हि भवेदस्या रामहीना तथा वनम् ॥११॥
સીતાજીના હૃદયમાં રામનું જ સ્મરણ હોય છે અને જેમનું જીવન રામને જ અધીન છે આવી સીતાજીને માટે રામ વિનાની અયોધ્યા પણ વનસમાન જ છે. (૧૧)

परिपृच्छति वैदेही ग्रामांश्च नगराणि च । गतिं दृष्ट्वा नदीनां च पादपान् विविधानपि ॥१२॥

માર્ગમાં આવતાં ગામો અને નગરોનાં નામો સીતા પૂછ્યા કરે છે. તેમ જ નદિયો અને જાત જાતનાં વૃક્ષો જોયીને તેમનાં પણ નામો પૂછ્યા કરે છે. (૧૨)

रामं वा लक्ष्मणं वापि दृष्ट्वा जानाति जानकी । अयोध्या क्रोशमात्रे तु विहारमिव साश्रिता ॥१३॥

રામ અને લક્ષ્મણને જોયીને સીતાજી તો એમ જ માને છે કે અયોધ્યા તો અહીંથી એકાદ ગાઉ જ દૂર છે. અને વિહાર માટે અમે અહિં આવ્યા છીયે. (૧૩)

इदमेव स्मराम्यस्याः सहसैवोपजल्पितम् । कैकेयीसंश्रितं जल्पं नेदानीं प्रतिभाति माम् ॥१४॥

ध्वंसयित्वा तु तद् वाक्यं प्रमादात् पर्युपस्थितम् । ह्लादनं वचनं सूतो देव्या मधुरमब्रवीत् ॥१५॥

સીતાસંબંધી સ્વાભાવિક રીતે વાતો ને જ હું સ્મરું છું. પ્રમાદથી કૈકેયીની વાતો વચમાં આવી ગયેલી, તેને મૂકી દયીને શ્રી કૌસલ્યાજીને પ્રસન્નતા આપનાર મધુર વચન સૂતજી બોલવા લાગ્યા. (૧૪-૧૫)

अध्वना वातवेगेन सम्भ्रमेणातपेन च । न विगच्छति वैदेह्याश्चन्द्रांशुसदृशी प्रभा ॥१६॥

માર્ગથી, વહેતા વાયુના વેગથી કે વાઘ આદિના દર્શનથી ગભરાટને લીધે અને તાપ તડકાથી પણ સીતાજીના મુખચંદ્રની શોભા બદલાતી નથી. (૧૬)

सदृशं शतपत्रस्य पूर्णचन्द्रोपमप्रभम् । वदनं तद् वदान्याया वैदेह्या न विकम्पते ॥१७॥

કમળસમાન કે પૂર્ણચંદ્રસમાન તે ઉદાર વૈદેહીનું મુખ તનિકપણ ધ્રૂજતું નથી=મલિન થતું નથી. (૧૭)

अलक्तरसरक्ताभावलक्तरसवर्जितौ । अद्यापि चरणौ तस्याः पद्मकोशसमप्रभौ ॥१८॥

પગે લગાડવાના અલતા રંગ વિના પણ સીતાજીના ચરણો હજી પણ કમલ જેવા જ શોભે છે.

नूपुरोत्कृष्टलीलेव खेलं गच्छति भामिनी । इदानीमपि वैदेही तद्रागा न्यस्तभूषणा ॥१९॥

નૂપુરોના શબ્દોથી જેમણે હંસ આદિની લીલાને લજ્જિત કર્યા છે આવી સીતા અત્યારે પણ રામને સારું લાગે તેને લીધે, ઘરેણાં વિના પણ રમત રમે છે. (૧૯)

गजं वा वीक्ष्य सिंहं वा व्याघ्रं वा वनमाश्रिता । नाहारयति संत्रासं बाहू रामस्य संश्रिता ॥२०॥

જંગલમાં હાથી, વાઘ કે સિંહને જોયાંને રામના બાહુના આશ્રયે બેઠેલી સીતા, તનિક પણ બીતાં નથી. (૨૦)

न शोच्यास्ते न चात्मा ते शोच्यो नापि जनाधिपः । इदं हि चरितं लोके प्रतिष्ठास्यति शाश्वतम्

હે કૌસલ્યા, તેવો ત્રણે જણ માટે શોક કરવા જેવું કંયી જ નથી. તમારા માટે પણ શોક કરો નહિ, મહારાજ માટે પણ શોક કરો નહિ. આ જે બનાવ બની ગયો છે તેને અનંત કાળ સુધી લોકો સંભારશે. (૨૧)

विधूय शोकं परिहृष्टमानसा महर्षियाते पथि सुव्यवस्थिताः ।
वने रता वन्यफलाशनाः पितुः शुभां प्रतिज्ञां प्रतिपालयन्ति ते ॥२२॥

તેવો તો શોકનો ત્યાગ કરીને પ્રસન્નમનથી, મહર્ષિયોની મર્યાદામાં સુસ્થિર થયીને, વનમાં જંગલી ફલ મૂલ ખાયીને પિતાની આજ્ઞાનું પાલન કરી રહ્યાં છે. (૨૨)

तथापि सूतेन सुयुक्तवादिना निवार्यमाणा सुतशोककर्शिता ।
न चैव देवी विरराम कूजितात् प्रियेति पुत्रेति च राघवेति च ॥२३॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे सप्तपञ्चाशः सर्गः ॥५७॥

યુક્તિ સાથે બોલનાર સૂતે આ રીતે સમાચાર કહ્યા, છતાં પુત્રના શોકથી પીડિત કૌસલ્યાજી હા પ્રિય હા પુત્ર, હા-રાઘવ, એમ કહીને રડતાં જ રહ્યાં. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તપંચાશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टपञ्चाशः सर्गः

वनं गते धर्मगते रामे रमयतां वरे । कौसल्या रुदती चार्ता भर्तारमिदमब्रवीत् ॥१॥

શ્રી કૌસલ્યાજિયે ધર્મપરાયણ રામ વનમાં ગયા ત્યાર પછી રડતાં રડતાં દુઃખિની થયીને રાજાને આમ કહ્યું. (૧)

यद्यपि त्रिषु लोकेषु प्रथितं ते महद् यशः । सानुक्रोशो वदान्यश्च प्रियवादी च राघव ॥२॥

તમે દયાળુ, દાતા અને પ્રિય-વાદી છો, આવી રીતે તમારી કીર્તિ ત્રણે લોકમાં પ્રખ્યાત છે. (૨)

कथं नरवरश्रेष्ठ पुत्रौ तौ सह सीतया । दुःखितौ सुखसंवृद्धौ वने दुःखं सहिष्यतः ॥३॥

પણ હે મહારાજ, સુખમાં ઉછેરલાં સીતા, રામ અને લક્ષ્મણ કયી રીતે દુઃખને સહન કરશે.

सा नूनं तरुणी श्यामा सुकुमारी सुखोचिता । कथमुष्णं च शीतं च मैथिली विसहिष्यते ॥४॥

અને તરુણી, સુકુમારી અને શ્યામા એટલે સોળ વર્ષ જેવી લાગતી સીતા કયી રીતે ટાઢ તડકાને સહન કરશે ? (૪)

भुक्त्वाशनं विशालाक्षी सूपदंशान्वितं शुभम् । वन्यं नैवारमाहारं कथं सीतोपभोक्ष्यते ॥५॥

સુંદર સુંદર પકવાન્નને જમનારી તે સીતા કયી રીતે હવે જંગલી આહાર કરતી હશે. (૫)

गीतवादित्रनिर्घोषं श्रुत्वा शुभसमन्विता । कथं क्रव्यादसिंहानां शब्दं श्रोष्यत्यशोभनम् ॥६॥

ગીત અને જાત જાતનાં વાજિંત્રોના શબ્દો સાંભળનારી તે સીતા હવે વનમાં સિંહ વ્યાઘ્ર આદિના ભયંકર શબ્દો કયી રીતે સાંભળશે. (૬)

महेन्द्रध्वजसंकाशः क्व नु शेते महाभुजः । भुजं परिघसंकाशमुपाधाय महाबलः ॥७॥

બધાંને આનંદ આપનાર વિશાળ ભુજાવાળા મહાબલશાળી રામ ભૂમિ ઉપર માથું મૂકીને કયી રીતે ઊંઘતા હશે. (૭)

पद्मवर्णं सुकेशान्तं पद्मनिश्वासमुत्तमम् । कदा द्रक्ष्यामि रामस्य वदनं पुष्करेक्षणम् ॥८॥

કમળ જેવા રંગવાળા, જેના શ્વાસમાંથી કમળ જેવી સુગંધ આવે છે, તેવા રામનું કમળ જેવું અને સુંદર કેશવાળું તે મુખ હું ક્યારે જોયીશ. (૮)

वज्रसारमयं नूनं हृदयं मे न संशयः । अपश्यन्त्या न तं यद् वै फलतीदं सहस्रधा ॥९॥

અવશ્ય મારું હૃદય વજ્રનું બનેલું છે તેથી જ રામને ન જોતાં તે ખંડખંડ થયીને ફાટી જતું નથી. (૯)

**यत् त्वया करुणं कर्म व्यपोह्य मम बान्धवाः । निरस्ताः परिधावन्ति सुखार्हाः कृपणा वने ॥१०॥**

મારાં છોકરાંને તમે વનમાં મોકલીને નિર્દય કાર્ય કર્યું છે. તેને લીધે જ સુખને યોગ્ય તેવો દીન થયીને વનમાં ભટકે છે. (૧૦)

**यदि पञ्चदशे वर्षे राघवः पुनरेष्यति । जह्याद् राज्यं च कोपं च भरतो नोपलक्ष्यते ॥११॥**

જો પંદરમા વર્ષે અર્થાત્ ચોદમાં વર્ષના અંતે રામ ફરી અહિં આવશે તો પણ, નથી લાગતું કે ભરત રાજ્ય અને કોષનો ત્યાગ કરશે. (૧૧)

**भोजयन्ति किल श्राद्धे केचित् स्वानेव बान्धवान् । ततः पश्चात् समीक्षन्ते कृतकार्या द्विजोत्तमान्**

કેટલાંક લોકો શ્રાદ્ધમાં પોતાના સંબંધિયોને જમાડીને, નિવૃત્ત થયીને જ પછી બ્રાહ્મણોને જમાડે છે.

**तत्र ये गुणवन्तश्च विद्वांसश्च द्विजातयः । न पश्चात् तेऽभिमन्यन्ते सुधामपि सुरोपमाः ॥१३॥**

પણ ત્યારે જે ગુણવાળા વિદ્વાન્ બ્રાહ્મણો હોય છે તેવો પાછળથી, અમૃતને પણ–અમૃતતુલ્ય ભોજનને પણ ખાવા ઇચ્છતા નથી. (૧૩)

**ब्राह्मणेष्वपि वृत्तेषु भुक्तशेषं द्विजोत्तमाः । नाभ्युपेतुमलं प्राज्ञाः शृङ्गच्छेदमिवर्षभाः ॥१४॥**

જેમ બળદિયા પોતાના શીંગડા કપાયા પછી કંયી પણ ખાવાની ઇચ્છા કરતા નથી અથવા જેમ સારા બ્રાહ્મણો જમી ઉઠયા પછી, બીજા સારા બ્રાહ્મણો પાછળથી ખાવા ઇચ્છતા નથી. (૧૪)

**एवं कनीयसा भ्रात्रा भुक्तं राज्यं विशाम्पते । भ्राता ज्येष्ठो वरिष्ठश्च किमर्थं नावमन्यते ॥१५॥**

આવી રીતે હે રાજન્, નાના ભાયીનું ઉચ્છિષ્ટ રાજ્ય તે જયેષ્ઠ અને શ્રેષ્ઠ ભાયી શા માટે અંગીકાર કરશે. (૧૫)

**न परेणाहृतं भक्ष्यं व्याघ्रः खादितुमिच्छति । एवमेव नरव्याघ्रः परलीढं न मंस्यते ॥१६॥**

જેમ બીજાયે ખાધેલાં અને વધેલાં માંસને વાઘ ખાવા ઇચ્છતો નથી તેમ જ પુરુષશ્રેષ્ઠ રામ બીજાયે ભોગવેલ રાજ્યનો કેમ ત્યાગ નહિ કરશે ? (૧૬)

**हविराज्यं पुरोडाशः कुशा यूपाश्च खादिराः । नैतानि यातयामानि कुर्वन्ति पुनरध्वरे ॥१७॥**

હવિ, આજ્ય (ઘી) પુરોડાશ, કુશ અને ખદિરના (કાથો) થાંભલા ઇત્યાદિનો જો એક યજ્ઞમાં ઉપયોગ થયી ગયો હોય તો બીજા યજ્ઞમાં તેનો ઉપયોગ થતો નથી. (૧૭)

**तथा ह्यात्तमिदं राज्यं हृतसारां सुरामिव । नाभिमन्तुमलं रामो नष्टसोममिवाध्वरम् ॥१८॥**

તેવી રીતે જેમ તત્ત્વ વિનાની મદિરાનો કોયી સ્વીકાર કરતો નથી, જેમાં સોમ નષ્ટ થયી ગયો હોય આવા યજ્ઞ જેમ કોયી સ્વીકારતો નથી, તેમ જ ભોગવેલું સારવિનાનું આ રાજ્ય રામ સ્વીકારશે નહિ.

**नैवंविधमसत्कारं राघवो मर्षयिष्यति । बलवानिव शार्दूलो वालधेरभिमर्शनम् ॥१९॥**

જેમ સિંહ કે વાઘની પૂંછડીને કોયી છંછેડે તો તેને તે સહન કરી શકતો નથી તેમ જ રામ આ અપમાનને સહન કરી શકશે નહિ. (૧૯)

**नैतस्य सहिता लोका भयं कुर्युर्महामृधे । अधर्मं त्विह धर्मात्मा लोकं धर्मेण योजयेत् ॥२०॥**

ભયંકર યુદ્ધમાં પણ ભેગા થયેલા લોકો તેમને ભય પમાડી શકશે નહિ. તે ધર્માત્મા તો અધર્મી લોકોને ધર્મમાં લગાડવા સમર્થ છે. (૨૦)

**नन्वसौ काञ्चनैर्बाणैर्महावीर्यो महाभुजः । युगान्त इव भूतानि सागरानपि निर्दहेत् ॥२१॥**

નિશ્ચય જ મહાભુજાવાળા તેવો કાંચન બાણોથી, યુગના અંતની જેમ, પ્રાણિયો અને સાગરને પણ બાળી શકે છે. (૨૧)

**स तादृशः सिंहबलो वृषभाक्षो नरर्षभः । स्वयमेव हतः पित्रा जलजेनात्मजो यथा ॥२२॥**

આવા સિંહ જેવા બળવાન્ વિશાળ નેત્રવાળા નરોત્તમ રામને, જેમ માછલાં પોતાના સંતાનને મારે, તેમ તમે પોતે મારી નાખ્યા. ત્યાગ એ જ મારવું. (૨૨)

**द्विजातिचरितो धर्मः शास्त्रे दृष्टः सनातनैः । यदि ते धर्मनिरते त्वया पुत्रे विवासिते ॥२३॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોએ શું શું કરવું જોઈએ તે, જો તમે ધર્માત્મા પુત્રને વનમાં મોકલવાના સમયે શાસ્ત્રમાં જોયું હોત તો સારું. (૨૩)

**गतिरेका पतिर्नार्या द्वितीया गतिरात्मजः । तृतीया ज्ञातयो राजंश्चतुर्थी नैव विद्यते ॥२४॥**

અને સ્ત્રિયો માટે તો પ્રથમ આશ્રય પતિ જ હોય છે. બીજો આશ્રય પુત્ર અને ત્રીજો આશ્રય જ્ઞાતિજનો. ચોથો કોયી પણ આશ્રય નથી. (૨૪)

**तत्र त्वं मम नैवासि रामश्च वनमाहितः । न वनं गन्तुमिच्छामि सर्वथा हा हता त्वया ॥२५॥**

તમે તો મારા છો જ નહિ. પુત્રને વનમાં મોકલી દીધો. જ્ઞાતિજનો અહીં નથી. હું વનમાં તમને મૂકીને જવા ઇચ્છતી નથી ? દરેક રીતે તમે મને મારી નાંખેલ છે. (૨૫)

**हतं त्वया राष्ट्रमिदं सराज्यं हताः स्म सर्वाः सह मन्त्रिभिश्च ।**
**हता सुपुत्रास्मि हताश्च पौराः सुतश्च भार्या च तव प्रहृष्टौ ॥२६॥**

તમારી શાન્તિ માટે તમે રાજ્ય, રાષ્ટ્ર, પ્રજા, મંત્રિમંડળ બધાંને મારી નાખ્યાં છે. પુત્રવતી હોવા છતાં હું પણ હણાયેલી જ છું. નગરવાસિયો તેમનાં છોકરાંવો અને સ્ત્રિયો બધાંય હણાયેલાં જ છે. (૨૬)

**इमां गिरं दारुणशब्दसंहितां निशम्य रामेति मुमोह दुःखितः ।**
**ततः स शोकं प्रविवेश पार्थिवः स्वदुष्कृतं चापि पुनस्तथास्मरत् ॥२७॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टपञ्चाशः सर्गः ॥५८॥

આવા દારુણશબ્દવાળી વાણી સાંભળી, હા રામ કહીને, રાજા દુઃખી થયીને બેભાન થયા. પછી પોતાના જ દોષનું સ્મરણ કરી રાજા શોકાવિષ્ટ થયી ગયા. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनषष्टितमः सर्गः

*

**एवं तु क्रुद्धया राजा राममात्रा सशोकया । श्रावितः परुषं वाक्यं चिन्तयामास दुःखितः ॥१॥**

ક્રોધે ભરાયેલાં અને શોકમગ્ન કૌસલ્યાજિયે દશરથજીને કઠોર વચન સંભળાવ્યાં, તેથી તેવો દુઃખી થયી વિચાર કરવા લાગ્યા. (૧)

**चिन्तयित्वा स च नृपो मोहव्याकुलितेन्द्रियः । अथ दीर्घेण कालेन संज्ञामाप परंतपः ॥२॥**

વિચાર કરતાં રાજા બેભાન થયી ગયા અને લાંબા સમય પછી ભાનમાં આવ્યા. (૨)

**स संज्ञामुपलभ्यैव दीर्घमुष्णं च निश्वसन् । कौसल्यां पार्श्वतो दृष्ट्वा ततश्चिन्तामुपागमत् ॥३॥**

ભાનમાં આવીને નિસાસા નાખતા; કૌસલ્યાજીને પાસે બેઠેલાં જોયીને રાજા વિચાર કરવા લાગ્યા.

तस्य चिन्तयमानस्य प्रत्यभात् कर्म दुष्कृतम् । यदनेन कृतं पूर्वमज्ञानाच्छब्दवेधिना ॥४॥
વિચાર કરતાં તેમને જણાવ્યું કે શબ્દવેધી તેમણે અજ્ઞાનથી, શું પાપ કર્યું હતું. (૪)

अमनास्तेन शोकेन रामशोकेन च प्रभुः । द्वाभ्यामपि महाराजः शोकाभ्यामभितप्यते ॥५॥
તે પાપના શોકથી અને રામવિરહના શોકથી તેવો વ્યાકુલમનવાળા થયી ગયા. (૫)

दह्यमानस्तु शोकाभ्यां कौसल्यामाह दुःखितः । वेपमानोऽञ्जलिं कृत्वा प्रसादार्थमवाङ्मुखः ॥
બન્ને શોકોથી પીડિત, હૃદયમાં બળતા અને ધ્રુજતા; મોં નીચું કરીને તેવો કૌસલ્યાને પ્રસન્ન કરવા કહેવા લાગ્યા. (૬)

प्रसादये त्वां कौसल्ये रचितोऽयं मयाञ्जलिः । वत्सला चानृशंसा च त्वं हि नित्यं परेष्वपि ॥
હે કાસલ્યા, હાથ જોડીને તમારી ક્ષમા માંગુ છું. તમે પુત્ર ઉંપર પ્રેમ કરનારાં તો છો જ પણ સાથોસાથ બીજાવો ઉપર પણ દયા રાખનારાં છો. (૭)

भर्ता तु खलु नारीणां गुणवान् निर्गुणोऽपि वा । धर्मं विमृशमानानां प्रत्यक्षं देवि दैवतम् ॥८॥
પતિ ગુણવાન્ હોય કે ગુણહીન હોય, પણ ધર્મનો વિચાર કરનાર સ્ત્રિયોમાટે તો તે પ્રત્યક્ષ દેવતા છે. (૮)

सा त्वं धर्मपरा नित्यं दृष्टलोकपरावरा । नार्हसे विप्रियं वक्तुं दुःखितापि सुदुःखितम् ॥९॥
હે કૌસલ્યા, તમે ધર્મપરાયણ છો. લોકોના ઉત્કર્ષ કે અપકર્ષ અથવા કોણ ઉત્તમ પુરુષ છે કોણ મધ્યમ, તે જાણનારાં છો. તમે ભારે દુઃખવાળાં છો. હું તમારાથી પણ વધારે દુઃખવાળો છું. માટે તમે મારામાટે, ન સહન થયી શકે તેવા શબ્દો બોલો નહિ. (૯)

तद् वाक्यं करुणं राज्ञः श्रुत्वा दीनस्य भाषितम् । कौसल्या व्यसृजद् वाष्पं प्रणालीव नवोदकम्
રાજાનું તે દીન વચન સાંભળી કૌસલ્યાજી, જેમ નાળીમાંથી વરસાદનું પાણી નીકળે તેમ આંખોમાંથી આંસુ વહેવરાવવા લાગ્યાં. (૧૦)

सा मूर्ध्नि बद्ध्वा रुदती राज्ञः पद्ममिवाञ्जलिम् । सम्भ्रमादब्रवीत् त्रस्ता त्वरमाणाक्षरं वचः ॥
તેવો પ્રણામ કરીને રડતાં રડતાં આદરપૂર્વક શીઘ્ર આવું બોલ્યાં (૧૧)

प्रसीद शिरसा याचे भूमौ निपतितास्मि ते । याचितास्मि हता देव क्षन्तव्याहं नहि त्वया ॥
હે મહારાજ, પ્રસન્ન થાવ, હું ભૂમિમાં માથું નમાવીને પ્રણામ કરું છું. હે દેવ તમે મારી પાસે અનુનયની પ્રાર્થના કરો છો, તેથી હું બહુ દુઃખી છું. તમે મને ક્ષમા નહિ આપો? (૧૨)

नैषा हि सा स्त्री भवति श्लाघनीयेन धीमता । उभयोर्लोकयोर्लोके पत्या या सम्प्रसाद्यते ॥१३॥
તે સ્ત્રી, સ્ત્રી જ નથી કે જેને, બન્ને લોકમાં પ્રતિષ્ઠિત અને શ્રીમાન્ પતિ, પ્રસન્ન થવા માટે પ્રાર્થના કરે. (૧૩)

जानामि धर्मं धर्मज्ञ त्वां जाने सत्यवादिनम् । पुत्रशोकार्तया तत्तु मया किमपि भाषितम् १४॥
હે ધર્મજ્ઞ, હું ધર્મને જાણું છું. હું જાણું છું કે તમે સત્યવાદી છો. મેં તમને જે કંયી કહ્યું છે તે તો શોકની પીડાને વશ થયીને જ. (૧૪)

शोको नाशयते धैर्यं शोको नाशयते श्रुतम् । शोको नाशयते सर्वं नास्ति शोकसमो रिपुः ॥१५॥
કેમકે શોક ધીરજ, જ્ઞાન, બધાંનો નાશ કરે છે. શોક સમાન જગતમાં બીજો કોયી શત્રુ નથી.

शक्यमापतितः सोढुं प्रहारो रिपुहस्ततः। सोढुमापतितः शोकः सुसूक्ष्मोऽपि न शक्यते ॥१६॥
શત્રુના હાથથી પ્રહાર સહન કરી શકાય છે પરંતુ શોક થોડો હોય તો પણ તે સહન કરી શકાતો નથી. (૧૬)

वनवासाय रामस्य पञ्चरात्रोऽत्र गण्यते। यः शोकहतहर्षाया: पञ्चवर्षोपमो मम ॥१७॥
રામ વનમાં ગયા તેને આજે પાંચ રાત્રિ થયી ગયી, પણ શોકને લીધે જેનો આનંદ ચાલ્યો ગયો છે તેવા મારા માટે તો, તે પાંચ વર્ષ જેવાં લાગે છે. (૧૭)

तं हि चिन्तयमानायाः शोकोऽयं हृदि वर्धते। नदीनामिव वेगेन समुद्रसलिलं महत् ॥१८॥
જેમ નદીના વેગથી સમુદ્રનું જળ વધે છે તેમ રામનો વિચાર કરતાં મારા હૃદયમાં શોક વધે છે.

एवं हि कथयन्त्यास्तु कौसल्यायाः शुभं वचः। मन्दरश्मिरभूत् सूर्यो रजनी चाभ्यवर्तत ॥१९॥
આ રીતે કૌસલ્યાજી બોલતાં જ હતાં અને સૂર્ય આથમી ગયો અને રાત પડી ગયી. (૧૯)

अथ प्रह्लादितो वाक्यैर्देव्या कौसल्यया नृपः। शोकेन च समाक्रान्तो निद्राया वशमेयिवान् ॥२०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनषष्टितमः सर्गः ॥५९॥

આ રીતે કૌસલ્યાનાં વચનથી પ્રસન્ન થયેલા રાજા શોકાતુર થયીને ઊંઘી ગયા. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षष्टितमः सर्गः

प्रतिबुद्धो मुहूर्तेन शोकोपहतचेतनः। अथ राजा दशरथः स चिन्तामभ्यपद्यत ॥१॥
શોકથી બેભાન થયેલા રાજા થોડીવારમાં જાગ્યા અને ચિંતા કરવા લાગ્યા. (૧)

रामलक्ष्मणयोश्चैव विवासाद् वासवोपमम्। आपेदे ह्युपसर्गस्तं तमः सूर्यमिवासुरम् ॥२॥
રામ લક્ષ્મણના વનવાસથી, ઇન્દ્ર જેવા રાજા દશરથને, જેમ સૂર્યને રાહુ ગ્રસે તેમ શોકરૂપ અંધકારે ગ્રસી લીધેલા (૨)

स राजा रजनीं षष्ठीं रामे प्रव्राजिते वनम्। अर्धरात्रे दशरथः सोऽस्मरद् दुष्कृतं कृतम् ॥३॥
રામ વનમાં ગયા તેની છઠ્ઠી રાત્રે, અડધી રાતે દશરથને પોતાનું એક પાપનું સ્મરણ થયું (૩)

स राजा पुत्रशोकार्तः स्मृत्वा दुष्कृतमात्मनः। कौसल्यां पुत्रशोकार्तामिदं वचनमब्रवीत् ॥४॥
પુત્રના શોકથી પીડાતા રાજાયે પોતાના એક પાપનું સ્મરણ કરી, પુત્રશોકથી પીડાતાં કૌસલ્યાને આમ કહ્યું. (૪)

यदाचरति कल्याणि शुभं वा यदि वाशुभम्। तदेव लभते भद्रे कर्ता कर्मजमात्मनः ॥५॥
હે ભદ્રે, હે કલ્યાણગુણવાળી, જે માણસ શુભ કે અશુભ જે કંયીં કર્મ કરે છે તે તેનું ફળ મેળવે છે. (૫)

गुरुलाघवमर्थानामारम्भे कर्मणां फलम्। दोषं वा यो न जानाति स बाल इति ह्योच्यते ॥६॥
આરંભમાં જે નાનાં કે મોટાં કર્મોનાં પરિણામને જાણતો નથી તે તેનાંથી થતા દોષને પણ જાણતો નથી, તે તેટલા અંશમાં તેટલો અજ્ઞાની કહેવાય છે. (૬)

कश्चिदाम्रवणं छित्त्वा पलाशांश्च निषिञ्चति । पुष्पं दृष्ट्वा फले गृध्नुः स शोचति फलागमे ॥७॥
જે કોયી આંબાના વનને કાપીને તેનાં પાંદડાંને પાણી પાય છે, અથવા ફૂલ જોયાંને આનું ફળ મીઠું જ હશે એમ સમજીને જે તેને ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે, તે પરિણામે પશ્ચાત્તાપ કરે છે.

अविज्ञाय फलं यो हि कर्म त्वेवानुधावति । स शोचेत् फलवेलायां यथा किंशुकसेचकः ॥८॥
પરિણામને જાણ્યા વિના જ જે કોયી કર્મ કરે છે તે ફળના પાકસમયે તે રીતે શોક કરે છે જેમ ખાખરાને સીંચનારો ફળના સમયે પશ્ચાત્તાપ કરે છે. (૮)

सोऽहमाम्रवणं छित्त्वा पलाशांश्च न्यषेचयम् । रामं फलागमे त्यक्त्वा पश्चाच्छोचामि दुर्मतिः ॥९॥
તેવા જ મેં આંબાના ઝાડને કાપીને પાંદડાંને સીંચ્યું છે. રાજગાદીના સુખના સમયે રામનો ત્યાગ કરી અત્યારે શોક કરું છું. (૯)

लब्धशब्देन कौसल्ये कुमारेण धनुष्मता । कुमारः शब्दवेधीति मया पापमिदं कृतम् ॥१०॥
હે કૌસલ્યા હું કુમાર અવસ્થામાં ધનુષ્ય બાણ લયીને શબ્દને અનુસરીને બાણ ચલાવવાની ક્રિયા શીખ્યો છું. એક કુમારને મેં આવી રીતે મારીને પાપ કર્યું છે. (૧૦)

तदिदं मेऽनुसम्प्राप्तं देवि दुःखं स्वयंकृतम् । सम्मोहादिह बालेन यथा स्याद् भक्षितं विषम् ११॥
જેમ અજ્ઞાનથી કોયી બાળક વિષ ખાયી લે તો તેનું પરિણામ તેને ભોગવવું જ પડે છે તેમ હું પણ પોતે કરેલાં પાપનું આ દુઃખ ભોગવું છું. (૧૧)

यथान्यः पुरुषः कश्चित् पलाशैर्मोहितो भवेत् । एवं मयाप्यविज्ञातं शब्दवेध्यमिदं फलम् ॥१२॥
જેમ કોયી અજ્ઞાની પુરુષ પલાશના ફૂલથી મોહ પામે આવી રીતે મેં પણ અજ્ઞાતરીતે શબ્દવેધી બાણનો ઉપયોગ કર્યો, તેનું જ આ ફળ છે. (૧૨)

देव्यनूढा त्वमभवो युवराजो भवाम्यहम् । ततः प्रावृडनुप्राप्ता मम कामविवर्धिनी ॥१३॥
હે દેવિ જ્યારે હું તમારી સાથે પરણ્યો ન હતો, યુવરાજ પદ મળ્યું હતું તે જ સમયે કામને વધારનાર વર્ષા ઋતુ આવી. (૧૩)

अपास्य हि रसान् भौमांस्तप्त्वा च जगदंशुभिः । परेताचरितां भीमां रविराचरते दिशम् ॥१४॥
પૃથ્વીના બધા રસોનો ત્યાગ કરી પોતાના કિરણો વડે જગત્‌ને તપાવીને સૂર્ય, દક્ષિણ દિશાનો આશરો લે છે. (૧૪)

उष्णमन्तर्दधे सद्यः स्निग्धा ददृशिरे घनाः । ततो जहृषिरे सर्वे भेकसारङ्गबर्हिणः ॥१५॥
સૂર્ય દક્ષિણાયન થાય છે ત્યારે તરત જ ઉષ્ણતા શાંત થયી જાય છે, વાદળો સજળ દેખાય છે અને ત્યારે દેડકા, હરણો, અને મયૂરો પ્રસન્ન થાય છે. (૧૫)

क्लिन्नपक्षोत्तराः स्नाताः कृच्छ्रादिव पतत्त्रिणः । वृष्टिवातावधूताग्रान् पादपानभिपेदिरे ॥१६॥
ભીંજેલી પાંખોવાળા પક્ષિયો સ્નાન કરેલાની જેમ, વરસાદની હવાથી હાલતી ડાળિયોવાળાં વૃક્ષો ઉપર જયીને બેઠેલાં હતાં. (૧૬)

पतितेनाम्भसाऽऽच्छन्नः पतमानेन चासकृत् । आबभौ मत्तसारङ्गस्तोयराशिरिवाचलः ॥१७॥
પડેલાં અને ફરી ફરી પડનાર જળથી મત્ત સારંગો, જેમાં બેઠા હોય એવા જલરાશિની પેઠે પર્વતો શોભતા હતા. (૧૭)

पाण्डुरारुणवर्णानि स्रोतांसि विमलान्यपि । सुस्रुवुर्गिरिधातुभ्यः सभस्मानि भुजंगवत् ॥१८॥

નિર્મળ પાણીના ઝરાવો પણ પર્વતોના ધાતુવોને લીધે કેટલાક શ્વેત કેટલાંક પાંડુર અને કેટલાંક ભસ્મ જેવા રંગવાળા થયીને વહી રહ્યા હતા. (૧૮)

तस्मिन्नतिसुखे काले धनुष्मानिषुमान् रथी । व्यायामकृतसङ्कल्पः सरयूमन्वगां नदीम् ॥१९॥

તેવા અતિ સમૃધ્ધ કાળમાં હું રથ ઉપર બેસીને ધનુષ્ બાણ લયીને આખેટ કરવાનો સંકલ્પ કરીને સરયૂનદીની ઓર ગયો. (૧૯)

निपाने महिषं रात्रौ गजं वाभ्यागतं मृगम् । अन्यद् वा श्वापदं किंचिज्जिघांसुरजितेन्द्रियः ॥२०॥

તે સમયે મારો સ્વભાવ ચંચલ હતો તેથી જિતેન્દ્રિય તો હતો જ નહિ. રાત્રે ત્યાં પાણી પીવા આવેલા કોયી હાથીને કે બીજા કોયી જંગલી જાનવરને આવેલો જાણી તેને મારવાની ઇચ્છાવાળો થયો. (૨૦)

अथान्धकारे त्वश्रौषं जले कुम्भस्य पूर्यतः । अचक्षुर्विषये घोषं वारणस्येव नर्दतः ॥२१॥

અંધકાર હતો, જોયી શકાતું ન હતું, તે સમયે જળમાં ભરાતા ઘડાનો શબ્દ સાંભળીને મને લાગ્યું કે કોયી ગર્જના કરતા હાથીનો શબ્દ છે. (૨૧)

ततोऽहं शरमुद्धृत्य दीप्तमाशीविषोपमम् । शब्दं प्रति गजप्रेप्सुरभिलक्ष्यमपातयम् ॥२२॥

તેથી મને હાથીને મેળવવાની ઇચ્છા થયી. મેં તે શબ્દ ને જ લક્ષ્ય બનાવીને અતિતીક્ષ્ણ વિષયુક્ત બાણ છોડયો. (૨૨)

अमुञ्चं निशितं बाणमहमाशीविषोपमम् । तत्र वागुषसि व्यक्ता प्रादुरासीद् वनौकसः ॥२३॥

મેં જ્યારે વિષયુક્ત બાણ છોડેલો ત્યારે કોયી વનવાસીનો પ્રાતઃકાળ શબ્દ સંભળાયો. (૨૩)

हा हेति पततस्तोये बाणाद् व्यथितमर्मणः । तस्मिन्निपतिते भूमौ वागभूत् तत्र मानुषी ॥२४॥

તે બાણુથી જેને મર્મમાં આઘાત થયો હતો તે જાણે પાણીમાં પડતો હોય નહિ, તેમ તેનો શબ્દ સંભળાયો. તે જ્યારે પૃથ્વી ઉપર પડી ગયો ત્યારે હા હા આવો શબ્દ સંભળાયો. (૨૪)

कथमस्मद्विधे शस्त्रं निपतेच्च तपस्विनि । प्रविविक्तां नदीं रात्रावुदाहारोऽहमागतः ॥२५॥

અમારા જેવાં તપસ્વી પર જ્યારે કે હું રાત્રિમાં એકાંત નદીમાં જળ ભરવા આવ્યો ત્યારે આ બાણુ કયાંથી આવ્યું. (૨૫)

इषुणाभिहतः केन कस्य वापकृतं मया । ऋषेर्हि न्यस्तदण्डस्य वने वन्येन जीवतः ॥२६॥

કોણે મને બાણથી હણ્યો ? કોનો મેં શો અપરાધ કર્યો છે ? હું તો ઋષિ છું, દંડનો પણ મેં ત્યાગ કર્યો છે અને જંગલમાં જંગલના ફૂળમૂળથી જીવી રહયો છું. (૨૬)

कथं नु शस्त्रेण वधो मद्विधस्य विधीयते । जटाभारधरस्यैव वल्कलाजिनवाससः ॥२७॥

મારા જેવા જટાધારી અને વલ્કલ તથા અજિન ધારણ કરનારનો શસ્ત્રથી વધ કેમ થયો ! (૨૭)

को वधेन ममार्थो स्यात् किं वास्यापकृतं मया । एवं निष्फलमारब्धं केवलानर्थसंहितम् ॥२८॥

મારો વધથી કોનો સ્વાર્થ સિદ્ધ થયો હશે ? કોનો મેં શો અપકાર કર્યો હશે ? જેણે આ કર્મ કર્યું છે તેણે વ્યર્થ જ કર્યું છે. આનુ ફળ દુષ્ટ જ થશે. (૨૮)

नेमं तथानुशोचामि जीवितक्षयमात्मनः । मातरं पितरं चोभावनुशोचामि मद्वधे ॥२९॥

હું મારા મૃત્યુની ચિંતા કરતો નથી પણ મારા ઘરડાં માતા-પિતાની ચિંતા કરું છું. (૨૯)

तदेतन्मिथुनं वृद्धं चिरकालभृतं मया । मयि पञ्चत्वमापन्ने कां वृत्तिं वर्तयिष्यति ॥३०॥

આ બન્ને વૃદ્ધોની મેં ઘણા સમય સુધી સેવા કરી છે. હવે મારા મર્યા પછી તેવો કયી રીતે જીવશે ? (૩૦)

वृद्धौ च मातापितरावहं चैकेषुणा हतः । केन स्म निहताः सर्वे सुबालेनाकृतात्मना ॥३१॥

મારા મરવાથી મારા માતા પિતા તથા હું એકજ બાણથી વીંધાયેલા છીયે. કયા અજ્ઞાની અને અભાગિયા વડે અમે બધાં હણાયાં છીયે ? (૩૧)

तस्याहं करुणं श्रुत्वा ऋषेर्विलपतो निशि । सम्भ्रान्तः शोकवेगेन भृशमासं विचेतनः ॥३२॥

તે વિલાપ કરતા મહર્ષિનો કરુણ શબ્દ રાતમાં સાંભળી શોકથી હું વ્યાકુળ થયી ગયો અને ઘણા સમય સુધી હું બેભાન હતો. (૩૨)

तं देशमहमागम्य दीनसत्त्वः सुदुर्मनाः । अपश्यमिषुणा तीरे सरय्वास्तापसं हतम् ॥३३॥

પછી તો ત્યાં જયીને દીન અને દુ:ખિત મનવાળા, મેં જોયું કે સરયૂ નદીના કાંઠે મારા બાણથી હણાયેલા એક તપસ્વી પડયા છે. (૩૩)

अवकीर्णजटाभारं प्रविद्धकलशोदकम् । पांसुशोणितदिग्धाङ्गं शयानं शल्यवेधितम् ॥३४॥

તેની જટાવો વિખરાયેલી હતી. પાણીનો ઘડો ફૂટી ગયેલો હતો. આખું શરીર ધૂળ અને લોહી થી ભરાયેલું હતું અને તે સૂતા હતા. (૩૪)

स मामुद्वीक्ष्य नेत्राभ्यां त्रस्तमस्वस्थचेतनम् । इत्युवाच वचः क्रूरं दिधक्षन्निव तेजसा ॥३५॥

હું તો બી ગયો હતો મારી ચેતના ચાલી ગયી હતી. મને જોયીને જાણે તેજથી મને બાળી નાખતા ન હોય તેમ કઠોર વચન તેવો બોલ્યા. (૩૫)

किं तवापकृतं राजन् वने निवसता मया । जिहीर्षुरम्भो गुर्वर्थं यदहं ताडितस्त्वया ॥३६॥

રાજન્, હું તો વનમાં રહું છું. તમારું મેં શું બગાડયું હતું ? હું તો મારા માતાપિતા માટે પાણી લેવા આવ્યો હતો. (૩૬)

एकेन खलु बाणेन मर्मण्यभिहते मयि । द्वावन्धौ निहतौ वृद्धौ माता जनयिता च मे ॥३७॥

તમે મને એકલાને માર્યો છે, એક જ બાણ મારા મર્મમાં વાગ્યુ છે; પણ મારા મરવાથી મારાં જનની અને જનક, જેવો ઘરડાં છે તેવો પણ મરેલાં જ છે. (૩૭)

तौ नूनं दुर्बलावन्धौ मत्प्रतीक्षौ पिपासितौ । चिरमाशां कृतां कष्टां तृष्णां संधारयिष्यतः ॥३८॥

ખરેખર તેવો નિર્બળ અને આંધળાં તરસેલાં મારી વાટ જોતાં હશે. મારો પુત્ર પાણી લાવતો હશે આ આશાથી તરસને રોકી રાખ્યાં હશે (૩૮)

न नूनं तपसो वास्ति फलयोगः श्रुतस्य वा । पिता यन्मां न जानीते शयानं पतितं भुवि ॥३९॥

ખરેખર તપનું કે શાસ્ત્રાધ્યયનનું કોયી ફલ હોતું નથી. આવું જ્ઞાન મારા પિતાને નહી હશે કે મારો પુત્ર ભૂમિ પર મરેલો પડેલો છે. (૩૯)

जानन्नपि च किं कुर्यादशक्तश्चापरिक्रमः । भिद्यमानमिवशक्तस्त्रातुमन्यो नगो नगम् ॥४०॥

જાણતાં હોય તો પણ તેવો શું કરી શકશે ? કેમ કે તેવો અશકત છે અને ચાલી શકતા નથી.

पितुस्त्वमेव मे गत्वा शीघ्रमाचक्ष्व राघव । न त्वामनुदहेत् क्रुद्धो वनमग्निरिवैधितः ॥४१॥

માટે હે રાઘવ તમે શીઘ્ર જયીને મારા પિતાને સમાચાર આપો. જેમ વૃદ્ધિ પામતો અગ્નિ વનને બાળે છે તેમ ક્રોધે ભરાયેલા મારા પિતા તમને બાળી નાંખે નહિ. (૪૧)

**इयमेकपदी राजन् यतो मे पितुराश्रमः । तं प्रसादय गत्वा त्वं न त्वा संकुपितः शपेत् ॥४२॥**

તેથી હે રાજન્ અહીંથી થોડાં જ ડગલાં દૂર મારા પિતાનો આશ્રમ છે. ત્યાં જયીને તમે તેમને પ્રસન્ન કરો. તેથી તેવો ક્રોધે ભરાયેલા હશે તો પણ તમને શાપ આપશે નહિ. (૪૨)

**विशल्यं कुरु मां राजन् मर्म मे निशितः शरः । रुणद्धि मृदु सोत्सेधं तीरमम्बुरयो यथा ॥४३॥**

અને હે રાજન્, મારા શરીરમાંથી બાણ ખેંચી લો, કેમ કે આ તીક્ષ્ણ બાણ મારા મર્મસ્થળને તે રીતે પીડે છે જેમ પાણીનો વેગ નદીના તટને પીડે. (૪૩)

**सशल्यः क्लिश्यते प्राणैर्विशल्यो विनशिष्यति । इति मामविशच्चिन्ता तस्य शल्यापकर्षणे ॥४४॥**

રાજાયે કહ્યું, હે કૌસલ્યા, મને લાગ્યું કે જો બાણ ખેંચતો નથી તો તે પીડાય છે અને જો બાણને ખેંચી લઉં તો તે મરી જાય. તેના શરીરમાંથી બાણ ખેંચવામાં આ રીતે મને ચિંતા થવા લાગી (૪૪)

**दुःखितस्य च दीनस्य मम शोकातुरस्य च । लक्षयामास स ऋषिश्चिन्तां मुनिसुतस्तदा ॥४५॥**

તે મુનિકુમાર દુઃખિત, દીન અને શોકાતુર આવા મારી ચિંતાને જાણી ગયા (૪૫)

**ताम्यमानं स मां कृच्छ्रादुवाच परमार्थवित् । सीदमानो विवृत्ताङ्गोऽचेष्टमानो गतः क्षयम् ॥४६॥**

પરમાર્થને જાણનારા દુઃખી થતા, શરીર પીળું પડી ગયું હતું જેનો આવા અને મૃત્યુની પાસે પહોંચી ગયા હતા આવા તેવોયે મને કહ્યું કે....(૪૬)

**संस्तभ्य शोकं धैर्येण स्थिरचित्तो भवाम्यहम् । ब्रह्महत्याकृतं तापं हृदयादपनीयताम् ॥४७॥**

હું શોકને રોકીને ધીરજ ધારણ કરીને સ્થિર ચિત્ત થાવું છું, અને તમને બ્રહ્મહત્યા લાગશે, આ ભાવને હૃદયથી દૂર કરો. (૪૭)

**न द्विजातिरहं राजन् मा भूत् ते मनसो व्यथा । शूद्रायामस्मि वैश्येन जातो नरवराधिप ॥४८॥**

હું દ્વિજાતિ નથી. મારી માતા શૂદ્રા છે અને મારા પિતા વૈશ્ય છે. (૪૮)

**इतीव वदतः कृच्छ्राद् बाणाभिहतमर्मणः । विघूर्णतो विचेष्टस्य वेपमानस्य भूतले ॥४९॥**

મારા બાણથી તેમના મર્મમાં ઘા વાગ્યો હતો. તેમને ચક્કર આવતો હતો પૃથ્વી ઉપર બેભાન થયીને ધ્રૂજતા પડયા હતા. (૪૯)

**तस्य त्वाताम्यमानस्य तं बाणमहमुद्धरम् । स मामुद्वीक्ष्य संत्रस्तो जहौ प्राणांस्तपोधनः ॥५०॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षष्टितमः सर्गः ॥६०॥

તે અત્યંત દુઃખી હતા તેથી મેં તેના શરીરમાંથી બાણ ખેંચી લીધો. તેવો બી ગયા હતા. તેથી તેવો મને જોયીને પ્રાણત્યાગ કરી દીધો. (૫૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकषष्टितमः सर्गः

---

अथ रात्र्यां व्यतीतायां प्राप्त एवापरेऽहनि । वन्दिनः पर्युपातिष्ठंस्तत्पार्थिवनिवेशनम् ॥१॥

રાત્રિ વીતી ગયી. બીજે દિવસે સવારે રાજમહેલમાં વન્દિયો ઉપસ્થિત થયા. (૧)

सूताः परमसंस्कारा मागधाश्चोत्तमश्रुताः । गायकाः श्रुतिशीलाश्च निगदन्तः पृथक्पृथक् ॥२॥

સંસ્કારી સૂતો, વિદ્વાન્ માગધો, તંત્રીનાદ, વિભાજનશીલ ગાયકો, અલગ અલગ પોતપોતાની વિજ્ઞતાને બતાવનારા....(૨)

राजानं स्तुवतां तेषामुदात्ताभिहिताशिषाम् । प्रासादाभोगविस्तीर्णः स्तुतिशब्दो ह्यवर्तत ॥३॥

રાજાની સ્તુતિ કરતા અને આશીર્વાદ આપતા તે લોકોના સ્તુતિશબ્દોથી મહેલ અને મહેલની આજુબાજુના વિસ્તારો ભરાયી ગયા. (૩)

ततस्तु स्तुवतां तेषां सूतानां पाणिवादकाः । अपदानान्युदाहृत्य पाणिवादान्यवादयन् ॥४॥

સૂત લોકો જ્યારે સ્તુતિ કરી રહયા હતા તેટલામાં, તાલને અનુસરીને હાથ વગાડનારાવો રાજાના અદ્ભુત કર્મોનું ઉચ્ચારણ કરી, હાથ વગાડતા હતા. (૪)

तेन शब्देन विहगाः प्रतिबुद्धाश्च सस्वनुः । शाखास्थाः पञ्जरस्थाश्च ये राजकुलगोचराः ॥५॥

તેવોના શબ્દોથી શાખાવો અને પાંજરાવોમાં રહેલાં રાજકુળનાં પક્ષિયો જાગી ગયાં અને બોલવા લાગ્યાં. (૫)

व्याहृताः पुण्यशब्दाश्च वीणानां चापि निस्वनाः । आशीर्गेयं च गाथानां पूरयामास वेश्म तत् ॥

તેવોના પવિત્ર શબ્દો અને વીણાના શબ્દો ગવૈયાયોનાં જે, રાજાને પ્રિય લાગે તે, ગાયનોના શબ્દોથી તે રાજભવન ભરાયી ગયું. (૬)

ततः शुचिसमाचाराः पर्युपस्थानकोविदाः । स्त्रीवर्षवरभूयिष्ठा उपतस्थुर्यथा पुरा ॥७॥

ત્યાર પછી પવિત્ર આચરણવાળી, કાલોચિત પરિચર્યામાં કુશળ એવી સ્ત્રિયો તથા ષંઢ પરિચારકો નિત્યની જેમ ત્યાં ઉપસ્થિત થયાં. (૭)

हरिचन्दनसम्पृक्तमुदकं काञ्चनैर्घटैः । आनिन्युः स्नानशिक्षाज्ञा यथाकालं यथाविधि ॥८॥

સ્નાનવિધિને જાણનારી સ્ત્રિયો, સમયને અનુસરીને ચંદનયુક્ત જળ સોનાના ઘડામાં ભરીને લયી આવ્યાં. (૮)

मङ्गलालम्भनीयानि प्राशनीयान्युपस्करान् । उपानिन्युस्तथा पुण्याः कुमारीबहुलाः स्त्रियः ॥९॥

કુમારિકાવો અને બીજી સ્ત્રિયો માંગલિક સ્પર્શ કરવા જેવી વસ્તુવો, પ્રાતરાશની વસ્તુવો અને દર્પણ, વસ્ત્ર આદિ સાધનો લયી આવ્યાં. (૯)

सर्वलक्षणसम्पन्नं सर्वं विधिवदर्चितम् । सर्वं सुगुणलक्ष्मीवत् तदभूदाभिहारिकम् ॥१०॥

પ્રાતઃકાલની રાજાને જોયતી જે બધી વસ્તુવો ત્યાં લાવવામાં આવી તે બધી સર્વલક્ષણસંપન્ન હતી, સુંદરગુણોવાળી અને સુંદરશોભાવાળી હતી. (૧૦)

ततः सूर्योदयं यावत् सर्वं परिसमुत्सुकम् । तस्थावनुपसम्प्राप्तं किंस्विदित्युपशङ्कितम् ॥११॥

પછી સૂર્યોદય થાય ત્યાં સુધી બધા ઉત્સુક થયીને, રાજાને તે સ્થાને આવેલા નહિ જોયીને, શું હશે ? શું થયું હશે કે મહારાજ આવ્યા નહિ, એમ બધા શંકા કરતા હતા. (૧૧)

अथ याः कोसलेन्द्रस्य शयनं प्रत्यनन्तराः । ताः स्त्रियस्तु समागम्य भर्तारं प्रत्यबोधयन् ॥१२॥

અને જે સ્ત્રિયો સદા રાજાની પાસે જ રહેનારાં હતાં તેવો આવીને મહારાજને જગાડવા લાગ્યાં.

अथाप्युचितवृत्तास्ता विनयेन नयेन च । नह्यस्य शयनं स्पृष्ट्वा किंचिदप्युपलेभिरे ॥१३॥

તેમજ વિનય અને નયથી તે સ્ત્રિયો જે રીતે પ્રતિદિન રાજાને જગાડતી હતી તે જ રીતે સ્પર્શ આદિ કરીને તેવોયે અનુભવ્યું કે રાજાની શ્વાસ-પ્રશ્વાસાદિ-ક્રિયા બંધ હતી. (૧૩)

ताः स्त्रियः स्वप्नशीलज्ञाश्चेष्टां संचलनादिषु । ता वेपथुपरीताश्च राज्ञः प्राणेषु शङ्किताः ॥१४॥

ઊંઘનારની સ્થિતિને જાણનારિયો, હાલવા ડોલવામાં જે સ્થિતિ માણસની હોય છે તેને પણ જાણનારિયો, કંપારીયુક્ત થયી રાજાના જીવન માટે સંદેહ કરવા લાગ્યાં. (૧૪)

अथ संदिह्यमानानां स्त्रीणां दृष्ट्वा च पार्थिवम् । यत् तदाशङ्कितं पापं तदा जज्ञे विनिश्चयः ॥१५॥

અને પછી રાજાને જોયીને સ્ત્રિયોને જે સંદેહ હતો તે જ ખરો નીકળ્યો. એટલે મહારાજ સ્વર્ગે ગયા છે આવો નિશ્ચય થયો. (૧૫)

कौसल्या च सुमित्रा च पुत्रशोकपराजिते । प्रसुप्ते न प्रबुध्येते यदा कालसमन्विते ॥१६॥

પુત્રશોકથી પીડિત કૌસલ્યા અને સુમિત્રા પણ પોતાના જાગવાના સમય પર જાગ્યાં ન હતાં. (૧૬)

निष्प्रभासा विवर्णा च सन्ना शोकेन संनता । न व्यराजत कौसल्या तारेव तिमिरावृता ॥१७॥

અંધકારથી ઘેરાયેલા તારાની જેમ પ્રભાહીન અને ફિક્કા રંગવાળા તેમ જ શોકથી દુઃખિની અને નમી ગયેલાં, કૌસલ્યા શોભતાં ન હતાં (૧૭)

कौसल्यानन्तरं राज्ञः सुमित्रा तदनन्तरम् । न स्म विभ्राजते देवी शोकाश्रुलुलिताननाः ॥१८॥

રાજાની પાસે બેઠેલાં કૌસલ્યા અને તેમની પાસે બેઠેલાં આંસુ સારતાં સુમિત્રા પણ પ્રભાહીન થયી ગયાં હતાં. (૧૮)

ते च दृष्ट्वा तदा सुप्ते उभे देव्यौ च तं नृपम् । सुप्तमेवोद्गतप्राणमन्तःपुरममन्यत ॥१९॥

કાસલ્યા અને સુમિત્રા આ બન્ને દેવિયો મહારાજને ઊંઘતાં જોયીને તે અંતઃપુર પણ તેમજ મરેલાની જેમ લાગતું હતું. (૧૯)

ततः प्रचुक्रुशुर्दीनाः सस्वरं ता वराङ्गनाः । करेणव इवारण्ये स्थानप्रच्युतयूथपाः ॥२०॥

તેથી અરણ્યમાં ટોળામાંથી યૂથપો (ટોળાનો સરદારો) ખોવાયી ગયા હોય અને હાથિણિયો રડે, તેમ રાજપત્નિયો દીન થયી રડવા લાગ્યાં. (૨૦)

तासामाक्रन्दशब्देन सहसोद्गतचेतने । कौसल्या च सुमित्रा च त्यक्तनिद्रे बभूवतुः ॥२१॥

તેવોના રડવાનો શબ્દ સાંભળી કાસલ્યા અને સુમિત્રા એકદમ જાગ્યાં અને ગભરાયી ગયાં. (૨૧)

कौसल्या च सुमित्रा च दृष्ट्वा स्पृष्ट्वा च पार्थिवम् । हा नाथेति परिक्रुश्य पेततुर्धरणीतले ॥२२॥

કૌસલ્યા અને સુમિત્રા, રાજાને જોયીને પછી સ્પર્શ કરીને, હા નાથ, આમ બોલીને પૃથ્વી ઉપર ઢળી પડયાં. (૨૨)

सा कोसलेन्द्रदुहिता चेष्टमाना महीतले । न भ्राजते रजोध्वस्ता तारेव गगनच्युता ॥२३॥

આકાશમાંથી ખરી પડેલ તારાની જેમ, ધૂળથી ધૂસર થયેલ પૃથ્વી ઉપર પડેલાં કૌસલ્યા શોભતાં ન હતાં. (૨૩)

नृपे शान्तगुणे जाते कौसल्यां पतितां भुवि । अपश्यंस्ताः स्त्रियः सर्वा हतां नागवधूमिव ॥२४॥

રાજા સ્વર્ગે ગયા પછી, બધી સ્ત્રિયોયે મરેલી નાગવધૂની જેમ પૃથ્વી ઉપર પડેલાં કાસલ્યાને જોયાં.

ताभिः स बलवान् नादः क्रोशन्तीभिरनुद्रुतः । येन स्फीतीकृतो भूयस्तद् गृहं समनादयत् ॥२५॥

રડતાં તેવોનો શબ્દ બહુ ભારે હતો અને તેના પ્રતિધ્વનિથી રાજગૃહ ગાજી ઉઠયું (૨૫)

तत् परित्रस्तसम्भ्रान्तपर्युत्सुकजनाकुलम् । सर्वतस्तुमुलाक्रन्दं परितापार्तबान्धवम् ॥२६॥

મૃત્યુ પામેલા રાજાનું રાજભવન, ગભરાયેલા લોકોથી ભરપૂર, ચારે બાજુ રડવાનો શબ્દવાળું તથા દુઃખથી પીડિત કુટુંબિયોવાળું, તરત જ આનંદ વિનાનું અને દીન, તે રાજભવન બની ગયું. (૨૬)

अतीतमाज्ञाय तु पार्थिवर्षभं यशस्विनं तं परिवार्य पत्नयः ।
भृशं रुदन्त्यः करुणं सुदुःखिताः प्रगृह्य बाहू व्यलपन्ननाथवत् ॥२७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकषष्टितमः सर्गः समाप्तः ॥६१॥

મહારાજને મૃત્યુ પામેલા જાણીને બધી રાજપત્નિયો ત્યાં ભેગાં થયાં. અને હાથ પછાડીને અનાથની પેઠે રડવા લાગ્યા. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्विषष्टितमः सर्गः

तमग्निमिव संशान्तमम्बुहीनमिवार्णवम् । गतप्रभमिवादित्यं स्वर्गस्थं प्रेक्ष्य भूमिपम् ॥१॥

શાંત અગ્નિની પેઠે અથવા સૂકાયી ગયેલા સમુદ્રની પેઠે અને પ્રકાશહીન સૂર્યની પેઠે તે રાજાને જોયીને....(૧)

कौसल्या बाष्पपूर्णाक्षी विविधं शोककर्शिता । उपगृह्य शिरो राज्ञः कैकेयीं प्रत्यभाषत ॥२॥

શોકથી ક્ષીણ થયેલાં રડતાં કૌસલ્યાજિયે રાજાનું માથું ખોળામાં મૂકીને કૈકેયીને કહ્યું. (૨)

सकामा भव कैकेयि भुङ्क्ष्व राज्यमकण्टकम् । त्यक्त्वा राजानमेकाग्रा नृशंसे दुष्टचारिणि ॥३॥

હે ક્રૂર અને દુષ્ટ આચારવાળી કૈકેયી, તમારી ઇચ્છા પૂર્ણ થયી; રાજા વિના હવે તમે અકંટક રાજ્યનો ભોગ કરો. (૩)

विहाय मां गतो रामो भर्ता च स्वर्गतो मम । विपथे सार्थहीनेव नाहं जीवितुमुत्सहे ॥४॥

મને તો તજીને રામ વનમાં ગયા અને રાજા સ્વર્ગે ગયા. કઠણ માર્ગમાં સહાયક વિના જીવવાનો મને ઉત્સાહ નથી. (૪)

भर्तारं तु परित्यज्य का स्त्री दैवतमात्मनः । इच्छेज्जीवितुमन्यत्र कैकेय्यास्त्यक्तधर्मणः ॥५॥

અધર્મી કૈકેયીથી અતિરિક્ત કયી બીજી સ્ત્રી પોતાના દેવતાસમાન પતિનો ત્યાગ કરી જીવવાની ઇચ્છા કરે ? (૫)

न लुब्धो बुध्यते दोषान् किंपाकमिव भक्षयन् । कुब्जानिमित्तं कैकेय्या राघवाणां कुलं हतम् ॥६॥

જેમ અભક્ષ્ય અથવા વિષને ખાનાર કોયી માણસ દોષ ગણતો નથી, તેમ મંથરાને લીધે કૈકેયીયે રઘુકુળનો નાશ કરવામાં દોષનો વિચાર કર્યો નથી. (૬)

अनियोगे नियुक्तेन राज्ञा रामं विवासितम् । सभार्यं जनकः श्रुत्वा परितप्स्यत्यहं यथा ॥७॥

અનુચિત કર્મમાં નિયુક્ત થયેલા દશરથે રામને વનમાં મોકલ્યા, એમ સાંભળીને જનકરાજ પણ મારી જેમ દુઃખી થશે. (૭)

**स मामनाथां विधवां नाद्य जानाति धार्मिकः । रामः कमलपत्राक्षो जीवन्नाशमितो गतः ॥८॥**

જનકરાજને જણુ નહિ હોય કે હું આજે અનાથ અને વિધવા બની છું. અને કમલપત્રાક્ષ રામ જીવતાં જ મરી ગયા છે. (૮)

**विदेहराजस्य सुता तथा चारुतपस्विनी । दुःखस्यानुचिता दुःखं वने पर्युद्विजिष्यति ॥९॥**

વિદેહરાજની કન્યા સીતા, જેણે કદી દુઃખ જોયું નથી, તે પણ જંગલમાં ઉદ્વેગ (દુઃખ) પામશે.

**नदतां भीमघोषाणां निशासु मृगपक्षिणाम् । निशम्यमाना संत्रस्ता राघवं संश्रयिष्यति ॥१०॥**

રાત્રે જ્યારે ભયંકર શબ્દવાળા સિંહ, વાઘ તેમ જ મૃગ અને પક્ષિયોના શબ્દો સાંભળીને, ભય પામીને સીતા રામનો આશ્રય લેતી હશે. (૧૦)

**वृद्धश्चैवाल्पपुत्रश्च वैदेहीमनुचिन्तयन् । सोऽपि शोकसमाविष्टो नूनं त्यक्ष्यति जीवितम् ॥११॥**

જનકરાજ પણ વૃદ્ધ છે. અને તેમને ઝાઝા સંતાન નથી તેથી સીતાની ચિંતા કરતા શોકથી ઘેરાયેલા તેવો પણ પ્રાણ-ત્યાગ કરશે. (૧૧)

**साहमद्यैव दिष्टान्तं गमिष्यामि पतिव्रता । इदं शरीरमालिङ्गय प्रवेक्ष्यामि हुताशनम् ॥१२॥**

તેથી હું હમણાં જ પતિના શરીરનું આલિંગન કરી અગ્નિમાં પ્રવેશ કરીશ. અને જીવનનો અંત આણીશ. (૧૨)

**तां ततः सम्परिष्वज्य विलपन्तीं तपस्विनीम् । व्यपनिन्युः सुदुःखार्तां कौसल्यां व्यावहारिकाः ॥**

તે દીન રડતાં કૌસલ્યાને જોયીને વ્યવહારકુશળ મંત્રી આદિ ત્યાંથી બીજે લયી ગયા. (૧૩)

**तैलद्रोण्यां तदामात्याः संवेश्य जगतीपतिम् । राज्ञः सर्वाण्यथादिष्टाश्चक्रुः कर्माण्यनन्तरम् ॥१४॥**

રાજાના શરીરને તેલ-ભરેલી કઢાયીમાં મૂકીને બધા અમાત્યો રાજકાર્ય સંભાળવા લાગ્યા.

**न तु संस्करणं राज्ञो विना पुत्रेण मन्त्रिणः । सर्वज्ञाः कर्तुमीषुस्ते ततो रक्षन्ति भूमिपम् ॥१५॥**

પુત્ર વિના રાજાનો શરીરસંસ્કાર મંત્રિયો કરવા ઈચ્છતા ન હતા તેથી તેવો રાજાના દેહની રક્ષા કરવા લાગ્યા. (૧૫)

**शायितं तैलद्रोण्यां तं सचिवैस्तु नराधिपम् । हा मृतोऽयमिति ज्ञात्वा स्त्रियस्ताः पर्यदेवयन् ॥**

જ્યારે મંત્રિયોયે રાજાનાં શરીરને તેલપાત્રમાં મૂકયું ત્યારે રાજા મરણ પામ્યા છે એમ જાણીને રાણિયો વિલાપ કરવા લાગ્યાં. (૧૬)

**बाहूनुच्छ्रित्य कृपणा नेत्रप्रस्रवणैर्मुखैः । रुदत्यः शोकसंतप्ताः कृपणं पर्यदेवयन् ॥१७॥**

અત્યંત શોકાતુર બનેલી રાજપત્નિયો હાથ ઉપર ઉંછાળી ઉછાળી રડવા લાગ્યાં. (૧૭)

**हा महाराज रामेण संततं प्रियवादिना । विहीनाः सत्यसंधेन किमर्थं विजहासि नः ॥१८॥**

હે રાજન્, પ્રિયવાદી રામ વિના હવે, સત્યવાદી તમે અમને શા માટે છોડો છો. (૧૮)

**कैकेय्या दुष्टभावाया राघवेण विवर्जिताः । कथं सपत्न्या वत्स्यामः समीपे विधवा वयम् ॥१९॥**

દુષ્ટબુદ્ધિ કૈકેયીયે જ અમને પતિહીન બનાવ્યા છે. અમે વિધવા થયીને આ સપત્ની સાથે કેમ રહીશું. (૧૯)

**स हि नाथः सदास्माकं तव च प्रभुरात्मवान् । वनं रामो गतः श्रीमान् विहाय नृपतिश्रियम् ॥**

તે મહારાજ અમારા પણ સ્વામી હતા અને તારા પણ. તેવો ગયા, અને રામ પણ રાજલક્ષ્મી તજીને વનમાં ગયા. (૨૦)

त्वया तेन च वीरेण विना व्यसनमोहिताः। कथं वयं निवत्स्यामः कैकेय्या च विदूषिताः ॥२१॥

હે મહારાજ તમારા વિના તેમ જ રામ વિના, દુઃખથી મુંઝાતાં અને કૈકેયીથી પીડિત થતાં અમે કયી રીતે જીવીશું. (૨૧)

यया च राजा रामश्च लक्ष्मणश्च महाबलः। सीतया सह सन्त्यक्ताः सा कमन्यं न हास्यति ॥२२॥

જેણે રાજાને, રામ, લક્ષ્મણ અને સીતાને પણ અલગ કર્યાં તે કોને નહિ ત્યજાવશે. (૨૨)

ता बाष्पेण च संवीताः शोकेन विपुलेन च। व्यचेष्टन्त निरानन्दा राघवस्य वरस्त्रियः ॥२३॥

ભારે શોકથી વ્યાકુલ આનંદહીન તે રાજપત્નિયો વિવિધ પ્રકારે બોલતાં અને રડતાં હતાં.

निशा नक्षत्रहीनेव स्त्रीव भर्तृविवर्जिता। पुरी नाराजतायोध्या हीना राज्ञा महात्मना ॥२४॥

જેમ તારા વિના રાત્રિ શોભે નહિ, પતિ વિના સ્ત્રી શોભે નહિ, તેમ મહાત્મા રાજા વિના અયોધ્યા શોભતી ન હતી. (૨૪)

बाष्पपर्याकुलजना हाहाभूतकुलाङ्गना। शून्यचत्वरवेश्मान्ता न बभ्राज यथापुरम् ॥२५॥

જેમાં કુળની સ્ત્રિયો હાહાકાર કરતાં રડતાં હતાં, જ્યાં ચોતરાં અને ઘરો બધાં શૂન્ય હતાં. તે અયોધ્યામાં પહેલાંની પેઠે કશું શોભતું ન હતું. (૨૫)

गते तु शोकात् त्रिदिवं नराधिपे महीतलस्थासु नृपाङ्गनासु च।
निवृत्तचारः सहसा गतो रविः प्रवृत्तचारा रजनी ह्युपस्थिता ॥२६॥

રાજા શોકથી સ્વર્ગે ગયા, રાજપત્નિયો ત્યાં જ રહ્યાં. સૂર્ય અસ્ત થયો અને રાત્રિ આવી પડી. (૨૬)

ऋते तु पुत्राद् दहनं महीपतेर्नारोचयंस्ते सुहृदः समागताः।
इतीव तस्मिञ्शयने न्यवेशयन् विचिन्त्य राजानमचिन्त्यदर्शनम् ॥२७॥

રાજસંબંધિયોને લાગ્યું કે પુત્ર વિના રાજાનો અગ્નિદાહ ઉચિત નથી. તેથી આવેલા સુહૃદ્ અને ગુરુ આદિ લોકોયે રાજાને તેલની કઢાયીમાં રાખ્યા. (૨૭)

गतप्रभा द्यौरिव भास्करं विना व्यपेतनक्षत्रगणेव शर्वरी।
पुरी बभासे रहिता महात्मना कण्ठास्रकण्ठाकुलमार्गचत्वरा ॥२८॥

જેમ સૂર્ય વિના આકાશ શોભાહીન હોય છે, નક્ષત્રો વિના રાત્રિ શોભાહીન હોય છે, તેમ મહારાજ દશરથ વિના અયોધ્યા શોભતી ન હતી. બધાંનો કંઠ આંસુવોથી ભરાયેલો હતો. (૨૮)

नराश्च नार्यश्च समेत्य संघशो विगर्हमाणा भरतस्य मातरम्।
तदा नगर्यां नरदेवसंक्षये बभूवुरार्ता न च शर्म लेभिरे ॥२९॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे द्विषष्टितमः सर्गः ॥६२॥

સ્ત્રી પુરુષોનાં ટોળેટોળાં ભેગાં થયીને કૈકેયીની જ નિંદા કરતાં હતાં. તે સમયે તે નગરી આર્ત થયી હતી. ત્યાં તનિક પણ સુખ ન હતું. (૨૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વિષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिषष्टितमः सर्गः

आक्रन्दिता निरानन्दा सास्रकण्ठजनाविला । अयोध्यायामवतता सा व्यतीयाय शर्वरी ॥१॥
આક્રન્દવાળી આનંદશૂન્ય આંસુવોથી કંઠ ભરાયેલી તે અયોધ્યાયે રાત્રિ વિતાવી. (૧)

व्यतीतायां तु शर्वर्यामादित्यस्योदये ततः । समेत्य राजकर्तारः सभामीयुर्द्विजातयः ॥२॥
રાત વીતી ગયી. સૂર્યોદય થયો. રાજકર્તા બ્રાહ્મણો સભામાં ભેગા થયા. (૨)

मार्कण्डेयोऽथ मौद्गल्यो वामदेवश्च कश्यपः । कात्यायनो गौतमश्च जाबालिश्च महायशाः ॥३॥
માર્કંડેય, મૌદ્ગલ્ય, વામદેવ, કશ્યપ, કાત્યાયન, ગૌતમ અને જાબાલિ. (૩)

एते द्विजाः सहामात्यैः पृथग्वाचमुदीरयन् । वसिष्ठमेवाभिमुखाः श्रेष्ठं राजपुरोहितम् ॥४॥
આ બધા બ્રાહ્મણો ભેગા થયીને શ્રેષ્ઠ રાજપુરોહિત વસિષ્ઠજીની સામે ઊભા રહીને અલગ અલગ બોલવા લાગ્યા. (૪)

अतीता शर्वरी दुःखं या नो वर्षशतोपमा । अस्मिन् पञ्चत्वमापन्ने पुत्रशोकेन पार्थिवे ॥५॥
પુત્રશોકથી રાજા સ્વર્ગે ગયા તે આ રાત, દુઃખને લીધે જાણે સો વર્ષની ન હોય એમ લાગતી હતી. (૫)

स्वर्गस्थश्च महाराजो रामश्चारण्यमाश्रितः । लक्ष्मणश्चापि तेजस्वी रामेणैव गतः सह ॥६॥
રાજા સ્વર્ગે ગયા. રામ વનમાં ગયા. લક્ષ્મણ પણ તેમની સાથે જ વનમાં ગયા. (૬)

उभौ भरतशत्रुघ्नौ केकयेषु परंतपौ । पुरे राजगृहे रम्ये मातामहनिवेशने ॥७॥
ભરત અને શત્રુઘ્ન કેકય દેશમાં માતામહના રાજગૃહનામવાળા રમણીય નગરમાં અત્યારે રહે છે.

इक्ष्वाकूणामिहाद्यैव कश्चिद् राजा विधीयताम् । अराजकं हि नो राष्ट्रं विनाशं समवाप्नुयात् ॥८॥
ઇક્ષ્વાકુ વંશમાંથી કોયીને આજે જ રાજા બનાવો, કેમકે રાજા વિનાનું રાષ્ટ્ર નાશ પામશે.

नाराजके जनपदे विद्युन्माली महास्वनः । अभिवर्षति पर्जन्यो महीं दिव्येन वारिणा ॥९॥
જે દેશમાં રાજા ન હોય ત્યાં ગાજવીજ સાથે મેઘ દિવ્ય જળથી પૃથ્વીને તૃપ્ત કરતો નથી.

नाराजके जनपदे बीजमुष्टिः प्रकीर्यते । नाराजके पितुः पुत्रो भार्या वा वर्तते वशे ॥१०॥
અરાજક દેશમાં એક મુઠ્ઠી અન્ન પણ વાવવામાં આવતું નથી તેમ જ પિતાના વશમાં પુત્ર અને પતિના વશમાં ભાર્યા રહેતાં નથી. (૧૦)

अराजके धनं नास्ति नास्ति भार्याप्यराजके । इदमत्याहितं चान्यत् कुतः सत्यमराजके ॥११॥
અરાજક દેશમાં ધન પણ રહેતું નથી, ભાર્યા પણ રહેતી નથી પછી સત્ય તો કયાંથી રહે ?

नाराजके जनपदे कारयन्ति सभां नराः । उद्यानानि च रम्याणि हृष्टाः पुण्यगृहाणि च ॥१२॥
અરાજક દેશમાં લોકો સભાવો ભરતા નથી તેમજ રમણીય ધર્મશાળા આદિ પવિત્ર ગૃહો પણ બનાવતાં નથી. (૧૨)

नाराजके जनपदे यज्ञशीला द्विजातयः । सत्राण्यन्वासते दान्ता ब्राह्मणाः संशितव्रताः ॥१३॥
અરાજક દેશમાં યાજ્ઞિક અને તપસ્વી તેમજ જીતેન્દ્રિય બ્રાહ્મણો યજ્ઞ કરી શકતા નથી. (૧૩)

नाराजके जनपदे महायज्ञेषु यज्वनः । ब्राह्मणा वसुसम्पूर्णा विसृजन्त्याप्तदक्षिणाः ॥१४॥
અરાજક દેશમાં મહાયજ્ઞોમાં બ્રાહ્મણો પુષ્કળ ધનાદિ દક્ષિણા આપી શકતા નથી. (૧૪)

नाराजके जनपदे प्रहृष्टनटनर्तकाः । उत्सवाश्च समाजाश्च वर्धन्ते राष्ट्रवर्धनाः ॥१५॥
અરાજક દેશમાં નટો અને નર્તકો પ્રસન્ન રહેતા નથી. રાષ્ટ્રની ઉન્નતિ કરનારા ઉત્સવો કે મેળાવડા થતા નથી. (૧૫)

नाराजके जनपदे सिद्धार्था व्यवहारिणः । कथाभिरभिरज्यन्ते कथाशीलाः कथाप्रियैः ॥१६॥
અરાજક દેશમાં વ્યાપારિયો મનોરથ સિદ્ધ કરી શકતા નથી. કથા વાંચનારાવો કથાવો વડે શ્રોતાવોને પ્રસન્ન કરી શકતા નથી. (૧૬)

नाराजके जनपदे तूद्यानानि समागताः । सायाह्ने क्रीडितुं यान्ति कुमार्यो हेमभूषिताः ॥१७॥
અરાજક દેશમાં સાયંકાળે સુવર્ણથી અલંકૃત કુમારિકાવો ઉદ્યાનોમાં ક્રીડા કરવા જતાં નથી.

नाराजके जनपदे धनवन्तः सुरक्षिताः । शेरते विवृतद्वाराः कृषिगोरक्षजीविनः ॥१८॥
અરાજક દેશમાં ધનિકો સુરક્ષિત રહેતા નથી. કૃષિ અને ગાયો ઉપર જીવનારાવો ઘરનાં દ્વાર ઉઘાડાં રાખી શકતા નથી. (૧૮)

नाराजके जनपदे वाहनैः शीघ्रवाहिभिः । नरा निर्यान्त्यरण्यानि नारीभिः सह कामिनः ॥१९॥
અરાજક દેશમાં શીઘ્રગામી વાહનો વડે પુરુષો સ્ત્રિયોની સાથે અરણ્યવિહાર કરી શકતા નથી.

नाराजके जनपदे बद्धघण्टा विषाणिनः । अटन्ति राजमार्गेषु कुञ्जराः षष्टिहायनाः ॥२०॥
અરાજક દેશમાં સુંદર દાંતવાળા સાઠ વર્ષના હાથિયો ઘંટ સાથે રાજમાર્ગમાં હરી ફરી શકતા નથી. (૨૦)

नाराजके जनपदे शरान् संततमस्यताम् । श्रूयते तलनिर्घोष इष्वस्त्राणामुपासने ॥२१॥
અરાજક દેશમાં અસ્ત્રવિદ્યા શીખનારાવોના સતત છૂટતા બાણોના, શબ્દો સંભળાતા નથી.

नाराजके जनपदे वणिजो दूरगामिनः । गच्छन्ति क्षेममध्वानं बहुपण्यसमाचिताः ॥२२॥
અરાજક દેશમાં દૂર દૂર જનારા વ્યાપારિયો ઘણી વસ્તુવો લયીને ક્ષેમકુશળ માર્ગમાં જતા નથી. (૨૨)

नाराजके जनपदे चरत्येकचरो वशी । भावयन्नात्मनाऽऽत्मानं यत्र सायं गृहो मुनिः ॥२३॥
અરાજક દેશમાં જિતેન્દ્રિય અને બ્રહ્મજ્ઞાની મુનિ, સાયંકાળના ઉપાસનાગૃહમાં એકલા રહી શકતા નથી. (૨૩)

नाराजके जनपदे योगक्षेमः प्रवर्तते । न चाप्यराजके सेना शत्रून् विषहते युधि ॥२४॥
અરાજક દેશમાં યોગક્ષેમ હોતા નથી. તેમજ અરાજક દેશમાં સેના શત્રુવોનો સામનો કરી શકતી નથી. (૨૪)

नाराजके जनपदे हृष्टैः परमवाजिभिः । नराः संयान्ति सहसा रथैश्च प्रतिमण्डिताः ॥२५॥
અરાજક દેશમાં લોકો ઘોડા જોડેલા રથોમાં બેસીને કયાંય જતા આવતા નથી. (૨૫)

नाराजके जनपदे नराः शास्त्रविशारदाः । संवदन्तो वितिष्ठन्ते वनेषूपवनेषु वा ॥२६॥
અરાજક દેશમાં શાસ્ત્રોના પંડિતો વનમાં કે ઉપવનમાં શાસ્ત્રવિચાર કરવા બેસતા નથી. (૨૬)

नाराजके जनपदे माल्यमोदकदक्षिणाः । देवताभ्यर्चनार्थाय कल्प्यन्ते नियतैर्जनैः ॥२७॥
અરાજક દેશમાં દેવોની અર્ચના પૂજા કરવા માટે નિયમવાળા લોકો માલા, મોદક, અને દક્ષિણા લયીને નીકળતા નથી. (૨૭)

नाराजके जनपदे चन्दनागुरुरूषिताः । राजपुत्रा विराजन्ते वसन्ते इव शालिनः ॥२८॥
જેમ વસંત ઋતુમાં ડાંગરો શોભે છે તેમ ચંદન અગરુ આદિ શરીરમાં લગાડીને રાજપુત્રો અરાજક દેશમાં શોભતા નથી. (૨૮)

यथा ह्यनुदका नद्यो यथा वाप्यतृणं वनम् । अगोपाला यथा गावस्तथा राष्ट्रमराजकम् ॥२९॥
જેમ જળ વિનાની નદિયો, તૃણ વિનાનું વન, ગોવાળિયા વિના ગાયો શોભતાં નથી તેમ રાજા વિના રાષ્ટ્ર શોભતું નથી. (૨૯)

ध्वजो रथस्य प्रज्ञानं धूमो ज्ञानं विभावसोः । तेषां यो नो ध्वजो राजा स देवत्वमितो गतः ॥
જેમ ધૂમાડો જોયીને લોકો અગ્નિનું અનુમાન કરે છે તેમ જ ધ્વજ જોયીને જે રાજાનું અનુમાન લોકો કરતા હતા તે તો હવે દેવ થયી ગયા. (૩૦)

नाराजके जनपदे स्वकं भवति कस्यचित् । मत्स्या इव जना नित्यं भक्षयन्ति परस्परम् ॥३१॥
અરાજક દેશમાં કોયી વસ્તુ પોતાની હોતી નથી અને જેમ માછલાં બીજા માછલાંને ખાયી જાય છે તેમ લોકો પણ એક બીજાને ખાતા રહે છે. (૩૧)

ये हि सम्भिन्नमर्यादा नास्तिकाश्छिन्नसंशयाः । तेऽपि भावाय कल्पन्ते राजदण्डनिपीडिताः ॥
પણ, રાજા હોય, રાજદંડ હોય તો તેના ભયથી મર્યાદાનું ઉલ્લંઘન કરનારા નાસ્તિકો પણ સંશયહીન થયીને સદ્ભાવનાવાળા બને છે. (૩૨)

यथा दृष्टिः शरीरस्य नित्यमेव प्रवर्तते । तथा नरेन्द्रो राष्ट्रस्य प्रभवः सत्यधर्मयोः ॥३३॥
જેમ શરીરની રક્ષા માટે દૃષ્ટિ પ્રવૃત્ત રહે છે તેમ રાષ્ટ્ર, ધર્મ અને સત્યની રક્ષા માટે રાજા પ્રવૃત્ત રહે છે. (૩૩)

राजा सत्यं च धर्मश्च राजा कुलवतां कुलम् । राजा माता पिता चैव राजा हितकरो नृणाम् ॥३४॥
રાજા જ સત્ય છે, ધર્મ છે, કુલીનોનું કુળ છે, માતા પિતા છે અને મનુષ્યોનું હિત કરનાર પણ તે જ છે. (૩૪)

यमो वैश्रवणः शक्रो वरुणश्च महाबलः । विशिष्यन्ते नरेन्द्रेण वृत्तेन महता ततः ॥३५॥
મહાન્ વ્રત–સદાચારને લીધે રાજાવો, યમ, કુબેર, શક્ર અને બળવાન્ વરુણથી પણ ચડિયાતા થાય છે, કેમકે યમ કેવળ દંડ આપે છે, કુબેર કેવળ ધન આપે છે, ઈન્દ્ર કેવળ પાલન કરે છે, વરુણ કેવળ સદાચારમાં લોકોને નિયત કરે છે, પણ રાજામાં આ ચારે ગુણો હોય છે, માટે તે એકલો આ ચારે કર્મ કરે છે. (૩૫)

अहो तम इवेदं स्यान्न प्रज्ञायेत किंचन । राजा चेन्न भवेल्लोके विभजन् साध्वसाधुनी ॥३६॥
સાધુ અસાધુનો સારાં નરસાંનો વિભાગ કરતો જો રાજા દેશમાં ન હોય તો અહીં ઘોર અંધકાર છવાયી જાય અને કશું સમજાય નહિ. (૩૬)

जीवत्यपि महाराजे तवैव वचनं वयम् । नातिक्रमामहे सर्वे वेलां प्राप्येव सागरः ॥३७॥

વસિષ્ઠજીને સંબોધન કરીને કહે છે કે રાજા જીવતા હતા ત્યારે પણ જેમ સાગર વેળાનું અતિક્રમણ નથી કરતો તેમ અમે આપની વાતનું અતિક્રમણ કરતાં ન હતાં. (૩૭)

स नः समीक्ष्य द्विजवर्य वृत्तं नृपं विना राष्ट्रमरण्यभूतम् ।
कुमारमिक्ष्वाकुसुतं तथान्यं त्वमेव राजानमिहाभिषेचय ॥३८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिषष्टितमः सर्गः ॥६३॥

તેથી હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! રાજા વિના રાજ્ય જંગલ જેવું થયું છે તેથી તમે રાજા વિના અમારું વૃત્ત રક્ષિત નહિ રહેશે તેનો વિચાર કરીને ઇક્ષ્વાકુકુળમાંથી કોયીને અથવા બીજા કોયીને રાજ્યપદનો અભિષેક કરાવો. (૩૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुःषष्टितमः सर्गः

तेषां तद् वचनं श्रुत्वा वसिष्ठः प्रत्युवाच ह । मित्रामात्यजनान् सर्वान् ब्राह्मणांस्तानिदं वचः ॥

તેવોનું વચન સાંભળી વસિષ્ઠજીયે મિત્રો, અમાત્યો, પ્રજાવો અને બધા બ્રાહ્મણોને કહ્યું. (૧)

यदसौ मातुलकुले दत्तराज्यः परं सुखी । भरतो वसति भ्रात्रा शत्रुघ्नेन मुदान्वितः ॥२॥

જેમને રાજ્ય મળ્યું છે તે ભરત, ભાયી શત્રુઘ્ન સાથે મામાના ઘરે રહે છે. (૨)

तच्छीघ्रं जवना दूता गच्छन्तु त्वरितं हयैः । आनेतुं भ्रातरौ वीरौ किं समीक्षामहे वयम् ॥३॥

દૂતો ઘોડા લયીને તે બન્ને ભાયિયોને લેવા માટે ત્યાં જાવ. અમારે શો વિચાર કરવાનો હોય ? રાજાયે તેમને રાજ્ય આપ્યું છે તેથી અમારે વિચારવાનું કશું રહ્યું જ નથી. (૩)

गच्छन्त्विति ततः सर्वे वसिष्ठं वाक्यमब्रुवन् । तेषां तद् वचनं श्रुत्वा वसिष्ठो वाक्यमब्रवीत् ॥

બધાય બોલી ઉઠયા કે ભલે ભરતને લેવા લોકો જાય. તેવોનું વચન સાંભળી વસિષ્ઠજી બોલ્યા.

एहि सिद्धार्थ विजय जयन्ताशोकनन्दन । श्रूयतामितिकर्तव्यं सर्वानेव ब्रवीमि वः ॥५॥

સિદ્ધાર્થ, વિજય, જયંત, અશોક, નંદન, આવો અને સાંભળો. તમારે શું કરવાનું છે તે કહું છું (૫)

पुरं राजगृहं गत्वा शीघ्रं शीघ्रजवैर्हयैः । त्यक्तशोकैरिदं वाच्यः शासनाद् भरतो मम ॥६॥

શીઘ્રગામી ઘોડાવોથી તમે શીઘ્ર રાજગૃહ જયીને અને શોકરહિત થયીને, મારા કહેવાથી ભરતને આવું કહેશો. (૬)

पुरोहितस्त्वां कुशलं प्राह सर्वे च मन्त्रिणः । त्वरमाणश्च निर्याहि कृत्यमात्ययिकं त्वयि ॥७॥

વસિષ્ઠે અને બધાય મંત્રિયોયે તમારું કુશળ પૂછ્યું છે અને કહ્યું છે કે અહિંથી શીઘ્ર ચાલો. તમારા વિના કામ બગડે છે. (૭)

मा चास्मै प्रोषितं रामं मा चास्मै पितरं मृतम् । भवन्तः शंसिषुर्गत्वा राघवाणामितः क्षयम् ॥

અને તમે લોકો તેમને રામના વનવાસની અને રાજાના સ્વર્ગવાસની વાત ત્યાં કરશો નહિ. (૮)

कौशेयानि च वस्त्राणि भूषणानि वराणि च। क्षिप्रमादाय राज्ञश्च भरतस्य च गच्छत ॥९॥
રેશમી વસ્ત્રો અને સુંદર આભૂષણો ભરતના મામા માટે તેમ જ ભરત માટે લયીને શીઘ્ર જાવો.

दत्तपथ्यशना दूता जग्मुः स्वं स्वं निवेशनम्। केकयांस्ते गमिष्यन्तो हयानारुह्य सम्मतान् ॥१०॥
ઘોડા ઉપર સવાર થયીને કેકેય દેશમાં જવાની ઇચ્છાથી માર્ગમાં ખાવાપીવાની વસ્તુવો સાથે લેવા તેવો પોતપોતાના ઘરે ગયા. (૧૦)

ततः प्रास्थानिकं कृत्वा कार्यशेषमनन्तरम्। वसिष्ठेनाभ्यनुज्ञाता दूताः संत्वरितं ययुः ॥११॥
પછી તેવો માર્ગ માટે જે કંયી જોયિતું હતું તે લયીને વસિષ્ઠજીની આજ્ઞા લયીને શીઘ્ર ચાલ્યા.

न्यन्तेनापरतालस्य प्रलम्बस्योत्तरं प्रति। निषेवमाणास्ते जग्मुर्नदीं मध्येन मालिनीम् ॥१२॥
અપરતાલના પશ્ચિમ દિશામાં અને પ્રલંબના ઉત્તર દિશામાં માલિની નદીના પાસેથી બન્ને દેશોના મધ્યવર્તી માર્ગથી તેવો ચાલ્યા. (૧૨)

ते हास्तिनपुरे गङ्गां तीर्त्वा प्रत्यङ्मुखा ययुः। पाञ्चालदेशमासाद्य मध्येन कुरुजाङ्गलम् ॥१३॥
તેવો હસ્તિનાપુરમાં ગંગાનદી પાર કરીને પશ્ચિમ દિશામાં ચાલ્યા અને પંચાલ દેશમાં પહોંચીને કુરુજંગલના મધ્યથી. (૧૩)

सरांसि च सुफुल्लानि नदीश्च विमलोदकाः। निरीक्षमाणा जग्मुस्ते दूताः कार्यवशाद् द्रुतम् ॥
ફૂલેલા ફૂલોવાળા તળાવો અને નિર્મળ નદિયોને જોતાં જોતાં તે દૂતો શીઘ્રતાથી ચાલ્યા. (૧૪)

ते प्रसन्नोदकां दिव्यां नानाविहगसेविताम्। उपातिजग्मुर्वेगेन शरदण्डां जलाकुलाम् ॥१५॥
જેમાં નિર્મળ પાણી હતું, જેમાં જાત જાતના પક્ષિયો કિલ્લોલ કરતા હતા એવી સુંદર અને જળથી ભરેલી શરદંડા નદીયે તેવો પહોંચ્યા. (૧૫)

निकूलवृक्षमासाद्य दिव्यं सत्योपयाचनम्। अभिगम्याभिवाद्यं तं कुलिङ्गां प्राविशन् पुरीम् ॥१६॥
ત્યાં દિવ્ય અને ઇચ્છાપૂર્ણ કરનારા નિકૂલ વૃક્ષની પાસે જયીને જોવા યોગ્ય અને નમવા યોગ્ય એવી કુલિંગાપુરીમાં તેમણે પ્રવેશ કર્યો. (૧૬)

अभिकालं ततः प्राप्य तेजोऽभिभवनाच्च्युताः। पितृपैतामहीं पुण्यां तेरुरिक्षुमतीं नदीम् ॥१७॥
અભિકાલગામે પહોંચી તેવો તેજોભિભવન ગામમાં પહોંચ્યા. ત્યાર પછી દશરથજીના બાપ દાદાવોથી પણ સેવિત ઇક્ષુમતી નદી પાર કરી ગયા. (૧૭)

अवेक्ष्याञ्जलिपानांश्च ब्राह्मणान् वेदपारगान्। ययुर्मध्येन बाह्लीकान् सुदामानं च पर्वतम् ॥१८॥
અંજલિથી જલપાન કરનારા તેમજ વેદ પારંગત બ્રાહ્મણોને જોયીને બાહ્‌લીક દેશમાં થયીને સુદામાપર્વત પાસે પહોંચ્યા. (૧૮)

विष्णोः पदं प्रेक्षमाणा विपाशां चापि शाल्मलीम्। नदीवापीतटाकानि पल्वलानि सरांसि च ॥
સુદામાપર્વત ઉપર વિષ્ણુની ચરણપાદુકાને જોતા વિપાશા, શાલ્મલી નદી અને બીજી નદિયોને જોતાં ખાબોચિયાં અને સરોવરોને જોતાં. (૧૯)

पश्यन्तो विविधांश्चापि सिंहान् व्याघ्रान् मृगान् द्विपान्। ययुः पथातिमहता शासनं भर्तुरीप्सवः
જાત જાતના સિંહો, વાઘો, મૃગો, હાથિયોને જોતા રાજમાર્ગથી સ્વામીની આજ્ઞા પાલન કરનારા તેવો ગયા. (૨૦)

ते श्रान्तवाहना दूता विकृष्टेन सता पथा । गिरिव्रजं पुरवरं शीघ्रमासेदुरञ्जसा ॥२१॥
વધારે લાંબો માર્ગ ચાલવાથી જે દૂતોનાં વાહનો થાકી ગયાં હતાં તેવો ગિરિવ્રજ નામનાં ગામે એટલે કૈકેય રાજાના નગરમાં પહોંચ્યા. (૨૧)

भर्तुः प्रियार्थं कुलरक्षणार्थं भर्तुश्च वंशस्य परिग्रहार्थम् ।
अहेडमानास्त्वरया स्म दूता रात्र्यां तु ते तत्पुरमेव याताः ॥२२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुःषष्टितमः सर्गः ॥६४॥

સ્વામીનું પ્રિય કરવા માટે, રઘુવંશની રક્ષા માટે, અને સ્વામીની વંશપરંપરા તૂટે નહી, આના માટે ઉતાવળા ચાલતા તે દૂતો રાત્રે તે નગરમાં પહોંચી ગયા. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુઃષષ્ટિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चषष्टितमः सर्गः

यामेव रात्रिं ते दूताः प्रविशन्ति स्म तां पुरीम् । भरतेनापि तां रात्रिं स्वप्नो दृष्टोऽयमप्रियः ॥१॥
જે રાત્રે તે દૂતો તે નગરમાં પહોંચ્યા તે જ રાત્રે ભરતે એક અપ્રિય સ્વપ્ન જોયું. (૧)

व्युष्टामेव तु तां रात्रिं दृष्ट्वा तं स्वप्नमप्रियम् । पुत्रो राजाधिराजस्य सुभृशं पर्यतप्यत ॥२॥
રાત્રિના પાછલા પહોરે તે અપ્રિય સ્વપ્ન જોયીને રાજાધિરાજના પુત્ર ભરત અત્યંત દુઃખી થયા.

तप्यमानं तमाज्ञाय वयस्याः प्रियवादिनः । आयासं विनयिष्यन्तः सभायां चक्रिरे कथाः ॥३॥
ભરતજી દુઃખી છે એમ જાણીને તેમના પ્રિયવાદી મિત્રોએ તે દુઃખને દૂર કરવા સભામાં વાતો કરી. (૩)

वादयन्ति तदा शान्तिं लासयन्त्यपि चापरे । नाटकान्यपरे स्माहुर्हास्यानि विविधानि च ॥४॥
ત્યારે શાંતિ ઉત્પન્ન કરવા માટે કેટલાક વાજાં વગાડતા હતા, કેટલાક નાચતા હતા, કેટલાક નાટક ભજવતા હતા. અને કેટલાક વિવિધ પ્રકાર હાસ્ય કરતા હતા. (૪)

स तैर्महात्मा भरतः सखिभिः प्रियवादिभिः । गोष्ठीहास्यानि कुर्वद्भिर्न प्राहृष्यत राघवः ॥५॥
પણ તે મહાત્મા ભરત આ બધું થતું હતું તો પણ તેવોની સાથે આનંદનો અનુભવ કરી શક્યા નહિ. (૫)

तमब्रवीत् प्रियसखो भरतं सखिभिर्वृतम् । सुहृद्भिः पर्युपासीनः किं सखे नानुमोदसे ॥६॥
ભરતનો કોયી વિશિષ્ટ મિત્ર હતો, તેણે કહ્યું હે મિત્ર, મિત્રો તમારી સાથે છે તો પણ તમે પ્રસન્ન કેમ જણાતા નથી. (૬)

एवं ब्रुवाणं सुहृदं भरतः प्रत्युवाच ह । शृणु त्वं यन्निमित्तं मे दैन्यमेतदुपागतम् ॥७॥
ભરતજીયે તેને કહ્યું કે જે કારણે મને દુઃખ થયું છે તે તમે સાંભળો (૭)

स्वप्ने पितरमद्राक्षं मलिनं मुक्तमूर्धजम् । पतन्तमद्रिशिखरात् कलुषे गोमये ह्रदे ॥८॥
મેં સ્વપ્નમાં મારા પિતાને મલિન અને ખુલ્લા વાળવાળા જોયા છે. મેં એમ પણ જોયું કે તેવો પર્વતના એક શિખર ઉપરથી એક તળાવમાં પડે છે જેમાં છાણ ભરેલું છે અને તે ગંદો છે.

प्लवमानश्च मे दृष्टः स तस्मिन् गोमये ह्रदे । पिबन्नञ्जलिना तैलं हसन्निव मुहुर्मुहुः ॥९॥
અને જોયું કે તેવો તે તળાવમાં તરી રહ્યા છે અને અંજલિથી તેલ પીતાં વારંવાર હસી રહ્યા છે.

ततस्तिलोदनं भुक्त्वा पुनः पुनरधःशिराः । तैलेनाभ्यक्तसर्वाङ्गस्तैलमेवान्वगाहत ॥१०॥
પછી મેં જોયું કે તેવો તલ અને ભાત ખાયીને, ફરી નીચે માથું રાખીને, આખા શરીરે તેલ ચોપડીને તલાવમાં સ્નાન કરી રહ્યા છે. (૧૦)

स्वप्नेऽपि सागरं शुष्कं चन्द्रं च पतितं भुवि । उपरुद्धां च जगतीं तमसेव समावृताम् ॥११॥
અને તે સ્વપ્નમાં જોયું કે સમુદ્ર સુકાયી ગયો છે. ચંદ્ર પૃથ્વી ઉપર પડેલો છે અને આખા જગત્‌માં અંધકાર છવાયી ગયો છે. (૧૧)

औपवाह्यस्य नागस्य विषाणं शकलीकृतम् । सहसा चापि संशान्ता ज्वलिता जातवेदसः ॥१२॥
રાજાને બેસવાનો જે હાથી છે તેના દાંતોના કટકા કરાયેલા છે અને સળગતી આગ અકસ્માત્ શાંત થયી ગયી છે, આવું મેં સ્વપ્નમાં જોયું છે. (૧૨)

अवदीर्णां च पृथिवीं शुष्कांश्च विविधान् द्रुमान् । अहं पश्यामि विध्वस्तान् सधूमांश्चैव पर्वतान् ॥
પૃથ્વી ફાટી ગયી છે, વિભિન્ન પ્રકારનાં ઝાડો સૂકાયી ગયાં છે. પહાડોમાં ધુમાડા અને ધુમાડા સાથે પર્વતો નાશ પામે છે એવું મેં સ્વપ્નમાં જોયું. (૧૩)

पीठे कार्ष्णायसे चैव निषण्णं कृष्णवाससम् । प्रहरन्ति स्म राजानं प्रमदाः कृष्णपिङ्गलाः ॥१४॥
મેં એમ પણ જોયું કે લોઢાના પાટલા ઉપર કાળાં વસ્ત્ર ધારણ કરીને મહારાજ બેઠા છે અને કાળાં પીળાં વસ્ત્રવાળી સ્ત્રિયો રાજાને મારે છે. (૧૪)

त्वरमाणश्च धर्मात्मा रक्तमाल्यावलेपनः । रथेन खरयुक्तेन प्रयातो दक्षिणामुखः ॥१५॥
ઉતાવળ કરીને તેવો રાતી માલા ધારણ કરીને અને શરીરે તેલ આદિનો લેપ કરીને ગધેડા-વાળા રથમાં બેસીને દક્ષિણ દિશામાં ગયા. (૧૫)

प्रहसन्तीव राजानं प्रमदा रक्तवासिनी । प्रकर्षन्ती मया दृष्टा राक्षसी विकृतानना ॥१६॥
લાલ વસ્ત્ર ધારણ કરીને એક સ્ત્રી તેમની મશ્કરી કરી રહી છે. અને ભયંકર મોં વાળી રાક્ષસી તેમને ખેંચી રહી છે, એમ પણ મેં જોયું. (૧૬)

एवमेतन्मया दृष्टमिमां रात्रिं भयावहाम् । अहं रामोऽथवा राजा लक्ष्मणो वा मरिष्यति ॥१७॥
આજે રાત્રે મેં આવું ભયંકર સ્વપ્ન જોયું છે. તેથી હું કે રામ કે રાજા કે લક્ષ્મણ, કોયીપણ મૃત્યુ પામશે. (૧૭)

नरो यानेन यः स्वप्ने खरयुक्तेन याति हि । अचिरात्तस्य धूम्राग्रं चितायां सम्प्रदृश्यते ॥१८॥
સ્વપ્નમાં જે મનુષ્ય ગધેડાની ગાડીમાં બેસીને જાય છે તેની શીઘ્ર જ ચિતામાં ધૂમશિખા જોવામાં આવે છે. (૧૮)

एतन्निमित्तं दीनोऽहं न वचः प्रतिपूजये । शुष्यतीव च मे कण्ठो न स्वस्थमिव मे मनः ॥१९॥
આને માટે હું ઉદાસ છું અને તમને ઉત્તર આપતો નથી અથવા તમારી વાત મને ગમતી નથી. મારો કંઠ સૂકાય છે અને મન અસ્વસ્થ બન્યું છે. (૧૯)

न पश्यामि भयस्थानं भयं चैवोपधारये । भ्रष्टश्च स्वरयोगो मे छाया चापगता मम ॥२०॥
કોયી ભય ઉપસ્થિત થયો છે પણ ભયનું કારણ મને જણાતું નથી. મારો સ્વર બગડી ગયો છે અને મારી કાંતિ ચાલી ગયી છે. (૨૦)

इमां च दुःस्वप्नगतिं निशम्य हि त्वनेकरूपामवितर्कितां पुरा ।
भयं महत्तद्धृदयान्न याति मे विचिन्त्य राजानमचिन्त्यदर्शनम् ॥२१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चषष्टितमः सर्गः ॥६५॥

જેની કદી ચિંતા કરી નથી એવા અનેક પ્રકારના દુષ્ટ સ્વપ્નોનું સ્મરણ કરીને, રાજાનો વિચાર કરીને મારા મનથી તે મોટો ભય જતો નથી. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षट्षष्टितमः सर्गः

—— * ——

भरते ब्रुवति स्वप्नं दूतास्ते क्लान्तवाहनाः । प्रविश्यासह्यपरिखं रम्यं राजगृहं पुरम् ॥१॥

આ રીતે ભરત સ્વપ્નની વાત કરતા હતા તેટલામાં જ થાકેલાં વાહનોવાળા અયોધ્યાના દૂતો કઠિન પરિખાવાળા રમ્ય રાજ્યગૃહમાં પહોંચીને.... (૧)

समागम्य च राज्ञा ते राजपुत्रेण चार्चिताः । राज्ञः पादौ गृहीत्वा च तमूचुर्भरतं वचः ॥२॥

રાજાએ અને શ્રી ભરતે તેમનો સત્કાર કર્યો. પછી રાજાને પ્રણામ કરીને તેવોએ ભરતને કહ્યું.

पुरोहितस्त्वां कुशलं प्राह सर्वे च मन्त्रिणः । त्वरमाणश्च निर्याहि कृत्यमात्ययिकं त्वया ॥३॥

શ્રી વસિષ્ઠજીએ તેમ જ બધા મંત્રિયોએ તમારા કુશળસમાચાર પૂછ્યા છે. તમે શીઘ્ર અહીંથી અયોધ્યા ચાલો. તમારા વિના ત્યાં કામ બગડી રહ્યું છે. (૩)

इमानि च महार्हाणि वस्त्राण्याभरणानि च । प्रतिगृह्य विशालाक्ष मातुलस्य च दापय ॥४॥

અને આ બહુમૂલ્ય વસ્ત્રો અને ઘરેણાંવો લો અને મામાને અપાવો. (૪)

अत्र विंशतिकोटयस्तु नृपतेर्मातुलस्य ते । दशकोटयस्तु सम्पूर्णास्तथैव च नृपात्मज ॥५॥

અને હે ભરતજી આ વીસ કરોડ વસ્ત્રો અને આભૂષણો તમારા મોટા બાપા એટલે માતામહને માટે છે. અને દસ કરોડ તમારા મામા માટે છે. (૫)

प्रतिगृह्य तु तत् सर्वं स्वनुरक्तः सुहृज्जने । दूतानुवाच भरतः कामैः सम्प्रतिपूज्य तान् ॥६॥

તે બધું લયીને અને માતમહને તેમ જ મામાને તે બધું અપાવીને, તેવોનો સત્કાર કરીને ભરતજી બોલ્યા. (૬)

कच्चित् स कुशली राजा पिता दशरथो मम । कच्चिदारोग्यता रामे लक्ष्मणे च महात्मनि ॥७॥

મારા પિતાજીનું કુશળ તો છે ને? તેમ જ મહાત્મા રામ અને લક્ષ્મણ શરીરે સાજા તો છે ને?

आर्या च धर्मनिरता धर्मज्ञा धर्मवादिनी । अरोगा चापि कौसल्या माता रामस्य धीमतः ॥८॥

અને ધર્મને જાણનારાં તેમ જ ધર્માચરણ કરનારાં કૌસલ્યા સુખરૂપ તો છે ને? (૮)

कच्चित् सुमित्रा धर्मज्ञा जननी लक्ष्मणस्य या । शत्रुघ्नस्य च वीरस्य अरोगा चापि मध्यमा ॥९॥

અને લક્ષ્મણ તથા શત્રુઘ્નનાં માતા કુશળમાં તો છેને? (૯)

आत्मकामा सदा चण्डी क्रोधना प्राज्ञमानिनी। अरोगा चापि मे माता कैकेयी किमुवाच ह ॥१०॥
અને સ્વાર્થિની, અત્યંત ક્રોધ કરનારી, પોતાને બહુ સમજદાર જાણનારી મારી બા કૈકેયી સુખમાં છે ને ? અને તેણે શું કહ્યું છે ? (૧૦)

एवमुक्तास्तु ते दूता भरतेन महात्मना। ऊचुः सम्प्रश्रितं वाक्यमिदं तं भरतं तदा ॥११॥
આ બધું ભરતનું કહેવું સાંભળીને તે દૂતો વિનય સાથે બોલ્યા. (૧૧)

कुशलास्ते नरव्याघ्र येषां कुशलमिच्छसि। श्रीश्च त्वां वृणुते पद्मा युज्यतां चापि ते रथः ॥१२॥
જેમનું તમે કુશળ પૂછ્યું તે બધા આનંદમાં છે. લક્ષ્મી એટલે રાજલક્ષ્મી તમને વરવા ઇચ્છે છે. માટે રથ જોડો. (૧૨)

भरतश्चापि तान् दूतानेवमुक्तोऽभ्यभाषत। आपृच्छेहं महाराजं दूताः संत्वरयन्ति माम् ॥१३॥
ભરતજીયે પણ તે દૂતોને કહ્યું કે મહારાજને એટલે મોટા બાપાને પૂછું છું કે દૂતો મને અયોધ્યા ચાલવા ઉતાવળ કરાવે છે. (૧૩)

एवमुक्त्वा तु तान् दूतान् भरतः पार्थिवात्मजः। दूतैः संचोदितो वाक्यं मातामहमुवाच ह ॥१४॥
દૂતોને એમ કહીને ભરતજીયે દૂતોથી પ્રેરાયેલા થયીને માતામહને કહ્યું.... (૧૪)

राजन् पितुर्गमिष्यामि सकाशं दूतचोदितः। पुनरप्यहमेष्यामि यदा मे त्वं स्मरिष्यसि ॥१५॥
હે મહારાજ, પિતાજીના દૂતો આવ્યા છે. અત્યારે તો તેમની પાસે જાવું છું પણ તમે જ્યારે સ્મરણ કરશો ત્યારે હું આવીશ. (૧૫)

भरतेनैवमुक्तस्तु नृपो मातामहस्तदा। तमुवाच शुभं वाक्यं शिरस्याघ्राय राघवम् ॥१६॥
ત્યારે રાજા એટલે ભરતના માતામહ ભરતનું મસ્તક સૂંઘીને સુંદર વચન બોલ્યા. (૧૬)

गच्छ तातानुजाने त्वां कैकेयी सुप्रजास्तथा। मातरं कुशलं ब्रूयाः पितरं च परंतप ॥१७॥
હે ભરત જાવો મારી આજ્ઞા છે. તમારે લીધે જ કૈકેયી સુપુત્રવતી છે. માતા અને પિતા બન્નેને કુશળ પૂછશો. (૧૭)

पुरोहितं च कुशलं ये चान्ये द्विजसत्तमाः। तौ च तात महेष्वासौ भ्रातरौ रामलक्ष्मणौ ॥१८॥
શ્રી વસિષ્ઠજી તેમ જ બીજા બ્રાહ્મણોને અને મહાધનુર્ધારી રામ અને લક્ષ્મણને પણ કુશળ પૂછશો. (૧૮)

तस्मै हस्त्युत्तमांश्चित्रान् कम्बलानजिनानि च। सत्कृत्य केकयो राजा भरताय ददौ धनम् १९॥
પછી કેકેય રાજાયે સત્કાર કરીને ભરતજીને ઘણા ઉત્તમ હાથિયો, શાલ–દુશાલાવો અને મૃગચર્મો આપ્યાં (૧૯)

अन्तःपुरेऽतिसंवृद्धान् व्याघ्रवीर्यबलोपमान्। दंष्ट्रायुक्तान् महाकायाञ्शुनश्चोपायनं ददौ ॥२०॥
અને અંતઃપુરમાં ઉછરાયેલા વાઘ જેવા બલવાળા, મોટા શરીરવાળા, દાંતોવાળા કુતરાવો ભેટમાં આપ્યા. (૨૦)

रुक्मनिष्कसहस्रे द्वे षोडशाश्वशतानि च। सत्कृत्य केकयीपुत्रं केकयो धनमादिशत् ॥२१॥
અને રજતના બે સહસ્ર ઉરોભૂષણ અને સોળસો ઘોડા અને ધન ભરતજીને આપ્યાં. (૨૧)

तदामात्यानभिप्रेतान् विश्वास्यांश्च गुणान्वितान्। ददावश्वपतिः शीघ्रं भरतायानुयायिनः ॥२२॥

અશ્વપતિ મહારાજ સારા અને વિશ્વાસુ તેમ જ ગુણોથી પૂર્ણ એવા ભરતની સાથે જનારા અમાત્યો આપ્યા. (૨૨)

ऐरावतानैन्द्रशिरान् नागान् वै प्रियदर्शनान्। खराञ्शीघ्रान् सुसंयुक्तान् मातुलोऽस्मै धनं ददौ ॥

અને ભરતજીના મામાયે ઇરાવતમાં અને ઇન્દ્રશિરમાં ઉત્પન્ન થયેલા સુંદર હાથિયો અને સુશિક્ષિત ખચ્ચરો આપ્યા. (૨૩)

स दत्तं केकयेन्द्रेण धनं तन्नाभ्यनन्दत। भरतः केकयीपुत्रो गमनत्वरया तदा ॥२४॥

પણ ભરતજીને જવાની ઉતાવળ હતી તેથી તેવોયે તે બધી ભેટોને સ્વીકારી નહિ. (૨૪)

बभूव ह्यस्य हृदये चिन्ता सुमहती तदा। त्वरया चापि दूतानां स्वप्नस्यापि च दर्शनात् ॥२५॥

ભરતે સ્વપ્ન જોયું હતું, અયોધ્યાથી આવેલા દૂતો ઉતાવળ કરાવી રહયા હતા, તેથી ભરતના હૃદયમાં ભારે ચિંતા થતી હતી. (૨૫)

स स्ववेश्माभ्यतिक्रम्य नरनागाश्वसंकुलम्। प्रपेदे सुमहच्छ्रीमान् राजमार्गमनुत्तमम् ॥२६॥

પછી તેવો નર, નાગ અશ્વથી ભરેલ પોતાના નિવાસ સ્થાનથી, સુંદર રાજમાર્ગ પર આવ્યા. (૨૬)

अभ्यतीत्य ततोऽपश्यदन्तःपुरमनुत्तमम्। ततस्तद् भरतः श्रीमानाविवेशानिवारितः ॥२७॥

પછી અંતઃપુરમાં, કોયી રોક ટોક વિના જ તેવોયે એટલે ભરતે પ્રવેશ કર્યો. (૨૭)

स मातामहमापृच्छ्य मातुलं च युधाजितम्। रथमारुह्य भरतः शत्रुघ्नसहितो ययौ ॥२८॥

તેવો માતામહને અને મામા યુધાજિત્‌ને પૂછીને શત્રુઘ્ન સાથે રથમાં ચડી ચાલ્યા. (૨૮)

रथान् मण्डलचक्रांश्च योजयित्वा परः शतम्। उष्ट्रगोऽश्वखरैर्भृत्या भरतं यान्तमन्वयुः ॥२९॥

ભરતજીની પાછળ પાછળ સેંકડો ઊંટ, બળદિયા, ખચ્ચરોથી જોડાયેલા રથોને લયીને સેવકો ભરતની પાછળ ચાલ્યા. (૨૯)

बलेन गुप्तो भरतो महात्मा सहार्यकस्यात्मसमैरमात्यैः।
आदाय शत्रुघ्नमपेतशत्रुर्गृहाद् ययौ सिद्ध इवेन्द्रलोकात् ॥३०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षट्षष्टितमः सर्गः ॥६६॥

સેનાવોથી સુરક્ષિત મહાત્મા ભરત, માતામહના પ્રામાણિક અમાત્યો સાથે, ઇન્દ્રલોકથી કોયી સિદ્ધની પેઠે, નિર્ભય થયીને ઘરથી નીકળ્યા. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષટ્ષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तषष्टितमः सर्गः

स प्राङ्मुखो राजगृहादभिनिर्याय वीर्यवान्। ततः सुदामां द्युतिमान् सन्तीर्यावेक्ष्य तां नदीम् ॥

શ્રીભરત રાજગૃહથી નીકળી પૂર્વાભિમુખ ચાલ્યા, વચમાં સુદામા નદી આવી. તેને પાર કરીને. (૧)

ह्लादिनीं दूरपारां च प्रत्यक्स्रोतस्तरङ्गिणीम्। शतद्रुमतरच्छ्रीमान् नदीमिक्ष्वाकुनन्दनः ॥२॥

અતિવિશાળ પશ્ચિમવાહિની હ્લાદિની અને શતદ્રુને ભરતજી પાર કરી ગયા. (૨)

ऐलधाने नदीं तीर्त्वा प्राप्य चापरपर्वतान् । शिलामाकुर्वतीं तीर्त्वा आग्नेयं शल्यकर्षणम् ॥३॥
પછી ઐલધાનમાં નદી પાર કરીને અપરપર્વતનામવાળા જનપદોને પાર કરીને, શિલા, આકુર્વતી આ બે નદિયોને પાર કરીને, આગ્નેય અને શલ્યકર્ષણ આ બે ગામોને પાર કરીને....(૩)

सत्यसन्धः शुचिर्भूत्वा प्रेक्षमाणः शिलावहाम् । अभ्यगात् स महाशैलान् वनं चैत्ररथं प्रति ॥४॥
શિલાવહા નદીને જોતાં ત્યાં જ સ્નાનાદિ કરીને મોટા મોટા પર્વતો અને ચૈત્રરથનામવાળાં વનમાં પહોંચ્યા. (૪)

सरस्वतीं च गङ्गां च युग्मेन प्रतिपद्य च । उत्तरान् वीरमत्स्यानां भारुण्डं प्राविशद् वनम् ॥५॥
પશ્ચિમવાહિની સરસ્વતી અને ગંગા એટલે સુચક્ષુ અથવા સીતા નામવાળી નદી પાસે પહોંચી, પછી ઉત્તર દિશામાં વીરમત્સ્યનામવાળા દેશોમાં ભારુંડ વનમાં તેવોયે પ્રવેશ કર્યો. (૫)

वेगिनीं च कुलिङ्गाख्यां ह्रादिनीं पर्वतावृताम् । यमुनां प्राप्य संतीर्णो बलमाश्वासयत् तदा ॥६॥
પર્વતોથી ઘેરાયેલી અત્યંત વેગવાળી અને શબ્દવાળી કુલિંગા નામની નદી પાર કરીને યમુનાનામની નદી પાસે આવીને ત્યાં પોતે રથથી ઉતરી ગયા અને સેનાને પણ શાંતિ અપાવી.

शीतीकृत्य तु गात्राणि क्लान्तानाश्वास्य वाजिनः । तत्र स्नात्वा च पीत्वा च प्रायादादाय चोदकम्
થાકેલા ઘોડાવોને સ્નાનાદિ કરાવી ઠંડા કરીને, પોતે અને તેની સેના પણ ત્યાંજ ખાયી પીને, માર્ગ માટે જળ ભરીને આગળ ચાલ્યા. (૭)

राजपुत्रो महारण्यमनभीक्ष्णोपसेवितम् । भद्रो भद्रेण यानेन मारुतः खमिवात्यगात् ॥८॥
જ્યાં ઘણાં લોકો ગમનાગમન કરતા ન હતા તેવા ઘોર જંગળને ઉત્તમ રથ વડે, પવન જેમ આકાશને પાર કરી જાય તેમ તેવો તે વનને પાર કરી ગયા. (૮)

भागीरथीं दुष्प्रतरां सोंऽशुधाने महानदीम् । उपायाद्राघवस्तूर्णं प्राग्वटे विश्रुते पुरे ॥९॥
આગળ અંશુધાનનામનું ગામ આવ્યું, ત્યાં પાર ન કરી શકાય આવી ભાગીરથીનામની એક મોટી નદી આવી. ત્યાંથી પ્રાગ્વટ નામનું એક પ્રખ્યાત ગામ આવ્યું, ભરત ત્યાં પહોંચ્યા. (૯)

स गङ्गां प्राग्वटे तीर्त्वा समायात् कुटिकोष्टिकाम् । सबलस्तां स तीर्त्वाथ समगाद् धर्मवर्धनम् ॥
ભરત પ્રાગ્વટમાં ગંગાને પાર કરી, કુટકોષ્ટિકા નદીની પાસે પહોંચ્યા. સેના સાથે તેને પાર કરીને ધર્મવર્ધનગ્રામમાં આવ્યા. (૧૦)

तोरणं दक्षिणार्धेन जम्बूप्रस्थं समागमत् । वरूथं च ययौ रम्यं ग्रामं दशरथात्मजः ॥११॥
તોરણગ્રામના દક્ષિણભાગથી જંબૂપ્રસ્થગ્રામમાં પહોંચ્યા. ત્યાંથી રમણીય વરુથગ્રામમાં પહોંચ્યા. (૧૧)

तत्र रम्ये वने वासं कृत्वासौ प्राङ्मुखो ययौ । उद्यानमुज्जिहानायाः प्रियका यत्र पादपाः ॥१२॥
તે સુંદરવનમાં વાસો કરી, પૂર્વદિશામાં મુખ કરી, ઉજ્જિહાના નગરીના બગીચામાં પહોંચ્યા જ્યાં કદંબનાં ઝાડો હતાં. (૧૨)

सालांस्तु प्रियकान् प्राप्य शीघ्रानास्थाय वाजिनः । अनुज्ञाप्याथ भरतो वाहिनीं त्वरितो ययौ
ત્યાં પ્રિયકવૃક્ષો પાસે પહોંચીને, શીઘ્રગામી અશ્વોને રથમાં જોડીને, સેનાને ધીમે ધીમે આવવા કહીને, ભરત પોતે શીઘ્ર આગળ ગયા. (૧૩)

**वासं कृत्वा सर्वतीर्थे तीर्त्वा चोत्तानिकां नदीम् । अन्या नदीश्च विविधैः पार्वतीयैस्तुरङ्गमैः ॥१४॥**

સર્વતીર્થનામવાળા ગામમાં વાસ કરી, ઉત્તાનિકા નદીને પાર કરી, અને વિવિધ પર્વતીય અશ્વોથી બીજી નદિયોને પાર કરીને....(૧૪)

**हस्तिपृष्ठकमासाद्य कुटिकामत्यवर्तत । ततार च नरव्याघ्रो लौहित्ये च कपीवतीम् ॥१५॥**

હસ્તિપૃષ્ઠકગામમાં પહોંચી, કુટિકા નદીને પાર કરીને લૌહિત્ય ગામમાં કપીવતી નદીને નરશ્રેષ્ઠ ભરત પાર કરી ગયા. (૧૫)

**एकसाले स्थाणुमतीं विनते गोमतीं नदीम् । कलिङ्गनगरे चापि प्राप्य सालवनं तदा ॥१६॥**

એકસાલ ગામમાં સ્થાણુમતી અને વિનત ગામમાં ગોમતી નદીને પાર કરી, કલિંગ નામના નગરની પાસે સાલવનમાં પહોંચ્યા. (૧૬)

**भरतः क्षिप्रमागच्छत् सुपरिश्रान्तवाहनः । वनं च समतीत्याशु शर्वर्यामरुणोदये ॥१७॥**

રાતોરાત તે વનને પાર કરીને સૂર્યોદય થતાં, થાકેલાં વાહનો સાથે ભરતજી...(૧૭)

**तां पुरीं पुरुषव्याघ्रः सप्तरात्रोषितः पथि । अयोध्यामग्रतो दृष्ट्वा सारथिं चेदमब्रवीत् ॥१८॥**

સાત રાત માર્ગમાં વિતાવી, અયોધ્યાને આગળ જોયીને ભરતે સારથિને કહ્યું....(૧૮)

**एषा नातिप्रतीता मे पुण्योद्याना यशस्विनी । अयोध्या दृश्यते दूरात् सारथे पाण्डुमृत्तिका ॥१९॥**

સુંદર ઉદ્યાનો વાળી અને યશશ્વિની અયોધ્યા, હે સારથિ, દૂરથી ઝાંખી ઝાંખી લાગે છે. (૧૯)

**अयोध्यायां पुरा शब्दः श्रूयते तुमुलो महान् । समन्तान्नरनारीणां तमद्य न शृणोम्यहम् ॥२०॥**

પહેલાં અયોધ્યામાં ચારેકોર સ્ત્રી–પુરુષોના શબ્દો સંભળાતા હતા તે શબ્દોને આજે હું સાંભળતો નથી. (૨૦)

**नह्यत्र यानैर्दृश्यन्ते न गजैर्न च वाजिभिः । निर्यान्तो वाभियान्तो वा नरमुख्या यथा पुरा ॥२१॥**

આજે અહિં રથથી કે ઘોડાવોથી કે હાથિયોથી પહેલાંની પેઠે આવતા જતા સારા લોકો જોવામાં નથી આવતા. (૨૧)

**उद्यानानि पुरा भान्ति मत्तप्रमुदितानि च । जनानां रतिसंयोगेष्वत्यन्तगुणवन्ति च ॥२२॥**

આનંદ કરવા લોકો જ્યાં આવતા હતા તે અત્યંત સુંદર ઉદ્યાનો અત્યારે આનંદિત જોવામાં નથી આવતાં. (૨૨)

**तान्येतान्यद्य पश्यामि निरानन्दानि सर्वशः । स्रस्तपर्णैरनुपथं विक्रोशद्भिरिव द्रुमैः ॥२३॥**

તે ઉદ્યાનો આજે આનંદશૂન્ય જણાય છે. વૃક્ષોનાં પાંદડાં ખરી ગયાં છે તેથી તેવો રડતાં ન હોય, તેમ લાગે છે. (૨૩)

**नाद्यापि श्रूयते शब्दो मत्तानां मृगपक्षिणाम् । सरक्तां मधुरां वाणीं कलं व्याहरतां बहु ॥२४॥**

અત્યારે પણ એટલે સૂર્યોદય થયો છે ત્યારે પણ પ્રસન્ન અને મધુર બોલનારાં પક્ષિયોના શબ્દો સંભળાતા નથી. (૨૪)

**चन्दनागुरुसम्पृक्तो धूपसम्मूर्च्छितोऽमलः । प्रवाति पवनः श्रीमान् किं नु नाद्य यथा पुरा ॥२५॥**

ચંદન, અગુરુ, ધૂપ આદિથી સુગંધિત સુંદર નિર્મળ પવન કેમ અત્યારે પૂર્વવત્ વાતો નથી ? (૨૫)

**भेरीमृदङ्गवीणानां कोणसंघट्टितः पुनः । किमद्य शब्दो विरतः सदादीनगतिः पुरा ॥२६॥**

ભેરી, મૃદંગ, વીણા આદિ વાજિંત્રો દંડથી તાડિત થયીને જે શબ્દો કરતા હતા, તે શબ્દો આજે કેમ નિવૃત્ત થયા છે ? (૨૬)

अनिष्टानि च पापानि पश्यामि विविधानि च । निमित्तान्यमनोज्ञानि तेन सीदति मे मनः ॥२७॥

દુઃખ આપનારા અનેક પ્રકારના અનિષ્ટો જોવામાં આવી રહ્યાં છે. અશુભસૂચક નિમિત્તો જોવામાં આવે છે, તેથી મારા મનમાં દુઃખ થાય છે. (૨૭)

सर्वथा कुशलं सूत दुर्लभं मम बन्धुषु । तथा ह्यसति सम्मोहे हृदयं सीदतीव मे ॥२८॥

હે સૂત, મારા ભાયિયો સકુશળ હશે એમ મને લાગતું નથી. અશુભ કારણોને લીધે મારું હૃદય પીડિત થયી રહ્યું છે. (૨૮)

विषण्णः श्रान्तहृदयस्त्रस्तः संलुलितेन्द्रियः । भरतः प्रविवेशाशु पुरीमिक्ष्वाकुपालिताम् ॥२९॥

ઉદાસ, થાકેલ હૃદયવાળા, ભયાતુર, વ્યાકુળ ઈંદ્રિયોવાળા ભરત, શીઘ્ર અયોધ્યાપુરીમાં પ્રવિષ્ટ થયા.

द्वारेण वैजयन्तेन प्राविशच्छ्रान्तवाहनः । द्वाःस्थैरुत्थाय विजयं पृष्टस्तैः सहितो ययौ ॥३०॥

થાકેલાવાહનવાળા ભરત વૈજ્યંતનામક દ્વારથી અયોધ્યામાં પ્રવિષ્ટ થયા. દ્વારપાળો ઉભા થયીને તેમનો વિજય પૂછીને તેમની સાથે ગયા. (૩૦)

स त्वनेकाग्रहृदयो द्वाःस्थं प्रत्यर्च्य तं जनम् । सूतमश्वपतेः क्लान्तमब्रवीत् तत्र राघवः ॥३१॥

ભરતે વ્યાકુળ હૃદયવાળા થયીને, દ્વારપાળોને વિવેક સાથે પાછા મોકલી, તે અશ્વપતિના એટલે કેકયના થાકેલા સારથિને કહ્યું. (૩૧)

किमहं त्वरयाऽऽनीतः कारणेन विनानघ । अशुभाशङ्कि हृदयं शीलं च पततीव मे ॥३२॥

કારણ વિના મને શા માટે અહીં શીઘ્ર લયી આવ્યા ? અશુભની આશંકા સેવનારું મારું મન, અને મારો ધૈર્યવાળો સ્વભાવ આજે ગલિત થાય છે. (૩૨)

श्रुता नु यादृशाः पूर्वं नृपतीनां विनाशने । आकारांस्तानहं सर्वानिह पश्यामि सारथे ॥३३॥

રાજવોના મરણ પછી જેવા ચિહ્નો મેં સાંભળ્યાં છે, તે બધાં ચિહ્નો હું અહિં જોયી રહ્યો છું.

सम्मार्जनविहीनानि परुषाण्युपलक्षये । असंयतकवाटानि श्रीविहीनानि सर्वशः ॥३४॥

હું જોઉં છું કે કયાંય શુદ્ધતા નથી. વધોગ્ર કૂડા કચરા જોવામાં આવે છે. લોકોના ઘરોમાં કબાટો ખુલ્લાં પડ્યાં છે અને ચારે કોર ઉદાસીનતા જોવામાં આવે છે. (૩૪)

अलक्ष्मीकाणि पश्यामि कुटुम्बिभवनान्यहम् । अपेतमाल्यशोभानि असम्मृष्टाजिराणि च ॥३५॥

કુટુંબિયોનાં ભવનો શોભાહીન છે. ત્યાં પુષ્પમાળા જોવામાં આવતી નથી. ઘરોના આંગણાં શુદ્ધતા વિનાનાં છે. (૩૫)

देवागाराणि शून्यानि न भान्तीह यथा पुरा । देवतार्चाः प्रविद्धाश्च यज्ञगोष्ठास्तथैव च ॥३६॥

દેવમંદિરો શૂન્ય જણાય છે. પહેલાંની પેઠે તેવા શોભતાં નથી. દેવપૂજા વિલુપ્ત થયેલી છે. યજ્ઞશાળા અને ગોષ્ઠો પણ શૂન્ય છે. (૩૬)

मलिनं चाश्रुपूर्णाक्षं दीनं ध्यानपरं कृशम् । सस्त्रीपुंसं च पश्यामि जनमुत्कण्ठितं पुरे ॥३७॥

અહિં હું બધાંને મલિન જોવું છું. બધાંની આંખોમાં આંસુ છે. બધા દીન અને ચિંતિત છે. સ્ત્રી અને પુરુષ બધાં અહિં ઉત્કંઠિત છે. (૩૭)

इत्येवमुक्त्वा भरतः सूतं तं दीनमानसः । तान्यनिष्टान्ययोध्यायां प्रेक्ष्य राजगृहं ययौ ॥३८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्तषष्टितमः सर्गः ॥६७॥

તે સૂતને આમ કહી, તે તે અનિષ્ટોને જોયીને દુઃખિતમનવાળા ભરત રાજભવનમાં ગયા.

ઈતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તષષ્ઠિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथाष्टषष्टितमः सर्गः

---*---

अपश्यंस्तु ततस्तत्र पितरं पितुरालये । जगाम भरतो द्रष्टुं मातरं मातुरालये ॥१॥
પિતાજી જ્યાં રહેતા હતા તે ભવનમાં તેમને ન જોતાં કૈકેયીને જોવા કૈકેયીભવનમાં ગયા. (૧)

अनुप्राप्तं तु तं दृष्ट्वा कैकेयी प्रोषितं सुतम् । उत्पपात तदा हृष्टा त्यक्त्वा सौवर्णमासनम् ॥२॥
પ્રવાસથી આવેલા પુત્ર ભરતને જોયી કૈકેયી પ્રસન્ન થયી સોનાનું આસન ત્યજીને એકદમ ઉભી થયી ગયી. (૨)

स प्रविश्यैव धर्मात्मा स्वगृहं श्रीविवर्जितम् । भरतः प्रेक्ष्य जग्राह जनन्याश्चरणौ शुभौ ॥३॥
ધર્માત્મા ભરતે પોતાના ઘરને શ્રીહીન જોયીને માતાને પગે પડ્યા. (૩)

तं मूर्ध्नि समुपाघ्राय परिष्वज्य यशस्विनम् । अङ्के भरतमारोप्य प्रष्टुं समुपचक्रमे ॥४॥
કૈકેયી ભરતજીને ચુંબન કરીને ખોળામાં લયીને પૂછવા લાગી. (૪)

अद्य ते कतिचिद् रात्र्यश्च्युतस्यार्यकवेश्मनः । अपि नाध्वश्रमः शीघ्रं रथेनापततस्तव ॥५॥
તમારા નાના (મોટા બાપાના) ઘેરથી નીકળેલા તમને કેટલીય રાત વીતી ગયી. અને રથથી ઉતાવળે આવતા તમને માર્ગનો શ્રમ તો નથી લાગ્યો ને ? (૫)

आर्यकस्ते नु कुशली युधाजिन्मातुलस्तव । प्रवासाच्च सुखं पुत्र सर्वं मे वक्तुमर्हसि ॥६॥
તારા યુધાજિત્ મોટા બાપા અને મામા કુશળમાં તો છે ને ? પ્રવાસ સુખે કર્યો છે ને, તે બધું મને કહે. (૬)

एवं पृष्टस्तु कैकेय्या प्रियं पार्थिवनन्दनः । आचष्ट भरतः सर्वं मात्रे राजीवलोचनः ॥७॥
માતાથી આ રીતે પૂછાયેલા ભરતે કૈકેયીને બધાના કુશળસમાચાર કહ્યા. (૭)

अद्य मे सप्तमी रात्रिश्च्युतस्यार्यकवेश्मनः । अम्बायाः कुशली तातो युधाजिन्मातुलश्च मे ॥८॥
મારા મોટાબાપાના ઘેરથી ચાલ્યો તેની આજ સાતમી રાત છે. મારા મોટાબાપા અને મામા મઝામાં છે. (૮)

यन्मे धनं च रत्नं च ददौ राजा परंतपः । परिश्रान्तं पथ्यभवत् ततोऽहं पूर्वमागतः ॥९॥
મોટાબાપાયે મને જે કંઇ ધન અને રત્નો આપ્યાં છે તે લયીને આવતાં વાહનો થાકી ગયાં છે. તેથી તે ધીમે ધીમે આવે છે. અને હું શીઘ્ર આવી ગયો. (૯)

राजवाक्यहरैर्दूतैस्त्वर्यमाणोऽहमागतः । यदहं प्रष्टुमिच्छामि तदम्बा वक्तुमर्हति ॥१०॥
પિતાજીનો સંદેશો લયી આવનાર દૂતોયે મને ઉતાવળ કરાવી તેથી શીઘ્ર આવ્યો છું. હવે હું જે પૂછું તેનો તમે મને ઉત્તર આપો. (૧૦)

शून्योऽयं शयनीयस्ते पर्यङ्को हेमभूषितः । न चायमिक्ष्वाकुजनः प्रहृष्टः प्रतिभाति मे ॥११॥
સોનાથી શણગારાયેલો આ તમારો પલંગ ખાલી છે અને અહિંના લોકો મને પ્રસન્ન જણાતા નથી.

राजा भवति भूयिष्ठमिहाम्बाया निवेशने । तमहं नाद्य पश्यामि द्रष्टुमिच्छन्निहागतः ॥१२॥
ઘણે ભાગે મહારાજ અહીં તમારા જ મહેલમાં રહેતા હતા પણ આજે અહીં નથી, તેથી હું તેમના દર્શને અહિં આવ્યું છું. (૧૨)

पितुर्ग्रहीष्ये पादौ च तं ममाख्याहि पृच्छतः । आहोस्विदम्ब ज्येष्ठायाः कौसल्याया निवेशने ॥
તેવો ક્યાં છે? શું મોટાં બા કૌસલ્યાના મહેલમાં તેવો છે? મને શીઘ્ર કહો. હું તેમને પગે લાગવા જાઉં. (૧૩)

तं प्रत्युवाच कैकेयी प्रियवद् घोरमप्रियम् । अजानन्तं प्रजानन्ती राज्यलोभेन मोहिता ॥१४॥
રાજ્યલોભથી મોહ પામેલી કૈકેયીયે, તેના માટે તો પ્રિય, પણ ઘોર અપ્રિય સમાચાર ભરતને સંભળાવ્યા. (૧૪)

या गतिः सर्वभूतानां तां गतिं ते पिता गतः । राजा महात्मा तेजस्वी यायजूकः सतां गतिः ॥
સર્વ પ્રાણિયોની જે ગતિ થાય છે તે જ ગતિયે મહાત્મા તેજસ્વી અને ધાર્મિક તમારા પિતા ગયા છે. (૧૫)

तच्छ्रुत्वा भरतो वाक्यं धर्माभिजनवाञ्छुचिः । पपात सहसा भूमौ पितृशोकबलार्दितः ॥१६॥
ધર્માત્મા અને કુલીન ભરત તે સમાચાર સાંભળીને પિતાના શોકથી પીડિત થયીને પૃથ્વી ઉપર ઢળી પડ્યા. (૧૬)

ततः शोकेन संवीतः पितुर्मरणदुःखितः । विललाप महातेजा भ्रान्ताकुलितचेतनः ॥१७॥
પિતાના મરણથી દુઃખી, શોકથી ઘેરાયેલા ભરત, વ્યાકુળ થયીને રડવા લાગ્યા. (૧૭)

माता मातङ्गसङ्काशं चन्द्रार्कसदृशं सुतम् । उत्थापयित्वा शोकार्तं वचनं चेदमब्रवीत् ॥१८॥
હાથી જેવા અથવા તો સૂર્ય-ચંદ્ર જેવા ભરતને ઉઠાડીને કૈકેયી શોકથી પીડાતું વચન બોલી.

उत्तिष्ठोत्तिष्ठ किं शेषे राजन्नत्र महायशः । त्वद्विधा नहि शोचन्ति सन्तः सदसि सम्मताः ॥१९॥
રાજન્, ઉઠ ઉઠ મહાયશસ્વી પુત્ર! રાજસંમાનિત તારા જેવા શોક નથી કરતા. (૧૯)

स रुदित्वा चिरं कालं भूमौ विपरिवृत्य च । जननीं प्रत्युवाचेदं शोकैर्बहुभिरावृतः ॥२०॥
ઘણો સમય રડીને અને ભૂમિ પરથી ઉઠીને, અત્યંત શોકથી ભરેલા ભરતે કૈકેયીને કહ્યું. (૨૦)

अभिषेक्ष्यति रामं तु राजा यज्ञं तु यक्ष्यते । इत्यहंकृतसङ्कल्पो हृष्टो यात्रामयासिषम् ॥२१॥
હું તો એ નિશ્ચય કરીને આવ્યો કે પિતાજી શ્રીરામનો અભિષેક કરશે. (૨૧)

तदिदं ह्यन्यथाभूतं व्यवदीर्णं मनो मम । पितरं यो न पश्यामि नित्यं प्रियहिते रतम् ॥२२॥
ત્યારે અહિં તો બધું ઉંધું દેખાય છે. મારું હૃદય ફાટી રહ્યું છે. સદાય મને પ્રેમ કરનારા પિતાજીને હું જોતો નથી. (૨૨)

अम्ब केनात्यगाद् राजा व्याधिना मय्यनागते । धन्या रामादयः सर्वे यैः पिता संस्कृतः स्वयम् ॥
હે માતા, મારી અનુપસ્થિતિમાં પિતાજી કયા રોગથી સ્વર્ગવાસી થયા? શ્રીરામ અને બીજા ભાયિયો ધન્ય છે જેમણે પિતાનો દેહસંસ્કાર પોતે કર્યો. (૨૩)

न नूनं मां महाराजः प्राप्तं जानाति कीर्तिमान् । उपजिघ्रेत् तु मां मूर्ध्नि तातः संनाम्य सत्वरम्
હવે મહારાજને ક્યાં જ્ઞાન છે કે ભરત આવ્યો છે. નહિ તો તેવો તરત જ મારું માથું પકડી, નમાવીને મને ચુંબન કરત. (૨૪)

क्व स पाणिः सुखस्पर्शस्तातस्याक्लिष्टकर्मणः । यो हि मां रजसा ध्वस्तमभीक्ष्णं परिमार्जति ॥२५॥
મારો પ્રેમાળ પિતાનો તે હાથ ક્યાં ગયો છે, જે મને ધૂળથી ભરેલો જોયીને વારંવાર મારા શરીરને ઝાડતા હતા? (૨૫)

धर्मविद् धर्मशीलश्च महाभागो दृढव्रतः । आर्ये किमब्रवीद् राजा पिता मे सत्यविक्रमः ॥२६॥
ધર્મજ્ઞ, ધર્મશીલ, તેમજ દૃઢ સંકલ્પવાળા પિતાજી મારા માટે શું કહી ગયા છે ? (૨૬)

पश्चिमं साधुसन्देशमिच्छामि श्रोतुमात्मनः । इति पृष्टा यथातत्त्वं कैकेयी वाक्यमब्रवीत् ॥२७॥
મારા માટે તેવો શું સંદેશો આપી ગયા છે તે હું સાંભળવા ઇચ્છું છું. આમ પૂછાયેલી કૈકેયીયે જેમ જે બન્યું હતું તે કહી નાખ્યું. (૨૭)

रामेति राजा विलपन् हा सीते लक्ष्मणेति च । स महात्मा परं लोकं गतो मतिमतां वरः ॥२८॥
હે રામ, હે સીતા, હે લક્ષ્મણ આ રીતે વિલાપ કરતા તે મહાત્મા તમારા પિતા પરલોકે ગયા છે. (૨૮)

सिद्धार्थास्तु नरा राममागतं सह सीतया । लक्ष्मणं च महाबाहुं द्रक्ष्यन्ति पुनरागतम् ॥२९॥
તે લોકો ભાગ્યશાલી હશે જેવો રામ, સીતા, લક્ષ્મણને અયોધ્યામાં ફરીથી આવેલાં જોશે.

तच्छ्रुत्वा विषसादैव द्वितीयाप्रियशंसनात् । विषण्णवदनो भूत्वा भूयः पप्रच्छ मातरम् ॥३०॥
આ બીજી અપ્રિય વાત સાંભળીને ભરતનાં મુખ ઉપર ઉદાસી છવાયી ગયી અને કૈકેયીને પૂછ્યું.

क्व चेदानीं स धर्मात्मा कौसल्यानन्दवर्धनः । लक्ष्मणेन सह भ्रात्रा सीतया च समागतः ॥३१॥
અત્યારે સીતા અને લક્ષ્મણ સાથે ગયેલા કૌસલ્યાનંદન રામ ક્યાં હશે ? (૩૧)

स हि राजसुतः पुत्र चीरवासा महावनम् । दण्डकान् सह वैदेह्या लक्ष्मणानुचरो गतः ॥३२॥
રાજપુત્ર રામ તો સીતા અને લક્ષ્મણની સાથે ચીર ધારણ કરીને મહાવન દંડકારણ્યમાં ગયા છે એમ તેમણે કહ્યું. (૩૨)

तच्छ्रुत्वा भरतस्त्रस्तो भ्रातुश्चारित्रशङ्कया । स्वस्य वंशस्य माहात्म्यात् प्रष्टुं समुपचक्रमे ॥३३॥
આ સાંભળી ભરતજી ભયાતુર થયી ગયા. તેમને શંકા થયી કે શું ભાયી રામમાં કોયી ચરિત-દોષ જણાયો હશે. પોતાના વંશના માહાત્મ્યને લીધે પૂછવા લાગ્યા. (૩૩)

कच्चिन्न ब्राह्मणधनं हृतं रामेण कस्यचित् । कच्चिन्नाढ्यो दरिद्रो वा तेनापापो विहिंसितः ॥३४॥
શું રામજીયે કોયી બ્રાહ્મણનું ધન લયી લીધું હતું ? અથવા તો કોયી ધનવાન્ કે દરિદ્ર નિરપરાધી બ્રાહ્મણનો તેમણે વધ કર્યો હતો ? (૩૪)

कच्चिन्न परदारान् वा राजपुत्रोऽभिमन्यते । कस्मात् स दण्डकारण्ये भ्राता रामो विवासितः ॥
અથવા કોયી પરસ્ત્રીના પ્રસંગમાં તેવો આવ્યા હતા ? શા માટે ભાયી રામને દંડકારણ્યમાં મોકલ્યા. (૩૫)

एवमुक्ता तु कैकेयी भरतेन महात्मना । उवाच वचनं हृष्टा वृथापण्डितमानिनी ॥३६॥
મહાત્મા ભરતના પ્રશ્નો સાંભળી, પોતાને સારી પંડિતા માનનારી કૈકેયિયે કહ્યું. (૩૬)

न ब्राह्मणधनं किंचिद्धृतं रामेण कस्यचित् । कश्चिन्नाढ्यो दरिद्रो वा तेनापापो विहिंसितः ३७॥
રામે કોયીનું પણ ધનહરણ ન કર્યું હતું, કોયી પણ નિર્દોષ ધનિક અથવા નિર્ધનનો વધ પણ કર્યો ન હતો. (૩૭)

**मया तु पुत्र श्रुत्वैव रामस्येहाभिषेचनम् । याचितस्ते पिता राज्यं रामस्य च विवासनम् ॥३८॥**

પણ મેં સાંભળ્યું કે રામનો રાજ્યાભિષેક થાય છે તેથી તમારા પિતા પાસે તારા માટે રાજ્ય અને રામ માટે વનવાસ મેં માંગ્યાં હતાં. (૩૮)

**स स्ववृत्तिं समास्थाय पिता ते तत् तथाकरोत् । रामस्तु सहसौमित्रिः प्रेषितः सह सीतया ॥३९॥**

તમારા પિતાયે તેમના સત્યવાદિત્વને લીધે તેમજ કર્યું અને રામને સીતા અને લક્ષ્મણ સાથે વનમાં મોકલ્યા. (૩૯)

**तमपश्यन् प्रियं पुत्रं महीपालो महायशाः । पुत्रशोकपरिद्यूनः पञ्चत्वमुपपेदिवान् ॥४०॥**

પ્રિય પુત્ર રામને ન જોતાં મહારાજ દશરથે પુત્રશોકથી વ્યાકુળ થયીને પરલોકગમન કર્યું છે. (૪૦)

**त्वया त्विदानीं धर्मज्ञ राजत्वमवलम्ब्यताम् । त्वत्कृते हि मया सर्वमिदमेवंविधं कृतम् ॥४१॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टितितमः सर्गः ॥६८॥

અને હે ધર્મજ્ઞ ભરત તારે હવે રાજ્ય સંભાળવાનું છે. તારા માટે જ મેં આ બધું કર્યું છે.

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટષષ્ટિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनसप्ततितमः सर्गः

---*---

**श्रुत्वा च स पितुर्वृत्तं भ्रातरौ च विवासितौ । भरतो दुःखसंतप्त इदं वचनमब्रवीत् ॥१॥**

ભરતજી પિતાના સમાચાર અને ભાયિયોનો વનવાસ સાંભળી દુઃખથી સંતપ્ત થયેલા બોલ્યા.

**किं नु कार्यं हतस्येह मम राज्येन शोचतः । विहीनस्याथ पित्रा च भ्रात्रा पितृसमेन च ॥२॥**

પિતા અને પિતાસમાન જ ભાયીથી અલગ થવાને લીધે શોક કરતા હતભાગી એવા મારા માટે રાજ્યનું શું પ્રયોજન છે ? (૨)

**दुःखे मे दुःखमकरोर्व्रणे क्षारमिवाददाः । राजानं प्रेतभावस्थं कृत्वा रामं च तापसम् ॥३॥**

રાજાને મારીને અને રામને તપસ્વી બનાવીને તેં મારા દુઃખમાં વૃદ્ધિ કરી છે, તેમજ ઘામાં મીઠું ભભરાવ્યું છે. (૩)

**कुलस्य त्वमभावाय कालरात्रिरिवागता । अङ्गारमुपगूह्य स्म पिता मे नावबुद्धवान् ॥४॥**

આ કુળના નાશ માટે તો તું કાલરાત્રિની જેમ અહિં આવી છે. સળગતી આગને પાસે રાખી છે, એમ પિતાજિયે જાણ્યું ન હતું. (૪)

**मृत्युमापादितो राजा त्वया मे पापदर्शिनि । सुखं परिहृतं मोहाद् कुलेऽस्मिन् कुलपांसनि ॥५॥**

અરે પાપિની, તેં રાજાને મારી નાખેલા અને હે કુળનો નાશ કરનારી તેં અજ્ઞાનથી આ કુળમાંથી સુખને દૂર ખસેડી દીધેલ. (૫)

**त्वां प्राप्य हि पिता मेऽद्य सत्यसन्धो महायशाः । तीव्रदुःखाभिसंतप्तो वृत्तो दशरथो नृपः ॥६**

સત્યપ્રતિજ્ઞાવાળા મહાયશસ્વી મારા પિતાજી તને મેળવીને તીવ્ર દુઃખથી સંતપ્ત થયીને ચાલ્યા ગયા. (૬)

विनाशितो महाराजः पिता मे धर्मवत्सलः । कस्मात् प्रव्राजितो रामः कस्मादेव वनं गतः ॥७॥

મારા પિતા જે ધર્મવત્સલ હતા તેમનો નાશ તેં શા માટે કર્યો ? અને શા માટે રામજીને અહિંથી વનમાં મોકલવામાં આવ્યા ? (૭)

कौसल्या च सुमित्रा च पुत्रशोकाभिपीडिते । दुष्करं यदि जीवेतां प्राप्य त्वां जननीं मम ॥८॥

પુત્રશોકથી પીડાતાં માતા કૌસલ્યા અને સુમિત્રા જો તારા જેવી મારી બાને પામીને જીવે, તો કઠિનતાથી જ જીવી શકે. (૮)

नन्वार्योऽपि च धर्मात्मा त्वयि वृत्तिमनुत्तमाम् । वर्तते गुरुवृत्तिज्ञो यथा मातरि वर्तते ॥९॥

રામ પણ ધર્માત્મા છે, તારા પ્રત્યે સારો ભાવ રાખતા હતા અને વડીલો પ્રત્યે કેમ વર્તવું તે તેવો સારી રીતે જાણતા હતા. (૯)

तथा ज्येष्ठा हि मे माता कौसल्या दीर्घदर्शिनी । त्वयि धर्मं समास्थाय भगिन्यामिव वर्तते ॥१०॥

દીર્ઘદૃષ્ટિવાળાં માતા કૌસલ્યા પણ ધર્મનો વિચાર કરીને તારી સાથે બ્હેન જેવો વ્યવહાર કરતાં હતાં. (૧૦)

तस्याः पुत्रं महात्मानं चीरवल्कलवाससम् । प्रस्थाप्य वनवासाय कथं पापे न शोचसे ॥११॥

તેમના જ પુત્રને ચીર, વલ્કલ ધારણ કરાવીને વનવાસ માટે મોકલીને તને પશ્ચાત્તાપ કેમ થતો નથી.

अपापदर्शिनं शूरं कृतात्मानं यशस्विनम् । प्रव्राज्य चीरवसनं किं नु पश्यसि कारणम् ॥१२॥

કદી પાપનો વિચાર નહિ કરનાર, યશસ્વી રામને ચીર વલ્કલ ધારણ કરાવીને વનમાં મોકલ-વાનું તને શું કારણ મળ્યું. (૧૨)

लुब्धाया विदितो मन्ये न तेऽहं राघवं यथा । तथा ह्यनर्थो राज्यार्थं त्वयाऽऽनीतो महानयम् ॥

મને લાગે છે કે તને જ્ઞાન નથી કે હું રામ પ્રત્યે કેટલો પ્રેમ કરું છું. તેથી જ તેં રાજ્ય માટે આ મોટો અનર્થ ઉપસ્થિત કર્યો છે. (૧૩)

अहं हि पुरुषव्याघ्रावपश्यन् रामलक्ष्मणौ । केन शक्तिप्रभावेण राज्यं रक्षितुमुत्सहे ॥१४॥

મહાવીર રામ અને લક્ષ્મણને જોયા વિના હું કોની શક્તિના પ્રભાવથી રાજ્યની રક્ષા કરી શકું તેમ છું ? (૧૪)

तं हि नित्यं महाराजो बलवन्तं महौजसम् । उपाश्रितोऽभूद् धर्मात्मा मेरुर्मेरुवनं यथा ॥१५॥

મહારાજ દશરથ, બલવાન્ અને તેજસ્વી રામનો આશ્રય લયીને સદા જીવતા હતા; જેમ મેરુ મેરુવનના આશ્રયે જીવે છે તેમ. (૧૫)

सोऽहं कथमिमं भारं महाधुर्यसमुद्यतम् । दम्यो धुरमिवासाद्य सहेयं केन चौजसा ॥१६॥

આવો મોટો ભાર, જેને મહાસમર્થ જ ઉપાડી શકે છે, હું કોના બળથી ઉપાડવામાં સમર્થ થયીશ ? (૧૬)

अथवा मे भवेच्छक्तिर्योगैर्बुद्धिबलेन वा । सकामां न करिष्यामि त्वामहं पुत्रगर्द्धिनीम् ॥१७॥

અથવા કોયીના સહયોગથી કે મારા બુદ્ધિબળથી આ ભાર ઉપાડવાની શક્તિ મારામાં હોય, તો પણ કેવળ તારા પુત્રનું જ ભલું ઇચ્છાનારી તારી ઇચ્છાને હું સફળ થવા દયીશ નહિ. (૧૭)

न मे विकाङ्क्षा जायेत त्यक्तुं त्वां पापनिश्चयाम् । यदि रामस्य नावेक्षा त्वयि स्यान्मातृवत् सदा

જો રામ સદા તારામાં માતાની દૃષ્ટિ રાખતા ન હોત તો તારા જેવી પાપિનીનો ત્યાગ કરવાની ઇચ્છા મેં ક્યારે જ કરી હોત. (૧૮)

**उत्पन्ना तु कथं बुद्धिस्तवेयं पापदर्शिनी । साधुचारित्रविभ्रष्टे पूर्वेषां नो विगर्हिता ॥१९॥**

સાધુચરિત્રથી ભ્રષ્ટ થયેલી, તેમ જ પૂર્વજોથી નિંદાયેલી આવી પાપબુદ્ધિ, તારામાં ક્યાંથી આવી ? (૧૯)

**अस्मिन् कुले हि सर्वेषां ज्येष्ठो राज्येऽभिषिच्यते । अपरे भ्रातरस्तस्मिन् प्रवर्तन्ते समाहिताः ॥**

આ વંશમાં તો જે મોટો રાજકુમાર હોય છે તેને જ રાજગાદી મળે છે. અને બીજા ભાયિયો સાવધ થયીને તેમના પ્રત્યે વર્તાવ કરે છે. (૨૦)

**न हि मन्ये नृशंसे त्वं राजधर्ममवेक्षसे । गतिं वा न विजानासि राजवृत्तस्य शाश्वतीम् ॥२१॥**

હે ક્રૂર, મને લાગે છે કે તને રાજધર્મનું જ્ઞાન જ નથી. રાજવ્યવહાર કેમ ચાલે છે તેનું પણ તને ભાન નથી. (૨૧)

**सततं राजपुत्रेषु ज्येष्ठो राजाभिषिच्यते । राज्ञामेतत् समं तत् स्यादिक्ष्वाकूणां विशेषतः ॥२२॥**

સદાય રાજપુત્રોમાંથી જે સહુ કરતાં મોટો હોય છે તેનો જ રાજગાદી માટે અભિષેક થાય છે. બધા ય રાજાવોમાં એ જ નિયમ છે પણ ઇશ્વાકુકુળ માટે તો વિશેષરૂપે. (૨૨)

**तेषां धर्मैकरक्षाणां कुलचारित्रशोभिनाम् । अद्य चरित्रशौटीर्यं त्वां प्राप्य विनिवर्तितम् ॥२३॥**

વંશની પ્રથાથી શોભનારા અને ધર્મની મુખ્યત્વે રક્ષા કરનારા તેવોનું ઉત્તમ ચારિત્ર તારે લીધે આજે બદલાયી ગયું. (૨૩)

**तवापि सुमहाभागे जनेन्द्रकुलपूर्वके । बुद्धिमोहः कथमयं सम्भूतस्त्वयि गर्हितः ॥२४॥**

પ્રતિષ્ઠિત અને ઉત્તમ રાજવંશમાં જન્મ ગ્રહણ કરનારી તારી બુદ્ધિમાં આ નિંદનીય, અજ્ઞાન ક્યાંથી આવી ગયું ? (૨૪)

**न तु कामं करिष्यामि तवाहं पापनिश्चये । यया व्यसनमारब्धं जीवितान्तकरं मम ॥२५॥**

હે પાપનિશ્ચયવાળી, તારી ઇચ્છાને હું કદી વશ થયીશ નહિ. જે ઇચ્છાથી તેં મારા પ્રાણાન્તનાં દુઃખ જેવું દુઃખ ઊભું કર્યું છે. (૨૫)

**एष त्विदानीमेवाहमप्रियार्थं तवानघम् । निवर्तयिष्यामि वनाद् भ्रातरं स्वजनप्रियम् ॥२६॥**

હું તો હમણાંજ વનમાં જયીને મારા પ્રિય સ્વજન ભાયીને જંગલમાંથી પાછા અયોધ્યામાં લાવીશ. (૨૬)

**निवर्तयित्वा रामं च तस्याहं दीप्ततेजसः । दासभूतो भविष्यामि सुस्थितेनान्तरात्मना ॥२७॥**

રામજીને અહિં પાછા લાવીને હું એમના સ્થિર અંતરાત્માથી દાસ થયીને રહીશ. (૨૭)

**इत्येवमुक्त्वा भरतो महात्मा प्रियेतरैर्वाक्यगणैस्तुदंस्ताम् ।**
**शोकार्दितश्चापि ननाद भूयः सिंहो यथा मन्दरकन्दरस्थः ॥२८॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनसप्ततितमः सर्गः ॥६९॥

મહાત્મા ભરત આ કઠોર વચનોથી તેને પીડતાં પોતે શોકથી પીડાયેલા મંદરાચલની કંદરામાં રહેતા સિંહની જેમ ફરી ગાજીને બોલ્યા. (૨૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનસપ્તતિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्ततितमः सर्गः

---*---

नेत्राभ्यामश्रुपूर्णाभ्यां दीनामुद्वीक्ष्य मातरम् । सोऽमात्यमध्ये भरतो जननीमभ्यकुत्सयत् ॥१॥
આંખોમાં આંસુ ભરેલી કૈકેયીને જોયીને–મંત્રિયોની વચમાં ભરત તેની નિંદા કરવા લાગ્યા.

राज्यं न कामये जातु मन्त्रये नापि मातरम् । अभिषेकं न जानामि योऽभूद् राज्ञा समीक्षितः २॥
મારે રાજ્ય જોયિતું નથી. મારી મા સાથે હું વાત કરવા ઇચ્છતો નથી અને જે અભિષેકની વાત મારા પિતાયે કરી છે તેને હું જાણુતો નથી. કેમ કે હું શત્રુઘ્ન સાથે અહિંથી દૂર દેશમાં રહેતો હતો. (૨)

वनवासं न जानामि रामस्याहं महात्मनः । विवासनं च सौमित्रेः सीतायाश्च यथाभवत् ॥३॥
મને જ્ઞાન જ નથી કે મહાત્મા રામ, સીતા અને લક્ષ્મણનો વનવાસ થયો છે. (૩)

तथैव क्रोशतस्तस्य भरतस्य महात्मनः । कौसल्या शब्दमाज्ञाय सुमित्रां चेदमब्रवीत् ॥४॥
આ રીતે રડતાં અને બોલતાં મહાત્મા ભરતનો શબ્દ ઓળખી કૌસલ્યાજીયે સુમિત્રાને કહ્યું. (૪)

आगतः क्रूरकार्यायाः कैकेय्या भरतः सुतः । तमहं द्रष्टुमिच्छामि भरतं दीर्घदर्शिनम् ॥५॥
તે ક્રૂર કર્મ કરનારી કૈકેયીનો પુત્ર ભરત આવી ગયો છે. હું એ દીર્ઘદ્રષ્ટા ભરતને જોવા ઇચ્છું છું. (૫)

एवमुक्त्वा सुमित्रां तां विवर्णवदना कृशा । प्रतस्थे भरतो यत्र वेपमाना विचेतना ॥६॥
સુમિત્રાને આમ કહી, શરીરે કૃશ અને મુરઝાયેલાં મુખવાળાં કૌસલ્યા, ધ્રૂજતાં ધ્રૂજતાં જ્યાં ભરત હતા ત્યાં ગયાં. (૬)

स तु राजात्मजश्चापि शत्रुघ्नसहितस्तदा । प्रतस्थे भरतो येन कौसल्याया निवेशनम् ॥७॥
શત્રુઘ્ન સહિત ભરત પણ કૌસલ્યાજીના મહેલમાં જવા ચાલ્યા ગયા. (૭)

ततः शत्रुघ्नभरतौ कौसल्यां प्रेक्ष्य दुःखितौ । पर्यष्वजेतां दुःखार्तां पतितां नष्टचेतनाम् ॥८॥
બન્ને ભાયિયો કૌસલ્યાજીને જોયીને દુઃખી થયેલા, દુઃખથી પીડાતાં બેભાન થયેલાં, ભૂમિપર પડેલાં તેમને ભેટી પડ્યા. (૮)

रुदन्तौ रुदती दुःखात् समेत्यार्या मनस्विनी । भरतं प्रत्युवाचेदं कौसल्या भृशदुःखिता ॥९॥
ત્યારે રડતાં રડતાં દુઃખિની કૌસલ્યાયે રડતા ભરત અને શત્રુઘ્નને જોયાં અને બોલ્યાં. (૯)

इदं ते राज्यकामस्य राज्यं प्राप्तमकण्टकम् । सम्प्राप्तं बत कैकेय्या शीघ्रं क्रूरेण कर्मणा ॥१०॥
ભયંકર કર્મ કરીને કૈકેયીયે, તું રાજ્ય ઇચ્છતો હશે તેથી તારા માટે આ નિષ્કંટક રાજ્ય મેળવ્યું છે. (૧૦)

प्रस्थाप्य चीरवसनं पुत्रं मे वनवासिनम् । कैकेयी कं गुणं तत्र पश्यति क्रूरदर्शिनी ॥११॥
મારા પુત્ર રામને ચીર પહેરાવીને, વનવાસી બનાવીને ક્રૂર કૈકેયીયે કયો લાભ જોયો હશે.

क्षिप्रं मामपि कैकेयी प्रस्थापयितुमर्हति । हिरण्यनाभो यत्रास्ते सुतो मे सुमहायशाः ॥१२॥
કૈકેયીને જોયિયે કે મને પણ ત્યાં જ પહોંચાડે જ્યાં મહાયશસ્વી સુંદર રામ હોય. (૧૨)

अथवा स्वयमेवाहं सुमित्रानुचरा सुखम् । अग्निहोत्रं पुरस्कृत्य प्रस्थास्ये यत्र राघवः ॥१३॥
અથવા હું પોતે સુમિત્રાની સાથે અગ્નિહોત્ર લઈને ત્યાં જઈશ જ્યાં રામ હશે. (૧૩)

कामं वा स्वयमेवाद्य तत्र मां नेतुमर्हसि । यत्रासौ पुरुषव्याघ्रस्तप्यते मे सुतस्तपः ॥१४॥
અથવા તું પોતે જ આજે મને ત્યાં લઈ ચાલ જ્યાં મારો પુત્ર તપ કરતો હશે. (૧૪)

इदं हि तव विस्तीर्णं धनधान्यसमाचितम् । हस्त्यश्वरथसम्पूर्णं राज्यं निर्यातितं तया ॥१५॥
ધનધાન્યથી પરિપૂર્ણ, હાથી, ઘોડા, રથથી પૂર્ણ આ રાજ્ય કૈકેયીએ તને અપાવ્યું છે, તેથી તારું જ છે. (૧૫)

इत्यादिबहुभिर्वाक्यैः क्रूरैः सम्भर्त्सितोनघः । विव्यथे भरतोतीव व्रणे तुद्येव सूचिना ॥१६॥
આવી રીતે અનેક ક્રૂર વચનોથી તિરસ્કારાયેલા નિર્દોષ ભરત, તેમ ત્યારે વ્યથિત થયા જેમ કોઈ ઘામાં સોય ભોંકે અને વ્યથિત થાય. (૧૬)

पपात चरणौ तस्यास्तदा सम्भ्रान्तचेतनः । विलप्य बहुधासंज्ञो लब्धसंज्ञस्तदाभवत् ॥१७॥
ત્યારે ભરત ગભરાઈને કૌસલ્યાના પગે પડ્યા–ખૂબ રડતાં બેભાન થઈ ગયા, પછી ભાનમાં આવ્યા. (૧૭)

एवं विलपमानां तां प्राञ्जलिर्भरतस्तदा । कौसल्यां प्रत्युवाचेदं शोकैर्बहुभिरावृताम् ॥१८॥
આ રીતે રડતાં અને શોકાતુર થયેલાં કૌસલ્યાજીને ભરતે હાથ જોડીને કહ્યું. (૧૮)

आर्ये कस्मादजानन्तं गर्हसे मामकल्मषम् । विपुलां च मम प्रीतिं स्थितां जानासि राघवे ॥१९॥
હે માતા, હું તો કશું જાણતો નથી. શા માટે તમે મને નિંદો છો ? તમે જાણો છો કે રામમાં મારી ઘણીય પ્રીતિ છે. (૧૯)

कृतशास्त्रानुगा बुद्धिर्मा भूत् तस्य कदाचन । सत्यसन्धः सतां श्रेष्ठो यस्यार्योनुमते गतः ॥२०॥
જેની સંમતિથી સત્પુરુષોમાં શ્રેષ્ઠ રામ વનમાં ગયા છે, તેની બુદ્ધિ કદી પણ શાસ્ત્રોએ બતાવેલ માર્ગમાં જાય નહિ. (૨૦)

एवमाश्वासयन्नेव दुःखार्तोऽनुपपात ह । विहीनां पतिपुत्राभ्यां कौसल्यां पार्थिवात्मजः ॥२१॥
પતિ–પુત્રહીન કૌસલ્યાજીને આ રીતે આશ્વાસન આપતા ભરત ભૂમિ પર પડી ગયા. (૨૧)

तदा तं शपथैः कष्टैः शपमानमचेतनम् । भरतं शोकसन्तप्तं कौसल्या वाक्यमब्रवीत् ॥२२॥
આ રીતે ભયંકર શપથ સાથે બોલનાર મૂર્છિત તથા શોકસંતપ્ત ભરતને કૌસલ્યાજિયે કહ્યું.

मम दुःखमिदं पुत्र भूयः समुपजायते । शपथैः शपमानो हि प्राणानुपरुणत्सि मे ॥२३॥
હે પુત્ર મારું દુઃખ આથી વધારે વધે છે. શપથોથી તું શપથ ખાયી ખાયીને મને વધારે દુઃખી બનાવે છે. (૨૩)

इत्युक्त्वा चाङ्कमानीय भरतं भ्रातृवत्सलम् । परिष्वज्य महाबाहुं रुरोद भृशदुःखिता ॥२४॥
ભ્રાતૃવત્સલ ભરતને આમ કહી, ખોળામાં લઈ અત્યંત દુઃખિત થયેલાં કૌસલ્યાજી રડવા લાગ્યાં. (૨૪)

एवं विलपमानस्य दुःखार्तस्य महात्मनः । मोहाच्च शोकसंरम्भाद् बभूव लुलितं मनः ॥२५॥
આ રીતે વિલાપ કરતા દુઃખી મહાત્મા ભરતનું મન મોહ અને શોકથી વ્યાકુલ થયી ગયું. (૨૫)

लालप्यमानस्य विचेतनस्य प्रणष्टबुद्धेः पतितस्य भूमौ ।
मुहुर्मुहुर्निःश्वसतश्च दीर्घं सा तस्य शोकेन जगाम रात्रिः ॥२६

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्ततितमः सर्गः समाप्तः ॥७०॥

વિલાપ કરતાં અચેતન હતબુદ્ધિ પૃથ્વી પર પડેલા અને ફરી ફરીથી નિસાસા લેતા ભરતની તે રાત્રિ શોકમાં જ પસાર થયી. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તતિતમસર્ગમાં
પંડિતરાજ સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकसप्ततितमः सर्गः

*

तमेवं शोकसन्तप्तं भरतं कैकयीसुतम् । उवाच वदतां श्रेष्ठो वसिष्ठः श्रेष्ठवाग्ऋषिः ॥१॥

ભરતને આ રીતે શોકસંતપ્ત જોયીને વિદ્વાનોમાં શ્રેષ્ઠ, શ્રેષ્ઠવચન બોલનારા વસિષ્ઠજી બોલ્યા. (૧)

अलं शोकेन भद्रं ते राजपुत्र महायशः । प्राप्तकालं नरपतेः कुरु संयानमुत्तमम् ॥२॥

હે રાજપુત્ર શોકને મૂકો અને સમય પ્રમાણે સારી રીતે મહારાજના શબને બહાર કાઢો. (૨)

वसिष्ठस्य वचः श्रुत्वा भरतो धरणीं गतः । प्रेतकृत्यानि सर्वाणि कारयामास धर्मवित् ॥३॥

વસિષ્ઠજીનું વચન સાંભળી તેમને પ્રણામ કરી ભરતજીયે બધાં પ્રેત કૃત્યો કરાવ્યાં. (૩)

उद्धृत्य तैलसंसेकात् स तु भूमौ निवेशितम् । आपीतवर्णवदनं प्रसुप्तमिव भूमिपम् ॥४॥

તૈલપાત્રમાંથી રાજાના દેહને બહાર કાઢી ભૂમિ ઉપર મૂકયો. તેમનું આખું શરીર પીળું થયું હતું અને જાણે ઊંઘીને ઊઠ્યા ન હોય એમ લાગતું હતું. (૪)

संवेश्य शयने चाग्र्ये नानारत्नपरिष्कृते । ततो दशरथं पुत्रो विललाप सुदुःखितः ॥५॥

અનેક રત્નોથી સુસજ્જિત ઉત્તમ પથારી ઉપર સુવાડીને અત્યંત દુઃખી ભરત વિલાપ કરવા લાગ્યા. (૫)

किं ते व्यवसितं राजन् प्रोषिते मय्यनागते । विवास्य रामं धर्मज्ञं लक्ष्मणं च महाबलम् ॥६॥

ધર્મજ્ઞ રામ અને લક્ષ્મણને વનમાં મોકલીને હે મહારાજ હું પરદેશથી આવું તે પહેલાં આ તમે શું કર્યું. (૬)

क्व यास्यसि महाराज हित्वेमं दुःखितं जनम् । हीनं पुरुषसिंहेन रामेणाक्लिष्टकर्मणा ॥७॥

ધર્માત્મા અને પુરુષોમાં શ્રેષ્ઠ રામ વિના આ દુઃખમાં મને મૂકીને તમે કયાં ગયા. (૭)

योगक्षेमं तु तेऽव्यग्रं कोऽस्मिन् कल्पयिता पुरे । त्वयि प्रयाते स्वस्तात रामे च वनमाश्रिते ॥८

હે તાત, શ્રીરામ વનમાં ગયા અને તમે સ્વર્ગે પધાર્યા, ત્યારે તમારી આ અયોધ્યાપુરીમાં યોગક્ષેમ કોણ સિદ્ધ કરશે. (૮)

विधवा पृथिवी राजंस्त्वया हीना न राजते । हीनचन्द्रेव रजनी नगरी प्रतिभाति माम् ॥९॥

હે મહારાજ જેમ ચંદ્ર વિના રાત્રિ શોભતી નથી તેમ તમારા વિના આ પૃથ્વી વિધવા થયી છે અને તેથી શોભતી નથી. (૯)

एवं विलपमानं तं भरतं दीनमानसम् । अब्रवीद् वचनं भूयो वसिष्ठस्तु महामुनिः ॥१०॥
આ રીતે ભરતજીને વિલાપ કરતાં જોયી મહામુનિ વસિષ્ઠજી ફરી બોલ્યા. (૧૦)

प्रेतकार्याणि यान्यस्य कर्तव्यानि विशाम्पतेः । तान्यव्यग्रं महाबाहो क्रियतामविचारितम् ॥११॥
હે મહાબાહો, મહારાજના પ્રેતકાર્યો કરવાં છે તેને બીજું કંઈ વિચાર્યા વિના શાંત ચિત્તે કરો.

तथेति भरतो वाक्यं वसिष्ठस्याभिपूज्य तत् । ऋत्विक्पुरोहिताचार्यांस्त्वरयामास सर्वशः ॥१२॥
ભરતજીયે વસિષ્ઠજીનું વચન સ્વીકારી ઋત્વિજો અને પુરોહિતોને ઉતાવળ કરવા કહ્યું. (૧૨)

शिबिकायामथारोप्य राजानं गतचेतनम् । तत्र संवेशयामासुश्चितामध्ये तमृत्विजः ॥१३॥
ચેતનાહીન રાજાને શિબિકામાં બેસાડીને ઋત્વિજોયે ચિતામાં રાજાને સુવાડ્યા. (૧૩)

तदा हुताशनं हुत्वा जेपुस्तस्य तदृत्विजः । जगुश्च ते यथाशास्त्रं तत्र सामानि सामगाः ॥१४॥
ત્યારે ચિતામાં આગ લગાડી પિતૃમેધિક મંત્રોનો ઋત્વિજો જપ કરવા લાગ્યા. અને સામપાઠિયો શાસ્ત્રપ્રમાણે સામગાન કરવા લાગ્યા. (૧૪)

शिबिकाभिश्च यानैश्च यथार्हं तस्य योषितः । नगरान्निर्ययुस्तत्र वृद्धैः परिवृतास्तथा ॥१५॥
વૃદ્ધોની સાથે રાજપત્નિયો પણ શિબિકામાં અથવા બીજા રથ આદિમાં ચડીને અયોધ્યામાંથી બહાર નીકલ્યા. (૧૫)

क्रौञ्चीनामिव नारीणां निनादस्तत्र शुश्रुवे । आर्तानां करुणं काले क्रोशन्तीनां सहस्रशः ॥१६॥
તે સમયે રડતી સ્ત્રિયોનો શબ્દ, રડતી સહસ્રો ક્રૌંચીના શબ્દો પેઠે સંભાળતો હતો. (૧૬)

ततो रुदन्त्यो विवशा विलप्य च पुनः पुनः । यानेभ्यः सरयूतीरमवतेरुर्नृपाङ्गनाः ॥१७॥
રાજપત્નિયો વિવશ થયીને ફરી ફરી વિલાપ કરી રથોમાંથી સરયૂતટે ઉતર્યાં. (૧૭)

कृत्वोदकं ते भरतेन सार्धं नृपाङ्गना मन्त्रिपुरोहिताश्च ।
पुरं प्रविश्याश्रुपरीतनेत्रा भूमौ दशाहं व्यनयन्त दुःखम् ॥१८॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे एकसप्ततितमः सर्गः ॥७१॥

રાજાને જળદાન કરી ભરતની સાથે રાજપત્નિયો તેમ જ મંત્રિયો અને પુરોહિતો પણ રડતાં રડતાં નગરમાં આવીને દુઃખ સાથે પૃથ્વી ઉપર જ દશ દિવસ વિતાવ્યાં. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુઃષષ્ટિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्विसप्ततितमः सर्गः

ततो दशाहेऽतिगते कृतशौचो नृपात्मजः । द्वादशेऽहनि सम्प्राप्ते श्राद्धकर्माण्यकारयत् ॥१॥
દશાહ વીત્યા પછી અગિયારમા દિવસે પ્રેતકર્મ કરીને ભરતજીયે બારમે દિવસે શ્રાદ્ધ કર્મ કર્યું. (૧)

ततः प्रभातसमये दिवसे च त्रयोदशे । विललाप महाबाहुर्भरतः शोकमूर्च्छितः ॥२॥
તેરમે દિવસે સવારે શોકથી વ્યાકુળ મહાત્મા ભરત રડવા લાગ્યા. (૨)

**शब्दापिहितकण्ठश्च शोधनार्थमुपागतः । चितामूले पितुर्वाक्यमिदमाह सुदुःखितः ॥३॥**

રડવાથી જેમનો કંઠ રુંધાયી ગયો હતો તેવા ભરત અસ્થિચયન માટે ચિતાની પાસે આવી, અત્યંત દુઃખી થયી પિતાને ઉદ્દેશી આ પ્રમાણે કહેવા લાગ્યા. (૩)

**तात यस्मिन् निसृष्टोऽहं त्वया भ्रातरि राघवे । तस्मिन् वनं प्रव्रजिते शून्ये त्यक्तोऽस्म्यहं त्वया**

હે પિતાજી, તમે મને ભાયી રામના આશ્રયે મૂકી ગયા છો, તેવો તો વનમાં ગયા અને તમે મારો ત્યાગ કર્યો. (૪)

**यस्या गतिरनाथायाः पुत्रः प्रव्राजितो वनम् । तामम्बां तात कौसल्यां त्यक्त्वा त्वं क्व गतो नृप**

શ્રીરામ શ્રીકૌસલ્યાના આશ્રય હતા, તેમને તો તમે વનમાં મોકલ્યા, તમે પણ તેમને મૂકીને હે મહારાજ ક્યાં ગયા ? (૫)

**दृष्ट्वा भस्मारुणं तच्च दग्धास्थिस्थानमण्डलम् । स तु दृष्ट्वा रुदन् दीनः पपात धरणीतले ॥६॥**

પિતાના શરીરનાં રાતી ભસ્મ, તથા બળી ગયેલાં હાડકાં જોયીને ભરત ઉચ્ચસ્વરથી રડી પડ્યા, અને ભૂમિ પર પડી ગયા. (૬)

**शत्रुघ्नश्चापि भरतं दृष्ट्वा शोकपरिप्लुतम् । विसंज्ञो न्यपतद् भूमौ भूमिपालमनुस्मरन् ॥७॥**

શત્રુઘ્ન પણ ભરતને શોકાતુર જોયીને રાજાનું સ્મરણ કરતાં ભૂમિ ઉપર પડી ગયા. (૭)

**मन्थराप्रभवस्तीव्रः कैकेयीग्राहसङ्कुलः । वरदानमयोऽक्षोभ्योऽमज्जयच्छोकसागरः ॥८॥**

મંથરાથી ઉત્પન્ન થયેલા, કૈકેયીરૂપ મગરથી ભરેલ, વરદાનરૂપ અક્ષોભ્ય એવા શોકસાગરમાં તેવો ડૂબી ગયા. (૮)

**सुकुमारं च बालं च सततं लालितं त्वया । क्व तात भरतं हित्वा विलपन्तं गतो भवान् ॥९॥**

હે તાત, તમારાથી સદા પ્યાર કરાયેલા સુકુમાર બાળક ભરતને રડતા મૂકીને તમે ક્યાં ગયા ? (૯)

**ननु भोज्येषु पानेषु वस्त्रेष्वाभरणेषु च । प्रवारयति सर्वान् नस्तन्नः कोऽद्य करिष्यति ॥१०॥**

ભોજન, પાન, વસ્ત્ર, આભૂષણ, આદિ તમે અમને હઠ કરીને આપતા હતા. હવે આ બધું કોણ કરશે ? (૧૦)

**अवदारणकाले तु पृथिवी नावदीर्यते । विहीना या त्वया राज्ञा धर्मज्ञेन महात्मना ॥११॥**

તમારા જેવા ધર્માત્મા મહાત્માથી વિયુકત થયેલી (પૃથ્વીને) ફાટી જવાનો સમય આવી ગયો છે, છતાં તે ફાટતી નથી. (૧૧)

**हीनो भ्रात्रा च पित्रा च शून्यामिक्ष्वाकुपालिताम् । अयोध्यां न प्रवेक्ष्यामि प्रवेक्ष्यामि तपोवनम्**

ભાયી અને પિતાથી છૂટો પડીને અયોધ્યામાં હું નથી જવાનો. પણ, વનમાં પ્રવેશ કરીશ. (૧૨)

**तयोर्विलपितं श्रुत्वा व्यसनं चाप्यवेक्ष्य तत् । भृशमार्ततरा भूयः सर्व एवानुगामिनः ॥१३॥**

બન્ને ભાયિયોનો વિલાપ સાંભળી અને દુઃખને જોયીને અનુયાયિયો વધારે દુઃખી થયા. (૧૩)

**ततो विषण्णौ श्रान्तौ च शत्रुघ्नभरतावुभौ । धरायां स्म व्यचेष्टेतां भग्नशृङ्गाविवर्षभौ ॥१४॥**

જેમ શીંગડા તૂટી જવાથી બળદિયા પૃથ્વી ઉપર આળોટે તેમ ભરત અને શત્રુઘ્ન દુઃખી થયીને આળોટવા લાગ્યા. (૧૪)

ततः प्रकृतिमान् वैद्यः पितुरेषां पुरोहितः । वसिष्ठो भरतं वाक्यमुत्थाप्य तमुवाच ह ॥१५॥
ત્યારે અતિકુશળ વૈદ્ય, શાંત સ્વભાવવાળા પુરોહિત વસિષ્ઠજી, ભરતને ઉપાડીને આ પ્રમાણે બોલ્યા. (૧૫)

त्रयोदशोऽयं दिवसः पितुर्वृत्तस्य ते विभो । सावशेषास्थिनिचये किमिह त्वं विलम्बसे ॥१६॥
હે રાજકુમાર, મહારાજ દશરથના મર્યાને આજે તેરમો દિવસ છે. અવશિષ્ટ અસ્થિચયનમાં તમે શા માટે વિલંબ કરો છો. (૧૬)

त्रीणि द्वन्द्वानि भूतेषु प्रवृत्तान्यविशेषतः । तेषु चापरिहार्येषु नैवं भवितुमर्हसि ॥१७॥
પ્રાણિયોને ભૂખ, તરસ, શોક મોહ, જરા મૃત્યુ આ છ ધર્મો એટલે ત્રણ દ્વન્દો સામાન્યરૂપ હોય છે અને તે અપરિહાર્ય છે. તેનાથી કોયી મુકત થયી શકતો નથી. માટે તમે દુઃખી થાવ નહિ. (૧૭)

सुमन्त्रश्चापि शत्रुघ्नमुत्थाप्याभिप्रसाद्य च । श्रावयामास तत्त्वज्ञः सर्वभूतभवाभवौ ॥१८॥
સુમંત્રજીયે પણ શત્રુઘ્નને ઉપાડીને, શાંત પાડીને સર્વભૂતોના જન્મ-મરણ સંભળાવીને શાંત પાડયા. (૧૮)

उत्थितौ तौ नरव्याघ्रौ प्रकाशेते यशस्विनौ । वर्षातपपरिक्लानौ पृथगिन्द्रध्वजाविव ॥१९॥
જેમ વર્ષા ઋતુમાં અલગ અલગ બે ઇન્દ્રધ્વજ ભીંજાયી ગયા હોય અને બીજા સમયમાં સૂકાયીને ઉડતા હોય તેમ નરશ્રેષ્ઠ ભરત અને શત્રુઘ્ન ઉઠીને પ્રકાશવા લાગ્યા. (૧૯)

अश्रूणि परिमृद्नन्तौ रक्ताक्षौ दीनभाषिणौ । अमात्यास्त्वरयन्ति स्म तनयौ चापराः क्रियाः ॥२०॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे द्विसप्ततितमः सर्गः ॥७२॥

આંસુ લૂછતાં રાતી આંખોવાળા દીન વચન બોલનારા બન્ને ભાયિયોને મંત્રિયો બીજી ક્રિયાવો કરવા માટે ઉતાવળ કરાવવા લાગ્યા. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વિસપ્તતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रिसप्ततितमः सर्गः

ततः प्रभातसमये दिवसेऽथ चतुर्दशे । समेत्य राजकर्तारो भरतं वाक्यमब्रुवन् ॥१॥
ત્યાર પછી ચોદમા દિવસે પ્રાતઃકાળ રાજ્યકર્તાવો ભેગા થયીને ભરતજીને કહેવા લાગ્યા. (૧)

गतो दशरथः स्वर्गं यो नो गुरुतरो गुरुः । रामं प्रव्राज्य वै ज्येष्ठं लक्ष्मणं च महाबलम् ॥२॥
જ્યેષ્ઠપુત્ર રામને અને લક્ષ્મણને વનવાસ આપીને અમારા સૌના પૂજ્ય મહારાજ દશરથ સ્વર્ગે ગયા. (૨)

त्वमद्य भव नो राजा राजपुत्र महायशः । संगत्या नापराध्नोति राज्यमेतदनायकम् ॥३॥
હે રાજપુત્ર ભરત, તમે અમારા રાજા થાવ. મહારાજ દશરથે રામને વનમાં જવાની આજ્ઞા આપી અને તમારા માટે રાજ્ય આપ્યું તેથી તેમનીજ બન્ને આજ્ઞા છે. તેથી કોયી અસંગતિ નથી, અનુચિત નથી. આ રાજ્ય રાજા વિનાનું થયું છે. તમે આનું રક્ષણ કરો તો કોયી અસંગતિ નથી. (૩)

आभिषेचनिकं सर्वमिदमादाय राघव । प्रतीक्षते त्वां स्वजनः श्रेणयश्च नृपात्मज ॥४॥
હે ભરત, અભિષેકની બધી સામગ્રિયો લયીને સ્વજનો, મન્ત્રિયો અને પ્રજાજનો તમારી પ્રતીક્ષા કરી રહ્યા છે. (૪)

राज्यं गृहाण भरत पितृपैतामहं ध्रुवम् । अभिषेचय चात्मानं पाहि चास्मान् नरर्षभ ॥५॥
તેથી પોતાનો અભિષેક કરવા દો. વંશપરંપરાથી ચાલતાં આવેલાં રાજ્યનો સ્વીકાર કરો. અને અમારી રક્ષા કરો. (૫)

आभिषेचनिकं भाण्डं कृत्वा सर्वं प्रदक्षिणम् । भरतस्तं जनं सर्वं प्रत्युवाच धृतव्रतः ॥६॥
જેમાં અભિષેક કરવાની સામગ્રી પડી હતી તે વાસણની પ્રદક્ષિણા કરી, દૃઢસંકલ્પવાળા ભરતે–બધાંને કહ્યું. (૬)

ज्येष्ठस्य राजता नित्यमुचिता हि कुलस्य नः । नैवं भवन्तो मां वक्तुमर्हन्ति कुशला जनाः ॥७॥
અમારા વંશનો પરંપરાથી ચાલતો આવેલો નિયમ છે કે જે જ્યેષ્ઠ રાજપુત્ર હોય તેને જ રાજત્વ પ્રાપ્ત થવું જોયિયે. માટે આપલોક વિદ્વાન્ છો અને સમજુ છો. મને રાજ્ય કરવાની વાત કહેશો નહિ. (૭)

रामः पूर्वो हि नो भ्राता भविष्यति महीपतिः । अहं त्वरण्ये वत्स्यामि वर्षाणि नव पञ्च च ॥८॥
રામ અમારા મોટા ભાયી છે. તેજ રાજા થશે. અને તેમના બદલે હું જંગળમાં જયી. ચૌદ વર્ષો સુધી વાસ કરીશ. (૮)

युज्यतां महती सेना चतुरङ्गमहाबला । आनयिष्याम्यहं ज्येष्ठं भ्रातरं राघवं वनात् ॥९॥
અત્યંત બલવતી અને મોટી ચતુરંગિણી સેના સજ્જ કરો. હું મારા મોટા ભાયીને વનમાંથી અયોધ્યામાં લયી આવીશ. (૯)

आभिषेचनिकं चैव सर्वमेतदुपस्कृतम् । पुरस्कृत्य गमिष्यामि रामहेतोर्वनं प्रति ॥१०॥
અભિષેક કરવાની બધી સામગ્રી જે આ ઉપસ્થિત છે, તેને આગળ મૂકીને ભાયી રામને અવધ લાવવા માટે જયિશ. (૧૦)

तत्रैव तं नरव्याघ्रमभिषिच्य पुरस्कृतम् । आनयिष्यामि वै रामं हव्यवाहमिवाध्वरात् ॥११॥
મહાપુરુષ રામનો ત્યાંજ રાજ્યાભિષેક કરીશું અને યજ્ઞમાંથી અગ્નિની જેમ રામને વનમાંથી પાછા લયી આવીશું. (૧૧)

न सकामां करिष्यामि स्वामिमां मातृगन्धिनीम् । वने वत्स्याम्यहं दुर्गे रामो राजा भविष्यति ॥
પુત્ર માટે લોભ કરનારી આ મારી માતાની ઇચ્છાને હું કોયી રીતે પૂર્ણ થવા નહિ દયિશ. હું જ ઘોરવનમાં નિવાસ કરિશ અને રામ અહિં રાજા થશે. (૧૨)

क्रियतां शिल्पिभिः पन्थाः समानि विषमाणि च । रक्षिणश्चानुसंयान्तु पथि दुर्गविचारकाः ॥१३॥
શિલ્પી લોકો આગળ જયીને સેના માટે ઉંચા નીચા માર્ગને સમ બનાવે. કઠિન માર્ગના જાણનારાવો પણ જાય અને પ્રજાને સરળમાર્ગ બતાવે. (૧૩)

एवं सम्भाषमाणं तं रामहेतोर्नृपात्मजम् । प्रत्युवाच जनः सर्वः श्रीमद्वाक्यमनुत्तमम् ॥१४॥
રામની પાસે જવા માટે આ રીતે વાતો કરનાર ભરતને વધી પ્રજા કહેવા લાગી. (૧૪)

एवं ते भाषमाणस्य पद्मा श्रीरुपतिष्ठताम् । यस्त्वं ज्येष्ठे नृपसुते पृथिवीं दातुमिच्छसि ॥१५॥
તમે આવો વિચાર ધરાવો છો અને રામને રાજતિલક કરવા વનમાં જવા ઇચ્છો છો અને મોટા ભાઈને આ રાજ્ય આપવા ઇચ્છો છો. તેથી તમને અનંત શ્રીની પ્રાપ્તિ થાવ. (૧૫)

अनुत्तमं तद्वचनं नृपात्मजप्रभाषितं संश्रवणे निशम्य च ।
प्रहर्षजास्तं प्रति बाष्पविन्दवो निपेतुरार्याननेत्रसम्भवाः ॥१६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिसप्ततितमः सर्गः ॥७३॥

રાજકુમાર ભરતનું આવું વચન સાંભળીને બધાં પ્રસન્ન થયા અને સજ્જનોના નેત્રોમાં આંસુ આવી ગયાં. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિસપ્તતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुःसप्ततितमः सर्गः

अथ भूमिप्रदेशज्ञाः सूत्रकर्मविशारदाः । स्वकर्माभिरताः शूराः खनका यन्त्रकास्तथा ॥१॥
નિર્જળ અને સજળ ભૂમિ અને પ્રદેશોને જાણનારા, સૂત્રકર્મ એટલે ભૂમિનું માપ, તે માપ કરવામાં કુશળ, પોતપોતાના કામમાં લાગ્યા રહે તેવા, શૂર, ભૂમિ ખોદનારા અને યંત્રકો એટલે જલપ્રવાહના રોકનારા.... (૧)

कर्मान्तिकाः स्थपतयः पुरुषा यन्त्रकोविदाः । तथा वर्धकयश्चैव मार्गिणो वृक्षतक्षकाः ॥२॥
વેતન લઈને રથ આદિ બનાવનારા, યંત્રોના જાણનારા, સુતારો, વૃક્ષ કાપનારાવો. (૨)

सूपकाराः सुधाकारा वंशचर्मकृतस्तथा । समर्था ये च द्रष्टारः पुरतश्च प्रतस्थिरे ॥३॥
કુવા બનાવનારા, સિમેન્ટ કરનારા, વાંસ અને ચામડાના કામ કરનારા અને માર્ગના જાણકાર ઇત્યાદિ આગળથી જ ગયા. (૩)

स तु हर्षात् तमुद्देशं जनौघो विपुलः प्रयान् । अशोभत महावेगः सागरस्येव पर्वणि ॥४॥
માનવોનો મોટો સમૂહ પ્રસન્ન થઈને જ્યાં રામ હતા ત્યાં જવા માટે ચાલ્યો અને તે આવી રીતે શોભતો હતો જાણે કે પર્વમાં સમુદ્રનો જળસમૂહ ન હોય. (૪)

ते स्वारं समास्थाय वर्त्मकर्मणि कोविदाः । करणैर्विविधोपेतैः पुरस्तात् सम्प्रतस्थिरे ॥५॥
પોતપોતાના કાર્યમાં કુશળ એવા તેવો પોતપોતાની સામગ્રી લઈને આગળ ચાલ્યા. (૫)

लता वल्लीश्च गुल्मांश्च स्थाणूनश्मन एव च । जनास्ते चक्रिरे मार्गं छिन्दन्तो विविधान् द्रुमान् ॥
તેવોએ માર્ગના લતાવો, વલ્લિયો, ગુલ્મો. સ્થાણુવો, પત્થરો અને વિવિધ વૃક્ષોને કાપીને માર્ગો બનાવ્યા. (૬)

अवृक्षेषु च देशेषु केचिद् वृक्षानरोपयन् । केचित् कुठारैष्टङ्कैश्च दात्रैश्छिन्दन् क्वचित् क्वचित् ॥
કેટલાકે જ્યાં વૃક્ષ ન હતા ત્યાં વૃક્ષો રોપ્યા. અને કેટલાકે માર્ગમાં વિઘ્નરૂપે આવતાં ઝાડોને કાપી નાખતા. (૭)

अपरे वीरणस्तम्बान् बलिनो बलवत्तराः । विधमन्ति स्म दुर्गाणि स्थलानि च ततस्ततः ॥८॥

જેવો બળ શાલી હતા તેવો જડથી જ વીરણો ઉખાડી લેતા અને કેટલાક ઉંચાનીચા—વિષમ સ્થળોને સમાન કરતા હતા. (૮)

अपरेऽपूरयन् कूपान् पांसुभिः श्वभ्रमायतम् । निम्नभागांस्तथैवाशु समांश्चक्रुः समन्ततः ॥९॥

બીજાવો (માર્ગમાં આવતા) કૂપોને અને મોટા મોટા ખાડાવોને માટીથી પૂરી નાખતા હતા. અને માર્ગમાં જ્યાં નીચાણ હતું તેને તેવોયે સમ બનાવી દીધું. (૯)

बबन्धुर्बन्धनीयांश्च क्षोद्यान् संचुक्षुदुस्तथा । बिभिदुर्भेदनीयांश्च तांस्तान् देशान् नरास्तदा ॥१०॥

તે કુશળ માણસો જ્યાં બાંધ બાંધવા જેવું હોય ત્યાં બાંધ બાંધતા અને જ્યાં તોડફોડ કરવાની આવશ્યકતા જણાતી ત્યાં તેમ કરતા. (૧૦)

अचिरेण तु कालेन परिवाहान् बहूदकान् । चक्रुर्बहुविधाकारान् सागरप्रतिमान् बहून् ॥११॥

થોડા જ સમયમાં વધારે જળવાળા પ્રવાહોને ઘણી રીતે બાંધીને એવા બનાવી દીધા કે તેવો સાગર જેવા લાગતા હતા. (૧૧)

निर्जलेषु च देशेषु खानयामासुरुत्तमान् । उदपानान् बहुविधान् वेदिकापरिमण्डितान् ।१२॥

જ્યાં જળ ન હતું ત્યાં સારા સારા કૂવા અથવા તળાવો બનાવ્યા અને તેના ચારે ઓર વેદી બનાવી દીધી જેથી કે કોયીને તેમાં પડી જવાનો ભય નહીં રહે. (૧૨)

ससुधाकुट्टिमतलः प्रपुष्पितमहीरुहः । मत्तोद्घुष्टद्विजगणः पताकाभिरलङ्कृतः ॥१३॥

ચૂના અને સીમેન્ટથી માર્ગો પાકા બનાવી દીધા, ફૂલવાળા વૃક્ષો ઉગાડયાં. આનંદિત પક્ષિયો ત્યાં ગુંજારવ કરતાં, પતાકાવોથી તે પ્રદેશોને શણગારી દીધા. (૧૩)

चन्दनोदकसंसिक्तो नानाकुसुमभूषतः । बह्वशोभत सेनाया पन्थाः सुरपथोपमः १४॥

ચંદનમિશ્રિત જળનો છિડકાવ કરવામાં આવ્યો હતો. ભિન્નભિન્ન પ્રકારના ફૂળોથી શણગાર કરવામાં આવ્યો હતો, તેથી તે સેનાનો માર્ગ દેવમાર્ગની જેમ શોભતો હતો. (૧૪)

आज्ञाप्याथ यथाज्ञप्ति युक्तास्तेऽधिकृता नराः । रमणीयेषु देशेषु बहुस्वादुफलेषु च ॥१५॥

ભરતે જે પ્રમાણે માર્ગાદિ બનાવવા કહ્યું હતું તે પ્રમાણે જ અધિકારિયો વડે સ્વાદિષ્ઠ ફળવાળા સુંદર પ્રદેશોમાં....(૧૫)

यो निवेशस्त्वभिप्रेतो भरतस्य महात्मनः । भूयस्तं शोभयामासुर्भूषाभिर्भूषणोपमम् ॥१६॥

મહાત્મા ભરતને જ્યાં જે નિવેશ બનાવવો અભિમત હતો ત્યાં તે પ્રદેશો વધારે સારી રીતે શોભાવવામાં આવ્યા. (૧૬)

नक्षत्रेषु प्रशस्तेषु मुहूर्तेषु च तद्विदः । निवेशान् स्थापयामासुर्भरतस्य महात्मनः ॥१७॥

જ્યોતિષિયોયે ઉત્તમ નક્ષત્ર અને ઉત્તમ મુહૂર્તમાં મહાત્મા ભરતના નિવેશોની સ્થાપના કરી. (૧૭)

एवं ते भाषमाणस्य पद्मा श्रीरुपतिष्ठताम् । यस्त्वं ज्येष्ठे नृपसुते पृथिवीं दातुमिच्छसि ॥१५॥

તમે આવો વિચાર ધરાવો છો અને રામને રાજતિલક કરવા વનમાં જવા ઇચ્છો છો અને મોટા ભાયીને આ રાજ્ય આપવા ઇચ્છો છો. તેથી તમને અનંત શ્રીની પ્રાપ્તિ થાવ. (૧૫)

अनुत्तमं तद्वचनं नृपात्मजप्रभाषितं संश्रवणे निशम्य च ।
प्रहर्षजास्तं प्रति बाष्पबिन्दवो निपेतुरार्याननेत्रसम्भवाः ॥१६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिसप्ततितमः सर्गः ॥७३॥

રાજકુમાર ભરતનું આવું વચન સાંભળીને બધાં પ્રસન્ન થયા અને સજ્જનોના નેત્રોમાં આંસુ આવી ગયાં. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિસપ્તતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुःसप्ततितमः सर्गः

अथ भूमिप्रदेशज्ञाः सूत्रकर्मविशारदाः । स्वकर्माभिरताः शूराः खनका यन्त्रकास्तथा ॥१॥

નિર્જળ અને સજળ ભૂમિ અને પ્રદેશોને જાણનારા, સૂત્રકર્મ એટલે ભૂમિનું માપ, તે માપ કરવામાં કુશળ, પોતપોતાના કામમાં લાગ્યા રહે તેવા, શૂર, ભૂમિ ખોદનારા અને યંત્રકો એટલે જલપ્રવાહના રોકનારા.... (૧)

कर्मान्तिकाः स्थपतयः पुरुषा यन्त्रकोविदाः । तथा वर्धकयश्चैव मार्गिणो वृक्षतक्षकाः ॥२॥

વેતન લયીને રથ આદિ બનાવનારા, યંત્રોના જાણનારા, સુતારો, વૃક્ષ કાપનારાવો. (૨)

कूपकाराः सुधाकारा वंशचर्मकृतस्तथा । समर्था ये च द्रष्टारः पुरतश्च प्रतस्थिरे ॥३॥

કુવા બનાવનારા, સિમેન્ટ કરનારા, વાંસ અને ચામડાના કામ કરનારા અને માર્ગના જાણકાર ઇત્યાદિ આગળથી જ ગયા. (૩)

स तु हर्षात् तमुद्देशं जनौघो विपुलः प्रयान् । अशोभत महावेगः सागरस्येव पर्वणि ॥४॥

માનવોનો મોટો સમૂહ પ્રસન્ન થયીને જ્યાં રામ હતા ત્યાં જવા માટે ચાલ્યો અને તે આવી રીતે શોભતો હતો જાણે કે પર્વમાં સમુદ્રનો જળસમૂહ ન હોય. (૪)

ते स्वारं समास्थाय वर्त्मकर्मणि कोविदाः । करणैर्विविधोपेतैः पुरस्तात् सम्प्रतस्थिरे ॥५॥

પોતપોતાના કાર્યમાં કુશળ એવા તેવો પોતપોતાની સામગ્રી લયીને આગળ ચાલ્યા. (૫)

लता वल्लीश्च गुल्मांश्च स्थाणूनश्मन एव च । जनास्ते चक्रिरे मार्गं छिन्दन्तो विविधान् द्रुमान् ॥

તેવોયે માર્ગના લતાવો, વલ્લિયો, ગુલ્મો. સ્થાણુવો, પત્થરો અને વિવિધ વૃક્ષોને કાપીને માર્ગો બનાવ્યા. (૬)

अवृक्षेषु च देशेषु केचिद् वृक्षानरोपयन् । केचित् कुठारैष्टङ्कैश्च दात्रैश्छिन्दन् क्वचित् क्वचित् ॥

કેટલાકે જ્યાં વૃક્ષ ન હતા ત્યાં વૃક્ષો રોપ્યા. અને કેટલાકે માર્ગમાં વિઘ્નરૂપે આવતાં ઝાડોને કાપી નાખતા. (૭)

अपरे वीरणस्तम्बान् बलिनो बलवत्तराः । विधमन्ति स्म दुर्गाणि स्थलानि च ततस्ततः ॥८॥

જેવા બળ શાલી હતા તેવા જડથી જ વીરણો ઉખાડી લેતા અને કેટલાક ઉંચાનીચા—વિષમ સ્થળોને સમાન કરતા હતા. (૮)

अपरेऽपूरयन् कूपान् पांसुभिः श्वभ्रमायतम् । निम्नभागांस्तथैवाशु समांश्चक्रुः समन्ततः ॥९॥

બીજાવો (માર્ગમાં આવતા) કૂપોને અને મોટા મોટા ખાડાવોને માટીથી પૂરી નાખતા હતા. અને માર્ગમાં જ્યાં નીચાણ હતું તેને તેવોયે સમ બનાવી દીધું. (૯)

बबन्धुर्बन्धनीयांश्च क्षोद्यान् संचुक्षुदुस्तथा । बिभिदुर्भेदनीयांश्च तांस्तान् देशान् नरास्तदा ॥१०॥

તે કુશળ માણસો જ્યાં બાંધ બાંધવા જેવું હોય ત્યાં બાંધ બાંધતા અને જ્યાં તોડફોડ કરવાની આવશ્યકતા જણાતી ત્યાં તેમ કરતા. (૧૦)

अचिरेण तु कालेन परिवाहान् बहूदकान् । चक्रुर्बहुविधाकारान् सागरप्रतिमान् बहून् ॥११॥

થોડા જ સમયમાં વધારે જળવાળા પ્રવાહોને ઘણી રીતે બાંધીને એવા બનાવી દીધા કે તેવો સાગર જેવા લાગતા હતા. (૧૧)

निर्जलेषु च देशेषु खानयामासुरुत्तमान् । उदपानान् बहुविधान् वेदिकापरिमण्डितान् ॥१२॥

જ્યાં જળ ન હતું ત્યાં સારા સારા કૂવા અથવા તળાવો બનાવ્યા અને તેના ચારે ઓર વેદી બનાવી દીધી જેથી કે કોયીને તેમાં પડી જવાનો ભય નહીં રહે. (૧૨)

ससुधाकुट्टिमतलः प्रपुष्पितमहीरुहः । मत्तोद्घुष्टद्विजगणः पताकाभिरलङ्कृतः ॥१३॥

ચૂના અને સીમેન્ટથી માર્ગો પાકા બનાવી દીધા, ફૂલવાળા વૃક્ષો ઉગાડયાં. આનંદિત પક્ષિયો ત્યાં ગુંજારવ કરતાં, પતાકાવોથી તે પ્રદેશોને શણગારી દીધા. (૧૩)

चन्दनोदकसंसिक्तो नानाकुसुमभूषतः । बह्वशोभत सेनाया पन्थाः सुरपथोपमः १४॥

ચંદનમિશ્રિત જળનો છિડકાવ કરવામાં આવ્યો હતો. ભિન્નભિન્ન પ્રકારના ફૂળોથી શણગાર કરવામાં આવ્યો હતો, તેથી તે સેનાનો માર્ગ દેવમાર્ગની જેમ શોભતો હતો. (૧૪)

आज्ञाप्याथ यथाज्ञप्ति युक्तास्तेऽधिकृता नराः । रमणीयेषु देशेषु बहुस्वादुफलेषु च ॥१५॥

ભરતે જે પ્રમાણે માર્ગાદિ બનાવવા કહ્યું હતું તે પ્રમાણે જ અધિકારિયો વડે સ્વાદિષ્ઠ ફળવાળા સુંદર પ્રદેશોમાં....(૧૫)

यो निवेशस्त्वभिप्रेतो भरतस्य महात्मनः । भूयस्तं शोभयामासुर्भूषाभिर्भूषणोपमम् ॥१६॥

મહાત્મા ભરતને જ્યાં જે નિવેશ બનાવવો અભિમત હતો ત્યાં તે પ્રદેશો વધારે સારી રીતે શોભાવવામાં આવ્યા. (૧૬)

नक्षत्रेषु प्रशस्तेषु मुहूर्तेषु च तद्विदः । निवेशान् स्थापयामासुर्भरतस्य महात्मनः ॥१७॥

જ્યોતિષિયોયે ઉત્તમ નક્ષત્ર અને ઉત્તમ મુહૂર્તમાં મહાત્મા ભરતના નિવેશોની સ્થાપના કરી. (૧૭)

सचन्द्रतारागणमण्डितं यथा नभः क्षपायाममलं विराजते ।
नरेन्द्रमार्गः स तदा व्यराजत क्रमेण रम्यः शुभशिल्पिनिर्मितः ॥१८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुःसप्ततितमः सर्गः ॥७४॥

જેમ રાત્રિમાં ચંદ્ર અને તારાવોથી યુક્ત નિર્મળ આકાશ શોભે છે તેવી રીતે જ સારા સારા શિલ્પિયોથી નિર્મિત તે રાજમાર્ગ શોભતો હતો. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુઃસપ્તતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चसप्ततितमः सर्गः

—— * ——

ततो नान्दीमुखीं रात्रिं भरतं सूतमागधाः । तुष्टुवुः सविशेषज्ञाः स्तवैर्मङ्गलसंस्तवैः ॥१॥
જેના અંતે આનંદ થવાનો છે તેવી રાત્રિ વિતાવી સૂતો અને માગધો સ્તુતિ કરવા લાગ્યા. (૧)

सुवर्णकोणाभिहतः प्राणदद्यामदुन्दुभिः । दध्मुः शङ्खांश्च शतशो वाद्यांश्चोच्चावचस्वरान् ॥२॥
ચારે ઘડી રાત્રિ શેષ રહી તે સમયે ચૌઘડિયાં વાગવા લાગ્યાં. લોકો શંખો અને બીજાં નાના મોટા સ્વરોવાળાં વાજિંત્રોને વગાડવા લાગ્યા. (૨)

स तूर्यघोषः सुमहान् दिवमापूरयन्निव । भरतं शोकसन्तप्तं भूयः शोकैररन्धयत् ॥३॥
આકાશ ગુંજાવતો તે વાજિંત્રોનો શબ્દ ભરતને ફરી શોકથી પીડિત કરવા લાગ્યો. (૩)

ततः प्रबुद्धो भरतस्तं घोषं संनिवर्त्य च । नाहं राजेति चोक्त्वा तं शत्रुघ्नमिदमब्रवीत् ॥४॥
ભરતજી જાગ્યા અને હું રાજા નથી એમ કહીને તે શબ્દોને બંધ કરાવી તેમણે શત્રુઘ્નને કહ્યું. (૪)

पश्य शत्रुघ्न कैकेय्या लोकस्यापकृतं महद् । विसृज्य मयि दुःखानि राजा दशरथो गतः ॥५॥
હે શત્રુઘ્ન, જુવો કૈકેયીયે લોકોનો ભારે અપરાધ કર્યો છે. પિતાજી પણ અમોને દુઃખમાં મૂકી ચાલ્યા ગયા. (૫)

तस्यैषा धर्मराजस्य धर्ममूला महात्मनः । परिभ्रमति राजश्रीर्नौरिवाकर्णिका जले ॥६॥
પિતાજીની ધર્મપ્રાણ રાજશ્રી, કર્ણધાર વિનાની જળમાં હોડીની જેમ, ભમી રહી છે. (૬)

यो हि नः सुमहान् नाथः सोऽपि प्रव्राजितो वने । अनया धर्ममुत्सृज्य मात्रा मे राघवः स्वयम्
જે અમારા મહાન્ રક્ષક હતા તેમને પણ આ મારી માયે ધર્મ તજીને વનમાં મોકલ્યા. (૭)

इत्येवं भरतं वीक्ष्य विलपन्तमचेतनम् । कृपणा रुरुदुः सर्वाः सुस्वरं योषितस्तदा ॥८॥
આ રીતે દીનભાવે વિલાપ કરતા ભરતને જોયીને બધી સ્ત્રિયો પોકે પોકે રડવા લાગી. (૮)

तथा तस्मिन् विलपति वसिष्ठो राजधर्मवित् । सभामिक्ष्वाकुनाथस्य प्रविवेश महायशाः ॥९॥
ભરતજી વિલાપ કરતા હતા તે જ સમયે રાજધર્મનો જાણનાર મહાયશસ્વી વસિષ્ઠજી સભામાં આવ્યા. (૯)

**शातकुम्भमयीं रम्यां मणिहेमसमाकुलाम् । सुधर्मामिव धर्मात्मा सगणः प्रत्यपद्यत ॥१०॥**

મણિ અને સોનાથી ભરેલ અને સોનાથી બનેલી સુધર્માની જેમ પોતાનાં દલ સાથે શ્રીવસિષ્ઠજી તે સભામાં આવ્યા. (૧૦)

**स काञ्चनमयं पीठं स्वस्त्यास्तरणसंवृतम् । अध्यास्त सर्ववेदज्ञो दूतानन्वशशास च ॥११॥**

સર્વવેદોનો જાણનાર એવા તેવો સુંદર આસ્તરણથી ઢંકાયેલા સુવર્ણ સિંહાસન ઉપર વિરાજ્યા ને દૂતોને આજ્ઞા કરી કે... (૧૧)

**ब्राह्मणान् क्षत्रियान् योधानमात्यान् गणवल्लभान् । क्षिप्रमानयताव्यग्रः कृत्यमात्ययिकं हि नः ॥**

બ્રાહ્મણો, ક્ષત્રિયો, યોદ્ધાવો, અમાત્યો અને સેનાપતિયોને શીઘ્ર અહીં બોલાવો. આપણું કામ વિલંબને સહન કરે તેવું નથી. (૧૨)

**सराजभृत्यं शत्रुघ्नं भरतं च यशस्विनम् । युधाजितं सुमन्त्रं च ये च तत्र हिता जनाः ॥१३॥**

બીજા રાજભૃત્યો, ભરત, શત્રુઘ્ન, યુધાજિત્, સુમંત્ર અને બીજા પણ જે આપણા હિતૈષિયો છે તેમને પણ બોલાવો. (૧૩)

**ततो हलहलाशब्दो महान् समुदपद्यत । रथैरश्वैर्गजैश्चापि जनानामुपगच्छताम् ॥१४॥**

ત્યારે રથ, અશ્વ, ગજ આવવા લાગ્યા. પ્રજાજન પણ આવવા લાગ્યા તેથી ત્યાં ભારે કોલાહલ થવા લાગ્યો. (૧૪)

**ततो भरतमायान्तं शतक्रतुमिवामराः । प्रत्यनन्दन् प्रकृतयो यथा दशरथं तथा ॥१५॥**

પછી દેવો જેમ ઇન્દ્રને સત્કારે તેમ પ્રજાયે દશરથની જેમ જ ભરતનો પણ સત્કાર કર્યો.

**ह्रद इव तिमिनागसंवृतः स्तिमितजलो मणिशङ्खशर्करः ।**
**दशरथसुतशोभिता सभा सदशरथेव बभूव सा पुरा ॥१६॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चसप्ततितमः सर्गः ॥७५॥

મોટા મોકા માછલા અને જળહાથિયોથી ભરેલ મણિમુક્તાદિથી યુકત શંખોના ચૂર્ણ જેમા હોય, જેનું જળ સ્થિર હોય આવા હ્રદની જેમ ભરતથી સુશોભિત તે સભા, દશરથ જેમાં બેઠા હોય તેવી સભાની પેઠે શોભવા લાગી. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચસપ્તતિમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षट्सप्ततितमः सर्गः

**तामार्यगणसम्पूर्णां भरतः प्रग्रहां सभाम् । ददर्श बुद्धिसम्पन्नः पूर्णचन्द्रां निशामिव ॥१॥**

બુદ્ધિસંપન્ન ભરતે પૂર્ણચંદ્રવાળી રાતની જેમ તે આર્યોથી ભરેલી શ્રીવસિષ્ઠજીથી અધિષ્ઠિત સભા જોયી. (૧)

**आसनानि यथान्यायमार्याणां विशतां तदा । वस्त्राङ्गरागप्रभया द्योतिता सा सभोत्तमा ॥२॥**

બધાને યોગ્યતા–અનુસાર આસન આપવામાં આવ્યાં હતાં. વસ્ત્રોની અને અંગરાગની પ્રભાથી તે સભા વિદ્યોતિત હતી. (૨)

सा विद्वज्जनसम्पूर्णा सभा सुरुचिरा तथा । अदृश्यत घनापाये पूर्णचन्द्रेव शर्वरी ॥३॥
વાદળોના જવાથી જેમ પૂર્ણચંદ્રવાળી રાત સુંદર જોવામાં આવે તેમ વિદ્વાનોથી ભરેલી તે સભા સુંદર હતી. (૩)

राज्ञस्तु प्रकृतीः सर्वाः स सम्प्रेक्ष्य च धर्मवित् । इदं पुरोहितो वाक्यं भरतं मृदु चाब्रवीत् ॥४॥
મહારાજ દશરથની પ્રજાને જોયીને ધર્માત્મા પુરોહિત વસિષ્ઠજીયે ભરતને કહ્યું. (૪)

तात राजा दशरथः स्वर्गतो धर्ममाचरन् । धनधान्यवतीं स्फीतां प्रदाय पृथिवीं तव ॥५॥
હે ભરત, ધનધાન્યથી પૂર્ણ આ પૃથ્વી એટલે આ અયોધ્યા તમને આપીને પોતે ધર્માચરણ કરતાં મહારાજ દશરથ સ્વર્ગે ગયા. (૫)

रामस्तथा सत्यधृतिः सतां धर्ममनुस्मरन् । नाजहात् पितुरादेशं शशी ज्योत्स्नामिवोदितः ॥६॥
અને ચંદ્રમા જેમ ચંદ્રિકાનો ત્યાગ નહિ કરે તેમ સત્યવ્રત રામે સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરતાં પિતાની આજ્ઞાની અવજ્ઞા કરી નહિ. (૬)

पित्रा भ्रात्रा च ते दत्तं राज्यं निहतकण्टकम् । तद् भुङ्क्ष्व मुदितामात्यः क्षिप्रमेवाभिषेचय ॥
તેથી પિતા અને ભાયી બન્નેથી અપાયેલા નિષ્કંટક રાજ્યનો તમે ઉપભોગ કરો. મંત્રિયો પ્રસન્ન છે તેથી શીઘ્ર અભિષેક કરાવો. (૭)

उदीच्याश्च प्रतीच्याश्च दाक्षिणात्याश्च केवलाः । कोटचापरान्ताः सामुद्रा रत्नान्युपहरन्तु ते ॥८॥
ઉત્તર, પશ્ચિમ, દક્ષિણ, દેશના રાજાવો અને એવા રાજાવો પણ જેમને સિંહાસન નથી, અપરાંત દેશવાસિયો તેમ જ સમુદ્રના દ્વીપોમાં રહેનારાવો તમને રત્નોની ભેટ આપો. (૮)

तच्छ्रुत्वा भरतो वाक्यं शोकेनाभिपरिप्लुतः । जगाम मनसा रामं धर्मज्ञो धर्मकाङ्क्षया ॥९॥
તે વચન સાંભળી ભરતજી શોકથી ભરાયી ગયેલા અને મનમાં રામનું સ્મરણ કરવા લાગ્યા.

सबाष्पकलया वाचा कलहंसस्वरो युवा । विललाप सभामध्ये जगर्हे च पुरोहितम् ॥१०॥
સભાની વચમાં આંસુથી ભરેલા સ્વરવાળા ભરત રડી પડયા અને કહ્યું આપ મારા કુળના પુરોહિત અને હિતેચ્છુ થયીને મને આવી રીતે રાજ્ય લેવાની પ્રેરણા કેમ કરો છો ? (૧૦)

चरितब्रह्मचर्यस्य विद्यास्नातस्य धीमतः । धर्मे प्रयतमानस्य को राज्यं मद्विधो हरेत् ॥११॥
જેણે બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યું છે, જે વિદ્યાસ્નાતક અને બુદ્ધિમાન્ છે, તેમ જ ધર્મમાં જે પ્રવૃત્ત છે તેમનું રાજ્ય મારા જેવો કેમ લયી શકે. (૧૧)

कथं दशरथाज्जातो भवेद् राज्यापहारकः । राज्यं चाहं च रामस्य धर्मं वक्तुमिहार्हसि ॥१२॥
દશરથનો પુત્ર થયી બીજાનો રાજ્યાધિકાર કેમ ઝુંટવી શકું ? આ રાજ્ય રામનું છે અને હું પોતે રામનો જ છું, માટે ધર્મનો વિચાર કરીને જ તમારે કશું કહેવું જોયિયે. (૧૨)

ज्येष्ठः श्रेष्ठश्च धर्मात्मा दिलीपनहुषोपमः । लब्धुमर्हति काकुत्स्थो राज्यं दशरथो यथा ॥१३॥
દિલીપ અને નહુષની જેમ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ ધર્માત્મા રામ જ, દશરથની જેમ રાજ્ય મેળવી શકે છે. (૧૩)

अनार्यजुष्टमस्वर्ग्यं कुर्यां पापमहं यदि । इक्ष्वाकूणामहं लोके भवेयं कुलपांसनः ॥१४॥
અનાર્યોચિત તેમ જ અસ્વર્ગ્ય પાપ જો હું કરું તો હું ઇક્ષ્વાકુવંશમાં, કુળકલંક બનું. (૧૪)

यदि मात्रा कृतं पापं नाहं तदपि रोचये । इहस्थो वनदुर्गस्थं नमस्यामि कृताञ्जलिः ॥१५॥
મારી માતાયે જે પાપ કર્યું છે તે મને ગમ્યું નથી. હું અહિં રહીને પણ વનમાં રહેલા રામને હાથ જોડી નમસ્કાર કરીશ. (૧૫)

राममेवानुगच्छामि स राजा द्विपदां वरः । त्रयाणामपि लोकानां राघवो राज्यमर्हति ॥१६॥
હું તો રામની પાછળ જ જયીશ. તેવા માનવોમાં શ્રેષ્ઠ છે. તેવો ત્રણેય લોકોના રાજા થવા યોગ્ય છે. (૧૬)

तद्वाक्यं धर्मसंयुक्तं श्रुत्वा सर्वे सभासदः । हर्षान्मुमुचुरश्रूणि रामे निहितचेतसः ॥१७॥
તે ધાર્મિક વચન સાંભળી બધા લોકો રામનું સ્મરણ કરતાં હર્ષાશ્રુ વહેવડાવવા લાગ્યા. (૧૭)

यदि त्वार्यं न शक्ष्यामि विनिवर्तयितुं वनात् । वने तत्रैव वत्स्यामि यथार्यो लक्ष्मणस्तथा ॥१८॥
જો હું મારા મોટા ભાયી રામને વનમાંથી પાછા નહિ લાવી શકું તો હું પણ લક્ષ્મણની પેઠે તેમની સાથે જ નિવાસ કરીશ. (૧૮)

सर्वोपायं तु वर्तिष्ये विनिवर्तयितुं बलात् । समक्षमार्यमिश्राणां साधूनां गुणवर्तिनाम् ॥१९॥
આપ સહુની સામે જ હું તેમને પાછા લાવવા માટે બધા ઉપાયો કરીશ. (૧૯)

विष्टिकर्मान्तिकाः सर्वे मार्गशोधकदक्षकाः । प्रस्थापिता मया पूर्वं यात्रा च मम रोचते ॥२०॥
કશું ય વેતન નહિ લેનારા આવા માર્ગશોધન કરનારા કુશળ કારીગરોને મેં પહેલેથી જ મોકલી દીધા છે. અને હું પણ જવા ઇચ્છું છું. (૨૦)

एवमुक्त्वा तु धर्मात्मा भरतो भ्रातृवत्सलः । समीपस्थमुवाचेदं सुमन्त्रं मन्त्रकोविदम् ॥२१॥
આમ કહી ધર્માત્મા ભરતે પાસે બેઠેલા મંત્રપંડિત સુમંત્રને કહ્યું કે... (૨૧)

तूर्णमुत्थाय गच्छ त्वं सुमन्त्र मम शासनात् । यात्रामाज्ञापय क्षिप्रं बलं चैव ममानय ॥२२॥
હે સુમંત્ર ઉઠો અને તમે જલ્દી જાવો. મારા કહેવાથી યાત્રાનો આરંભ કરાવો અને શીઘ્ર સેના લાવો. (૨૨)

एवमुक्तः सुमन्त्रस्तु भरतेन महात्मना । प्रहृष्टः सोऽदिशत् सर्वं यथासंदिष्टमिष्टवत् ॥२३॥
ભરતની આ પ્રમાણે આજ્ઞા સાંભળી પ્રસન્ન થયી સુમંત્રજીયે ભરતજીની આજ્ઞા પ્રમાણે સંદેશો સૌને આપ્યો. (૨૩)

ताः प्रहृष्टाः प्रकृतयो बलाध्यक्षा बलस्य च । श्रुत्वा यात्रां समाज्ञप्तां राघवस्य निवर्तने ॥२४॥
બધી પ્રજાવો, સેનાવો, સેનાપતિયો રામને પાછા લાવવા માટે ભરતજી યાત્રા કરે છે તે સાંભળી પ્રસન્ન થયાં. (૨૪)

ततो योधाङ्गनाः सर्वा भर्तॄन् सर्वान् गृहे गृहे । यात्रागमनमाज्ञाय त्वरयन्ति स्म हर्षिताः ॥२५॥
ઘેર ઘેર યોદ્ધાવોની સ્ત્રિયોયે યાત્રાના સમાચાર જાણી પોતપોતાના પતિયોને ઉતાવળ કરવા કહ્યું. (૨૫)

ते हयैर्गोरथैः शीघ्रं स्यन्दनैश्च मनोजवैः । सह योषिद्बलाध्यक्षा बलं सर्वमचोदयन् ॥२६॥
તેવોયે ઘોડા, બળદગાડી, અત્યંત વેગવાળા રથો અને યોદ્ધાવો એટલે બધી સેનાને ચાલવા પ્રેરણા કરી. (૨૬)

सज्जं तु तद् बलं दृष्ट्वा भरतो गुरुसन्निधौ। रथं मे त्वरयस्वेति सुमन्त्रं पार्श्वतोऽब्रवीत् ॥२७॥
સેના ઉદ્યત જોયી ભરતજી ગુરુ પાસે જયીને, પાસે ઊભા રહેલા સુમંત્રને કહ્યું કે મારો રથ શીઘ્ર ચલાવો. (૨૭)

भरतस्य तु तस्याज्ञां परिगृह्य प्रहर्षितः । रथं गृहीत्वोपययौ युक्तं परमवाजिभिः ॥२८॥
ભરતની તે આજ્ઞા સાંભળી પ્રસન્ન થયી, સારા સારા ઘોડાવાળા રથને લયીને, ભરતજીની પાસે તેવો આવી ગયા. (૨૮)

स राघवः सत्यधृतिः प्रतापवान् ब्रुवन् सुयुक्तं दृढसत्यविक्रमः ।
गुरुं महारण्यगतं यशस्विनं प्रसादयिष्यन् भरतोऽब्रवीत् तदा ॥२९॥
મહાન્ ધીરજવાળા પ્રતાપી અને દૃઢ તથા સત્ય પરાક્રમવાળા, રામજીને મનાવવા માટે જવાની ઇચ્છાવાળા ભરતે, યુક્તરીતે, આમ કહ્યું. (૨૯)

तूर्णं त्वमुत्थाय सुमन्त्र गच्छ बलस्य योगाय बलप्रधानान् ।
आनेतुमिच्छामि हि तं वनस्थं प्रसाद्य रामं जगतो हिताय ॥३०॥
હે સુમંત્ર, તમે ઉઠો અને સેનાની તૈયારી માટે જાવ. હું જગત્‌ના કલ્યાણમાટે રામજીને પ્રસન્ન કરી લયી આવવા ઇચ્છું છું. (૩૦)

स सूतपुत्रो भरतेन सम्यगाज्ञापितः सम्परिपूर्णकामः ।
शशास सर्वान् प्रकृतिप्रधानान् बलस्य मुख्यांश्च सुहृज्जनं च ॥३१॥
ભરતથી સારી રીતે આ રીતે કહેવાયેલા સુમંત્રજીયે મુખ્ય પ્રજાજનોને, મુખ્ય સેનાપતિયોને, અને મિત્રવર્ગને બધાને ભરતજીની આજ્ઞા સંભળાવી. (૩૧)

ततः समुत्थाय कुले कुले ते राजन्यवैश्या वृषलाश्च विप्राः ।
अयूयुजन्नुष्ट्ररथान् खरांश्च नागान् हयांश्चैव कुलप्रसूतान् ॥३२॥
इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे षट्सप्ततितमः सर्गः ॥७६॥
તેથી ઘેર ઘેરથી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, અને શૂદ્રો બધાયે સારા સારા રથ, હાથી, ઘોડા ગધેડા અને ઊંટવાળા રથોને તૈયાર કરાવ્યા. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષટ્સપ્તતિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तसप्ततितमः सर्गः

—— * ——

ततः समुत्थितः कल्यमास्थाय स्यन्दनोत्तमम् । प्रययौ भरतः शीघ्रं रामदर्शनकाम्यया ॥१॥
બધી તૈયારી થયી ગયા પછી સવારે રામદર્શનની ઇચ્છાથી રથ ઉપર ચડીને ભરતજી ચાલ્યા.

अग्रतः प्रययुस्तस्य सर्वे मन्त्रिपुरोहिताः । अधिरुह्य हयैर्युक्तान् रथान् सूर्यरथोपमान् ॥२॥
સૂર્યના રથ જેવા ઘોડાના રથો ઉપર ચડીને મંત્રિયો પુરોહિતો આગળ આગળ ચાલ્યા. (૨)

नवनागसहस्राणि कल्पितानि यथाविधि । अन्वयुर्भरतं यान्तमिक्ष्वाकुकुलनन्दनम् ॥३॥
ભરતજીની પાછળ પાછળ તૈયાર કરાયેલી નવ સહસ્ર હાથિયો ચાલ્યા. (૩)

**षष्टीं रथसहस्राणि धन्विनो विविधायुधाः । अन्वयुर्भरतं यान्तं राजपुत्रं यशस्विनम् ॥४॥**

સાઠ હજાર રથો, અને વિવિધ અસ્ત્રો, શસ્ત્રોને ધારણ કરનારા વીરો, યશસ્વી ભરતની સાથે ચાલ્યા. (૪)

**शतं सहस्राण्यश्वानां समारूढानि राघवम् । अन्वयुर्भरतं यान्तं राजपुत्रं यशस्विनम् ॥५॥**

એક લાખ ઘોડા ઉપર સવાર થયીને ઘોડેસ્વારો ભરતની પાછળ ચાલ્યા. (૫)

**कैकेयी च सुमित्रा च कौसल्या च यशस्विनी । रामानयनसन्तुष्टा ययुर्यानेन भास्वता ॥६॥**

શ્રી રામજીને લાવવા માટે પ્રસન્ન થયીને કૌસલ્યા, કૈકેયી અને સુમિત્રા સારા સારા રથ ઉપર બેસીને ગયા. (૬)

**प्रयाताश्चार्यसङ्घाता रामं द्रष्टुं सलक्ष्मणम् । तस्यैव च कथाश्चित्राः कुर्वाणा हृष्टमानसाः ॥७॥**

અને રામની જ વાતો કરતા પ્રસન્ન મનવાળા વસિષ્ઠઆદિ, રામ અને લક્ષ્મણને જોવા ચાલ્યા. (૭)

**मेघश्यामं महाबाहुं स्थिरसत्त्वं दृढव्रतम् । कदा द्रक्ष्यामहे रामं जगतः शोकनाशनम् ॥८॥**

લોકો કહેતા હતા કે મેઘ જેવા શ્યામ, વિશાળ બાહુવાળા, સ્થિર અને દૃઢ સંકલ્પવાળા, જગતના શોકનો નાશ કરનારા રામને કયારે જોયશું. (૮)

**दृष्ट एव हि नः शोकमपनेष्यति राघवः । तमः सर्वस्य लोकस्य समुद्यन्निव भास्करः ॥९॥**

જેમ ઉદય થતો સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ અમને જોતાં જ તેવો અમારા દુઃખ દૂર કરશે. (૯)

**इत्येवं कथयन्तस्ते सम्प्रहृष्टाः कथाः शुभाः । परिष्वजानाश्चान्योन्यं ययुर्नागरिकास्तदा ॥१०॥**

આ રીતે વાતો કરતા પ્રસન્ન થયેલા અને એક બીજાને ભેટતા નાગરિકો ચાલ્યા. (૧૦)

**ये च तत्रापरे सर्वे सम्मता ये च नैगमाः । रामं प्रतिययुर्हृष्टाः सर्वाः प्रकृतयः शुभाः ॥११॥**

અને બીજા પણ, જે વ્યાપારિયો હતા તેવો પણ પ્રસન્ન થયીને રામજીને, જોવા ચાલ્યા. (૧૧)

**मणिकाराश्च ये केचित् कुम्भकाराश्च शोभनाः । सूत्रकर्मविशेषज्ञा ये च शस्त्रोपजीविनः ॥१२॥**

મણિઆરો, કુંભારો, સૂત્રકર્મને જાણનારાવો એટલે વણકરો આદિ બીજા શસ્ત્રજીવિયો પણ ચાલ્યા. (૧૨)

**मायूरकाः क्राकचिका वेधका रोचकास्तथा । दन्तकाराः सुधाकारा ये च गन्धोपजीविनः ॥१३॥**

મોર અને શુકને ગ્રહણ કરનારાવો, હાથમાં અક્ષત ચંદન લયીને ચાલનારાવો, મણિ મુક્તા આદિમાં કાણા પાડનારાવો, ઘર આદિને સજાવનારાવો, હાથીદાંતના કારીગરો, ચૂનાનું કામ કરનારાવો તેમ જ અત્તર આદિથી જીવિકા ચલાવનારાવો પણ ચાલ્યા. (૧૩)

**सुवर्णकाराः प्रख्यातास्तथा कम्बलकारकाः । स्नापकोष्णोदका वैद्या धूपकाः शौण्डिकास्तथा ॥**

સુવર્ણકારો, કંબલ બનાવનારાવો, પાણી ગરમ કરનારાવો, સ્નાન કરાવનારાવો, વૈદ્યો, ધૂપ કરાવનારાવો અને મદિરા બનાવનારાવો. (૧૪)

**रजकास्तुन्नवायाश्च ग्रामघोषमहत्तरा । शैलूषाश्च सह स्त्रीभिर्यान्ति कैवर्तकास्तथा ॥१५॥**

ધોબિયો, દરજીયો, ગામડાં અને શહેરોમાં રહેનારાવો મોટા મોટા નટો અને ધીમરો. સ્ત્રિયો સાથે ચાલ્યા. (૧૫)

**समाहिता वेदविदो ब्राह्मणा वृत्तसम्मताः । गोरथैर्भरतं यान्तमनुजग्मुः सहस्रशः ॥१६॥**

સહસ્રો સદાચારી, વેદજ્ઞ, બ્રાહ્મણો, બધાય ભરતજીની પાછળ પાછળ ગાડાંવોમાં બેસીને ચાલ્યા. (૧૬)

**सुवेषाः शुद्धवसनास्ताम्रमृष्टानुलेपिनः । सर्वे ते विविधैर्यानैः शनैर्भरतमन्वयुः ॥१७॥**

સુંદરવેષવાળા, શુદ્ધ–વસ્ત્ર–ધારણકરનારા લાલરંગનો લેપ કરનારા બધાય જાત જાતના રથો પર બેસીને ભરતજીની પાછળ ચાલ્યા. (૧૭)

**प्रहृष्टमुदिता सेना सान्वयात् कैकेयीसुतम् । भ्रातुरानयने यान्तं भरतं भ्रातृवत्सलम् ॥१८॥**

ભાયીને લાવવા માટે જનાર ભરતની સાથે અત્યંત પ્રસન્ન સેના ચાલી. (૧૮)

**ते गत्वा दूरमध्वानं रथयानाश्वकुञ्जरैः । समासेदुस्ततो गङ्गां शृङ्गवेरपुरं प्रति ॥१९॥**

તેવો બહુ દૂર ચાલીને શૃંગવેરપુરમાં ગંગાતટે પહોંચી ગયા. (૧૯)

**यत्र रामसखा वीरो गुहो ज्ञातिगणैर्वृतः । निवसत्यप्रमादेन देशं तं परिपालयन् ॥२०॥**

જ્યાં રામનો મિત્ર ગુહ પોતાના જ્ઞાતિવાલાવો સાથે સાવધાનીથી તે પ્રદેશની રક્ષા કરતો રહેતો હતો. (૨૦)

**उपेत्य तीरं गङ्गायाश्चक्रवाकैरलङ्कृतम् । व्यवतिष्ठत सा सेना भरतस्यानुयायिनी ॥२१॥**

ચક્રવાકોથી શોભતાં તે ગંગાના કાંઠે પહોંચીને ભરતની તે સેનાયે પડાવ નાખ્યો. (૨૧)

**निरीक्ष्यानुत्थितां सेनां तां च गङ्गां शिवोदकाम् । भरतः सचिवान् सर्वानब्रवीद् वाक्यकोविदः ॥**

ત્યાં સેનાને બેઠેલી અને શાંત નિર્મળ ગંગાને જોયી બધાય મંત્રિયોયે ભરતજીને કહ્યું. (૨૨)

**निवेशयत मे सैन्यमभिप्रायेण सर्वतः । विश्रान्ताः प्रतरिष्यामः श्व इमां सागरङ्गमाम् ॥२३॥**

આજે સેનાને અહીં જ રહેવા દો. વિશ્રામ કરીને આવતી કાલે ગંગાને પાર કરીશું. (૨૩)

**दातुं च तावदिच्छामि स्वर्गतस्य महीपतेः । और्ध्वदेहनिमित्तार्थमवतीर्योदकं नदीम् ॥२४॥**

ગંગા પાર કરીને અહીં સ્વર્ગે ગયેલા પિતાશ્રીને જલાંજલિ આપવા ઇચ્છું છું. (૨૪)

**तस्यैवं ब्रुवतोऽमात्यास्तथेत्युक्त्वा समाहिताः । न्यवेशयंस्तांश्छन्देन स्वेन स्वेन पृथक् पृथक् ॥**

ભરતના આમ કહેવાથી, ભરતના અમાત્યોયે પોત પોતાની ઇચ્છાપ્રમાણે પોતપોતાના અલગ અલગ પડાવ નાંખ્યા. (૨૫)

**निवेश्य गङ्गामनु तां महानदीं चमूं विधानैः परिबर्हशोभिनीम् ।**
**उवास रामस्य तदा महात्मनो विचिन्तमानो भरतो निवर्तनम् ॥२६॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्तसप्ततितमः सर्गः ॥७७॥

મહાનદી ગંગાના કિનારે તંબુ, કંતાન, આદિથી શોભતી સેનાને ત્યાં ઉતારી ભરતજી મહાત્મા રામને પાછા લાવવાનો વિચાર કરતા ત્યાં રાત્રે રહ્યા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તસપ્તતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टसप्ततितमः सर्गः

ततो निविष्टां ध्वजिनीं गङ्गामन्वाश्रितां नदीम् । निषादराजो दृष्ट्वैव ज्ञातीन् स परितोऽब्रवीत् ॥
નિષાદરાજે ગંગા નદીના કાંઠે પતાકાને જોતાંની સાથેજ પોતાની જ્ઞાતિના લોકોને કહ્યું. (૧)

महतीयमितः सेना सागराभा प्रदृश्यते । नास्यान्तमवगच्छामि मनसापि विचिन्तयन् ॥२॥
આ સમુદ્ર જેવી મોટી સેના જોવામાં આવે છે. એનો અંત જણાતો નથી. (૨)

यदा नु खलु दुर्बुद्धिर्भरतः स्वयमागतः । स एष हि महाकायः कोविदारध्वजो रथे ॥३॥
કદાચ રથ ઉપર મોટો કોવિદારનો ધ્વજ લયીને દુષ્ટબુદ્ધિવાળા ભરત પોતે આવ્યો હોય એમ જણાય છે. (૩)

बन्धयिष्यति वा पाशैरथ वास्मान् वधिष्यति । अनु दाशरथिं रामं पित्रा राज्याद् विवासितम् ॥४॥
તેવો પાશથી અમને બાંધશે અને પછી પિતાથી રાજ્યચ્યુત કરાયેલા રામનો વધ કરશે. (૪)

सम्पन्नां श्रियमन्विच्छंस्तस्य राज्ञः सुदुर्लभाम् । भरतः कैकयीपुत्रो हन्तुं समधिगच्छति ॥५॥
તે રાજાની પરમ દુર્લભ સંપન્ન લક્ષ્મીને ઇચ્છતો કૈકેયીપુત્ર ભરત, રામને મારવા આવે છે. (૫)

भर्ता चैव सखा चैव रामो दाशरथिर्मम । तस्यार्थकामाः संनद्धा गङ्गानूपेऽत्र तिष्ठत ॥६॥
રામ અમારા સ્વામી છે અને સખા પણ છે. તેના કામ માટે સજ્જ થયીને અહીં ગંગાના અનૂપપ્રદેશમાં તમે લોકો સ્થિર રહો. (૬)

तिष्ठन्तु सर्वे दाशाश्च गङ्गामन्वाश्रिता नदीम् । बलयुक्ता नदीरक्षा मांसमूलफलाशनाः ॥७॥
ગંગા નદીના કાંઠાનો આશ્રય લયીને માંસ, મૂળ, ફળ ખનારા નદીની રક્ષા કરનારા એટલે નદી પાર કોઈ ને નહિ જવા દેનારી સેના સાથે તેવો ત્યાં રહે. (૭)

नावां शतानां पञ्चानां कैवर्तानां शतं शतम् । संनद्धानां तथा यूनां तिष्ठन्त्वित्यभ्यचोदयत् ॥८॥
પાંચસો હોડીઓ અને સો સો નિષાદ જુવાનો ત્યાં સજ્જ થયીને રહે એમ તેણે કહ્યું. (૮)

यदि तुष्टस्तु भरतो रामस्येह भविष्यति । इयं स्वस्तिमती सेना गङ्गामद्य तरिष्यति ॥९॥
જો ભરત રામ ઉપર પ્રસન્ન હશે તો આ સેના સુખપૂર્વક આજે ગંગાને પાર કરશે. (૯)

इत्युक्त्वोपायनं गृह्य मत्स्यमांसमधूनि च । अभिचक्राम भरतं निषादाधिपतिर्गुहः ॥१०॥
આમ કહીને ભેટરૂપે મત્સ્ય, માંસ અને મધુને લયીને નિષાદરાજ ગુહ ભરત સામે ચાલ્યા.

तमायान्तं तु सम्प्रेक्ष्य सूतपुत्रः प्रतापवान् । भरतायाचचक्षेऽथ समयज्ञो विनीतवत् ॥११॥
તેને આવતા જોયીને પ્રતાપી, સમયને જાણનાર અને વિનીત સૂતપુત્રે કહ્યું. (૧૧)

एष ज्ञातिसहस्रेण स्थपतिः परिवारितः । कुशलो दण्डकारण्ये वृद्धो भ्रातुश्च ते सखा ॥१२॥
આ ગુહ પોતાની જ્ઞાતિના સહસ્રો માણસો સાથે દંડકારણ્યથી સુપરિચિત તમારા ભાઇના મિત્ર આવી રહ્યા છે. (૧૨)

तस्मात् पश्यतु काकुत्स्थ त्वां निषादाधिपो गुहः । असंशयं विजानीते यत्र तौ रामलक्ष्मणौ ॥१३॥
તેથી તે ભરત નિષાદરાજને તમે મળો. કેમકે રામ-લક્ષ્મણ ક્યાં છે તે તેવો અવશ્ય જાણે છે.

एतत् तु वचनं श्रुत्वा सुमन्त्राद् भरतः शुभम् । उवाच वचनं शीघ्रं गुहः पश्यतु मामिति ॥१४॥
સુમંત્ર પાસેથી આવું શુભ વચન સાભળીને ભરતે કહ્યું કે ગુહ શીઘ્ર મને મળે. (૧૪)

लब्ध्वानुज्ञां सम्प्रहृष्टो ज्ञातिभिः परिवारितः । आगम्य भरतं प्रह्वो गुहो वचनमब्रवीत् ॥१५॥
આજ્ઞા પામીને પ્રસન્ન થયેલા ગુહે જ્ઞાતિસાથે આવીને નમ્રતાપૂર્વક ભરતને કહ્યું. (૧૫)

निष्कुटश्चैव देशोऽयं वञ्चिताश्चापि ते वयम् । निवेदयाम ते सर्वं स्वके दाशगृहे वस ॥१६॥
આ પ્રદેશ અત્યંત સુંદર છે. ઘરના બગીચા જેવો છે. અમે છેતરાયેલા છિયે. કેમકે તમે આવતા પહેલા અમને સમાચાર આપ્યા નહિ. આ તમારું જ ઘર છે. અહીં રહો. અમે બધું કહીશું. (૧૬)

अस्ति मूलफलं चैतन्निषादैः स्वयमर्जितम् । आर्द्रं शुष्कं तथा मांसं वन्यं चोच्चावचं महत् ॥१७॥
નિષાદોથી પોતે ઉત્પન્ન કરાયેલા આ મૂળ અને ફળ છે. તેમજ સુકું અને નવીન આ જંગલી માંસ છે. (૧૭)

आशंसे स्वाशिता सेना वत्स्यत्येनां विभावरीम् । अर्चितो विविधैः कामैः श्वः ससैन्यो गमिष्यसि ॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टसप्ततितमः सर्गः ॥७८॥

મારી ઇચ્છા છે કે સારી રીતે ખાયી પીને આ સેના આ રાત્રે અહિં નિવાસ કરે અને અમારાથી ઇચ્છા પ્રમાણે સત્કાર પામેલ તમે સેના સાથે આવતી કાલે જશો. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટસપ્તતિતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोनाशीतितमः सर्गः

—— * ——

एवमुक्तस्तु भरतो निषादाधिपतिं गुहम् । प्रत्युवाच महाप्राज्ञो वाक्यं हेत्वर्थसंहितम् ॥१॥
ત્યારે પરમ બુદ્ધિશાળી ભરતે નિષાદરાજ શ્રીગુહને કાર્યકારણયુક્ત વચન કહ્યું. (૧)

ऊर्जितः खलु ते कामः कृतो मम गुरो सखे । यो मे त्वमीदृशीं सेनामभ्यर्चयितुमिच्छसि ॥२॥
હે મિત્ર, મારા વડીલ બંધુનું તમે જે કાર્ય કર્યું તે ખરેખર સ્તુત્ય છે અને જે તમે મારી આવી મોટી સેનાનું સ્વાગત કરવા ઇચ્છો છો, તે પણ સ્તુત્ય જ છે. (૨)

इत्युक्त्वा स महातेजा गुहं वचनमुत्तमम् । अब्रवीद् भरतः श्रीमान् पन्थानं दर्शयन् पुनः ॥३॥
મહાતેજસ્વી ભરત આ પ્રમાણે કહીને પોતાના જવાના માર્ગમાટે હાથથી સંકેત કરીને પૂછ્યું કે મારે કયા માર્ગે જવું જોયિયે ? (૩)

कतरेण गमिष्यामि भरद्वाजाश्रमं यथा । गहनोऽयं भृशं देशो गङ्गानूपो दुरत्ययः ॥४॥
અહિં બે માર્ગો છે: ભરદ્વાજાશ્રમ જવા માટે મારે કયો માર્ગ પકડવો જોયિયે ? આ પ્રદેશ કઠિન છે અને ગંગાના તટનો પ્રદેશ જલપ્રાય હોવાને લીધે ત્યાં માર્ગ મેળવવો કઠિન કાર્ય છે.

तस्य तद् वचनं श्रुत्वा राजपुत्रस्य धीमतः । अब्रवीत् प्राञ्जलिर्भूत्वा गुहो गहनगोचरः ॥५॥
ભરતજીનું વચન સાંભળી, હાથ જોડીને ગહન માર્ગોના જાણનારા તે ગુહ કહેવા લાગ્યા. (૫)

दाशास्त्वनुगमिष्यन्ति देशज्ञाः सुसमाहिताः । अहं चानुगमिष्यामि राजपुत्र महाबल ॥६॥
આ મારા દાશો–કેવટો આ પ્રદેશના જાણકારો અને અત્યંત સાવધાન છે. હે મહાબલ રાજકુમાર, આ લોકો તમારી સાથે જશે અને હું પણ ચાલીશ. (૬)

कच्चिन्न दुष्टो व्रजसि रामस्याक्लिष्टकर्मणः । इयं ते महती सेना शङ्कां जनयतीव मे ॥७॥
પણ આપની આ મોટી સેના જોયી મને સંદેહ થાય છે કે આપ રામનું કયીં અનિષ્ટ કરવા દુષ્ટ મનથી તો ત્યાં જતા નથી ને ? (૭)

तमेवमभिभाषन्तमाकाश इव निर्मलः । भरतः श्लक्ष्णया वाचा गुहं वचनमब्रवीत् ॥८॥
આકાશ જેવા નિર્મળ અને મોટા મનવાળા ભરતે સ્પષ્ટરૂપે ગુહને કહ્યું. (૮)

मा भूत् स कालो यत कष्टं न मां शङ्कितुमर्हसि । राघवः स हि मे भ्राता ज्येष्ठः पितृसमो मतः ॥
હે ગુહ, આવો સમય કદિ પણ નહિ આવે, આવું હું ભગવાન્ ને પ્રાર્થું છું. તમે શંકા નહિ કરો. રામ તો મારા જ્યેષ્ઠ બંધુ છે અને તેથી પિતા-સમાન છે. (૯)

तं निवर्तयितुं यामि काकुत्स्थं वनवासिनम् । बुद्धिरन्या न मे कार्या गुह सत्यं ब्रवीमि ते ॥१०॥
તેમને વનવાસથી હું પાછળ અયોધ્યા લાવવા માટે જાવું છું. હે ગુહ, હું સત્ય જ કહું છું. મારા માટે બીજો વિચાર તમે તમારા મનમાં લાવશોજ નહિ. (૧૦)

स तु संहृष्टवदनः श्रुत्वा भरतभाषितम् । पुनरेवाब्रवीद् वाक्यं भरतं प्रति हर्षितः ॥११॥
શ્રીગુહ ભરતજીનું વચન સાંભળી પ્રસન્ન થયા અને પ્રસન્ન થયીને ભરતજીને ફરી કહેવા લાગ્યા.

धन्यस्त्वं न त्वया तुल्यं पश्यामि जगतीतले । । अयत्नादागतं राज्यं यस्त्वं त्यक्तुमिहेच्छसि ॥१२॥
હે ભરત, તમે ધન્ય છો. આ જગતમાં તમારા જેવો કોયીપણ બીજો નથી. કેમકે તમે વિના પ્રયાસે આવેલ રાજ્ય ત્યજી રહ્યા છે. (૧૨)

शाश्वती खलु ते कीर्तिर्लोकाननु चरिष्यति । यस्त्वं कृच्छ्रगतं रामं प्रत्यानयितुमिच्छसि ॥१३॥
અને તમે કષ્ટમાં રહેલા રામને ફરીથી અવધ લયી જવા ઇચ્છો છો, તેથી તમારી કીર્તિ લોકોમાં પ્રસરશે અને અટલ રહેશે. (૧૩)

एवं सम्भाषमाणस्य गुहस्य भरतं तदा । बभौ नष्टप्रभः सूर्यो रजनी चाभ्यवर्तत ॥१४॥
ભરતની સાથે આ રીતે વાતો ગુહ કરતા હતા, આટલામાં સૂર્યાસ્ત થયી ગયો અને રાત પડી ગયી. (૧૪)

सन्निवेश्य स तां सेनां गुहेन परितोषितः । शत्रुघ्नेन समं श्रीमाञ्छयनं पुनरागमत् ॥१५॥
ગુહના વ્યવહારથી સંતુષ્ટ થયીને ભરત તે સેનાને ત્યાં જ રોકીને અને બધી વ્યવસ્થા કરીને શત્રુઘ્ન સાથે પોતાના શયનસ્થાને પછી આવ્યા. (૧૫)

रामचिन्तामयः शोको भरतस्य महात्मनः । उपस्थितो ह्यनर्हस्य धर्मप्रेक्षस्य तादृशः ॥१६॥
ધર્મનું સર્વદા ધ્યાન રાખનારા અને શોકને અયોગ્ય આવા મહાત્મા ભરતને પુનઃ રામની ચિંતા અને તેમના માટે શોક થવા લાગ્યાં. (૧૬)

अन्तर्दाहेन दहनः संतापयति राघवम् । वनदाहाभिसंतप्तं गूढोऽग्निरिव पादपम् ॥१७॥
જેમ દાવાનલથી સંતપ્ત વૃક્ષને કોયી ગૂઢ અગ્નિ બાળે તેમ હૃદયમાં રહેલો સંતાપ ભરતને બાળતો હતો. (૧૭)

प्रसृतः सर्वगात्रेभ्यः स्वेदं शोकाग्निसम्भवम् । यथा सूर्यांशुसंतप्तो हिमवान् प्रसृतो हिमम् ॥१८॥
જેવી રીતે સૂર્યના તાપથી તપેલો હિમાલયથી હિમ ઓગળે છે, તેજ રીતે શોકરૂપ અગ્નિથી ઉત્પન્ન થયેલ સર્વ અંગોમાંથી પરસેવો નીકળવા લાગ્યો. (૧૮)

ध्याननिर्दरशैलेन विनिःश्वसितधातुना । दैन्यपादपसङ्घेन शोकायासाधिशृङ्गिणा ॥१९॥

ધ્યાનરૂપ-કંદર પર્વતવાળો, ઉચ્છ્વાસરૂપ ગૈરિકાદિ નિઃશ્વાસવાળો, દૈન્યરૂપ વૃક્ષ સમૂહવાળો,
અત્યંત શોકરૂપ શૃંગ વાળો..... (૧૯)

प्रमोहानन्तसत्त्वेन सन्तापौषधिवेणुना । आक्रान्तो दुःखशैलेन महता कैकयीसुतः ॥२०॥

પ્રમોહ જ આકાશાદિ પ્રાણિઓ છે જેમાં, અને સંતાપ દૂર કરવા ઔષધ સમાન વેણુ છે જેમાં
એવા દુઃખરૂપી પર્વતથી આક્રાંત એવા ભરતજી (૨૦)

विनिःश्वसन् वै भृशदुर्मनास्ततः प्रमूढसंज्ञः परमापदं गतः ।
शमं न लेभे हृदयज्वरार्दितो नरर्षभो यूथहतो यथर्षभः ॥२१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनाशीतितमः सर्गः समाप्तः ॥७९॥

અત્યંત દુઃખી મનવાળા, બેભાન થયેલા, મોટી આપત્તિને પ્રાપ્ત થયેલા, હૃદયના દુઃખથી પીડાતા; ટોળાંથી પૃથક્ થયેલા બળદિયાની જેમ ભરતજીને શાંતિ મળી નહીં. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનાશીતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अशीतितमः सर्गः

—★—

आचचक्षेऽथ सद्भावं लक्ष्मणस्य महात्मनः । भरतायाप्रमेयाय गुहो गहनगोचरः ॥१॥

વનમાં રહેનાર ગુહે ભરતને, મહાત્મા લક્ષ્મણના શ્રી રામ પ્રત્યે પ્રેમની પ્રશંસા કરી. (૧)

तं जाग्रतं गुणैर्युक्तं वरचापेषुधरिणम् । भ्रातृगुप्त्यर्थमत्यन्तमहं लक्ष्मणमब्रुवम् ॥२॥

ધનુષ્યબાણ લઈને ભાઈની રક્ષા માટે જાગૃત એવા લક્ષ્મણને મેં કહ્યું (૨)

इयं तात सुखा शय्या त्वदर्थमुपकल्पिता । प्रत्याश्वसिहि शेष्वास्यां सुखं राघवनन्दन ॥३॥

હે તાત, આ સુખ આપનારી પથારી તમારે માટે બનાવી છે. હે રાઘવનંદન તમે સુખથી આમાં સૂવો અને શાંત થાવ. (૩)

उचितोऽयं जनः सर्वो दुःखानां त्वं सुखोचितः । धर्मात्मंस्तस्य गुप्त्यर्थं जागरिष्यामहे वयम् ॥४॥

હું દુઃખોનો અભ્યાસી છું અને તમે સુખના અભ્યાસી છો. તેથી હે ધર્માત્મન્, તમારી રક્ષા માટે અમે જાગીશું. (૪)

नहि रामात् प्रियतरो ममास्ति भुवि कश्चन । मोत्सुको भूर्ब्रवीम्येतदथ सत्यं तवाग्रतः ॥५॥

રામ કરતાં મારો વધારે પ્રિય સંસારમાં કોઈ નથી. માટે તમે ગભરાવ નહીં. હું તમારી આગળ સાચું જ કહું છું (૫)

अस्य प्रसादादाशंसे लोकेऽस्मिन् सुमहद् यशः । धर्मावाप्तिं च विपुलामर्थकामौ च केवलौ ॥६॥

એમની કૃપાથી આ સંસારમાં મને મોટું યશ, અને ધર્મની પ્રાપ્તિ તેમજ અર્થકામની પણ પ્રાપ્ત થશે. (૬)

**सोऽहं प्रियसखं रामं शयनं सह सीतया । रक्षिष्यामि धनुष्पाणिः सर्वैःस्वैर्ज्ञातिभिः सह ॥७॥**

તેથી હું સીતા સાથે સૂતેલા મારા પ્રિય મિત્ર રામની મારા જ્ઞાતિબંધુવો સાથે ધનુષ્બાણુ લયીને રક્ષા કરીશ. (૭)

**नहि मेऽविदितं किंचिद् वनेऽस्मिश्चरतः सदा । चतुरङ्गं ह्यपि बलं प्रसहेम वयं युधि ॥८॥**

આ જંગલમાં હું સર્વદા રહું છું તેથી મારા માટે કશું અજાણ્યું નથી. અંહી જો ચતુરંગિણી સેના સાથે યુદ્ધ કરવું પડે તો પણ અમે કરીશું (૮)

**एवमस्माभिरुक्तेन लक्ष्मणेन महात्मना । अनुनीता वयं सर्वे धर्ममेवानुपश्यता ॥९॥**

આ રીતે અમે લક્ષ્મણને કહ્યું ત્યારે લક્ષ્મણે પોતાના ધર્મપ્રમાણે અમારા ઉપર પ્રેમ બતાવ્યો. (૯)

**कथं दाशरथौ भूमौ शयाने सह सीतया । शक्या निद्रा मया लब्धुं जीवितानि सुखानि वा ॥१०॥**

અને તેમણે કહ્યું કે જ્યારે રામ પૃથ્વી ઉપર સીતાસાથે શયન કરતા હોય ત્યારે મારાથી નિદ્રા કેમ લેવાય. અને કયી રીતે સુખનો અનુભવ કરાવાય અને કયી રીતે જીવાય ? (૧૦)

**यो न देवासुरैः सर्वैः शक्यः प्रसहितुं युधि । तं पश्य गुह संविष्टं तृणेषु सह सीतया ॥११॥**

યુદ્ધમાં જેને બધાય દેવો અને અસુરો પણ જીતી શકે નહીં, હે ગુહ તમે જુવો કે તેવો સીતાની સાથે ઘાસની પથારીમાં સૂતા છે. (૧૧)

**महता तपसा लब्धो विविधैश्च परिश्रमैः । एको दशरथस्यैष पुत्रः सदृशलक्षणः ॥१२॥**

ભારે તપસ્યા અને અનેક પરિશ્રમોથી રાજા દશરથે સારા લક્ષણુવાળા રામ જેવા પુત્રને પ્રાપ્ત કરેલ. (૧૨)

***अस्मिन् प्रव्राजिते राजा न चिरं वर्तयिष्यति । विधवा मेदिनी नूनं क्षिप्रमेव भविष्यति ॥१३॥**

એ જ્યારે જંગલમાં આવ્યા, ત્યારે રાજા વધારે સમય સુધી જીવી શકશે નહિ. અને ત્યારે અવશ્ય જ પૃથ્વી વિધવા થશે. (૧૩)

**विनद्य सुमहानादं श्रमेणोपरताः स्त्रियः । निर्घोषो विरतो नूनमद्य राजनिवेशने ॥१४॥**

સ્ત્રિયો રડી રડીને શ્રમથી શાંત થયા હશે. અને રાજમહેલમાં કોયીપણુ પ્રકારના શબ્દ થતો હશે નહીં. (૧૪)

**कौसल्या चैव राजा च तथैव जननी मम । नाशंसे यदि ते सर्वे जीवेयुः शर्वरीमिमाम् ॥१५॥**

મને આશા નથી કે આજે રાતસુધી કૌસલ્યા, મહારાજ તથા મારી મા સુમિત્રા જીવતાં હોય. (૧૫)

**जीवेदपि च मे माता शत्रुघ्नस्यान्ववेक्षया । दुःखिता सा हि कौसल्या वीरसूर्विनशिष्यति ॥१६॥**

અને કદાચ મારી મા સુમિત્રા શત્રુઘ્નને જોયીને જીવે પણ ખરી. પણ દુઃખિત કૌસલ્યા તો વીરપુત્રવાળા થયીને પણ મૃત્યુ પામશે. (૧૬)

**अतिक्रान्तमतिक्रान्तमनवाप्य मनोरथम् । राज्ये राममनिक्षिप्य पिता मे विनशिष्यति ॥१७॥**

મહારાજ મારા પિતા, પોતાના મનોરથ સિદ્ધ ન હોવાને લીધે રાજગાદી ઉપર રામને બેસાડયા વિના મૃત્યુ પામશે. (૧૭)

३९

ध्याननिर्दरशैलेन विनिःश्वसितधातुना । दैन्यपादपसङ्घेन शोकायासाधिशृङ्गिणा ॥१९॥
ધ્યાનરૂપ-કઠોર પત્થરવાળો, ઉચ્છ્વાસરૂપ ગૈરિકાદિ નિશ્વાસવાળો, દૈન્યરૂપ વૃક્ષ સમૂહવાળો, અત્યંત શોકરૂપ શૃંગ વાળો..... (૧૯)

प्रमोहानन्तसत्त्वेन सन्तापौषधिवेणुना । आक्रान्तो दुःखशैलेन महता कैकयीसुतः ॥२०॥
પ્રમોહ જ વ્યાઘ્રાદિ પ્રાણિયો છે જેમાં, અને સંતાપ દૂર કરવા ઔષધ સમાન વેણું છે જેમાં એવા દુઃખરૂપી પર્વતથી આક્રાંત એવા ભરતજી (૨૦)

विनिःश्वसन् वै भृशदुर्मनास्ततः प्रमूढसंज्ञः परमापदं गतः ।
शमं न लेभे हृदयज्वरार्दितो नरर्षभो यूथहतो यथर्षभः ॥२१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोनाशीतितमः सर्गः समाप्तः ॥७९॥

અત્યંત દુઃખી મનવાળા, બેભાન થયેલા, મોટી આપત્તિને પ્રાપ્ત થયેલા, હૃદયના દુઃખથી પીડાતા; ટોળાંથી પૃથક્ થયેલા બળદિયાની જેમ ભરતજીને શાંતિ મળી નહીં. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનાશીતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अशीतितमः सर्गः

आचचक्षेऽथ सद्भावं लक्ष्मणस्य महात्मनः । भरतायाप्रमेयाय गुहो गहनगोचरः ॥१॥
વનમાં રહેનાર ગુહે ભરતને, મહાત્મા લક્ષ્મણના શ્રી રામ પ્રત્યે પ્રેમની પ્રશંસા કરી. (૧)

तं जाग्रतं गुणैर्युक्तं वरचापेषुधारिणम् । भ्रातृगुप्त्यर्थमत्यन्तममलं लक्ष्मणमब्रुवम् ॥२॥
ધનુષ્બાણ લયીને ભાયીને રક્ષા માટે જાગૃત એવા લક્ષ્મણને મેં કહ્યું (૨)

इयं तात सुखा शय्या त्वदर्थमुपकल्पिता । प्रत्याश्वसिहि शेष्वास्यां सुखं राघवनन्दन ॥३॥
હે તાત, આ સુખ આપનારી પથારી તમારે માટે બનાવી છે. હે રાઘવનંદન તમે સુખથી આમાં સૂવો અને શાંત થાવ. (૩)

उचितोऽयं जनः सर्वो दुःखानां त्वं सुखोचितः । धर्मात्मंस्तस्य गुप्त्यर्थं जागरिष्यामहे वयम् ॥४॥
હું દુઃખોનો અભ્યાસી છું અને તમે સુખના અભ્યાસી છો. તેથી હે ધર્માત્મન્, તમારી રક્ષા-માટે અમે જાગીશું. (૪)

नहि रामात् प्रियतरो ममास्ति भुवि कश्चन । मोत्सुको भूर्ब्रवीम्येतदथ सत्यं तवाग्रतः ॥५॥
રામ કરતાં મારો વધારે પ્રિય સંસારમાં કોયી નથી. માટે તમે ગભરાવ નહીં. હું તમારી આગળ સાચું જ કહું છું (૫)

अस्य प्रसादादाशंसे लोकेऽस्मिन् सुमहद् यशः । धर्मावाप्तिं च विपुलामर्थकामौ च केवलौ ॥६॥
એમની કૃપાથી આ સંસારમાં મને મોટું યશ, અને ધર્મની પ્રાપ્તિ તેમજ અર્થકામની પણ પ્રાપ્ત થશે. (૬)

**सोऽहं प्रियसखं रामं शयनं सह सीतया । रक्षिष्यामि धनुष्पाणिः सर्वैःस्वैर्ज्ञातिभिः सह ॥७॥**

તેથી હું સીતા સાથે સૂતેલા મારા પ્રિય મિત્ર રામની મારા જ્ઞાતિબંધુવો સાથે ધનુષ્બાણ લયીને રક્ષા કરીશ. (૭)

**नहि मेऽविदितं किंचिद् वनेऽस्मिश्चरतः सदा । चतुरङ्गं ह्यपि बलं प्रसहेम वयं युधि ॥८॥**

આ જંગલમાં હું સર્વદા રહું છું તેથી મારા માટે કશું અજાણ્યું નથી. અંહી જો ચતુરંગિણી સેના સાથે યુદ્ધ કરવું પડે તો પણ અમે કરીશું (૮)

**एवमस्माभिरुक्तेन लक्ष्मणेन महात्मना । अनुनीता वयं सर्वे धर्ममेवानुपश्यता ॥९॥**

આ રીતે અમે લક્ષ્મણને કહ્યું ત્યારે લક્ષ્મણે પોતાના ધર્મપ્રમાણે અમારા ઉપર પ્રેમ બતાવ્યો. (૯)

**कथं दाशरथौ भूमौ शयाने सह सीतया । शक्या निद्रा मया लब्धुं जीवितानि सुखानि वा ॥१०॥**

અને તેમણે કહ્યું કે જ્યારે રામ પૃથ્વી ઉપર સીતાસાથે શયન કરતા હોય ત્યારે મારાથી નિદ્રા કેમ લેવાય. અને કયી રીતે સુખનો અનુભવ કરાવાય અને કયી રીતે જીવાય? (૧૦)

**यो न देवासुरैः सर्वैः शक्यः प्रसहितुं युधि । तं पश्य गुह संविष्टं तृणेषु सह सीतया ॥११॥**

યુદ્ધમાં જેને બધાય દેવો અને અસુરો પણ જીતી શકે નહીં, હે ગુહ તમે જુવો કે તેવો સીતાની સાથે ઘાસની પથારીમાં સૂતા છે. (૧૧)

**महता तपसा लब्धो विविधैश्च परिश्रमैः । एको दशरथस्यैष पुत्रः सदृशलक्षणः ॥१२॥**

ભારે તપસ્યા અને અનેક પરિશ્રમોથી રાજા દશરથે સારા લક્ષણવાળા રામ જેવા પુત્રને પ્રાપ્ત કરેલ. (૧૨)

***अस्मिन् प्रव्राजिते राजा न चिरं वर्तयिष्यति । विधवा मेदिनी नूनं क्षिप्रमेव भविष्यति ॥१३॥**

એ જ્યારે જંગલમાં આવ્યા, ત્યારે રાજા વધારે સમય સુધી જીવી શકશે નહિ. અને ત્યારે અવશ્ય જ પૃથ્વી વિધવા થશે. (૧૩)

**विनद्य सुमहानादं श्रमेणोपरताः स्त्रियः । निर्घोषो विरतो नूनमद्य राजनिवेशने ॥१४॥**

સ્ત્રિયો રડી રડીને શ્રમથી શાંત થયા હશે. અને રાજમહેલમાં કોયીપણ પ્રકારના શબ્દ થતો હશે નહીં. (૧૪)

**कौसल्या चैव राजा च तथैव जननी मम । नाशंसे यदि ते सर्वे जीवेयुः शर्वरीमिमाम् ॥१५॥**

મને આશા નથી કે આજે રાતસુધી કૌસલ્યા, મહારાજ તથા મારી મા સુમિત્રા જીવતાં હોય. (૧૫)

**जीवेदपि च मे माता शत्रुघ्नस्यान्ववेक्षया । दुःखिता सा हि कौसल्या वीरसूर्विनशिष्यति ॥१६॥**

અને કદાચ મારી મા સુમિત્રા શત્રુઘ્નને જોયીને જીવે પણ ખરી. પણ દુઃખિત કૌસલ્યા તો વીરપુત્રવાળા થયીને પણ મૃત્યુ પામશે. (૧૬)

**अतिक्रान्तमतिक्रान्तमनवाप्य मनोरथम् । राज्ये राममनिक्षिप्य पिता मे विनशिष्यति ॥१७॥**

મહારાજ મારા પિતા, પોતાના મનોરથ સિદ્ધ ન હોવાને લીધે રાજગાદી ઉપર રામને બેસાડયા વિના મૃત્યુ પામશે. (૧૭)

सिद्धार्थाः पितरं वृत्तं तस्मिन् काले ह्युपस्थिते । प्रेतकार्येषु सर्वेषु संस्करिष्यन्ति भूमिपम् ॥१८॥

તે લોકો ભાગ્યશાળી હશે જે પિતાના મૃત્યુ સમયે ત્યાં ઉપસ્થિત હશે. અને તેમની બધી મરણ પછીની ક્રિયાવો કરશે. (૧૮)

रम्यचत्वरसंस्थानां सुविभक्तमहापथाम् । हर्म्यप्रासादसम्पन्नां सर्वरत्नविभूषिताम् ॥१९॥

गजाश्वरथसम्बाधां तूर्यनादविनादिताम् । सर्वकल्याणसम्पूर्णां हृष्टपुष्टजनाकुलाम् ॥२०॥

आरामोद्यानसम्पूर्णां समाजोत्सवशालिनीम् । सुखिता विचरिष्यन्ति राजधानीं पितुर्मम ॥२१॥

સુંદર ચોંતરાવાળી, મોટા મોટા મહલોવાળી, સર્વરત્નોથી શુસોભિત અલગ અલગ મહામાર્ગો વાળી, હાથી, ઘોડા, રથથી ભરેલી, અનેક પ્રકારના વાજિંત્રોથી ગાજતી સર્વકલ્યાણથી ભરેલી હૃષ્ટપૃષ્ટ માણુસોવાળી. મોટા મોટા અને નાના નાના ઉદ્યાનોથી પૂર્ણ અને સમાજના ઉત્સવવાળી મારા પિતાની રાજધાની અયોધ્યામાં ભાગ્યશાળી લોક વિચરશે. (૧૯–૨૧)

अपि सत्यप्रतिज्ञेन सार्धं कुशलिना वयम् । निवृत्ते समये ह्यस्मिन् सुखिताः प्रविशेमहि ॥२२॥

સત્યપ્રતિજ્ઞાવાળા તેમજ આરોગ્યવાળા રામની સાથે અમે વનવાસના સમય પૂરા થયા પછી સુખસાથે આ અયોધ્યામાં પ્રવેશ કરિશું. (૨૨)

परिदेवयमानस्य तस्यैवं हि महात्मनः । तिष्ठतो राजपुत्रस्य शर्वरी सात्यवर्तत ॥२३॥

આ રીતે શોક અને ચિંતા કરતા બેઠેલા રાજપુત્ર લક્ષ્મણની તે રાત્રિ વીતી ગયી. (૨૩)

प्रभाते विमले सूर्ये कारयित्वा जटा उभौ । अस्मिन् भागीरथीतीरे सुखं संतारितौ मया ॥२४॥

જ્યારે સવાર થયી, સૂર્યોદય થયો, ત્યારે બંને ભાયિયો જટાધારણ કર્યાં. અને આ ગંગાના કાંઠે મેં તેમને સુખથી પાર કર્યા. (૨૪)

जटाधरौ तौ द्रुमवरवाससौ महाबलौ कुञ्जरयूथपोपमौ ।
वरेषुधीचापधरौ परन्तपौ व्यपेक्षमाणौ सह सीतया गतौ ॥२५॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे अशीतितमः सर्गः ॥८०॥

જટાધારણ કરનારા, વૃક્ષોની છાલ પહેરનારા, હાથી જેવા મહાબળવાન્ સુંદર ધનુષ અને બાણુને ધારણ કરનારા શત્રુવોને નાશ કરનારા સીતા સાથે આમતેમ જોતા જોતા બંને ભાઈઓ ગયા. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અશીતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

*શ્લોક ૧૩ થી ૨૧ સુધીનો પાઠ અસંબદ્ધ છે.

## अथ एकाशीतितमः सर्गः

—— * ——

गुहस्य वचनं श्रुत्वा भरतो भृशमप्रियम् । ध्यानं जगाम तत्रैव यत्र तच्छ्रुतमप्रियम् ॥१॥

ભરત રામે જટા આદિ ધારણ કર્યું આ અત્યંત અપ્રિય સમાચાર સાંભળી તરત જ ચિંતાતુર બની ગયા. (૧)

सुकुमारो महासत्त्वः सिंहस्कन्धो महाभुजः । पुण्डरीकविशालाक्षस्तरुणः प्रियदर्शनः ॥२॥

प्रत्याश्वस्य मुहूर्तं तु कालं परमदुर्मनाः । ससाद सहसा तोत्त्रैर्हृदि विद्ध इव द्विपः ॥३॥

સિંહ જેવા સ્કંધવાળા, કમળ જેવી વિશાલ આંખોવાળા, સુકુમાર, મહાબલશાળી, પ્રિયદર્શન અને તરુણ આવા ભરત થોડા સમય સુધી શાંતિ મેળવી, પુનઃ તે રીતે દુઃખિત થયી ગયા જેમ અંકુશથી હૃદયમાં વીંધાયેલો હાથી. (૨–૩)

**भरतं मूर्च्छितं दृष्ट्वा विवर्णवदनो गुहः। बभूव व्यथितस्तत्र भूमिकम्पे यथा द्रुमः ॥४॥**

ભરતને મૂર્છિત જોયી ગુહનું મુખ ફિકકું પડી ગયું અને જેમ ભૂકંપથી વૃક્ષ હાલી ઉઠે તેમ ગુહ પણ કંપ અનુભવવા લાગ્યા. (૪)

**तदवस्थं तु भरतं शत्रुघ्नोऽनन्तरस्थितः। परिष्वज्य रुरोदोच्चैर्विसंज्ञः शोककर्शितः ॥५॥**

ભરતની તેવી સ્થિતિ જોયી, પાસે બેઠેલા શત્રુઘ્ન ભરતને ભેટીને રડવા લાગ્યા અને બેભાન બની ગયા. (૫)

**ततः सर्वाः समापेतुर्मातरो भरतस्य ताः। उपवासकृशा दीना भर्तृव्यसनकर्शिताः ॥६॥**

ત્યારે ભરતજીના સમાચાર સાંભળી, ઉપવાસથી અને પતિના મરણથી કૃશ થયેલાં દીન બનેલાં બધાં માતાવો ત્યાં આવી ગયાં. (૬)

**ताश्च तं पतितं भूमौ रुदत्यः पर्यवारयन्। कौसल्या त्वनुसृत्यैनं दुर्मनाः परिषस्वजे ॥७॥**

તે રાણિયો ભરતને ભૂમિ ઉપર પડેલા જોયીને રડવા લાગ્યાં અને ત્યાં તેમને વીંટીને બેસી ગયાં. કૌસલ્યા પણ ત્યાં આવી અને દુઃખિત થયીને ભરતને ભેટી પડ્યાં. (૭)

**वत्सला स्वं यथा वत्समुपगृह्य तपस्विनी। परिपप्रच्छ भरतं रुदती शोकलालसा ॥८॥**

જેમ ધેનુ પોતાના બાછરડાની પાસે પહોંચી જાય, તેમ શોકાતુર રડતાં કૌસલ્યાયે ભરતને ભેટીને પૂછ્યું. (૮)

**पुत्र व्याधिर्न ते कच्चिच्छरीरं प्रतिबाधते। अस्य राजकुलस्याद्य त्वदधीनं हि जीवितम् ॥९॥**

હે પુત્ર, તું કોયી વ્યાધિથી તો પીડાતો નથી ને? આજે આ રાજકુળનું જીવન તારા જ અધીન છે. (૯)

**त्वां दृष्ट्वा पुत्र जीवामि रामे सभ्रातृके गते। वृत्ते दशरथे राज्ञि नाथ एकस्त्वमद्य नः ॥१०॥**

રામ અને લક્ષ્મણ વનમાં ગયા. હવે તો તને જોયીને જ હું જીવી રહી છું. મહારાજ દશરથ ગયા, હવે તો તું જ એક અવલંબ છે. (૧૦)

**कच्चिन्न लक्ष्मणे पुत्र श्रुतं ते किंचिदप्रियम्। पुत्रे वा ह्येकपुत्रायाः सहभार्ये वनं गते ॥११॥**

સીતા સાથે વનમાં ગયેલા મારા એકમાત્ર પુત્ર રામના કે, હે પુત્ર, લક્ષ્મણના કોયી અનિષ્ટ સમાચાર તો સાંભળ્યા નથી ને? (૧૧)

**स मुहूर्तं समाश्वस्य रुदन्नेव महायशाः। कौसल्यां परिसान्त्व्येदं गुहं वचनमब्रवीत् ॥१२॥**

થોડી વાર સુધી શાંત રહીને રડતા રડતા કૌસલ્યાજીને શાંતિ પમાડી તેમણે ગુહને કહ્યું. (૧૨)

**भ्राता मे क्वावसद् रात्रौ क्व सीता क्व च लक्ष्मणः। अस्वपच्छयने कस्मिन् किं भुक्त्वा गुह शंस मे**

મારા ભાયી, શ્રીસીતા અને લક્ષ્મણ રાત્રે કયાં રહ્યા હતાં? અને શું ભોજન કરીને કયાં ઉંઘી ગયાં હતાં, તે મને કહો. (૧૩)

**सोऽब्रवीद् भरतं हृष्टो निषादाधिपतिर्गुहः। यद्विधं प्रतिपेदे च रामे प्रियहितेऽतिथौ ॥१४॥**

નિષાદરાજગુહ પ્રસન્ન થયીને પોતાના પ્રિય અતિથિ રામના સંબંધમાં જે રીતે વ્યવહાર કર્યો હતો, બધું કહી સંભળાવ્યું. (૧૪)

अन्नमुच्चावचं भक्ष्याः फलानि विविधानि च । रामायाभ्यवहारार्थं बहुशोऽपहृतं मया ॥१५॥
ગુહે કહ્યું : રામના ભોજન માટે અનેક પ્રકારનાં ભક્ષ્ય, વિવિધ ફળ, મેં તેમની સેવામાં ઉપસ્થિત કર્યાં હતાં. (૧૫)

तत् सर्वं प्रत्यनुज्ञासीद् रामः सत्यपराक्रमः । न हि तत् प्रत्यगृह्णात् स क्षत्रधर्ममनुस्मरन् ॥१६॥
પણ સત્યપરાક્રમ રામે, માન સાચવવા માટે લયી લીધું અને તે બધું પછી મને જ આપી દીધું. કેમકે કોયીની પાસેથી કુશું લેવું આ ક્ષાત્ર ધર્મ નથી. (૧૬)

न ह्यस्माभिः प्रतिग्राह्यं सखे देयं तु सर्वदा । इति तेन वयं सर्वे अनुनीता महात्मना ॥१७॥
હે મિત્ર, અમારો કોયી પાત્રને આપવાનો ધર્મ છે, કોયીની પાસેથી કશું લેવાનો ધર્મ નથી; એમ કહીને તેવોયે અમારા વધાની પ્રતિષ્ઠા જ વધારી છે. (૧૭)

लक्ष्मणेन यदानीतं पीतं वारि महात्मना । औपवास्यं तदाकार्षीद् राघवः सह सीतया ॥१८॥
લક્ષ્મણ પાણી લયી આવ્યા તે પીને રામે સીતા સાથે તે દિવસે ઉપવાસ જ કર્યો. (૧૮)

ततस्तु जलशेषेण लक्ष्मणोऽप्यकरोत् तदा । वाग्यतास्ते त्रयः सन्ध्यां समुपासत संहिताः ॥१९॥
ત્યાર પછી જે જળ અવશિષ્ટ રહ્યું તે લક્ષ્મણે પણ પીધું. અને પછી ત્રણેય તેવોયે શાંત રહીને સંધ્યોપાસન કર્યું. (૧૯)

सौमित्रिस्तु ततः पश्चादकरोत् स्वास्तरं शुभम् । स्वयमानीय बर्हींषि क्षिप्रं राघवकारणात् ॥२०॥
ત્યાર પછી લક્ષ્મણ પોતે કુશો લયી આવ્યા. તેનાથી રામમાટે તેમણે શીઘ્ર શય્યા (આસન) બનાવી દીધેલ. (૨૦)

तस्मिन् समाविशद् रामः स्वास्तरे सह सीतया । प्रक्षाल्य च तयोः पादौ व्यपाक्रामत् सलक्ष्मणः ॥
તે આસન ઉપર સીતા સાથે રામ બેસી ગયા. લક્ષ્મણે તેમના ચરણો ધોયા અને પછી દૂર બેસી ગયા. (૨૧)

एतत् तदिङ्गुदीमूलमिदमेव च तत् तृणम् । यस्मिन् रामश्च सीता च रात्रिं तां शयितावुभौ ॥२२॥
હે ભરત, આજ તે ઈંગુદીવૃક્ષનું મૂળ છે જ્યાં તે રાત્રે રામે અને સીતાયે નિવાસ કર્યો હતો.

नियम्य पृष्ठे तु तलाङ्गुलित्रवाञ्शरैः सुपूर्णाविषुधी परन्तपः ।
महद्धनुः सज्जमुपोह्य लक्ष्मणो निशामतिष्ठत् परितोऽस्य केवलम् ॥२३॥

પીઠ ઉપર અંગુલિત્ર (અંગુલિની રક્ષા કરનાર) ને અને તલત્ર એટલે જ્યાથી ઘા નહિ થાય તેના માટે રક્ષકરૂપે તેને અને બાણોથી બે ઇષુધિને પૂર્ણ કરીને, ધનુષ્ લયીને, કેવળ લક્ષ્મણ ભાયીની ચારે કોર પહેરો ભરવા આખીરાત બેઠા રહ્યા. (૨૩)

ततस्त्वहं चोत्तमबाणचापभृत् स्थितोऽभवं तत्र स यत्र लक्ष्मणः ।
अतन्द्रितैर्ज्ञातिभिरात्तकार्मुकैर्महेन्द्रकल्पं परिपालयंस्तदा ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकाशीतितमः सर्गः समाप्तः ॥८१॥

ત્યાર પછી ઉત્તમ ધનુષ્–બાણ ધારણ કરીને જ્યાં લક્ષ્મણ હતા ત્યાં જ હું પણ મારા સાવધાન ધનુર્ધારી જ્ઞાતિબંધુવો સાથે ઈંદ્ર જેવા રામનું રક્ષણ કરતો હતો. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકાશીતિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्व्यशीतितमः सर्गः

—— * ——

**तच्छ्रुत्वा निपुणं सर्वं भरतः सह मन्त्रिभिः । इङ्गुदीमूलमागम्य रामशय्यामवैक्षत ॥१॥**

તે બધું સારી રીતે સાંભળીને મંત્રિયો સાથે ઇંગુદીવૃક્ષના નીચે આવીને રામજીની પથારી ભરતે જોયી. (૧)

**अब्रवीज्जननीः सर्वा इह तस्य महात्मनः । शर्वरी शायिता भूमाविदमस्य विमर्दितम् ॥२॥**

તેમણે બધી માતાવોને કહ્યું કે મહાત્મા રામ પૃથ્વી ઉપર અહીં આખી રાત સૂતા હતા. અને આ એમની ચોળાયેલી પથારી છે. (૨)

**महाराजकुलीनेन महाभागेन धीमता । जातो दशरथेनोर्व्यां न रामः स्वप्तुमर्हति ॥३॥**

મહારાજના વંશમાં ઉત્પન્ન થયેલા મહાભાગ્યશાળી, બુદ્ધિમાન્ મહારાજ દશરથના પુત્ર રામ પૃથ્વીપર સૂવા યોગ્ય નથી. (૩)

**अजिनोत्तरसंस्तीर्णे वरास्तरणसंचये । शयित्वा पुरुषव्याघ्रः कथं शेते महीतले ॥४॥**

બહુ સુંદર પથારી ઉપર મૃગચર્મ નાખીને સૂયી રહેનાર પુરુષશ્રેષ્ઠ રામ, પૃથ્વી ઉપર કયી રીતે ઊંઘે છે. (૪)

**प्रासादाग्रविमानेषु वलभीषु च सर्वदा । हैमराजतभौमेषु वरास्तरणशालिषु ॥५॥**

વિમાન જેવા મહેલમાં સોના અને ચાંદી વડે મઢાયેલી ભૂમિવાળી ઉપર અને સુંદર પથારી ઉપર....(૫)

**पुष्पसंचयचित्रेषु चन्दनागुरुगन्धिषु । पाण्डुराभ्रप्रकाशेषु शुकसङ्घरुतेषु च ॥६॥**

વિભિન્ન પ્રકારના ફૂલોનાં ઢગલાવાળા, ચંદન, અગુરુથી સુગંધિત, શ્વેત વાદળ જેવા અને પોપટોના શબ્દો જ્યાં થતા હોય તેવા....(૬)

**प्रासादवरवर्येषु शीतवत्सु सुगन्धिषु । उषित्वा मेरुकल्पेषु कृतकाञ्चनभित्तिषु ॥७॥**

બહુ સારા શીતળ અને સુગંધિત, મેરુપર્વત જેવા સોનાની ભીંતવાલા મહેલમાં ઊંઘીને....(૭)

**गीतवादित्रनिर्घोषैर्वराभरणनिःस्वनैः । मृदङ्गवरशब्दैश्च सततं प्रतिबोधितः ॥८॥**

ગીત અને વિવિધ વાજાંનાં ઘોષથી. તેમ જ સુંદર આભૂષણોના શબ્દથી અને સારા મૃદંગોના શબ્દથી જેમને સદા જગાડવામાં આવતા તે....(૮)

**बन्दिभिर्वन्दितः काले बहुभिः सूतमागधैः । गाथाभिरनुरूपाभिः स्तुतिभिश्च परंतपः ॥९॥**

બંદિયો વડે સમય ઉપર તેમ જ ઘણાં સૂત અને માગધો વડે, અનુકૂળ કથાવો વડે અને સ્તુતિયો વડે જેમને જગાડવામાં આવતા તેવો આ રીતે સૂવે....(૯)

**अश्रद्धेयमिदं लोके न सत्यं प्रतिभाति मा । मुह्यते खलु मे भावः स्वप्नोयमिति मे मतिः ।१०।**

તે લોકમાં વિશ્વાસ કરવા જેવી વાત નથી. અને મને સાચું લાગતું નથી. અહીં મારી બુદ્ધિ મુંઝાય છે. (૧૦)

**न नूनं दैवतं किञ्चित् कालेन बलवत्तरम् । यत्र दाशरथी रामो भूमावेवमशेत सः ॥११॥**

ખરેખર કાલ કરતાં વધારે કોયી બળવાન્ દેવતા નથી, જેને લીધે દશરથકુમાર તે રામ પૃથ્વી ઉપર સૂતા હતા. (૧૧)

**यस्मिन् विदेहराजस्य सुता च प्रियदर्शना । दयिता शयिता भूमौ स्नुषा दशरथस्य च ॥१२॥**

મહારાજ જનકની સુંદર પુત્રી અને મહારાજ દશરથની પુત્રવધૂ પૃથ્વી ઉપર સૂવે, તે પણ બળવાન્ કાળનું જ મહત્ત્વ છે. (૧૨)

**इयं शय्या मम भ्रातुरिदमावर्तितं शुभम् । स्थण्डिले कठिने सर्वं गात्रैर्विमृदितं तृणम् ॥१३॥**

આ મારા ભાયીની પથારી છે. પાસું ફેરવવાથી આ વિખરાયેલી પથારી છે. ભૂમિ ઉપર શરીરના ઘર્ષણથી તરણાં વિખરાયેલાં પડયાં છે. (૧૩)

**मन्ये साभरणा सुप्ता सीतास्मिञ्शयने शुभा । तत्र तत्र हि दृश्यन्ते सक्ताः कनकबिन्दवः ॥१४॥**

હું ધારું છું કે શ્રી સીતાજી આભૂષણો સાથે આ પથારીમાં સૂતા હશે. કેમ કે જ્યાં ત્યાં સુવર્ણનાં કણો ચોંટેલા જણાય છે. (૧૪)

**उत्तरीयमिहासक्तं सुव्यक्तं सीतया तदा । तथा ह्येते प्रकाशन्ते सक्ताः कौशेयतन्तवः ॥१५॥**

સ્પષ્ટરૂપે ચાદર અહિં ફંસાયેલી જણાય છે. તેમ જ ચોંટેલા રેશમી તંતુવો ચળકાટ મારે છે.

**मन्ये भर्तुः सुखा शय्या येन बाला तपस्विनी । सुकुमारी सती दुःखं न विजानाति मैथिली ॥१६॥**

હું માનું છું કે પતિની પથારી સુખ આપનારી જ હોય છે. તેથી સુકુમારી સતી સીતાજિયે દુઃખનો અનુભવ કર્યો નહિ હોય. (૧૬)

**हा हतोऽस्मि नृशंसोऽस्मि यत् सभार्यः कृते मम । ईदृशीं राघवः शय्यामधिशेते ह्यनाथवत् ॥१७॥**

હું ભાગ્યહીન અને ક્રૂર છું. મારે માટે સીતા સહિત રામ અનાથની પેઠે આવી પથારીમાં સૂવે છે.

**सार्वभौमकुले जातः सर्वलोकसुखावहः । सर्वप्रियकरस्त्यक्त्वा राज्यं प्रियमनुत्तमम् ॥१८॥**

સાર્વભૌમ વંશમાં ઉત્પન્ન થયેલા સર્વ લોકોને સુખ આપનારા, સહુનું પ્રિય કરનારા રામ ઉત્તમ રાજ્ય છોડીને....(૧૮)

**कथमिन्दीवरश्यामो रक्ताक्षः प्रियदर्शनः । सुखभागी न दुःखार्हः शयितो भुवि राघवः ॥१९॥**

ઈંદીવર જેવા શ્યામ, રાતી આંખોવાળા, દેખાવડા પ્રિય સુખભાગી અને દુઃખ માટે અયોગ્ય એવા રામ પૃથ્વી પર સૂતા ! (૧૯)

**धन्यः खलु महाभागो लक्ष्मणः शुभलक्षणः। भ्रातरं विषमे काले यो राममनुवर्तते ॥२०।**

મહાભાગ્યશાળી સુંદર લક્ષણોવાળા લક્ષ્મણ ધન્ય છે જે વિષમકાળમાં ભાયી રામના અનુયાયી બન્યા છે. (૨૦)

**सिद्धार्था खलु वैदेही पतिं यानुगता वनम् । वयं संशयिताः सर्वे हीनास्तेन महात्मना ॥२१॥**

શ્રીસીતા પણ ધન્ય છે જેવો પતિની સાથે વનમાં ગયાં, અમે તે મહાત્મા રામથી છૂટા પડીને સિદ્ધાર્થ થયા નથી. (૨૧)

**अकर्णधारा पृथिवी शून्येव प्रतिभाति मे । गते दशरथे स्वर्गं रामे चारण्यमाश्रिते ॥२२॥**

મહારાજ દશરથ સ્વર્ગ ગયા અને રામ વનમાં; તેથી આ પૃથ્વી કર્ણધાર વિનાની થયી શૂન્ય જેવી લાગે છે. (૨૨)

**न च प्रार्थयते कश्चिन्मनसापि वसुन्धराम् । वने निवसतस्तस्य बाहुवीर्याभिरक्षिताम् ॥२३॥**

વનમાં નિવાસ કરતા રામના બાહુબળથી રક્ષાયેલી પૃથ્વીને મનથી પણ કોયી ઇચ્છી શકે નહિ. (૨૩)

**शून्यसंवरणारक्षामयन्त्रितहयद्विपाम् । अनावृतपुरद्वारां राजधानीमरक्षिताम् ॥२४॥**

**अप्रहृष्टबलां शून्यां विषमस्थामनावृताम् । शत्रवो नाभिमन्यन्ते भक्ष्यान् विषकृतानिव ॥२५॥**

પ્રાકારથી, રક્ષા વિનાની, આમતેમ ફરનારા નિયંત્રણ વિનાના હાથી ઘોડાવાળી, જેના દ્વાર બંધ નથી એવી, સેના જેમાં પ્રસન્ન નથી એવી વિષમ સ્થિતિમાં આવી પડેલી અયોધ્યાને વિષથી મિશ્ર ભોજનની પેઠે કોયી અડશે નહિ. (૨૪–૨૫)

**अद्यप्रभृति भूमौ तु शयिष्येऽहं तृणेषु वा । फलमूलाशनो नित्यं जटाचीराणि धारयन् ॥२६॥**

આજથી હું પણ ફળમૂળ ખાયીને, જટા અને ચીર ધારણ કરીને પૃથ્વી ઉપર અથવા ઘાસ ઉપર શયન કરીશ. (૨૬)

**तस्यार्थमुत्तरं कालं निवत्स्यामि सुखं वने । तत् प्रतिश्रुतमार्यस्य नैव मिथ्या भविष्यति ॥२७॥**

તેમના પ્રતિનિધિ થયીને હું ભવિષ્યમાં સુખપૂર્વક વનમાં નિવાસ કરીશ અને તેથી શ્રી રામે જે પ્રતિજ્ઞા કરી છે તે મિથ્યા થશે નહિ. (૨૭)

**वसन्तं भ्रातुरर्थाय शत्रुघ्नो मानुवत्स्यति । लक्ष्मणेन सहायोध्यामार्यो मे पालयिष्यति ॥२८॥**

ભાયીને માટે જ્યારે હું વનમાં નિવાસ કરીશ ત્યારે શત્રુઘ્ન પણ મારી સાથે વનમાં રહેશે. અને લક્ષ્મણ સાથે રામ અયોધ્યાનું પાલન કરશે. (૨૮)

**अभिषेक्ष्यन्ति काकुत्स्थमयोध्यायां द्विजातयः । अपि मे देवताः कुर्युरिमं सत्यं मनोरथम् ॥२९॥**

અયોધ્યામાં બ્રાહ્મણો રામનો રાજ્યાભિષેક કરશે. હું આશા રાખુ છું કે દેવો મારા મનોરથ સત્ય કરશે. (૨૯)

**प्रसाद्यमानः शिरसा मया स्वयं बहुप्रकारं यदि न प्रपत्स्यते ।**
**ततोऽनुवत्स्यामि चिराय राघवं वनेचरं नार्हति मामुपेक्षितुम् ॥३०॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्व्यशीतितमः सर्गः ॥८०॥

હું અનેક પ્રકારે રામને પ્રસન્ન કરીશ. જો તેવો અયોધ્યા નહીં જાય તો હું પણ તેમની સાથે ચૌદ વર્ષ સુધી વનમાં નિવાસ કરીશ. મને લાગે છે કે રામ મારી ઉપેક્ષા કરશે નહિ. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વ્યશીતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्र्यशीतितमः सर्गः

—— * ——

**व्युष्य रात्रिं तु तत्रैव गङ्गाकूले स राघवः । काल्यमुत्थाय शत्रुघ्नमिदं वचनमब्रवीत् ॥१॥**

શ્રી ભરતે રાત્રે ત્યાં જ ગંગાતીરે નિવાસ કરીને પ્રાતઃકાળે ઉઠીને શત્રુઘ્નને કહ્યું કે....(૧)

**शत्रुघ्नोत्तिष्ठ किं शेषे निषादाधिपतिं गुहम् । शीघ्रमानय भद्रं ते तारयिष्यति वाहिनीम् ॥२॥**

હે શત્રુઘ્ન, શું ઊંઘો છો? ઉઠો અને નિષાદરાજ ગુહને શીઘ્ર બોલાવી લાવો. તેવો આ સેનાને પાર કરાવશે. (૨)

जागर्मि नाहं स्वपिमि तथैवार्यं विचिन्तयन् । इत्येवमब्रवीद् भ्राता शत्रुघ्नो विप्रचोदितः ॥३॥
હે આર્ય ! હું જાગું છું, ઉંઘતો નથી અને રામની ચિંતા કરું છું, આ પ્રમાણે શત્રુઘ્ને કહ્યું. (૩)

इति संवदतोरेवमन्योन्यं नरसिंहयोः । आगम्य प्राञ्जलिः काले गुहो वचनमब्रवीत् ॥४॥
આ પ્રમાણે જ્યારે બન્ને મહાપુરુષો વાત કરી રહ્યા હતા ત્યારે જ ગુહ આવીને હાથ જોડીને બોલ્યા. (૪)

कच्चित् सुखं नदीतीरेऽवात्सीः काकुत्स्थ शर्वरीम् । कच्चिच्च सहसैन्यस्य तव नित्यमनामयम् ॥
હે આર્ય ! નદીકાંઠે આપની સેના સાથે આપ સુખથી રહ્યા છો ને ! અને સેના સાથે આપ કુશળ તો છો ને ! (૫)

गुहस्य तत् तु वचनं श्रुत्वा स्नेहादुदीरितम् । रामस्यानुवशो वाक्यं भरतोऽपीदमब्रवीत् ॥६॥
સ્નેહથી બોલાયેલ ગુહનું આ વચન સાંભળીને રામના અધીન એવા ભરતે કહ્યું. (૬)

सुखा नः शर्वरी धीमन् पूजिताश्चापि ते वयम् । गङ्गां तु नौभिर्बह्वीभिर्दाशाः संतारयन्तु नः ॥७॥
હે બુદ્ધિમાન્ ગુહ ! અમારી રાત સુખથી વીતી છે. તમે અમને સારી રીતે રાખ્યા છો. હવે તો ઘણી નૌકાવો વડે નાવિકો અમને ગંગાપાર કરે, એવું કરો. (૭)

ततो गुहः संत्वरितः श्रुत्वा भरतशासनम् । प्रतिप्रविश्य नगरं तं ज्ञातिजनमब्रवीत् ॥८॥
ત્યારે ગુહે ભરતની આજ્ઞા સાંભળીને તરત જ નગરમાં જયીને જ્ઞાતિનાં લોકોને કહ્યું. (૮)

उत्तिष्ठत प्रबुध्यध्वं भद्रमस्तु हि वः सदा । नावः समुपकर्षध्वं तारयिष्यामि वाहिनीम् ॥९॥
ઉઠો, જાગો, તમારું કલ્યાણ થાવો. નૌકાવોને ખેંચી લાવો. સેનાને પાર કરીશ. (૯)

ते तथोक्ताः समुत्थाय त्वरिता राजशासनात् । पञ्च नावां शतान्येव समानिन्युः समन्ततः ॥१०॥
ગુહરાજની આજ્ઞાથી તેવો તરત જ ઉઠીને પાંચસો હોડિયો ત્યાં લયી આવ્યા. (૧૦)

अन्याः स्वस्तिकविज्ञेया महाघण्टाधराधराः । शोभमानाः पताकिन्यो युक्तवाहाः सुसंहताः ॥११॥
સ્વસ્તિક, મહાઘંટા, ધરાધર ઇત્યાદિ નામોવાળી, પતાકાવો વાળી સુંદર નાવો આવી ગયી. (૧૧)

ततः स्वस्तिकविज्ञेयां पाण्डुकम्बलसंवृताम् । सनन्दिघोषां कल्याणीं गुहो नावमुपाहरत् ॥१२॥
ત્યાર પછી સુંદર સુંદર આસનોથી ઢંકાયેલી, સ્વસ્તિક નામવાળી નાવને ગુહ પોતે લયી આવ્યા. (૧૨)

तामारुरोह भरतः शत्रुघ्नश्च महाबलः । कौसल्या च सुमित्रा च याश्चान्या राजयोषितः ॥१३॥
તેના ઉપર ભરત, શત્રુઘ્ન, કૌસલ્યા, સુમિત્રા અને બીજી રાજપત્નિયો બેઠાં. (૧૩)

पुरोहितश्च तत्पूर्वं गुरवो ब्राह्मणाश्च ये । अनन्तरं राजदारास्तथैव शकटापणाः ॥१४॥
તેના પહેલાં વસિષ્ઠજી, વિદ્વાન્ બ્રાહ્મણો અને ત્યાર પછી રાજપત્નિયો અને રથ અને બજારો. (૧૪)

आवासमादीपयतां तीर्थं चाप्यवगाहताम् । भाण्डानि चाददानानां घोषस्तु दिवमस्पृशत् ॥१५॥
તે સ્થાનને શોભાવતા નદીના કાંઠાવોમાં પ્રવેશ કરતા, અને વાસણોને લયીને ચાલનારાવોના શબ્દથી આકાશ ગાજી ઉઠ્યું. (૧૫)

पताकिन्यस्तु ता नावः स्वयं दाशैरधिष्ठिताः । वहन्त्यो जनमारूढं तदा सम्पेतुराशुगाः ॥१६॥

જ્યારે બધાય બેસી ગયા ત્યારે પતાકાવાળી નાવો, બેઠેલા લોકોને લયી જતી શીઘ્ર ચાલી. (૧૬)

नारीणामभिपूर्णास्तु काश्चित् काश्चित् तु वाजिनाम् । काश्चित् तत्र वहन्ति स्म यानयुग्यं महाधनम् ॥

કેટલીક હોડિયો સ્ત્રિયોથી ભરાયેલી હતી, કેટલીક ઘોડાવોથી ભરાયેલી હતી અને કેટલીક બહુમૂલ્ય જડ અને ચેતનને ઉપાડતી હતી. (૧૭)

तास्तु गत्वा परं तीरमवरोप्य च तं जनम् । निवृत्ताकाण्डचित्राणि क्रियन्ते दाशबन्धुभिः ॥१८॥

તે બધી નૌકાવો પેલા કાંઠે જયીને લોકોને ઉતારીને, પાછા ફરીને દાસલોકો જળક્રીડા કરતા હતા. (૧૮)

सवैजयन्तास्तु गजा गजारोहैः प्रचोदिताः । तरन्तः स्म प्रकाशन्ते सपक्षा इव पर्वताः ॥१९॥

પતાકાવાળા હાથિયો મહાવતોથી પ્રેરાયેલા, પાંખવાળા પર્વતની જેમ નદીમાં તરતા શોભિત થતા હતા. (૧૯)

नावश्चारुरुहुस्त्वन्ये प्लवैस्तेरुस्तथापरे । अन्ये कुम्भघटैस्तेरुरन्ये तेरुश्च बाहुभिः ॥२०॥

બીજાવો નાવ ઉપર ચડ્યા, વીજાવો તરાપાથી અને કેટલાક ઘડાથી ને કેટલાક હાથોથી તરી ગયા. (૨૦)

सा पुण्या ध्वजिनी गङ्गां दाशैः संतारिता स्वयम् । मैत्रे मुहूर्ते प्रययौ प्रयागवनमुत्तमम् ॥२१॥

તે પવિત્ર સેનાને કેવટ લોકો પોતે પાર લયી ગયા. અને મૈત્ર મુહૂર્તમાં ઉત્તમ પ્રયાગવન જવા માટે ચાલ્યા. (૨૧)

आश्वासयित्वा च चमूं महात्मा निवेशयित्वा च यथोपजोषम् ।
द्रष्टुं भरद्वाजमृषिप्रवर्यमृत्विक्सदस्यैर्भरतः प्रतस्थे ॥२२॥

મહાત્મા ભરત સેનાને આશ્વાસન આપીને, સુખથી હોડીમાં બેસાડીને, ભરદ્વાજ ઋખિના દર્શન કરવા ઋત્વિજો અને સદસ્યો સાથે ચાલ્યા. (૨૨)

स ब्राह्मणस्याश्रममभ्युपेत्य महात्मनो देवपुरोहितस्य ।
ददर्श रम्योटजवृक्षदेशं महद्वनं विप्रवरस्य रम्यम् ॥२३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्र्यशीतितमः सर्गः ॥८३॥

તે ભરત બ્રહ્મજ્ઞાની અને દેવપુરોહિત મહાત્મા ભરદ્વાજના આશ્રમની પાસે પહોંચી તે ઋષિની રમણીય ઝૂંપડીને જોયી. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્ર્યશીતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुरशीतितमः सर्गः

भरद्वाजाश्रमं गत्वा क्रोशादेव नरर्षभः । जनं सर्वमवस्थाप्य जगाम सह मन्त्रिभिः ॥१॥

ભરદ્વાજ આશ્રમને એક ગાઉ દૂરથી જ જોયીને, બધાયને ત્યાં રાખીને, મંત્રિયો સાથે આશ્રમમાં જવા ચાલ્યા. (૧)

पद्भ्यामेव तु धर्मज्ञो न्यस्तशस्त्रपरिच्छदः । वसानो वास क्षौमे पुरोधाय पुरोहितम् ॥२॥

ધર્માત્મા ભરત અસ્ત્ર શસ્ત્ર અને બીજી સામગ્રીને ત્યાં જ મૂકીને, રેશમી વસ્ત્ર ધારણ કરીને અને વસિષ્ઠજીને આગળ કરીને...(૨)

ततः सन्दर्शने तस्य भरद्वाजस्य राघवः । मन्त्रिणस्तानवस्थाप्य जगामानुपुरोहितम् ॥३॥

મંત્રિયોને ત્યાં જ મૂકીને તે ભરદ્વાજ ઋષિના દર્શન કરવા વસિષ્ઠની સાથે ગયા. (૩)

वसिष्ठमथ दृष्ट्वैव भरद्वाजो महातपाः । संचचालासनात् तूर्णं शिष्यानर्घ्यमितिब्रुवन् ॥४॥

મહાતપસ્વી ભરદ્વાજ વસિષ્ઠજીને જોતાં જ પોતાના આસનથી ઉભા થયા અને, અર્ધ્ય લાવવા માટે તેવોયે શિષ્યોને આજ્ઞા કરી. (૪)

समागम्य वसिष्ठेन भरतेनाभिवादितः । अबुध्यत महातेजाः सुतं दशरथस्य तम् ॥५॥

વસિષ્ઠને મળીને અને ભરતથી અભિવાદિત થયીને મહાતેજસ્વી ભરદ્વાજે દશરથકુમાર ભરતને ઓળખ્યા. (૫)

ताभ्यामर्घ्यं च पाद्यं च दत्त्वा पश्चात् फलानि च । आनुपूर्व्याच्च धर्मज्ञः पप्रच्छ कुशलं कुले ॥६॥

તે બન્નેને અર્ધ્ય, પાદ્ય અને ફળ આદિ અર્પણ કરીને ધર્મજ્ઞ ભરદ્વાજે ક્રમથી કુળના કુશળસમાચાર પૂછ્યા. (૬)

अयोध्यायां बले कोषे मित्रेष्वपि च मन्त्रिषु । जानन् दशरथं वृत्तं न राजानमुदाहरत् ॥७॥

અયોધ્યામાં સેના, કોષ, મિત્રો, અને મંત્રિયોના કુશળ સમાચાર તેમણે પૂછ્યા. અને દશરથના સમાચાર જાણતા હોવાથી તેમના સમાચાર જાણવા માટે કશું પૂછ્યું નહિ (૭)

वसिष्ठो भरतश्चैतं पप्रच्छतुरनामयम् । शरीरेऽग्निषु शिष्येषु वृक्षेषु मृगपक्षिषु ॥८॥

વસિષ્ઠે અને ભરતે એમના કુશળસમાચાર પૂછ્યા. શરીર, અગ્નિ, શિષ્ય, વૃક્ષ, મૃગ અને આશ્રમનાં પક્ષિયોના પણ સમાચાર પૂછ્યા. (૮)

तथेति तु प्रतिज्ञाय भरद्वाजो महायशाः । भरतं प्रत्युवाचेदं राघवस्नेहबन्धनात् ॥९॥

મહાયશસ્વી ભરદ્વાજ બધાના સમાચાર જણવ્યા પછી રામના સ્નેહબંધનને લીધે આવેલા ભરતને આ પ્રમાણે કહ્યું. (૯)

किमिहागमने कार्यं तव राज्यं प्रशासतः । एतदाचक्ष्व सर्वं मे न हि मे शुध्यते मनः ॥१०॥

રાજ્યના શાસન કરનારા તમે અહીં શા કામથી આવ્યા છો તે મને કહો, કેમ કે મારા મનને વિશ્વાસ થતો નથી. (૧૦)

सुषुवे यममित्रघ्नं कौसल्यानन्दवर्धनम् । भ्रात्रा सह सभार्यो यश्चिरं प्रव्राजितो वनम् ॥११॥

શત્રુવોનો નાશ કરનારા અને બીજાના આનંદ વધારનારા જે રામને કૌસલ્યાયે જન્મ આપેલ તે રામ, ભાયી લક્ષ્મણ અને પત્ની સીતા સાથે ચિરકાળ માટે વનમાં મોકલાયેલા છે. (૧૧)

नियुक्तः स्त्रीनिमित्तेन पित्रा योऽसौ महायशाः । वनवासी भवेतीह समाः किल चतुर्दश ॥१२॥

સ્રીના કહેવાથી પિતા દશરથે તમે ચૌદ વર્ષ માટે વનવાસી થાવો આ રીતે રામને કહેલું (૧૨)

कच्चिन्न तस्यापापस्य पापं कर्तुमिहेच्छसि । अकण्टकं भोक्तुमना राज्यं तस्यानुजस्य च ॥१३॥

તે નિર્દોષ રામ અને લક્ષ્મણ સાથે અન્યાય કરવા માટે અને અકંટક રાજ્યનો ઉપભોગ કરવા માટે તમે અહીં આવ્યા નથી ને ? (૧૩)

एवमुक्तो भरद्वाजं भरतः प्रत्युवाच ह । पर्यश्रुनयनो दुःखाद् वाचा संसज्जमानया ॥१४॥

ભરદ્વાજના આ વચન સાંભળી દુ:ખથી આંખોમાં આંસુ ભરી લડખડાતી વાણીથી ભરતજી બોલ્યા. (૧૪)

हतोस्मि यदि मामेवं भगवानपि मन्यते । मत्तो न दोषमाशङ्के मैवं मामनुशाधि हि ॥१५॥

મારું દુર્ભાગ્ય છે કે આપ પણ મને એમ માનો છો. પણ આપ આ સંબંધમાં મારા દોષની શંકા કરશો નહિ, અને આવું બોલશો નહિ. (૧૫)

न चैतदिष्टं माता मे यदवोचन्मदन्तरे । नाहमेतेन तुष्टश्च न तद्वचनमाददे ॥१६॥

મારી માતાયે મારા વિષયમાં જે કાંઈ કહ્યું છે તે મને ઇષ્ટ નથી. હું એનાથી સંતુષ્ટ નથી અને તેનું વચન મેં સ્વીકાર્યું નથી. (૧૬)

अहं तु तं नरव्याघ्रमुपयातः प्रसादकः । प्रतिनेतुमयोध्यायां पादौ चास्याभिवन्दितुम् ॥१७॥

હું તો તે મહાપુરુષને પ્રસન્ન કરવા, તેમના ચરણને વંદન કરવા અને અયોધ્યામાં લયી જવા અહીં આવ્યો છું. (૧૭)

तं मामेवंगतं मत्वा प्रसादं कर्तुमर्हसि । शंस मे भगवन् रामः क्व सम्प्रति महीपतिः ॥१८॥

માટે આ રીતે મને આવેલા જાણીને મારી ઉપર કૃપા કરી મને કહો કે મહારાજ રામ અત્યારે કયાં છે. (૧૮)

वसिष्ठादिभिर्ऋत्विग्भिर्याचितो भगवांस्ततः । उवाच तं भरद्वाजः प्रसादाद् भरतं वचः ॥१९॥

વસિષ્ઠાદિ ઋત્વિજોથી પણ પ્રાર્થના કરાયેલા ભગવાન્ ભરદ્વાજે પ્રસન્ન થયીને ભરતને કહ્યું. (૧૯)

त्वय्येतत् पुरुषव्याघ्र युक्तं राघववंशजे । गुरुवृत्तिर्दमश्चैव साधूनां चानुयायिता ॥२०॥

કે હે પુરુષશ્રેષ્ઠ ! રઘુકુળમાં ઉત્પન્ન થયેલા તમારા માટે આ કરવું ચુકત જ છે. મોટાભાયીમાં આ પ્રકારનો વ્યવહાર અને મનનું દમન તેમજ સારા પુરુષોના ઇચ્છાપ્રમાણે વર્તવું આ પણ ચુકત જ છે. (૨૦)

**जाने चैतन्मनःस्थं ते दृढीकरणमस्त्विति । अपृच्छं त्वां तवात्यर्थं कीर्तिं समभिवर्धयन् ॥२१॥**

હે ભરત ! તમારા મનમાં શું છે તે હું જાણું છું પણ તેને એટલે મારા જ્ઞાનને દૃઢ કરવા માટે તેમજ તમારી કીર્તિને વધારવા માટે મેં તમને એમ પૂછ્યું છે. (૨૧)

**जाने च रामं धर्मज्ञं ससीतं सहलक्ष्मणम् । अयं वसति ते भ्राता चित्रकूटे महागिरौ ॥२२॥**

હું સીતા અને લક્ષ્મણ સાથે ધર્માત્મા રામને જાણું છું. તે તમારા ભાયી આ મહાપર્વત ચિત્રકૂટ ઉપર નિવાસ કરે છે. (૨૨)

**श्वस्तु गन्तासि तं देशं वसाद्य सह मन्त्रिभिः । एतं मे कुरु सुप्राज्ञ कामं कामार्थकोविद ॥२३॥**

ભરત, મંત્રિયો સાથે આજે તમે અહીં નિવાસ કરો. અને આવતી કાલે ત્યાં રામની પાસે જજો. સૌની ઇચ્છા પૂર્ણ કરનાર ભરત ! આટલી મારી ઇચ્છા પૂર્ણ કરો. (૨૩)

**ततस्तथेत्येवमुदारदर्शनः प्रतीतरूपो भरतोऽब्रवीद् वचः ।**
**चकार बुद्धिं च तदाश्रमे तदा निशानिवासाय नराधिपात्मजः ॥२४॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुरशीतितमः सर्गः ॥८४॥

ત્યાર પછી ઉદાર વિચારવાળા અને વિશ્વાસ કરનારા ભરતે તેમની આજ્ઞા માની લીધી અને તે આશ્રમમાં રાત્રે નિવાસ કરવાનો વિચાર કર્યો. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુરશીતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चाशीतितमः सर्ग

---

**कृतबुद्धिं निवासाय तत्रैव स मुनिस्तदा । भरतं केकयीपुत्रमातिथ्येन न्यमन्त्रयत् ॥१॥**

ભરદ્વાજમુનિયે ત્યાં નિવાસ કરવા માટે નિશ્ચિતવિચારવાળા ભરતજીને આમંત્રણ આપ્યું. (૧)

**अब्रवीद् भरतस्त्वेनं नन्विदं भवता कृतम् । पाद्यमर्घ्यमथातिथ्यं वने यदुपपद्यते ॥२॥**

ભરતજિયે મુનિને કહ્યું કે વનમાં ફળ મૂળ આદિ જે કયીં મળી શકે છે, તેનાથી આપે પાદ્ય, અર્ઘ્ય સાથે અતિથિ સત્કાર કર્યો છે. (૨)

**अथोवाच भरद्वाजो भरतं प्रहसन्निव । जाने त्वां प्रीतिसंयुक्तं तुष्येस्त्वं येन केनचित् ॥३॥**

ત્યારે હંસતા હંસતા ભરદ્વાજે કહ્યું કે હું જાણું છું કે તમે પ્રસન્ન થયા છો. તમે તો પ્રેમથી જે કયીં વસ્તુ તમને કોયી આપે, તેનાથી જ સંતોષ પામો છો. (૩)

**सेनायास्तु तवैवास्याः कर्तुमिच्छामि भोजनम् । मम प्रीतिर्यथारूपा त्वमर्हो मनुजर्षभ ॥४॥**

હું તમારી આ સેનાને જમાડવા ઇચ્છું છું. હે માનવશ્રેષ્ઠ ભરત મારા પ્રેમને માટે તમે યોગ્ય પાત્ર છો. (૪)

किमर्थं चापि निक्षिप्य दूरे बलमिहागतः । कस्मान्नेहोपयातोऽसि सबलः पुरुषर्षभ ॥५॥

શા માટે તમે તમારી સેનાને દૂર મૂકીને અહિં આવ્યા છો? એના સાથે જ શા માટે અહિ નહી આવ્યા? (૪)

भरतः प्रत्युवाचेदं प्राञ्जलिस्तं तपोधनम् । न सैन्येनोपयातोस्मि भगवन् भगवद्भयात् ॥६॥

ભરતે હાથ જોડીને અગત્સ્યજીને કહ્યું કે મહારાજ, આપના ભયથી હું સેના સાથે અહિં આવ્યો નથી. (૬)

राज्ञा हि भगवन् नित्यं राजपुत्रेण वा तथा । यत्नतः परिहर्तव्या विषयेषु तपस्विनः ॥७॥

હે મહારાજ, રાજાયે અથવા રાજપુત્રે પ્રયત્નપૂર્વક તપસ્વિયોના પ્રદેશમાં કોલાહલ થાય નહિ તેના માટે વિઘ્ન કરનારી વસ્તુવોનો ત્યાગ કરવો જોયિયે. (૭)

वाजिमुख्या मनुष्याश्च मत्ताश्च वरवारणाः । प्रच्छाद्य भगवन् भूमिं महतीमनुयान्ति माम् ॥८॥

હે મહારાજ, મનુષ્યો, હાથિયો, અશ્વો ઘણું દૂર સુધીની ભૂમિને ઘેરીને મારી પાછળ આવી રહ્યા છે. (૮)

ते वृक्षानुदकं भूमिमाश्रमेपूटजांस्तथा । न हिंस्युरिति तेनाहमेक एवागतस्ततः ॥९॥

મારી સેનાનાં સાધનો આશ્રમોનાં વૃક્ષો, ભૂમિ, ઉટજ આદિને હાનિ ન પહોંચાડે તેથી હું એકલો આવ્યો છું. (૯)

आनीयतामितः सेनेत्याज्ञप्तः परमर्षिणा । तथानुचक्रे भरतः सेनायाः समुपागमम् ॥१०॥

મહર્ષિયે આજ્ઞા કરી કે તમારી સેનાને અહીં લયી આવો. તેથી ભરત પોતાની સેનાને ત્યાં લયી આવ્યા. (૧૦)

ततस्तां रजनीं व्युष्य भरतः सपरिच्छदः । कृतातिथ्यो भरद्वाजं कामादभिजगाम ह ॥११॥

શ્રીભરતજી બધાય સાથિયો સાથે તે આશ્રમમાં રાત્રે નિવાસ કરી, અતિથિ સત્કાર પામી શ્રીરામજીની પાસે જવા માટે ભરદ્વાજની પાસે ગયા. (૧૧)

तमृषिः पुरुषव्याघ्रं प्रेक्ष्य प्राञ्जलिमागतम् । हुताग्निहोत्रो भरतं भरद्वाजोऽभ्यभाषत ॥१२॥

ભરદ્વાજ ઋષિ પ્રાતઃકાળે અગ્નિહોત્ર કરીને જ્યારે નિવૃત્ત થયા ત્યારે હાથ જોડીને તેમની પાસે આવેલા ભરતને તેમણે પૂછ્યું (૧૨)

कच्चिदत्र सुखा रात्रिस्तवास्मद्विषये गता । समग्रस्ते जनः कच्चिदातिथ्ये शंस मेनघ १३॥

મારા આશ્રમમાં તમારી રાત્રિ સુખથી તો વીતી છે ને? તમારી સાથેના લોકોનો પણ સત્કાર સારી રીતે થયો છે ને? તે મને કહો. (૧૩)

तमुवाचाञ्जलिं कृत्वा भरतोऽभिप्रणम्य च । आश्रमादुपनिष्क्रान्तमृषिमुत्तमतेजसम् ॥१४॥

ભરતે હાથ જોડીને પ્રણામ કરીને આશ્રમથી બહાર આવેલા પરમ તેજસ્વી ભરદ્વાજ ઋષિને કહ્યું...(૧૪)

सुखोषितोस्मि भगवन् समग्रबलवाहनः । तर्पितः सर्वकामैश्च सामात्या बलवत्त्वया ॥१५॥

મહારાજ, મારી સમગ્રસેના સાથે હૂં સુખથી અહીં રહ્યો છું અને આપે મારા મન્ત્રિયો સાથે મને દરેક રીતે તૃપ્ત કર્યો છે. (૧૫)

अपेतक्लमसन्तापाः सुभिक्षाः सुप्रतिश्रयाः । अपि प्रेष्यानुपादाय सर्वे स्म सुसुखोषिताः ॥१६॥

મહારાજ, અમને સરસ ભોજન મળ્યું છે. તેથી મારો થાક દૂર થયો છે. નિવાસ માટે સુંદર સ્થાન મળ્યું છે. અમારા ભૃત્યવર્ગો સાથે અમે સુખથી અહિં રહ્યા છિયે. (૧૬)

आमन्त्रयेहं भगवन् कामं त्वामृषिसत्तम । समीपं प्रस्थितं भ्रातुर्मैत्रेणेक्षस्व चक्षुषा ॥१७॥

હે મહારાજ, હવે તો મારા ભાયીની પાસે જવા માટે આપની આજ્ઞા ઇચ્છું છું. કૃપા કરો.

आश्रमं तस्य धर्मज्ञ धार्मिकस्य महात्मनः । आचक्ष्व कतमो मार्गः कियानिति च शंस मे ।१८॥

અને તે ધર્માત્મા અને મહાત્મા રામની પાસે જવા માટે કયો માર્ગ છે અને કેટલી દૂર છે તે પણ આપ મને કહો. (૧૮)

इति पृष्टस्तु भरतं भ्रातुर्दर्शनलालसम् । प्रत्युवाच महातेजा भरद्वाजो महातपाः ॥१९॥

ભ્રાતાના દર્શન માટે ઉત્કટ ઇચ્છાવાળા ભરતને મહાતપસ્વી અને મહાતેજસ્વી ભરદ્વાજે કહ્યું.

भरतार्धतृतीयेषु योजनेष्वजने वने । चित्रकूटगिरिस्तत्र रम्यनिर्झरकाननः ॥२०॥

અહીંથી અઢી યોજન દૂર નિર્જન વનમાં સુંદર ઝરણાવાળું જંગળ છે. (૨૦)

उत्तरं पार्श्वमासाद्य तस्य मन्दाकिनी नदी । पुष्पितद्रुमसञ्छन्ना रम्यपुष्पितकानना ॥२१॥

ચિત્રકૂટની ઉત્તરદિશામાં ફૂલેલા ઝાડોથી ભરેલ અને રમ્ય જંગળોવાળી મન્દાકિની નદી છે. (૨૧)

अनन्तरं तत्सरितश्चित्रकूटं च पर्वतम् । तयोः पर्णकुटीं तात तत्र तौ वसतो ध्रुवम् ॥२२॥

તે નદી પછી તરત જ ચિત્રકૂટ પર્વત છે. ત્યાં જ રામલક્ષ્મણની પર્ણકુટી છે. ત્યાં જ તેવો બન્ને નિવાસ કરે છે. (૨૨)

गजवाजिसमाकीर्णां वाहिनीं वाहिनीपते । वाहयस्व महाभाग ततो द्रक्ष्यसि राघवम् ॥२३॥

હે સેનાપતિ ભરત, હાથી, ઘોડા, રથથી પરિપૂર્ણ આ સેનાને તમે તે માર્ગે જ લયીને જાવો, ત્યાં તમે રામના દર્શન કરશો. (૨૩)

प्रयाणमिति च श्रुत्वा राजराजस्य योषितः । हित्वा यानानि यानार्हा ब्राह्मणं पर्यवारयन् ॥२४॥

અહીંથી હવે આગળ ચાલવાનું છે, આ સાંભળી મહારાજ દશરથની રાણિયો રથો મૂકી મૂકીને ભરદ્વાજજીને ચારે ઍાર ફરીવલ્યા. (૨૪)

वेपमाना कृशा दीना सह देव्या सुमित्रया । कौसल्या तत्र जग्राह कराभ्यां चरणौ मुनेः ॥२५॥

કૃશ થયેલાં અને ધ્રુજતાં કૌસલ્યાજી દેવી સુમિત્રાની સાથે જયીને ભરદ્વાજજીના પગે પડ્યાં.

असमृद्धेन कामेन सर्वलोकस्य गर्हिता । कैकेयी तत्र जग्राह चरणौ सव्यपत्रपा ॥२६॥

જેની ઇચ્છા પૂર્ણ થયી ન હતી, અને બધાં જેની નિંદા કરતા હતા. તે કૈકેયીયે પણ બન્ને હાથોથી મુનિના ચરણને પકડ્યા. (૨૬)

तं प्रदक्षिणमागम्य भगवन्तं महामुनिम् । अदूराद् भरतस्यैव तस्थौ दीनमनास्तदा ॥२७॥

શ્રી ભરદ્વાજમુનિની પ્રદક્ષિણા કરીને ઉદાસ મનવાળી કૈકેયી ભરતની પાસે જયીને ઊભી રહી.

तत्र पप्रच्छ भरतं भरद्वाजो महामुनिः । विशेषं ज्ञातुमिच्छामि मातृणां तव राघव ॥२८॥

ત્યારે ભરદ્વાજમુનિયે ભરતજીને કહ્યું કે હું મહારાજ દશરથની રાણિયોનું નામ જાણુવા ઇચ્છું છું. (૨૮)

एवमुक्तस्तु भरतो भरद्वाजेन धार्मिकः । उवाच प्राञ्जलिर्भूत्वा वाक्यं वचनकोविदः ॥२९॥

ભરદ્વાજની આ આજ્ઞા સાંભળી ભરતજીયે હાથ જોડીને કહ્યું... (૨૯)

यामिमां भगवन् दीनां शोकानशनकर्शिताम् । पितुर्हि महिषीं देवीं देवतामिव पश्यसि ॥३०॥

હે મહારાજ, શોક અને અનશનથી કૃશ થયેલાં દીનભાવે રહેલાં દેવતાની જેમ આ જેમને તમે જુવો છે તેવો જ મારા મોટા ભાયી રામના માતુશ્રી છે. (૩૦)

अस्या वामभुजं श्लिष्टा या सा तिष्ठति दुर्मनाः । इयं सुमित्रा दुःखार्ता देवी राज्ञश्च मध्यमा ॥३१

એમની ડાબી બાજુયે ખિન્ન મનવાળી જે ઉભાં છે તેવો સુમિત્રા છે અને મારી મધ્યમા માતા છે.

एतस्यास्तौ सुतौ देव्याः कुमारौ देववर्णिनौ । उभौ लक्ष्मणशत्रुघ्नौ वीरौ सत्यपराक्रमौ ॥३२॥

એમના જ દેવ જેવા સુંદર, વીર, સત્યપરાક્રમવાળા લક્ષ્મણુ અને શત્રુઘ્ન બે પુત્રો છે.

यस्याः कृते नरव्याघ्रौ जीवनाशमितो गतौ । राजा पुत्रविहीनश्च स्वर्गं दशरथो गतः ॥३३॥
क्रोधनामकृतप्रज्ञां दृप्तां सुभगमानिनीम् । ऐश्वर्यकामां कैकेयीमनार्यामार्यरूपिणीम् ॥३४॥
ममैतां मातरं विद्धि नृशंसां पापनिश्चयाम् । यतोमूलं हि पश्यामि व्यसनं महदात्मनः ॥३५॥

જેને લીધે માનવોત્તમ રામ અને લક્ષ્મણ અયોધ્યાથી મરેલાની જેમ ગયા, અને પુત્રહીન થયીને મહારાજ દશરથ સ્વર્ગે ગયા.... ક્રોધી, મૂર્ખ, અહંકારવાળી, પોતાને સુંદર અથવા ભાગ્યશાલિની માનનારી, ઐશ્વર્યને ઇચ્છનારી, આર્યાના રૂપમાં અનાર્યા.... ક્રૂર અને પાપ-વિચારવાળી આ મારી મા છે. જેને લીધે આ મહાન્ કષ્ટ હું ભોગવી રહ્યો છું. (૩૩-૩૫)

इत्युक्त्वा नरशार्दूलो बाष्पगद्गदया गिरा । निशश्वास स ताम्राक्षः क्रुद्धो नाग इवासकृत् ॥३६॥

આંખોમાં આંસુ ભરીને ગદ્ગદ કંઠથી રાતી આખોવાળા ભરત ક્રોધ ભરાયેલા સર્પની જેમ વારવાર ફુફ્કારા મારવા લાગ્યા. (૩૬)

भरद्वाजो महर्षिस्तं ब्रुवन्तं भरतं तदा । प्रत्युवाच महाबुद्धिरिदं वचनमर्थवित् ॥३७॥

આ પ્રકારે બોલનાર ભરતને મહાબુદ્ધિશાળી અને તત્ત્વને જાણુનારા ભરદ્વાજ મુનિયે કહ્યું...

न दोषेणावगन्तव्या कैकेयी भरत त्वया । रामप्रव्राजनं ह्येतत् सुखोदर्कं भविष्यति ॥३८॥

હે ભરત, તમે કૈકેયીને દોષ નહિ લગાડો. રામના આ વનવાસનું ફળ અંતમાં સુખદ જ થશે,

देवानां दानवानां च ऋषीणां भावितात्मनाम् । हितमेव भविष्यद्धि रामप्रव्राजनादिह ॥३९॥

હે ભરત, દેવો, દાનવો, આત્મજ્ઞાની ઋષિયોનું રામના વનાગમનથી હિત જ થશે, આ નિશ્ચિત સમજવાનું. (૩૯)

अभिवाद्य तु संसिद्धः कृत्वा चैनं प्रदक्षिणम् । आमन्त्र्य भरतः सैन्यं युज्यतामिति चाब्रवीत् ॥४०॥

શ્રીભરદ્વાજને પ્રણામ કરીને, પ્રદક્ષિણા કરીને આજ્ઞા લયીને સેનાને સુસજ્જ થવા માટે ભરતે આજ્ઞા આપી. (૪૦)

ततो वाजिरथान् युक्त्वा दिव्यान् हेमविभूषितान् । अध्यारोहत् प्रयाणार्थं बहून् बहुविधो जनः ॥

ત્યાર પછી સુવર્ણવિભૂષિત દિવ્ય અશ્વો અને રથો ઉપર આગળ જવા માટે, યોગ્યતાપ્રમાણે લોકો બેસી ગયા. (૪૧)

गजकन्या गजाश्चैव हेमकक्ष्याः पताकिनः । जीमूता इव घर्मान्ते सघोषाः सम्प्रतस्थिरे ॥४२॥

ગ્રીષ્મ ઋતુના અંતે ગાજતા વાદળાની જેમ, તે હાથિયો અને હથિનિયો ગાજતાં ત્યાંથી ચાલ્યાં. (૨૪)

विविधान्यपि यानानि महान्ति च लघूनि च । प्रययुः सुमहार्हाणि पादैरपि पदातयः ॥४३॥

જાત જાતના નાના મોટા સુંદર રથો ચાલ્યા અને પગે ચાલનારાવો પગે ચાલવા મંડ્યા, (૪૩)

अथ यानप्रवेकैस्तु कौसल्याप्रमुखाः स्त्रियः । रामदर्शनकाङ्क्षिण्यः प्रययुर्मुदितास्तदा ॥४४॥

રામદર્શનની ઇચ્છાવાળી કૌસલ્યા આદિ પ્રમુખ સ્ત્રિયો પ્રસન્નમનથી ઉત્તમ યાનોમાં બેસીને ચાલ્યાં. (૪૪)

चन्द्रार्कतरुणाभासां नियुक्तां शिबिकां शुभाम् । आस्थाय प्रययौ श्रीमान् भरतः सपरिच्छदः ॥

તરુણ ચંદ્ર અને સૂર્યના પ્રકાશવાળી અર્થાત્ જેનામાં કોયી ઠેકાણે સ્ફટિકાદિ જડ્યા હતા અને કોયીક ઠેકાણે પદ્મરાગ આદિ જડેલા હતા, આવી સુંદર પાલખી ઉપર બેસીને બધી સામગ્રિયો સાથે ભરત ચાલતા હતા. (૪૫)

सा प्रयाता महासेना गजवाजिसमाकुला । दक्षिणां दिशमावृत्य महामेघ इवोत्थितः ॥४६॥

મહામેઘની જેમ હાથી ઘોડાથી ભરેલી તે સેના દક્ષિણ દિશામાં ચાલી. (૪૬)

सा सम्प्रहृष्टद्विपवाजियूथा वित्रासयन्ती मृगपक्षिसङ्घान् ।
महद्वनं तत् प्रविगाहमाना रराज सेना भरतस्य तत्र ॥४७॥

इति श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽयोध्याकाण्डे पञ्चाशीतितमः सर्गः ॥८५॥

પ્રસન્ન હાથી-ઘોડાથી ભરતની તે સેના મૃગોને અને પક્ષિયોને વિવરાવતી અથવા ત્રાસ પમાડતી તે વનમાં શોભતી હતી. (૪૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચાશીતિતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षडशीतितमः सर्गः

तया महत्या यायिन्या ध्वजिन्या वनवासिनः । अर्दिता यूथपा मत्ताः सयूथाः सम्प्रदुद्रुवुः ॥
તે મોટી સેના જ્યારે જતી હતી ત્યારે તેનાથી પીડાયેલાં વનના નિવાસી હાથી આદિ પશુવોનાં ટોળાં આમ તેમ નાસી ગયા. (૧)

ऋक्षाः पृषतमुख्याश्च रुरवश्च समन्ततः । दृश्यन्ते वनवाटेषु गिरिष्वपि नदीषु च ॥२॥
જંગલોમાં, નદિયોમાં, પર્વતોમાં ચારેકોર ઋચ્છો અને બિંદુવાળા તેમજ બિન્દુ બિનાના મૃગો જોવામાં આવતા હતા. (૨)

स सम्प्रतस्थे धर्मात्मा प्रीतो दशरथात्मजः । वृतो महत्या नादिन्या सेनया चतुरङ्गया ॥३॥
મોટી ચતુરંગિણી સેનાથી ઘેરાયેલા તે ધર્માત્મા ભરતે ત્યાંથી રામની પાસે જવા પ્રસ્થાન કર્યું (૩)

सागरौघनिभा सेना भरतस्य महात्मनः । महीं सञ्छादयामास प्रावृषि द्यामिवाम्बुदः ॥४॥
વર્ષાઋતુમાં જેમ વાદળ આકાશને ઘેરી લે છે તેમ મહાત્મા ભરતની સેનાયે સાગરની જેમ પૃથિવીને ઢાંકી દીધી. (૪)

तुरङ्गौघैरवतता वारणैश्च महाबलैः । अनालक्ष्या चिरं कालं तस्मिन् काले बभूव सा ॥५॥
અશ્વો અને મહાબળશાલી હાથિયોથી ભરેલી તે વનભૂમિ ઘણા સમય સુધી જોવામાં આવતી ન હતી. (૫)

स गत्वा दूरमध्वानं सम्परिश्रान्तवाहनः । उवाच वचनं श्रीमान् वसिष्ठं मन्त्रिणां वरम् ॥६॥
ભરતજી ખૂબજ દૂર નીકળી ગયા ત્યારે તેમના વાહનો અને પોતે પણ થાકી ગયાં હતાં. તેથી મંત્રિયોમાં શ્રેષ્ઠ વસિષ્ઠજીને તેમણે કહ્યું. (૬)

यादृशं लक्ष्यते रूपं यथा चैव मया श्रुतम् । व्यक्तं प्राप्ताः स्म तं देशं भरद्वाजो यमब्रवीत् ॥७॥
આ પ્રદેશ જેવો દેખાય છે અને જેવું મેં સાંભળ્યું છે અને ભરદ્વાજે જેમ કહ્યું હતું તે પ્રદેશમાં અમે આવી ગયા છિયે. (૭)

अयं गिरिश्चित्रकूटस्तथा मन्दाकिनी नदी । एतत् प्रकाशते दूरान्नीलमेघनिभं वनम् ॥८॥
આ ચિત્રકૂટ પર્વત છે. આ મંદાકિની નદી છે. અને આ નીલમેઘ સમાન વન શોભી રહ્યું છે. (૮)

गिरेः सानूनि रम्याणि चित्रकूटस्य सम्प्रति । वारणैरवमृद्यन्ते मामकैः पर्वतोपमैः ॥९॥
ચિત્રકૂટના આ સુંદર શિખરો જોવામાં આવે છે. જેને આપણા પર્વત જેવા મોટા મોટા હાથિયો રૌંદી રહ્યા છે. (૯)

मुञ्चन्ति कुसुमान्येते नगाः पर्वतसानुषु । नीला इवातपापाये तोयं तोयधरा घनाः ॥१०॥
જેમ ગ્રીષ્મ ઋતુનાં અંતે પાણીથી ભરેલા નીલમેઘો જળ વર્સાવે છે તેમ પર્વતના શિખરો ઊપર આ હાથિયો ફૂલ વરસાવી રહ્યા છે. (૧૦)

**किंनराचरितं देशं पश्य शत्रुघ्न पर्वते । हयैः समन्तादाकीर्णं मकरैरिव सागरम् ॥११॥**
હે શત્રુઘ્ન, પર્વત ઊપરનો પ્રદેશ જુવો જ્યાં કિન્નરો વિહાર કરી રહ્યા છે અને જેમ મગરોથી સમુદ્ર ભરાયેલો હોય છે તેમ મૃગોથી તે પ્રદેશ ભરાયેલો છે. (૧૧)

**एते मृगगणा भान्ति शीघ्रवेगाः प्रचोदिताः । वायुप्रविद्धाः शरदि मेघजाला इवाम्बरे ॥१२॥**
આપણા સૈનિકોથી નસાડાયેલા આ દોડતા મૃગો તેમ શોભી રહ્યા છે જેમ આકાશમાં વાયુથી પ્રેરાયેલા શરદ ઋતુમાં મેઘો શોભે છે. (૧૨)

**कुर्वन्ति कुसुमापीडाञ्शिरःसु सुरभीनमी । मेघप्रकाशैः फलकैर्दाक्षिणात्या नरा यथा ॥१३॥**
આપણા આ યોધાવો પોતાના માથા ઉપર દાક્ષિણાત્ય માણસો જેમ માથા ઉપર ઘા રોકવા માટે ઢાળ ધારણ કરે છે, તેમ આ સૈનિકો અથવા આ વૃક્ષો પોતાના માથા ઊપર ફૂલોના ગુચ્છોને ધારણ કરે છે. (૧૩)

**निष्कूजमिव भूत्वेदं वनं घोरप्रदर्शनम् । अयोध्येव जनाकीर्णा सम्प्रति प्रतिभाति मे ॥१४॥**
આ ભયંકર વન શબ્દ વિનાનું થયીને એટલે શાંત થયીને માણસોથી ભરેલી છતાં શૂન્ય અયોધ્યાની જેમ લાગે છે. (૧૪)

**खुरैरुदीरितो रेणुर्दिवं प्रच्छाद्य तिष्ठति । तं वहत्यनिलः शीघ्रं कुर्वन्निव मम प्रियम् ॥१५॥**
અશ્વોના ખરિયો વડે ઉરાડાયેલી ધૂળથી આકાશ ઢંકાયી ગયેલ છે. અને તે ધૂળને વાયુ મારું પ્રિય કરવાના હોય તેમ તરતજ ઉરાડી દે છે. (૧૫)

**स्यन्दनांस्तुरगोपेतान् सूतमुख्यैरधिष्ठितान् । एतान् सम्पततः शीघ्रं पश्य शत्रुघ्न कानने ॥१६॥**
હે શત્રુઘ્ન, સારા સારા સારથિયોવાળા શીઘ્ર આવતા ઘોડાવોથી જોડાયેલા રથોને આ વનમાં જુવો. (૧૬)

**एतान् वित्रासितान् पश्य बर्हिणः प्रियदर्शनान् । एवमापततः शैलमधिवासं पतत्रिणः ॥१७॥**
અને ભય પામેલા આ સુંદર મોરોને જુવો. તેવો પોતાના નિવાસસ્થાને આ પર્વત ઊપર જયી રહ્યા છે. (૧૭)

**अतिमात्रमयं देशो मनोज्ञः प्रतिभाति मे । तापसानां निवासोऽयं व्यक्तं स्वर्गपथोऽनघ ॥१८॥**
અને તપસ્વિયોનું આ નિવાસસ્થાન સાક્ષાત્ સ્વર્ગની જેમ અત્યંત મનોહર લાગે છે. (૧૮)

**मृगा मृगीभिः सहिता बहवः पृषता वने । मनोज्ञरूपा लक्ष्यन्ते कुसुमैरिव चित्रिताः ॥१९॥**
અને આ વનમાં બિન્દુવાળા મૃગો મૃગલિયોની સાથે એવા સુંદર લાગે છે જાણે તેવો ફૂળોથી ચિત્રાયેલા ન હોય (૧૯)

**साधु सैन्याः प्रतिष्ठन्तां विचिन्वन्तु च काननम् । यथा तौ पुरुषव्याघ्रौ दृश्येते रामलक्ष्मणौ ॥**
આ સૈનિકો જાય અને જંગળોને શોધે, જેથી તેવો રામ અને લક્ષ્મણ ક્યાંય જોવામાં આવી જાય. (૨૦)

**भरतस्य वचः श्रुत्वा पुरुषाः शस्त्रपाणयः । विविशुस्तद्वनं शूरा धूमाग्रं ददृशुस्ततः ॥२१॥**
ભરતજીનું વચન સાંભળીને શસ્ત્રધારી તે વીર પુરુષોયે વનમાં પ્રવેશ કર્યો અને ધૂમશિખા તેમણે જોયી. (૨૧)

ते समालोक्य धूमाग्रमूचुर्भरतमागताः । नामनुष्ये भवत्यग्निर्व्यक्तमत्रैव राघवौ ॥२२॥

તેવો ધૂમશિખાને જોયીને આવીને ભરતને કહ્યું કે અહિં ધુમાડો દેખાય છે. અને ધુમાડો અગ્નિ વિના હોયી શકતો નથી. તેથી અહિં જ રામ લક્ષ્મણ હોવા જોયિયે. (૨૨)

अथ नात्र नरव्याघ्रौ राजपुत्रौ परन्तपौ । अन्ये रामोपमाः सन्ति व्यक्तमत्र तपस्विनः ॥२३॥

અને ધારો કે અહિં રામ લક્ષ્મણ નહિ પણ હોય તોપણ રામ જેવા જ બીજા તપસ્વિયો અહિં હોવા જોયિયે. (૨૩)

तच्छ्रुत्वा भरतस्तेषां वचनं साधुसम्मतम् । सैन्यानुवाच सर्वांस्तानमित्रबलमर्दनः ॥२४॥

શત્રુવોના બળને તોડનાર ભરતે તેવોનું વચન સાંભળીને બધી સેનાને કહ્યું. (૨૪)

यत्ता भवन्तस्तिष्ठन्तु नेतो गन्तव्यमग्रतः । अहमेव गमिष्यामि सुमन्त्रो धृतिरेव च ॥२५॥

તમે લોકો અહિં સાવધ થયીને ઊભા રહો. અને હું, વસિષ્ઠજી તેમજ સુમંત્ર આ ત્રણેય જણ ત્યાં જયિશું. (૨૫)

एवमुक्तास्ततः सैन्यास्तत्र तस्थुः समन्ततः । भरतो यत्र धूमाग्रं तत्र दृष्टिं समादधत् ॥२६॥

ભરતજીની આજ્ઞા સાંભળીને બધા સેનાના માણસો ત્યાં જ ઊભા રહ્યા અને ભરતે તે ઓર દૃષ્ટિપાત કર્યો જ્યાં ધૂમશિખા જોવામાં આવતી હતી.

व्यवस्थिता या भरतेन सा चमूर्निरीक्षमाणापि च भूमिमग्रतः ।
बभूव हृष्टा नचिरेण जानती प्रियस्य रामस्य समागमं तदा ॥२७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षडशीतितमः सर्गः ॥८६॥

આગળ જ ધુમાડોને જોતી ભરતની તે વ્યવસ્થિત સેના આ સમજીને કે હવે થોડાજ સમયમાં પ્રિય રામનો મિલાપ થશે, અત્યંત પ્રસન્ન થયી. (૨૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષડશીતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्ताशीतितमः सर्गः

—— * ——

दीर्घकालोषितस्तस्मिन् गिरौ गिरिवरप्रियः । वैदेह्याः प्रियमाकाङ्क्षन् स्वं च चित्तं विलोभयन् ॥
अथ दाशरथिश्चित्रं चित्रकूटमदर्शयत् । भार्याममरसङ्काशः शचीमिव पुरन्दरः ॥२॥

દીર્ઘકાલ સુધી એટલે ત્રણ માસ ત્યાં નિવાસ કર્યા પછી, સીતાને પણ સારું લાગે અને પોતાનું મન પણ પ્રસન્ન થાય આ દૃષ્ટિયે ઇન્દ્ર શચીને દેખાડે તેમ રામે સીતાને ચિત્રકૂટ દેખાડેલું. (૧–૨)

न राज्यभ्रंशनं भद्रे न सुहृद्भिर्विनाभवः । मनो मे वाधते दृष्ट्वा रमणीयमिमं गिरिम् ॥३॥

હે પ્રિયે, અતિ સુંદર આ પર્વતને જોયીને મને અયોધ્યાનું રાજ્ય ન મળ્યું તેનું દુઃખ થતું નથી અને મારા સુહૃત્ જનોથી વિખૂટો પડ્યો છું તેનું પણ દુઃખ થતું નથી. (૩)

पश्येममचलं भद्रे नानाद्विजगणायुतम् । शिखरैः खमिवोद्विद्धैर्धातुमद्भिर्विभूषितम् ॥४॥

હે ભદ્રે, અનેક પ્રકારના પક્ષિયોથી ભરેલ અને અનેક પ્રકારના ધાતુવો જેમાં ભરેલા છે તેવા અને આકાશને વીંધનારા ઊંચા ઊંચા શિખરોથી સુશોભિત આ પર્વતને જુવો. (૪)

केचिद् रजतसङ्काशाः केचित् क्षतजसन्निभाः । पीतमाञ्जिष्ठवर्णाश्च केचिन्मणिवरप्रभाः ॥५॥
पुष्पार्ककेतकाभाश्च केचिज्ज्योतीरसप्रभाः । विराजन्तेचलेन्द्रस्य देशा धातुविभूषिताः ॥६॥

આ પર્વતના કેટલાક પ્રદેશો ચાંદી જેવા ધોળા, કેટલાક રક્ત જેવા લાલ, કેટલાક પીળા અને મજીઠના રંગવાળા, કેટલાક ઈન્દ્રમણિ જેવા, કેટલાક પુષ્પરાગ જેવા, કેટલાક સ્ફટિક જેવા, કેટલાક કેતકપુષ્પો જેવા, કેટલાક તારા જેવા, કેટલાક પારા જેવા એટલે અનેક પ્રકારના ધાતુવોથી ભરેલા શોભી રહ્યા છે. (૫-૬)

नानामृगगणैर्द्वीपितरक्ष्वृक्षगणैर्वृतः । अदुष्टैर्भात्ययं शैलो बहुपक्षिसमाकुलः ॥७॥

તેમજ અનેક જાતના મૃગો તેમજ અહિંસક મોટામોટા વ્યાઘ્રો, નાના વાઘો અને ઘણાય પક્ષિયોથી ભરેલો આ પર્વત શોભી રહ્યો છે. (૭)

आम्रजम्ब्वसनैर्लोध्रैः प्रियालैः पनसैर्धवैः । अङ्कोलैर्भव्यतिनिशैर्बिल्वतिन्दुकवेणुभिः ॥८॥

તેમજ આંબા, જાંબૂડા, અસન=પીતસાર, પ્રિયાલ-રાજાદન, પનસ, ધવ, અંકોલ, તિનિશ, બિલ્વ, તિન્દુક, વેણુ ઇત્યાદિથી (૮)

काश्मर्यारिष्टवरणैर्मधूकैस्तिलकैरपि । बदर्यामलकैर्नीपैर्वेत्रधन्वनबीजकैः ॥९॥

તેમજ કાશ્મરી, અરિષ્ટ, વરુણ, મધૂક, તિલક, બદરી, આમલક, નીપ, વેત્ર, ધન્વન, બીજક ઇત્યાદિથી. (૯)

पुष्पवद्भिः फलोपेतैश्छायावद्भिर्मनोरमैः । एवमादिभिराकीर्णः श्रियं पुष्यत्ययं गिरिः ॥१०॥

આ બધાય વૃક્ષો ફૂલો અને ફળોવાળા છે, છાયાવાળા છે, માટે સુન્દર છે, તેમનાથી આ પર્વત અત્યંત રમણીય લાગે છે. (૧૦)

शैलप्रस्थेषु रम्येषु पश्येमान् कामहर्षणान् । किंनरान् द्वन्द्वशो भद्रे रममाणान् मनस्विनः ॥११॥

આ પર્વના રમ્ય શિખરો ઉપર જુવો, પ્રસન્ન બનેલા આ મનસ્વી કિન્નરો રમણ કરી રહ્યા છે. (૧૧)

शाखावसक्तान् खड्गांश्च प्रवराण्यम्बराणि च । पश्य विद्याधरस्त्रीणां क्रीडोद्देशान् मनोरमान् ॥१२॥

જુવો, વિદ્યાધરોની સ્ત્રિયોના આનંદ કરવાનાં સ્થળો જુવો. કયાંક વૃક્ષોની શાખાવોમાં ખડ્ગ લટકેલા છે. કયાંક સુંદર વસ્ત્રો લટકી રહ્યાં છે. અને તેવો પોતે રમી રહ્યાં છે. (૧૨)

जलप्रपातैरुद्भेदैर्निष्पन्दैश्च क्वचित् क्वचित् । स्रवद्भिर्भात्ययं शैलः स्रवन्मद इव द्विपः ॥१३॥

પૃથિવી ફાડીને નિકળેલા ઝરણાવો જે કયાંય ઝરી રહ્યાં છે, તેનાથી આ પર્વત મદ ઝરતા હાથીની પેઠે શોભી રહ્યો છે. (૧૩)

गुहासमीरणो गन्धान् नानापुष्पभवान् बहून् । घ्राणतर्पणमभ्येत्य कं नरं न प्रहर्षयेत् ॥१४॥

ગુફાવોમાંથી નીકળેલો વાયુ જાત જાતના પુષ્પોના અત્યંત સુગંધને લયીને કયા માણસને પ્રસન્ન નથી કરતો ! (૧૪)

यदीह शरदोऽनेकास्त्वया सार्धमनिन्दिते । लक्ष्मणेन च वत्स्यामि न मां शोकः प्रधर्षति ॥१५॥

હે સીતા, જો તમારી અને લક્ષ્મણની સાથે હું અહીં અનેકો વર્ષો સુધી રહીશ તોપણ મને કોયી જાતનો શોક થશે નહિ. (૧૫)

बहुपुष्पफले रम्ये नानाद्विजगणायुते । विचित्रशिखरे ह्यस्मिन् रतवानस्मि भामिनि ॥१६॥

ઘણુંય પ્રકારના પુષ્પો અને ફળોવાળા, ઘણા પ્રકારના પક્ષિયોવાળા, વિચિત્ર શિખરોવાળા આ રમણીય પર્વત ઉપર હે સીતે હું અત્યંત આનંદનો અનુભવ કરી રહ્યો છું. (૧૬)

**अनेन वनवासेन मम प्राप्तं फलद्वयम् । पितुश्चानृण्यता धर्मे भरतस्य प्रियं तथा ॥१७॥**

આ વનવાસથી મને બે ફળો મળ્યાં છે. એક તો પિતાને મેં ઉઋણ કર્યો તે અને ભરતનું સારું કર્યું તે. (૧૭)

**वैदेहि रमसे कच्चिच्चित्रकूटे मया सह । पश्यन्ती विविधान् भावान् मनोवाक्कायसम्मतान् ॥१८॥**

હે સીતે, મન, વાણી અને શરીરને અનુકૂળ એવા વિવિધ પદાર્થોને જોતાં તમને આ ચિત્રકૂટ ઉપર મારી સાથે સારું લાગે છે? (૧૮)

**इदमेवामृतं प्राहु राज्ञि राजर्षयः परे । वनवासं भवार्थाय प्रेत्य मे प्रपितामहाः ॥१९॥**

હે સુંદરિ, અમારા વડીલ, પ્રપિતામહ રાજર્ષિયોએ આવા વનવાસને જ પરલોક માટે અમૃતરૂપ કહ્યો છે. (૧૯)

**शिलाः शैलस्य शोभन्ते विशालाः शतशोऽभितः । बहुला बहुलैर्वर्णैर्नीलपीतसितारुणैः ॥२०॥**

અહીં ચારેકોર નીલ, પીત, સ્વેત, રક્ત આદિ રંગોવાળી મોટી મોટી સેંકડો શિલાવો શોભી રહી છે. (૨૦)

**निशि भान्त्यचलेन्द्रस्य हुताशनशिखा इव । ओषध्यः स्वप्रभालक्ष्म्या भ्राजमानाः सहस्रशः ॥**

આ પર્વતની સહસ્રો ઓષધિયો રાત્રિમાં અગ્નિની શિખાની જેમ પોતાની કાંતિથી ચમકતી શોભે છે. (૨૧)

**केचित् क्षयनिभा देशाः केचिदुद्यानसंनिभाः । केचिदेकशिला भान्ति पर्वतस्यास्य भामिनि ॥**

હે સીતે, આ પર્વતના કેટલાક પ્રદેશો તો ઘરો જેવા લાગે છે. કેટલાક પ્રદેશો બાગ-બગીચા જેવા લાગે છે. અને કેટલાક એક પત્થરવાળા જ શોભી રહ્યા છે. (૨૨)

**भित्त्वेव वसुधां भाति चित्रकूटः समुत्थितः । चित्रकूटस्य कूटोऽयं दृश्यते सर्वतः शुभः ॥२३॥**

પૃથિવીને ફાડી નીકળેલો આ ચિત્રકૂટ અત્યંત શોભી રહ્યો છે, તેનો આ શિખર પણ ચારે ઓરથી સુંદર જ લાગે છે. (૨૩)

**वस्त्रौकसारां नलिनीमतीत्यैवोत्तरान् कुरून् । पर्वतश्चित्रकूटोऽसौ बहुमूलफलोदकः ॥२४॥**

વસ્ત્રોથી, સારાં-ધનધાન્યથી પરિપૂર્ણ આવી કુવેરનગરી, નલિની=ઇન્દ્રપુરી અને ઉત્તર કુરુ દેશોથી પણ વધારે સુંદર આ ચિત્રકૂટ છે. આમાં ઘણુંય મૂળો અને ફૂલો તેમજ જળ છે. (૨૪)

**इमं तु कालं वनिते विजह्रिवांस्त्वया च सीते सह लक्ष्मणेन ।**
**रतिं प्रपत्स्ये कुलधर्मवर्धिनीं सतां पथि स्वैर्नियमैः परैः स्थितः ॥२५॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽयोध्याकाण्डे सप्ताशीतितमः सर्गः ॥८७॥

હે પ્રિયે, તમારી સાથે અને લક્ષ્મણની સાથે ૧૪ વર્ષો સુધી હું આવી રીતે આનંદ કરિશ તો. સજ્જનોના માર્ગમાં સ્થિર રહીને પોતાના ઉત્કૃષ્ટ નિયમોને નભાવતો હું મારા કુલ ધર્મને વધારનાર સુખને પ્રાપ્ત કરીશ. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તાશીતિતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टाशीतितमः सर्गः

अथ शैलाद् विनिष्क्रम्य मैथिलीं कोसलेश्वरः । अदर्शयच्छुभजलां रम्यां मन्दाकिनीं नदीम् ॥
શ્રી રામે શૈલશોભા દેખાડીને, ત્યાંથી નીકળીને સીતાજીને પવિત્ર જળવાળી રમણીય મંદાકિની નદી દેખાડી. (૧)

अब्रवीच्च वरारोहां चन्द्रचारुनिभाननाम् । विदेहराजस्य सुतां रामो राजीवलोचनः ॥२॥
સુંદર મુખવાળી અને સુંદર જંઘાવાળી શ્રીજનકકુમારી સીતાજીને રામે કહ્યું. (૨)

विचित्रपुलिनां रम्यां हंससारससेविताम् । कुसुमैरुपसम्पन्नां पश्य मन्दाकिनीं नदीम् ॥३॥
હંસ અને સારસોથી ભરેલી સુંદર કાંઠાવાળી, ફૂલોથી ભરેલી આ મંદાકિની નદીને, હે સીતા, જુવો. (૩)

नानाविधैस्तीररुहैर्वृतां पुष्पफलद्रुमैः । राजन्तीं राजराजस्य नलिनीमिव सर्वतः ॥४॥
કાંઠે કાંઠે જાત જાતના ઊગેલાં ફૂલો, ફળોથી ભરેલ કુબેરની સૌગંધિક સરસીની જેમ શોભતી આ મંદાકિનીને જુવો. (૪)

मृगयूथनिपीतानि कलुषाम्भांसि साम्प्रतम् । तीर्थानि रमणीयानि रतिं सञ्जनयन्ति मे ॥५॥
મૃગોનાં ટોળાંયે પાણી પીને જેના ઘાટોને મલિન બનાવી દીધા છે તે ઘાટો મારા મનને પ્રસન્નતા આપી રહ્યા છે. (૫)

जटाजिनधराः काले वल्कलोत्तरवाससः । ऋषयस्त्ववगाहन्ते नदीं मन्दाकिनीं प्रिये ॥६॥
જટા અને મૃગચર્મને ધારણ કરનારા, બલ્કલને ઓઢનારા, હે પ્રિયે આ ઋષિયો મંદાકિની નદીમાં પોતાના નિયમાનુસાર સમયસર સ્નાન કરે છે. (૬)

आदित्यमुपतिष्ठन्ते नियमादूर्ध्वबाहवः । एते परे विशालाक्षि मुनयः संशितव्रताः ॥७॥
હે વિશાલાક્ષિ, કઠોર નિયમ નભાવનારા ઊર્ધ્વબાહુવાળા આ મુનિયો સૂર્યની ઉપાસના કરી રહ્યા છે. (૭)

मारुतोद्धूतशिखरैः प्रनृत्त इव पर्वतः । पादपैः पुष्पपत्त्राणि सृजद्भिरभितो नदीम् ॥८॥
વાયુને લીધે જેમના શિખરો હાલી રહ્યા છે આવા અને નદીના બન્ને કાંઠે પુષ્પો અને પત્રોને વિખેરનારા વૃક્ષોથી, પર્વત જાણે નૃત્ય કરવાનો આરંભ ન કરતો હોય તેમ લાગે છે. (૮)

क्वचिन्मणिनिकाशोदां क्वचित् पुलिनशालिनीम् । क्वचित् सिद्धजनाकीर्णां पश्य मन्दाकिनीं नदीम् ॥
ક્યાંક મણિ જેવા નિર્મળ જળવાળી, ક્યાંક અગાધ જળને લીધે ઉંડા તીરવાળી, ક્યાંક સિદ્ધજનોથી ભરેલી આ મંદાકિનીને જુવો. (૯)

निर्धूतान् वायुना पश्य विततान् पुष्पसञ्चयान् । पोप्लूयमानानपरान् पश्य त्वं तनुमध्यमे ॥१०॥
વાયુને લીધે આમ તેમ જળમાં વિખરાયેલાં પુષ્પો પાણીમાં વચમાં તરી રહ્યાં છે, તે પણ જુવો. (૧૦)

पश्यैतद्वल्गुवचसो रथाङ्गाह्वयना द्विजाः । अधिरोहन्ति कल्याणि निष्कूजन्तः शुभा गिरः ॥११॥
હે કલ્યાણિ સીતે, જુવો, આ મધુર વચન બોલનારા ચકવા-ચકવી પક્ષિયો સુંદર સ્વર કરતાં કાંઠા ઉપર આવીત રહ્યાં છે. (૧૧)

दर्शनं चित्रकूटस्य मन्दाकिन्याश्च शोभने । अधिकं पुरवासाच्च मन्ये तव च दर्शनात् ॥१२॥

હે સુન્દરિ, ચિત્રકૂટ અને મન્દાકિનીનાં દર્શન, તમારે લીધે અયોધ્યાના દર્શનથી પણ વધારે પ્રિય અને સુંદર લાગે છે. (૧૨)

विधूतकल्मषैः सिद्धैस्तपोदमशमान्वितैः । नित्यविक्षोभितजलां विगाहस्व मया सह ॥१३॥

તપ, દમ, શમવાળા નિર્દોષ સિદ્ધો જેમાં સ્નાન કરે છે તે આ નદીમાં તમે મારી સાથે સ્નાન કરો. (૧૩)

सखीवच्च विगाहस्व सीते मन्दाकिनीं नदीम् । कमलान्यवमज्जन्ती पुष्कराणि च भामिनि ॥

હે સીતે, કમલોને–રકત કમલોને, પુષ્કરોને એટલે સ્વેત કમળોને સ્નાન કરવા સમયે પાણીમાં ડુબાવતી સ્નાન કરો. (૧૪)

त्वं पौरजनवद् व्यालानयोध्यामिव पर्वतम् । मन्यस्व वनिते नित्यं सरयूवदिमां नदीम् ॥१५॥

હે સીતા, તમે અહિં વનચરોને અયોધ્યાના લોકોની જેમ અને પર્વતને અયોધ્યાની જેમ અને આ નદીને સરયૂની જેમ સર્વદા માનીને રહો. (૧૫)

लक्ष्मणश्चैव धर्मात्मा मन्निदेशे व्यवस्थितः । त्वं चानुकूला वैदेहि प्रीतिं जनयती मम ॥१६॥

હે સીતા, લક્ષ્મણ પણ મારી આજ્ઞામાં રહે છે, તમે પણ મારી આજ્ઞામાં રહીને મને આનંદ પમાડો છો. (૧૬)

उपस्पृशंस्त्रिषवणं मधुमूलफलाशनः । नायोध्यायै न राज्याय स्पृहये च त्वया सह ॥१७॥

હે સીતે, તમારી સાથે અહીં ત્રણ સમય સ્નાન કરીને, સુંદર મૂલ અને ફળનો આહાર કરીને અયોધ્યા અને અયોધ્યાના રાજ્યની મને કયીં ચિંતા થતી જ નથી. (૧૭)

इमां हि रम्यां गजयूथलोडितां निपीततोयां गजसिंहवानरैः ।
सुपुष्पितां पुष्पभरैरलङ्कृतां न सोऽस्ति यः स्यान्न गतक्लमः सुखी ॥१८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टाशीतितमः सर्गः ॥८८॥

મૃગના ટોળાયે પાણી પીવાના સમયે જેને હલાવી નાખેલ છે, હાથિયો, વાનરો અને સિંહો જેનું પાણી પીતાં રહે છે, તેમજ પુષ્પોથી સુશોભિત આ મન્દાકિનીમાં સ્નાન કરનારો આવો કોણ છે જેનો શ્રમ દૂર નહિ થાય અને જે પ્રસન્ન નહિ થાય ? (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટાશીતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोननवतितमः सर्गः

—★—

तां तदा दर्शयित्वा तु मैथिलीं गिरिनिम्नगाम् । एवमास्ते स धर्मात्मा सीतया सह राघवः ॥१॥

આ રીતે સીતાજીને મંદાકિની ને દેખાડીને ધર્માત્મા રામ સીતા સાથે બેસી ગયા. (૧)

तथा तत्रासतस्तस्य भरतस्योपयायिनः । सैन्यरेणुश्च शब्दश्च प्रादुरास्तां नभस्पृशौ ॥२॥

શ્રીરામ જ્યારે ત્યાં બેસી ગયા ત્યારે પાસે આવતા ભરતની સેનાના શબ્દ અને ધૂળ આકાશમાં જણાવા લાગ્યા. (૨)

एतस्मिन्नन्तरे त्रस्ताः शब्देन महता ततः । अर्दिता यूथपा मत्ताः सयूथाद् दुद्रुवुर्दिशः ॥३॥
તે જ સમયે મોટા શબ્દો સેનાના સાંભળીને બેસી ગયેલા, પીડાયેલા, મૃગો અને તેમના યૂથપો બધા ટોળામાંથી આમ તેમ નાસવા લાગ્યા. (૩)

स तं सैन्यसमुद्धूतं शब्दं शुश्राव राघवः । तांश्च विप्रद्रुतान् सर्वान् यूथपानन्ववैक्षत ॥४॥
શ્રીરામે સેનામાંથી નીકળેલા શબ્દ સાંભળ્યો અને નાસતા મૃગોના ટોળાં જોયાં. (૪)

तांश्च विप्रद्रुतान् दृष्ट्वा तं च श्रुत्वा महास्वनम् । उवाच रामः सौमित्रिं लक्ष्मणं दीप्ततेजसम् ॥५॥
મૃગોને આ રીતે નાચતા જોયીને અને ભારે કોલાહલને સાંભળીને તેજસ્વી લક્ષ્મણને રામે કહ્યું....(૫)

हन्त लक्ष्मण पश्येह सुमित्रासुप्रजास्त्वया । भीमस्तनितगम्भीरं तुमुलः श्रूयते स्वनः ॥६॥
આશ્ચર્ય છે, લક્ષ્મણ જુવો, મેઘ ગાજે તેમ આ ભયંકર શબ્દ તમે સાંભળો છો. ? (૬)

गजयूथानि वारण्ये महिषा वा महावने । वित्रासिता मृगाः सिंहैः सहसा प्रद्रुता दिशः ॥७॥
જુવો, હાથિયોનાં ટોળાં, ભેંસો અને મૃગો આ મહાવનમાં સિંહોથી ભય પામી એકાએક ચારે કોર નાસી રહ્યાં નથી ? (૭)

राजा वा राजपुत्रो वा मृगयामटते वने । अन्यद्वा श्वापदं किञ्चित् सौमित्रे ज्ञातुमर्हसि ॥८॥
હે લક્ષ્મણ, તમે જુવો તો, કોયી રાજા કે કોયી રાજપુત્ર અથવા કોયી વન્ય પશુ આ વનમાં શિકાર માટે ફરી તો રહ્યાં નથી ને ? (૮)

स लक्ष्मणः संत्वरितः सालमारुह्य पुष्पितम् । प्रेक्षमाणो दिशः सर्वाः पूर्वां दिशमवैक्षत ॥९॥
લક્ષ્મણજી તરત જ એક સાલવૃક્ષ ઉપર ચડી ગયા અને બધી દિશાવોમાં જોતાં પૂર્વ દિશામાં તેમણે દૃષ્ટિપાત કર્યો. (૯)

तामश्वरथसम्पूर्णां रथध्वजविभूषिताम् । शशंस सेनां रामाय वचनं चेदमब्रवीत् ॥१०॥
અશ્વો અને હાથિયોથી સંપૂર્ણ, રથો અને ધ્વજોથી વિભૂષિત સેનાની સૂચના લક્ષ્મણે રામને આપી અને કહ્યું કે.... (૧૦)

अग्निं संशमयत्वार्यः सीता च भजतां गुहाम् । सज्यं कुरुष्व चापं च शरांश्च कवचं तथा ॥११॥
આપ અગ્નિ શાંત કરો. સીતાજી ગુફામાં ભરાયી જાય, અને આપ ધનુષ્ બાણ, કવચ આદિ સુસજ્જિત કરો. (૧૧)

तं रामः पुरुषव्याघ्रो लक्ष्मणं प्रत्युवाच ह । अङ्गावेक्षस्व सौमित्रे कस्येमां मन्यसे चमूम् ॥१२॥
અત્યંત ધૈર્યવાળા રામે લક્ષ્મણને કહ્યું કે હે લક્ષ્મણ તું જો તો, કોની સેના હશે ? (૧૨)

एवमुक्तस्तु रामेण लक्ष्मणो वाक्यमब्रवीत् । दिधक्षन्निव तां सेनां रुषितः पावको यथा ॥१३॥
આ પ્રમાણે કહેવાયેલા, ક્રોધે ભરાયેલા લક્ષ્મણે તે સેનાને અગ્નિની જેમ બાળતા કહ્યું....(૧૩)

सम्पन्नं राज्यमिच्छंस्तु व्यक्तं प्राप्याभिषेचनम् । आवां हन्तुं समभ्येति कैकेय्या भरतः सुतः ॥
રાજ્યાભિષેક પામી, સંપન્ન રાજ્ય મેળવીને, કૈકેયીનો પુત્ર ભરત અમને મારી નાંખવા માટે આવી રહ્યો છે. (૧૪)

एष वै सुमहाञ्छ्रीमान् विटपी सम्प्रकाशते । विराजत्युज्ज्वलस्कन्धः कोविदारध्वजो रथे ॥१५॥
જુવો, આ ઉન્નત સ્કન્ધવાળો કોવિદારનો ધ્વજવાળો રથ તે સ્પષ્ટ જોવામાં આવી રહ્યો છે. (૧૫)

भजन्त्येते यथाकाममश्वानारुह्य शीघ्रगान् । एते भ्राजन्ति संहृष्टा गजानारुह्य सादिनः ॥१६॥
જુવો, ઇચ્છાપ્રમાણે અત્યંત વેગીલા અશ્વો ઉપર અને હાથિયો ઉપર ચડીને સવારો શોભી રહ્યા છે.

गृहीतधनुषावावां गिरिं वीर श्रयावहे । अथवेहैव तिष्ठावः सन्नद्धावुद्यतायुधौ ॥१७॥
અમે બન્ને પણ ધનુષ્ ધારણ કરીને હે વીર, પર્વત ઉપર ચડી જયિયે. અથવા અસ્ત્રો શસ્ત્રોને લયીને અહિં જ ઉદ્યત રહિયે. (૧૭)

अपि नौ वशमागच्छेत् कोविदारध्वजो रणे । अपि द्रक्ष्यामि भरतं यत्कृते व्यसनं महत् ॥१८॥
રણમાં આ કોવિદારધ્વજવાળો રથ આપણા અધીન આવી જશે અથવા આપણે જેને લીધે બધાં દુઃખો સહન કરી રહ્યા છિયે, તે ભરતને જોયી લયિશું.... (૧૮)

यन्निमित्तं भवान् राज्याच्च्युतो राघव शाश्वतात् । सम्प्राप्तोयमरिर्वीर भरतो वध्य एव सः ॥
જેના લીધે, હે રામ તમને જોયિતું હતું તે રાજ્યથી તમે વંચિત થયા છો, તે આ શત્રુ ભરત અહીં આવ્યા છે. એમનો બધ કરવો જ જોયિયે. (૧૯)

पूर्वापकारिणं हत्वा न ह्यधर्मेण युज्यते । एतस्मिन् निहते कृत्स्नामनुशाधि वसुन्धराम् ॥२०॥
જે કોયિએ પૂર્વે અપકાર કર્યો હોય તેના વધથી અધર્મ થતો નથી. ભરતને મારી નાખ્યા પછી સંપૂર્ણ અયોધ્યા રાજ્યનો આપ રાજા થાવ. (૨૦)

अद्य पुत्रं हतं सङ्ख्ये कैकेयी राज्यकामुका । मया पश्येत् सुदुःखार्ता हस्तिभिन्नमिव द्रुमम् ।२१
હાથીથી ઉખડાયેલ વૃક્ષની જેમ આજે યુદ્ધમાં પોતાના પુત્રને હણાયેલો જોયીને, કૈકેયી પણ ભારે દુઃખનો અનુભવ કરો. (૨૧)

कैकेयीं च वधिष्यामि सानुबन्धां सबान्धवान् । कलुषेणाद्य महता मेदिनी परिमुच्यताम् ॥२२॥
આજે કૈકેયીનો પણ તેના હિતૈષિયો સાથે હું બધ કરીશ. તેથી ભારે પાપભારથી આજે પૃથ્વી મુક્ત થયી જાય. (૨૨)

अद्येमं संयतं क्रोधमसत्कारं च मानद । मोक्ष्यामि शत्रुसैन्येषु कक्षेष्विव हुताशनम् ॥२३॥
હે સૌને માન આપનાર રામ, ઘણા સમયથી મેં આ ક્રોધ અને અપમાનને સંઘરી રાખ્યા છે. આજે જેમ સૂકી લાકડીમા અગ્નિ મૂકે તેમ હું તે ક્રોધાગ્નિને આ શત્રુ સેનામાં મૂકીશ. (૨૩)

अद्यैव चित्रकूटस्य काननं निशितैः शरैः । छिन्दञ्छत्रुशरीराणि करिष्ये शोणितोक्षितम् ॥२४॥
શત્રુવોનાં શરીરને મારા તીક્ષ્ણ બાણોથી વીંધતો હું આજે ચિત્રકૂટના આ જંગલનું રક્તથી સિંચન કરી દયિશ. (૨૪)

शरैर्निर्भिन्नहृदयान् कुञ्जरांस्तुरगांस्तथा । श्वापदाः परिकर्षन्तु नरांश्च निहतान् मया ॥२५॥
બાણોથી હૃદયમાં વીંધાયેલા હાથિયો અને અશ્વોને તેમજ મેં મારેલા માનવોને પણ જંગલી પશુવો ખેંચીને લયી જાય. (૨૫)

૪૨

शराणां धनुषश्चाहमनृणोऽस्मिन् महावने । ससैन्यं भरतं हत्वा भविष्यामि न संशयः ॥२९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकोननवतितमः सर्गः ॥८९॥

આ મહાવનમાં સેના સાથે ભરતને વધ કરીને મારા ધનુષ અને બાણુથી હું ઋણુથીમુક્ત થયી જયીશ. (૨૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકોનનવતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ नवतितमः सर्गः

सुसंरब्धं तु भरतं लक्ष्मणं क्रोधमूर्च्छितम् । रामस्तु परिसान्त्व्याथ वचनं चेदमब्रवीत् ॥१॥

ભરત પ્રત્યે લક્ષ્મણુને ક્રોધથી અત્યંત વ્યાકુળ જોયીને રામ શાન્ત કરી ને આ પ્રમાણે બોલ્યા.

किमत्र धनुषा कार्यमसिना वा सचर्मणा । महाबले महोत्साहे भरते स्वयमागते ॥२॥

જ્યારે મહાબળશાળી અને ભારે ઉત્સાહવાળા ભરત પોતે આવ્યા છે, ત્યારે ધનુષ, બાણુ અને ઢાળનું શું કામ છે ? (૨)

पितुः सत्यं प्रतिश्रुत्य हत्वा भरतमाहवे । किं करिष्यामि राज्येन सापवादेन लक्ष्मण ॥३॥

પિતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા એટલે તેમનાં આજ્ઞાપ્રમાણે વનમાં આવીને, આવેલા ભરત-ને મારીને હે લક્ષ્મણુ કલંકિત રાજ્ય લયીને શું કરીશ. ? (૩)

यद् द्रव्यं बान्धवानां वा मित्राणां वा क्षये भवेत् । नाहं तत् प्रतिगृह्णीयां भक्ष्यान् विषकृतानिव ॥

કુટુંબિયો અને મિત્રોના બધથી કે તેના નાશથી જે પ્રાપ્ત થાય, તે દ્રવ્યને, વિષમિશ્રિત ખાવાની વસ્તુની જેમ હું ગ્રહણુ નહિ જ કરું. (૪)

धर्ममर्थं च कामं च पृथिवीं चापि लक्ष्मण । इच्छामि भवतामर्थे एतत् प्रतिश्रृणोमि ते ॥५॥

હે લક્ષ્મણુ, ધર્મ અર્થ, કામ અને આ પૃથિવી એટલે રાજ્ય, કેવળ તમારા જેવા ભાયિયોનાં કલ્યાણુ માટે જ હું ઇચ્છું છું, આ હું સત્ય જ કહું છું. (૫)

भ्रातॄणां संग्रहार्थं च सुखार्थं चापि लक्ष्मण । राज्यमप्यहमिच्छामि सत्येनायुधमालभे ॥६॥

હે લક્ષ્મણુ, હું ધનુષ-બાણુના શપથ સાથે કહું છું કે જો હું રાજ્યની ઇચ્છા પણુ કરું તો કેવળ ભાયિયોના સંગ્રહ માટે, અને તેમના સુખ માટે જ. (૬)

नेयं मम मही सौम्य दुर्लभा सागराम्बरा । नहीच्छेयमधर्मेण शक्रत्वमपि लक्ष्मण ॥७॥

હે સૌમ્ય લક્ષ્મણુ, સાગરપર્યંત આ ભૂમિ મારામાટે દુર્લભ નથી જ, પણુ આ પૃથિવીની શી વાત, સ્વર્ગપણુ=ઇન્દ્રાસન પણુ હું અધર્મથી પ્રાપ્ત કરવા ઇચ્છતો નથી. (૭)

यद् विना भरतं त्वां च शत्रुघ्नं वापि मानद । भवेन्मम सुखं किंचिद् भस्म तत् कुरुतां शिखी ॥

હે લક્ષ્મણુ, ભરત વિના અથવા તમારા વિના કે શત્રુઘ્ન વિના યદિ કોયી વસ્તુ મારા માટે સુખદ હોય તો ભગવાન્ અગ્નિ તેને વાળી નાખે. (૮)

मन्येहमागतोयोध्यां भरतो भ्रातृवत्सलः । मम प्राणैः प्रियतरः कुलधर्ममनुस्मरन् ॥९॥
હે લક્ષ્મણ, હું ધારું છું કે ભ્રાતૃવત્સલ ભરત અયોધ્યા આવી ગયા. તે મને પ્રાણોથી પણ વધારે પ્રિય છે કેમકે તે આપણા કુળની મર્યાદાને સદાય ધ્યાનમાં રાખે છે. (૯)

श्रुत्वा प्रव्राजितं मां हि जटावल्कलधारिणम् । जानक्या सहितं वीर त्वया च पुरुषोत्तम ॥१०॥
તેથી તેવો મને જટા–વલ્કલ ધારણ કરીને સીતા અને તમારી સાથે વનમાં આવેલા સાંભળીને.

स्नेहेनाक्रान्तहृदयः शोकेनाकुलितेन्द्रियः । द्रष्टुमभ्यागतो ह्येष भरतो नान्यथागतः ॥११॥
સ્નેહપૂર્ણ હૃદયવાળા અને શોકથી વ્યાકુળ ઇન્દ્રિયોવાળા આ ભરત અમને જોવા માટે જ અહિં આવ્યા છે, બીજું કોયી કારણ નથી. (૧૧)

अम्बां च केकयीं रुष्य भरतश्चाप्रियं वदन् । प्रसाद्य पितरं श्रीमान् राज्यं मे दातुमागतः ॥१२॥
લક્ષ્મણ, મને લાગે છે કે ભરત, કૈકેયી ઉપર ક્રોધ કરીને અને તેના માટે કઠોર વચનોનો ઉપયોગ કરીને, પિતાજીને પ્રસન્ન કરીને મને રાજ્ય આપવા અહીં આવે છે. (૧૨)

प्राप्तकालं यदेषोस्मान् भरतो द्रष्टुमर्हति । अस्मासु मनसाप्येष नाहितं किंचिदाचरेत् ॥१३॥
અનુકૂળતા પ્રમાણે ભરત અમને જોવા આવે છે. તે ભલે ને જુયે. ભરત મનથી પણ અમારું કંઈ અહિત કરી શકશે. નહિ. (૧૩)

विप्रियं कृतपूर्वं ते भरतेन कदा नु किम् । ईदृशं वा भयं तेद्य भरतं यद् विशङ्कसे ॥१४॥
શું ભરતે તમારું કદી કશું અપ્રિય કર્યું છે કે જેથી તમે આજે ભરત માટે આવી શંકા કરી રહ્યા છો? (૧૪)

नहि ते निष्ठुरं वाच्यो भरतो नाप्रियं वचः । अहं ह्यप्रियमुक्तः स्यां भरतस्याप्रिये कृते ॥१५॥
હે લક્ષ્મણ, તમે ભરત માટે કઠોર અને અપ્રિય બચન નહિ બોલો, કેમકે ભરત માટે કઠોર અને અપ્રિય બચન મારા માટે જ થશે. (૧૫)

कथं नु पुत्राः पितरं हन्युः कस्यांचिदापदि । भ्राता वा भ्रातरं हन्यात् सौमित्रे प्राणमात्मनः ॥
હે લક્ષ્મણ, કોયી પણ આપત્તિકાળમાં પુત્રો પિતાને કેમ મારી શકે? અથવા ભાયી ભાયીને કેમ મારી શકે? ભાયી તો પ્રાણસમાન હોય છે. (૧૬)

यदि राज्यस्य हेतोस्त्वमिमां वाचं प्रभाषसे । वक्ष्यामि भरतं दृष्ट्वा राज्यमस्मै प्रदीयताम् ॥१७॥
લક્ષ્મણ, જો તમે રાજ્યમાટે આવી વાત કહેતા હો તો ભરત જ્યારે અહિં આવશે તો હું તેમને કહિશ કે અયોધ્યાનું રાજ્ય લક્ષ્મણને આપી દો. (૧૭)

उच्यमानो हि भरतो मया लक्ष्मण तद्वचः । राज्यमस्मै प्रयच्छेति बाढमित्येव मंस्यते ॥१८॥
જો હું સાચું જ ભરતને એમ કહું કે અયોધ્યાનું રાજ્ય લક્ષ્મણને આપી દો તો "સારુ" આ શબ્દથી અતિરિક્ત તેવો કશું નહિ કહેશે. (૧૮)

तद्वाक्यं लक्ष्मणः श्रुत्वा व्रीडितः प्रत्युवाच ह । त्वां मन्ये द्रष्टुमायातः पिता दशरथः स्वयम् ॥
રામનું આવું વચન સાંભળી લક્ષ્મણને લજ્જિત જોયીને શ્રીરામ ફરી બોલ્યા કે હું ધારું છુ કે પિતાજી અમને જોવા અહિં આવી રહ્યા છે. (૧૯–૨૦)

व्रीडितं लक्ष्मणं दृष्ट्वा राघवः प्रत्युवाच ह । एष मन्ये महाबाहुरिहास्मान् द्रष्टुमागतः ॥२१॥

રામનું તે વચન સાંભળી લક્ષ્મણ લજ્જિત થયી ગયા અને બોલ્યા કે હું ધારું છું કે તમને જોવા પિતાજી જ સ્વયમ્ આવી રહ્યા છે (૨૧)

अथवा नौ ध्रुवं मन्ये मन्यमानः सुखोचितौ । वनवासमनुध्याय गृहाय प्रतिनेष्यति ॥२२॥

અથવા હું ધારું છું કે તેવો એમ ધારીને કે અમે વનવાસ માટે યોગ્ય નથી, અમને અયોધ્યા પાછા લયી જશે. (૨૨)

इमां चाप्येष वैदेहीमत्यन्तसुखसेविनीम् । पिता मे राघवः श्रीमान् वनादादाय यास्यति ॥२३॥

અથવા આ પિતાજી પોતે આવી રહ્યા છે અને સદા સુખમાં જ રહેનારી આ સીતાને લયીને તેવો પાછા જશે. (૨૩)

एतौ तौ सम्प्रकाशेते गोत्रवन्तौ मनोरमौ । वायुवेगसमौ वीरौ जवनौ तुरगोत्तमौ ॥२४॥

હે વીર લક્ષ્મણ; જુવો સારાશરીરવાળા સુંદર, વાયુવેગ સમાન દોડનારા આ બન્ને ઉત્તમ અશ્વો જોવામાં આવે છે. (૨૪)

स एष सुमहाकायः कम्पते वाहिनीमुखे । नागः शत्रुञ्जयो नाम वृद्धस्तातस्य धीमतः ॥२५॥

હે લક્ષ્મણ, પિતાજીનો આ સુન્દર દેહવાળો વૃદ્ધ શત્રુંજય નામવાળો અશ્વ સેનાની આગળ શરીર ધ્રુજાવી રહ્યો છે. (૨૫)

न तु पश्यामि तच्छत्रं पाण्डुरं लोकविश्रुतम् । पितुर्दिव्यं महाभाग संशयो भवतीह मे ॥२६॥

પણ હે લક્ષ્મણ, સંસારમાં પ્રખ્યાત તે દિવ્ય અને ધવલ છત્ર જોવામાં આવતું નથી તેથી મને સંદેહ થાય છે કે તેવો છે કે બીજો કોયી? (૨૬)

वृक्षाग्रादवरोह त्वं कुरु लक्ष्मण मद्वचः । इतीव रामो धर्मात्मा सौमित्रिं तमुवाच ह ॥२७॥

ધર્માત્મા રામે લક્ષ્મણને કહ્યું કે તમે વૃક્ષ ઉપરથી નીચે ઉતરો અને હું કહું તે કરો. (૨૭)

अवतीर्य तु सालाग्रात् तस्मात् स समितिंजयः । लक्ष्मणः प्राञ्जलिर्भूत्वा तस्थौ रामस्य पार्श्वतः ॥

લક્ષ્મણ તે સાલ વૃક્ષ ઉપરથી નીચે ઉતરીને હાથ જોડીને રામની પાસે ઊભા થયા. (૨૮)

भरतेनाथ सन्दिष्टा सम्मर्दो न भवेदिति । समन्तात् तस्य शैलस्य सेना वासमकल्पयत् ॥२९॥

ભરતે આમ વિચાર કરીને કે ભીડભાડ થાય નહિ, તેથી તેમનાં આજ્ઞાપ્રમાણે તેમની સેના તે પર્વતની પાસે જ રોકાયી ગયી. (૨૯)

अध्यर्धमिक्ष्वाकुचमूर्योजनं पर्वतस्य ह । पार्श्वे न्यविशदावृत्य गजवाजिनराकुला ॥३०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे नवतितमः सर्गः ॥९०॥

હાથી-ઘોડા અને સૈનિકોથીસજ્જ તે સેના જે ડોઢયોજન લાંબી હતી, ત્યાં જ પર્વતની પાસે રોકાયી ગયી. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના નવતિતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकनवतितमः सर्गः

निवेश्य सेनां तु विभुः पद्भ्यां पादवतां वरः। अभिगन्तुं स काकुत्स्थमियेष गुरुवर्तकम् ॥१॥

શ્રી ભરતજીયે સેનાની યથોચિત વ્યવસ્થા કરીને પિતાની આજ્ઞાનું પાલન કરનાર રામ પાસે જવાની ઇચ્છા કરી. (૧)

निविष्टमात्रे सैन्ये तु यथोद्देशं विनीतवत्। भरतो भ्रातरं वाक्यं शत्रुघ्नमिदमब्रवीत् ॥२॥

ભરતની આજ્ઞાને અનુસરીને સેના જ્યારે ઉચિત પ્રદેશમાં સ્થિર રહી ગયી ત્યારે ભરતે ભાયી શત્રુઘ્નને આમ કહ્યું....(૨)

क्षिप्रं वनमिदं सौम्य नरसङ्घैः समन्ततः। लुब्धैश्च सहितैरेभिस्त्वमन्वेषितुमर्हसि ॥३॥

હે શત્રુઘ્ન, આ નિષાદો અને બીજા માણસો સાથે તમે આ વનમાં શીઘ્ર રામજીની શોધ કરો. (૩)

गुहो ज्ञातिसहस्रेण शरचापासिपाणिना। समन्वेषतु काकुत्स्थावस्मिन् परिवृतः स्वयम् ॥४॥

પોતાની જ્ઞાતિના સહસ્રો માણસો સાથે, ધનુષ્-બાણ હાથમાં લયીને, ગુહ, સ્વયં રામની શોધ કરે. (૪)

अमात्यैः सह पौरैश्च गुरुभिश्च द्विजातिभिः। अहं सर्वं चरिष्यामि पद्भ्यां परिवृतः स्वयम् ॥५॥

મંત્રિયો, નગરવાસિયો, ગુરુવો, બ્રાહ્મણો સાથે હું પોતે આખા વનમાં તેમને શોધવા ફરીશ.

यावन्न रामं द्रक्ष्यामि लक्ष्मणं वा महाबलम्। वैदेहीं वा महाभागां न मे शान्तिर्भविष्यति ॥६॥

જ્યાં સુધી હું મહાબલવાન્ રામ, લક્ષ્મણ અને ભાગ્યશાલિની સીતાજીને નહિ જોયિશ ત્યાં સુધી મને શાંતિ થશે નહિ. (૬)

यावन्न चन्द्रसङ्काशं तद् द्रक्ष्यामि शुभाननम्। भ्रातुः पद्मविशालाक्षं न मे शान्तिर्भविष्यति ॥७॥

જ્યાં સુધી હું રામનું ચંદ્ર જેવું મુખ અને કમળના પત્ર જેવાં વિશાલ નેત્રો નહિ જોયિશ ત્યાં સુધી મને શાંતિ થશે નહિ. (૭)

सिद्धार्थः खलु सौमित्रिर्यश्चन्द्रविमलोपमम्। मुखं पश्यति रामस्य राजीवाक्षं महाद्युति ॥८॥

વસ્તુતઃ લક્ષ્મણ ધન્ય છે જે રામના ચંદ્રસમાન અને કમળસમાન મહાદ્યુતિવાળા મુખ જુવે છે, (૮)

यावन्न चरणौ भ्रातुः पार्थिवव्यञ्जनान्वितौ। शिरसा प्रग्रहीष्यामि न मे शान्तिर्भविष्यति ॥९॥

જ્યાં સુધી ભાયી રામના રાજચિહ્નવાળા ચરણોમાં હું પ્રણામ નહિ કરું ત્યાં સુધી મને શાંતિ થશે નહિ. (૯)

यावन्न राज्ये राज्यार्हः पितृपैतामहे स्थितः। अभिषिक्तो जलक्लिन्नो न मे शान्तिर्भविष्यति ॥

રાજ્યને યોગ્ય રામ જ્યાં સુધી પિતા પિતામહના રાજ્ય ઉપર અભિષિકત થયીને વિરાજમાન નહિ થશે ત્યાં સુધી મને શાંતિ થશે નહિ. (૧૦)

सुशुभश्चित्रकूटोऽसौ गिरिराजसमो गिरिः। यस्मिन् वसति काकुत्स्थः कुबेर इव नन्दने ॥११॥

હિમાલય સમાન આ ચિત્રકૂટ ધન્ય છે જેમાં નંદનવનમાં કુબેર રહે છે તેમ શ્રીરામ નિવાસ કરે છે. (૧૧)

कृतकार्यमिदं दुर्गं वनं व्यालनिषेवितम् । यदध्यास्ते महाराजो रामः शस्त्रभृतां वरः ॥१२॥
જંગલી પશુવોથી ભરેલ આ દુર્ગમ વન કૃતાર્થ છે જેમાં શસ્ત્રધારિયોમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી રામ નિવાસ કરે છે. (૧૨)

एवमुक्त्वा महाबाहुर्भरतः पुरुषर्षभः । पद्भ्यामेव महातेजाः प्रविवेश महद् वनम् ॥१३॥
આમ કહીને વિશાળ ભુજવાળા અને મહાતેજસ્વી ભરતે પગથી જ તે વનમાં પ્રવેશ કર્યો. (૧૩)

स तानि द्रुमजालानि जातानि गिरिसानुषु । पुष्पिताग्राणि मध्येन जगाम वदतां वरः ॥१४॥
ચિત્રકૂટના શિખરો ઉપર ઉગેલા અને ફૂલેલા વૃક્ષોની વચમાં થઈને ભરતજી ચાલ્યા. (૧૪)

स गिरेश्चित्रकूटस्य सालमारुह्य सत्वरम् । रामाश्रमगतस्याग्नेर्ददर्श ध्वजमुच्छ्रितम् ॥१५॥
ભરતજીયે ત્યાં શીઘ્ર જ એક સાલવૃક્ષ ઉપર ચડીને રામના આશ્રમમાં અગ્નિ અને ઊંચા ધ્વજને જોયા. (૧૫)

तं दृष्ट्वा भरतः श्रीमान् मुमोद सहबान्धवः । अत्र राम इति ज्ञात्वा गतः पारमिवाम्भसः ॥१६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकनवतितमः सर्गः ॥९१॥

તે અગ્નિને જોયીને શત્રુઘ્ન અને ભરત રામજી અહિં જ છે આમ જણીને સમુદ્રપાર ગયેલાની જેમ પોતાને માનવા લાગ્યા (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકનવતિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्विनवतितमः सर्गः

निविष्टायां तु सेनायामुत्सुको भरतस्ततः । जगाम भ्रातरं द्रष्टुं शत्रुघ्नमनुदर्शयन् ॥१॥
સેના જ્યારે શાંતિથી સ્થિર થયી ગયી ત્યારે શત્રુઘ્નને વનની શોભા દેખાડતા ભરત ભાયી રામને જોવા ચાલ્યા. (૧)

ऋषिं वसिष्ठं संदिश्य मातॄर्मे शीघ्रमानय । इति त्वरितमग्रेसौ जगाम गुरुवत्सलः ॥२॥
માતાવોને શીઘ્ર લયી આવો આમ ઋષિ વસિષ્ઠજીને પ્રાર્થના કરીને રામ પ્રત્યે અતિશય અનુરાગી ભરત તરતજ આગળ ચાલ્યા. (૨)

गच्छन्नेवाथ भरतस्तापसालयसंस्थिताम् । भ्रातुः पर्णकुटीं श्रीमानुटजं च ददर्श ह ॥३॥
તપસ્વિયોની કુટિયાની વચમાં જ શ્રીરામની પર્ણકુટી એટલે ઝોંપડી ભરતે જોયી. (૩)

शालायास्त्वग्रतस्तस्या ददर्श भरतस्तदा । काष्ठानि चावभग्नानि पुष्पाण्यपचितानि च ॥४॥
ભરતે તે પર્ણશાળાની આગળ તોડેલાં અને ભેગાં કરેલાં લાકડા અને પુષ્પો જોયાં. (૪)

स लक्ष्मणस्य रामस्य ददर्शाश्रममीयुषः । कृतं वृक्षेष्वभिज्ञानं कुशचीरैः क्वचित् क्वचित् ॥५॥
ભરતે જોયું કે વનમાંથી આમ તેમ ફરીને આવતા રામ અને લક્ષ્મણ માર્ગ ભૂલી ન જાય તેથી વૃક્ષો ઉપર ક્યાંક ક્યાંક કુશ અને ચીર મૂકીને ચિહ્ન તેવોયે કર્યાં હતાં (૫)

**ददर्श च वने तस्मिन् महतः संचयान् कृतान् । मृगाणां महिषाणां च करीषैः शीतकारणात् ॥६॥**

ભરતે જોયું કે આશ્રમથી અલગ કોયી સ્થાનમાં મૃગો અને ભેંસોની છાણુ શીત દૂર કરવા માટે ભેગી કરાયેલી હતી. (૬)

**गच्छन्नेव महाबाहुर्द्युतिमान् भरतस्तदा । शत्रुघ्नं चाब्रवीद्धृष्टस्तानमात्यांश्च सर्वशः ॥७॥**

મહાબાહુ ભરતે આગળ જતાં પ્રસન્ન થયીને શત્રુઘ્ન અને અમાત્યોને કહ્યું. (૭)

**मन्ये प्राप्ताः स्म तं देशं भरद्वाजो यमब्रवीत् । नातिदूरे हि मन्येहं नदीं मन्दाकिनीमितः ॥८॥**

કે, મને લાગે છે કે આપણે તે સ્થાને આવી ગયા છિયે જેનો નિર્દેશ ભરદ્વાજે કરેલ અને મને લાગે છે મંદાકિની નદી પણુ અહીંથી દૂર નથી. (૮)

**उच्चैर्बद्धानि चीराणि लक्ष्मणेन भवेदयम् । अभिज्ञानकृतः पन्था विकाले गन्तुमिच्छता ॥९॥**

મને લાગે છે કે જ્યારે અંધકાર થયી જાય અથવા બાદળ આકાશમાં આવી જાય ત્યારે જંગળમાં માર્ગ જણાય નહિ તેને લીધે લક્ષ્મણે માર્ગને ઓળખવા માટે આ ચિહ્ન બનાવ્યું હુશે (૯)

**इतश्चोदात्तदन्तानां कुञ्जराणां तरस्विनाम् । शैलपार्श्वे परिक्रान्तमन्योन्यमभिगर्जताम् ॥१०॥**

અને જુવો, મોટા મોટા દાંતો વાળા બલશાળી જે, હાથિયો પરસ્પર ગાજતા હશે તેમનાં જ પર્વતની પાસે આ પદચિહ્નો જણાય છે. (૧૦)

**यमेवाधातुमिच्छन्ति तापसाः सततं वने । तस्यासौ दृश्यते धूमः संकुलः कृष्णवर्त्मनः ॥११॥**

અને તપસ્વિયો વનમાં સર્વદા જે અગ્ન્યાધાન કરવા ઇચ્છે છે તે અગ્નિનો જ આ મોટા મોટા ધુમાડા જોવામાં આવે છે. (૧૧)

**अत्राहं पुरुषव्याघ्रं गुरुसत्कारकारिणम् । आर्यं द्रक्ष्यामि संहृष्टं महर्षिमिव राघवम् ॥१२॥**

અહીં જ હું વડીલોનો સત્કાર કરનારા પુરુષોમાં શ્રેષ્ઠ રામને, મહર્ષિની પેઠે પ્રસન્ન જોયિશ.

**अथ गत्वा मुहूर्तं तु चित्रकूटं स राघवः । मन्दाकिनीमनु प्राप्तस्तं जनं चेदमब्रवीत् ॥१३॥**

અને થોડી વાર સુધી ચિત્રકૂટની ઓર ચાલીને ભરત મન્દાકિની પાસે પહોંચી ગયા અને પોતાના સાથિયોને તેમણે કહ્યું. (૧૩)

**जगत्यां पुरुषव्याघ्र आस्ते वीरासने रतः । जयेन्द्रो निर्जनं प्राप्य धिङ्मे जन्म सजीवितम् ॥**

જગતમાં સૌથી શ્રેષ્ઠ અને અયોધ્યાની પ્રજાના સ્વામી રામ અહીં નિર્જન વનમાં આવીને વીરાસન એટલે ઋષિયો, મુનિયો અથવા યોગિયો જે આસનથી બેસે છે, તે વીરાસનથી બેસતા હશે. અરે, મારા જન્મ અને જીવનને ધિક્કાર છે. (૧૪)

**मत्कृते व्यसनं प्राप्तो लोकनाथो महाद्युतिः। सर्वान् कामान् परित्यज्य वने वसति राघवः ॥१५॥**

મહાતેજસ્વી અયોધ્યાનાથ રામ રાજોચિત સર્વ ભોગોનો ત્યાગ કરીને મારે લીધે દુઃખ સાથે વનમાં નિવાસ કરે છે. (૧૫)

**इति लोकसमाक्रुष्टः पादेष्वद्य प्रसादयन् । रामं तस्य पतिष्यामि सीताया लक्ष्मणस्य च ॥१६॥**

લોકોમાં અનાદર પામેલો હું રામને પ્રસન્ન કરવા તેમના, સીતાના તેમજ લક્ષ્મણના પણુ પગે પડીશ. (૧૬)

एवं स विलपंस्तस्मिन् वने दशरथात्मजः । ददर्श महतीं पुण्यां पर्णशालां मनोरमाम् ॥१७॥

આ રીતે વિલાપ કરતા ભરતે તે વનમાં એક મનોહર મોટી પર્ણશાળા જોયી. (૧૭)

सालतालाश्वकर्णानां पर्णैर्बहुभिरावृताम् । विशालां मृदुभिस्तीर्णां कुशैर्वेदिमिवाध्वरे ॥१८॥
शक्रायुधनिकाशैश्च कार्मुकैर्भारसाधनैः । रुक्मपृष्ठैर्महासारैः शोभितां शत्रुबाधकैः ॥१९॥
अर्करश्मिप्रतीकाशैर्घोरैस्तूणगतैः शरैः । शोभितां दीप्तवदनैः सर्पैर्भोगवतीमिव ॥२०॥
महारजतवासोभ्यामसिभ्यां च विराजिताम् । रुक्मबिन्दुविचित्राभ्यां चर्मभ्यां चापि शोभिताम् ॥
गोधाङ्गुलित्रैरासक्तैश्चित्रकाञ्चनभूषितैः । अरिसङ्घैरनाधृष्यां मृगैः सिंहगुहामिव ॥२२॥

જે પર્ણશાળાને ભરતે જોયી તે યજ્ઞમાં કુશોથી જેમ વેદિ ઢંકાય તેમ સાલ-તાલ-અશ્વકર્ણના ઘણાં પાંદડાવોથી ઢંકાયેલી હતી, ઇન્દ્રના ધનુષસમાન ભારે ભારે ધનુષોથી શત્રુવોના સંહાર કરનાર, જેના ઉપર ચાંદી જડેલી હતી તેવા અને મહાબલશાળી, ઇન્દ્રના ધનુષ જેવા ભારવાળા ધનુષોથી શોભતી; દીપ્તવદન, સર્પોથી જેમ ભોગવતી શોભે તેમ; સૂર્યના કિરણોની જેમ પ્રકાશિત તૂણમાં રહેલા ભયંકર વાણોથી શોભિત, મહારજત એટલે સોનાના કોષ (મ્યાન)માં રહેલ તલવારો થી શોભિત અને કારીગરો જેના ઉપર સોનાના ટપકા જડી દીધા હતા એવી ઢાલોથી શોભિત, અને જેમ સિંહની ગુફાને મૃગો આક્રાંત કરી શકે નહિ તેમ શત્રુઓની અનાધૃષ્ય; સોનાથી વિભૂષિત ગોધાંગુ વડે સુશોભિત, પૂર્વ—ઉત્તરની ઓર એડલે ઇશાન કોણમાં જેમાં આગ સળગતી હતી એવી વિશાળ, પવિત્ર વેદી રામની પર્ણશાળામા ભરતે જોયી. (૧૭-૨૨)

निरीक्ष्य स मुहूर्तं तु ददर्श भरतो गुरुम् । उटजे राममासीनं जटामण्डलधारिणम् ॥२३॥

થોડી વાર સુધી જોયીને તે પર્ણશાળામાં બેઠેલા જટાધારી રામને ભરતે જોયા. (૨૩)

कृष्णाजिनधरं तं तु चीरवल्कलवाससम् । ददर्श राममासीनमभितः पावकोपमम् ॥२४॥

કૃષ્ણ મૃગના ચર્મને ધારણ કરનારા એટલે તેના ઉપર બેઠેલા, ચીર અને વલ્કલને પહેરેલા અગ્નિસમાન તેજસ્વી રામને ભરતે ત્યાં જોયા. (૨૪)

सिंहस्कन्धं महाबाहुं पुण्डरीकनिभेक्षणम् । पृथिव्याः सागरान्ताया भर्तारं धर्मचारिणम् ॥२५॥

સિંહ જેવા વિશાળ ખભ્ભાવાળા, વિશાળ બાહુવાળા, સ્થંડિલમાં કુશ પાથરીને બ્રહ્માની જેમ સીતા અને લક્ષ્મણની સાથે બેઠેલા રામને ભરતે જોયા....(૨૫)

तं दृष्ट्वा भरतः श्रीमाञ्शोकमोहपरिप्लुतः । अभ्यधावत धर्मात्मा दुःखितः केकयीसुतः ॥२६॥

શ્રીરામને જોયીને દુઃખ અને શોકથી ઘેરાયેલા ધર્માત્મા ભરત તેમની ઓર દોડ્યા. (૨૬)

दृष्ट्वैव विललापार्तो बाष्पसन्दिग्धया गिरा । अशक्नुवन् वारयितुं धैर्याद् वचनमब्रुवन् ॥२७॥

ભગવાન્ ને જોયીને જ ભરત રડી પડ્યા અને પોતાને સ્થિર રાખી ન શકયા, છતાં ધીરજથી રામ માટે બોલ્યા. (૨૭)

यः संसदि प्रकृतिभिर्भवेद् युक्त उपासितुम् । वन्यैर्मृगैरुपासीनः सोयमास्ते ममाग्रजः ॥२८॥

જેવો સભામાં પ્રજાવોથી વિંટલાયીને બેસવા યોગ્ય છે તેવો આ જંગલી પશુવોથી વિંટલાયેલા મારા મોટાભાઇ બેઠા છે. (૨૮)

वासोभिर्बहुसाहस्रैर्यो महात्मा पुरोचितः । सोयं मृगाजिनेद्येह प्रवस्ते धर्ममाचरन् ॥२९॥

ઘણુંય બહુમૂલ્ય વસ્ત્રો ધારણ કરવાના જે અભ્યાસી હતા તે અહીં ધર્માચરણ કરતા મૃગચર્મ ધારણ કરી રહેલા છે. (૨૯)

अधारयद् यो विविधाश्चित्राः सुमनसः सदा । जटाभारमिमं सोयं सहते राघवः कथम् ॥३०॥

જેવો મસ્તક ઉપર અનેક પ્રકારના ફૂલો ધારણ કરતા હતા તે આ ભાયી રામ જટાભારને કયી રીતે સહન કરી રહ્યા છે? (૩૦)

यस्य यज्ञैर्यथादिष्टैर्युक्तो धर्मस्य संचयः । शरीरक्लेशसम्भूतं स धर्मं परिमार्गते ॥३१॥

શાસ્ત્રોક્ત યજ્ઞો વડે જેમણે ધર્મસંચય કરવો હતો તેવો શારીરિક કષ્ટ સહન કરીને ધર્મની શોધ કરી રહ્યા છે. (૩૧)

चन्दनेन महार्हेण यस्याङ्गमुपसेवितम् । तस्याङ्गं मलेनेदं कथमार्यस्य सेव्यते ॥३२॥

ભાયી રામના જે શરીર ઉપર સુંદર ચંદનનો લેપ થતો હતો તે તેમનું આ શરીર મળથી ભરેલ છે! (૩૨)

मन्निमित्तमिदं दुःखं प्राप्तो रामः सुखोचितः । धिग्जीवितं नृशंसस्य मम लोकविगर्हितम् ॥३३॥

સુખને યોગ્ય રામ જેને લીધે આ દુઃખ ભોગવી રહ્યા છે, એવા ક્રૂર અને લોકનિંદિત મારા જીવનને ધિક્કાર છે. (૩૩)

इत्येवं विलपन् दीनः प्रस्विन्नमुखपङ्कजः । पादावप्राप्य रामस्य पपात भरतो रुदन् ॥३४॥

જેમનાં મુખ ઉપર પરસેવા આવી ગયા હતા તે દીન ભરત વિલાપ કરતા, રામના ચરણો સુધી પહોંચતા પહેલાંજ, ભૂમિ ઉપર પડી ગયા. (૩૪)

दुःखाभितप्तो भरतो राजपुत्रो महाबलः । उक्त्वार्येति सकृद् दीनं पुनर्नोवाच किंचन ॥३५॥

દુઃખરૂપ અગ્નિથી સળગતા મહાબળવાન્ રાજપુત્ર ભરત, દીન ભાવે "હે આર્ય" આટલું જ બોલીને ફરી બોલી શકયા નહિ. (૩૫)

शत्रुघ्नश्चापि रामस्य ववन्दे चरणौ रुदन् । तावुभौ च समालिङ्ग्य रामोप्यश्रूण्यवर्तयत् ॥३६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्विनवतितमः सर्गः ॥९२॥

શત્રુઘ્ને પણ રડતા રડતા શ્રીરામના ચરણોમાં પ્રણામ કર્યા. શ્રીરામ પણ બન્નેનું આલિંગન કરીને ખૂબ રડ્યા. (૩૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વિનવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिनवतितमः सर्गः

तं तु रामः समाज्ञाय भ्रातरं गुरुवत्सलम् । लक्ष्मणेन सह भ्रात्रा प्रष्टुं समुपचक्रमे ॥१॥
રામ અને લક્ષ્મણ ગુરુવત્સલ ભાયી ભરતને ઓળખીને પૂછવા લાગ્યા. (૧)

किमेतदिच्छेयमहं श्रोतुं प्रव्याहृतं त्वया । यस्मात् त्वमागतो देशमिमं चीरजटाजिनी ॥२॥
તમે ચીર અને જટા ધારણ કરીને અહીં શા માટે આવ્યા છે? શું હું તમારી પાસેથી આ સાંભળી શકું છું? (૨)

यन्निमित्तमिमं देशं कृष्णाजिनजटाधरः । हित्वा राज्यं प्रविष्टस्त्वं तत् सर्वं वक्तुमर्हसि ॥३॥
રાજ્યને મૂકીને કૃષ્ણ અજિન અને જટા ધારણ કરીને તમે અહીં જે કારણથી આવ્યા છો, તે વધુ મને કહો. (૩)

इत्युक्तः केकयीपुत्रः काकुत्स्थेन महात्मना । प्रगृह्य बलवद् भूयः प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥४॥
જ્યારે રામે ભરતને આ પ્રમાણે પૂછ્યું ત્યારે તેઓ પોતાને શાંત રાખીને અને હાથ જોડીને બોલ્યા. (૪)

आर्य तातः परित्यज्य कृत्वा कर्म सुदुष्करम् । गतः स्वर्गं महाबाहुः पुत्रशोकाभिपीडितः ॥५॥
આપનો ત્યાગ રૂપ અત્યંત દુષ્કર કર્મ કરીને પુત્રશોકથી પીડાયેલા મહાબાહુ મહારાજ દશ-રથ સ્વર્ગે પધાર્યા છે. (૫)

तस्य मे दासभूतस्य प्रसादं कर्तुमर्हसि । अभिषिञ्चस्व चाद्यैव राज्येन मघवानिव ॥६॥
હું આપનો દાસ છું. મારી ઉપર કૃપા કરો. ઇન્દ્રની જેમ આપ આજે જ—અત્યારે જ રાજ્યાભિષિકત થાવ. (૬)

इमाः प्रकृतयः सर्वा विधवा मातरश्च याः । त्वत्सकाशमनुप्राप्ताः प्रसादं कर्तुमर्हसि ॥७॥
આ સમસ્ત પ્રજા અને વિધવા માતાવો તમારી પાસે આ કામ માટેજ આવ્યાં છે. કૃપા કરો. (૭)

तथानुपूर्व्या युक्तश्च युक्तं चात्मनि मानद । राज्यं प्राप्नुहि धर्मेण सकामान् सुहृदः कुरु ॥८॥
ક્રમપ્રમાણે પણ (સૌ કરતાં જ્યેષ્ઠ હોવાથી પણ) આપ જ રાજગાદી માટે યુક્ત છો. તેથી આપ રાજગાદીને શોભાવો અને આપના હિતૈષિયોની ઇચ્છા પૂર્ણ કરો. (૮)

भवत्वविधवा भूमिः समग्रा पतिना त्वया । शशिना विमलेनेव शारदी रजनी यथा ॥९॥
જેમ નિર્મળ ચંદ્રને પામી રાત્રિ પતિવાળી બને છે તેમજ આપને પામી અયોધ્યા પતિવાળી બને. (૯)

एभिश्च सचिवैः सार्धं शिरसा याचितो मया । भ्रातुः शिष्यस्य दासस्य प्रसादं कर्तुमर्हसि ॥
આ મંત્રિયો સાથે માથું નમાવીને હું પ્રાર્થના કરું છું. ભિક્ષા માગું છું, આપ મને ભાયી સમજીને, શિષ્ય સમજીને અથવા દાસ સમજીને કૃપા કરો, પ્રાર્થનાનો સ્વીકાર કરો. (૧૦)

तदिदं शाश्वतं पित्र्यं सर्वं सचिवमण्डलम् । पूजितं पुरुषव्याघ्र नातिक्रमितुमर्हसि ॥११॥
હે ભાયી, આ મંત્રિમંડળ પરંપરાથી ચાલતું આવ્યું છે. પિતાજીનું પણ આજ મંત્રિમંડળ છે. તેથી આ પૂજ્ય છે. આની પ્રાર્થનાને આપ નિષ્ફળ બનાવો નહિ. (૧૧)

एवमुक्त्वा महाबाहुः सबाष्पः कैकयीसुतः । रामस्य शिरसा पादौ जग्राह भरतः पुनः ॥१२॥
આમ કહીને રડતા ભરતે ભગવાન્ રામના ચરણોમાં ફરી માથું મૂકી દીધું. (૧૨)

तं मत्तमिव मातङ्गं निःश्वसन्तं पुनः पुनः । भ्रातरं भरतं रामः परिष्वज्येदमब्रवीत् ॥१३॥
મતવાલા હાથીની પેઠે ફરી ફરીથી શ્વાસ લેતા ભાયી ભરતને રામે ખોળામાં લયીને આ પ્રમાણે કહ્યું....(૧૩)

कुलीनः सत्त्वसम्पन्नस्तेजस्वी चरितव्रतः । राज्यहेतोः कथं पापमाचरेन्मद्विधो जनः ॥१४॥
ઉત્તમકુળમાં ઉત્પન્ન થયેલો સત્ત્વગુણસંપન્ન તેજસ્વી તેમજ ઘણાં સંકલ્પોને પૂર્ણ કરનારો મારા જેવો માણસ રાજ્યને માટે આ પાપ કયી રીતે કરી શકે છે ? (૧૪)

न दोषं त्वयि पश्यामि सूक्ष्ममप्यरिसूदन । न चापि जननीं बाल्यात् त्वं विगर्हितुमर्हसि ॥१५॥
હે ભરત, તમારો કોયી દોષ જોતો નથી અને માતા કૈકેયીની નિંદા કરવામાં છોકરમત બતાવશો નહિ. (૧૫)

कामकारो महाप्राज्ञ गुरूणां सर्वदानघ । उपपन्नेषु दारेषु पुत्रेषु च विधीयते ॥१६॥
હે મહાપ્રાજ્ઞ ભરત, ઉપપન્ન અર્થાત્ સ્વસંમત સ્ત્રી અને પુત્રોમાં વડીલો સ્વેચ્છાપ્રમાણે વર્તન કરી શકે છે. (૧૬)

वयमस्य यथा लोके संख्याताः सौम्य साधुभिः । भार्याः पुत्राश्च शिष्याश्च त्वमपि ज्ञातुमर्हसि ॥
વિદ્વાનોયે પત્ની, પુત્રો અને શિષ્યોને સ્વેચ્છા પ્રમાણે વડીલો આજ્ઞા આપી શકે છે, આમ કહ્યું છે, અને તમે પણ આ વાત જાણો છો. (૧૭)

वने वा चीरवसनं सौम्य कृष्णाजिनाम्बरम् । राज्ये वापि महाराजो मां वासयितुमीश्वरः ॥१८॥
હે સૌમ્ય, ચીર ધારણ કરાવીને અથવા કૃષ્ણ-મૃગના ચર્મ ધારણ કરાવીને વનવાસ કરાવવા, અથવા રાજ્યમાં વાસ કરાવવા, મહારાજ દશરથ સમર્થ છે. (૧૮)

यावत् पितरि धर्मज्ञ गौरवं लोकसत्कृते । तावद् धर्मकृतां श्रेष्ठ जनन्यामपि गौरवम् ॥१९॥
હે ધર્મજ્ઞ લોકોથી સત્કાર પામેલ પિતામાટે જેટલું ગૌરવ હોયી શકે છે તેટલું જ ગૌરવ હે ધર્માત્માવોમાં શ્રેષ્ઠ ભરત, માતા માટે પણ હોય છે. (૧૯)

एताभ्यां धर्मशीलाभ्यां वनं गच्छेति राघव । मातापितृभ्यामुक्तोयं कथमन्यत् समाचरेत् ॥२०॥
આ ધર્માત્મા માતાશ્રીયે અને પિતાશ્રીયે મને જંગળમા જવા અને રહેવા માટે આજ્ઞા આપી છે, તો હું તેનાથી પ્રતિકૂળ કાર્ય કેમ કરી શકું ? (૨૦)

त्वया राज्यमयोध्यायां प्राप्तव्यं लोकसत्कृतम् । वस्तव्यं दण्डकारण्ये मया वल्कलवाससा ॥२१॥
લોકોથી સત્કાર પામેલ અયોધ્યાનું રાજ્ય તમોયે કરવું જોયિયે અને વલ્કલધારી થયીને જંગળમાં મારે નિવાસ કરવો જોયિયે. (૨૧)

एवमुक्त्वा महाभाग विभागं लोकसंनिधौ । व्यादिश्य च महाराजो दिवं दशरथो गतः ॥२२॥
લોકોની સામે જ આ રીતે વિભાગ કરીને મહારાજ દશરથ સ્વર્ગે પધાર્યા છે. (૨૨)

स च प्रमाणं धर्मात्मा राजा लोकगुरुस्तव। पित्रा दत्तं यथाभागमुपभोक्तुं त्वमर्हसि ॥२३॥

પ્રમાણભૂત લોકગુરુ મહારાજ દશરથે તમને રાજ્ય આપ્યું છે, તેનો તમે યથાયોગ્ય ઉપભોગ કરો. (૨૩)

यदब्रवीन्मां नरलोकसत्कृतः पिता महात्मा विबुधाधिपोपमः ।
तदेव मन्ये परमात्मनो हितं न सर्वलोकेश्वरभावमव्ययम् ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्रिनवतितमः सर्गः ॥९३॥

લોકોમાં આદર પામેલા, દેવતુલ્ય મહાત્મા પિતાશ્રીયે જે કથી કહ્યું કે કર્યું છે તેને જ હું મારા હિત માટે માનું છું. તેથી અતિરિકત જો મને સર્વલોકનું રાજ્ય મળે તો પણ હું તેને મારા હિત માટે નહિ માનું. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્રિનવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चतुर्नवतितमः सर्गः

रामस्य वचनं श्रुत्वा भरतः प्रत्युवाच ह । किं मे धर्माद् विहीनस्य राजधर्मः करिष्यति ॥१॥

રામનું વચન સાંભળી ભરતે કહ્યું કે ધર્મવિહીન મારા માટે રાજધર્મનો ઉપદેશ શા કામનો ?

शाश्वतोयं सदा धर्मः स्थितोस्मासु नरर्षभ । ज्येष्ठे पुत्रे स्थिते राजा न कनीयान् भवेन्नृपः ॥

સદાથી જ આ ધર્મ આપણા કુળમાં ચાલતો આવ્યો છે કે જો જ્યેષ્ઠ પુત્ર વર્તમાન હોય તો નાનો રાજકુમાર રાજા થયી શકતો નથી. (૨)

स समृद्धां मया सार्धमयोध्यां गच्छ राघव । अभिषेचय चात्मानं कुलस्यास्य भवाय नः ॥३॥

હે રામ, તમે મારી સાથે અયોધ્યા ચાલો અને વંશના અભ્યુદય માટે પોતાનો અભિષેક કરાવો. (૩)

राजानं मानुषं प्राहुर्देवत्वे सम्मतो मम । यस्य धर्मार्थसहितं वृत्तमाहुरमानुषम् ॥४॥

ભલે લોકો રાજાને મનુષ્ય માનતા રહે; મારા માટે તો તે દેવસમાન છે. જેનો ધર્મ અને અર્થ સાથે વૃત્તને અમાનુષ એટલે દેવતાની મનાય છે. (૪)

केकयस्थे च मयि तु त्वयि चारण्यमाश्रिते । धीमान् स्वर्गं गतो राजा यायजूकः सतां मतः ॥५॥

હે મહારાજ, હું તો મારા મામાનાં ઘરે હતો અને આપ જ્યારે જંગળમા હતા, ત્યારે યજ્ઞ કરવાના સ્વભાવવાળા ધીમાન્ દશરથ મહારાજ સ્વર્ગે ગયા. (૫)

निष्क्रान्तमात्रे भवति सहसीते सलक्ष्मणे । दुःखशोकाभिभूतस्तु राजा त्रिदिवमभ्यगात् ॥६॥

આપ સીતા અને લક્ષ્મણની સાથે અવધથી નિકલ્યા કે તરત જ તે મહારાજ દુઃખને અને શોકને વશ થયીને સ્વર્ગે ગયા. (૬)

उत्तिष्ठ पुरुषव्याघ्र क्रियतामुदकं पितुः । अहं चायं च शत्रुघ्नः पूर्वमेव कृतोदकौ ॥७॥

હે પુરુષશ્રેષ્ઠ, ઉઠો અને પિતાની ઉદકક્રિયા કરો. હું અને આ શત્રુઘ્ન બન્નેય પહેલાંથી જ તે ક્રિયા કરી ચૂકયા છિયે. (૭)

प्रियेण किल दत्तं हि पितृलोकेषु राघव । अक्षयं भवतीत्याहुर्भवांश्चैव पितुः प्रियः ॥८॥

આપ પિતાજીના અત્યન્ત પ્રિય હતા. શાસ્ત્રોમાં કહ્યું છે કે પ્રિયજનોથી જે કયીં પિતરોને અપાય છે તે અક્ષય્ય થાય છે. (૮)

त्वामेव शोचंस्तव दर्शनेप्सुस्त्वय्येव सक्तामनिवर्त्य बुद्धिम् ।
त्वया विहीनस्तव शोकरुग्णस्त्वां संस्मरन्नेव गतः पिता ते ॥९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुर्नवतितमः सर्गः ॥९४॥

તમારા માટે શોક કરતા, તમને જ જોવાની ઇચ્છા રાખતા, તમારામાં જ આસક્ત તથા તમારા વિના શોકાકુળ થયેલા પિતા તમારું જ સ્મરણ કરતા મૃત્યુ પામ્યા છે. (૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુર્નવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चनवतितमः सर्गः

—★—

तां श्रुत्वा करुणं वाचं पितुर्मरणसंहिताम् । राघवो भरतेनोक्तां बभूव गतचेतनः ॥१॥

પિતાના મરણના કરુણ સમાચાર ભરત પાસેથી સાંભળી ભગવાન્ રામ મૂર્છિત થયી ગયા. (૧)

तं तु वज्रमिवोत्सृष्टमाहवे दानवारिणा । वाग्वज्रं भरतेनोक्तममनोज्ञं परंतप ॥२॥

સંગ્રામમાં ઇન્દ્રે નાખેલ વજ્ર સમાન ભરતે ઉચ્ચારેલ તે (વજ્ર જેવું) વચન સાંભળીને....(૨)

प्रगृह्य रामो बाहू वै पुष्पिताङ्ग इव द्रुमः । वने परशुना कृत्तस्तथा भुवि पपात ह ॥३॥

રામ બન્ને હાથોને મસ્તક ઉપર મૂકીને, કુહાડીથી કપાયેલા વૃક્ષની જેમ ભૂમિ ઉપર પડી ગયા. (૩)

तथा हि पतितं रामं जगत्यां जगतीपतिम् । कूलघातपरिश्रान्तं प्रसुप्तमिव कुञ्जरम् ॥४॥

નદીના તટને તોડવાને લીધે થાકેલા અને સૂતેલા હાથીની જેમ રામને ભૂમિ ઉપર પડેલા જોયીને અને (૪)

भ्रातरस्ते महेष्वासं सर्वतः शोककर्शितम् । रुदन्तः सह वैदेह्या सिषिचुः सलिलेन वै ॥५॥

મહાન્ ધનુર્ધર રામને શોકથી પીડિત જોયીને, તે ભાયિયો અને સીતાજી રડવા લાગ્યાં અને તેમના ઉપર જળ છાંટવા લાગ્યાં. (૫)

स तु संज्ञां पुनर्लब्ध्वा नेत्राभ्यामश्रुमुत्सृजन् । उपाक्रामत काकुत्स्थः कृपणं बहु भाषितुम् ॥६॥

રામ હોશમાં આવીને, અને આંખોથી આંસુ સારતા અનેક પ્રકારે, દીન ભાવે બોલવા લાગ્યા.

किं करिष्याम्ययोध्यायां ताते दिष्टां गतिं गते । कस्तां राजवराद्धीनामयोध्यां पालयिष्यति ॥

જ્યારે પિતાજી સ્વર્ગે પધાર્યા ત્યારે હું ત્યાં જયીને શું કરિશ? હવે તે અયોધ્યાનું રક્ષણ કોણ કરશે? (૭)

**किं नु तस्य मया कार्यं दुर्जातेन महात्मनः । यो मृतो मम शोकेन स मया न च संस्कृतः ॥**

મારો જન્મ નિરર્થક છે, મહારાજ દશરથનું હું હવે શું સારું કરિશ ? જેવો મારા શોકને લીધે મરણ પામ્યા છે અને હું તેમનો સંસ્કાર કરી શક્યો નથી. (૮)

**अहो भरत सिद्धार्थौ येन राजा त्वयानघ । शत्रुघ्नेन च सर्वेषु प्रेतकृत्येषु सत्कृतः ॥९॥**

ભરત, તમારો જ જન્મ સફળ છે. મરણોત્તર જે જે ક્રિયાવો કરવી જોયિયે તે સઘળી ક્રિયાવો તમે અને શત્રુઘ્ન કરીને સફળ થયા છો. (૯)

**निष्प्रधानामनेकाग्रां नरेन्द्रेण विना कृताम् । निवृत्तवनवासोऽपि नायोध्यां गन्तुमुत्सहे ॥१०॥**

અયોધ્યામાં આજે મહારાજ દશરથ નથી અને તેમના વિના જે આજે વ્યાકુળ છે, તે અયોધ્યામાં, વનવાસનો કાળ વિતાવીને પણ મારી જવાની ઇચ્છા નથી થતી. (૧૦)

**समाप्तवनवासं मामयोध्यायां परंतप । कोऽनुशासिष्यति पुनस्ताते लोकान्तरं गते ॥११॥**

ભાયી, પિતાજી તો ગયા. હું વનવાસ-કાળ પૂરો કરીને ત્યાં જયીશ તો પણ ત્યાં મને પ્રજાનું શાસન કરવાની પદ્ધતિનું જ્ઞાન કોણ આપશે. ? (૧૧)

**पुरा प्रेक्ष्य सुवृत्तं मां पिता यान्याह सान्त्वयन् । वाक्यानि तानि श्रोष्यामि कुतः कर्णसुखान्यहम्**

હું અયોધ્યમાં હતો ત્યારે હું સારું કામ કરતો, સારું આચરણ કરતો, તે સમયે પિતાજી મને જે શિખામણનાં વચનો સંભળાવતા, તે કાનોને સુખ આપનારાં વચનો હવે હું ક્યાંથી સાંભળીશ. ? (૧૨)

**एवमुक्त्वाथ भरतं भार्यामभ्येत्य राघवः । उवाच शोकसन्तप्तः पूर्णचन्द्रनिभाननाम् ॥१३॥**

ભરતને આમ કહી, રામ પૂર્ણચંદ્રસમાન મુખવાળી શ્રીસીતાની પાસે જયીને, શોકથી સંતપ્ત થયીને બોલ્યા....(૧૩)

**सीते मृतस्ते श्वशुरः पितृहीनोऽसि लक्ष्मण । भरतो दुःखमाचष्टे स्वर्गतिं पृथिवीपतेः ॥१४॥**

હે સીતે, તમારા સસરા ગયા. હે લક્ષ્મણ તું પિતૃ-હીન થયો. પિતાજી સ્વર્ગવાસી થયા, ભરતે આવા સમાચાર આપ્યા છે. (૧૪)

**ततो बहुगुणं तेषां बाष्पं नेत्रेष्वजायत । तथा ब्रुवति काकुत्स्थे कुमाराणां यशस्विनाम् ॥१५॥**

રામ જ્યારે આ સમાચાર સંભળાવતા હતા ત્યારે યશસ્વી ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી એટલે બધાં રડવા લાગ્યાં. (૧૫)

**तेषां तु रुदतां शब्दात् प्रतिशब्दोऽभवद् गिरौ । भ्रातॄणां सह वैदेह्या सिंहानां नर्दतामिव ॥**

તેવો ચારે ભાયિયો અને સીતા જ્યારે રડતાં હતાં, ત્યારે તેનો પ્રતિધ્વનિ ગર્જતા સિંહના પ્રતિધ્વનિ સમાન પર્વતમાં પડતો હતો. (૧૬)

**विज्ञाय तुमुलं शब्दं त्रस्ता भरतसैनिकाः । अब्रुवंश्चापि रामेण भरतः सङ्गतो ध्रुवम् ॥१७॥**

રડવાના ઘોર શબ્દ સાંભળીને ભરતના સૈનિકો બી ગયા અને બોલ્યા કે ખરેખર રામ અને ભરત મળ્યા છે. (૧૭)

**अथ वाहान् परित्यज्य तं सर्वेऽभिमुखाः स्वनम् । अप्येकमनसो जग्मुर्यथास्थानं प्रधाविताः ॥**

પછી તો તે બધાય તે વાહનોને નિવાસસ્થાને મૂકીને, જે દિશાથી શબ્દ આવતો હતો તે દિશામાં જ એકમત થયી દોડ્યા. (૧૮)

हयैरन्ये गजैरन्ये रथैरन्ये स्वलंकृतैः । सुकुमारास्तथैवान्ये पद्भिरेव नरा ययुः ॥१९॥
જેવો સુકુમાર હતા તેવો ઘોડા પર ચડીને, રથો ઉપર ચડીને અને બીજા લોકો પગથીજ દોડ્યા

अचिरप्रोषितं रामं चिरविप्रोषितं यथा । द्रष्टुकामो जनः सर्वो जगाम सहसाश्रमम् ॥२०॥
રામ તો થોડા સમય પહેલાં જ અયોધ્યાથી આવ્યા હતા, પણ જાણે ઘણા સમયથી વિયુક્ત ન થવા હોય, એમ ધારીને તેમને જોવા માટે બધા માણસો પગથી જ ચાલ્યા. (૨૦)

भ्रातॄणां त्वरितास्ते तु द्रष्टुकामाः समागमम् । ययुर्बहुविधैर्यानैः खुरनेमिसमाकुलैः ॥२१॥
ભાયયો નો સમાગમ જોવા માટે અનેક પ્રકારના રથોથી તેવો ચાલ્યા. (૨૧)

सा भूमिर्बहुभिर्यानै रथनेमिसमाहता । मुमोच तुमुलं शब्दं द्यौरिवाभ्रसमागमे ॥२२॥
જેમ આકાશમાં બાદળો આવવાથી ઘોર શબ્દ થાય છે તેમ રથના ચક્રોથી આહત થયેલી ભૂમિથી શબ્દ થતો હતો. (૨૨)

तेन वित्रासिता नागाः करेणुपरिवारिताः । आवासयन्तो गन्धेन जग्मुरन्यद्वनं ततः ॥२३॥
તે શબ્દથી ભયાતુર થયેલા, હાથિયો હાથિયોની સાથે પોતાના મદગંધથી દિશાવોને સુગન્ધિત બનાવતા, ત્યાંથી બીજા વનમાં ચાલ્યા ગયા. (૨૩)

वराहवृकसिंहाश्च महिषाः सृमरास्तथा । व्याघ्रगोकर्णगवया वित्रेसुः पृषतैः सह ॥२४॥
વરાહ, વૃક, સિંહ, મહિષ, સૃમર, વ્યાઘ્ર ગોકર્ણ, ગવય, પૃષત આ વધાય બી ગયા. (૨૪)

रथाङ्गहंसनत्यूहाः प्लवाः कारण्डवाः परे । तथा पुंस्कोकिलाः क्रौञ्चा विसंज्ञा भेजिरे दिशः ॥
ચક્રવાક, હંસ, નત્યૂહ પ્લવ, કારંડવ, પુસ્કોકિલ, ક્રૌંચ,, બેભાન થયીને આમ તેમ ચાલ્યા ગયાં.

तेन शब्देन वित्रस्तैराकाशं पक्षिभिर्वृतम् । मनुष्यैरावृता भूमिरुभयं प्रबभौ तदा ॥२६॥
તે શબ્દથી ભયભીત થયેલા પક્ષિયોથી ભરાયેલ આકાશ તેમ જ માનવોથી ભરાયેલી ભૂમિ શોભિત થયી રહ્યાં હતાં (૨૬)

ततस्तं पुरुषव्याघ्रं यशस्विनमकल्मषम् । आसीनं स्थण्डिले रामं ददर्श सहसा जनः ॥२७॥
ત્યાર પછી સ્થંડિલ ઉપર વિરાજમાન, નિર્દોષ, યશસ્વી, મહાપુરુષ શ્રીરામને તેવોયે બધાયે જોયા.

विगर्हमाणः कैकेयीं मन्थरासहितामपि । अभिगम्य जनो रामं बाष्पपूर्णमुखोभवत् ॥२८॥
મન્થરા અને કૈકેયીની નિંદા કરતા લોકો રામની પાસે પહોંચીને રડવા લાગ્યાં. (૨૮)

तान् नरान् बाष्पपूर्णाक्षान् समीक्ष्याथ सुदुःखितान् । पर्यष्वजत धर्मज्ञः पितृवन्मातृवच्च सः ॥२९॥
તે લોકોને રડતા અને દુઃખિત થયેલાં જોયીને ધર્માત્મા રામે પિતા-માતાની પેઠે છાતીયે લગાડ્યા. (૨૯)

स तत्र कांश्चित् परिषस्वजे नरान् नराश्च केचित्तु तमभ्यवादयन् ।
चकार सर्वान् सवयस्यबान्धवान् यथार्हमासाद्य तदा नृपात्मजः ॥३०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चनवतितमः सर्गः ॥९५॥

ભગવાન્ રામ ત્યારે કોયીને આલિંગન કરતા હતા, કોયી રામને પ્રણામ કરતા હતા, રામ પણ બધા કુટુંબીજનો અને મિત્રોને પામીને યથાયોગ્ય વ્યવહાર કરતા હતા. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચનવતિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત,

## अथ षण्णवतितमः सर्गः

—— * ——

वसिष्ठः पुरतः कृत्वा दारान् दशरथस्य च । अभिचक्राम तं देशं रामदर्शनतर्षितः ॥१॥
શ્રીરામના દર્શનના અભિલાષથી શ્રી વશિષ્ઠ, દશરથમહારાજની પત્નિયોને આગળ રાખીને જ્યાં રામ રહેતા હતા તે પ્રદેશ માટે ચાલ્યા. (૧)

राजपत्न्यश्च गच्छन्त्यो मन्दं मन्दाकिनीं प्रति । ददृशुस्तत्र तत् तीर्थं रामलक्ष्मणसेवितम् ॥२॥
મંદાકિની તરફ ધીમે ધીમે જતાં રાજપત્નિયોયે મંદાકિનીના તે ઘાટ જોયો જ્યાં રામ-લક્ષ્મણ સ્નાનાદિ કરતા હતા. (૨)

कौसल्या बाष्पपूर्णेन मुखेन परिशुष्यता । सुमित्रामब्रवीद् दीनां याश्चान्या राजयोषितः ॥३॥
આંસુવોથી પૂર્ણ તથા સુકાતાં મુખવાળાં કૌસલ્યાયે સુમિત્રા તથા બીજી રાજપત્નિયોને કહ્યું (૩)

इदं तेषामनाथानां क्लिष्टमक्लिष्टकर्मणाम् । वने प्राक्कलनं तीर्थं ये ते निर्विषयीकृताः ॥४॥
અયોધ્યાથી બહાર મોકલાયેલા સરલ-સ્વભાવવાળા અનાથ જેવા તેવોનો એટલે રામાદિનો વનમાં ગમનાગમનનો આ નિશ્ચિત ઘાટ છે. (૪)

इतः सुमित्रे पुत्रस्ते सदा जलमतन्द्रितः । स्वयं हरति सौमित्रिर्मम पुत्रस्य कारणात् ॥५॥
હે સુમિત્રા, મારા પુત્ર રામ માટે તમારા પુત્ર લક્ષ્મણ ચાલસ્ય વિનાજ, આ માર્ગથીજ, જળ લાવતા હશે. (૫)

एवमार्ता सपत्न्यस्ता जग्मुराश्वास्य तां तदा । ददृशुश्चाश्रमे रामं स्वर्गच्युतमिवामरम् ॥६॥
આ રીતે રામની વિમાતાવોયે ત્યારે કૌસલ્યાજીને આશ્વાસન આપી તરત જ સ્વર્ગથી ચ્યુત થયેલા દેવની પેઠે રામને આશ્રમમાં જોયા. (૬)

तं भोगैः सम्परित्यक्तं रामं सम्प्रेक्ष्य मातरः । आर्ता मुमुचुरश्रूणि सस्वरं शोककर्शिताः ॥७॥
બધીય માતાવો રામને સર્વપ્રકારના ભોગોથી વિરકત જોયી દુઃખી થયાં અને રડવા લાગ્યાં.

तासां रामः समुत्थाय जग्राह चरणाम्बुजान् । मातॄणां मनुजव्याघ्रः सर्वासां सत्यसङ्गरः ॥८॥
ઉઠીને સત્યપ્રતિજ્ઞ, માનવશ્રેષ્ઠ રામે તે માતાવોનાં ચરણોમાં સષ્ટાંગ પ્રણામ કર્યા. (૮)

सौमित्रिरपि ताः सर्वा मातॄः सम्प्रेक्ष्य दुःखितः । अभ्यवादयदासक्तं शनै रामादनन्तरम् ॥९॥
રામજી પ્રણામ કરી રહ્યા, પછી લક્ષ્મણે પણ દુઃખિત હૃદયે તે માતાવોને પ્રેમથી પ્રણામ કર્યા. (૯)

यथा रामे तथा तस्मिन् सर्वा ववृतिरे स्त्रियः । वृत्तिं दशरथाज्जाते लक्ष्मणे शुभलक्षणे ॥१०॥
બધી રાજપત્નિયોયે રામમાં જે રીતે સ્નેહપ્રદર્શન કરાવ્યું તેવી જ રીતે શુભ લક્ષણોવાળા લક્ષ્મણમાં પણ પ્રેમભાવ પ્રકટાવ્યો. (૧૦)

सीतापि चरणांस्तासामुपसंगृह्य दुःखिता । श्वश्रूणामश्रुपूर्णाक्षी सम्बभूवाग्रतः स्थिता ॥११॥
દુઃખિની સીતાજી પણ રાજ્યપત્નિયોના ચરણ સ્પર્શ કરી, રડતી આંખે તેવોની આગળ ઉભાં રહ્યાં. (૧૧)

**तां परिष्वज्य दुःखार्ता माता दुहितरं यथा। वनवासकृतां दीनां कौसल्या वाक्यमब्रवीत् ॥१२॥**

દુઃખી માતા કૌસલ્યાએ, માતા પુત્રીને જેમ આલિંગન કરે તેમ વનવાસ લીધે કૃશ થયી ગયેલાં સીતાને આલિંગન કરીને કહ્યું (૧૨)

**वैदेहराजन्यसुता स्नुषा दशरथस्य च । रामपत्नी कथं दुःखं सम्प्राप्ता विजने वने ॥१३॥**

શ્રી જનકમહારાજની કન્યા અને દશરથની પુત્રવધૂ સીતા વનવાસનું દુઃખ કયા કર્મને લીધે પ્રાપ્ત કરી રહેલ છે. (૧૩)

**पद्ममातपसंतप्तं परिक्लिष्टमिवोत्पलम् । काञ्चनं रजसा ध्वस्तं क्लिष्टं चन्द्रमिवाम्बुदैः ॥१४॥**

તડકાથી તપી ગયેલ રકત કમળની જેમ અને ધૂળથી ભરેલ કાંચનની જેમ તેમજ કાળા વાદલોથી ઘેરાયેલા ચંદ્રની જેમ....(૧૪)

**मुखं ते प्रेक्ष्य मां शोको दहत्यग्निरिवाश्रयम् । भृशं मनसि वैदेहि व्यसनारणिसम्भवः ॥१५॥**

હે સીતે, તારું મોઢું જોયીને અગ્નિ લાકડાંને બાળે તેમ મારા મનમાં દુઃખરૂપ ચરણિયોથી ઉત્પન્ન થયેલો શોકરૂપ અગ્નિ મને બાળી રહ્યો છે. (૧૫)

**ब्रुवन्त्यामेवमार्तायां जनन्यां भरताग्रजः । पादावासाद्य जग्राह वसिष्ठस्य च राघवः ॥१६॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षण्णवतितमः सर्गः ॥९६॥

કૌસલ્યાજી આ રીતે બોલતાં હતાં, ત્યારે જ રામે આવીને શ્રી વશિષ્ઠજીનાં ચરણોમાં પ્રણામ કર્યા. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષણ્ણવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तनवतितमः सर्गः

**ततः पुरुषसिंहानां वृतानां तैः सुहृद्गणैः । शोचतामेव रजनी दुःखेन व्यत्यवर्तत ॥१॥**

સુહૃતજનોથી ઘેરાયેલા અને શોકાતુર તે મહાપુરુષોની તે રાત્રિ દુઃખથી વ્યતીત થયી (૧)

**तूष्णीं ते समुपासीना न कश्चित् किंचिदब्रवीत् । भरतस्तु सुहृन्मध्ये रामं वचनमब्रवीत् ॥२॥**

તેવો બધા ચૂપચાપ બેઠા હતા. કોયી કશું બોલતું ન હતું. ત્યારે ભરતે બધા લોકોની વચમાં રામને કહ્યું. (૨)

**सान्त्विता मामिका माता दत्तं राज्यमिदं मम । तद् ददामि तवैवाहं भुङ्क्ष्व राज्यमकण्टकम् ॥३॥**

મેં મારી માતાને સમજાવી છે. મને જે આ રાજ્ય અપાયેલું છે તે હું તમને આપું છું. નિષ્કંટક રાજ્યનો તમે ઉપભોગ કરો. (૩)

**महतेवाम्बुवेगेन भिन्नः सेतुर्जलागमे । दुरावारं त्वदन्येन राज्यखण्डमिदं महत् ॥४॥**

વર્ષાકાલમાં જેમ પાણીના ભારે પ્રવાહને લીધે પુલ તૂટી જાય છે અને પછી તે પ્રવાહ રોકી શકાતો નથી, તેમજ આ મોટું રાજ્યખંડનું રક્ષણ તમારા વિના બીજાથી થયી શકશે નહિ. (૪)

गतिं खर इवाश्वस्य तार्क्ष्यस्येव पतत्त्रिणः। अनुगन्तुं न शक्तिर्मे गतिं तव महीपते ॥५॥

જેમ અશ્વની ગતિને ગધેડું પામી શકે નહિ અને જેમ ગરુડની ગતિને બીજા પક્ષિયો પામી શકે નહિ, તેવી રીતે હે મહીપાલ, રાજ્યની રક્ષા માટે હું તમારી શકિતને પામી શકતો નથી. (૫)

सुजीवं नित्यशस्तस्य यः परैरुपजीव्यते। राम तेन तु दुर्जीवं यः परानुपजीवति ॥६॥

જીવવું તો તેનું જ સારું છે, જે બીજાને જીવાડે. હે રામ, જે બીજાના આધારે જીવે છે તેના જીવનને જીવન ન જ કહી શકાય. (૬)

यथा तु रोपितो वृक्षः पुरुषेण विवर्धितः। ह्रस्वकेन दुरारोहो रूढस्कन्धो महाद्रुमः ॥७॥

જેમ વૃક્ષને રોપીને કોયી પુરુષ ઉછેરે છે-વધારે છે, અને જ્યારે તે મોટું વૃક્ષ બને છે, તેને ડાળિયો આવે છે ત્યારે તેના ઉપર નાનો માણસ ચડી શકતો નથી. (૭)

स यदा पुष्पितो भूत्वा फलानि च विदर्शयेत्। स तां नानुभवेत् प्रीतिं यस्य हेतोः प्ररोपितः

જ્યારે તે વૃક્ષ મોટું થયીને ફૂલવાળું અને ફળવાળું થાય છે ત્યારે તે જેના માટે રોપાયું હતું, તે તેનો લાભ લેતો નથી. (૮)

एषोपमा महाबाहो तदर्थं वेत्तुमर्हसि। यत्र त्वमस्मान् वृषभो भर्ता भृत्यान् न शाधि हि ॥९॥

હે મહાબાહો, આ જ સ્થિતિ તમે રાજ્ય માટે પણ સમજો. અવધમાં રહીને ધર્મરક્ષક થયીને તમે અમારા ઉપર શાસન કરો. (૯)

श्रेणयस्त्वां महाराज पश्यन्त्वग्र्याश्च सर्वशः। प्रतपन्तमिवादित्यं राज्यस्थितमरिन्दमम् ॥१०॥

હે મહારાજ, તપતા સૂર્યની જેમ, શત્રુવોનું દમન કરનારા આપને રાજ્યનું પાલન કરતા બધી પ્રજા જુવો. (૧૦)

तथानुयाने काकुत्स्थ मत्ता नर्दन्तु कुञ्जराः। अन्तःपुरगता नार्यो नन्दन्तु सुसमाहिताः ॥११॥

તેમજ જ્યારે તમે બહાર નિકલો ત્યારે હાથિયો ગર્જના કરે અને અંતઃપુરની સ્ત્રિયો ભેગાં થયીને આનંદ મનાવે. (૧૧)

तमेवं दुःखितं प्रेक्ष्य विलपन्तं यशस्विनम्। रामः कृतात्मा भरतं समाश्वासयदात्मवान् ॥१२॥

ભરતને આ રીતે વિલાપ કરતા અને દુઃખી થતા જોયીને આત્મજ્ઞાની રામે તેમને આશ્વાસન આપ્યું. (૧૨)

नात्मनः कामकारो हि पुरुषोयमनीश्वरः। इतश्चेतरतश्चैनं कृतान्तः परिकर्षति ॥१३॥

હે ભરત, જીવ સ્વેચ્છાપ્રમાણે વર્તી શકતો નથી. તે પરતંત્ર છે. મૃત્યુ તેને આમથી તેમ અને તેમથી આમ ખેંચ્યા કરે છે. (૧૩)

सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः। संयोगा विप्रयोगान्ता मरणान्तं च जीवितम् ॥

જેટલા સંગ્રહો છે બધા નાશવાન્ છે. જેટલી ઊંચી ગણાતી વસ્તુવો છે, બધાંનું પતન થાય છે. સંયોગોનો વિયોગ હોય છે. જીવન પછી મરણ હોય છે. (૧૪)

यथा फलानां पक्वानां नान्यत्र पतनाद् भयम्। एवं नरस्य जातस्य नान्यत्र मरणाद् भयम् ॥

જેમ પાકેલાં ફળોને નીચે પડી જવા સિવાય કોયી બીજું ભય નથી. તેમજ ઉત્પન્ન થયેલા માનવને મરણ સિવાય બીજું ભય નથી. (૧૫)

यथागारं दृढस्थूणं जीर्णं भूत्वोपसीदति । नरा तथावसीदन्ति जरामृत्युवशं गताः ॥१६॥
જેમ ઘરનું મૂળ દૃઢ હોય તો પણ જીર્ણું થવાથી નાશ પામે છે. તેવી જ રીતે વૃધ્ધતા અને મૃત્યુના પરતંત્ર જીવ દુઃખી થાય છે. (૧૬)

अहोरात्राणि गच्छन्ति सर्वेषां प्राणिनामिह । आयूंषि क्षपयन्त्याशु ग्रीष्मे जलमिवांशवः ॥१७॥
જેમ ગ્રીષ્મઋતુમાં સૂર્યના કિરણો જળને સુકાવે છે, તેવીજ રીતે પ્રાણિયોનાં આયુનો નાશ કરતા અહોરાત્ર એટલે દિન અને રાત ચાલ્યાં જાય છે. (૧૭)

आत्मानमनुशोच त्वं कमन्यमनुशोचसि । आयुस्तु हीयते यस्य स्थितस्यास्य गतस्य च ॥१८॥
તમે તમારી ચિંતા કરો, બીજી વસ્તુવો માટે શોક કરવો વ્યર્થ છે. આમ તો ગમે તે વસ્તુ ક્ષય પામે જ છે. (૧૮)

सहैव मृत्युर्व्रजति सह मृत्युर्निषीदति । गत्वा सुदीर्घमध्वानं स ह मृत्युर्निवर्तते ॥१९॥
મૃત્યુ તો જીવની સાથે જ ચાલે છે અને સાથે જ બેસે છે અને ઘણું દૂર સુધી જયીને તે મૃત્યુ પાછો ફરે છે. (૧૯)

गात्रेषु वलयः प्राप्ताः श्वेताश्चैव शिरोरुहाः । जरया पुरुषो जीर्णः किं हि कृत्वा प्रभावयेत् ॥
શરીરમાં વલ આવે છે. કેશો સ્વેત થાય છે. માનવ જીર્ણું થાય છે. જીવ કયા ઉપાયથી મૃત્યુને વશ ન થાય ? અર્થાત્ મૃત્યુ માટે કોયી ઉપાય નથી. (૨૦)

नन्दन्त्युदित आदित्ये नन्दन्त्यस्तमितेऽहनि । आत्मनो नावबुध्यन्ते मनुष्या जीवितक्षयम् ॥
સૂર્યોદય થાય છે, ત્યારે લોકો આનંદ પામે છે. સૂર્ય અસ્ત થાય છે ત્યારે પણ લોકો પ્રસન્ન થાય છે. પણ તેવો સમજતા નથી કે તેમના જીવનનો ક્ષય થયી રહ્યો છે. (૨૧)

हृष्यन्त्यृतुमुखं दृष्ट्वा नवं नवमिवागतम् । ऋतूनां परिवर्तेन प्राणिनां प्राणसंक्षयः ॥२२॥
નવા નવા ઋતુવોનું આગમન જોયીને જીવો હર્ષ પામે છે પણ તેવો આ સમજતા નથી કે ઋતુ-પરિવર્તનની સાથેજ તેમના જીવનનો અંત થયી રહ્યો છે. (૨૨)

यथा काष्ठं च काष्ठं च समेयातां महार्णवे । समेत्य तु व्यपेयातां कालमासाद्य कंचन ॥२३॥
જેમ સમુદ્રમાં આમ તેમથી વહીને આવેલાં કાષ્ઠો ભેગાં થાય છે અને કેટલાક સમય પછી વિયુક્ત થયી જાય છે...છૂટા થયી જાય છે. (૨૩)

एवं भार्याश्च पुत्राश्च ज्ञातयश्च वसूनि च । समेत्य व्यवधावन्ति ध्रुवो ह्येषां विनाभवः ॥२४॥
આવી જ રીતે સ્ત્રી, પુત્ર, જ્ઞાતિ, ધન, મળીને ફરી છૂટા પડી જાય છે. એમનો નાશ તો નક્કી જ છે. (૨૪)

नात्र कश्चिद् यथाभावं प्राणी समतिवर्तते । तेन तस्मिन् न सामर्थ्यं प्रेतस्यास्त्यनुशोचतः ॥
કોયીપણ પ્રાણી યથાભાવને (જે થવાનું હોય છે) તેને ઓળંગી શકતો નથી, તેથી મરણ પામેલાને જીવાડવામાં કોયીનું સામર્થ્ય નથી. (૨૫)

यथा हि सार्थं गच्छन्तं ब्रूयात् कश्चित् पथि स्थितः । अहमप्यागमिष्यामि पृष्ठतो भवतामिति ॥
માર્ગમાં કોયી યાત્રીનો સંઘ આગળ જતો હોય તો પાછળ રહેલો સંઘ કહે છે કે તમે ચાલો, હું પણ તમારી પાછળ જ આવું છું. (૨૬)

**एवं पूर्वैर्गतो मार्गः पैतृपितामहैर्ध्रुवः । तमापन्नः कथं शोचेद् यस्य नास्ति व्यतिक्रमः ॥२७॥**

આ તો સનાતન માર્ગ છે. આ માર્ગે પિતા–પ્રપિતામહ પણ ગયા છે. જે માર્ગમાં ગયા વિના છુટકો જ નથી, તે માર્ગમાં ગયેલાં માટે શા માટે શોક કરવો જોયિયે ? (૨૭)

**आयुरुत्तममासाद्य भोगानपि च राघवः । न स शोच्यः पिता तात स्वर्गतः सत्कृतः सताम् ॥**

ઉત્તમ આયુષ્યને ભોગોને પ્રાપ્ત કરીને સજ્જનોથી આદર પામેલા પિતાજી સ્વર્ગે ગયા છે. તેમને માટે શોક કરવો જોયિયે નહિ. (૨૮)

**स जीर्णं मानुषं देहं परित्यज्य पिता हि नः । दैवीमृद्धिमनुप्राप्तो ब्रह्मलोकविहारिणीम् ॥२९॥**

મહારાજ જીર્ણ થયેલ આ માનુષ દેહનો ત્યાગ કરીને બ્રહ્મલોકની દૈવી ઋધ્ધિને પ્રાપ્ત થયા છે.(૨૯)

**तं तु नैवंविधः कश्चित् प्राज्ञः शोचितुमर्हसि । त्वद्विधो मद्विधश्चापि श्रुतवान् बुद्धिमत्तरः ॥३०॥**

તેથી તેમના માટે તમારા જેવા કે મારા જેવા કોયીપણ બુધ્ધિમાન્ પુરુષે શોક કરવો જોયિયે નહિ.

**एते बहुविधाः शोका विलापरुदिते तदा । वर्जनीया हि धीरेण सर्वावस्थासु धीमता ॥३१॥**

અમે વનમાં આવ્યા, મહારાજ પરલોકે ગયા, પ્રજા દુઃખી થયી, તમે દુઃખી થયા, આવી રીતે શોક કરવો, વિલાપ કરવો, રડવું, આ વધાનો ત્યાગ વીર અને વિદ્વાન્ પુરુષે દરેક અવસ્થામાં કરવો જોયિયે. (૩૧)

**स स्वस्थो भव मा शोको यात्वा चावस तां पुरीम् । तथा पित्रा नियुक्तोऽसि वशिना वदतां वर ॥**

માટે, ભાયીભરત, સ્વસ્થ થાવ. શોક કરો મા. અને જયીને અયોધ્યામાં જ રહો. હે ભરત, પિતાની તમારા માટે આવી જ આજ્ઞા છે. (૩૨)

**यत्राहमपि तेनैव नियुक्तः पुण्यकर्मणा । तत्रैवाहं करिष्यामि पितुरार्यस्य शासनम् ॥३३॥**

ધર્માત્મા પિતાજીયે મને જ્યાં (વનમાં) નિયુક્ત કર્યો છે, તેથી હું વનમાં જ રહીને તેમની આજ્ઞાનું પાલન કરીશ. (૩૩)

**न मया शासनं तस्य त्यक्तुं न्याय्यमरिंदम । स त्वयापि सदा मान्यः स वै बन्धुः स नः पिता ॥**

તેમની આજ્ઞાનો ત્યાગ કરવો આ યોગ્ય નથી. તમારે પણ તેમની તે આજ્ઞા સદા માનવી જ જોયિયે કેમકે તેવો આપણા પિતા અને રક્ષક હતા. (૩૪)

**तद् वचः पितुरेवाहं सम्मतं धर्मचारिणाम् । कर्मणा पालयिष्यामि वनवासेन राघव ॥३५॥**

અને હે રાઘવ, હું વનવાસ કરીને તેમની આજ્ઞાનું પાલન કરિશ. (૩૫)

**धार्मिकेणानृशंसेन नरेण गुरुवर्तिना । भवितव्यं नरव्याघ्र परलोकं जिगीषता ॥३६॥**

જેમને પરલોક એટલે સ્વર્ગ પામવાની ઇચ્છા હોય તેમણે ધાર્મિક, શાંત અને ગુરુ–શાસનને માન આપનાર હોવા જ જોયિયે. (૩૬)

**इत्येवमुक्त्वा वचनं महात्मा पितुर्निदेशप्रतिपालनार्थम् ।**
**यवीयसं भ्रातरमर्थवच्च प्रभुर्मुहूर्ताद् विरराम रामः ॥३७॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्तनवतितमः सर्गः ॥९७॥

મહાત્મા રામ પિતાની આજ્ઞાનું પાલન કરવું જ જોયિયે આવું નાના ભાયી ભરતને કહીને ચૂપ થયી ગયા. (૩૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તનવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टनवतितमः सर्गः

पुनरेवं ब्रुवाणं तं भरतं लक्ष्मणाग्रजः। प्रत्युवाच ततः श्रीमाञ्ज्ञातिमध्ये सुसत्कृतः ॥१॥

જ્યારે ભરત ફરી ફરી રામને અવધ ચાલવા માટે આગ્રહ કર્યો ત્યારે શ્રીરામ સૌની વચમાં બોલ્યા. (૧)

उपपन्नमिदं वाक्यं यस्त्वमेवमभाषथाः। जातः पुत्रो दशरथात् कैकेय्यां राजसत्तमात् ॥२॥

ભરત, તમે મહારાજ દશરથથી કૈકેયીના ગર્ભથી ઉત્પન્ન થયા છો. તેથી તમોયે જે કહ્યું તે બધું યુકત જ છે. (૨)

देवासुरे च संग्रामे जनन्यै तव पार्थिवः। सम्प्रहृष्टो ददौ राजा वरमाराधितः प्रभुः ॥३॥

દેવાસુર સંગ્રામમાં મહારાજ દશરથે પ્રસન્ન થયીને કૈકેયીને વર આપ્યું હતું. (૩)

ततस्तं सम्प्रतिश्राव्य तव माता यशस्विनी। अयाचत नरश्रेष्ठं द्वौ वरौ वरवर्णिनी ॥४॥

તેથી તે કૈકેયીયે તે વરને સ્મરણુ કરાવીને મહારાજ પાસેથી બે વરો માંગ્યા. (૪)

तव राज्यं नरव्याघ्र मम प्रव्राजनं तथा। तच्च राजा तथा तस्यै नियुक्तः प्रददौ वरम् ॥५॥

તે બે વર આ હતાઃ હે ભરત તમને અયોધ્યાનું રાજ્ય મળે અને મને વનવાસ મળે, રાજાને પરાણે તે બે વર આપવા પડ્યા. (૫)

तेन पित्राहमप्यत्र नियुक्तः पुरुषर्षभ। चतुर्दश वने वासं वर्षाणि वरदानिकम् ॥६॥

તેથી તે વરદાનને લીધે વનમાં ચૌદ વર્ષો સુધી નિવાસ કરવા માટે પિતાશ્રીયે મને નિયુકત કર્યો છે. (૬)

सोहं वनमिदं प्राप्तो निर्जनं लक्ष्मणान्वितः। सीतया चाप्रतिद्वन्द्वः सत्यवादे स्थितः पितुः ॥

તેથી હું લક્ષ્મણુની અને સીતાની સાથે પિતાજીની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે આ નિર્જન વનમાં આવ્યો છું. (૭)

भवानपि तथेत्येव पितरं सत्यवादिनम्। कर्तुमर्हसि राजेन्द्र क्षिप्रमेवाभिषिञ्चनात् ॥८॥

ભરત, પિતાથી નિયુકત થયેલા તમે પણ રાજ્યાભિષેક કરાવીને પિતાજીની સત્યવાદિતાને સિદ્ધ કરો. (૮)

ऋणान्मोचय राजानं मत्कृते भरत प्रभुम्। पितरं त्राहि धर्मज्ञ मातरं चाभिनन्दय ॥९॥

હે ભરત, મારી પ્રસન્નતા માટે તમે પિતાજીને ઋણુમાંથી મુકત કરાવો અને કૈકેયીને અભિનંદન આપો. (૯)

पुन्नाम्नो नरकाद् यस्मात् पितरं त्रायते सुतः। तस्मात् पुत्र इति प्रोक्तः पितॄन् यः पाति सर्वतः

પુત્ નામના નરકમાંથી પિતાને પુત્ર બચાવી લે છે તેથી તેનું નામ પુત્ર છે. (૧૦)

एवं राजर्षयः सर्वे प्रतीता रघुनन्दन। तस्मात् त्राहि नरश्रेष्ठ पितरं नरकात् प्रभो ॥११॥

બધા રાજર્ષિયો આવી રીતે જ વિશ્વાસપાત્ર હતા. તેથી હે ભરત તમે પિતાજીને નરકથી બચાવો એટલે રાજ્ય ઉપર અભિષિકત થાવ. (૧૧)

**अयोध्यां गच्छ भरत प्रकृतीरुपरञ्जय । शत्रुघ्नसहितो वीर सह सर्वैर्द्विजातिभिः ॥१२॥**

હે ભરત, તમે શત્રુઘ્ન અને બધા બ્રાહ્મણો સાથે અયોધ્યા જાવ અને પ્રજાને સુખ–શાંતિ આપો. (૧૨)

**प्रवेक्ष्ये दण्डकारण्यमहमप्यविलम्बयन् । आभ्यां तु सहितो वीर वैदेह्या लक्ष्मणेन च ॥१३॥**

અને હું પણ વિલંબ કર્યા વિના જ, સીતા અને લક્ષ્મણ સાથે દંડકારણ્યમાં પ્રવેશ કરિશ.

**त्वं राजा भरत भव स्वयं नराणां वन्यानामहमपि राजराण्मृगाणाम् ।**

**गच्छ त्वं पुरवरमद्य सम्प्रहृष्टः संहृष्टस्त्वहमपि दण्डकान् प्रवेक्ष्ये ॥१४॥**

હે ભરત, તમે અયોધ્યામાં મનુષ્યોનો રાજા બનો અને હું પણ વનવાસી પશુવોનો મહારાજ બનીશ. આજે તમે પ્રસન્ન થયીને નગરિયોમાં શ્રેષ્ઠ અયોધ્યા જાવો, અને હું પણ દંડકારણ્યમાં પ્રવેશ કરિશ. ૧૪)

**छायां ते दिनकरभाः प्रबाधमानं वर्षत्रं भरत करोतु मूर्ध्नि शीताम् ।**

**एतेषामहपि काननद्रुमाणां छायां तामतिशयिनीं शनैः श्रयिष्ये ॥१५॥**

હે ભરત, સૂર્યના કિરણોને રોકનારૂં છત્ર તમારા મસ્તક ઉપર શીતલ છાયા કરો એટલે તમે રાજા થયીને શિર ઉપર છત્ર ધારણ કરો. અને હું પણ આ વનવૃક્ષોની, રાજછત્રથી પણ પ્રશસ્ત છાયાનો ધીમે ધીમે આશ્રય લયીશ. (૧૫)

**शत्रुघ्नस्त्वतुलमतिस्तु ते सहायः सौमित्रिर्मम विदितः प्रधानमित्रम् ।**

**चत्वारस्तनयवरा वयं नरेन्द्रं सत्यस्थं भरत चराम मा विषीद ॥१६॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे अष्टनवतितमः सर्गः ॥९८॥

અતુલ બુધ્ધિવાળા શત્રુઘ્ન તમારા સહાયક છે અને લક્ષ્મણ મારા પ્રખ્યાત પ્રધાન મિત્ર છે. અમે ચારે પુત્રો રાજાને સત્યવાદી બનાવિયે. હે ભરત તમે દુઃખી થાવ નહિ. (૧૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના અષ્ટનવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ नवनवतितमः सर्गः

**आश्वासयन्तं भरतं जाबालिर्ब्राह्मणोत्तमः । उवाच रामं धर्मज्ञं धर्मापेतमिदं वचः ॥१॥**

શ્રીરામ ભરતને આ રીતે આશ્વાસન આપતા હતા ત્યારે ધર્મજ્ઞ રામને બ્રાહ્મણશ્રેષ્ઠ જાબાલિયે કહ્યું. (૧)

**साधु राघव मा भूत् ते बुद्धिरेवं निरर्थिका । प्राकृतस्य नरस्येव ह्यार्यबुद्धेस्तपस्विनः ॥२॥**

હે રાઘવ, તમે પવિત્ર બુધ્ધિવાળા મનસ્વી પુરુષ છો. સામાન્ય મનુષ્યની જેમ આ તમારો વિચાર નિરર્થક છે. (૨)

**कः कस्य पुरुषो बन्धुः किमाप्यं कस्य केनचित् । एको हि जायते जन्तुरेक एव विनश्यति ॥**

કોણ પુરુષ કયા પુરુષનો બંધુ છે ? કોણ સગા સંબંધી છે ? કોણે કોનું લેવું છે ? પ્રાણી એકલોજ ઉત્પન્ન થાય છે અને એકલોજ નાશ પામે છે. (૩)

**तस्मान्माता पिता चेति राम सज्जेत यो नरः । उन्मत्त इव स ज्ञेयो नास्ति कश्चिद्धि कस्यचित् ॥**

તેથી હે રામ, આ મારી માતા છે, આ મારા પિતા છે, આમ વિચારીને જે માણસ આસક્ત થાય છે તે ઉન્મત્ત જેવો છે. વસ્તુતઃ કોયીનો કોયી કશો નથી. (૪)

**यथा ग्रामान्तरं गच्छन् नरः कश्चिद् बहिर्वसेत् । उत्सृज्य च तमावासं प्रतिष्ठेतापरेऽहनि ॥५॥**

જેમ કોયી માણસ બીજા ગામે જતો હોય અને થાકીને કયાંય નિવાસ કરે. અને બીજે દિવસે તે સ્થાનને મૂકીને કયાંય બીજે જવા ચાલી નીકળે...(૫)

**एवमेव मनुष्याणां पिता माता गृहं वसु । आवासमात्रं काकुत्स्थ सज्जन्ते नात्र सज्जनाः ॥६॥**

હે રામ, આવી રીતે માતા, પિતા, ઘર, ધન બધાંય, આવાસમાત્રપડાવમાત્ર છે. તેમાં સજ્જનો આસક્ત થતા નથી. (૬)

**पित्र्यं राज्यं समुत्सृज्य त्वं नार्हसि नरोत्तम । आस्थातुं कापथं दुःखं विषमं बहुकण्टकम् ॥७॥**

હે નરોત્તમ, પિતૃ-પિતામહથી ચાલ્યા આવતા રાજ્યનો ત્યાગ કરીને જેમાં ઘણુાય કંટકો છે, ઊંચાણુ નીચાણુ છે આવા કુત્સિત માર્ગમાં ચાલવા માટે તમે યોગ્ય નથી. (૭)

**समृद्धायामयोध्यायामात्मानमभिषेचय । एकवेणीधरा हि त्वां नगरी सम्प्रतीक्षते ॥८॥**

તમે તો સમૃદ્ધ અયોધ્યામાં જયીને પોતાનો રાજ્યાભિષેક કરાવો. કેમકે તમારાથી વિયુક્ત થયેલી અયોધ્યા તમારી પ્રતીક્ષા કરી રહી છે. (૮)

**राजभोगाननुभवन् महार्हान् पार्थिवात्मज । विहर त्वमयोध्यायां यथा शक्रस्त्रिविष्टपे ॥९॥**

હે રાજકુમાર, બહુ ધન-જનવાળા રાજભોગોનો અનુભવ કરતાં એટલે ભોગ કરતાં સ્વર્ગમાં ઇન્દ્રની જેમ અયોધ્યામાં વિહાર કરો. (૯)

**न ते कश्चिद् दशरथस्त्वं च तस्य न कश्चन । अन्यो राजा त्वमन्यस्तु तस्मात् कुरु यदुच्यते ॥**

મહારાજ દશરથ તમારા કોયી સગા ન હતા અને તમે તેમનો કોયી સગા નથી, રાજા અન્ય હતા, તમે અન્ય છો. તેથી હું તમને જેમ કહું છું, તેમ કરો. (૧૦)

**बीजमात्रं पिता जन्तोः शुक्रं शोणितमेव च । संयुक्तमृतुमन्मात्रा पुरुषस्येह जन्म तत् ॥११॥**

પિતા તો નિમિત્તમાત્ર હોય છે. વસ્તુતઃ જન્મદાતા તો એટલે ઉપાદાન કારણુ તો શુક્ર (વીર્ય) શોણિત (રકત) છે. આ બન્ને જ્યારે ઋતુમતી માતાના ગર્ભમાં સંયુક્ત થાય છે—મિશ્રિત થાય છે તેથી જ પુરુષનો જન્મ થાય છે. (૧૧)

**गतः सः नृपतिस्तत्र गन्तव्यं यत्र तेन वै । प्रवृत्तिरेषा भूतानां त्वं तु मिथ्या विहन्यसे ॥१२॥**

મહારાજ દશરથને જ્યાં જવું હતું ત્યાં ગયા. આ તો પ્રાણિમાત્રનો સ્વભાવ છે-નિયત માર્ગ છે. તમે તો આ મિથ્યા સંબંધને લીધે દુઃખિત થાવ છો. (૧૨)

**अर्थधर्मपरा ये ये तांस्ताञ्शोचामि नेतरान् । ते हि दुःखमिह प्राप्य विनाशं प्रेत्य लेभिरे ॥१३॥**

જે લોકો ધન અને ધર્મ કમાવવામાં પડ્યા છે તેના માટે હું પશ્ચાત્તાપ કરું છું. શોક કરું છું. બીજા માટે મને કશો પરિતાપ હોતો જ નથી. કેમકે તેવો અહીં દુઃખી થયીને છેવટે મરીને નાશ પામે છે. કશો લાભ તેને મળતો નથી. (૧૩)

अष्टकापितृदेवत्यमित्ययं प्रसृतो जनः । अन्नस्योपद्रवं पश्य मृतो हि किमशिष्यति ॥१४॥

અષ્ટકા આદિ જે શ્રાદ્ધકર્મ છે, તે પિતરોને મળશે એમ માનીને લોકો તેમાં પ્રવૃત્ત છે, પણ આ બધું કશું નથી. કેવળ અન્નનો ઉપદ્રવ છે. વિનાશ છે, મરેલો શું ખાવાનો છે ? (૧૪)

यदि भुक्तमिहान्येन देहमन्यस्य गच्छति । दद्यात् प्रवसतां श्राद्धं न तत् पथ्यशनं भवेत् ॥१५॥

જો કોયી બીજો માણસ અહિં ભોજન કરે અને બીજા લોકમાં રહેનારને તે મળી જાય એવું હોય તો, પ્રવાસ કરનારને માટે અહિં શ્રાદ્ધ કરે એટલે ખાદ્ય પદાર્થ તેના નામે આપે અને તે તેને મળી જાય. પણ એવું થતું નથી, ભાતું તો લયી જવું પડે છે જ. (૧૫)

दानसंवनना ह्येते ग्रन्था मेधाविभिः कृताः । यजस्व देहि दीक्षस्व तपस्तप्यस्व सन्त्यज ॥१६॥

દાન આદિના ઉપદેશથી લોકોને વશમાં કરનારા ગ્રન્થોની રચના બુદ્ધિમાનોયે એટલે દ્રવ્ય-ગ્રહણ–કુશળ લોકોયે કરી છે. દીક્ષા ગ્રહણ કરો, યજ્ઞ કરો, દાન કરો, તપ કરો, એષણા આદિનો ત્યાગ કરો આ બધા ઉપદેશો વંચકોયે કર્યા છે. (૧૬)

स नास्ति परमित्येतत् कुरु बुद्धिं महामते । प्रत्यक्षं यत् तदातिष्ठ परोक्षं पृष्ठतः कुरु ॥१७॥

તેથી હે બુદ્ધિશાળી રામ, પરલોક જેવી કોયી વસ્તુજ નથી. જે પ્રત્યક્ષ છે તેનો સ્વીકાર કરો અને જે વસ્તુનું પ્રત્યક્ષ દર્શન નથી, તેનો ત્યાગ કરો. (૧૭)

सतां बुद्धिं पुरस्कृत्य सर्वलोकनिदर्शिनीम् । राज्यं स त्वं निगृह्णीष्व भरतेन प्रसादितः ॥१८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे नवनवतितमः सर्गः ॥९९॥

જે માર્ગને બધાય સ્વીકારે છે, જે બુદ્ધિને બધા સ્વીકારે છે, તેને તમે માની લો અને ભરત તમને રાજ્ય સોંપે છે, તેનો તમે અંગીકાર કરી લો. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના નવનવતિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ शततमः सर्गः

जाबालेस्तु वचः श्रुत्वा रामः सत्यपराक्रमः । उवाच परया सूक्त्या बुद्ध्याविप्रतिपन्नया ॥१॥

જાબાલિનું વચન સાંભળી વિચલિત થયા વિનાજ સત્યપરાક્રમ રામ મનોહર વચન બોલ્યા.

भवान् मे प्रियकामार्थं वचनं यदिहोक्तवान् । अकार्यं कार्यसङ्काशमपथ्यं पथ्यसंनिभम् ॥२॥

આપે મારા ભલા માટે અત્યારે જે કયીં કહ્યું છે તે કર્તવ્ય જેવું લાગે છે પણ છે અકર્તવ્ય, તેમજ પથ્ય જેવું તે લાગે છે પણ પથ્થ નથી. (૨)

निर्मर्यादस्तु पुरुषः पापाचारसमन्वितः । मानं न लभते सत्सु भिन्नचारित्रदर्शनः ॥३॥

મર્યાદાહીન, પાપાચારયુક્ત, તેમજ ચારિત્રહીન કોયીપણ પુરુષ સત્પુરુષોમાં માન પામી શકતો નથી. (૩)

कुलीनमकुलीनं वा वीरं पुरुषमानिनम् । चारित्रमेव व्याख्याति शुचिं वा यदि वाशुचिम् ॥४॥

કોયી કુલીન છે કે નિકૃષ્ટકુળનો છે, વીર છે કે વ્યર્થમાં પોતાને વીર માનનારો છે, તેનું મન પવિત્ર છે કે અપવિત્ર છે આ બધી વસ્તુવોનું કહેનાર તો ચારિત્ર જ છે. (૪)

  

**अनार्यस्त्वार्यसंस्थानः शौचाद्धीनस्तथा शुचिः । लक्षण्यवदलक्षण्यो दुःशीलः शीलवानिव ॥५॥**

અનાર્ય હોવા છતાં જો આર્યની પેઠે પોતાને દેખાડતો હોવું, અશુચિ થયીને પણ જો પોતાને પવિત્રની જેમ દેખાડતો હોવું, નિકૃષ્ટલક્ષણવાળો થયીને પણ જો પોતાને શુભલક્ષણવાળો બતાવતો હોવું, દુષ્ટ–શીલવાળો થયીને પણ જો પોતાને સુશીલ બતાવતો હોવું તો....(૫)

**अधर्मं धर्मवेषेण यद्यहं लोकसङ्करम् । अभिपत्स्ये शुभं हित्वा क्रियां विधिविवर्जिताम् ॥६॥**

લોકોમાં સાંકર્યનો સંચાર કરનાર હું અધર્મને જો ધર્મ માનું અને પવિત્રક્રિયાનો ત્યાગ કરીને વિધિહીન ક્રિયાનો જો હું સ્વીકાર કરું તો...(૬)

**कश्चेतयानः पुरुषः कार्याकार्यविचक्षणः । बहु मन्येत मां लोके दुर्वृत्तं लोकदूषणम् ॥७॥**

કર્તવ્ય અને અકર્તવ્યને જાણનાર એવો કોણ સમજૂ પુરુષ છે જે લોકને દૂષિત કરનાર અને દુરાચાર–પરાયણ મને માન આપશે? (૭)

**कस्य यास्याम्यहं वृत्तं केन वा स्वर्गमाप्नुयाम् । अनया वर्तमानोहं वृत्त्या हीनप्रतिज्ञया ॥८॥**

તમે જે રીતે કહો છો તે રીતે જો હું પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયીને વર્તું તો હું કોને સદાચારનો ઉપદેશ કરીશ અને કયી રીતે હું સ્વર્ગ પ્રાપ્ત કરીશ? (૮)

**कामवृत्तो न्वयं लोकः कृत्स्नः समुपवर्तते । यद्वृत्ताः सन्ति राजानस्तद्वृत्ताः सन्ति तत्प्रजाः ॥**

અને ત્યારે તો સમસ્ત લોક ઇચ્છાપ્રમાણે જ વર્તવા લાગશે, કેમકે જેવા રાજા હોય છે તેવી જ તેની પ્રજા પણ થયી જાય છે. (૯)

**सत्यमेवानृशंसं च राजवृत्तं सनातनम् । तस्मात् सत्यात्मकं राज्यं सत्ये लोकः प्रतिष्ठितः ॥१०॥**

રાજાનો સત્યતાપૂર્ણ અને દયાપૂર્ણ વ્યવહાર હોવો જોયિયે આ સનાતન કાલની પદ્ધતિ છે. માટે રાજ્ય સત્યાનુકૂળ હોવું જોયિયે. સત્યથી, સત્ય વ્યવહારથી જ લોક પ્રતિષ્ઠાવાન્ બને છે. (૧૦)

**ऋषयश्चैव देवाश्च सत्यमेव हि मेनिरे । सत्यवादी हि लोकेस्मिन् परं गच्छति चाक्षयम् ॥११॥**

ઋષિયોયે અને દેવોયે પણ સત્યનો જ આદર કર્યો છે. સત્યવાદી જ આ લોકમાં અક્ષય પરમેશ્વરને પામે છે. (૧૧)

**उद्विजन्ते यथा सर्पान्नरादनृतवादिनः । धर्मः सत्यपरो लोके मूलं सर्वस्य चोच्यते ॥१२॥**

જેમ મનુષ્ય સાપથી ભય પામે છે તેમજ અસત્યવાદી માણસોથી લોકો ભય પામે છે. બધા ધર્મોમાં સત્ય જ પ્રધાન ધર્મ છે. સર્વ ધર્મોનું મૂલ સત્ય જ છે. (૧૨)

**सत्यमेवेश्वरो लोके सत्ये धर्मः सदाश्रितः । सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥१३॥**

સત્યજ ઈશ્વર છે. સત્યના આશ્રયે જ ધર્મ રહેલો છે. સત્યજ બધા ધર્મોનું મૂલ છે. સત્ય કરતાં બીજું કોયી મોટું પદ નથી. (૧૩)

**दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च । वेदाः सत्यप्रतिष्ठानास्तस्मात् सत्यपरो भवेत् ॥१४॥**

દાન, યજ્ઞ, હોમ, તપ, વેદ બધાંનું પ્રતિષ્ઠાન એટલે આશ્રય સત્ય જ છે. તેથી સત્યપરાયણતાનો ત્યાગ હોવો જોયિયે નહિ. (૧૪)

**सोहं पितुर्निदेशं तु किमर्थं नानुपालये । सत्यप्रतिश्रवः सत्यं सत्येन समयीकृतम् ॥१५॥**

હું પોતે સત્યપ્રતિજ્ઞ છું. માટે સત્યરક્ષણ માટે જ પિતાની આજ્ઞાનું હું શા માટે પાલન નહીં કરું જેનું પાલન કરવા માટે મેં પ્રતિજ્ઞા લીધી છે. (૧૫)

૪૫

नैव लोभान्न मोहाद् वा न चाज्ञानाद् तमोन्वितः । सेतुं सत्यस्य भेत्स्यामि गुरोः सत्यप्रतिश्रवः ॥
તેથી રાજ્યના લોભથી અથવા મોહથી, અથવા અજ્ઞાનથી અવિવેકી થયીને, પિતાશ્રીયે જે સત્યની સ્થાપના કરી છે, તે સ્થાપનાનો, તે મર્યાદાનો હું ભંગ નહિ કરીશ. (૧૬)

असत्यसन्धस्य सतश्चलस्यास्थिरचेतसः । नैव देवा न पितरः प्रतीच्छन्तीति नः श्रुतम् ॥१७॥
જે પોતાની પ્રતિજ્ઞાને અસત્ય બનાવે છે, જે સત્યથી ચલિત થાય છે, જે સ્થિર-ચિત્તવાળો નથી હોતો; તેણે આપેલી કોયી પણ વસ્તુનો સ્વીકાર દેવો અને પિતરો કરતા નથી. (૧૭)

प्रत्यगात्ममिमं धर्मं सत्यं पश्याम्यहं ध्रुवम् । भारः सत्पुरुषैश्चीर्णस्तदर्थमभिनन्द्यते ॥१८॥
હું પોતે આ સત્યને પ્રત્યગાત્મરૂપ માનું છું એટલે પરમાત્મ-સ્વરૂપ માનું છું. પરમાત્માનો સેવનરૂપ ભાર સત્પુરુષોયે સ્વીકાર્યો છે, તેથી હું પણ આ ધર્મનો સ્વીકાર કરું છું. (૧૮)

कायेन कुरुते पापं मनसा सम्प्रधार्य तत् । अनृतं जिह्वया चाह त्रिविधं कर्म पातकम् ॥१९॥
પાપના ત્રણ પ્રકારો છેઃ કાયિક, માનસિક અને વાચિક. મનથી પાપ કરવાનો નિશ્ચય કરાય છે, આ પ્રથમ પાપ. શરીરથી નિશ્ચિત પાપ કરાય છે આ દ્વિતીય પાપ. મેં પાપ નથી કર્યું એમ પાપકરનાર જીભથી બોલે છે તેથી આ વાચિક પાપ. આ રીતે પાપ કર્મ ત્રણ પ્રકારનાં હોય છે.

भूमिः कीर्तिर्यशो लक्ष्मीः पुरुषं प्रार्थयन्ति हि । सत्यं समनुवर्तन्ते सत्यमेव भजेत् ततः ॥२०॥
ભૂમિ એટલે ભૂમિપ્રાપ્તિ, કીર્તિ એટલે દાનની ખ્યાતિ, યશ એટલે પુરુષાર્થથી પ્રાપ્ત ખ્યાતિ અને લક્ષ્મી એટલે ધન આ પુરુષને અર્થાત્ સત્યને જ ઇચ્છે છે, એટલે સત્યથી જ આ ચારે અર્થો પ્રાપ્ત થાય છે. પુરુષશબ્દનો અર્થ અહિં સત્ય છે. पुरून् वहून् अर्थान् सिनोति बध्नाति संगृह्णाति इति पुरुषो धर्मः सत्यम् इति यावत् । સત્ય અનેક વસ્તુવોનું દાન કરે છે તેથી પુરુષનો અર્થ અહીં સત્ય છે. (૨૦)

स्थिरा मया प्रतिज्ञाता प्रतिज्ञा गुरुसन्निधौ । प्रहृष्टमानसा देवी कैकेयी चाभवत् तदा ॥२१॥
મેં પિતાની આગળ પ્રતિજ્ઞા કરી છે કે તમારી આજ્ઞાનું હું પાલન કરિશ, તેથી તે સમયે કૈકેયીનું પણ મન પ્રસન્ન થયું હતું. (૨૧)

कथं ह्यहं प्रतिज्ञाय वनवासमिमं गुरोः । भरतस्य करिष्यामि वचो हित्वा गुरोर्वचः ॥२२॥
મેં મારા પિતાની સામે દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે હું વનમાં જયિશ. તેમની આજ્ઞાનો ત્યાગ કરીને ભરતની પ્રાર્થનાનો સ્વીકાર હું કયી રીતે કરી શકું છું ? (૨૨)

वनवासं वसन्नेव शुचिर्नियतभोजनः । मूलपुष्पफलैः पुण्यैः पितॄन् देवांश्च तर्पयन् ॥२३॥
संतुष्टपञ्चवर्गोहं लोकयात्रां प्रवाहये । अकुहः श्रद्दधानः सन् कार्याकार्यविचक्षणः ॥२४॥
અહીં વનવાસ કરતો, પવિત્ર મૂલ, પુષ્પ, ફળ, આદિ ભોજનથી શરીરનો નિર્વાહ કરતો, પિતરો અને દેવોને પ્રસન્ન કરતો, પાંચેય જ્ઞાનેન્દ્રિયોને સંતુષ્ટ રાખતો, અકુહ એટલે નિર્દોષ ભાવવાન્ થયીને શ્રદ્ધાપૂર્વક, કર્તવ્ય અને અકર્તવ્યનો વિચાર કરતો; મર્યાદાનો નિર્વાહ કરિશ. (૨૩-૨૪)

कर्मभूमिमिमां प्राप्य कर्तव्यं कर्म यच्छुभम् । अग्निर्वायुश्च सोमश्च कर्मणां फलभागिनः ॥२५॥
આ કર્મભૂમિમાં આવીને જે શુભ કર્મ હોય તે જ કરવું જોયિયે. અને તે કર્મોના દ્રષ્ટા એટલે સાક્ષી અગ્નિ, વાયુ, સૂર્ય અને ચંદ્ર હોય છે. (૨૫)

अमृष्यमाणः पुनरुग्रतेजा निशम्य तन्नास्तिकवाक्यहेतुम् ।
अथाब्रवीत् तं नृपतेस्तनूजो विगर्हमाणो वचनानि तस्य ॥२६॥

તે નાસ્તિક વાકયો એટલે વચનોનો હેતુ એટલે બોલનાર જાબાલિને સાંભળીને, તે વચનોને સહન નહીં કરનાર રાજકુમાર રામ, તે વચનોનું ખંડન કરતાં બોલ્યા. (૨૬)

सत्यं च धर्मं च पराक्रमं च भूतानुकम्पां प्रियवादितां च ।
द्विजातिदेवातिथिपूजनं च पन्थानमाहुस्त्रिदिवस्य सन्तः ॥२७॥

સત્ય, પરોપકારાદિ ધર્મ, પરાક્રમ, પ્રાણિદયા, પ્રિયભાષિતા, બ્રાહ્મણ-દેવતા-અતિથિસત્કાર એટલાને સત્પુરુષો સ્વર્ગપ્રાપક માર્ગ કહે છે. (૨૭)

तेनैवमाज्ञाय यथावदर्थमेकोदयं सम्प्रतिपद्य विप्राः ।
धर्मं चरन्तः सकलं यथावत् काङ्क्षन्ति लोकागममप्रमत्ताः ॥२८॥

તેથી વિપ્રો એટલે વિદ્વાનો આ રીતે ધર્મના સ્વરૂપને જાણીને, ધાર્મિક ભાવનાને પ્રાપ્ત કરીને સકલ ધર્મોનું આચરણ કરતાં, સાવધાન થયીને લોકાગમ એટલે મોક્ષને ઇચ્છે છે. (૨૮)

निन्दाम्यहं कर्म कृतं पितुस्तद् यस्त्वामगृह्णाद् विषमस्थबुद्धिम् ।
बुद्ध्यानयैवंविधया चरन्तं सुनास्तिकं धर्मपथादपेतम् ॥२९॥

તમારા જેવા વિપરીત બુદ્ધિવાળાને એટલે વેદવિરુદ્ધ વિચારવાળાને તથા આવી વિપરીત બુદ્ધિપ્રમાણે આચરણ કરનારા તેમજ ધર્મમાર્ગથી પતિત પરમ નાસ્તિક આવા તમને મારા પિતાશ્રીયે પોતાના મંત્રિમંડલમાં રાખ્યા તેની હું નિંદા કરું છું. એટલે પિતાશ્રીયે તમને મંત્રિમંડળમાં રાખીને સારું નથી કર્યું. (૨૯)

यथा हि चोरः स तथा हि बुद्धस्तथागतं नास्तिकमत्र विद्धि ।
तस्माद्धि यः शक्यतमः प्रजानां स नास्तिके नाभिमुखो बुधः स्यात् ॥३०॥

બુદ્ધ ચોર સમાન છે. તથાગત બુદ્ધને નાસ્તિક સમજો. તેથી પ્રજાવર્ગમાં જે શકિતમાન્ હોય, જેનામાં શક્તિ હોય, તેણે આવા નાસ્તિકની પાસે જવું જ નહિ જોયિયે. (૩૦)

त्वत्तो जनाः पूर्वतरे द्विजाश्च शुभानि कर्माणि बहूनि चक्रुः ।
छित्त्वा सदेमं च परं च लोकं तस्माद् द्विजाः स्वस्ति कृतं हुतं च ॥३१॥

જે લોકો તમારાથી પૂર્વ થયી ગયા છે અને જે લોકો તમારા પછી થયા છે તેમણે ઘણુંય વૈદિક કર્મો કર્યાં છે. અને તે કર્મોના પ્રતાપે આ લોક અને પરલોકને જીતીને પરલોકમાં પધાર્યા છે. તેથી જે કયીં કૃત અને હુત અર્થાત્ યજ્ઞાદિ કર્મો છે તે સ્વસ્તિ અર્થાત્ કલ્યાણ આપનારાં જ છે.

धर्मे रताः सत्पुरुषैः समेतास्तेजस्विनो दानगुणप्रधानाः ।
अहिंसका वीतमलाश्च लोके भवन्ति पूज्या मुनयः प्रधानाः ॥३२॥

જે લોકો ધર્મપરાયણ છે, સત્પુરુષોનો સંગ કરનારા છે, તેજસ્વી છે, દાનાદિ કરનારા છે, અહિંસક અને નિર્દોષ છે, તે સર્વોત્તમ વિચારશીલ પૂજ્ય બને છે. (૩૨)

इति ब्रुवन्तं वचनं सरोषं रामं महात्मानमदीनसत्त्वम् ।
उवाच पथ्यं पुनरास्तिकं च सत्यं वचः सानुनयं च विप्रः ॥३३॥

આ પ્રમાણે મહાત્મા અને ધીર રામ જ્યારે બોલતા હતા ત્યારે તેમની વાત સાંભળી જાબાલિ વિનય સાથે ફરી બોલ્યા. (૩૩)

न नास्तिकानां वचनं ब्रवीम्यहं न नास्तिकोहं न च नास्ति किंचन ।
समीक्ष्य कालं पुनरास्तिकोभवं भवेय काले पुनरेव नास्तिकः ॥३४॥

હે રામ, હું નાસ્તિકોની વાત નથી કરતો. હું નાસ્તિક નથી. જગત્માં કશું છે જ નહિ, આવું હું નથી કહેતો. તમને અયોધ્યા લયી જવા માટે આવું જ બોલવું જોયિયે, તેથી મેં આવું કહ્યું છે. સમય આવશે ત્યારે હું ફરી નાસ્તિક થયીશ એટલે નાસ્તિક જેવું બોલીશ. (૩૪)

स चापि कालोयमुपागतः शनैर्यथा मया नास्तिकवागुदीरिता ।
निवर्तनार्थं तव राम कारणात् प्रसादनार्थं च मयैतदीरितम् ॥३५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे शततमः सर्गः ॥१००॥

આવો સમય આવી ગયો છે. તેથી તમને પ્રસન્ન કરવા, અને અયોધ્યા જવા માટે જ મેં નાસ્તિકની જેમ વાતો કરી છે. (૩૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના શતતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकाधिकशततमः सर्गः

वसिष्ठः स तदा राममुक्त्वा राजपुरोहितः । अब्रवीद् धर्मसंयुक्तं पुनरेवापरं वचः ॥१॥

રાજપુરોહિત વસિષ્ઠ રામને આમ કહી પુનઃ ધર્મયુક્ત વચન બોલ્યા. (૧)

पुरुषस्येह जातस्य भवन्ति गुरवः सदा । आचार्यश्चैव काकुत्स्थ पिता माता च राघव ॥२॥

જ્યારે અહિં જીવ જન્મ લે છે ત્યારે હે રામ, આચાર્ય, માતા, પિતા, આ ત્રણ તેના ગુરુ હોય છે. (૨)

पिता ह्येनं जनयति पुरुषं पुरुषर्षभ । प्रज्ञां ददाति चाचार्यस्तस्मात् स गुरुरुच्यते ॥३॥

પિતા તો આને જન્મ આપે છે તેથી તે ગુરુ કહેવાય છે અને આચાર્ય જીવને પ્રજ્ઞા આપે છે તેથી તે પણ ગુરુ કહેવાય છે. (૩)

स तेहं पितुराचार्यस्तव चैव परंतप । मम त्वं वचनं कुर्वन् नातिवर्तेः सतां गतिम् ॥४॥

તે હું તમારા પિતાનો પણ અને તમારો પણ આચાર્ય છું. જો તમે મારા કહ્યા પ્રમાણે કરશો તો સન્માર્ગનો ત્યાગ નહિ ગણાશે. (૪)

इमा हि ते परिषदो ज्ञातयश्च नृपास्तथा । एषु तात चरन् धर्मं नातिवर्तेः सतां गतिम् ॥५॥

આ પરિષત્ છે. આ જ્ઞાતિના લોકો છે. આ રાજાવો છે. એમના કહેવા પ્રમાણે જો તમે વર્તશો તો સન્માર્ગનો ત્યાગ નહિ ગણાશે. (૫)

वृद्धाया धर्मशीलाया मातुर्नार्हस्यवर्तितुम् । अस्या हि वचनं कुर्वन् नातिवर्तेः सतां गतिम् ॥६॥

આ તમારી માતા વૃદ્ધા છે, ધર્માત્મા છે, એમની આજ્ઞાનું ઉલ્લંઘન કરાય નહિ. એમના આજ્ઞાપ્રમાણે વર્તશો તો સન્માર્ગનો ત્યાગ નહિ ગણાય. (૬)

भरतस्य वचः कुर्वन् याचमानस्य राघव । आत्मानं नातिवर्तेस्त्वं सत्यधर्मपराक्रम ॥७॥

હે સત્યધર્મશીલ અને સત્યપરાક્રમ રામ, ભરત પ્રાર્થના કરી રહ્યા છે. જો તમે તેમની પ્રાર્થનાનો સ્વીકાર કરો તો આત્માનું અતિક્રમણ કહેવાય નહિ. (૭)

एवं मधुरमुक्तः स गुरुणा राघवः स्वयम् । प्रत्युवाच समासीनं वसिष्ठं पुरुषर्षभः ॥८॥

વસિષ્ઠજીની આવી મધુર વાણી સાંભળી રામે તેમને કહ્યું. (૮)

स हि राजा दशरथः पिता जनयिता मम । आज्ञापयन्मां यत् तस्य न तन्मिथ्या भविष्यति ॥

મહારાજ દશરથ મારા જન્મદાતા-પિતા હતા. તેમણે મને જે આજ્ઞા કરી છે તે મિથ્યા થશે જ નહિ. (૯)

आसीनस्त्वेव भरतः पौरजानपदं जनम् । उवाच सर्वतः प्रेक्ष्य किमार्यं नानुशासथ ॥१०॥

રામનું આવું વચન સાંભળી, વળી પ્રજાને જોયીને ભરતે કહ્યું—તમે બધાં શા માટે રામને કશું કહેતાં નથી ? (૧૦)

ते तदोचुर्महात्मानं पौरजानपदा जनाः । काकुत्स्थमभिजानीमः सम्यग् वदति राघवः ॥११॥

તે બધાયે મહાત્મા ભરતને કહ્યું : અમે રામને જાણિયે છિયે. તે સારું જ કહી રહ્યા છે.

एषोपि हि महाभागः पितुर्वचसि तिष्ठति । अत एव न शक्ताः स्मो व्यावर्तयितुमञ्जसा ॥१२॥

મહાભાગ્યશાળી આ રામ પણ પિતાની આજ્ઞાનું પાલન કરવા તત્પર છે. માટે જ અમે એમને પાછા અવધ લયી ચાલવામાં અશક્ત છિયે. (૧૨)

धर्मात्मा तस्य सत्येन भ्रातुर्वाक्येन विस्मितः । उवाच रामः सम्प्रेक्ष्य पौरजानपदं जनम् ॥

ધર્માત્મા રામ ભાયી ભરતના તે સત્યવચનથી વિસ્મય પામી અયોધ્યાવાસિયોને અને અયોધ્યા-રાજ્યવાસિયોને કહ્યું. (૧૩)

विक्रीतमाहितं क्रीतं यत् पित्रा जीवता मम । न तल्लोपयितुं शक्यं मया वा भरतेन वा ॥१४॥

મારા પિતાશ્રીયે જીવનકાળમાં જે કયીં વેચ્યું હોય, કે ખરીદ કર્યું હોય અથવા કયાંકથી કોયિક વસ્તુ લયી આવ્યા હોય, હે ભરત, મારે પણ અને તમારે પણ તેનો લોપ નહિ, કિંતુ સ્વાગત કરવું જોયિયે. (૧૪)

जानामि भरतं क्षान्तं गुरुसत्कारकारिणम् । सर्वमेवात्र कल्याणं सत्यसन्धे महात्मनि ॥१५॥

હું જાણું છું છે ભરત ક્ષમાશીલ છે. વડીલોનો આદર કરનારા છે. આ સત્યપ્રતિજ્ઞ ભરતમાં જે કયીં છે બધું કલ્યાણકારી છે. (૧૫)

अनेन धर्मशीलेन वनात् प्रत्यागतः पुनः । भ्रात्रा सह भविष्यामि पृथिव्याः पतिरुत्तमः ॥१६॥

વનવાસથી જ્યારે હું પાછો આવીશ તો આ ધર્માત્મા ભરતની સાથે અયોધ્યાનો રાજા બનીશ. (૧૬)

वृतो राजा हि कैकेय्या मया तद्वचनं कृतम् । अनृतान्मोचयानेन पितरं तं महीपतिम् ॥१७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे एकाधिकशततमः सर्गः ॥१०१॥

કૈકેયીયે આવી રીતે જ વર માંગ્યું છે, મેં માતા-પિતાની આજ્ઞાનું પાલન કર્યું છે. પિતાને અસત્યથી બચાવી લેવામાં જ પુત્રનો ધર્મ સમાયેલો છે. (૧૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના એકાધિકશતતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्व्यधिकशततमः सर्गः

तमप्रतिमतेजोभ्यां भ्रातृभ्यां रोमहर्षणम् । विस्मिता सङ्गमं प्रेक्ष्य समुपेता महर्षयः ॥१॥

તે અદ્વિતીય તેજસ્વી બન્ને ભાયિયોનો તે રોમાંચકારક સંમેલન સાંભળીને ઘણાય મહર્ષિયો ત્યાં ભેગા થયા. (૧)

अन्तर्हिता मुनिगणाः स्थिताश्च परमर्षयः । तौ भ्रातरौ महाभागौ काकुत्स्थौ प्रशशंसिरे ॥२॥

મુનિ લોકો આવ્યા ને ગયા હતા અને આવેલા મહર્ષિયો ત્યાં જ હતા. તેવોયે ભરત અને રામની અત્યંત પ્રશંસા કરી. (૨)

ततस्त्वृषिगणाः क्षिप्रं दशग्रीववधैषिणः । भरतं राजशार्दूलमित्यूचुः संगता वचः ॥३॥

દશાનનના વધની ઇચ્છાવાળા ઋષિયોયે ભેગા થયીને રાજશાર્દૂલ ભરતને કહ્યું (૩)

कुले जात महाप्रज्ञ महावृत्त महायशः । ग्राह्यं रामस्य वाक्यं ते पितरं यद्यवेक्षसे ॥४॥

હે બુદ્ધિશાળી ભરત, હે સદાચારી અને મહાયશસ્વી ભરત, જો તમને પિતામાટે આદર હોય તો તમારે રામની વાત માનવી જ જોયિયે. (૪)

सदानृणमिमं रामं वयमिच्छामहे पितुः । अनृणत्वाच्च कैकेय्याः स्वर्गं दशरथो गतः ॥५॥

અમે ઇચ્છિયે છિયે કે રામના માથે પિતાનું ઋણ રહી જાય નહિ. જુવો, મહારાજ દશરથ પણ કૈકેયીથી અનૃણ થયીને જ સ્વર્ગે ગયા. (૫)

ह्लादितस्तेन वाक्येन शुशुभे शुभदर्शनः । रामः संहृष्टवदनस्तानृषीनभ्यपूजयत् ॥६॥

ઋષિયોની આ વાત સાંભળી શ્રીરામ અત્યંત પ્રસન્ન થયા અને તે ઋષિયોને તેમણે ધન્યવાદ આપ્યો. (૬)

त्रस्तगात्रस्तु भरतः स वाचा सज्जमानया । कृताञ्जलिरिदं वाक्यं राघवं पुनरब्रवीत् ॥७॥

ભરતનું તો શરીર ધ્રુજતું હતું. લડખડાતી વાણીથી તેવો ફરીથી બોલ્યા. (૭)

रक्षितुं सुमहद् राज्यमहमेकस्तु नोत्सहे । पौरजानपदांश्चापि रक्तान् रञ्जयितुं तदा ॥८॥

અયોધ્યાનું આટલું મોટું રાજ્ય. હું એકલો તેની રક્ષા કરી શકું નહિ. તેમજ નગરનિવાસિયો અને રાજ્યવાસિયો ને પણ હું એકલો પ્રસન્ન રાખી શકું તેમ નથી. (૮)

ज्ञातयश्चापि योधाश्च मित्राणि सुहृदश्च नः । त्वामेव हि प्रतीक्षन्ते पर्जन्यमिव कर्षकाः ॥९॥

જ્ઞાતિજનો, રાજ્યના યોધો, આપણા મિત્રો, સુહૃદો, જેમ ખેડુત વરસાદને ઇચ્છે, તેમ બધાય તમને જ ઇચ્છે છે, અયોધ્યા ચાલવાની વાટ જુવે છે. (૯)

इदं राज्यं महाप्राज्ञ स्थापय प्रतिपद्य हि । शक्तिमान् त्वं हि काकुत्स्थ लोकस्य परिपालने ॥१०

ચાલીને આ રાજ્યની રક્ષા કરો. હે રામ, તેની રક્ષા કરવામાં તમે જ સમર્થ છો. (૧૦)

एवमुक्त्वापतद् भ्रातुः पादयोर्भरतस्तदा । भृशं सम्प्रार्थयामास राघवेतिप्रियं वदन् ॥११॥

આટલું બોલીને ભરત, ભાયી રામના ચરણોમાં પડી ગયા, અને અત્યંત મધુર વચનથી રામની પ્રાર્થના કરવા લાગ્યા. (૧૧)

तमङ्के भ्रातरं कृत्वा रामो वचनमब्रवीत् । श्यामं नलिनपत्राक्षं मत्तहंसस्वरः स्वयम् ॥१२॥

કમળ જેવી આંખોવાળા શ્યામ ભરતને ખોળામાં લયીને મત્ત હંસના સ્વરસમાન સ્વરથી રામ બોલ્યા. (૧૨)

आगता त्वामियं बुद्धिः स्वजा वैनयिकी च या । भृशमुत्सहसे तात रक्षितुं पृथिवीमपि ॥१३॥

હે ભરત આ વિનયપૂર્ણ બુદ્ધિ તમને સ્વતઃ પ્રાપ્ત થયી છે. આ વિનીત બુદ્ધિથી તમે હે તાત, આખી પૃથિવીની રક્ષા કરી શકો છો. (૧૩)

अमात्यैश्च सुहृद्भिश्च बुद्धिमद्भिश्च मन्त्रिभिः । सर्वकार्याणि सम्मन्त्र्य महान्त्यपि हि कारय ॥१४॥

શુદ્ધહૃદયવાળા અમાત્યો સાથે અને બુદ્ધિમાન્ મંત્રિયો સાથે મળીને, વિચાર કરીને મોટાં મોટાં પણ બધાં કાર્યો તમે કરી શકો છો. (૧૪)

लक्ष्मीश्चन्द्रादपेयाद् वा हिमवान् वा हिमं त्यजेत् । अतीयात् सागरो वेलां न प्रतिज्ञामहं पितुः॥

ચંદ્રની શોભા ચાલ્યી જાય, હિમાલય હિમનો ત્યાગ કરે, સમુદ્ર પોતાની મર્યાદાનો ત્યાગ કરે, પણ હું તો પિતાની પ્રતિજ્ઞાનો એટલે આજ્ઞાનો ત્યાગ નહિ જ કરી શકું. (૧૫)

कामाद् वा तात लोभाद् वा मात्रा तुभ्यमिदं कृतम् । न तन्मनसि कर्तव्यं वर्तितव्यंच मातृवत् ॥

કામથી કે લોભથી, ગમે તેમ, માતા કૈકેયીયે આ અયોધ્યાનું રાજ્ય તમને આપ્યું છે. તેનો વિચાર કરીને માતાના ઇચ્છાપ્રમાણે તમારે વર્તવું જોયિયે. (૧૬)

एवं ब्रुवाणं भरतः कौसल्यासुतमब्रवीत् । तेजसादित्यसङ्काशं प्रतिपच्चन्द्रदर्शनम् ॥१७॥

ત્યારે રામજીના આ શબ્દો સાંભળી ભરતે સૂર્યસમાન તેજસ્વી અને પ્રતિપત્‌ના ચંદ્ર જેવા દર્શનીય રામને કહ્યું. (૧૭)

अधिरोहार्यपादाभ्यां पादुके हेमभूषिते । एते हि सर्वलोकस्य योगक्षेमं विधास्यतः ॥१८॥

હે આર્ય, આ સુવર્ણ જટિત પાદુકા ઉપર આપ પોતાના ચરણ મૂકો. આ પાદુકાવોજ લોકોના યોગનું અને ક્ષેમનું વિધાન કરશે. (૧૮)

सोधिरुह्य नरव्याघ्रः पादुके व्यवमुच्य च । प्रायच्छत् सुमहातेजा भरताय महात्मने ॥१९॥

ભગવાન્ રામે તે પાદુકાવો ઉપર ચરણ મૂકીને મહાત્મા ભરતને તે આપી દીધી. (૧૯)

स पादुके सम्प्रणम्य रामं वचनमब्रवीत् । चतुर्दश हि वर्षाणि जटाचीरधरो ह्यहम् ॥२०॥

ભરતે તે પાદુકાવોને પ્રણામ કરીને, રામને કહ્યું કે ૧૪ વર્ષો સુધી તમારા આગમનની પ્રતીક્ષા કરતો હું જટા–ચીર ધારણ કરીને નગરથી બહાર નિવાસ કરીશ. (૨૦)

चतुर्दशे हि सम्पूर्णे वर्षेहनि रघूत्तम । न द्रक्ष्यामि यदि त्वां तु प्रवेक्ष्यामि हुताशनम् ॥२१॥

૧૪ વર્ષો પૂર્ણ થયી જશે અને જો હું અયોધ્યામાં આપનું દર્શન નહિ કરીશ તો અગ્નિમાં પ્રવેશ કરીશ. (૨૧)

तथेति च प्रतिज्ञाय तं परिष्वज्य सादरम् । शत्रुघ्नं च परिष्वज्य वचनं चेदमब्रवीत् ॥२२॥

"સારુ" આમ કહીને તેમ જ શત્રુઘ્નને પણ ભેટીને રામે કહ્યું. (૨૨)

मातरं रक्ष कैकेयीं मा रोषं कुरु तां प्रति । इत्युक्त्वाश्रुपरीताक्षो भ्रातरं विससर्ज ह ॥२३॥

ભરત, માતા કૈકેયીની રક્ષા કરશો. તેના ઉપર ક્રોધ કરશો નહિ. હું તમને મારો અને સીતાનો શપથ આપું છું. એમ કહીને રામે ભરતને વિદાય આપી. (૨૩)

अथानुपूर्व्या प्रतिपूज्य तं जनं गुरूंश्च मन्त्रीन् प्रकृतीस्तथानुजौ ।
व्यसर्जयद् राघववंशवर्धनः स्थितः स्वधर्मे हिमवानिवाचलः ॥२४॥

પોતાની પ્રતિજ્ઞા અને ધર્મમાં હિમાલયની જેમ સ્થિર રહેલા રામે ક્રમથી, ગુરુવો, મંત્રિયો પ્રજાજનો તથા બન્ને ભાયિયોનો સત્કાર કરીને બધાને વિદાય આપી. (૨૪)

तं मातरो बाष्पगृहीतकण्ठचो दुःखेन नामन्त्रयितुं हि शेकुः ।
स चैव मातॄरभिवाद्य सर्वा रुदन् कुटीं स्वां प्रविवेश रामः ॥२५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे द्व्यधिकशततमः सर्गः ॥१०२॥

માતાવો બધાં ગદ્દગદ થયી ગયાં હતાં. કંઠ ભરાયી ગયો હતો, તેથી તેવો કશું બોલી શક્યાં નહિ. છેવટે રામ બધી માતાવોને પ્રણામ કરીને પોતાની કુટીમાં ચાલ્યા ગયા. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના દ્વયધિકશતતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्र्यधिकशततमः सर्गः

ततः शिरसि कृत्वा तु पादुके भरतस्तदा । आरुरोह रथं हृष्टः शत्रुघ्नसहितस्तदा ॥१॥

ભરત ત્યારે શ્રીરામપાદુકાને માથે મૂકીને શત્રુઘ્ન સાથે રથમાં ચડ્યા. (૧)

वसिष्ठो वामदेवश्च जाबालिश्च दृढव्रतः । अग्रतः प्रययुः सर्वे मन्त्रिणो मन्त्रपूजिताः ॥२॥

વસિષ્ઠ, વામદેવ જાબાલિ અને બીજા મંત્રિયો પણ આગળ ચાલ્યા. (૨)

मन्दाकिनीं नदीं रम्यां प्राङ्मुखास्ते ययुस्तदा । प्रदक्षिणं च कुर्वाणाश्चित्रकूटं महागिरिम् ॥

મહાગિરિ ચિત્રકૂટની પ્રદક્ષિણા કરીને, પૂર્વ દિશામાં મુખ રાખીને તેવો મંદાકિની નદીની ઓર ચાલ્યા. (૩)

अदूराच्चित्रकूटस्य ददर्श भरतस्तदा । आश्रमं यत्र स मुनिर्भरद्वाजः कृतालयः ॥४॥

ચિત્રકૂટની પાસેજ ભરતે તે આશ્રમ જોયો જ્યાં ભરદ્વાજ મુનિ રહેતા હતા. (૪)

स तमाश्रममागम्य भरद्वाजस्य वीर्यवान् । अवतीर्य रथात् पादौ ववन्दे कुलनन्दनः ॥५॥

કુલનંદન ભરતજીયે રથથી ઉતરીને ભરદ્વાજ—આશ્રમમાં જયીને, ભરદ્વાજનાં ચરણોમાં પ્રણામ કર્યા. (૫)

ततो हृष्टो भरद्वाजो भरतं वाक्यमब्रवीत् । अपि कृत्यं कृतं तात रामेण च समागतम् ॥६॥

પ્રસન્ન થયેલા ભરદ્વાજે ભરતને પૂછ્યું કે જે કરવાનું હતું તે કાર્ય કર્યું ? રામને મળ્યા ?

एवमुक्तः स तु ततो भरद्वाजेन धीमता । प्रत्युवाच भरद्वाजं भरतो धर्मवत्सलः ॥७॥
બુદ્ધિશાળી ભરદ્વાજથી આ રીતે પુછાયેલા ધર્માત્મા ભરતે ભરદ્વાજને કહ્યું. (૭)

स याच्यमानो गुरुणा मया च दृढविक्रमः । राघवः परमप्रीतो वसिष्ठं वाक्यमब्रवीत् ॥८॥
વસિષ્ઠજિયે પણ, મેં પણ, અયોધ્યા ચાલવામાટે રામને પ્રાર્થના કરી અને પરમ પ્રસન્ન થયેલા તેવોયે કહ્યું, (૮)

पितुः प्रतिज्ञां तामेव पालयिष्यामि तत्त्वतः । चतुर्दश हि वर्षाणि या प्रतिज्ञा पितुर्मम ॥९॥
પિતાજિયે મને ચૌદ વર્ષો સુધી વનવાસની જે આજ્ઞા કરી છે, તેનું એટલે પિતાની પ્રતિજ્ઞાનું હું પાલન કરિશ. (૯)

एवमुक्तो महाप्राज्ञो वसिष्ठः प्रत्युवाच ह । वाक्यज्ञो वाक्यकुशलं राघवं वचनं महत् ॥१०॥
જ્યારે રામજિયે આમ કહ્યું ત્યારે વિદ્વાન્ વસિષ્ઠે વિચારશીલ રામને કહ્યું (૧૦)

एते प्रयच्छ संहृष्टः पादुके हेमभूषिते । अयोध्यायां महाप्राज्ञ योगक्षेमकरो भव ॥११॥
હે મહાપ્રાજ્ઞ રામ, આ તમારી ચરણપાદુકા ભરતને આપો અને આમ કરીને અયોધ્યાને શાંતિ આપનારા થાવ. (૧૧)

एवमुक्तो वसिष्ठेन राघवः प्राङ्मुखः स्थितः । पादुके हेमविकृते मम राज्याय ते ददौ ॥१२॥
આ પ્રમાણે જ્યારે વસિષ્ઠજિયે કહ્યું ત્યારે તેમણે પોતાની આ સુવર્ણ-પાદુકાવો મને આપી દીધી. (૧૨)

निवृत्तोहमनुज्ञातो रामेण सुमहात्मना । अयोध्यामेव गच्छामि गृहीत्वा पादुके शुभे ॥१३॥
મહાત્મા રામની આજ્ઞા માથે ચડાવી હું પાછો આવ્યો છું અને બન્ને પાદુકાવો લયીને અયોધ્યા જાવું છું. (૧૩)

एतच्छ्रुत्वा शुभं वाक्यं भरतस्य महात्मनः । भरद्वाजः शुभतरं मुनिर्वाक्यमुदाहरत् ॥१४॥
ભરતજીનું આ વચન સાંભળી ભરદ્વાજ સુંદર વચન બોલ્યા. (૧૪)

अनृणः स महाबाहुः पिता दशरथस्तव । यस्य त्वमीदृशः पुत्रो धर्मात्मा धर्मवत्सलः ॥१५॥
હે ભરત, તમારા તે પિતા દશરથ ઋણમુકત થયી ગયા છે જેમના તમારા જેવા ધર્માત્મા પુત્ર ઉપસ્થિત છે. (૧૫)

तमृषिं तु महाप्राज्ञमुक्तवाक्यं कृताञ्जलिः । आमन्त्रयितुमारेभे चरणावुपगृह्य च ॥१६॥
ભરતે હાથ જોડીને મહાવિદ્વાન્ ભરદ્વાજના ચરણોમાં પ્રણામ કરીને અયોધ્યા જવાની આજ્ઞા માંગી. (૧૬)

ततः प्रदक्षिणं कृत्वा भरद्वाजं पुनः पुनः । भरतस्तु ययौ श्रीमानयोध्यां सह मन्त्रिभिः ॥१७॥
ત્યાર પછી ભરતજી ભરદ્વાજની ફરી ફરી પ્રદક્ષિણા કરી મંત્રિયોની સાથે અયોધ્યા માટે ચાલ્યા. (૧૭)

यानैश्च शकटैश्चैव हयैर्नागैश्च सा चमूः । पुनर्निवृत्ता विस्तीर्णा भरतस्यानुयायिनी ॥१८॥
પછી ભરતની તે વિસ્તીર્ણ સેના રથ, શકટ, ઘોડા, હાથી સાથે ત્યાંથી ચાલી. (૧૮)

**ततस्ते यमुनां दिव्यां नदीं तीर्त्वोर्मिमालिनीम् । ददृशुस्तां पुनः सर्वे गङ्गां शिवजलां नदीम् ॥**

ત્યારે તેવોએ તરંગોવાળી યમુના નદીને જોયીને પવિત્ર જળવાળી ગંગા નદી જોયી. (૧૯)

**तां रम्यजलसम्पूर्णां सन्तीर्य सहबान्धवः । शृङ्गवेरपुरं रम्यं प्रविवेश ससैनिकः ॥२०॥**

સુંદર જળથી પૂર્ણ ગંગાને બધા સાથિયો સાથે પાર કરીને રમણીય શૃંગવેરપુરમાં તેમણે પ્રવેશ કર્યો. (૨૦)

**अयोध्यां तु ततो दृष्ट्वा पित्रा भ्रात्रा विवर्जिताम् । भरतो दुःखसन्तप्तः सारथिं चेदमब्रवीत् ॥**

ત્યાર પછી પિતા દશરથ અને ભાયી રામ વિનાની અયોધ્યા જોયીને દુઃખથી સંતપ્ત થયી ભરતે સારથિને કહ્યું. (૨૧)

**सारथे पश्य विध्वस्ता अयोध्या न प्रकाशते । निराकारा निरानन्दा दीना प्रतिहतस्वना ॥२२।**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे त्र्यधिकशततमः सर्गः ॥१०३॥

હે સુમંત્રજી જુવો આજે પોતાનું સ્વરૂપ ગુમાવીને, આનંદહીન થયી, નિઃશબ્દ અને દીન અયોધ્યા શોભતી નથી. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ત્ર્યધિકશતતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुरधिकशततमः सर्गः

**स्निग्धगम्भीरघोषेण स्यन्दनेनोपयान् प्रभुः । अयोध्यां भरतः क्षिप्रं प्रविवेश महायशाः ॥१॥**

સ્નેહ ઉત્પન્ન કરનાર તેમજ ગંભીર શબ્દ કરનાર રથથી જતાં પ્રભુ ભરતે શીઘ્ર જ અયોધ્યામાં પ્રવેશ કર્યો. (૧)

**विडालोलूकचरितामालीननरवारणाम् । तिमिराभ्याहतां कालीमप्रकाशां निशामिव ॥२॥**

જે અયોધ્યામાં વિડાલ અને ઘૂવડ ફરી રહ્યા હતા, લોકોના ઘરોના દ્વાર બંધ હતાં. કાળી રાતની જેમ અંધકાર ચારે કોર વ્યાપ્ત હતો. (૨)

**राहुशत्रोः प्रियां पत्नीं श्रिया प्रज्वलितप्रभाम् । ग्रहेणाभ्युदितेनैकां रोहिणीमिव पीडिताम् ॥**

ચંદ્રની શોભાથી તે મુકત હતી. રાહુથી પીડિત પતિવાળી અસહાય ચંદ્રપત્ની રોહિણીની જેમ પીડિતા તે અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૩)

**अल्पोष्णक्षुब्धसलिलां घर्मतप्तविहङ्गमाम् । लीनमीनझषग्राहां कृशां गिरिनदीमिव ॥४॥**

ભરત તે અયોધ્યામાં પહોંચ્યા જે તે પર્વતીય નદીની પેઠે હતી જેનું પાણી તડકાને લીધે ઉષ્ણુ થયી ગયું હોય અને કલુષિત થયી ગયું હોય તેમજ મીન, ઝષ અને ગ્રાહો જેમાં લીન એટલે છુપાયી ગયા હોય. (૪)

**विधूमामिव हेमाभां शिखामग्नेः समुत्थिताम् । हविरभ्युक्षितां पश्चाच्छिखां विप्रलयं गताम् ॥**

ધૂમ વિનાની સુવર્ણસમાન અગ્નિશિખાની જેમ જે અયોધ્યા શોભતી હતી, તે અત્યારે હવિષ નાખવાથી જેની શિખા શાંત થયી ગયી હોય, તેવા અગ્નિ સમાન અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૫)

विध्वस्तकवचां रुग्णगजवाजिरथध्वजाम् । हतप्रवीरामापन्नां चमूमिव महाहवे ॥६॥
મહાસમરમાં જેના કવચ નષ્ટ થયી ગયા હોય, હાથી ઘોડા, રથ આદિ પણ નાશ પામ્યા હોય, બધા વીરો હણાયી ગયા હોય આવી સેનાની જેમ તે અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૬)

सफेनां सस्वनां भूत्वा सागरस्य समुत्थिताम् । प्रशान्तमारुतोद्धूतां जलोर्मिमिव निःस्वनाम् ॥७
પ્રબલ પવનથી સમુદ્રમાં તરંગો ઉઠતા હોય અને પવન બંધ થયી જવાથી જેમ તે તરંગો શાંત-શબ્દ વિનાના થયી ગયા હોય આવી જ નિઃશબ્દ અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૭)

त्यक्तां यज्ञायुधैः सर्वैरभिरूपैश्च याजकैः । सुत्याकाले सुनिर्वृत्ते वेदिं गतरवामिव ॥८॥
સ્ફ્ય આદિ યજ્ઞના આયુધોવાળા એટલે પાત્રોવાળા યોગ્ય યાજકો યજ્ઞની સમાપ્તિકાલમાં જ્યારે યજ્ઞપાત્રોનો ત્યાગ કરે છે તે સમયે યજ્ઞવેદિની જે ક્ષીણ દશા હોય છે આવી દશાવાળી અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૮)

गोष्ठमध्ये स्थितामार्तामचरन्तीं नवं तृणम् । गोवृषेण परित्यक्तां गवां पत्नीमिवोत्सुकाम् ॥९॥
જેમ કોયી ગાય દુઃખી થયી હોય તેને લીધે ગોષ્ઠમાં રહીને પણ લીલી ઘાસને ખાતી ન હોય, વૃષભે પણ તેનો ત્યાગ કર્યો હોય છતાં ઉત્સુક હોય આવી ગાયની જેમ તે અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૯)

प्रभाकराद्यैः सुस्निग्धैः प्रज्वलद्भिरिवोत्तमैः । वियुक्तां मणिभिर्जात्यैर्नवां मुक्तावलीमिव ॥१०॥
સુંદર પદ્મરાગાદિ મણિયોથી વિયુક્ત નવી મુકતાવલિની જેમ તે અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો.

सहसाचरितां स्थानान्महीं पुण्यक्षयाद् गताम् । संहृतद्युतिविस्तारां तारामिव दिवश्च्युताम् ॥११॥
અને ભોગોને ભોગવીને પુણ્યક્ષીણ થયે સ્વર્ગથી પડી ગયેલી પ્રકાશ અને શોભા વિનાની તારાની જેવી તે અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૧૧)

पुष्पनद्धां वसन्तान्ते मत्तभ्रमरशालिनीम् । द्रुतदावाग्निविप्लुष्टां क्लान्तां वनलतामिव ॥१२॥
જેમ વસંત ઋતુમાં પુષ્પોને લીધે મત્ત ભમરાવોથી વનલતા શોભતી હોય અને પછી તેમાં આગ લાગી જાય અને તે વળી ગયેલી લતા જે સ્થિતિમાં આવી જાય તેવી સ્થિતિમાં રહેલી અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૧૨)

सम्मूढनिगमां सर्वां संक्षिप्तविपणापणाम् । प्रच्छन्नशशिनक्षत्रां द्यामिवाम्बुधरैर्युताम् ॥१३॥
જે માર્ગમાં અવર જવર બંધ થયી ગયી હોય, બધી દુકાનો ઉઠાવી લેવામાં આવી હોય આવી સ્તબ્ધ, તથા મેઘને લીધે ચંદ્ર અને નક્ષત્રો જેના ઢંકાયી ગયા હોય આવા આકાશની જેવી અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૧૩)

वृक्णभूमितलां निम्नां वृक्णपात्रैः समावृताम् । उपयुक्तोदकां भग्नां प्रपां निपतितामिव ॥१४॥
જે અયોધ્યા તે જળશાળાની જેમ થયી ગયી હતી જ્યાં ભૂમિ તૂટી ફૂટી થયી ગયેલી હોય, પાણી ખૂટી ગયું હોય, તૂટેલાં ફૂટેલાં પાત્રો જ્યાં ત્યાં પડયાં હોય, આવી સ્થિતિમાં રહેલી શૂન્ય અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૧૪)

विपुलां विततां चैव युक्तपाशां तरस्विनाम् । भूमौ बाणैर्विनिष्कृत्तां पतितां ज्यामिवायुधात् ॥
વિશાલ ધનુષ્ ઉપર ચડાવાયેલી પાશવાળી, બલવાનોના બાણોથી છિન્ન અને ધનુષ્માંથી નીચે પડી ગયેલી જ્યાની જેવી તે અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૧૫)

सहसा युद्धशौण्डेन हयारोहेण वाहिताम् । निहतां प्रतिसैन्येन वडवामिव पातिताम् ॥१६॥

યુદ્ધમાં કુશળ ઘોડસવારોથી વાહિત અને શત્રુની સેનાથી નિહત એટલે હણાયેલી અથવા પાડવામાં આવેલી વડવાની જેવી અયોધ્યામાં ભરતે પ્રવેશ કર્યો. (૧૬)

भरतस्तु रथस्थः सञ्श्रीमान् दशरथात्मजः । वाहयन्तं रथश्रेष्ठं सारथिं वाक्यमब्रवीत् ॥१७॥

રથમાં બેઠેલા ભરતજિયે પોતાના સારથિને કહ્યું. (૧૭)

किं नु खल्वद्य गम्भीरो मूर्च्छितो न निशाम्यते । यथापुरमयोध्यायां गीतवादित्रनिस्वनः ॥

પહેલાંની જેમ આ અયોધ્યામાં ગંભીર પડઘો પાડતો ગીત અને વાદિત્રનો શબ્દ સંભળાતો નથી.

नेदानीं श्रूयते पुर्यामस्यां रामे विवासिते । चन्दनागुरुगन्धांश्च महार्हाश्च वनस्रजः ॥१९॥

મદોન્મત્ત હાથિયોનો અને રથોનો શબ્દ, રામ ગયા પછી આ નગરમાં સંભળાતો નથી. તેમજ ચંદન, અગુરુ, તથા બહુમૂલ્ય વનમાલાવોનો ગંધ નાસિકાને તૃપ્ત કરતાં નથી. (૧૯)

गते रामे हि तरुणाः संतप्ता नोपभुञ्जते । बहिर्यात्रां न गच्छन्ति चित्रमाल्यधरा नराः ॥२०॥

અને રામ ગયા ત્યારથી દુઃખિત યુવાનો ચંદનનો, અગુરુનો અને બહુમૂલ્ય વનમાળાવોનો ઉપયોગ કરતા નથી. અહીંના લોકો સુંદર સુંદર માલાવોને ધારણ કરીને બહાર ફરતા નથી. (૨૦)

नोत्सवाः सम्प्रवर्तन्ते रामशोकार्दिते पुरे । सा हि नूनं मम भ्रात्रा पुरस्यास्य द्युतिर्गता ॥२१॥

તેમજ રામના શોકને લીધે ઉત્સવો અહિં થતા નથી. આ નગરની તે શોભા મારા ભાયીની સાથે જ ગયી. (૨૧)

कदा नु खलु मे भ्राता महोत्सव इवागतः । जनयिष्यत्ययोध्यायां हर्षं ग्रीष्म इवाम्बुदः ॥२२॥

મહોત્સવની જેમ મારા ભાયી રામ ક્યારે આવીને અયોધ્યામાં તે રીતે આનંદ પ્રકટાવશે જેમ ગ્રીષ્મ ઋતુમાં મેઘ આનંદ પ્રકટાવે છે. (૨૨)

तरुणैश्चारुवेषैश्च नरैरुन्नतगामिभिः । सम्पतद्भिरयोध्याया नाभिभान्ति महापथाः ॥२३॥

ઊંચૂં માથું કરીને અને સુંદર વેષ ધારણ કરીને ચાલતા તરુણોથી આજે અયોધ્યા શોભતી નથી.

इति ब्रुवन् सारथिना दुःखितो भरतस्तदा । अयोध्यां सम्प्रविश्यैव विवेश वसतिं पितुः ॥

સારથીની સાથે આ રીતે વાતો કરતા દુઃખિત ભરતે, અયોધ્યામાં પહોંચીને પિતાના નિવાસ-સ્થાનમાં પ્રવેશ કર્યો. (૨૪)

तदा तदन्तःपुरमुज्झितप्रभं सुरैरिवोत्सृष्टमभास्करं दिनम् ।
निरीक्ष्य सर्वत्र विभक्तमात्मवान् मुमोच बाष्पं भरतः सुदुःखितः ॥२५॥

નિસ્તેજ અંતઃપુરને તેમજ કિરણોથી ત્યક્ત સૂર્યવિના દિનની જેમ સર્વત્ર શૂન્ય=તૂટેલી ફૂટેલી અયોધ્યાને જોયી દુઃખિત થયેલા ભરત રડી પડ્યા. (૨૫)

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे चतुरधिकशततमः सर्गः ॥१०४॥

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુરધિકશતતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चाधिकशततमः सर्गः

ततो निक्षिप्य मातृस्ता अयोध्यायां दृढव्रतः। भरत्रतः शोकसन्तप्तो गुरूनिदमथाब्रवीत् ॥१॥

વનમાંથી પાછા આવીને માતાવોને અયોધ્યામાં મૂકીને શોકથી વ્યાકુળ ભરત, વસિષ્ઠ આદિ ગુરુવો પ્રત્યે બોલ્યા. (૧)

नन्दिग्रामं गमिष्यामि सर्वानामन्त्रयेत्र वः। तत्र दुःखमिदं सर्वं सहिष्ये राघवं विना ॥२॥

હું તમને બધાંયને પ્રાર્થનાપૂર્વક કહું છું કે હું નંદિગ્રામમાં જયીશ અને રામ વિના ત્યાં જ રહીને બધાં દુઃખોનો અનુભવ કરીશ. (૨)

गतश्चाहो दिवं राजा वनस्थः स गुरुर्मम। रामं प्रतीक्षे राज्याय स हि राजा महायशाः ॥३॥

પિતાજી તો સ્વર્ગે ગયા, મારા મોટાભાયી વનમાં ગયા. હું હવે રાજ્ય માટે રામની જ પ્રતીક્ષા કરીશ. તે જ અમારા રાજા થશે. (૩)

एतच्छ्रुत्वा शुभं वाक्यं भरतस्य महात्मनः। अब्रुवन् मन्त्रिणः सर्वे वसिष्ठश्च पुरोहितः ॥४॥

મહાત્મા ભરતનાં આ સુંદર વચનો સાંભળી વસિષ્ઠ અને બીજા મંત્રિયો બોલ્યા. (૪)

सुभृशं श्लाघनीयं च यदुक्तं भरत त्वया। वचनं भ्रातृवात्सल्यादनुरूपं तवैव तत् ॥५॥

હે ભરત, તમે જે કહ્યું, તે પ્રશંસાપાત્ર છે અને ભાયીનાં સ્નેહને લીધે તમે જે કહ્યું તે તમારે માટે ઉચિત જ છે. (૫)

नित्यं ते बन्धुलुब्धस्य तिष्ठतो भ्रातृसौहृदे। मार्गमार्यं प्रपन्नस्य नानुमन्येत कः पुमान् ॥६॥

તમે ભાઈનાં પ્રિય છો. ભાયીનાં કલ્યાણ માટે સ્થિર છો. ઉત્તમ માર્ગનો વિચાર કરી રહ્યા છો, આવા કાર્ય માટે તમને કોણ અનુમતિ નહિ આપે ? (૬)

मन्त्रिणां वचनं श्रुत्वा यथाभिलषितं प्रियम्। अब्रवीत् सारथिं वाक्यं रथो मे युज्यतमिति ॥७॥

પોતાની ઇચ્છા પ્રમાણે આવું મંત્રિયોનું વચન સાંભળીને ભરતે સારથિને કહ્યું, રથ જોડો. (૭)

प्रहृष्टवदनः सर्वा मातृः समभिभाष्य च। आरुरोह रथं श्रीमाञ्शत्रुघ्नेन समन्वितः ॥८॥

પ્રસન્ન મુખવાળા ભરત બધી માતાવોને કહીને અને તેમની આજ્ઞા લયીને શત્રુઘ્ન સાથે રથ ઉપર ચઢ્યા. (૮)

अग्रतो गुरवः सर्वे वसिष्ठप्रमुखा द्विजाः। प्रययुः प्राङ्मुखाः सर्वे नन्दिग्रामो यतो भवेत् ॥

આગળ આગળ વસિષ્ઠ આદિ બધાય શ્રેષ્ઠ બ્રાહ્મણો જ્યાં નંદિગ્રામ હતું તે દિશામાં એટલે પૂર્વ દિશામાં મુખ કરીને ચાલ્યા. (૯)

बलं च तदनाहूतं गजाश्वरथसङ्कुलम्। प्रययौ भरते याते सर्वे च पुरवासिनः ॥१०॥

જ્યારે ભરતજી ચાલ્યા ત્યારે ભરતે આજ્ઞા ન આપી હતી તો પણ હાથી, ઘોડા, રથ અને પુરવાસિયો પણ સાથે ચાલ્યા. (૧૦)

रथस्थः स तु धर्मात्मा भरतो भ्रातृवत्सलः। नन्दिग्रामं ययौ तूर्णं शिरस्यादाय पादुके ॥

ધર્માત્મા ભ્રાતૃવત્સલ ભરત રામની પાદુકાને માથે મૂકીને રથમાં બેઠા અને શીઘ્ર નન્દિગ્રામ પહોંચ્યા (૧૧)

भरतस्तु ततः क्षिप्रं नन्दिग्रामं प्रविश्य सः । अवतीर्य रथात् तूर्णं गुरूनिदमभाषत ॥१२॥
ભરતે નંદિગ્રામમાં પહોંચીને રથ ઉપરથી ઊતરીને ગુરુજનોને આ રીતે કહ્યું. (૧૨)

एतद् राज्यं मम भ्रात्रा दत्तं संन्यासमुत्तमम् । योगक्षेमवहे चेमे पादुके हेमभूषिते ॥१३॥
આ રાજ્ય મારા ભાયિયે થાપણનાં રૂપે મને આપ્યું છે અને આ સુવર્ણભૂષિત બંને ચરણ-પાદુકાવો મારા માટે યોગ-ક્ષેમ આપનારી છે. (૧૩)

भरतः शिरसा कृत्वा संन्यासं पादुके ततः । अब्रवीद् दुःखसंतप्तः सर्वं प्रकृतिमण्डलम् ॥१४॥
ભરતે તે પાદુકાવોને માથે મૂકીને દુઃખથી વ્યાકુળ થયીને પ્રજામંડળને કહ્યું. (૧૪)

छत्रं धारयत क्षिप्रमार्यपादाविमौ मतौ । आभ्यां राज्ये स्थितो धर्मः पादुकाभ्यां गुरोर्मम ॥
આ પાદુકાવો ભાયી રામની છે. એનાં પર છત્ર ધારણ કરો. આ જ પાદુકાવોથી રાજ્યમાં ધર્મ સુરક્ષિત રહેશે. (૧૫)

भ्रात्रा तु मयि संन्यासो निक्षिप्तः सौहृदादयम् । तमिमं पालयिष्यामि राघवागमनं प्रति ॥
મારા ભાયિયે મને આ અયોધ્યાનું રાજય થાપણરૂપે આપ્યું છે. તેથી તે જ્યાં સુધી નહિ આવશે હું તેનું પાલન કરીશ. (૧૬)

ततो निक्षिप्तभारोहं राघवेण समागतः । निवेद्य गुरवे राज्यं भजिष्ये गुरुवर्तिताम् ॥१७॥
રામજીને આવ્યા પછી આ રાજ્ય તેમને સોંપીને હું મારા તે ભાયીની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

राघवाय च संन्यासं दत्त्वेमे वरपादुके । राज्यं चेदमयोध्यां च धूतपापो भवाम्यहम् ॥१८॥
આ થાપણરૂપ ચરણપાદુકાવો અને આ અયોધ્યાનું રાજ્ય રામને સોંપીને હું પાપથી મુક્ત થયી જયીશ. (૧૮)

स वल्कलजटाधारी मुनिवेषधरः प्रभुः । नन्दिग्रामेवसद् धीरः ससैन्यो भरतस्तदा ॥१९॥
ત્યારે તે વલ્કલ જટાધારી મુનિનાં વેષમાં સૈન્ય સાથે ભરત નંદિગ્રામમાં રહ્યા. (૧૯)

सवालव्यजनं छत्रं धारयामास स स्वयम् । भरतः शासनं सर्वं पादुकाभ्यां निवेदयन् ॥२०॥
ભરત અયોધ્યાનું શાસન, રામની પાદુકાને અર્પણ કરીને પોતે પાદુકાવો ઉપર છત્ર અને ચમરથી સેવા કરતા. (૨૦)

ततस्तु भरतः श्रीमानभिषिच्यार्यपादुके । तदधीनस्तदा राज्यं कारयामास सर्वदा ॥२१॥
ત્યાર પછી શ્રીમાન્ ભરતજી રામજીની પાદુકાવોનો રાજ્યાભિષેક કરીને પાદુકાવોને જ અધીન રહીને રાજ્ય કરાવતા હતા. (૨૧)

तदा हि यत् कार्यमुपैति किंचिदुपायनं चोपहृतं महार्हम् ।
स पादुकाभ्यां प्रथमं निवेद्य चकार पश्चाद् भरतो यथावत् ॥२२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे पञ्चाधिकशततमः सर्गः ॥१०५॥

જ્યારે કોયી કાર્ય કરવાનું હતું અથવા કોયી બહુજ મોટી ભેટ આવતી હતી ત્યારે પહેલાં ચરણપાદુકાવોને નિવેદન કરીને યથાયોગ્ય ઉપયોગ ભરત કરતા હતા. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના પંચાધિકશતતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षडधिकशततमः सर्गः

—— * ——

प्रतियाते तु भरते वसन् रामस्तदा वने । लक्षयामास सोद्वेगमथौत्सुक्यं तपस्विनाम् ॥१॥

જ્યારે ભરત ચાલ્યા ગયા ત્યારે વનમાં નિવાસ કરતા રામે જોયું કે ત્યાંના તપસ્વિયોનાં મનમાં કયીંક ઉદ્વેગ અને ઉત્સુકતા છે. (૧)

ते तत्र चित्रकूटस्य पुरस्तात् तापसाश्रमे । राममाश्रित्य निरतास्तानलक्षयदुत्सुकान् ॥२॥

જે મુનિયો પહેલાં ચિત્રકૂટમાં રામના આશ્રમે રહેતા હતા, રામે જોયું કે તે બધા પણ ઉત્સુક છે. બધાયનું મન ઊંચું છે. (૨)

नयनैर्भ्रुकुटीभिश्च रामं निर्दिश्य शङ्किताः । अन्योन्यमुपजल्पन्तः शनैश्चक्रुर्मिथः कथाः ॥३॥

તેવો બધા નેત્રોથી અને ભ્રકુટિથી સંકેત કરીને એક બીજાની સાથે વાતો કરતા હતા. (૩)

तेषामौत्सुक्यमालक्ष्य रामस्त्वात्मनि शङ्कितः । कृताञ्जलिरुवाचेदमृषिं कुलपतिं ततः ॥४॥

રામ તેવોની ઉત્સુકતા જોયીને પોતાના માટે શંકા કરવા લાગ્યા. રામે વિચાર કર્યો કે મારે લીધેજ આ મુનિયોને કયીં દુ:ખ કે અગવડો થાય છે; તેથી તેમણે હાથ જોડીને તે આશ્રમના કુલપતિને કહ્યું. (૪)

न कश्चिद् भगवन् किंचित् पूर्ववृत्तमिदं मयि । दृश्यते विकृतं येन विक्रियन्ते तपस्विनः ॥५॥

હે ભગવન્, શું મારામાં કોયી પૂર્વવૃત્ત એટલે રાજવ્યવહાર જણાય છે, જેથી કે તપસ્વી લોકોના મનમાં વિકાર ઉત્પન્ન થયો છે. (૫)

प्रमादाच्चरितं किंचित् कच्चिन्नावरजस्य मे । लक्ष्मणस्यर्षिभिर्दृष्टं नानुरूपं महात्मनः ॥६॥

અથવા મારા નાના ભાયી લક્ષ્મણનો કોયી વ્યવહાર આવો જોવામાં આવ્યો છે જે માહત્માવો-ને અનુકૂળ નહિ હોય ? (૬)

कच्चिच्छुश्रूषमाणा वः शुश्रूषणपरा मयि । प्रमदाभ्युचितां वृत्तिं सीता युक्तां न वर्तते ॥७॥

અથવા, સીતાના માથે મારી સેવાનો પણ ભાર છે, તેથી તેવો તમારી પણ સેવા તો કરે છે જ પણ તમને એમ લાગે છે કે સીતા યોગ્ય રીતે અહિં વર્તતાં નથી. (૭)

अथर्षिर्जरया वृद्धस्तपसा च जरां गतः । वेपमान इवोवाच रामं भूतदयापरम् ॥८॥

અવૃદ્ધ હોવા છતાં, તપસ્યાને લીધે ઘરડા જણાતા, ધ્રુજતા ધ્રુજતા સર્વ પ્રાણિયો પર દયા કરનાર તે ઋષિયે રામને કહ્યું. (૮)

कुतः कल्याणसत्त्वायाः कल्याणाभिरतेः सदा । चलनं तात वैदेह्यास्तपस्विषु विशेषतः ॥९॥

સીતા તો સાત્ત્વિક પ્રકૃતિવાળી છે અને સદા લોકકલ્યાણ કરવામાં જ તેમને રસ છે, તેથી તેવો પોતાના સ્વભાવથી વિચલિત તો થયી શકે નહિ. અને વિશેષ કરીને તપસ્વિયો માટે તેને કોયી દુર્ભાવ હોયી શકે નહિ. (૯)

त्वन्निमित्तमिदं तावत् तापसान् प्रति वर्तते । रक्षोभ्यस्तेन संविग्नाः कथयन्ति मिथः कथाः ॥

કુલપતિયે ઉત્તર આપ્યો : તમે અહિં રહ્યા છો તેથી રાક્ષસો અહિં વધારે આવ્યા કરે છે. તેથી તપસ્વિયોને તમારે લીધે જ ભય છે. કેમકે તેવો વ્યાકુળ થયીને પરસ્પર આવી જ વાતો કરે છે. (૧૦)

**रावणावरजः कश्चित् खरो नामेह राक्षसः । उत्पाटय तापसान् सर्वाञ्जनस्थाननिवासिनः ॥**

રાવણનો નાનો ભાયી ખર રાક્ષસ, જનસ્થાનનિવાસી બધા તપસ્વિયોને ઉખેડીને એટલે તેમનો નાશ કરીને...(૧૧)

**धृष्टश्च जितकाशी च नृशंसः पुरुषादकः । अवलिप्तश्च पापश्च त्वां च तात न मृष्यते ॥१२॥**

તે ખર રાક્ષસ નિર્ભય છે અને વિજય મેળવીને અભિમાની છે, ક્રૂર અને પુરુષોનું ભક્ષણ કરનાર છે અને એટલો અભિમાની છે કે હે તાત, તમને પણ ગણકારતો નથી. (૧૨)

**त्वं यदाप्रभृति ह्यस्मिन्नाश्रमे तात वर्तसे । तदाप्रभृति रक्षांसि विप्रकुर्वन्ति तापसान् ॥१३॥**

અને જ્યારથી તમે આ આશ્રમમાં આવીને રહ્યા છો ત્યારથી તે રાક્ષસો તપસ્વિયોને પીડિત કરી રહ્યા છે. (૧૩)

**दर्शयन्ति हि बीभत्सैः क्रूरैर्भीषणकैरपि । नानारूपैर्विरूपैश्च रूपैरसुखदर्शनैः ॥१४॥**

તેવો નિન્દિત, ક્રૂર, ભયંકર, નાના પ્રકારના રૂપધારણ કરીને તેમજ પોતે નાસિકા આદિ કેટલાક અવયવો વિનાના થયીને પોતાને દેખાડે છે. (૧૪)

**अप्रशस्तैरशुचिभिः सम्प्रयुज्य च तापसान् । प्रतिघ्नन्त्यपरान् क्षिप्रमनार्याः पुरतः स्थितान् ॥**

અયોગ્ય અને અપવિત્ર વસ્તુવોથી તપસ્વિયોને અપવિત્ર બનાવે છે અને બીજા કેટલાકને જે તેમની સામે હોય છે, મારી નાખે છે. (૧૫)

**तेषु तेष्वाश्रमस्थानेष्वबुद्धिमवलीय च । रमन्ते तापसांस्तत्र नाशयन्तोल्पचेतसः ॥१६॥**

તે તે આશ્રમોમાં ગુપ્ત રીતે ભરાયી જાય છે અને તે મૂર્ખાવો તપસ્વિયોનો નાશ કરતા ત્યાં રમે છે. (૧૬)

**अवक्षिपन्ति स्रुग्भाण्डानग्नीन् सिञ्चन्ति वारिणा । कलशांश्च प्रमर्दन्ति हवने समुपस्थिते ॥१७॥**

હોમના સમયે યજ્ઞના સ્રુક્ આદિ પાત્રોને આમતેમ નાખી દે છે, અગ્નિકુંડમાં પાણી નાખી દે છે અને કલશોને તોડી નાખે છે. (૧૭)

**तैर्दुरात्मभिराविष्टानाश्रमान् प्रजिहासवः । गमनायान्यदेशस्य चोदयन्त्यृषयोद्य माम् ॥१८॥**

તે દુષ્ટો આશ્રમોમાં પ્રવિષ્ટ થયા છે તેથી આ આશ્રમોને મૂકીને બીજે જવા માટે ઋષિયો આજે મને કહી રહ્યા છે. (૧૮)

**तत् पुरा राम शारीरीमुपहिंसां तपस्विषु । दर्शयन्ति हि दुष्टास्ते त्यक्ष्याम इममाश्रमम् ॥१९॥**

હે રામ, તે અસુરો તપસ્વિયોનાં શરીરને પણ હાનિ પહોંચાડે છે. તેથી અમે આ આશ્રમનો ત્યાગ કરિશું. (૧૯)

**बहुमूलफलं चित्रमविदूरादितो वनम् । अश्वस्याश्रममेवाहं श्रयिष्ये सगणः पुनः ॥२०॥**

તેથી અહીંથી પાસે જ અશ્વ ઋષિનો આશ્રમ છે. ત્યાં મૂલ અને ફળ આદિ પણ ઘણાં છે. તેથી મારા સાથિયોને લયીને હું ત્યાં જ જયીશ. (૨૦)

**खरस्त्वय्यपि चायुक्तं पुरा राम प्रवर्तते । सहास्माभिरितो गच्छ यदि बुद्धिः प्रवर्तते ॥२१॥**

અને હે રામ, તે ખર તમારી સાથે પણ અનુચિત વર્તાવ અને વ્યવહાર કરે છે, તેથી તમારી ઇચ્છા હોય તો તમે પણ અમારી સાથે ચાલો. (૨૧)

सकलत्रस्य सन्देहो नित्यं युक्तस्य राघव । समर्थस्यापि हि सतो वासो दुःखमिहाद्य ते ॥२२॥

હે રામ, તમે સાવધ પણ છો અને સમર્થ પણ છો છતાં અહિં નિવાસ કરવામાં આજે તમને પણ દુઃખ અને ભય તો છે જ. (૨૨)

इत्युक्तवन्तं रामस्तं राजपुत्रस्तपस्विनम् । न शशाकोत्तरैर्वाक्यैरवरोद्धुं समुत्सुकम् ॥२३॥

રાજપુત્ર રામ આ રીતે કહેનાર તે કુલપતિને ઉત્તર આપીને ત્યાં જ રોકાયી જવા માટે સમજાવવા સમર્થ થયા નહિ. (૨૩)

अभिनन्द्य समापृच्छ्य समाधाय च राघवम् । स जगामाश्रमं त्यक्त्वा कुलैः कुलपतिः सह ॥

તે કુલપતિ, રામને પૂછીને, અભિનંદન આપીને તે આશ્રમનો ત્યાગ કરીને ઋષિયોની સાથે ચાલ્યા ગયા. (૨૪)

आश्रममृषिविरहितं प्रभुः क्षणमपि न जहौ स राघवः ।
राघवं हि सततमनुगतास्तापसाश्चार्षचरिते धृतगुणाः ॥२५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे षडधिकशततमः सर्गः ॥१०६॥

તે આશ્રમ ઋષિયોથી શૂન્ય થયી ગયો પણ રામે તેનો ત્યાગ કર્યો નહિ. અને કેટલાક ઋષિયોને રામના આચાર વિચાર ગમી ગયા તેથી તેવો સદા રામની સાથેજ રહ્યા. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ષડધિકશતતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्ताधिकशततमः सर्गः

राघवस्त्वपयातेषु सर्वेष्वनुविचिन्तयन् । न तत्रारोचयद् वासं कारणैर्बहुभिस्तदा ॥१॥

જ્યારે ભરત આદિ બધા અયોધ્યા ચાલ્યા ગયા ત્યારે ઘણા કારણોને લીધે રામને ત્યાંનો નિવાસ ગમ્યો નહિ. (૧)

इह मे भरतो दृष्टो मातरश्च सनागराः । सा च मे स्मृतिरन्वेति तान् नित्यमनुशोचतः ॥२॥

હું અહિં જ ભરતને મળ્યો છું. નગરવાસિયો અને માતાવોને પણ અહિં જ મળ્યો છું. તેથી તે બધાંની ચિંતા કરું છું અને તે સ્મૃતિ નવીન બને છે. (૨)

स्कन्धावारनिवेशेन तेन तस्य महात्मनः । हयहस्तिकरीषैश्च उपमर्दः कृतो भृशम् ॥३॥

અહિં સેનાવોના નિવાસથી હાથી, ઘોડાના મળથી ભૂમિ અપવિત્ર બની ગયી છે. (૩)

तस्मादन्यत्र गच्छाम इति संचिन्त्य राघवः । प्रातिष्ठत स वैदेह्या लक्ष्मणेन च संगतः ॥४॥

તેથી આપણે હવે અહિંથી બીજે જ રહેવા જયિયે એમ નિશ્ચય કરીને રામ, સીતા અને લક્ષ્મણ સાથે ત્યાંથી ચાલ્યા ગયા. (૪)

सोत्रेराश्रममासाद्य तं ववन्दे महायशाः । तं चापि भगवानत्रिः पुत्रवत् प्रत्यपद्यत ॥५॥

રામ અત્રિના આશ્રમે ગયા અને તેમને તેમણે પ્રણામ કર્યા અને અત્રિ તેમની સાથે પુત્રની પેઠે મળ્યા. (૫)

स्वयमातिथ्यमादिश्य सर्वमस्य सुसत्कृतम् । सौमित्रिं च महाभागां सीतां च समसान्त्वयत् ॥६॥

અત્રિયે અનસૂયાને રામ આદિનો અતિથિ સત્કાર કરો એમ આદેશ આપીને અને પોતે પણ સત્કાર કરીને મહાભાગ્યશાલિની સીતાને સાંત્વના આપી. (૬)

अनसूयां महाभागां तापसीं धर्मचारिणीम् । प्रतिगृह्णीष्व वैदेहीमब्रवीदृषिसत्तमः ॥७॥

મહાભાગા તાપસી ધર્મચારિણી અનસૂયાને અત્રિ ઋષિયે કહ્યું કે સીતાનો આલિંગનાદિથી સત્કાર કરો. (૭)

रामाय चाचचक्षे तां तापसीं धर्मचारिणीम् । अभिगच्छतु वैदेही वृद्धामक्रोधनां सदा ॥८॥

અને ઋષિયે રામને કહ્યું કે સીતાને કહો આ શાંત અને વૃદ્ધા અનસૂયાની પાસે જાય. (૮)

एवं ब्रुवाणं तमृषिं तथेत्युक्त्वा स राघवः । सीतामालोक्य धर्मज्ञामिदं वचनमब्रवीत् ॥९॥

રામજિયે તે રીતે ઉપદેશ કરનાર અત્રિને "સારું" આમ કહીને, ધર્મજ્ઞ સીતાની ઓર જોયીને કહ્યું કે....(૯)

राजपुत्रि श्रुतं त्वेतन्मुनेरस्य समीरितम् । श्रेयोर्थमात्मनः शीघ्रमभिगच्छ तपस्विनीम् ॥१०॥

રાજપુત્રિ, અત્રિમુનિયે જે કહ્યું તે તમે સાંભળ્યું. પોતાના કલ્યાણ માટે તે તપસ્વિની પાસે શીઘ્ર જાવ. (૧૦)

सीता त्वेतद् वचः श्रुत्वा राघवस्य यशस्विनी । तामत्रिपत्नीं धर्मज्ञामभिचक्राम मैथिली ॥११॥

યશસ્વિની સીતાજી રામનું આ વચન સાંભળી ધર્મજ્ઞા અનસૂયા પાસે ગયાં. (૧૧)

शिथिलां वलितां वृद्धां जरापाण्डुरमूर्धजाम् । सततं वेपमानाङ्गीं प्रवाते कदलीमिव ॥१२॥

तां तु सीता महाभागामनसूयां पतिव्रताम् । अभ्यवादयदव्यग्रा स्वं नाम समुदाहरत् ॥१३॥

શિથિલ થયી ગયેલાં, ચામડીમાં વળવાળાં, ઘડપણથી શ્વેત વાળોવાળાં, વેગથી પવન ચાલવાને લીધે જેમ કેળાનું ઝાડ હાલે તેમ હાલતાં, મહાભાગ્યશાલિની પતિવ્રતા અનસૂયાની પાસે જયીને શાંતિથી "હું સીતા છું" આમ કહી સીતાજિયે પ્રણામ કર્યા. (૧૨-૧૩)

अभिवाद्य च वैदेही तापसीं तां दमान्विताम् । बद्धाञ्जलिपुटा हृष्टा पर्यपृच्छदनामयम् ॥१४॥

સીતાજિયે તેમને હાથ જોડીને પ્રણામ કરી કુશળપ્રશ્ન કર્યો. (૧૪)

ततः सीतां महाभागां दृष्ट्वा तां धर्मचारिणीम् । सान्त्वयन्त्यब्रवीद् वृद्धा दिष्ट्या धर्ममवेक्षसे ॥

મહાભાગ્યશાલિની સીતાને જોયીને વૃદ્ધા અનસૂયા સાંત્વના આપતાં બોલ્યાં : પ્રસન્નતાની વાત છે કે તમે તમારા ધર્મનું પાલન કરી રહ્યાં છો. (૧૫)

त्यक्त्वा ज्ञातिजनं सीते मानवृद्धिं च मानिनि । अवरुद्धं वने रामं दिष्ट्या त्वमनुगच्छसि ॥

હે સીતા, તમે જ્ઞાતિજનોનો તેમજ માનનો ત્યાગ કરીને, વનમાં રહેવા માટે નિયુક્ત પતિની સાથે આવ્યા છો, આ સૌભાગ્યની વાત છે. (૧૬)

नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाशुभः । यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥

નગરવાસી હોય કે વનવાસી હોય, સારો હોય કે નઠારો હોય એવો પણ પતિ જે સ્ત્રીને પ્રિય છે તેને અત્યંત સુખદ લોકની પ્રાપ્તિ થાય છે. (૧૭)

नातो विशिष्टं पश्यामि बान्धवं विमृशन्त्यहम् । सर्वत्र योग्यं वैदेहि तपःकृतमिवाव्ययम् ॥१८॥

હે સીતા, હું વિચાર કરીને કહું છું કે આ લોકમાં કે પરલોકમાં પતિથી સારી બીજી કોયીપણ વસ્તુ નથી કે જે તપઃફળની પેઠે અવિનાશી હોયી શકે. (૧૮)

त्वद्विधास्तु गुणैर्युक्ता दृष्टलोकपरावराः । स्त्रियः स्वर्गे चरिष्यन्ति यथा पुण्यकृतस्तथा ॥१९॥

તમારા જેવાં ગુણયુક્ત સ્ત્રિયો જેમને કે આ લોક અને પરલોકનું જ્ઞાન છે તેવો, પુણ્યાત્મા સ્ત્રિયોની પેઠે સ્વર્ગમાં સુખ અનુભવે છે. (૧૯)

सा त्वेवमुक्ता वैदेही त्वनसूयानसूयया । प्रतिपूज्य वचो मन्दं प्रवक्तुमुपचक्रमे ॥२०॥

નિર્દોષ અનસૂયાનું વચન સાંભળીને અને તેને માન આપીને સીતાજી કહેવા લાગ્યા. (૨૦)

नैतदाश्चर्यमार्यायां यन्मां त्वमनुभाषसे । विदितं तु ममाप्येतद् यथा नार्याः पतिर्गुरुः ॥२१॥

આપ મને જે ઉપદેશ કરો છો તેથી આશ્ચર્ય નથી થતું, મને પણ આવું જ્ઞાન તો છે જ કે સ્ત્રીનો ગુરુ-પૂજ્ય પતિજ હોય છે. (૨૧)

यदि त्वेष भवेद् भर्ता ह्यनार्यो वृत्तिवर्जितः । अद्वैधमत्र वर्तव्यं तथाप्येष मया भवेत् ॥२२॥

જો આ મારા પતિદેવ અનાર્ય અને આચારશૂન્ય હોત તો પણ મારે એમના પ્રત્યે સારો જ વ્યવહાર કરવો જોયિતો હોત. (૨૨)

किं पुनर्यो गुणश्लाघ्यः सानुक्रोशो जितेन्द्रियः । स्थिरानुरागो धर्मात्मा मातृवत्पितृवत्प्रियः ॥

પણ જે ગુણોને લીધે પ્રશંસાપાત્ર છે, દયાળુ અને જિતેન્દ્રિય છે, સ્થિર પ્રેમવાળો છે, ધર્માત્મા છે અને માતાપિતાની પેઠે પ્રિય છે આવા પતિની અનુગામિની હોવામાં તો કશું કહેવાને સ્થાન જ નથી. (૨૩)

यां वृत्तिं वर्तते रामः कौसल्यायां महाबलः । तामेव नृपनारीणामन्यासामपि वर्तते ॥२४॥

રામ તો જે રીતે માતા કૌસલ્યાની સાથે વ્યવહાર કરે છે તેવી જ રીતે બીજાં રાજપત્નિયો સાથે પણ વ્યવહરે છે. (૨૪)

सकृद् दृष्टास्वपि स्त्रीषु नृपेण नृपवत्सलः । मातृवद् वर्तते वीरो मानमुत्सृज्य धर्मवित् ॥२५॥

મહારાજ દશરથની દૃષ્ટિ એકવાર પણ જે સ્ત્રિયો ઉપર અમુક રીતે પડી જાય, ધર્માત્મા રામ માન મૂકીને તેને પણ કૌસલ્યાની જેમ જ માનની દૃષ્ટિથી જુવે છે. (૨૫)

आगच्छन्त्याश्च विजनं वनमेवं भयावहम् । समाहितं हि मे श्वश्र्वा हृदये यत् स्थिरं मम ॥
હું જ્યારે વન માટે આવવા નિકળી તે સમયે મારા સાસુ કૌશલ્યાજિયે મને જે ઉપદેશ આપ્યો તે મારા હૃદયમાં સ્થિર છે. (૨૬)

पाणिप्रदानकाले च यत् पुरा त्वग्निसन्निधौ । अनुशिष्टं जनन्या मे वाक्यं तदपि मे धृतम् ॥
અગ્નિની સંનિધિમાં મારી માતાયે રામના હાથમાં મારો હાથ પકડાવવાનાં સમયે મને જે ઉપદેશ આપેલ તે પણ મારા હૃદયમાં છે જ. (૨૭)

नवीकृतं तु मे सर्वं वाक्यैर्मे स्वैर्धर्मचारिणि । पतिशुश्रूषणान्नार्यास्तपो नान्यद् विधीयते ॥
હે ધર્મચારિણિ, તમારા આ ઉપદેશોથી મારી માતાના તે ઉપદેશો નવા થયી ગયા છે. પતિની સેવા કરતાં મોટું કોયી તપ સ્ત્રી માટે નથી. (૨૮)

सावित्री पतिशुश्रूषां कृत्वा स्वर्गे महीयते । तथावृत्तिश्च याता त्वं पतिशुश्रूषया दिवम् ॥२९॥
પતિની સેવાને લીધેજ સાવિત્રી સ્વર્ગમાં પુજાય છે અને તમે પણ પતિસેવાને લીધે જ દિવ્ય સુખને પ્રાપ્ત કરશો. (૨૯)

एवंविधाश्च प्रवराः स्त्रियो भर्तृदृढव्रताः । देवलोके महीयन्ते पुण्येन स्वेन कर्मणा ॥३०॥
પતિમાં દૃઢવ્રતવાળી આવા તો અનેક સ્ત્રિયો પોતાના પુણ્ય કર્મના પ્રતાપે દેવલોકમાં પુજાય છે. (૩૦)

ततोऽनसूया संहृष्टा श्रुत्वोक्तं सीतया वचः । शिरसाघ्राय चोवाच मैथिलीं हर्षयन्त्युत ॥३१॥
અનસૂયા સીતાનું વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયાં અને મસ્તકમાં ચુંબન કરતાં સીતાજીને કહેવા લાગ્યાં. (૩૧)

उपपन्नं च युक्तं च वचनं तव मैथिलि । प्रीता चास्म्युचितां सीते करवाणि प्रियं च किम् ॥
હે સીતા, તમે જે કહ્યું છે તે સુંદર અને યોગ્ય જ છે. હું તમારા ઉપર પ્રસન્ન થયી છું. બોલો, તમને જે પ્રિય હોય તે જ હું તમારા માટે કરું (૩૨)

कृतमित्यब्रवीत् सीता तपोबलसमन्विताम् । सा त्वेवमुक्ता धर्मज्ञा तया प्रीततराभवत् ॥३३॥
તપોબળથી યુકત અનસૂયાને સીતાજિયે કહ્યું કે આપની કૃપાથી મને બધું મળી ગયું છે. સીતાનું આ વચન સાંભળી અનસૂયા અત્યંત પ્રસન્ન થયાં. (૩૩)

पर्यष्वजत बाहुभ्यां शिरस्याघ्राय मैथिलीम् । रमेयं कथया ते तु दृढं मधुरभाषिणि ॥३४॥
અનસૂયા સીતાને બંને હાથોથી હૃદયથી લગાડી ને બોલ્યાં. કે હે સીતા, તમારી વાતથી મને આનંદ થાય છે. (૩૪)

दिवसं परिकीर्णानामाहारार्थं पतत्त्रिणाम् । संध्याकाले निलीनानां निद्रार्थं श्रूयते ध्वनिः ॥
અને હવે આહારમાટે જે પક્ષિયો દિવસે આમતેમ ગયાં હતાં તેવો સંધ્યાકાળમાં પાછાં આવી ગયાં છે અને નિદ્રા માટે તેમનો શબ્દ સંભળાય છે. (૩૫)

एते चाप्यभिषेकार्द्रा मुनयः कलशोद्यताः । सहिता उपवर्तन्ते सलिलाप्लुतवल्कलाः ॥३६॥
આ બધા મુનિ લોકો પણ સ્નાન કરીને, હાથમાં જળકલશ લયીને આવી રહ્યા છે. જળથી તેમનાં વલ્કલો ભરાયી ગયાં છે. (૩૬)

**अग्निहोत्रे च ऋषिणा हुते च विधिपूर्वकम् । कपोताङ्गारुणो धूमो दृश्यते पवनोद्धतः ॥३७॥**

જુવો ઋષિયોયે અગ્નિહોત્ર પણ કરી લીધું છે. પવનથી ઉરાડાયેલા ધુમાડા કપોત પક્ષીના રંગના જેવા જોવામાં આવી રહ્યા છે. (૩૭)

**अल्पपर्णा हि तरवो घनीभूताः समन्ततः । विप्रकृष्टेन्द्रिये देशे न प्रकाशन्ति वै दिशः ॥३८॥**

જોકે ઝાડોમાં પાંદડાં થોડાં છે છતાં રાત્રિને લીધે તે ઘન જેવાં જણાય છે અને દૂર દૂરની દિશાવો હવે જણાતી નથી. (૩૮)

**रजनीचरसत्त्वानि प्रचरन्ति समन्ततः । तपोवनमृगा ह्येते वेदितीर्थेषु शेरते ॥३९॥**

રાત્રિમાં ફરનારા પ્રાણિયો ચારે ઓર ફરવા લાગ્યાં છે અને આ તપોવનના મૃગો વેદિયોના કાંઠે કાંઠે ઊંઘી રહ્યા છે. (૩૯)

**सम्प्रवृत्ता निशा सीते नक्षत्रसमलङ्कृता । ज्योत्स्नाप्रावरणश्चन्द्रो दृश्यतेभ्युदितोम्बरे ॥४०॥**

હે સીતા, રાત પડી ગયી છે. તારા નીકળી આવ્યાં છે. આકાશમાં જ્યોત્સ્નાથી ઘેરાયેલા ચંદ્રનો હવે ઉદય થાય છે. (૪૦)

**गम्यतामनुजानामि रामस्यानुचरी भव । कथयन्त्या हि मधुरं त्वयाहमपि तोषिता ॥४१॥**

હે સીતા, હું આજ્ઞા આપું છું. હવે રામની પાસે જાવ. તમારા વાર્તાલાપથી મને પૂર્ણ સંતોષ થયો છે. (૪૧)

**प्रणम्य शिरसा पादौ रामं त्वभिमुखी ययौ । राघवः प्रीतिदानेन तपस्विन्या जहर्ष च ॥४२॥**

સીતાજી અનસૂયાને પ્રણામ કરીને રામની પાસે ગયાં. અનસૂયાયે તેમને પ્રેમ કર્યો છે, તે જાણી રામ પ્રસન્ન થયા. (૪૨)

**ततः स शर्वरीं प्रीतः पुण्यां शशिनिभाननाम् । अर्चितस्तापसैः सर्वैरुवास रघुनन्दनः ॥४३॥**

તે ચંદ્રવાળી રાતમાં ત્યાં ના તપસ્વિયોથી પૂજિત થયીને રામ તે રાત્રે ત્યાં જ રહ્યા. (૪૩)

**तस्यां रात्र्यां व्यतीतायामभिषिच्य हुताग्निकान् । आपृच्छेतां नरव्याघ्रौ तापसान् वनगोचरान्**

તે રાત વીતી ગયી. ત્યાંના તપસ્વિયો સ્નાન કરીને અગ્નિહોત્ર પણ કરી ચૂકયા હતા, ત્યારે વનના માર્ગના જાણનારા તેવોને રામે અને લક્ષ્મણે પૂછ્યું. (૪૪)

**तावूचुस्ते वनचरास्तापसा धर्मचारिणः । वनस्य तस्य सञ्चारं राक्षसैः समभिप्लुतम् ॥४५॥**

તે ધર્માત્મા તપસ્વિયોયે રામ અને લક્ષ્મણને કહ્યું કે તે વનમાં ચાલવું કઠિન છે કેમકે રાક્ષસોથી તે વન ભરાયેલું છે. (૪૫)

**रक्षांसि पुरुषादानि नानारूपाणि राघव । वसन्त्यस्मिन् महारण्ये व्यालाश्च रुधिराशनाः ॥४६॥**

પુરુષોને ખાનારા રાક્ષસો અનેક રૂપ ધારણ કરીને આ ઘોર જંગલમાં રહે છે. તેમ જ લોહી પીનારાં બીજાં પણ પશુવો રહે છે. (૪૬)

**उच्छिष्टं वा प्रमत्तं वा तापसं ब्रह्मचारिणम् । अदन्त्यस्मिन् महारण्ये तान् निवारय राघव ॥**

આ ઘોર જંગળમાં જે કોયી અપવિત્ર અને અસાવધાન તત્ત્વજ્ઞાનિયો છે તેમને તે રાક્ષસો ખાયી જાય છે. હે રામ તેવોને દૂર કરો. (૪૭)

एष पन्था महर्षीणां फलान्याहरतां वने । अनेन तु वनं दुर्गं गन्तुं राघव ते क्षमम् ॥४८॥

હે રામ, ફળાદિ લેવા માટે આવવા-જવાનો મહર્ષિઓનો આજ માર્ગ છે. આજ માર્ગે તમે ઘોર વનમાં જાવો. (૪૮)

इतीरितः प्राञ्जलिभिस्तपस्विभिर्द्विजैः कृतस्वस्त्ययनः परन्तपः ।
वनं सभार्यः प्रविवेश राघवः सलक्ष्मणः सूर्य इवाभ्रमण्डलम् ॥४९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अयोध्याकाण्डे सप्ताधिकशततमः सर्गः ॥१०७॥

તપસ્વિયોએ અને બ્રાહ્મણોએ હાથ જોડીને રામને એમ કહીને, સ્વસ્તિપાઠ કરીને, વિદાય આપી. ત્યાર પછી રામ, લક્ષ્મણ અને સીતા સાથે, જેમ સૂર્ય વાદળમાં પ્રવેશ કરે તેમ તે ઘોર વનમાં પ્રવિષ્ટ થયા. (૪૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના સપ્તાધિકશતતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

अयोध्याकाण्डं समाप्तम् । अस्मिन् काण्डे सङ्कलिताः "श्लोकसंख्याः" १९७९



# अरण्यकाण्डम्

## प्रथमः सर्गः

---*---

प्रविश्य तु महारण्यं दण्डकारण्यमात्मवान् । रामो ददर्श दुर्धर्षस्तापसाश्रममण्डलम् ॥१॥

. દુર્ધર્ષ શ્રીરામે દંડકારણ્યમાં પ્રવેશ કરતાં જ તપસ્વિયોના આશ્રમો જોયા. (૧)

कुशचीरपरिक्षिप्तं ब्राह्म्या लक्ष्म्या समावृतम् । यथा प्रदीप्तं दुर्दर्शं गगने सूर्यमण्डलम् ॥२॥

તે દંડકારણ્યમાં ચારે ઓર કુશ અને ચીર પડયાં હતાં. બ્રહ્મતેજથી તે અરણ્ય ભરાયેલું હતું. આકાશમાં પ્રદીપ્ત સૂર્યમંડળની જેમ તે અરણ્ય ભાસતું હતું. (૨)

शरण्यं सर्वभूतानां सुसम्मृष्टाजिरं सदा । मृगैर्बहुभिराकीर्णं पक्षिसङ्घैः समावृतम् ॥३॥

તે અરણ્યમાં સૌ પ્રાણિયોને આશ્રય મળતો હતો. આશ્રમો અત્યંત સ્વચ્છ હતા. ઘણાય મૃગો અને પક્ષિયોથી તેવો ભરાયેલા હતા. (૩)

विशालैरग्निशरणैः स्रुग्भाण्डैरजिनैः कुशैः । समिद्भिस्तोयकलशैः फलमूलैश्च शोभितम् ॥४॥

મોટી મોટી યજ્ઞશાળાવો ત્યાં હતી. સ્રુક્, ભાંડ, મૃગચર્મ અને કુશ તેમજ સમિત્, જલકલશ અને ફળ-મૂળથી દંડકારણ્ય શોભિત હતું. (૪)

आरण्यैश्च महावृक्षैः पुण्यैः स्वादुफलैर्वृतम् । बलिहोमार्चितं पुण्यं ब्रह्मघोषनिनादितम् ॥५॥

સુંદરફળવાળા પવિત્ર જંગળી વૃક્ષોથી તે દંડકારણ્ય ભરાયેલું હતું. તેમજ બલિકર્મ, હોમ અને વેદઘોષ ત્યાં સતત થતાં હતાં. (૫)

फलमूलाशनैर्दान्तैश्चीरकृष्णाजिनाम्बरैः । सूर्यवैश्वानराभैश्च पुराणैर्मुनिभिर्युतम् ॥६॥

ફલ-મૂળ ખાનારા, જિતેન્દ્રિયો, ચીર અને કૃષ્ણમૃગના ચર્મને ધારણ કરનારાવો, તેમજ સૂર્ય અને અગ્નિની જેમ પ્રકાશમાન પ્રાચીન મુનિયોથી તે અરણ્ય ભરેલું હતું. (૬)

तद् ब्रह्मभवनप्रख्यं ब्रह्मघोषनिनादितम् । ब्रह्मविद्भिर्महाभागैर्ब्राह्मणैरुपशोभितम् ॥७॥

તે વન બ્રહ્મભવનની પેઠે વેદોના ઘોષથી ગાજતું હતું. તેમ જ બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણોથી સુશોભિત હતું. (૭)

तद् दृष्ट्वा राघवः श्रीमांस्तापसाश्रममण्डलम् । अभ्यगच्छन्महातेजा विज्यं कृत्वा महद् धनुः ॥

તે આશ્રમોને રામે જોયીને ધનુષ્ ઉપરથી જ્યા ઉતારીને તેમાં પ્રવેશ કર્યો. (૮)

दिव्यज्ञानोपपन्नास्ते रामं दृष्ट्वा महर्षयः । अभिजग्मुस्तदा प्रीता वैदेहीं च यशस्विनीम् ॥९॥

દિવ્યજ્ઞાની મહર્ષિયો રામ અને યશસ્વિની સીતાને જોયીને સ્વાગત માટે ઉઠીને આગળ ગયા. (૯)

**रूपसंहननं लक्ष्मीं सौकुमार्यं सुवेषताम् । ददृशुर्विस्मिताकारा रामस्य वनवासिनः ॥१०॥**

વનવાસી મહર્ષિયો રામનાં રૂપ, શોભા, સુકુમારતા, અને સુંદરવેષ જોયીને આશ્ચર્યચકિત થયી ગયા. (૧૦)

**अत्रैनं हि महाभागाः सर्वभूतहिते रताः । अतिथिं पर्णशालायां राघवं संन्यवेशयन् ॥११॥**

સર્વ પ્રાણિયોનું કલ્યાણ કરનારા તે મહર્ષિયોયે અતિથિ રામને પર્ણશાળામાં જ સ્થાન આપ્યું. (૧૧)

**ततो रामस्य सत्कृत्य विधिना पावकोपमाः । आजह्रुस्ते महाभागाः सलिलं धर्मचारिणः ॥१२**

પછી ભાગ્યશાળી પરમ તપસ્વિજનો રામનો વિધિપૂર્વક અત્કાર કરીને જલ લયી આવ્યા. (૧૨)

**मूलं पुष्पं फलं सर्वमाश्रमं च महात्मनः । निवेदयित्वा धर्मज्ञास्ते तु प्राञ्जलयोऽब्रुवन् ॥१३॥**

મૂળ, પુષ્પ, ફળાદિ રામને અર્પણ કરીને તે ધર્મજ્ઞાનિયો હાથ જોડીને બોલ્યા. (૧૩)

**पूजनीयश्च मान्यश्च राजा दण्डधरो गुरुः । इन्द्रस्यैव चतुर्भागः प्रजा रक्षति राघव ॥१४॥**

હે રાઘવ રામ, રાજા પૂજ્ય હોય છે, માન્ય હોય છે, અને દુષ્ટોમાટે દંડ ધારણ કરનાર હોય છે અને તેથી જ તે ગુરુ-મહાન્ હોય છે. રાજા દેવરાજ ઇન્દ્રનો ચતુર્થભાગરૂપે હોવાથી પ્રજાની રક્ષા કરે છે. (૧૪)

**ते वयं भवता रक्ष्या भवद्विषयवासिनः । नगरस्थो वनस्थो वा त्वं नो राजा जनेश्वरः ॥१५॥**

અમે આપના દેશમાં રહેનારા ઋષિયો આપના રક્ષ્ય છિયે=રક્ષાયોગ્ય છિયે. તમે નગરમાં રહો કે વનમાં રહો છતાં તમે અમારા રાજા છો. (૧૫)

**न्यस्तदण्डा वयं राजञ्जितक्रोधा जितेन्द्रियाः । रक्षणीयास्त्वया शश्वद् गर्भभूतास्तपोधना ॥**

અમારા હાથમાં દંડ નથી, અમે ક્રોધનો ત્યાગ કરનારાં છિયે. અમારી ઇન્દ્રિયો જિતાયેલીજ છે, તેથી અમે તપસ્વિયો તમારાથી જ રક્ષાની આશા રાખિયે છિયે. (૧૬)

**एवमुक्त्वा फलैर्मूलैः पुष्पैरन्यैश्च राघवम् । वन्यैश्च विविधाहारैः सलक्ष्मणमपूजयन् ॥१७॥**

તેવોયે આમ કહીને ફળ, મૂળ, પુષ્પ આદિથી તેમજ જાતજાતના જંગળી આહારોથી રામને અને લક્ષ્મણને તૃપ્ત કર્યા. (૧૭)

**तथान्ये तापसाः सिद्धा रामं वैश्वानरोपमाः । न्यायवृत्ता यथान्यायं तर्पयामासुरीश्वरम् ॥१८॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे प्रथमः सर्गः ॥१॥

અગ્નિસમાન દેદીપ્યમાન બીજા ઋષિયોયે પણ યથાયોગ્ય તે ઇશ્વર એટલે સમર્થ રામને તૃપ્ત કર્યા. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પ્રથમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાવભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वितीयः सर्गः

कृतातिथ्योथ रामस्तु सूर्यस्योदयनं प्रति । आमन्त्र्य स मुनीन् सर्वान् वनमेवान्वगाहत ॥१॥
સૂર્યોદય થવા લાગ્યો ત્યારે રામ બધા મુનિયોની આજ્ઞા લયીને વનમાં પ્રવિષ્ટ થયા. (૧)

नानामृगगणाकीर्णमृक्षशार्दूलसेवितम् । ध्वस्तवृक्षलतागुल्मं दुर्दर्शसलिलाशयम् ॥२॥
તે વનમાં અનેક જાતનાં મૃગો હતાં, સિંહ અને રીંછોથી તે ભરાયેલું હતું, વૃક્ષ, લતા, ગુલ્મ, બધાં નાશ પમેલાં હતાં. મોટા મોટા ભયંકર જળાશયો હતા. (૨)

निष्कूजमानशकुनिं झिल्लिकागणनादितम् । लक्ष्मणानुचरो रामो वनमध्यं ददर्श ह ॥३॥
પક્ષિયો કૂજતાં હતાં, ઝિલ્લિકાના શબ્દો સંભળાતા હતા. આવું વન રામે અને લક્ષ્મણે જોયું. (૩)

सीतया सह काकुत्स्थस्तस्मिन् घोरमृगायुते । ददर्श गिरिशृङ्गाभं पुरुषादं महास्वनम् ॥४॥
ભયંકર પશુવોથી ભરેલ તે વનમાં રામે એક રાક્ષસને જોયો જે પર્વતના શિખર જેવો હતો અને મોટી ગર્જના કરનારો હતો. (૪)

गभीराक्षं महावक्त्रं विकटं विकटोदरम् । बीभत्सं विषमं दीर्घं विकृतं घोरदर्शनम् ॥५॥
તેની આંખો ઉંડી ઉતરી ગયી હતી, તેનુ મોં મોટું અને ભયંકર, પેટ પણ ભય પમાડે તેવું, તેમજ તે બીભત્સ, ભયંકર અને વિકૃત હતો. (૫).

वसानं चर्म वैयाघ्रं वसार्द्रं रुधिरोक्षितम् । त्रासनं सर्वभूतानां व्यादितास्यमिवान्तकम् ॥६॥
તેમજ વાઘનું ચામડું પહેરેલ, વસાથી ભીનો થયેલો, લોહીથી ભરેલ, સર્વ પ્રાણિયોને ભય પમાડનાર, ફાડેલાં મોંવાળો. (૬)

सविषाणं वसादिग्धं गजस्य च शिरो महत् । अवसज्यायसे शूले विनदन्तं महास्वनम् ॥७॥
શિંગડાવાળા, મજ્જાથી ખરડાયેલ, લોઢાના શૂલમાં હાથીનું મોટું માથું ભરાવીને મોટેથી ગર્જના કરતા એવા રાક્ષસને રામે જોયો. (૭)

स रामं लक्ष्मणं चैव सीतां दृष्ट्वा च मैथिलीम् । अभ्यधावत् सुसङ्क्रुद्धः प्रजाः काल इवान्तकः ॥८
તે રાક્ષસ સીતા, રામ અને લક્ષ્મણુને જોયીને ક્રોધે ભરાયેલા યમરાજની જેમ તેમની ઓર દોડ્યો. (૮)

युवां जटाचीरधरौ सभार्यौ क्षीणजीवितौ । प्रविष्टौ दण्डकारण्यं शरचापासिपाणिनौ ॥९॥
તમે બન્ને ધનુષ, બાણુ, તલવારને હાથમાં લયીને દંડકારણ્યમાં આવ્યા છો, તાપસ જેવા જણાવ છો, ત્યારે તમે આ જુવાન સ્રી સાથે નિવાસ કેમ કરો છો ? (૯)

अहं वनमिदं दुर्गं विराधो नाम राक्षसः । चरामि सायुधो नित्यमृषिमांसानि भक्षयन् ॥१०॥
હું આ વનમાં ફરું છું. વિરાધ મારું નામ છે. હું રાક્ષસ છું. અને સર્વદા ઋષિયોનાં માંસનું ભક્ષણ કરું છું. (૧૦)

इयं नारी वरारोहा मम भार्या भविष्यति । युवयोः पापयोश्चाहं पास्यामि रुधिरं मृधे ॥११॥
આ સુંદર સ્ત્રી મારી પત્ની થશે અને હું તમારા બન્નેનું રકત પીશ. (૧૧)

तस्यैवं ब्रुवतो दुष्टं विराधस्य दुरात्मनः । श्रुत्वा सगर्वितं वाक्यं सम्भ्रान्ता जनकात्मजा ॥१२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे द्वितीयः सर्गः ॥२॥

તે દુષ્ટ વિરાધનું તે દુષ્ટ વચન સાંભળી સીતાજી તો વ્યાકુળ થયી ગયાં (૧૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વિતીયસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ तृतीयः सर्गः

अथोवाच पुनर्वाक्यं विराधः पूरयन् वनम् । पृच्छतो मम हि ब्रूतं कौ युवां क्व गमिष्यथः ॥१॥

પછી વિરાધ ભયંકર સ્વરથી વનને ગજાવતો બોલ્યો : તમે બન્ને કોણ છો અને ક્યાં જશો. ? (૧)

तमुवाच ततो रामो राक्षसं ज्वलिताननम् । पृच्छन्तं सुमहातेजा इक्ष्वाकुकुलमात्मनः ॥२॥

ભયંકર મુખવાળા તેને મહાતેજસ્વી રામજીયે કહ્યું હું ઇક્ષ્વાકુ વંશનો છું (૨)

क्षत्रियौ वृत्तसम्पन्नौ विद्धि नौ वनगोचरौ । त्वां तु वेदितुमिच्छावः कस्त्वं चरसि दण्डकान् ॥३॥

અમે ક્ષત્રિય છિયે અને સ્વધર્મસંપન્ન છિયે તેમ જ વનમાં અમે ફરી રહ્યા છિયે. અને તું કોણ છું તે અમે જાણવા ઇચ્છિયે છિયે (૩)

तमुवाच विराधस्तु रामं सत्यपराक्रमम् । हन्त वक्ष्यामि ते राजन् निबोध मम राघव ॥४॥

વિરાધ બોલ્યો, હે રાજન્ હું કોણ છું તે તમને કહું છું સાંભળો.... (૪)

पुत्रः किल जवस्याहं माता मम शतह्रदा । विराध इति मामाहुः पृथिव्यां सर्वराक्षसाः ॥५॥

મારા પિતાનું નામ જવ છે. અને માતાનું નામ શતહ્રદા છે અને બધા રાક્ષસો મને વિરાધ કહે છે. (૫)

तपसा चाभिसम्प्राप्ता ब्रह्मणो हि प्रसादजा । शस्त्रेणावध्यता लोकेच्छेद्याभेद्यत्वमेव च ॥६॥

મેં તપસ્યા કરીને બ્રહ્માજી પાસેથી વર મેળવ્યું છે કે લોકમાં મને કોયી પણ શસ્ત્રથી મારી ફાડી કે કાપી શકે નહિ. (૬)

उत्सृज्य प्रमदामेनामनपेक्षौ यथागतम् । त्वरमाणौ पलायेथां न वां जीवितमाददे ॥७॥

વિરાધે રામને કહ્યું, આ સ્રીને મૂકીને અહીંથી ઝટ ચાલ્યા જાવ નહિ તો તમને મારી નાખીશ. (૭)

तं रामः प्रत्युवाचेदं कोपसंरक्तलोचनः । राक्षसं विकृताकारं विराधं पापचेतसम् ॥८॥

ત્યારે ક્રોધથી રાતી આંખોવાળા રામે તે પાપી અને ભયંકર વિરાધને કહ્યું. (૮)

क्षुद्र धिक् त्वां तु हीनार्थं मृत्युमन्वेषसे ध्रुवम् । रणे प्राप्स्यसे तिष्ठ न मे जीवन् गमिष्यसि ॥९॥

નીચ તને ધિક્કાર છે. તું મૃત્યુ શોધી રહ્યો છું. તને યુદ્ધ ગમતું હશે તો તું તે પામીશ, ઊભો રહે. જીવતો બચીશ નહિ. (૯)

ततः सज्यं धनुः कृत्वा रामः सुनिशिताञ्शरान् । सुशीघ्रमभिसन्धाय राक्षसं निजघान ह ॥८॥

પછી રામજી ધનુષ્ ઉપર અત્યંત તીક્ષ્ણ બાણોને મૂકીને વિરાધને મારવા લાગ્યા. (૧૦)

स विद्धो न्यस्य वैदेहीं शूलमुद्यम्य राक्षसः । अभ्यद्रवत् सुसंक्रुद्धस्तदा रामं सलक्ष्मणम् ॥९॥

વીંધાયેલો તે સીતાજીને મૂકીને, હાથમાં શૂલ લયીને, ક્રોધે ભરાયી ને, રામ અને લક્ષ્મણ પ્રત્યે દોડ્યો. (૧૧)

अथ तौ भ्रातरौ दीप्तं शरवर्षं ववर्षतुः । विराधे राक्षसे तस्मिन् कालान्तकयमोपमे ॥१०॥

ત્યારે બન્ને ભાયિયો કાલ અને યમરાજ જેવા તે રાક્ષસ ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. (૧૨)

स्पर्शात् तु वरदानेन प्राणान् संरोध्य राक्षसः । विराधः शूलमुद्यम्य राघवावभ्यधावत ॥११॥

બ્રહ્માજીના વરદાનને લીધે તે પ્રાણોને રોકીને, શૂલ ઉપાડીને બન્ને ભાયિયો પ્રત્યે દોડ્યો.

तच्छूलं वज्रसङ्काशं गगने ज्वलनोपमम् । द्वाभ्यां शराभ्यां चिच्छेद रामः शस्त्रभृतां वरः ॥१२॥

વજ્ર જેવા કે અગ્નિ જેવા તે શૂલને મહાન્ શસ્ત્રધારી રામે બે બાણોથી કાપી નાખ્યું. (૧૨)

तद् रामविशिखैश्छिन्नं शूलं तस्यापतद् भुवि । पपाताशनिना छिन्नं मेरोरिव शिलातलम् ॥१३॥

રામના બાણોથી કપાયેલું તે શૂલ પૃથ્વી ઉપર તે રીતે પડ્યું જેમ વજ્રથી કપાયેલી મેરુ પર્વતની શિલા પડે. (૧૩)

तौ खड्गौ क्षिप्रमुद्यम्य कृष्णसर्पाविवोद्यतौ । तूर्णमापेततुस्तस्य तदा प्रहरतां बलात् ॥१४॥

પછી રામ અને લક્ષ્મણ કાલાસાપ જેવી તલવારને ઉગામીને તેની પાસે પહોંચી ગયા. અને બલથી તેના ઉપર પ્રહાર કરવા લાગ્યા, (૧૪)

स वध्यमानः सुभृशं भुजाभ्यां परिगृह्य तौ । अप्रकम्प्यौ नरव्याघ्रौ रौद्रः प्रस्थातुमैच्छत ॥१५॥

વિરાધ માર ખાતો હતો છતાં ભુજો વડે તે બન્ને ભાયિયોને પકડીને ત્યાંથી ચાલવા ઇચ્છતો હતો. (૧૫)

तस्याभिप्रायमाज्ञाय रामो लक्ष्मणमब्रवीत् । वहत्वयमलं तावत् पथानेन तु राक्षसः ॥१६॥

રામ તેનો આશય સમજી ગયા અને તેમણે લક્ષ્મણને કહ્યું : ભલે પોતાના ઇચ્છાપ્રમાણે આ અમને આ માર્ગથી લયી ચાલે. (૧૬)

यथा चेच्छति सौमित्रे तथा वहतु राक्षसः । अयमेव हि नः पन्था येन याति निशाचरः ॥१७॥

હે લક્ષ્મણ, આ રાક્ષસ પોતાની ઇચ્છાને અનુસરીને અમને લયી ચાલે, જે માર્ગે આ અમને લયી ચાલે છે તે જ માર્ગે આપણને જવું છે. (૧૭)

तावारोप्य ततः स्कन्धं राघवौ रजनीचरः । विराधो निनदन् घोरं जगामाभिमुखो वनम् ॥१८॥

વિરાધે બન્ને ભાઈઓને ખભ્ભા ઉપર મૂકીને ઘોર ગર્જના કરતો વનની ઓર ચાલ્યો. (૧૮)

वनं महामेघनिभं प्रविष्टो द्रुमैर्महद्भिर्विविधैरुपेतम् ॥
नानाविधैः पक्षिकुलैर्विचित्रं शिवायुतं व्यालमृगैर्विकीर्णम् ॥१९॥

इत्यार्षे श्रीमद्रामायणे बाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे तृतीयः सर्गः ॥ ३ ॥

તે વન કાળા વાદ્દલોની જેમ હતું. જાતજાતના મોટા વૃક્ષોથી ભરાયેલું હતું. જાતજાતના પક્ષિયોને લીધે તે વિચિત્ર લાગતું હતું અને શિયાળ તેમ જ પશુવોથી ભરાયેલું હતું. આવા વનમાં તેણે પ્રવેશ કર્યો. ૨૦.

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના તૃતીયસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुर्थः सर्गः

—*—

ह्रियमाणौ तु काकुत्स्थौ दृष्ट्वा सीता रघूत्तमौ । उच्चैः स्वरेण चुक्रोश प्रगृह्य सुमहाभुजौ ॥१॥

બન્ને ભાયિયોને હરણ કરી લયી જતાં તે રાક્ષસને જોયીને સીતાજી બૂમ પાડીને રડવા લાગ્યાં અને કહેવા લાગ્યાં. (૧)

एष दाशरथी रामः सत्यवाञ्छीलवाञ्शुचिः । रक्षसा रौद्ररूपेण ह्रियते सहलक्ष्मणः ॥२॥

સત્યવાન્, શીલવાન્ અને પવિત્ર રામને અને લક્ષ્મણને આ ભયંકર રૂપવાળો રાક્ષસ હરણ કરી લયી જાય છે. (૨)

मामृक्षा भक्षयिष्यन्ति शार्दूलद्वीपिनस्तथा । मां हरोत्सृज काकुत्स्थौ नमस्ते राक्षसोत्तम ॥३॥

અને મને ઋચ્છ સિંહ-હાથી કોયી પણ ખાયી જશે, હે રાક્ષસ તને હું વિનવું છું કે તું બન્ને ભાયિયોને મૂકી દે અને મને લયી જા. (૩)

तस्यास्तद् वचनं श्रुत्वा वैदेह्या रामलक्ष्मणौ । वेगं प्रचक्रतुर्वीरौ वधे तस्य दुरात्मनः ॥४॥

સીતાજીનું આ વચન સાંભળી બન્ને ભાયિયોયે તે રાક્ષસનો વધ કરવા માટે ઉતાવળ કરી (૪)

तस्य रौद्रस्य सौमित्रिः सव्यं बाहुं बभञ्ज ह । रामस्तु दक्षिणं बाहुं तरसा तस्य रक्षसः ॥५॥

લક્ષ્મણે તે ભયંકર રાક્ષસનો ડાબો હાથ તોડી નાંખ્યો અને રામજીયે જમણો. (૫)

स भग्नबाहुः संविग्नः पपाताशु विमूर्च्छितः । धरण्यां मेघसङ्काशो वज्रभिन्न इवाचलः ॥६॥

બન્ને બાહુ વિના તે રાક્ષસ વ્યાકુલ થયી, મૂર્છા ખાયી મેઘની જેમ ભૂમિ ઉપર પડી ગયો. તે ભૂમિ પર પડેલો એવો લાગતો હતો જાણે કે વજ્રથી ભગ્ન થયેલો કોયી પર્વત ન હોય. (૬)

मुष्टिभिर्बाहुभिः पद्भिः सूदयन्तौ तु राक्षसम् । उद्यम्योद्यम्य चाप्येनं स्थण्डिले निष्पिपेषतुः ॥७॥

પછી બન્ને ભાયિયોયે બાહુથી, પગથી, મુષ્ટિથી તે રાક્ષસને મારતા મારતા અને ઉપાડી ઉપાડીને પૃથિવી ઉપર પીસી નાખ્યો. (૭)

स विद्धो बहुभिर्बाणैः खड्गाभ्यां च परिक्षतः । निष्पिष्टो बहुधा भूमौ न ममार स राक्षसः ॥८॥

તે ઘણા બાણોથી વિંધાયેલો અને તલવારોથી ક્ષતવિક્ષત થયેલો તેમ જ ભૂમિ ઉપર અત્યંત રગદોળાયેલો પણ મર્યો નહિ. (૮)

तं प्रेक्ष्य रामः सुभृशमवध्यमचलोपमम् । भयेष्वभयदः श्रीमानिदं वचनमब्रवीत् ॥९॥

તેને પર્વતની જેમ અવધ્ય જોયીને અભયદાન આપનાર શ્રીમાન્ રામે કહ્યું. (૯)

तपसा पुरुषव्याघ्र राक्षसोयं न शक्यते । शस्त्रेण युधि निर्जेतुं राक्षसं निखनावहे ॥१०॥

હે વીર લક્ષ્મણ, એણે તપ કર્યું છે તેથી યુદ્ધમાં આ શસ્ત્રથી જીતી શકાશે નહિ. તેથી આને ભૂમિ ખોદીને દાટી દયિયે. (૧૦)

कुञ्जरस्येव रौद्रस्य राक्षसस्यास्य लक्ष्मण । वनेऽस्मिन् सुमहच्छ्वभ्रं खन्यतां रौद्रवर्चसः ॥११॥

જેમ ભયંકર હાથીને માટે ખાડો ખોદાય છે તેમ આ ભયંકર રાક્ષસ માટે આપણે ખાડો ખોદિયે. (૧૧)

इत्युक्त्वा लक्ष्मणं रामः प्रदरः खन्यतामिति । तस्थौ विराधमाक्रम्य कण्ठे पादेन वीर्यवान् ॥१२॥

ખાડો ખોદવાની વાત લક્ષ્મણને કહીને શ્રીરામ વિરાધના ઉપર પગ મૂકીને બેસી ગયા. (૧૨)

ततः खनित्रमादाय लक्ष्मणः श्वभ्रमुत्तमम् । अखनत् पार्श्वतस्तस्य विराधस्य महात्मनः ॥१३॥

લક્ષ્મણજીયે કોદાળી લયીને તે વિશાળ શરીરવાળા વિરાધની પાસે જ ખાડો ખોદ્યો. (૧૩)

तं मुक्तकण्ठमुत्क्षिप्य शङ्कुकर्णं महास्वनम् । विराधं प्राक्षिपच्छ्वभ्रे नदन्तं भैरवं स्वनम् ॥१४॥

રામજીયે તેનો કંઠ મૂકી દીધો અને તે મોટા મોટા શંકુ જેવા કાનોવાળા તેમ જ ભયંકર શબ્દ કરનારા વિરાધને ખાડામાં નાખી દીધો. (૧૪)

प्रहृष्टरूपाविव रामलक्ष्मणौ विराधमुर्व्यां प्रदरे निपात्य तम्
ननन्दतुर्वीतभयौ महावने दिवि स्थितौ चन्द्रदिवाकराविव ॥१५॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे चतुर्थः सर्गः ॥४॥

ત્યાર પછી અદ્ભુત ધનુર્ધારી રામ અને લક્ષ્મણ તે રાક્ષસને મારીને ભૂમિમાં દાટીને ચંદ્ર અને સૂર્ય આકાશમાં વિરાજે છે તેમ તે મહાવનમાં નિર્ભય થયી ને વિચરવા લાગ્યા. (૧૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડના ચતુર્થસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चमः सर्गः

ततः सीतां परिष्वज्य समाश्वास्य च वीर्यवान् । अब्रवीद् भ्रातरं रामो लक्ष्मणं दीप्ततेजसम् ॥१॥

વિરાધનો વધ કરીને શ્રીરામે સીતાજીને ખોળામાં લયીને, આશ્વાસન આપીને, લક્ષ્મણને કહ્યું. (૧)

कष्टं वनमिदं दुर्गं न च स्मो वनगोचराः । अभिगच्छामहे शीघ्रं शरभङ्गं तपोधनम् ॥२॥

આ વન દુઃખદાયક અને કઠિન છે. અમે વનથી અજાણ્યા છિયે. તેથી ચાલો, તપસ્વી શરભંગ પાસે જયિયે. (૨)

आश्रमं शरभङ्गस्य राघवोभिजगाम ह । अग्निहोत्रमुपासीनं शरभङ्गमुपागमत् ॥३॥

શરભંગના આશ્રમે રામ ગયા. તે સમયે તેવો અગ્નિહોત્ર કરી રહ્યા હતા. (૩)

तस्य पादौ च सङ्गृह्य रामः सीता च लक्ष्मणः । निषेदुस्तदनुज्ञाता लब्धवासा निमन्त्रिताः ॥४॥

રામ, સીતા, લક્ષ્મણ ત્રણેય જણ શરભંગને પ્રણામ કરીને, તેમની આજ્ઞા પ્રમાણે ત્યાં બેસી ગયાં.

**अहं ज्ञात्वा नरव्याघ्र वर्तमानमदूरतः । ब्रह्मलोकं न गच्छामि त्वामदृष्ट्वा प्रियातिथिम् ॥५॥**

હે નરશ્રેષ્ઠ રામ, મેં જાણીલીધું છે કે તમે આવી રહ્યા છો, તેથી તમારા જેવા પ્રિય અતિથિને મળ્યા વિના હું બ્રહ્મલોકે જતો નથી. (૫)

**अक्षया नरशार्दूल जिता लोका मया शुभाः। ब्राह्म्याश्च नाकपृष्ठ्याश्च प्रतिगृह्णीष्व मामकान् ॥६॥**

હે માનવશ્રેષ્ઠ રામ, મેં તપોબળથી અનેક એવા સારા સારા લોકો જીતી લીધા છે કે જે અક્ષય એટલે અવિનાશી છે. તે લોકોમાં બ્રહ્મલોક પણ અને સ્વર્ગાદિ પણ છે. તેને તમે સ્વીકાર કરો. (૬)

**एवमुक्तो नरव्याघ्रः सर्वशास्त्रविशारदः । ऋषिणा शरभङ्गेन राघवो वाक्यमब्रवीत् ॥७॥**

સર્વશાસ્ત્રવિશારદ માનવશ્રેષ્ઠ રામ શરભંગ ઋષિનું વચનં સાંભળીને બોલ્યા. (૭)

**अहमेवाहरिष्यामि सर्वांल्लोकान् महामुने । आवासं त्वहमिच्छामि प्रदिष्टमिह कानने ॥८॥**

હે મહામુને, આવા લોકોને તો હું પોતે મેળવી લયિશ. હું તો આપની પાસે અત્યારે નિવાસસ્થાનની ઇચ્છા રાખું છું. (૮)

**राघवेणैवमुक्तस्तु शक्रतुल्यबलेन वै । शरभङ्गो महाप्राज्ञः पुनरेवाब्रवीद् वचः ॥९॥**

ઇંદ્રજેવા બળશાલી રામનું આવું વચન સાંભળી શરભંગ મુનિ ફરી બોલ્યા. (૯)

**इह राम महातेजाः सुतीक्ष्णो नाम धार्मिकः । वसत्यरण्ये नियतः स ते श्रेयो विधास्यति ॥१०॥**

હે રામ, અહિં સુતીક્ષ્ણનામે એક મહાતેજસ્વી અને ધર્માત્મા નિવાસ કરે છે, તે તમારું કલ્યાણ કરશે. (૧૦)

**इमां मन्दाकिनीं राम प्रतिस्रोतामनुव्रज । नदीं पुष्पोडुपवहां ततस्तत्र गमिष्यसि ॥११॥**

હે રામ, પૂર્વ દિશામાં વહેનારી આ મંદાકિની નદી જુવો, પશ્ચિમાભિમુખ થયીને અહિંથી જાવ. પછી તમે ત્યાં પહોંચી જશો. (૧૧)

**एष पन्था नरव्याघ्र मुहूर्तं पश्य तात माम् । यावज्जहामि गात्राणि जीर्णां त्वचमिवोरगः ॥१२॥**

હે મહાપુરુષ, તમારો માર્ગ તો આ જ છે. પણ તમે થોડીવાર મારી વાટ જુવો. જેમ સર્પ કાંચલીનો ત્યાગ કરે છે તેમ હું આ દેહનો ત્યાગ કરીશ. (૧૨)

**ततोऽग्निं स समाधाय हुत्वा चाज्येन मन्त्रवत् । शरभङ्गो महातेजाः प्रविवेश हुताशनम् ॥१३॥**

ત્યાર પછી શરભંગે મંત્ર સાથે હોમ કરીને અગ્નિમાં પ્રવેશ કર્યો. (૧૩)

**स लोकानाहिताग्नीनामृषीणां च महात्मनाम् । देवानां च व्यतिक्रम्य ब्रह्मलोकं व्यरोहत ॥१४॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे पञ्चमः सर्गः ॥५॥

તે શરભંગઋષિ અગ્નિહોત્રિયો, ઋષિયો, મહાત્માવો અને દેવોના લોકોને ઓળંગીને બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. (૧૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षष्ठः सर्गः

शरभङ्गे दिवं प्राप्ते मुनिसङ्घाः समागताः । अभ्यगच्छन्त काकुत्स्थं रामं ज्वलिततेजसम् ॥१॥

શરભંગ જ્યારે સ્વર્ગે ચાલ્યા ગયા ત્યાર પછી પરમ તેજસ્વી રામ પાસે મુનિયોનો સંઘ આવ્યો. (૧)

वैखानसा वालखिल्याः सम्प्रक्षाला मरीचिपाः । अश्मकुट्टाश्च बहवः पत्राहाराश्च तापसाः ॥२॥

બાળખિલ્ય, શરીરનું નિરંતર પ્રક્ષાલન કરનારા, સૂર્ય-ચંદ્રના કિરણોનું પાન કરનારા, પત્થરથી તોડી ફોડીને ફલાદિનું ભોજન કરનારા, અને કેવળ પાંદડાં ખાનારા...(૨)

दन्तोलूखलिनश्चैव तथैवोन्मज्जकाः परे । गात्रशय्या अशय्याश्च तथैवानवकाशिकाः ॥३॥

ખાંડવા કૂટવાનું કામ દાંતોથી જ કરનારા, કંઠ સુધી જળમાં પ્રવેશ કરી તપ કરનારા, કશું પાથર્યાવિના જ શયન કરનારા, શયન ન કરનારા, એક પગથી ઊભા રહેનારા...(૩)

मुनयः सलिलाहारा वायुभक्षास्तथापरे । आकाशनिलयाश्चैव तथा स्थण्डिलशायिनः ॥४॥

જળમાત્ર આહાર લેનારા, બીજા વાયુભક્ષણ જ કરનારા, ખુલ્લા આકાશમાં જ રહેનારા, કશું પાથર્યા વિના જ શયન કરનારા....(૪)

तथोर्ध्ववासिनो दान्तास्तथार्द्रपटवाससः । सजपाश्च तपोनिष्ठास्तथा पञ्चतपोन्विताः ॥५॥

ઉંચા પર્વતોના શિખરો ઉપર અથવા ઝાડો ઉપર રહેનારા, ઇન્દ્રિયોનું દમન કરનારા, ભીંજેલા વસ્ત્રને ધારણ કરનારા, જપ કરનારા, તપ કરનારા, પંચાગ્નિ તાપનારા. (૫)

सर्वे ब्राह्म्या श्रिया युक्ता दृढयोगसमाहिताः । शरभङ्गाश्रमे राममभिजग्मुश्च तापसाः ॥६॥

બધાય બ્રાહ્મ તેજથી યુકત, કઠોર યોગ કરનારા, તપસ્વિયો શરભંગાશ્રમમાં રામની પાસે આવ્યા (૬)

अभिगम्य च धर्मज्ञा रामं धर्मभृतां वरम् । ऊचुः परमधर्मज्ञमृषिसङ्घाः समागताः ॥७॥

પરમધર્મને જાણનારા તે ઋષિયો ધર્માત્મા રામની પાસે આવીને બોલ્યા (૭)

त्वमिक्ष्वाकुकुलस्यास्य पृथिव्याश्च महारथः । प्रधानश्चापि नाथश्च देवानां मघवानिव ॥८॥

તમે જ આ પૃથ્વીના અને ઇક્ષ્વાકુવંશના, દેવોના ઇન્દ્રની પેઠે પ્રધાન મહારથ રાજા છો.

विश्रुतस्त्रिषु लोकेषु यशसा विक्रमेण च । पितृव्रतत्वं सत्यं च त्वयि धर्मश्च पुष्कलः ॥९॥

તમે કીર્તિ અને પરાક્રમને લીધે ત્રણેય લોકોમાં પ્રસિદ્ધ છો. પિતૃવ્રતત્વ, સત્ય અને ધર્મ તમારામાં પુષ્કળ રહ્યાં છે. (૯)

त्वामासाद्य महात्मानं धर्मज्ञं धर्मवत्सलम् । अर्थित्वान्नाथ वक्ष्यामस्तच्च नः क्षन्तुमर्हसि ॥१०॥

તમારા જેવા ધર્મજ્ઞ, ધર્મવત્સલ મહાત્માને પામીને અમે હે નાથ કયિંક કહિયે છિયે, તમે અમને ક્ષમા આપશો. (૧૦)

अधर्मः सुमहान् नाथ भवेत् तस्य तु भूपतेः । यो हरेद् बलिषड्भागं न च रक्षति पुत्रवत् ॥

હે મહારાજ, તે ભૂપતિને મોટું પાપ થાય છે જે પ્રજા પાસેથી છઠ્ઠોભાગ કરનો લે છે પણ પ્રજાની રક્ષા કરતો નથી. (૧૧)

युञ्जानः स्वानिव प्राणान् प्राणैरिष्टान् सुतानिव । प्राप्नोति शाश्वतीं राम कीर्तिं स बहुवार्षिकीम् ॥
પોતાના પ્રિય પુત્રોની પેઠે જે પ્રજાને પોતાના પ્રાણોથી પણ રક્ષણ આપે છે તે ઘણા વર્ષો સુધી અનંત યશને પામે છે. (૧૨)

यत् करोति परं धर्मं मुनिर्मूलफलाशनः । तत्र राज्ञश्चतुर्भागः प्रजा धर्मेण रक्षतः ॥१३॥
જે મુનિ મૂળ, ફળ ખાઈને ધર્માચરણ કરે છે, તેમાં, પ્રજાનું ધર્મથી રક્ષણ કરે છે તે રાજાનો ચોથો ભાગ હોય છે. (૧૩)

सोयं ब्राह्मणभूयिष्ठो वानप्रस्थगणो महान् । त्वन्नाथोनाथवद् राम राक्षसैर्हन्यते भृशम् ॥१५॥
હે મહારાજ આ વાનપ્રસ્થાશ્રમી લોકો જેમાં બ્રાહ્મણ જ વધારે છે, તેવોનો તમે જ નાથ છો છતાં અનાથની પેઠે તેવાં સદા રાક્ષસોથી માર ખાય છે. (૧૫)

एहि पश्य शरीराणि मुनीनां भावितात्मनाम् । हतानां राक्षसैर्घोरैर्बहूनां बहुधा वने॥१६॥
આવો અને જુવો, આત્મજ્ઞાની મુનિયોનાં શરીરોને. જેમને ભયંકર રાક્ષસોએ વનમાં મારી નાખ્યાં છે. (૧૬)

पम्पानदीनिवासानामनुमन्दाकिनीमपि । चित्रकूटालयानां च क्रियते कदनं महत् ॥१७॥
પમ્પાસરોવરની પાસે નિવાસ કરનારાવોનું અને મંદાકિનીની પાસે નિવાસ કરનારાવોનું, તેમજ ચિત્રકૂટમાં નિવાસ કરનારાવોનું રાક્ષસોયે કચ્ચરઘાણ વાળી નાખ્યું છે. (૧૭)

एवं वयं न मृष्यामो विप्रकारं तपस्विनाम् । क्रियमाणं वने घोरं रक्षोभिर्भीमकर्मभिः ॥१८॥
ભયંકર રાક્ષસો આ વનમાં તપસ્વિયોનો ઘોર અપમાન કરે છે તેને અમે સહન કરી શકતા નથી. (૧૮)

ततस्त्वां शरणार्थं च शरण्यं समुपस्थिताः । परिपालय नो राम वध्यमानान् निशाचरैः ॥१९॥
હે રામ, તમે શરણાગતની રક્ષા કરનારા છો, તેથી અમે બધા મુનિયો તમારી શરણે આવ્યા છીયે. રાક્ષસોથી પીડાતા અમારી તમે રક્ષા કરો (૧૯)

परा त्वत्तो गतिर्वीर पृथिव्यां नोपपद्यते । परिपालय नः सर्वान् राक्षसेभ्यो नृपात्मज ॥२०॥
હે રામ, હે વીર, તમારા કરતાં બીજો કોયી અમારું રક્ષણ કરનાર પૃથિવી ઉપર નથી જ. તેથી હે રાજકુમાર, રાક્ષસોથી અમને બચાવો. (૨૦)

एतच्छ्रुत्वा तु काकुत्स्थस्तापसानां तपस्विनाम् । इदं प्रोवाच धर्मात्मा सर्वानेव तपस्विनः ॥२१॥
તપસ્વી તાપસોની આ પ્રાર્થના સાંભળીને ધર્માત્મા રામે તે બધા તપસ્વિયોને કહ્યું.. (૨૧)

नैवमर्हत मां वक्तुमाज्ञाप्योहं तपस्विनाम् । केवलेन स्वकार्येण प्रवेष्टव्यं वनं मया ॥२२॥
હે મુનિરાજો, તમે મને આમ કહો છો, તે મને સારું લાગતું નથી. હું તો તમારી આજ્ઞાનું પાલન કરેનારો છું. તમારા જેવાનું રક્ષણ કરવું જ મારું કર્મ છે. તેના માટે જ હું વનમાં આવ્યો છું. (૨૨)

विप्रकारमपाक्रष्टुं राक्षसैर्भवतामिमम् । पितुस्तु निर्देशकरः प्रविष्टोहमिदं वनम् ॥२३॥
રાક્ષસોથી તમારા અપમાન થાય નહિ, એના માટે જ તો પિતાની આજ્ઞાનું પાલન કરનાર હું આ વનમાં આવ્યો છું (૨૩)

भवतामर्थसिद्ध्यर्थमागतोहं यदृच्छया । तस्य मेयं वने वासो भविष्यति महाफलः ॥२४॥

આપલોકોનાં કષ્ટ દૂર કરવા માટે હું યદૃચ્છાથી અહિં આવ્યો છું. આ મારો વનવાસ મહાન્ ફળ આપશે. (૨૪)

तपस्विनां रणे शत्रून् हन्तुमिच्छामि राक्षसान् । पश्यन्तु वीर्यमृषयः सभ्रातुर्मे तपोधनाः ॥२५॥

હું ઇચ્છું છું કે તપસ્વિયોના શત્રુવોને હું વધ કરું, લક્ષ્મણ સાથે મારા વીર્યનું તપોધન લોકો દર્શન કરે. (૨૫)

दत्त्वा वरं चापि तपोधनानां धर्मे धृतात्मा सह लक्ष्मणेन ॥
तपोधनैश्चापि सहार्यदत्तः सुतीक्ष्णमेवाभिजगाम वीरः ॥२६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे षष्ठः सर्गः ॥६॥

ધર્મમાં જ પોતાનું મન લગાડનારા રામ તે તપસ્વિલોકોને "તમે જેમ કહો છો તેમજ હું કરીશ" આમ વર આપીને, લક્ષ્મણ અને તપસ્વિયોની સાથે સુતીક્ષ્ણમુનિની પાસે જવા ચાલ્યા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષષ્ઠસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तमः सर्गः

——*——

रामस्तु सहितो भ्रात्रा सीतया च परन्तपः । सुतीक्ष्णस्याश्रमपदं जगाम सह तैर्द्विजैः ॥१॥

રામ, ભાઇ લક્ષ્મણ અને સીતા સાથે અને તે દ્વિજો સાથે સુતીક્ષ્ણના આશ્રમે ગયા (૧)

स गत्वा दूरमध्वानं नदीस्तीर्त्वा बहूदकाः । ददर्श विमलं शैलं महामेरुमिवोन्नतम् ॥२॥

તેમણે બહુ દૂર ગયા પછી કેટલીક જળપૂર્ણ નદિયોને પાર કરીને મહામેરુની પેઠે ઉંચો સુંદર પર્વત જોયો (૨)

ततस्तदिक्ष्वाकुवरौ सततं विविधैर्द्रुमैः । काननं तौ विविशतुः सीतया सह राघवौ ॥३॥

તે બન્ને રામ ને લક્ષ્મણ અનેક પ્રકારના વૃક્ષોથી ભરેલ વનમાં સીતા સાથે પ્રવિષ્ટ થયા. (૩)

प्रविष्टस्तु वनं घोरं बहुपुष्पफलद्रुमम् । ददर्शाश्रममेकान्ते चीरमालापरिष्कृतम् ॥४॥

પુષ્પોથી અને ફળોથી ભરેલ તે ઘોર જંગલમાં, એકાંતમાં રામે તે આશ્રમ જોયો, જે ચીર અને માળાવોથી શણગારાયેલો હતો (૪)

तत्र तापसमासीनं मलपङ्कजटाधरम् । रामः सुतीक्ष्णं विधिवत् तपोधनमभाषत ॥५॥

ત્યાં આશ્રમમાં ભસ્મ આદિથી મલિન જટા ધારણ કરીને બેઠેલા સુતીક્ષ્ણને જોયીને રામે હાથ-જોડીને પ્રણામ કરીને કહ્યું. (૫)

रामोहमस्मि भगवन् भवन्तं द्रष्टुमागतः । तन्माभिवद धर्मज्ञ महर्षे सत्यविक्रम ॥६॥

હે ભગવન્, હું રામ છું. આપના દર્શને આવ્યો છું. હે સત્યવિક્રમ મહર્ષિ, આપ મારી સાથે વાત કરવા કૃપા કરો. (૬)

स निरीक्ष्य ततो धीरो रामं धर्मभृतां वरम् । समाश्लिष्य च बाहुभ्यामिदं वचनमब्रवीत् ॥७॥

ધર્માત્માઓમાં શ્રેષ્ઠ એવા રામને જોયીને, તેમને બન્ને ભુજાવોથી ભેટીને તે ઋષિ બોલ્યા (૭)

**स्वागतं ते रघुश्रेष्ठ राम सत्यभृतां वर । आश्रमोयं त्वयाक्रान्तः सनाथ इव साम्प्रतम् ॥८॥**

હે સત્યવાદી રઘુશ્રેષ્ઠ રામ, તમારું સ્વાગત. તમે આ આશ્રમમાં આવ્યા તેથી આ આશ્રમ આજે સનાથ બન્યો. (૮)

**प्रतीक्षमाणस्त्वामेव नारोहेहं महायशः । देवलोकमितो वीर देहं त्यक्त्वा महीतले ॥९॥**

હે વીર, તમારી જ પ્રતીક્ષા હું કરી રહ્યો છું. તેથી હે યશસ્વી રામ, શરીરનો ત્યાગ કરીને હું અહીંથી દેવલોક ગયો નથી. (૯)

**तेषु देवर्षिजुष्टेषु जितेषु तपसा मया । मत्प्रसादात् सभार्यस्त्वं विहरस्व सलक्ष्मणः ॥१०॥**

મારાથી તપોબળ વડે જિતાયેલા દેવો અને ઋષિયોથી ભરેલ, તે લોકોમાં, તમે મારી કૃપાથી સીતા અને લક્ષ્મણ સાથે વિહાર કરો. (૧૦)

**तमुग्रतपसं दीप्तं महर्षिं सत्यवादिनम् । प्रत्युवाचात्मवान् रामो ब्रह्माणमिव वासवः ॥११॥**

તેવા ઉત્કૃષ્ટ પદથી સુશોભિત સત્યવાદી મહર્ષિને આત્મવાન્ રામે તે પ્રમાણે કહ્યું જેમ ઇન્દ્ર બ્રહ્માને કહે. (૧૧)

**अहमेवाहरिष्यामि स्वयं लोकान् महामुने । आवासं त्वहमिच्छामि प्रदिष्टमिह कानने ॥१२॥**

હે મહારાજ, તે તે લોકો તો હું પોતે જ મેળવી લયીશ. હું અહીં આપના આશ્રમમાં આવ્યો છું કે આપ મને જંગળમાં રહેવા માટે સ્થાન-નિર્દેશ કરો. (૧૨)

**भवान् सर्वत्र कुशलः सर्वभूतहिते रतः । आख्यातं शरभङ्गेन गौतमेन महात्मना ॥१३॥**

આપ સર્વ વિષયોમાં કુશળ છો અને સર્વ પ્રાણિયોના કલ્યાણમાં લાગ્યા રહ્યા કરો છો. મહાત્મા ગૌતમ શરભંગે મને આમ કહ્યું છે. (૧૩)

**एवमुक्तस्तु रामेण महर्षिर्लोकविश्रुतः । अब्रवीन्मधुरं वाक्यं हर्षेण महता युतः ॥१४॥**

લોક પ્રખ્યાત તે મહર્ષિ રામની વાત સાંભળીને અત્યંત પ્રસન્ન થયીને મધુર વચનથી બોલ્યા.

**अयमेवाश्रमो राम गुणवान् रम्यतामिति । ऋषिसङ्घानुचरितः सदा मूलफलैर्युतः ॥१५॥**

હે રામ, આ જ આશ્રમ સારો છે, અહીં જ નિવાસ કરો. અહિં ઋષિયો ઘણાં રહે છે અને મૂળ કે ફળ સદા મળ્યાં જ ફરે છે. (૧૫)

**इममाश्रममागम्य मृगसङ्घा महीयसः । अहत्वा प्रतिगच्छन्ति लोभयित्वाकुतोभयाः ॥१६॥**

આ આશ્રમમાં ઘણાય હિંસક પશુવો આવીને ચાલ્યા જાય છે. નિર્ભય થયીને તેવો આવે છે અને કોયીને પણ કયીં કષ્ટ આપ્યા વિના જ લોકોને આનંદ પમાડીને ચાલ્યા જાય છે. (૧૬)

**तच्छ्रुत्वा वचनं तस्य महर्षेर्लक्ष्मणाग्रजः । उवाच वचनं धीरो विगृह्य सशरं धनुः ॥१७॥**

તે મહર્ષિનું તે વચન સાંભળી ધનુષ્-બાણ સંભાળીને રામે કહ્યું. (૧૭)

**तानहं सुमहाभाग मृगसङ्घान् समागतान् । हन्यां निशितधारेण शरेणानतपर्वणा ।१८॥**

હે મહારાજ, તે પશુવોનો તો તીક્ષ્ણ ધારવાળા બાણથી હું વધ કરિશ. (૧૮)

**भवांस्तत्राभिषज्येत किं स्यात् कृच्छ्रतरं ततः । एतस्मिन्नाश्रमे वासं चिरं तु न समर्थये ॥१९॥**

આપ પીડિત થાવ આથી વધારે દુઃખ શું થયી શકે ? આશ્રમમાં હું વધારે સમય સુધી રહેવા ઇચ્છતો નથી. (૧૯)

सुतीक्ष्णस्याश्रमे रम्ये सीतया लक्ष्मणेन च । अन्वास्य पश्चिमां सन्ध्यां तत्र वासमकल्पयत् ॥२०॥

તેવો સુતીક્ષ્ણ મુનિના આશ્રમમાં સાંયકાલની સંધ્યા કરીને, રાત્રે ત્યાં જ રહ્યા. (૨૦)

ततः शुभं तापसयोग्यमन्नं स्वयं सुतीक्ष्णः पुरुषर्षभाभ्याम् ।
ताभ्यां सुसत्कृत्य ददौ महात्मा सन्ध्यानिवृत्तौ रजनीं समीक्ष्य ॥२१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे सप्तमः सर्गः ॥७॥

સંધ્યોપાસન પછી રાત પડી ગયી અને સુતીક્ષ્ણ મુનિયે તપસ્વિયોને અનુકૂળ એવું ભોજન આદિ રામ-લક્ષ્મણને આપવાની વ્યવસ્થા કરી. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टमः सर्गः

रामस्तु सहसौमित्रिः सुतीक्ष्णेनाभिपूजितः । परिणाम्य निशां तत्र प्रभाते प्रत्यबुध्यत ॥१॥

સુતીક્ષ્ણથી સત્કૃત થયીને ત્યાં જ રાત્રિ વિતાવી પ્રાતઃકાલે રામ અને લક્ષ્મણ જાગ્યા. (૧)

उत्थाय च यथाकालं राघवः सह सीतया । उपस्पृश्य सुशीतेन तोयेनोत्पलगन्धिना ॥२॥

રામ પ્રાતઃકાલે સમયસર ઉઠીને કમળોથી સુગંધિત શીતલ જળથી સીતા સાથે સ્નાન કરીને....

अथ तेऽग्निं सुरांश्चैव वैदेही रामलक्ष्मणौ । काल्यं विधिवदभ्यर्च्य तपस्विशरणे वने ॥३॥

તે જ આશ્રમમાં અગ્નિહોત્ર કરીને, સમયાનુસાર દેવપૂજા કરીને, રામ, સીતા અને લક્ષ્મણ આ ત્રણેય ત્રણ....

उदयन्तं दिनकरं दृष्ट्वा विगतकल्मषाः । सुतीक्ष्णमभिगम्येदं श्लक्ष्णं वचनमब्रुवन् ॥४॥

ઉદય પામતા ભગવાન્ સૂર્યના દર્શન કરીને, પવિત્ર થયીને સુતીક્ષ્ણની પાસે જયીને રામાદિ ત્રણેય જન મધુર વચન બોલ્યા ... ....(૪)

सुखोषिताः स्म भगवंस्त्वया पूज्येन पूजिताः । आपृच्छामः प्रयास्यामो मुनयस्त्वरयन्ति नः ॥

હે મહારાજ, આપ મારા પૂજ્ય છો. આપે મને બધી સુખસગવડ આપી છે. અમે સુખથી રાત વિતાવી છે. આ મુનિયો ઉતાવળ કરે છે તેથી જયીશું. આજ્ઞા માંગવા આવ્યો છું. (૫)

त्वरामहे वयं द्रष्टुं कृत्स्नमाश्रममण्डलम् । ऋषीणां पुण्यशीलानां दण्डकारण्यवासिनाम् ॥६॥

દંડકારણ્યનિવાસી પવિત્ર ઋષિયોના સમસ્ત આશ્રમોનાં દર્શન કરવા અમે ઉતાવળ કરિયે છિયે.

अभ्यनुज्ञातुमिच्छामः सहैभिर्मुनिपुङ्गवैः । धर्मनित्यैस्तपोदान्तैर्विशिखैरिव पावकैः ॥७॥

ધર્માચરણમાં નિયત, તપસ્વી અને જિતેન્દ્રિય તેમજ પ્રજ્વલિત અગ્નિ જેવા પ્રકાશમાન આ શ્રેષ્ઠમુનિયો સાથે પ્રાર્થના કરું છું કે આગળ જવાની અમને આજ્ઞા આપો. (૭)

अविषह्यातपो यावत् सूर्यो नातिविराजते । अमार्गेणागतां लक्ष्मीं प्राप्येवान्वयवर्जितः ॥८॥

અનુચિતરીતે લક્ષ્મીને પ્રાપ્ત કરીને જેમ ક્ષુદ્રપુરુષ અસહ્ય બની જાય છે, તેમ જ્યાં સુધી સૂર્યનો તાપ અસહ્ય બની જાય નહિ......(૮)

तावदिच्छामहे गन्तुमित्युक्त्वा चरणौ मुनेः । ववन्दे सहसौमित्रिः सीतया सह राघवः ॥९॥

તે પહેલાં અહિંથી જવા ઇચ્છિયે છિયે એમ કહીને રામે, સીતાયે અને લક્ષ્મણે ઋષિને પ્રણામ કર્યા. (૯)

तौ संस्पृशन्तौ चरणावुत्थाप्य मुनिपुङ्गवः । गाढमाश्लिष्य सस्नेहमिदं वचनमब्रवीत् ॥१०॥

ચરણ સ્પર્શ કરનારા બન્ને ભાયિયોને ઉપાડીને, પ્રેમથી છાતિયે ચાંપીને તે મુનિ બોલ્યા. (૧૦)

अरिष्टं गच्छ पन्थानं राम सौमित्रिणा सह । सीतया चानया सार्धं छाययेवानुवृत्तया ॥११॥

હે રામ સીતા અને લક્ષ્મણ સાથે જતાં તમારો માર્ગ નિષ્કંટક બનો. (૧૧)

पश्याश्रमपदं रम्यं दण्डकारण्यवासिनाम् । एषां तपस्विनां वीर तपसा भावितात्मनाम् ॥१२॥

હે વીર, દંડકારણ્યનિવાસી બ્રહ્મજ્ઞાની આ મુનિયોના આ રમણીય આશ્રમો જુવો. (૧૨)

सुप्राज्यफलमूलानि पुष्पितानि वनानि च । प्रशस्तमृगयूथानि शान्तपक्षिगणानि च ॥१३॥

આ વનો જોશો જેમાં અત્યંત ફળ અને ફૂળ છે, વનો ફૂલવાળાં થયાં છે, જ્યાં સુંદર મૃગોનાં ટોળાં અને શાંત પક્ષિયોનો સમૂહ છે. (૧૩)

फुल्लपङ्कजखण्डानि प्रसन्नसलिलानि च । कारण्डवविकीर्णानि तटाकानि सरांसि च ॥१४॥

ખીલેલાં કમળોનો સમૂહ જ્યાં છે, સુંદર જળ જ્યાં છે, કારંડવોથી ભરેલા જ્યાં તળાવો છે. (૧૪)

द्रक्ष्यसे दृष्टिरम्याणि गिरिप्रस्रवणानि च । रमणीयान्यरण्यानि मयूराभिरुतानि च ॥१५॥

આવા નયનરમ્ય પર્વતના ઝરણાં, અને મયૂરો જ્યાં કેકારવ કરતા હશે આવા રમણીય વનને તમે જોશો. (૧૫)

गम्यतां वत्स सौमित्रे भवानपि च गच्छतु । आगन्तव्यं च ते दृष्ट्वा पुनरेवाश्रमं प्रति ॥१६॥

હે વત્સ લક્ષ્મણ, જાવ, રામ તમે પણ જાવ. પણ તે બધું જોયીને ફરી તમારે આ તમારા આશ્રમે આવવું જોયિયે. (૧૬)

एवमुक्तस्तथेत्युक्त्वा काकुत्स्थः सहलक्ष्मणः । प्रदक्षिणं मुनिं कृत्वा प्रस्थातुमुपचक्रमे ॥१७॥

મુનિની આ આજ્ઞા સાંભળી, સારું આવીશું, આમ કહીને રામ અને લક્ષ્મણ તેમની પ્રદક્ષિણા કરીને ચાલવા લાગ્યા (૧૭)

ततः शुभतरे तूणी धनुषी चायतेक्षणा । ददौ सीता तयोर्भ्रात्रोः खड्गौ च विमलौ ततः ॥१८॥

ત્યારે સીતાજિયે બન્ને ભાયિયોને શબ્દ કરનાર ધનુષ્, તૂણી, અને તલવારો આપ્યાં. (૧૮)

आबध्य च शुभे तूणी चापे चादाय सस्वने । निष्क्रान्तावाश्रमाद् गन्तुमुभौ तौ रामलक्ष्मणौ ॥

સુંદર ધનુષ્, બાણ, ધારણ કરીને બન્ને ભાયિયો રામ અને લક્ષ્મણ આગળ જવા માટે તે આશ્રમથી નિકળ્યા. (૧૯)

शीघ्रं तौ रूपसम्पन्नावनुज्ञातौ महर्षिणा । प्रस्थितौ धृतचापासी सीतया सह राघवौ ॥२०॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे अष्टमः सर्गः ॥८॥

તે રૂપવાન્ રાજકુમારો મહર્ષિની આજ્ઞા પામી ધનુષ્, બાણ, તલવાર આદિ ધારણ કરીને સીતા સાથે ત્યાંથી નિકળ્યા. ........(૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ नवमः सर्गः

——*——

सुतीक्ष्णेनाभ्यनुज्ञातं प्रस्थितं रघुनन्दनम् । हृद्यया स्निग्धया वाचा भर्तारमिदमब्रवीत् ॥१॥

સુતીક્ષ્ણની આજ્ઞાથી જ્યારે રામજી ચાલ્યા ત્યારે સીતાજી કોમળ વાણીથી રામને કહેવા લાગ્યાં.

अधर्मं तु सुसूक्ष्मेण विधिना प्राप्यते महान् । निवृत्तेन च शक्योयं व्यसनात् कामजादिह ॥२॥

સુતીક્ષ્ણની આગળ રામે પ્રતિજ્ઞા કરી હતી કે હિંસક જીવોનો હું વધ કરીશ, આ પ્રતિજ્ઞાને લક્ષમાં લયીને સીતાજી કહે છે કે સૂક્ષ્મ રીતે વિચાર કરિયે તો પશુવધનું વ્યસન આપને અવશ્ય અપરાધી બનાવશે. જો આપ આ કામજ વ્યસનથી નિવૃત્ત થયી જાવ તો આ અધર્મથી વચી શકો છો. (૨)

त्रीण्येव व्यसनान्यत्र कामजानि भवन्त्युत । मिथ्यावाक्यं तु परमं तस्माद् गुरुतरावुभौ ॥३॥

परदाराभिगमनं विना वैरं च रौद्रता । मिथ्यावाक्यं न ते भूतं न भविष्यति राघव ॥४॥

જગતમાં કામજન્ય વ્યસન ત્રણ જ હોય છે: મિથ્યાભાષણ પ્રથમ વ્યસન છે. તેનાથી વધારે વ્યસન બીજા બે છે. પારકી સ્ત્રી સાથે અનુચિત સંબંધ, આ બીજુ વ્યસન. અને શત્રુતા વિના જ રુદ્રરૂપ ધારણ કરવું આ ત્રીજું. પણ હે રાઘવ મિથ્યાવચનનું વ્યસન તો તમારામાં કદી હતું પણ નહિ અને થશે પણ નહિ. (૩-૪)

कुतोभिलषणं स्त्रीणां परेषां धर्मनाशनम् । तव नास्ति मनुष्येन्द्र न चाभूत् ते कदाचन ॥५॥

ધર્મને ભ્રષ્ટ કરનારી પરસ્ત્રીગમનની ઇચ્છા તો તમારામાં હોયી શકતી જ નથી. હે મહામાનવ, આ વ્યસન તો તમારામાં હતું પણ નહિં અને થશે પણ નહિ. (૫)

मनस्यपि तथा राम न चैतद् विद्यते क्वचित् । स्वदारनिरतश्चैव नित्यमेव नृपात्मज ॥६॥

હે રામ, આ વ્યસન એટલે આ દોષ તો તમારા મનમાં પણ કદી રહ્યો નથી, આચરવાની તો વાત જ દૂર રહી. કેમકે હે રાજકુમાર, તમે સદા સ્વપત્નીવ્રતનિષ્ઠ છો. (૬)

धर्मिष्ठः सत्यसन्धश्च पितुर्निर्देशकारकः । त्वयि धर्मश्च सत्यं च त्वयि सर्वं प्रतिष्ठितम् ॥७॥

તમે ધર્મનિષ્ઠ છો, સત્યપ્રતિજ્ઞાવાળા છો, તમારામાં સત્ય અને ધર્મ નિત્ય નિવાસ કરે છે. (૭)

तच्च सर्वं महाबाहो शक्यं वोढुं जितेन्द्रियैः । तव वश्येन्द्रियत्वं च जानामि शुभदर्शन ॥८॥

હે મહાબાહો, આ બધા સદ્ગુણો તે પુરુષમાં જ રહી શકે છે જે જિતેન્દ્રિય હોય. તમારી જિતેન્દ્રિયતાને તો હું જાણું જ છું. (૮)

तृतीयं यदिदं रौद्रं परप्राणाभिहिंसनम् । निर्वैरं क्रियते मोहात् तच्च ते समुपस्थितम् ॥९॥

બીજાના પ્રાણોને વધ એટલે પરપ્રાણહિંસનરૂપ જે ત્રીજો દોષ છે, તે આજે તમારી આગળ ઉપસ્થિત છે. તે તમે વિરોધ વિનાજ કરવા ધારો છો. (૯)

प्रतिज्ञातस्त्वया वीर दण्डकारण्यवासिनाम् । ऋषीणां रक्षणार्थाय वधः संयति रक्षसाम् ॥१०॥

હે વીર, દંડકારણ્યમાં નિવાસ કરનાર ઋષિયોની રક્ષામાટે તમે રાક્ષસોના વધની પ્રતિજ્ઞા કરી છે પણ યુદ્ધમાં. જો રાક્ષસો તમારી સાથે યુદ્ધ નહિ કરે તો તમે તેમનો વધ કરી શકો નહિ. (૧૦)

एतन्निमित्तं च वनं दण्डका इति विश्रुतम् । प्रस्थितस्त्वं सह भ्रात्रा धृतबाणशरासनः ॥११॥

દંડ કરવાના અર્થ સાથે સુસંગત આ દંડકારણ્યમાં ધનુષ્-બાણ ધારણ કરીને ભાયીની સાથે તમે આવ્યા છો. (૧૧)

**ततस्त्वां प्रस्थितं दृष्ट्वा मम चिन्ताकुलं मनः । त्वद्वृत्तं चिन्तयन्त्या वै भवेन्निःश्रेयसं हितम् ॥**

તમે અયોધ્યાથી ચાલ્યા ત્યારે મારું મન ચિંતાથી વ્યાકુળ બની ગયું હતું. તમારા વૃત્તને=વ્યવહારને, તમે સત્યપ્રતિજ્ઞાવાળા છો, તે જાણીને-તેનો વિચાર કરીને, તમે રાક્ષસોનો વધ અવશ્ય કરશો તે વિચાર કરીને, મારાં પરમ સુખ ને શાંતિ જતાં રહે છે. (૧૨)

**नहि मे रोचते वीर गमनं दण्डकान् प्रति । कारणं तत्र वक्ष्यामि वदन्त्याः श्रूयतां मम ॥१३॥**

દંડકારણ્યમાં જવું મને ગમતું નથી. તેનું કારણ હું કહું છું, આપ સાંભળો. (૧૩)

**त्वं हि बाणधनुष्पाणिर्भ्रात्रा सह वनं गतः । दृष्ट्वा वनचरान् सर्वान् कच्चित् कुर्याः शरव्ययम् ॥**

તમે હાથમાં ધનુષ્-બાણ લયીને, ભાયી લક્ષ્મણ સાથે વનમાં જયીને, વનચરોને જોયીને તેમના ઉપર કદાચિત્ બાણવર્ષા કરશો. (૧૪)

**क्षत्रियाणामिह धनुर्हुताशस्येन्धनानि च । समीपतः स्थितं तेजोबलमुच्छ्रयते भृशम् ॥१५॥**

અને હે મહારાજ, જેમ ઇંધન પાસે પડ્યું હોય તો અગ્નિનું તેજ વધે છે તેમ ક્ષત્રિયોની પાસે ધનુષ્ હોય તો તે ક્ષત્રિયના તેજ અને બળને વધારે છે. (૧૫)

**स्नेहाच्च बहुमानाच्च स्मारये त्वां न शिक्षये । न कथंचन सा कार्या गृहीतधनुषा त्वया ॥१६॥**

હે ભગવન્, હું સ્નેહથી કે ઘણા આદરભાવથી આપને આ વસ્તુનું સ્મરણ કરાવું છું, નહિ કે આપને ઉપદેશ આપું છું. તેથી ધનુષ્વડે આપ નિરપરાધોની હિંસા કરશો નહિ. (૧૬)

**बुद्धिर्वैरं विना हन्तुं राक्षसान् दण्डकाश्रितान् । अपराधं विना हन्तुं लोको वीर न मंस्यते ॥१७॥**

તેથી દંડકારણ્યમાં રહેનારા રાક્ષસોના, વૈર વિના જ વધ કરવાની ઇચ્છા કરવી, હે વીર, આનું કોયી સમર્થન કરશે નહિ. (૧૭)

**क्षत्रियाणां तु वीराणां वनेषु नियतात्मनाम् । धनुषा कार्यमेतावदार्तानामभिरक्षणम् ॥१८॥**

તેથી વિચારશીલ વીર ક્ષત્રિયોનું તો વનમાં આટલું જ કાર્ય હોયી શકે છે કે તે આર્તોની=પીડિતોની રક્ષા કરે. (૧૮)

**क्व च शस्त्रं क्व च वनं क्व च क्षात्रं तपः क्व च । व्याविद्धमिदमस्माभिर्देशधर्मस्तु पूज्यताम् ॥**

ક્યાં શસ્ત્રનું ધારણ? અને ક્યાં વનવાસ? ક્યાં ક્ષાત્રધર્મ? અને ક્યાં તપ? આ તો મને પરસ્પર વિરુદ્ધ જેવું લાગે છે. તેથી આપ આ વનનો જે ત્યાગ-તપ આદિ ધર્મ છે તેનો જ સ્વીકાર કરો. (૧૯)

**कदर्यकलुषा बुद्धिर्जायते शस्त्रसेवनात् । पुनर्गत्वा त्वयोध्यायां क्षत्रधर्मं चरिष्यसि ॥२०॥**

શસ્ત્રધારણ કરવાને લીધે નિર્બલતાથી મલિન બુદ્ધિ થાય છે. તેથી આપ અયોધ્યામાં જયીને ક્ષાત્રધર્મનું પાલન કરશો. (૨૦)

**अक्षया तु भवेत् प्रीतिः श्वश्रूश्वशुरयोर्मम । यदि राज्यं हि संन्यस्य भवेस्त्वं निरतो मुनिः ॥२१॥**

અમારાં સાસુ અને સસરાને એટલે તમારા માતા-પિતાને પણ અત્યંત આનંદ ત્યારે જ થશે જ્યારે રાજ્યનો ત્યાગ કરીને, વનમાં નિવાસ કરીને મુનિવ્રત ધારણ કરીને જ રહો. (૨૧)

**धर्मादर्थः प्रभवति धर्मात् प्रभवते सुखम् । धर्मेण लभते सर्वं धर्मसारमिदं जगत् ॥२२॥**

ધર્મથી ધન પ્રાપ્ત થાય છે. ધર્મથી સુખ થાય છે. ધર્મથી બધું મળે છે. આ જગત્માં ધર્મ જ સાર વસ્તુ છે. (૨૨)

**आत्मानं नियमैस्तैस्तैः कर्षयित्वा प्रयत्नतः । प्राप्यते निपुणैर्धर्मो न सुखाल्लभते सुखम् ॥२३॥**

ધર્મશાસ્ત્રોમાં કહેલા તે તે નિયમોના આધારે પ્રયત્નપૂર્વક મનને વશમાં કરીને ધર્મ પ્રાપ્ત કરાય છે. સુખથી નહિ, દુઃખથી સુખની પ્રાપ્તિ થાય છે (૨૩)

**नित्यं शुचिमतिः सौम्य चर धर्मं तपोवने । सर्वं तु विदितं तुभ्यं त्रैलोक्यामपि तत्त्वतः ॥२४॥**

સીતાજી રામજીને કહે છે કે હે સૌમ્ય, બુદ્ધિને પવિત્ર રાખીને આ તપોવનમાં ધર્મ જ કરો. હું વધારે શું કહું, જગત્માં જે કયીં છે, તમે જાણો જ છો. (૨૪)

**स्त्रीचापलादेतदुपाहृतं मे धर्मं च वक्तुं तव कः समर्थः ।**
**विचार्य बुद्ध्या तु सहानुजेन यद् रोचते तत् कुरु माचिरेण ॥२५॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे नवमः सर्गः ॥९॥

મેં જે તમને કહ્યું છે તે તો સ્ત્રીની ચપલતાના જ કારણે. નહિ તો તમને ધર્મનો ઉપદેશ કોણ આપી શકે છે ? ભાયીની સાથે બુદ્ધિપૂર્વક વિચાર કરીને તમને જે ઉચિત જણાય તે શીઘ્ર કરો.

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અણરયકાંડના નવમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ दशमः सर्गः

**वाक्यमेतत् तु वैदेह्या व्याहृतं भर्तृभक्तया । श्रुत्वा धर्मे स्थितो रामः प्रत्युवाचाथ जानकीम् ॥**

સીતાજીનું આ વચન સાંભળી ધર્માત્મા રામે કહ્યું. (૧)

**हितमुक्तं त्वया देवि स्निग्धया सदृशं वचः । कुलं व्यपदिशन्त्या च धर्मज्ञे जनकात्मजे ॥२॥**

હે દેવિ, તમે તમારા કુળની પ્રતિષ્ઠા વધારતાં સુંદર વચનથી મને જે કયીં કહ્યું છે તે મારા હિતમાટે જ છે. (૨)

**किं नु वक्ष्याम्यहं देवि त्वयैवोक्तमिदं वचः । क्षत्रियैर्धार्यते चापो नार्तशब्दो भवेदिति ॥३॥**

હે દેવિ, હું શું કહું ? મારે જે કહેવાનું કે કરવાનું હતું તે તમે જ કહી દીધું છે કે : ક્ષત્રિયો એટલા માટે ધનુષ ધારણ કરે છે કે કોયી બળવાન્ નિર્બલને પીડા પહોંચાડી શકે નહિ. (૩)

**ते चार्ता दण्डकारण्ये मुनयः संशितव्रताः । मां सीते स्वयमागम्य शरण्यं शरणं गताः ॥४॥**

દંડકારણ્યના તે પવિત્ર મુનિયોયે પોતે આવીને મારું શરણ સ્વીકાર્યું છે. (૪)

**वसन्तः कालकालेषु वने मूलफलाशनाः । न लभन्ते सुखं भीरु राक्षसैः क्रूरकर्मभिः ॥५॥**

તે ઋષિયો અને મુનિયો વનમાં સર્વદા ફળ–મૂળ ઉપર જીવન વિતાવનારા છે. પણ ક્રૂર રાક્ષસોને લીધે તેવો સુખ શાંતિ મેળવી શકતા નથી. (૫)

**ते भक्ष्यमाणा मुनयो दण्डकारण्यवासिनः । अस्मानभ्यवपद्येति मामूचुर्द्विजसत्तमाः ॥६॥**

રાક્ષસોથી પીડાતા દંડકારણ્યના નિવાસી મુનિયોયે મારી પાસે આવીને બધી વાતો કરી છે. (૬)

मया तु वचनं श्रुत्वा तेषामेवं मुखाच्च्युतम् । कृत्वा वचनशुश्रूषां वाक्यमेतदुदाहृतम् ॥७॥
તેમના જ મુખથી તેમની વાતો સાંભળીને, તે વચનનો આદર કરીને મેં તેમને કહ્યું છે કે...(૭)

प्रसीदन्तु भवन्तो मे ह्रीरेषा तु ममातुला । यदीदृशैरहं विप्रैरुपस्थेयैरुपस्थितः ॥८॥
આપ લોક કૃપા કરો. મારા માટે આ ભારે લજ્જાનો વિષય છે કે જે બ્રહ્મણોની પાસે મારે સ્વયં જવું જોયિયે તેવો મારી પાસે આવ્યા છે, (૮)

किं करोमीति च मया व्याहृतं द्विजसंनिधौ । सर्वैरेव समागम्य वागियं समुदाहृता ॥९॥
મેં બ્રાહ્મણોને પૂછ્યું કે મારે શું કરવું જાયિયે? તેવોયે ભેગાં થયીને આ પ્રમાણે કહ્યું છે...(૯)

राक्षसैर्दण्डकारण्ये बहुभिः कामरूपिभिः । अर्दिताः स्म भृशं राम भवान् नस्तत्र रक्षतु ॥१०॥
હે રામ, અનેક રૂપો ધારણ કરનારા ઘણાય રાક્ષસોથી અમે અત્યંત પીડિત છિયે. આપ અમારી રક્ષા કરો. (૧૦)

होमकाले तु सम्प्राप्ते पर्वकालेषु चानघ । धर्षयन्ति सुदुर्धर्षा राक्षसाः पिशिताशनाः ॥११॥
અમારા હોમના સમયે અથવા પર્વના દિવસે તે માંસાહારી બળવાન્ રાક્ષસો અમને પીડિત કરે છે. (૧૧)

राक्षसैर्धर्षितानां च तापसानां तपस्विनाम् । गतिं मृगयमाणानां च भवान् नः परमा गतिः ॥१२
રાક્ષસોથી અમે પીડાયેલા છિયે. અમે તપસ્વિયો કોયી રક્ષકને શોધિયે છિયે. આપ અમારા રક્ષક અમને મળ્યા છો. (૧૨)

कामं तपःप्रभावेण शक्ता हन्तुं निशाचरान् । चिरार्जितं न चेच्छामस्तपः खण्डयितुं वयम् ॥
અમે અમારા તપના પ્રભાવથી પણ રાક્ષસોનો વધ કરી શકિયે છિયે પણ ઘણા દિવસોના ભેગાં થયેલાં તપને અમે ખંડિત કરવા ઇચ્છતા નથી.(૧૩)

बहुविघ्नं तपो नित्यं दुश्चरं चैव राघव । तेन शापं न मुञ्चामो भक्ष्यमाणाश्च राक्षसैः ॥१४॥
અમારાં તપ બહુ કઠિન છે. ઘણાય વિઘ્નો પણ તેમાં આવ્યા છે. તે મારું તપ ખુટી જાય નહિ તેથી અમે નષ્ટ થયિયે છિયે, છતાં તેમને શાપ આપતા નથી. (૧૪)

तदर्द्यमानान् रक्षोभिर्दण्डकारण्यवासिभिः । रक्ष नस्त्वं सह भ्रात्रा त्वन्नाथा हि वयं वने ॥१५॥
તેથી, દંડકારણ્યમાં રહેનારા રાક્ષસોથી અમે પીડાયી રહેલા છિયે. ભાયી સાથે તમે જ અમારા રક્ષક છો. આ વનમાં તમારાથી અતિરિક્ત અમારા કોયી સ્વામી નથી-રક્ષક નથી. (૧૫)

मया चैतद्वचः श्रुत्वा कार्त्स्न्येन परिपालनम् । ऋषीणां दण्डकारण्ये संश्रुतं जनकात्मजे ॥
હે સીતા, દંડકારણ્યમાં ઋષિયોનું આવું વચન સાંભળીને, મેં તેમને વચન આપ્યું છે કે હું તમારી સારી રીતે રક્ષા કરીશ. (૧૬)

संश्रुत्य न च शक्ष्यामि जीवमानः प्रतिश्रवम् । मुनीनामन्यथा कर्तुं सत्यमिष्टं हि मे सदा ॥
આવી રીતે મુનિયો આગળ પ્રતિજ્ઞા કરી ને તેનાથી વિપરીત કાર્ય કરીને હું જીવી શકીશ નહિ. કેમકે સત્ય મને સદા પ્રિય છે. (૧૭)

अप्यहं जीवितं जह्यां त्वां वा सीते सलक्ष्मणाम् । न तु प्रतिज्ञां संश्रुत्य ब्राह्मणेभ्यो विशेषतः ।
હું મારાં પ્રાણનો ત્યાગ ભલે કરી શકું છું પણ મારી પ્રતિજ્ઞાનો ત્યાગ કરી શકતો નથી. તેમાં પણ બ્રાહ્મણોને માટે જે પ્રતિજ્ઞા કરી હોય તેનો ત્યાગ તો ન જ કરી શકું. (૧૮)

तदवश्यं मया कार्यमृषीणां परिपालनम् । अनुक्तेनापि वैदेहि प्रतिज्ञाय कथं पुनः ॥१९॥

તેથી હે સીતે, હાં પાડ્યા વિના પણ મારે ઋષિયોનું રક્ષણ કરવું જોયિયે. પણ પ્રતિજ્ઞા કરીને તો મારે અવશ્ય કરવું જોયિયે. (૧૯)

मम स्नेहाच्च सौहार्दादिदमुक्तं त्वया वचः । परितुष्टोस्म्यहं सीते न ह्यनिष्टोनुशास्यते ॥२०॥

મારા સ્નેહ અને સૌહાર્દને લીધે તમે મને આમ કહ્યું છે, તેથી હું અત્યંત પ્રસન્ન થયો છું. હે સીતા, જે જેને પ્રિય નહિ હોય તે તેને શિખામણ આપતું નથી (૨૦)

सदृशं चानुरूपं च कुलस्य तव शोभने । सधर्मचारिणी मे त्वं प्राणेभ्योपि गरीयसी ॥२१॥

તમારા કુળને છાજે આવું તમે કહ્યું છે. માટે તમે મને પ્રાણોકરતાં પણ વધારે પ્રિય છો. ધર્મ વિષે મારા અને તમારા વિચારો સરખા જ છે. (૨૧)

इत्येवमुक्त्वा वचनं महात्मा सीतां प्रियां मैथिलराजपुत्रीम् ।
रामो धनुष्मान् सह लक्ष्मणेन जगाम रम्याणि तपोवनानि ॥२२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे दशमः सर्गः ॥१०॥

મહાત્મા રામ સીતાને આ પ્રમાણે કહીને ધનુષ-બાણ ધારણ કરીને લક્ષ્મણ સાથે મનોહર તપોવન પ્રત્યે ચાલ્યા. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દશમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकादशः सर्गः

—*—

अग्रतः प्रययौ रामः सीता मध्ये सुशोभना । पृष्ठतस्तु धनुष्पाणिर्लक्ष्मणोऽनुजगाम ह ॥१॥

આગળ આગળ રામજી ચાલ્યા. તેમની પાછળ સીતાજી અને તેમની પાછળ હાથમાં ધનુષ લયીને લક્ષ્મણ ચાલ્યા. (૧)

तौ पश्यमानौ विविधाञ्शैलप्रस्थान् वनानि च । नदीश्च विविधा रम्या जग्मतुः सह सीतया ॥२॥

નાના પ્રકારના પર્વતો, વનો અને નદિયોને જોતાં સીતા સાથે રામ અને લક્ષ્મણ ચાલ્યા.

ते गत्वा दूरमध्वानं लम्बमाने दिवाकरे । ददृशुः सहिता रम्यं तटाकं योजनायुतम् ॥३॥

તેવો થોડી દૂર ગયા અને સૂર્ય અસ્ત થવા લાગ્યો. ત્યારે તેવોયે એક યોજન વિસ્તારવાળો એક તળાવ જોયો. (૩)

पद्मपुष्करसम्बाधं गजयूथैरलङ्कृतम् । सारसैर्हंसकादम्बैः सङ्कुलं जलजातिभिः ॥४॥

તે તળાવમાં અનેક પ્રકારના કમળો હતાં, હાથિયોનું ટોળું હતુ, અને જલના સારસ, હંસ આદિ પક્ષિયોથી તળાવ ભરેલો હતો. (૪)

प्रसन्नसलिले रम्ये तस्मिन् सरसि शुश्रुवे । गीतवादित्रनिर्घोषो न तु कश्चन दृश्यते ॥५॥

સ્વચ્છ જળવાળા તળાવમાં તેવોયે ગીત અને વાજિંત્રના શબ્દો સાંભળ્યા પણ ત્યાં કોયી જોવામાં આવતો ન હતો. (૫)

ततः कौतूहलाद् रामो लक्ष्मणश्च महारथः । मुनिं धर्मभृतं नाम प्रष्टुं समुपचक्रमे ॥६॥

કૌતૂહલથી લક્ષ્મણ સાથે ચાલતા રામ ધર્મભૃત નામના મુનિને પૂછવા લાગ્યા. (૬)

इदमत्यद्भुतं श्रुत्वा सर्वेषां नो महामुने । कौतूहलं महज्जातं किमिदं साधु कथ्यताम् ॥७॥

આ અદ્ભુત ગાયન-વાદનને સાંભળીને હે મુનીશ્વર મને ભારે આશ્ચર્ય થયું છે. આ શું છે તે આપ અમને કહો. (૭)

तेनैवमुक्तो धर्मात्मा राघवेण मुनिस्तदा । प्रभावं सरसः क्षिप्रमाख्यातुमुपचक्रमे ॥८॥

ત્યારે તે મુનિ તે તળાવના પ્રભાવને તરત જ સંભળાવવા લાગ્યા. (૮)

इदं पञ्चाप्सरो नाम तटाकं सार्वकालिकम् । निर्मितं तपसा राम मुनिना माण्डकर्णिना ॥९॥

આ તળાવનું નામ પંચાપ્સર તળાવ છે. આમાં સર્વદા જળ રહે છે. અને માંડકર્ણિ મુનિયે પોતાના તપથી આનું નિર્માણ કર્યું છે. (૯)

आश्चर्यमिति तस्यैतद् वचनं भावितात्मनः । राघवः प्रतिजग्राह सह भ्रात्रा महायशाः ॥१०॥

તે મુનિનું આશ્ચર્ય પમાડનારું તે વચનને ભાયી લક્ષ્મણ સાથે રામે સાંભળી લીધું. (૧૦)

एवं कथयमानः स ददर्शाश्रममण्डलम् । कुशचीरपरिक्षिप्तं ब्राह्म्या लक्ष्म्या समावृतम् ॥११॥

આ પ્રમાણે વાતો કરતાં રામે એક આશ્રમ જોયો જ્યાં કુશ અને ચીર જ્યાં ત્યાં પરેલાં હતાં અને બ્રાહ્મી શોભાથી શોભતો હતો. (૧૧)

तदा तस्मिन् स काकुत्स्थः श्रीमत्याश्रममण्डले । उषित्वा स सुखं तत्र पूज्यमानो महर्षिभिः ॥

રામ તે સુંદર આશ્રમમાં સુખપૂર્વક નિવાસ કરીને અને મહર્ષિયોથી સત્કૃત થયીને... (૧૨)

जगाम चाश्रमांस्तेषां पर्यायेण तपस्विनाम् । येषामुषितवान् पूर्वं सकाशे स महास्त्रवित् ॥१३॥

અને પછી તેવો તે તપસ્વિયોના આશ્રમે ક્રમથી ગયા જે તપસ્વિયોની પાસે પહેલાં ગયા થા. (૧૩)

क्वचित् परिदशान् मासानेकसंवत्सरं क्वचित् । क्वचिच्च चतुरो मासान् पञ्च षट् चापरान् क्वचित् ।

કોયી આશ્રમમાં તેવો દશ માસ સુધી રહ્યા અને કોયીમાં એક વર્ષ સુધી રહ્યાં અને કયાંક ચાર માસ, કયાંક પાચ કે ૬ માસ સુધી રહ્યા. (૧૪)

तत्र संवसतस्तस्य मुनीनामाश्रमेषु वै । रमतश्चानुकूल्येन ययुः संवत्सरा दश ॥१५॥

ત્યાં મુનિયોના આશ્રમોમાં સુખ સાથે નિવાસ કરતા અને આનંદ કરતા તેમના દશ વર્ષો વીતી ગયાં. (૧૫)

परिसृत्य च धर्मज्ञो राघवः सह सीतया । सुतीक्ष्णस्याश्रमपदं पुनरेवाजगाम ह ॥१६॥

ધર્મજ્ઞ રામ ચારે ઓર હરીફરીને પછી ફરી સુતીક્ષ્ણના આશ્રમે આવ્યા (૧૬)

स तमाश्रममागम्य मुनिभिः परिपूजितः । तत्रापि न्यवसद् रामः किंचित् कालमरिन्दमः ॥१७॥

જ્યારે રામ તે આશ્રમમાં ગયા ત્યારે મુનિયોયે તેમનો સત્કાર કર્યો અને રામ ત્યાં પણ કેટલાક સમય સુધી રહ્યા. (૧૭)

अथाश्रमस्थो विनयाद् कदाचित् तं महामुनिम् । उपासीनः स काकुत्स्थः सुतीक्ष्णमिदमब्रवीत् ॥

તે આશ્રમમાં રહેલા રામે વિનય સાથે તે મુનીશ્વરને પૂછ્યું કે મહારાજ, આ જંગળમાં અગસ્ત્ય મુનિ કયાં રહે છે ? (૧૮)

वसतीति मया नित्यं कथाः कथयतां श्रुतम् । न तु जानामि तं देशं वनस्यास्य महत्तया ॥१९॥

નિત્ય કથા કરનારાવો પાસેથી મેં સાંભળ્યું છે કે તેવો અહિં રહે છે પણ આ વન બહુજ મોટું છે તેથી તેના આશ્રમનું જ્ઞાન થતું નથી. (૧૯)

प्रसादार्थं भगवतः सानुजः सह सीतया । अगस्त्यमधिगच्छेयमभिवादयितुं मुनिम् ॥२०॥

તેમની કૃપા અને આશીર્વાદ મેળવવા અને તેમને વંદન કરવા હું સીતા અને લક્ષ્મણ સાથે જવા ઇચ્છું છું. (૨૦)

मनोरथो महानेष हृदि सम्परिवर्तते । यदहं तं मुनिवरं शुश्रूषेयमपि स्वयम् ॥२१॥

મારા હૃદયમાં આ મનોરથ રમ્યા કરે છે કે હું પોતે તેમની કંઈક સેવા કરું. (૨)

इति रामस्य स मुनिः श्रुत्वा धर्मात्मनो वचः । सुतीक्ष्णः प्रत्युवाचेदं प्रीतो दशरथात्मजम् ॥

ધર્માત્મા રામનું આ વચન સાંભળી પ્રસન્ન થયીને સુતીક્ષ્ણ મુનિયે ઉત્તર આપ્યો...(૨૨)

अहमप्येतदेव त्वां वक्तुकामः सलक्ष्मणम् । अगस्त्यमभिगच्छेति सीतया सह राघव ॥२३॥

કે, મારી પણ આ જ તમને કહેવાની ઇચ્છા હતી કે તમે સીતા અને લક્ષ્મણ સાથે અગસ્ત્યની પાસે જાવો. (૨૩)

दिष्ट्या त्विदानीमर्थेऽस्मिन् स्वयमेव ब्रवीषि माम् । अयमाख्यामि ते राम यत्रागस्त्यो महामुनिः ।

પણ સારું થયું કે તમે પોતે જ ત્યાં જવાની ઇચ્છા રાખો છો. હું તમને બતાવું છું જ્યાં અગસ્ત્ય રહે છે. (૨૪)

योजनान्याश्रमात् तात याहि चत्वारि वै ततः । दक्षिणेन महाञ्छ्रीमानगस्त्यभ्रातुराश्रमः ॥२५॥

હે રામ, આ આશ્રમથી તમે ચાર યોજન આગળ જશો તો દક્ષિણદિશામાં અગસ્ત્યના ભાયીનો સુંદર આશ્રમ આવશે. (૨૫)

स्थलीप्रायवनोद्देशे पिप्पलीवनशोभिते । बहुपुष्पफले रम्ये नानाविहगनादिते ॥२६॥

તે આશ્રમનો પ્રદેશ ઘણા ભાગે ઉંચો નીચો છે. પિપ્પલીના વનથી શોભિત છે. ઘણાય પુષ્પો અને ફળોને લીધે તે રમણીય છે. અનેક પક્ષિયો ત્યાં ચૂંચાં કર્યાં જ કરે છે. (૨૬)

पद्मिन्यो विविधास्तत्र प्रसन्नसलिलाशयाः । हंसकारण्डवाकीर्णाश्चक्रवाकोपशोभिताः ॥२७॥

જાતજાતની કમલિનિયો ત્યાં છે. જળાશયો સુંદર અને સ્વચ્છ છે. હંસ, કારંડવ, ચક્રવાક આદિથી સુશોભિત છે. (૨૭)

तत्रैकां रजनीं व्युष्य प्रभाते राम गम्यताम् । दक्षिणां दिशमास्थाय वनखण्डस्य पार्श्वतः ॥२८॥

હે રામ, ત્યાં તમે રાત્રિ-નિવાસ કરીને પ્રાતઃકાળે ત્યાંથી તે વનભાગની પાસેથી દક્ષિણ દિશામાં આગળ જશો. (૨૮)

रंस्यते तत्र वैदेही लक्ष्मणश्च त्वया सह । अद्यैव गमने बुद्धिं रोचयस्व महामते ॥२९॥

તે વનનો ભાગ ઘણા વૃક્ષોને લીધે અત્યંત સુંદર છે. ત્યાં તમારી સાથે સીતા અને લક્ષ્મણ પણ આનંદ કરશે. (૨૯)

इति रामो मुनेः श्रुत्वा सह भ्रात्राभिवाद्य च । प्रतस्थेगस्त्यमुद्दिश्य सानुगः सह सीतया ॥३०॥

તે મુનિનું આ વચન સાંભળી રામ સીતા અને લક્ષ્મણ સાથે અગસ્ત્યના આશ્રમે જવા નીકળા.

पश्यन् वनानि चित्राणि पर्वतांश्चाभ्रसन्निभान् । सरांसि सरितश्चैव पथि मार्गवशानुगान् ॥३१॥
આશ્ચર્ય પમાડનાર જંગળો, ઉંચાઉંચા પર્વતો, તાળાવો, નદિયો, જે કયીં માર્ગમાં આવતાં હતાં બધાંને જોતાં જોતાં....(૩૧)

सुतीक्ष्णेनोपदिष्टेन गत्वा तेन पथा सुखम् । इदं परमसंहृष्टो वाक्यं लक्ष्मणमब्रवीत् ॥३२॥
સુતીક્ષ્ણે બતાવેલા માર્ગથી જયીને રામે પરમ પ્રસન્ન થયીને લક્ષ્મણને કહ્યું....(૩૨)

एतदेवाश्रमपदं नूनं तस्य महात्मनः । अगस्त्यस्य मुनेर्भ्रातुर्दृश्यते पुण्यकर्मणः ॥३३॥
અગસ્ત્યના તે મહાત્મા અને ધર્માત્મા ભાયીનો આ આશ્રમ જોવામાં આવે છે. (૩૩)

यथा हीमे वनस्यास्य ज्ञाताः पथि सहस्रशः । संनताः फलभारेण पुष्पभारेण च द्रुमाः ॥३४॥
અહિં માર્ગમાં સહસ્રો વૃક્ષો ફળ અને ફૂલના ભારથી નમી રહ્યાં છે. (૩૪)

पिप्पलीनां च पक्वानां वनादस्मादुपागतः । गन्धोयं पवनोत्क्षिप्तः सहसा कटुकोदयः ॥३५॥
આ જંગલમાંથી નીકલી પિપ્પલીના કટુ ગંધ પવનને લીધે જણાય છે. (૩૫)

तत्र तत्र च दृश्यन्ते संक्षिप्ताः काष्ठसंचयाः । लूनाश्च परिदृश्यन्ते दर्भा वैडूर्यवर्चसः ॥३६॥
જયાં ત્યાં લાકડાંનો ઢગલાં પડયાં છે. લીલા લીલા ડાભો કપાયેલા જોવામાં આવે છે. (૩૬)

एतच्च वनमध्यस्थं कृष्णाभ्रशिखरोपमम् । पावकस्याश्रमस्थस्य धूमाग्रं सम्प्रदृश्यते ॥३७॥
અને જુવો, આ વનની વચમાં સળગતી આગના ધુમાડાનો આગળો ભાગ કાળા આકાશનાં શિખર જેવો જોવામાં આવી રહ્યો છે. (૩૭)

विविक्तेषु च तीर्थेषु कृतस्नाना द्विजातयः । पुष्पोपहारं कुर्वन्ति कुसुमैः स्वयमर्जितैः ॥३८॥
જુવો, બ્રાહ્મણો આ એકાંત તીર્થોમાં સ્નાન કરીને, પોતે તોડેલા પુષ્પોથી ઉપહાર-ભેટ કરી રહ્યા છે. (૩૮)

ततः सुतीक्ष्णवचनं यथा सौम्य मया श्रुतम् । अगस्त्यस्याश्रमो भ्रातुर्नूनमेष भविष्यति ॥३९॥
તેથી હે સૌમ્ય લક્ષ્મણ, સુતીક્ષ્ણના કહેવા પ્રમાણે અવશ્ય જ આ અગસ્ત્યના ભાયીનો આશ્રમ છે. (૩૯)

एवं कथयमानस्य तस्य सौमित्रिणा सह । रामस्यास्तं गतः सूर्यः संध्याकालोभ्यवर्तत ॥४०॥
ભાયી લક્ષ્મણ સાથે આ રીતે રામ વાતો કરતા હતા એટલામાં સૂર્ય અસ્ત થયી ગયો અને સંધ્યાકાળ આવી પહોંચ્યો. (૪૦)

उपास्य पश्चिमां सन्ध्यां सह भ्रात्रा यथाविधि । प्रविवेशाश्रमपदं तमृषिं चाभ्यवादयत् ॥४१॥
લક્ષ્મણ સાથે સાયંકાળની સંધ્યા સમાપ્ત કરીને રામે આશ્રમમાં પ્રવિષ્ટ થયીને તે મુનિને પ્રણામ કર્યા. (૪૧)

सम्यक्प्रतिगृहीतस्तु मुनिना तेन राघवः । न्यवसत् तां निशामेकां प्राश्य मूलफलानि च ॥४२
તે મુનિયે રામનો સારી રીતે સત્કાર કર્યો. રામે ફળ-મૂળનું ભોજન કરીને તે રાત્રિ ત્યાં જ વિતાવી. (૪૨)

तस्यां रात्र्यां व्यतीतायामुदिते रविमण्डले । भ्रातरं तमगस्त्यस्य आमन्त्रयत राघवः ॥४३॥
તે રાત વ્યતીત થયી ગયી. સૂર્યોદય થયો ત્યારે રામે અગસ્ત્યજીના ભાયીને કહ્યું. (૪૩)

गम्यतामिति तेनोक्तो जगाम रघुनन्दनः । यथोद्दिष्टेन मार्गेण वनं तच्चावलोकयन् ॥४४॥

તેમણે હા પાડી, ત્યારે રામ વનનું અવલોકન કરતા, બતાવેલા માર્ગે ચાલ્યા. (૪૪)

नीवारान् पनसान् सालान् वञ्जुलांस्तिनिशांस्तथा । चिरिबिल्वान् मधूकांश्च बिल्वानथ च तिन्दुकान्

पुष्पितान् पुष्पिताग्राभिर्लताभिरुपशोभितान् । ददर्श रामः शतशस्तत्र कान्तारपादपान् ॥४६॥

નીવાર, પનસ, સાલ, ચિરબિલ્વ, મધૂક, આ બધાં વન વૃક્ષોને અને પુષ્પિત લતાવોને રામે જોયાં. (૪૬)

हस्तिहस्तैर्विमृदितान् वानरैरुपशोभितान् । मत्तैः शकुनिसङ्घैश्च शतशः प्रतिनादितान् ॥४७॥

હાથીના સૂંઢોથી તોડાયેલા, વાનરોથી શોભિત, અને સેંકડો પક્ષિયોના સમૂહથી કલકલવાળા વૃક્ષોને રામે જોયાં. (૪૭)

ततोऽब्रवीत् समीपस्थं रामो राजीवलोचनः । पृष्ठतोऽनुगतं वीरं लक्ष्मणं लक्ष्मिवर्धनम् ॥४८॥

ત્યારે રાજીવલોચન રામે પાછળ પાછળ આવતા પરમ સુંદર લક્ષ્મણને કહ્યું. (૪૮)

स्निग्धपत्रा यथा वृक्षा यथा क्षान्ता मृगद्विजाः । आश्रमो नातिदूरस्थो महर्षेर्भावितात्मनः ॥४९॥

વૃક્ષોનાં પાંદડાં રૂખાં નથી અને મૃગો તથા પક્ષિયો ક્ષમાશીલ છે તેથી જણાય છે કે આત્મજ્ઞાની ઋષિનો આશ્રમ દૂર નથી. (૪૯)

अगस्त्य इति विख्यातो लोके स्वेनैव कर्मणा । आश्रमो दृश्यते तस्य परिश्रान्तश्रमापहः ॥५०॥

પોતાના સત્કર્મોથી અગસ્ત્યજી સંસારમાં પ્રખ્યાત છે, તેમનો જ આ આશ્રમ જોવામાં આવે છે. અહીં થાકેલાવોનો શ્રમ દૂર થયી જાય છે. (૫૦)

प्राज्यधूमाकुलवनश्चीरमालापरिष्कृतः । प्रशान्तमृगयूथश्च नानाशकुनिनादितः ॥५१॥

અગ્નિહોત્રના ધુમાડાથી આખું વન ભરેલું છે. ચીર અને માળાથી આશ્રમ ભવ્ય લાગે છે. અહિં મૃગોના ટોળાં શાન્ત છે. અને અનેક પ્રકારના પક્ષિયો શબ્દો કરી રહ્યા છે. (૫૧)

एष लोकार्चितः साधुर्हिते नित्यं रतः सताम् । अस्मानधिगतानेष श्रेयसा योजयिष्यति ॥५२॥

આખા જગત્‌થી આ મુનિ પુજાયેલા છે. આ સત્પુરુષોના કલ્યાણમાં જ નિરત રહે છે. અમે ત્યાં જયિશું તો તેવો અમારું પણ કલ્યાણ કરશે. (૫૨)

आराधयिष्याम्यत्राहमगस्त्यं तं महामुनिम् । शेषं च वनवासस्य सौम्य वत्स्याम्यहं प्रभो ॥

હે વત્સ વનવાસનો શેષ રહેલો ભાગ હું અહિં વ્યતીત કરિશ અને આ અગસ્ત્ય મુનિની સેવા કરિશ. (૫૩)

अत्र देवाः सगन्धर्वाः सिद्धाश्च परमर्षयः । अगस्त्यं नियताहाराः सततं पर्युपासते ॥५४॥

અહિં દેવો, ગંધર્વો, સિદ્ધો, મહર્ષિયો, આહાર વિહારમાં સંયમી થયીને સતત નિવાસ કરે છે. (૫૪)

नात्र जीवेन्मृषावादी क्रूरो वा यदि वा शठः । नृशंसः पापवृत्तो वा मुनिरेष तथाविधः ॥

આ મુનિ એવા છે કે એમની પાસે અસત્યવાદી, ક્રૂર, શઠ, ઘાતકી, પાપી રહી શકતા જ નથી. (૫૫)

आगताः स्माश्रमपदं सौमित्रे प्रविशाग्रतः । निवेदयेह मां प्राप्तमृषये सह सीतया ॥५६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे एकादशः सर्गः ॥११॥

લક્ષ્મણ તમે આગળ જાવો અને ઋષિને સીતા સાથે મારા આવવાની સૂચના આપો. (૫૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકાદશસર્ગમાં

પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्वादशः सर्गः

—*—

तस्य तद्वचनं श्रुत्वा स प्रविश्याश्रमपदम् । अगस्त्यशिष्यमासाद्य वाक्यमेतदुवाच ह ॥१॥

શ્રીલક્ષ્મણ આશ્રમમાં પહોંચીને અગસ્ત્યના શિષ્યને મળીને કહ્યું કે...(૧)

राजा दशरथो नाम ज्येष्ठस्तस्य सुतो बली । रामः प्राप्तो मुनिं द्रष्टुं भार्यया सह सीतया ॥२॥

રાજા દશરથના પુત્ર રામ એમની ભાર્યા સીતા સાથે મુનિરાજના દર્શન કરવા આવ્યા છે. (૨)

लक्ष्मणो नाम तस्याहं भ्राता त्ववरजो हितः । अनुकूलश्च भक्तश्च यदि ते श्रोत्रमागतः ॥३॥

હું તેમનો નાનો ભાયી છું. લક્ષ્મણ મારું નામ છે. હું તેમનો અનુકૂળ છું અને તેમનો ભકત છું. કદાચ તમે સાંભળ્યું હશે, (૩)

ते वयं वनमत्युग्रं प्रविष्टाः पितृशासनात् । द्रष्टुमिच्छामहे सर्वे भगवन्तं निवेद्यताम् ॥४॥

અમે પિતાની આજ્ઞાથી દુર્ગમ વનમાં આવ્યા છિયે. ભગવાન્ અગસ્ત્યના દર્શને આવ્યા છિયે, આ વાત તમે મુનિમહારાજને કહો. (૪)

तस्य तद् वचनं श्रुत्वा लक्ष्मणस्य तपोधनः । तथेत्युक्त्वाग्निशरणं प्रविवेश निवेदितुम् ॥५॥

લક્ષ્મણનું તે વચન સાંભળી તે તપસ્વી "સારું" આમ કહીને મુનિને સૂચના આપવા યજ્ઞશાળામાં ગયા- (૫)

स प्रविश्य मुनिश्रेष्ठं तपसा दुष्प्रधर्षणम् । कृताञ्जलिरुवाचेदं रामागमनमञ्जसा ॥६॥

તેણે આશ્રમમાં પ્રવેશ કરીને મહાન્ તેજસ્વી મુનિને હાથ જોડીને રામના આવવાની વાત કરી. (૬)

प्रविष्टावाश्रमपदं सीतया सह भार्यया । द्रष्टुं भवन्तमायातौ शुश्रूषार्थमरिन्दमौ ॥७॥

રામ પોતાની ભાર્યા સાથે તેમજ ભાયી લક્ષ્મણ સાથે આપના દર્શનમાટે તેમજ સેવા કરવા માટે અહિં આવ્યા છે. (૭)

ततः शिष्यादुपश्रुत्य प्राप्तं रामं सलक्ष्मणम् । वैदहीं च महाभागामिदं वचनमब्रवीत् ॥८॥

શિષ્ય પાસેથી રામ, સીતા અને લક્ષ્મણને ત્યાં આવેલાં સાંભળીને ઋષિયે કહ્યું. (૮)

दिष्ट्या रामश्चिरस्याद्य द्रष्टुं मां समुपागतः । मनसा काङ्क्षितं ह्यस्य मयाप्यागमनं प्रति ॥९॥

સારું ઘણાં સમય પછી રામ મને જોવા આવ્યા છે. મારી પણ ઇચ્છા હતી કે. તેવો અહીં આવે. (૯)

गम्यतां सत्कृतो रामः सभार्यः सहलक्ष्मणः । प्रवेश्यतां समीपं मे किमसौ न प्रवेशितः ॥१०॥

જાવો. સત્કાર સાથે ત્રણેયને મારી પાસે લયી આવો. મને પૂછ્યા વિના જ કેમ લાવ્યા નહિ? (૧૦)

**तदा निष्क्रम्य सम्भ्रान्तः शिष्यो लक्ष्मणमब्रवीत्। क्वासौ रामो मुनिं द्रष्टुमेतु प्रविशतु स्वयम् ॥**

ત્યારે તે શિષ્યે ઉતાવળથી બહાર નીકળીને લક્ષ્મણને કહ્યું : રામ ક્યાં છે ? મુનિના દર્શન માટે આશ્રમમાં ચાલો. (૧૧)

**प्रविवेश ततो रामः सीतया सह लक्ष्मणः । प्रशान्तहरिणाकीर्णमाश्रमं ह्यवलोकयन् ॥१२॥**

ત્યાર પછી સીતા સાથે રામ અને લક્ષ્મણ અત્યંત શાંત મૃગોથી ભરાયેલાં આશ્રમને જોતાં જોતાં આશ્રમમાં પેઠાં (૧૨)

**ततः शिष्यैः परिवृतो मुनिरप्यभिनिष्पतत् । तं ददर्शाग्रतो रामो मुनीनां दीप्ततेजसाम् ॥१३॥**

ત્યાર પછી શિષ્યોથી ઘેરાયેલા અગત્સ્ય મુનિ પણ બહાર આવ્યા. અને ત્યારે પરમ તેજસ્વી મુનિના રામે દર્શન કર્યાં. (૧૩)

**जग्राहापततस्तस्य पादौ च रघुनन्दनः । अभिवाद्य तु धर्मात्मा तस्थौ रामः कृताञ्जलिः ॥१४॥**

રામે આવતા ઋષિનાં ચરણે પડ્યાં. અને હાથ જોડી ત્યાં બેઠા. (૧૪)

**प्रतिगृह्य च काकुत्स्थमर्चयित्वासनोदकैः । कुशलप्रश्नमुक्त्वा च आस्यतामिति सोऽब्रवीत् ॥१५॥**

તે મુનિયે રામનો આસન અને જળથી સત્કાર કરીને કુશળ સમાચાર પૂછીને બેસવા કહ્યું (૧૫)

**प्रथमं चोपविश्याथ धर्मज्ञो मुनिपुङ्गवः । उवाच राममासीनं प्राञ्जलिं धर्मकोविदम् ॥१६॥**

મુનિયે પહેલાં બેસીને રામને બેસાડીને કહ્યું (૧૬)

**राजा सर्वस्य लोकस्य धर्मचारी महारथः । पूजनीयश्च मान्यश्च भवान् प्राप्तः प्रियातिथिः॥१७॥**

રાજા જો ધર્માચરણવાળો હોય તો તે સૌનો પૂજ્ય અને માન્ય હોય છે. તેવા આપ પ્રિય અતિથિ મારા આશ્રમે આવ્યા છો. આમ કહીને ફળ, મૂળ, પુષ્પ, અને બીજી વસ્તુવોથી રામનો સત્કાર કરીને અગત્સ્યે રામજીને કહ્યું (૧૭)

**इदं दिव्यं महच्चापं हेमवज्रविभूषितम् । वैष्णवं पुरुषव्याघ्र निर्मितं विश्वकर्मणा ॥१८॥**

આ દિવ્ય મોટું ધનુષ્ સોના અને હીરાથી વિભૂષિત છે. વિશ્વકર્માયે બનાવેલ છે. (૧૮)

**अमोघः सूर्यसङ्काशो ब्रह्मदत्तः शरोत्तमः । दत्तौ मम महेन्द्रेण तूणी चाक्षय्यसायकौ ॥१९॥**

અને કદી નિષ્ફલ નહિ જાય એવો સૂર્ય જેવો પ્રકાશવાળો, બ્રહ્માયે આપેલ, ઉત્તમ બાણ છે. મને મહેન્દ્રે આ ધનુષ્યબાણ આપ્યાં છે. (૧૯)

**अनेन धनुषा राम हत्वा सङ्ख्ये महासुरान् । आजहार श्रियं दीप्तां पुरा विष्णुर्दिवौकसाम् ॥२०**

હે રામ, આ ધનુષથી યુદ્ધમાં અસુરોને મારીને પહેલાં વિષ્ણુયે ભારે કીર્તિ મેળવી હતી. (૨૦)

**तद्धनुस्तौ च तूणी च शरं खड्गं च मानद । जयाय प्रतिगृह्णीष्व वज्रं वज्रधरो यथा ॥२१॥**

હે રામ, તે ધનુષ આ તે બાણો, ભાથું અને ખડ્ગને, તમે ગ્રહણ કરો. અને ઇંદ્રની પેઠે વિજય મેળવો (૨૧)

**एवमुक्त्वा महातेजाः समस्तं तद्वरायुधम् । दत्त्वा रामाय भगवानगस्त्यः पुनरब्रवीत् ॥२२॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे द्वादशः सर्गः ॥१२॥

આમ કહીને તે ધનુષ અને બાણ રામને આપીને અગત્સ્યજી ફરી બોલ્યા, (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વાદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रयोदशः सर्गः

राम प्रीतोऽस्मि भद्रं ते परितुष्टोऽस्मि लक्ष्मण । अभिवादयितुं यन्मां प्राप्तौ स्थः सह सीतया ॥१॥

અગસ્ત્યજી બોલ્યા : હે રામ તમારા ઉપર હું પ્રસન્ન છું કે તમે સીતા સાથે મને વંદન કરવા અહિં આવ્યા. (૧)

अध्वश्रमेण वा खेदो बाधते प्रचुरश्रमः । व्यक्तमुत्कण्ठते वापि मैथिली जनकात्मजा ॥२॥

માર્ગમાં ચાલવાથી અત્યંત શ્રમ થયો હશે. થાક લાગ્યો હશે. શ્રીસીતાજી તો સ્પષ્ટ જ વિશ્રાંતિ ઇચ્છે છે. (૨)

एषा च सुकुमारी च खेदैश्च न विमानिता । प्राज्यदोषं वनं प्राप्ता भर्तृस्नेहप्रचोदिता ॥३॥

સીતા તો સુકુમારી છે. છતાં પતિ-સ્નેહને લીધે અનેક દુઃખવાળાં વનમાં આવ્યાં છે અને થાકથી ખેદ અનુભવતાં નથી. (૩)

यथैषा रमते राम इह सीता तथा कुरु । दुष्करं कृतवत्येषा वने त्वामभिगच्छती ॥४॥

હે રામ. સીતાયે તો તમારી સાથે વનમાં આવીને ભારે કર્યું છે. એમને જે રીતે સારું લાગે તેમ તમે કરો. (૪)

एषा हि प्रकृतिः स्त्रीणामासृष्टे रघुनन्दन । समस्थमनुरज्यन्ते विषमस्थं त्यजन्ति च ॥५॥

હે રઘુનન્દન, આરંભથી જ સ્ત્રિયોનો સ્વભાવ જ આમ હોય છે કે જ્યાં સુધી સુખ સાહેબી રહે છે ત્યાં સુધી પતિને પ્રેમ કરે છે અને વિપત્તિકાળમાં ત્યજી દેદે. (૫)

शतह्रदानां लोलत्वं शस्त्राणां तीक्ष्णतां तथा । गरुडानिलयोः शैघ्र्यमनुगच्छन्ति योषितः ॥६॥

વીજળીની ચપલતાની જેમ, શસ્ત્રોની તીક્ષ્ણતાની જેમ, તેમ જ ગરુડ અને વાયુની શીઘ્રતાની જેમ સ્ત્રિયોમાં ચંચળતા, તીક્ષ્ણતા અને ઉતાવળપણું હોય છે. (૬)

इयं तु भवतो भार्या दोषैरेतैर्विवर्जिता । श्लाघ्या च व्यपदेश्या च यथा देवीष्वरुन्धती ॥७॥

આપની આ પત્ની સીતા આ સંઘની દેવીની જેમ આ બધા દુર્ગુણોથી શૂન્ય છે. અને જેમ પ્રશંસનીય તથા પતિવ્રતા સ્ત્રિયોમાં અગ્રગણ્ય છે. (૭)

अलङ्कृतोऽयं देशश्च यत्र सौमित्रिणा सह । वैदेह्या चानया राम वत्स्यसि त्वमरिन्दम ॥८॥

અને હે રામ, આ પ્રદેશમાં તમે સીતા અને લક્ષ્મણ સાથે નિવાસ કરશો તો આની શોભામાં વૃદ્ધિ થશે. (૮)

एवमुक्तस्तु मुनिना राघवः संयताञ्जलिः । उवाच प्रश्रितं वाक्यमृषिं दीप्तमिवानलम् ॥९॥

મુનિનું આ વચન સાંભળી પ્રકાશિત અગ્નિ જેવા તે ઋષિને નમે કહ્યું. (૯)

धन्योस्म्यनुगृहीतोस्मि यस्य मे मुनिपुङ्गवः । गुणैः सभ्रातृभार्यस्य गुरुर्नः परितुष्यति ॥१०॥

હે મુનિશ્રેષ્ઠ, હું ધન્ય છું. આપની મારા ઉપર મોટી કૃપા છે જો મારા ભાયીથી અને પત્નીથી તથા મારા વિનય આદિ ગુણોથી પ્રસન્ન થયા છો. (૧૦)

किं तु व्यादिश मे देशं सोदकं बहुकाननम् । यत्राश्रमपदं कृत्वा वसेयं निरतः सुखम् ॥११॥

પણ આપ મને તે પ્રદેશ બતાવો જ્યાં પાણી હોય અને ઘોર જંગલ હોય, તો ત્યાં જ હું આશ્રમ બનાવીને શાંતિ અને સુખથી નિવાસ કરી શકું. (૧૧)

ततोऽब्रवीन्मुनिश्रेष्ठः श्रुत्वा रामस्य भाषितम् । ध्यात्वा मुहूर्तं धर्मात्मा वचः शुभमुवाच ह ॥१२॥
શ્રીરામનું વચન સાંભળી થોડીવાર સુધી વિચાર કરીને તે ધર્માત્મા મુનિ નિશ્ચિત વચન બોલ્યા. (૧૨)

इतो द्वियोजने तात बहुमूलफलोदकः । देशो बहुमृगः श्रीमान् पञ्चवटयभिविश्रुतः ॥१३॥
હે તાત, અહિંથી બે યોજન દૂર આવો દેશ છે, જ્યાં પુષ્કળ મૂલ અને ફળ છે. ઘણાય પશુવો છે અને તે પ્રદેશનું નામ પંચવટી છે. (૧૩)

तत्र गत्वाश्रमपदं कृत्वा सौमित्रिणा सह । रमस्व त्वं पितुर्वाक्यं यथोक्तमनुपालयन् ॥१४॥
ત્યાં જયીને આશ્રમ બાંધીને પિતાની આજ્ઞાનું પાલન કરતા લક્ષ્મણ સાથે આનંદ કરો. (૧૪)

विदितो ह्येष वृत्तान्तो मम सर्वस्तवानघ । तपसश्च प्रभावेण स्नेहाद् दशरथस्य च ॥१५॥
હે નિર્દોષ રામ, તપસ્યાના પ્રભાવથી, અને દશરથના સ્નેહથી તમારા માટે જે બન્યું છે તે બધું હું જાણું છું (૧૫)

हृदयस्थं च ते च्छन्दो विज्ञातं तपसा मया । अतश्च त्वामहं ब्रूमि गच्छ पञ्चवटीमिति ॥१६॥
મારા તપોબળથી હું તમારા હૃદયનો ભાવ પણ સમજી ગયો છું તેથી હું તમને કહું છું કે તમે પંચવટીમાં જાવ. (૧૬)

स देशः श्लाघनीयश्च नातिदूरे च राघव । गोदावर्याः समीपे च मैथिली तत्र रंस्यते ॥१७॥
તે દેશ અત્યંત સુંદર છે અને ઘણું દૂર નથી જ. ત્યાં ગોદાવરીનદીની પાસે શ્રીસીતાને સારું લાગશે. (૧૭)

प्राज्यमूलफलैश्चैव नानाद्विजगणैर्युतः । विविक्तश्च महाबाहो पुण्यो रम्यस्तथैव च ॥१८॥
તે પ્રદેશમાં ફળ, મૂળ પણ ઘણાં છે. અનેક પ્રકારના પક્ષિયો ત્યાં રહે છે. તે પ્રદેશ એકાંત, પવિત્ર અને રમણીય છે. (૧૮)

भवानपि सदाचारः शक्तश्च परिरक्षणे । अपि चात्र वसन् राम तापसान् पालयिष्यसि ॥१९॥
તમે પણ આચાર-વિચાર-પૂર્ણ છો. ત્યાં રહેતા તમે તાપસોનું રક્ષણ, કરશો. (૧૯)

एतदालक्ष्यते वीर मधूकानां महावनम् । उत्तरेणास्य गन्तव्यं न्यग्रोधमपि गच्छता ॥२०॥
હે વીર, જુવો, આ મહુડાનું મોટું વન જોવામાં આવે છે. ત્યાંથી ઉત્તર દિશામાં જશો, જુવો, આ વટવૃક્ષ દેખાય છે. તેની પાસેથી જશો. (૨૦)

ततः स्थलमुपारुह्य पर्वतस्याविदूरतः । ख्यातः पञ्चवटीत्येव नित्यपुष्पितकाननः ॥२१॥
ત્યાં એક ટેકરો આવશે, તેનાં ઉપર ચડીને પર્વતની પાસે જ પંચવટી નામથી પ્રખ્યાત પ્રદેશ છે, જ્યાં જંગળ સદા ફૂલવાલો હોય છે. (૨૧)

अगस्त्येनैवमुक्तस्तु रामः सौमित्रिणा सह । सत्कृत्यामन्त्रयामास तमृषिं सत्यवादिनम् ॥२२॥
અગસ્ત્યનું આ વચન સાંભળી રામ, સીતા અને લક્ષ્મણ સાથે તે મુનિને પ્રણામ કરીને પંચવટી પ્રત્યે ચાલ્યા. (૨૨)

**गृहीतचापौ तु नराधिपात्मजौ विषक्ततूणी समरेष्वकातरौ ।**
**यथोपदिष्टेन पथा महर्षिणा प्रजग्मतुः पञ्चवटीं समाहितौ ॥२३॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे त्रयोदशः सर्गः ॥१३॥

ધનુષ્–બાણ ધારણ કરેલા,ભાથા પણ ખભ્ભે ભરાવેલા, સમરમાં ઉત્સાહવાળા આવા બન્ને ભાયિયો સાવધ થયીને મહર્ષિયે જે માર્ગ બતાવ્યો હતો તે જ માર્ગે પંચવટી માટે ચાલ્યા. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રયોદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चतुर्दशः सर्गः

—*—

**अथ पञ्चवटीं गच्छन्नन्तरा रघुनन्दनः । आससाद महाकायं गृध्रं भीमपराक्रमम् ॥१॥**

પંચવટીની ઓર જતા રામે ભારે પરાક્રમવાળા અને મહાકાય ગૃધ્રને જોયો. (૧)

**तं दृष्ट्वा तौ महाभागौ वनस्थं रामलक्ष्मणौ । मेनाते राक्षसं पक्षिं ब्रुवाणौ को भवानिति ॥२॥**

રામે અને લક્ષ્મણે વનમાં રહેલાં તેને જોયીને આ રાક્ષસ છે એમ સમજીને તેને પૂછ્યું તું કોણ છે ? (૨)

**ततो मधुरया वाचा सौम्यया प्रीणयन्निव । उवाच वत्स मां विद्धि वयस्यं पितुरात्मनः ॥३॥**

ત્યારે શાંત અને મધુર વચનથી રામને પ્રસન્ન કરતાં તેણે કહ્યું હે વત્સ હું તમારા પિતાનો મિત્ર છું. (૩)

**स तं पितृसखं मत्वा पूजयामास राघवः । स तस्य कुलमव्यग्रमथ पप्रच्छ नाम च ॥४॥**

રામે પિતાના મિત્ર ગૃધ્રનો સત્કાર કર્યો અને તેમનાં કુળ અને નામ પૂછ્યાં. (૪)

**रामस्य वचनं श्रुत्वा कुलमात्मानमेव च । आचचक्षे द्विजस्तस्मै सर्वभूतसमुद्भवम् ॥५॥**

રામનું વચન સાંભળી તેને પોતાનો વંશનો અને પોતાનો પરિચય આપ્યો. (૫)

**द्वौ पुत्रौ विनतायास्तु गरुडोऽरुण एव च । तस्माज्जातोऽहमरुणात् सम्पातिश्च ममाग्रजः ॥६॥**

વિનતાના બે પુત્રો હતા : ગરુડ અને અરુણ. તેનાથી એટલે ગરુડથી હું અને અરુણથી મારા મોટા ભાયી સંપાતિ ઉત્પન્ન થયા. (૬)

**जटायुरिति मां विद्धि श्येनीपुत्रमरिन्दम । सोऽहं वाससहायस्ते भविष्यामि यदीच्छसि ॥७॥**

મારું નામ જટાયુ છે. મારી માતાનું નામ વિનતા છે. જો તમારી ઇચ્છા હોય તો હું તમારા અહિં નિવાસમાં સહાયક થયિશ. (૭)

**इदं दुर्गं हि कान्तारं मृगराक्षससेवितम् । सीतां च तात रक्षिष्ये त्वयि याते सलक्ष्मणे ॥८॥**

इत्यार्षे श्रीमद्रामायणे बाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे चतुर्दशः सर्गः ॥१४॥

આ વન બહુ ભયંકર છે. પશુવો અને રાક્ષસો અહિં રહે છે. તમે અને લક્ષ્મણ ક્યાંય જશો તો હુ સીતાનું રક્ષણ કરિશ. (૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચતુર્દશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चदशः सर्गः

ततः पञ्चवटीं गत्वा नानाव्यालमृगायुताम् । उवाच लक्ष्मणं रामो भ्रातरं दीप्ततेजसम् ॥१॥
અનેક જંગળી પશુવો અને મૃગોથી ભરેલ પંચવટીમાં પહોંચીને રામે તેજસ્વી ભાયી લક્ષ્મણને કહ્યું (૧)

आगताः स्म यथोद्दिष्टं यं देशं मुनिरब्रवीत् । अयं पञ्चवटीदेशः सौम्य पुष्पितकाननः ॥२॥
લક્ષ્મણ, અમે તે પ્રદેશમાં આવી પહોંચ્યા છિયે, અગસ્ત્ય મુનિયે જેનું વર્ણન કર્યું હતું. આ પંચવટી છે. અહિં આખું વન પુષ્પિત છે. (૨)

सर्वतश्चार्यतां दृष्टिः कानने निपुणो ह्यसि । आश्रमः कतरस्मिन् नो देशे भवति सम्मतः ॥३॥
ચારે કોર દૃષ્ટિ નાંખો. તમે જંગળના જાણકાર છો, અહિં કયા સ્થાને આશ્રમ બનાવિયે. (૩)

रमते यत्र वैदेही त्वमहं चैव लक्ष्मण । तादृशो दृश्यतां देशः संनिकृष्टजलाशयः ॥४॥
જ્યાં વૈદેહી, તમે અને હું પણ આનંદ કરી શકિયે, અને પાસે જ જળાશય હોય, આવો પ્રદેશ શોધો. (૪)

वनरामण्यकं यत्र जलरामण्यकं तथा । सन्निकृष्टं च यस्मिंस्तु समित्पुष्पकुशोदकम् ॥५॥
જ્યાં વનની પણ સુંદરતા હોય, જળની અનુકૂળતા હોય. અને પાસેજ જ્યાં સમિત્ અને પુષ્પ હોય. (૫)

एवमुक्तस्तु रामेण लक्ष्मणः संयताञ्जलिः । सीतासमक्षं काकुत्स्थमिदं वचनमब्रवीत् ॥६॥
રામની આ આજ્ઞા સાંભળીને હાથ જોડીને સીતાની સામેજ લક્ષ્મણે રામને કહ્યું. (૬)

परवानस्मि काकुत्स्थ त्वयि वर्षशतं स्थिते । स्वयं तु रुचिरे देशे क्रियतामिति मां वद ॥७॥
હે મહારાજ, આપ સો વર્ષ જીવતા રહો. હું આપનો પરતંત્ર છું. માટે આપ સ્વયં કહો કે આ પ્રદેશ સારો છે અને અહિં આશ્રમ બનાવો. (૭)

सुप्रीतस्तेन वाक्येन लक्ष्मणस्य महाद्युतिः । विमृशन् रोचयामास देशं सर्वगुणान्वितम् ॥८॥
લક્ષ્મણના તે વચનથી પ્રસન્ન થયેલા રામે શોધતા શોધતા એક સ્થળ જોયું જે સર્વગુણોથી પૂર્ણ હતું. (૮)

स तं रुचिरमाक्रम्य देशमाश्रमकर्मणि । हस्ते गृहीत्वा हस्तेन रामः सौमित्रिमब्रवीत् ॥९॥
શ્રીરામે તે સુંદર પ્રદેશમાં પહોંચીને આશ્રમ બનાવવાના વિચારથી લક્ષ્મણનો હાથ પકડીને કહ્યું. (૯)

अयं देशः समः श्रीमान् पुष्पितैस्तरुभिर्वृतः । इहाश्रमपदं रम्यं यथावत् कर्तुमर्हसि ॥१०॥
આ પ્રદેશ સરખો છે, સુંદર છે અને ફૂલેલાં ઝાડોથી ઘેરાયેલો છે. અહિં સુંદર આશ્રમ બનાવો. (૧૦)

इयमादित्यसङ्काशैः पद्मैः सुरभिगन्धिभिः । अदूरे दृश्यते रम्या पद्मिनी पद्मशोभिता ॥११॥
જુવો, સુંદર સુગંધવાળા સ્વેત કમળોથી સુશોભિત આ રમણીય તળાવ પાસે દેખાય છે. (૧૧)

**यथाख्यातमगस्त्येन मुनिना भावितात्मना । इयं गोदावरी रम्या पुष्पितैस्तरुभिर्वृता ॥१२॥**

ભરદ્વાજ મુનિયે જેમ કહ્યું હતું તેમ ફૂલેલા ઝાડોથી વિંટળાયેલી આ સુંદર ગોદાવરી નદી છે.

**हंसकारण्डवाकीर्णा चक्रवाकोपशोभिता । नातिदूरे न चासन्ने मृगयूथनिपीडिता ॥१३॥**

હંસ, કારંડવથી ભરેલી, ચક્રવાકથી શોભિત, મૃગનાં ટોળાંથી ભરેલી આ ગોદાવરી નદી બહુ દૂર નથી (૧૩)

**मयूरनादिता रम्याः प्रांशवो बहुकन्दराः । दृश्यन्ते गिरयः सौम्य फुल्लैस्तरुभिरावृताः ॥१४॥**

મોર જ્યાં કેકારવ કરી રહ્યા છે એવી મોટી મોટી કંદરાવાળા, સુંદર અને ફૂલેલાં વૃક્ષોથી ઘેરાયેલા આ પર્વતો જોવામાં આવે છે. (૧૪)

**इदं पुण्यमिदं रम्यमिदं बहुमृगद्विजम् । इह वत्स्याम सौमित्रे सार्धमेतेन पक्षिणा ॥१५॥**

આ પ્રદેશ પવિત્ર છે. સુંદર છે અને મૃગ તથા પક્ષિયોથી ભરેલ છે માટે હે લક્ષ્મણ આ જટાયુની સાથે અમે અહિં રહીશું. (૧૫)

**एवमुक्तस्तु रामेण लक्ष्मणः परवीरहा । अचिरेणाश्रमं भ्रातुश्चकार सुमहाबलः ॥१६॥**

રામનું વચન સાંભળીને શત્રુવોના નાશ કરનાર લક્ષ્મણે તરત જ ભાયીને માટે ત્યાં એક આશ્રમ બનાવ્યો. (૧૬)

**शमीशाखाभिरास्तीर्य दृढपाशावपाशिताम् । कुशकाशशरैः पर्णैः सुपरिच्छादितां तथा ॥१७॥**

શમી વૃક્ષની શાખાથી ઢાંકીને, દૃઢ બંધનથી બાંધીને કુશ, કાશ, શર, અને પાંદડાવોથી સારી રીતે ઢાંકીને....(૧૭)

**समीकृततलां रम्यां चकार सुमहाबलः । निवासं राघवस्यार्थे प्रेक्षणीयमनुत्तमम् ॥१८॥**

લક્ષ્મણે તે ભૂમિને સરખી બનાવી અને રામજીના નિવાસ માટે તે દર્શનીય અને સુંદર આશ્રમ ત્યાં બનાવ્યો. (૧૮)

**स गत्वा लक्ष्मणः श्रीमान् नदीं गोदावरीं तदा । स्नात्वा पद्मानि चादाय सफलः पुनरागतः ॥१९॥**

તે લક્ષ્મણ ગોદાવરી નદીમાં જયીને સ્નાન કરીને કમળો અને ફળ લયીને પાછા આવ્યા.

**ततः पुष्पबलिं कृत्वा शान्तिं च स यथाविधि । दर्शयामास रामाय तदाश्रमपदं कृतम् २०॥**

ત્યારે શાસ્ત્રવિધિ પ્રમાણે પુષ્પ બલિ અને શાંતિ કરીને લક્ષ્મણે રામને તે આશ્રમ દેખાડયો.

**स तं दृष्ट्वा कृतं सौम्यमाश्रमं सह सीतया । राघवः पर्णशालायां हर्षमाहारयत् परम् ॥२१॥**

રામ સીતા સાથે તે સુંદર આશ્રમ જોયીને અને પર્ણશાળામાં પ્રવેશ કરીને પ્રસન્ન થયાં (૨૧)

**सुसंहृष्टः परिष्वज्य बाहुभ्यां लक्ष्मणं तदा । अतिस्निग्धं च गाढं च वचनं चेदमब्रवीत् ॥२२॥**

રામજી પ્રસન્ન થયીને બંને ભુજાવોથી લક્ષ્મણને ભેટીને પ્રિય વચનથી બોલ્યા (૨૨)

**प्रीतोऽस्मि ते महत् कर्म त्वया कृतमिदं प्रभो । प्रदेयो यन्निमित्तं ते परिष्वङ्गो मया कृतः ॥२३॥**

હે લક્ષ્મણ હું તારા ઉપર પ્રસન્ન છું. તેં આ મોટું કામ કર્યું. અને એના માટે મારે જે તને આપવું જોયિયે તે આલિંગન મેં આપ્યું. (૨૩)

**भावज्ञेन कृतज्ञेन धर्मज्ञेन च लक्ष्मण । त्वया पुत्रेण धर्मात्मा न संवृत्तः पिता मम ॥२४॥**

હે લક્ષ્મણ તમે ભાવજ્ઞ છો, કૃતજ્ઞ છો, ધર્મજ્ઞ છો, અને તમારા જેવા પુત્રને પામીને આપણા પિતા મર્યા નથી–જીવતા જ છે. (૨૪)

**एवं लक्ष्मणमुक्त्वा तु राघवो लक्ष्मिवर्धनः । तस्मिन् देशे बहुफले न्यवसत् स सुखं सुखी ॥२५॥**

રામજી લક્ષ્મણને આમ કહીને બહુ ફળવાળા તે પ્રદેશમાં સુખ સાથે રહેવા લાગ્યા. (૨૫)

**कञ्चित् कालं स धर्मात्मा सीतया लक्ष्मणेन च । अन्वास्यमानो न्यवसत् स्वर्गलोके यथामरः ॥२६**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे पञ्चदशः सर्गः ॥१५॥

કેટલાય સમય સુધી લક્ષ્મણ અને સીતા સાથે રામ, સ્વર્ગીય દેવોની પેઠે ત્યાં રહ્યા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચદશસર્ગમાં

પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षोडशः सर्गः

—★—

**वसतस्तस्य तु सुखं राघवस्य महात्मनः । शरद्व्यपाये हेमन्तऋतुरिष्टः प्रवर्तत ॥१॥**

મહાત્મા શ્રીરામ ત્યાં પંચવટીમાં નિવાસ કરવા લાગ્યા. શરદ્ઋતુ પૂરો થયો અને હેમન્તનો આરંભ થયો. (૧)

**स कदाचित् प्रभातायां शर्वर्यां रघुनन्दनः । प्रययावभिषेकार्थं रम्यां गोदावरीं नदीम् ॥२॥**

તેવો કોયી દિવસે જ્યારે રાત વીતી ગયી અને સવાર થયી ત્યારે સ્નાન કરવા ગોદાવરી નદિયે ગયા. (૨)

**प्रह्वः कलशहस्तस्तु सीतया सह वीर्यवान् । पृष्ठतोऽनुव्रजन् भ्राता सौमित्रिरिदमब्रवीत् ॥३॥**

હાથમાં કલશ લયીને નમ્ર અને બલવાન્ લક્ષ્મણ રામ સીતા સાથે નદીની ઓર જયી રહ્યા હતા. પાછળ પાછળ ચાલનારા લક્ષ્મણે રામને કહ્યું (૩)

**अयं स कालः सम्प्राप्तः प्रियो यस्ते प्रियंवद । अलङ्कृत इवाभाति येन संवत्सरः शुभः ॥४॥**

હે પ્રિયંવદ રામ, આ તે કાળ આવી ગયો છે એટલે કે હેમન્ત આવી ગયો છે. તેનાથી આ સંવત્સર અલંકૃતની પેઠે જણાય છે. (૪)

**नीहारपरुषो लोकः पृथिवी सस्यमालिनी । जलान्यनुपभोग्यानि सुभगो हव्यवाहनः ॥५॥**

નીહારથી શરીર રુખું થયી ગયું છે. પૃથિવી સસ્યવાળી થયી છે. જલનો ઉપયોગ કરી શકાય તેમ નથી. અગ્નિ પ્રિય લાગે છે. (૫)

**नवाग्रयणपूजाभिरभ्यर्च्य पितृदेवताः । कृताग्रयणकाः काले सन्तो विगतकल्मषाः ॥६॥**

નવીન અન્ન ખાતાં પહેલાં જે હવિર્યજ્ઞ થાય છે તે જ પૂજા. તે પૂજા વડે પિતરોની તથા દેવોની અર્ચના કરીને બધા નિર્દોષ બન્યા છે. (૬)

**प्राज्यकामा जनपदाः सम्पन्नतरगोरसाः । विचरन्ति महीपाला यात्रार्थं विजिगीषवः ॥७॥**

પુષ્કળ અન્નપ્રાપ્તિની ઇચ્છાવાળા, તેમજ પુષ્કળ દૂધવાળા જનપદો છે. તેમજ શત્રુનો ઉપર વિજય મેળવવાની ઇચ્છાવાળા રાજાવો વિજયયાત્રા માટે વિચરી રહ્યા છે. (૭)

**सेवमाने दृढं सूर्ये दिशमन्तकसेविताम् । विहीनतिलकेव स्त्री नोत्तरा दिक् प्रकाशते ॥८॥**

અત્યારે સૂર્ય દક્ષિણ દિશામાં છે તેથી તિલકવિનાની સ્ત્રીની પેઠે ઉત્તરદિશા શોભતી નથી. (૮)

प्रकृत्या हिमकोशाढ्यो दूरसूर्यश्च साम्प्रतम् । यथार्थनामा सुव्यक्तं हिमवान् हिमवान् गिरिः ॥९॥

અત્યારે સૂર્ય દૂર હોવાથી હિમથી ભરેલો હિમાલયપર્વત સ્પષ્ટ જ નામાનુસારી ગુણ ધારણ કરે છે. (૯)

अत्यन्तसुखसञ्चारा मध्याह्ने स्पर्शतः सुखाः । दिवसाः सुभगादित्याश्छायासलिलदुर्भगाः ॥१०॥

મધ્યાહ્નમાં આતપના સ્પર્શથી ચાલવામાં કષ્ટ જણાતું નથી. સૂર્યવાળો દિવસ સારો લાગે છે. તેમજ છાયા અને જળ અત્યારે અપ્રિય લાગે છે. (૧૦)

मृदुसूर्याः सुनीहाराः पटुशीताः समारुताः । शून्यारण्या हिमध्वस्ता दिवसा भान्ति साम्प्रतम् ॥

અત્યારે સૂર્ય મૃદુ થયો છે. નીહાર કોહાસા એટલે વાયી ગયા છે. વધારે ઠંડક છે. પવન ચાલી રહ્યો છે. અરણ્ય શૂન્ય છે. હિમથી લોકોની અવરજવર બંધ છે, આવા દિવસો અત્યારે શોભી રહ્યા છે. (૧૧)

निवृत्ताकाशशयनाः पुष्यनीता हिमारुणाः । शीतवृद्धतरायामास्त्रियामा यान्ति साम्प्रतम् ॥१२॥

હવે ખુલ્લા આકાશમા કોયી શયન કરનાર નથી, પુષ્પનક્ષત્રવાળી પૌષ રાત્રિ અત્યારે પાસે જ છે. હિમથી અરુણ અને ધૂસર આવા, તપ્ત શીતને લીધે પ્રહરો વધારે જણાય છે આવી અત્યારે રાત્રિયો ચાલે છે. (૧૨)

रविसङ्क्रान्तसौभाग्यस्तुषारारुणमण्डलः । निःश्वासान्ध इवादर्शश्चन्द्रमा न प्रकाशते ॥१३॥

પૌર્ણમાસીનો ચંદ્ર હોવા છતાં અત્યારે તેનું સેવન સૂર્યમાં ચાલી ગયું છે. એટલે અત્યારે ચંદ્રની ઉપયોગિતા સૂર્યમાં ચાલી ગયી છે. તુષારને લીધે ચંદ્રમંડળ ધૂમિલ થયી ગયું છે. નિશ્વાસથી મલિન થયેલા દર્પણની જેમ ચંદ્રમા પ્રકાશતો નથી. (૧૩)

ज्योत्स्ना तुषारमलिना पौर्णमास्यां न राजते । सीतेव चातपश्यामा लक्ष्यते न च शोभते ॥१४॥

જેમ સીતા તડકામાં શ્યામ જણાય છે. તેમ પૂર્ણિમામાં જ્યોત્સના તુષારથી મલિન થયી જવાને કારણે શોભતી નથી. (૧૪)

प्रकृत्या शीतलस्पर्शो हिमविद्धश्च साम्प्रतम् । प्रवाति पश्चिमो वायुः काले द्विगुणशीतलः ॥१५॥

અત્યારે સ્વભાવથી જ ઠંડો પશ્ચિમનો પવન હિમના સંબંધથી બમણો શીતલ થયીને વાય છે. (૧૫)

बाष्पच्छन्नान्यरण्यानि यवगोधूमवन्ति च । शोभन्तेऽभ्युदिते सूर्ये नदद्भिः क्रौञ्चसारसैः ॥१६॥

અત્યારે જંગલોમાં જળ અને ઘઉં પુષ્કળ છે. આખું વન બાષ્પથી એટલે કુહાસાથી ઢંકાયી ગયું છે. જ્યારે સૂર્યોદય થાય છે અને ક્રૌંચ અને સારસ પક્ષિયો શબ્દ કરે છે ત્યારે અરણ્ય શોભિત થવા લાગે છે. (૧૬)

खर्जूरपुष्पाकृतिभिः शिरोभिः पूर्णतण्डुलैः । शोभन्ते किञ्चिदालम्बाः शालयः कनकप्रभाः ॥१७॥

જેમાં ચોખાના દાણા ભરાયી ગયા છે આવા સોનાના દાણા જેવા રંગવાળા ડાંગરો ખજૂરના પુષ્પ જેવા અગ્રભાગથી શોભી રહ્યાં છે. (૧૭)

मयूखैरुपसर्पद्भिर्हिमनीहारसंवृतैः । दूरमभ्युदितः सूर्यः शशाङ्क इव लक्ष्यते ॥१८॥

હિમ અને કોહાસાથી ઢંકાયેલા કિરણોની સાથે દૂર રહેલો સૂર્ય અત્યારે ચંદ્રમા જેવો જણાય છે. (૧૮)

अवश्यायतमोनद्धा ... 

अग्राह्यवीर्यः पूर्वाह्णे मध्याह्ने स्पर्शतः सुखः । संरक्तः किञ्चिदापाण्डुरातपः शोभते क्षितौ ॥१९॥

પૂર્વાહ્નમાં એટલે સવારના સમયે જેનું બળ ઓછું રહે છે અને મધ્યાહ્નમાં જેના સ્પર્શથી સુખ જણાય છે, જે અત્યંત રક્ત છે છતાં અત્યારે થોડો ઝાંખો પડયો છે એવો તડકો પૃથિવી પર શોભી રહ્યો છે. (૧૯)

अवश्यायनिपातेन किञ्चित्प्रक्लिन्नशाद्वला । वनानां शोभते भूमिर्निविष्टतरुणातपा ॥२०॥

ઝાંકળના પડવાથી થોડું પલળી ગયા છે ઘાસો જેમાં, આવી તીવ્ર તડકાવાળી વનભૂમિ, શોભી રહી છે. (૨૦)

स्पृशन् सुविपुलं शीतमुदकं द्विरदः सुखम् । अत्यन्ततृषितो वन्यः प्रतिसंहरते करम् ॥२१॥

અત્યંત તરસેલો હાથી વધારે શીતલ જળને સ્પર્શ કરતાં વેંત પોતાની સૂંઢને ખેંચી લે છે. (૨૧)

एते हि समुपासीना विहगा जलचारिणः । नावगाहन्ति सलिलमप्रगल्भा इवाहवम् ॥२२॥

આ જળમાં રહેનારા પક્ષિયો પાસે રહીને પણ, જેમ બીકણ માણસ યુદ્ધમાં જાય નહિ તેમજ, જળમાં હરતાં ફરતાં નથી. (૨૨)

अवश्यायतमोनद्धा नीहारतमसावृताः । प्रसुप्ता इव लक्ष्यन्ते विपुष्पा वनराजयः ॥२३॥

હિમજળરૂપ અંધકારથી સંમૃદ્ધ નીહારરૂપ અંધકારથી ઘેરાયેલી વનરાજિયો પુષ્પ વિનાની જોવામાં આવે છે. (૨૩)

बाष्पसञ्छन्नसलिला रुतविज्ञेयसारसाः । हिमार्द्रवालुकैस्तीरैः सरितो भान्ति साम्प्रतम् ॥२४॥

ઝાંકળથી ઢંકાયેલાં જળવાળી, શબ્દથી જ જણાય છે કે આમાં સારસ પક્ષિયો છે આવાં, હિમથી પલળી ગયો છે રેતી જેનાં આવાં તીરોથી નદિયો શોભી રહી છે. (૨૪)

तुषारपतनाच्चैव मृदुत्वाद् भास्करस्य च । शैत्यादगाग्रस्थमपि प्रायेण रसवज्जलम् ॥२५॥

હિમના પડવાથી અને સૂર્યનો પ્રકાશ મંદ થયી જવાથી, શીતને લીધે પર્વતના ઉપરના ટોંચમાં રહેલું પણ જળ ઘણુ ભાગે સ્વાદિષ્ઠ છે. (૨૫)

जराजर्जरितैः पत्रैः शीर्णकेसरकर्णिकैः । नालशेषा हिमध्वस्ता न भान्ति कमलाकराः ॥२६॥

જરાને લીધે જર્જરિત થયેલાં, પત્રોથી કેસરથી શોણ થયી ગયા છે કેસરના કર્ણિકા જેમાં અને હિમથી નાશ પામેલાં કમળોનું નામ જ શેષ છે જેમાં આવા કમળવાળા જળાશયો શોભતા નથી. (૨૬)

अस्मिंस्तु पुरुषव्याघ्र काले दुःखसमन्वितः । तपश्चरति धर्मात्मा त्वद्भक्त्या भरतः पुरे ॥२७॥

આવા સમયમાં દુઃખિત, પુરુષશ્રેષ્ઠ, ધર્માત્મા ભરત તમારી ભકિતને લીધે નન્દિગ્રામમાં તપ કરી રહ્યા છે. (૨૭)

त्यक्त्वा राज्यं च मानं च भोगांश्च विविधान् बहून् । तपस्वी नियताहारः शेते शीते महीतले ॥

રાજ્ય, માન, ઘણાય વિવિધ ભોગોનો ત્યાગ કરીને ઠંડી ભૂમિ ઉપર ભરત શયન કરે છે. (૨૮)

सोऽपि वेलामिमां नूनमभिषेकार्थमुद्यतः । वृतः प्रकृतिभिर्नित्यं प्रयाति सरयूं नदीम् ॥२९॥

અવશ્ય જ તેવો પણ આ સમયે સ્નાન કરવા નોકર ચાકરો સાથે નિત્ય સરયૂનદીમાં જતા હશે. (૨૯)

अत्यन्तसुखसंवृद्धः सुकुमारो हिमार्दितः । कथं त्वपररात्रेषु सरयूमवगाहते ॥३०॥
તેવા અત્યંત સુખમાં મોટા થયેલા સુકુમાર અને ઠંડીથી પીડિત થયેલા ભરત કેવી રીતે બ્રાહ્મમુહૂર્તમાં સરયૂમાં સ્નાન કરતા હશે. (૩૦)

पद्मपत्रेक्षणः श्यामः श्रीमान् निरुदरो महान् । धर्मज्ञः सत्यवादी च ह्रीनिषेधो जितेन्द्रियः ॥३१॥
કમલ જેવી આંખોવાળા, પાતળાપેટવાળા, ધર્માત્મા, સત્યવાદી, પારકી સ્ત્રીની ઓર દૃષ્ટિ નહિ નાખનારા તેમજ ...(૩૧)

प्रियाभिभाषी मधुरो दीर्घबाहुररिन्दमः । सन्त्यज्य विविधान् सौख्यानार्यं सर्वात्मना श्रितः ॥३२॥
પ્રિય બોલનાર, મધુર આકૃતિ અથવા સ્વભાવવાળા, દીર્ઘબાહુવાળા, શત્રુવોનું દમન કરનારા ભરત અનેક પ્રકારના ભોગોનો ત્યાગ કરીને દરેક રીતે તમારા આશ્રયે છે. (૩૨)

जितः स्वर्गस्तव भ्रात्रा भरतेन महात्मना । वनस्थमपि तापस्ये यस्त्वामनुविधीयते ॥३३॥
મહાત્મા ભાયી ભરતે સ્વર્ગને જીતી લીધો છે. તમે તો વનમાં છો પણ તેવો અવધમાં રહીને તપસ્યામાં તમારું અનુસરણ કરે છે. (૩૩)

न पित्र्यमनुवर्तन्ते मातृकं द्विपदा इति । ख्यातो लोकप्रवादोऽयं भरतेनान्यथा कृतः ॥३४॥
બે પગવાળા એટલે મનુષ્યો પિતાને નથી અનુસરતા, માતાને જ અનુસરે છે, આ જે લોકવાદ પ્રસિદ્ધ છે, ભરતે તેને મિથ્યા કરી દીધો. (૩૪)

भर्ता दशरथो यस्याः साधुश्च भरतः सुतः । कथं नु साम्बा कैकेयी तादृशी क्रूरदर्शिनी ॥३५॥
મહારાજ દશરથ જેનો પતિ છે અને સાધુ ભરત જેનો પુત્ર છે, આવી તે માતા કૈકેયી તેવી ક્રૂર કેમ થયી ગયી ? (૩૫)

इत्येवं लक्ष्मणे वाक्यं स्नेहाद् वदति धार्मिके। परिवादं जनन्यास्तमसहन् राघवोब्रवीत् ॥३६॥
લક્ષ્મણ સ્નેહને લીધે આ રીતે જ્યારે બોલતા હતા ત્યારે માતા કૈકેયીની નિંદાને સહન ન કરતા રાઘવ બોલ્યા. (૩૬)

न तेम्बा मध्यमा तात गर्हितव्या कदाचन । तामेवेक्ष्वाकुनाथस्य भरतस्य कथां कुरु ॥३७॥
હે લક્ષ્મણ વચલી માતા કૈકેયીની આ રીતે તમે નિંદા કરો નહિં. ઇક્ષ્વાકુકુળની મર્યાદાની રક્ષા કરનાર તે ભરતની જ વાત કરો. (૩૭)

निश्चितैव हि मे बुद्धिर्वनवासे दृढव्रता । भरतस्नेहसन्तप्ता बालिशीक्रियते पुनः ॥३८॥
મારી બુદ્ધિ વનવાસ માટે નિશ્ચિત જ છે, દૃઢ સંકલ્પવાળી છે, છતાં ભરતના સ્નેહથી વ્યાકુળ થયીને તેમને મળવા માટે વ્યાકુળ થયી જાય છે. (૩૮)

संस्मराम्यस्य वाक्यानि प्रियाणि मधुराणि च । हृद्यान्यमृतकल्पानि मनःप्रह्लादनानि च ॥३९॥
ભરતનાં પ્રિય, મધુર, મનને પ્રસન્ન કરનારી અમૃત જેવી મનોહર વાણીનું આજે પણ સ્મરણ કરું છું. (૩૯)

कदा ह्यहं समेष्यामि भरतेन महात्मना । शत्रुघ्नेन च वीरेण त्वया च रघुनन्दन ॥४०॥
હે લક્ષ્મણ, તે દિવસ કયારે આવશે જ્યારે તમારી સાથે હું મહાત્મા ભરત અને શત્રુઘ્નને મળીશ ? (૪૦)

इत्येवं विलपंस्तत्र प्राप्य गोदावरीं नदीम् । चक्रेभिषेकं काकुत्स्थः सानुजः सह सीतया ॥४१॥
આ રીતે વિલાપ કરતા રામે ગોદાવરીમાં જયીને લક્ષ્મણ અને સીતા સાથે સ્નાન કર્યું. (૪૧)

तर्पयित्वाथ सलिलैस्तैः पितॄन् दैवतान्यपि । स्तुवन्ति स्मोदितं सूर्यं देवताश्च तथानघाः ॥४२॥
ત્યાં ગોદાવરીનાં જલથી પિતરો અને દેવોનું તર્પણ કરીને સૂર્ય અને પવિત્ર દેવતાવોની સ્તુતિ કરવા લાગ્યા (૪૨)

कृताभिषेकः स रराज रामः सीताद्वितीयः सह लक्ष्मणेन ।
कृताभिषेकस्त्वगराजपुत्र्या रुद्रः सनन्दिर्भगवानिवेशः ॥४३॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षोडशः सर्गः ॥१६॥

સ્નાન કરીને સીતા અને લક્ષ્મણ સાથે રામ તેમ શોભતા હતા જેમ પાર્વતી અને નન્દી સાથે શંકર શોભે છે. (૪૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષોડશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तदशः सर्गः

कृताभिषेको रामस्तु सीता सौमित्रिरेव च । तस्माद् गोदावरीतीरात् ततो जग्मुः स्वमाश्रमम् ॥१॥
સીતા, રામ અને લક્ષ્મણ સ્નાન કરીને ગોદાવરીથી પોતાના આશ્રમે ગયાં. (૧)

आश्रमं तमुपागम्य राघवः सहलक्ष्मणः । कृत्वा पौर्वाह्णिकं कर्म पर्णशालामुपागमत् ॥२॥
ત્રણે જન આશ્રમમાં આવીને સંધ્યાવંદન આદિ કરીને પર્ણશાળામાં ગયાં. (૨)

उवास सुखितस्तत्र पूज्यमानो महर्षिभिः । स रामः पर्णशालायामासीनः सह सीतया ॥३॥
શ્રીરામ, સીતા સાથે પર્ણશાળામાં મહર્ષિયોથી પૂજિત થયી, સુખથી ત્યાં રહેતા હતા. (૩)

विरराज महाबाहुश्चित्रया चन्द्रमा इव । लक्ष्मणेन सह भ्रात्रा चकार विविधाः कथाः ॥४॥
જેમ ચિત્રા નક્ષત્ર સાથે ચંદ્રમા શોભે, તેમ મહાબાહુ રામ, લક્ષ્મણ સાથે વિવિધ વાતો કરતા શોભતા હતા. (૪)

तदासीनस्य रामस्य कथासंसक्तचेतसः । तं देशं राक्षसी काचिदाजगाम यदृच्छया ॥५॥
રામજી ત્યાં બેસીને વાતોમાં લાગ્યા હતા તે જ સમયે કોયી રાક્ષસી ત્યાં આવી. (૫)

सा तु शूर्पणखा नाम दशग्रीवस्य रक्षसः । भगिनी राममासाद्य ददर्श त्रिदशोपमम् ॥६॥
તે રાક્ષસીનું નામ શૂર્પણખા હતું. રાવણની બહેન હતી, તેણે દેવસમાન રામને જોયા. (૬)

दीप्तास्यं च महाबाहुं पद्मपत्रायतेक्षणम् । गजविक्रान्तगमनं जटामण्डलधारिणम् ॥७॥
શ્રીરામનું મુખમંડળ પ્રકાશિત હતું. તેમની ભુજાવો વિશાળ હતી. કમળ જેવાં મોટાં મોટાં નેત્રો હતાં. હાથી સમાન ધીરે ધીરે ચાલનારા હતા અને માથે જટા હતી. (૭)

सुकुमारं महासत्त्वं पार्थिवव्यञ्जनान्वितम् । राममिन्दीवरश्यामं कन्दर्पसदृशप्रभम् ॥८॥
તેવો સુકુમાર હતા. મહાશક્તિશાળી હતા. રાજચિહ્નવાળા હતા. શ્યામકમળની પેઠે શ્યામ હતા અને કામદેવ જેવા તે સુંદર હતા. (૮)

बभूवेन्द्रोपमं दृष्ट्वा राक्षसी काममोहिता । सुमुखं दुर्मुखी रामं वृत्तमध्यं महोदरी ॥९॥
રામનું મુખ સુંદર હતું, રાક્ષસીનું મુખ જોવા યોગ્ય ન હતું. રામની કેડ સારી એટલે ગોળ હતી અને તેનું પેટ મોટું હતું. તે ઇંદ્ર જેવા રામને જોયીને મોહિત થયી ગયી. (૯)

विशालाक्षं विरूपाक्षी सुकेशं ताम्रमूर्धजा । प्रियरूपं विरूपा सा सुस्वरं भैरवस्वना ॥१०॥
રામની આંખો વિશાળ હતી અને તેની કદ્રૂપ હતી. રામનાં કેશ સુંદર હતા અને તેના તાંબાના રંગ જેવા હતા. રામનું રૂપ પ્રિય હતું અને તેનું જોવા ગમતું ન હતું. રામનો સ્વર સુંદર હતો અને તે ભયંકર સ્વરવાળી હતી. (૧૦)

तरुणं दारुणा वृद्धा दक्षिणं वामभाषिणी । न्यायवृत्तं सुदुर्वृत्ता प्रियमप्रियदर्शना ॥११॥
રામ તરુણ હતા અને તે ઘરડી હતી. રામ સર્વથા કુશળ હતા અને તે કુત્સિત રીતે બોલનારી હતી. રામ ન્યાયપૂર્ણ વ્યવહાર કરનારા હતા અને તે તેથી ઉલટા વ્યવહારવાળી હતી. રામ પ્રિય હતા. તે જોવા ગમતી ન હતી. (૧૧)

शरीरजसमाविष्टा राक्षसी राममब्रवीत् । जटी तापसवेषेण सभार्यः शरचापधृक् ॥१२॥
आगतस्त्वमिमं देशं कथं राक्षससेवितम् । किमागमनकृत्यं ते तत्त्वमाख्यातुमर्हसि ॥१३॥
કામથી પીડાયેલી તે રાક્ષસી રામને કહેવા લાગી કે તમે તપસ્વીના વેષમાં જટા ધારણ કરીને પણ પત્ની સાથે અને ધનુષ્ બાણ ધારણ કરનારા....આ રાક્ષસોના દેશમાં કેમ આવ્યા ? શા માટે આવ્યા ? સાચી વાત કહો. (૧૨-૧૩)

एवमुक्तस्तु राक्षस्या शूर्पणख्या परन्तपः । ऋजुबुद्धितया सर्वमाख्यातुमुपचक्रमे ॥१४॥
શૂર્પણખાના પ્રશ્નો સાંભળી નિશ્છલ રામ બધું કહેવા લાગ્યા. (૧૪)

आसीद् दशरथो नाम राजा त्रिदशविक्रमः । तस्याहमग्रजः पुत्रो रामो नाम जनैः श्रुतः ॥१५॥
દશરથ નામે રાજા હતા જેમને બધા જાણે છે તેવો દેવજેવા શૂરવીર હતા. તેમનો જ હું મોટો પુત્ર છું. રામ મારું નામ છે. (૧૫)

भ्रातायं लक्ष्मणो नाम यवीयान् मामनुव्रतः । इयं भार्या च वैदेही मम सीतेति विश्रुता ॥१६॥
આ મારા નાના ભાયી છે. લક્ષ્મણ એમનું નામ છે. આ મારી ભાર્યા છે. જનકરાજની પુત્રી છે. સીતા આનું નામ છે. (૧૬)

नियोगात् तु नरेन्द्रस्य पितुर्मातुश्च यन्त्रितः । धर्मार्थं धर्मकाङ्क्षी च वनं वस्तुमिहागतः ॥१७॥
પિતા-માતાની આજ્ઞા પાલનાર હું રાજાની આજ્ઞાથી ધર્મપાલન કરવા, વનમાં રહેવા, આવ્યો છું.

त्वां तु वेदितुमिच्छामि कस्य त्वं कासि कस्य वा । त्वं हि तावन्मनोज्ञाङ्गी राक्षसी प्रतिभासि मे ॥
હું તમને જાણવા ઇચ્છુ છું કે તમે કોણ છો ? મને તો રાક્ષસી જેવા લાગો છો. (૧૮)

साब्रवीद् वचनं श्रुत्वा राक्षसी मदनार्दिता । श्रूयतां राम तत्त्वार्थं वक्ष्यामि वचनं मम ॥१९॥
કામથી પીડાયેલી તે રાક્ષસી બોલી કે હે રામ હું તમને સાચી વાત કહું છું, સાંભળો. (૧૯)

**अहं शूर्पणखा नाम राक्षसी कामरूपिणी । अरण्यं विचरामीदमेका सर्वभयङ्करा ॥२०॥**

મારુ નામ શૂર્પણખા છે. હું રાક્ષસી છું. ગમે તેવું રૂપ ધારણ કરી શકું છું. બધાંને બિવરાવતી હું જંગળમાં એકલી ફરું છું. (૨૦)

**रावणो नाम मे भ्राता यदि ते श्रोत्रमागतः । वीरो विश्रवसः पुत्रो यदि ते श्रोत्रमागतः ॥२१॥**

કદાચ તમે સાંભળ્યું હશે. મહાબલવાન્ રાક્ષસોનો રાજા રાવણ મારો ભાયી છે. તે વિશ્રવાનો પુત્ર છે. (૨૧)

**प्रवृद्धनिद्रश्च सदा कुम्भकर्णो महाबलः । प्रख्यातवीर्यौ च रणे भ्रातरौ खरदूषणौ ॥२२॥**

અધિકકાલ સુધી ઉંઘનારો મહાબલવાન્ કુંભકર્ણ પણ મારો ભાયી છે. રણમાં જેનું બલ પ્રખ્યાત છે તે ખર અને દૂષણ પણ મારા ભાયિયો છે. (૨૨)

**तानहं समतिक्रान्ता राम त्वापूर्वदर्शनात् । समुपेतास्मि भावेन भर्तारं पुरुषोत्तमम् ॥२३॥**

તે બધાયને પૂછયા વિના જ, હે રામ, તમારા અપૂર્વ દેખાવથી, તમારા જેવા ઉત્તમપુરુષને પતિ બનાવવાની ઈચ્છાથી હું તમારી પાસે આવી છું. (૨૩)

**अहं प्रभावसम्पन्ना स्वच्छन्दबलगामिनी । चिराय भव भर्ता मे सीतया किं करिष्यसि ॥२४॥**

હું પ્રભાવસંપન્ન છું. મારામાં આટલું બળ છે કે સ્વતંત્રતાથી ગમે ત્યાં જયી શકું છું. તમે મારા પતિ થાવ. આ સીતાને લયીને શું કરશો. (૨૪)

**विकृता च विरूपा च न सेयं सदृशी तव । अहमेवानुरूपा ते भार्यारूपेण पश्य माम् ॥२५॥**

આ તો વિકૃત અને ન ગમે તેવું રૂપવાળી છે. આ તમારા માટે યોગ્ય નથી. માટે મને જ તમારી પત્ની બનાવો. (૨૫)

**इमां विरूपामसतीं करालां निर्णतोदरीम् । अनेन सह ते भ्रात्रा भक्षयिष्यामि मानुषीम् ॥२६॥**

આ કદ્રૂપા અભવ્ય, ભયંકર, નાના પેટવાળી માનુષીને તેમજ તમારા ભાયી આ લક્ષ્મણને પણ હું ખાયી જયીશ. (૨૬)

**ततः पर्वतशृङ्गाणि वनानि विविधानि च । पश्यन् सह मया कामी दण्डकान् विचरिष्यसि ॥२७॥**

ત્યારે તમે મારી સાથે પર્વતોના શિખરોને, જાતજાતના જંગળોને જોતાં દંડકારણ્યમાં આનંદ કરશો. (૨૭)

**इत्येवमुक्तः काकुत्स्थः प्रहस्य मदिरेक्षणाम् । इदं वचनमारेभे वक्तुं वाक्यविशारदः ॥२८॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे सप्तदशः सर्गः ॥१७॥

તેનું આ વચન સાંભળી અને હાસ્ય કરીને તે સુંદર આંખોવાળી શૂર્પણખાને વાક્યવિશારદ રામ કહેવા લાગ્યા (૨૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

सुकुमारं महासत्त्वं पार्थिवव्यञ्जनान्वितम् । राममिन्दीवरश्यामं कन्दर्पसदृशप्रभम् ॥८॥
તેવો સુકુમાર હતા. મહાશકિતશાળી હતા. રાજચિહ્નવાળા હતા. શ્યામકમળની પેઠે શ્યામ હતા અને કામદેવ જેવા તે સુંદર હતા. (૮)

बभूवेन्द्रोपमं दृष्ट्वा राक्षसी काममोहिता । सुमुखं दुर्मुखी रामं वृत्तमध्यं महोदरी ॥९॥
રામનું મુખ સુંદર હતું, રાક્ષસીનું મુખ જોવા યોગ્ય ન હતું. રામની કેડ સારી એટલે ગોળ હતી અને તેનું પેટ મોટું હતું. તે ઇંદ્ર જેવા રામને જોયીને મોહિત થયી ગયી. (૯)

विशालाक्षं विरूपाक्षी सुकेशं ताम्रमूर्धजा । प्रियरूपं विरूपा सा सुस्वरं भैरवस्वना ॥१०॥
રામની આંખો વિશાળ હતી અને તેની કદ્રૂપ હતી. રામનાં કેશ સુંદર હતા અને તેના તાંબાના રંગ જેવા હતા. રામનું રૂપ પ્રિય હતું અને તેનું જોવા ગમતું ન હતું. રામનો સ્વર સુંદર હતો અને તે ભયંકર સ્વરવાળી હતી. (૧૦)

तरुणं दारुणा वृद्धा दक्षिणं वामभाषिणी । न्यायवृत्तं सुदुर्वृत्ता प्रियमप्रियदर्शना ॥११॥
રામ તરુણ હતા અને તે ઘરડી હતી. રામ સર્વથા કુશળ હતા અને તે કુત્સિત રીતે બોલનારી હતી. રામ ન્યાયપૂર્ણ વ્યવહાર કરનારા હતા અને તે તેથી ઉલટા વ્યવહારવાળી હતી. રામ પ્રિય હતા. તે જોવા ગમતી ન હતી. (૧૧)

शरीरजसमाविष्टा राक्षसी राममब्रवीत् । जटी तापसवेषेण सभार्यः शरचापधृक् ॥१२॥
आगतस्त्वमिमं देशं कथं राक्षससेवितम् । किमागमनकृत्यं ते तत्त्वमाख्यातुमर्हसि ॥१३॥
કામથી પીડાયેલી તે રાક્ષસી રામને કહેવા લાગી કે તમે તપસ્વીના વેષમાં જટા ધારણ કરીને પણ પત્ની સાથે અને ધનુષ્ બાણ ધારણ કરનારા....આ રાક્ષસોના દેશમાં કેમ આવ્યા ? શા માટે આવ્યા ? સાચી વાત કહો. (૧૨-૧૩)

एवमुक्तस्तु राक्षस्या शूर्पणख्या परन्तपः । ऋजुबुद्धितया सर्वमाख्यातुमुपचक्रमे ॥१४॥
શૂર્પણખાના પ્રશ્નો સાંભળી નિશ્છલ રામ બધું કહેવા લાગ્યા. (૧૪)

आसीद् दशरथो नाम राजा त्रिदशविक्रमः । तस्याहमग्रजः पुत्रो रामो नाम जनैः श्रुतः ॥१५॥
દશરથ નામે રાજા હતા જેમને બધા જાણે છે તેવો દેવજેવા શૂરવીર હતા. તેમનો જ હું મોટો પુત્ર છું. રામ મારું નામ છે. (૧૫)

भ्रातायं लक्ष्मणो नाम यवीयान् मामनुव्रतः । इयं भार्या च वैदेही मम सीतेति विश्रुता ॥१६॥
આ મારા નાના ભાયી છે. લક્ષ્મણ એમનું નામ છે. આ મારી ભાર્યા છે. જનકરાજની પુત્રી છે. સીતા આનું નામ છે. (૧૬)

नियोगात् तु नरेन्द्रस्य पितुर्मातुश्च यन्त्रितः । धर्मार्थं धर्मकाङ्क्षी च वनं वस्तुमिहागतः ॥१७॥
પિતા-માતાની આજ્ઞા પાલનાર હું રાજાની આજ્ઞાથી ધર્મપાલન કરવા, વનમાં રહેવા, આવ્યો છું.

त्वां तु वेदितुमिच्छामि कस्य त्वं कासि कस्य वा । त्वं हि तावन्मनोज्ञाङ्गी राक्षसी प्रतिभासि मे ॥
હું તમને જાણવા ઇચ્છુ છું કે તમે કોણ છો ? મને તો રાક્ષસી જેવા લાગો છો. (૧૮)

साब्रवीद् वचनं श्रुत्वा राक्षसी मदनार्दिता । श्रूयतां राम तत्त्वार्थं वक्ष्यामि वचनं मम ॥१९॥
કામથી પીડાયેલી તે રાક્ષસી બોલી કે હે રામ હું તમને સાચી વાત કહું છું, સાંભળો. (૧૯)

अहं शूर्पणखा नाम राक्षसी कामरूपिणी । अरण्यं विचरामीदमेका सर्वभयङ्करा ॥२०॥
મારું નામ શૂર્પણખા છે. હું રાક્ષસી છું. ગમે તેવું રૂપ ધારણ કરી શકું છું. બધાંને બિવરાવતી હું જંગળમાં એકલી ફરું છું. (૨૦)

रावणो नाम मे भ्राता यदि ते श्रोत्रमागतः । वीरो विश्रवसः पुत्रो यदि ते श्रोत्रमागतः ॥२१॥
કદાચ તમે સાંભળ્યું હશે. મહાબલવાન્ રાક્ષસોનો રાજા રાવણ મારો ભાયી છે. તે વિશ્રવાનો પુત્ર છે. (૨૧)

प्रवृद्धनिद्रश्च सदा कुम्भकर्णो महाबलः । प्रख्यातवीर्यौ च रणे भ्रातरौ खरदूषणौ ॥२२॥
અધિકકાલ સુધી ઉંઘનારો મહાબલવાન્ કુંભકર્ણ પણ મારો ભાયી છે. રણમાં જેનું બલ પ્રખ્યાત છે તે ખર અને દૂષણ પણ મારા ભાયિયો છે. (૨૨)

तानहं समतिक्रान्ता राम त्वापूर्वदर्शनात् । समुपेतास्मि भावेन भर्तारं पुरुषोत्तमम् ॥२३॥
તે બધાયને પૂછયા વિના જ, હે રામ, તમારા અપૂર્વ દેખાવથી, તમારા જેવા ઉત્તમપુરુષને પતિ બનાવવાની ઈચ્છાથી હું તમારી પાસે આવી છું. (૨૩)

अहं प्रभावसम्पन्ना स्वच्छन्दबलगामिनी । चिराय भव भर्ता मे सीतया किं करिष्यसि ॥२४॥
હું પ્રભાવસંપન્ન છું. મારામાં આટલું બળ છે કે સ્વતંત્રતાથી ગમે ત્યાં જયી શકું છું. તમે મારા પતિ થાવ. આ સીતાને લયીને શું કરશો. (૨૪)

विकृता च विरूपा च न सेयं सदृशी तव । अहमेवानुरूपा ते भार्यारूपेण पश्य माम् ॥२५॥
આ તો વિકૃત અને ન ગમે તેવું રૂપવાળી છે. આ તમારા માટે યોગ્ય નથી. માટે મને જ તમારી પત્ની બનાવો. (૨૫)

इमां विरूपामसतीं करालां निर्णतोदरीम् । अनेन सह ते भ्रात्रा भक्षयिष्यामि मानुषीम् ॥२६॥
આ કરૂપા અભવ્ય, ભયંકર, નાનાપેટવાળી માનુષીને તેમજ તમારા ભાયી આ લક્ષ્મણને પણ હું ખાયી જયીશ. (૨૬)

ततः पर्वतशृङ्गाणि वनानि विविधानि च । पश्यन् सह मया कामी दण्डकान् विचरिष्यसि ॥२७॥
ત્યારે તમે મારી સાથે પર્વતોના શિખરોને, જાતજાતના જંગળોને જોતાં દંડકારણ્યમાં આનંદ કરશો. (૨૭)

इत्येवमुक्तः काकुत्स्थः प्रहस्य मदिरेक्षणाम् । इदं वचनमारेभे वक्तुं वाक्यविशारदः ॥२८॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे सप्तदशः सर्गः ॥१७॥

તેનું આ વચન સાંભળી અને હાસ્ય કરીને તે સુંદર આંખોવાળી શૂર્પણખાને વાકયવિશારદ રામ કહેવા લાગ્યા (૨૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તદશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टादशः सर्गः

——*——

तां तु शूर्पणखां रामः कामपाशावपाशिताम् । स्वेच्छया श्लक्ष्णया वाचा स्मितपूर्वमथाब्रवीत् ॥१॥

કામથી પીડાયેલી તેને હાસ્ય સાથે રામે સુંદર વચનથી કહ્યું કે .... (૧)

कृतदारोस्मि भवति भार्येयं दयिता मम । त्वद्विधानां तु नारीणां सुदुःखा ससपत्नता ॥२॥

શૂર્પણખા, જો, મારી સાથે તો મારી પત્ની છે. આ મને અત્યંત પ્રિય છે. તારા જેવી સ્ત્રીને સપત્નતા એટલે સોકપણું ભારે દુઃખ આપનારું થશે. (૨)

अनुजस्त्वेष मे भ्राता शीलवान् प्रियदर्शनः । श्रीमानधृतदारश्च लक्ष्मणो नाम वीर्यवान् ॥३॥

આ મારા ભાયી, સુશીલ પણ છે, અને આની પત્ની સાથે નથી, બળવાન્ પણ છે. લક્ષ્મણ આનું નામ છે. (૩)

एनं भज विशालाक्षि भर्तारं भ्रातरं मम । असपत्ना वरारोहे मेरुमर्कप्रभा यथा ॥४॥

હે વિશાળનેત્રવાળી, તું આ મારા ભાયીને પતિ બનાવ. ત્યારે તું અસપત્ના બનીશ. આ આટલું સારું કામ થશે કે જેમ સૂર્યની પ્રભા મેરુના સંગથી શોભિત થાય છે, તેમ તું શોભિત થયિશ (૪)

इति रामेण सा प्रोक्ता राक्षसी काममोहिता । विसृज्य रामं सहसा ततो लक्ष्मणमब्रवीत् ॥५॥

રામનું આ વચન સાંભળી તે કામમોહિત રાક્ષસી રામને મૂકીને લક્ષ્મણને કહેવા લાગી કે ... (૫)

अस्य रूपस्य ते युक्ता भार्याहं वरवर्णिनी । मया सह सुखं सर्वान् दण्डकान् विचरिष्यसि ॥६॥

આ તમારા સુંદરરૂપ માટે તો હું જ રૂપાલી ભાર્યા છું. મારી સાથે સુખપૂર્વક બધા દંડકારણ્યમાં તમે ફરી શકશો. (૬)

एवमुक्तस्तु सौमित्री राक्षस्या वाक्यकोविदः । ततः शूर्पनखीं स्मित्वा लक्ष्मणो युक्तमब्रवीत् ॥७॥

તે રાક્ષસીનું વચન ચાંભળીને બોલવામાં કુશળ લક્ષ્મણે શૂર્પણખાને કહ્યું (૭)

कथं दासस्य मे दासी भार्या भवितुमिच्छसि । सोहमार्येण परवान् भ्रात्रा कमलवर्णिनि ॥८॥

હું તો મારા ભાયીનો દાસ છું. તું મારી પત્ની થયીશ તો તને પણ દાસી થવું પડશે. હે સુંદરિ, હું તો મારા ભાયીને પરતંત્ર છું. (૮)

इति सा लक्ष्मणेनोक्ता कराला निर्णतोदरी । सीतया सह दुर्धर्षमब्रवीत् काममोहिता ॥९॥

જ્યારે લક્ષ્મણે તેને આમ કહ્યું ત્યારે કામમોહિતા રાક્ષસી, સીતા સાથે બેઠેલા મહાવીર રામને આમ કહેવા લાગી. (૯)

इमां विरूपामसतीं करालां निर्णतोदरीम् । वृद्धां भार्यामवष्टभ्य न मां त्वं बहु मन्यसे ॥१०॥

આ કદ્રૂપા અને, કરાલ, તેમજ મોટા પેટવાળી (અત્યંત નમી ગયું છે પેટ જેનું આવી) વૃદ્ધ ભાર્યાને લીધે જ તમે મારો અપમાન કરો છો. (૧૦)

अद्येमां भक्षयिष्यामि पश्यतस्तव मानुषीम् । त्वया सह चरिष्यामि निःसपत्ना यथासुखम् ॥११॥

તમારી આગળ જ હું આને અત્યારે ખાયી જયિશ અને પછી તમારી સાથે સોકરહિત થયીને આનંદ કરિશ. (૧૧)

इत्युक्त्वा मृगशावाक्षीमलातसदृशेक्षणा । अभ्यगच्छत् सुसङ्क्रुद्धा महोल्का रोहिणीमिव ॥१२॥
આમ કહીને, તે ભયંકર આંખવાળી વધારે ક્રુદ્ધ થયીને જેમ મહોલ્કા રોહિણીની ઓર દોડે તેમ મૃગના બચ્ચાની જેમ આંખવાળી તે સીતાની ઓર દોડી. (૧૨)

तां मृत्युपाशप्रतिमामापतन्तीं महाबलः । विगृह्य रामः कुपितस्ततो लक्ष्मणमब्रवीत् ॥१३॥
મૃત્યુના પાશ જેવી તેને પાસે આવતી જોયીને મહાબલવાન્ રામે ક્રોધ કરીને તેને ના પાડીને એટલે એમ નહિ કરવાનું સમજાવીને પછી લક્ષ્મણને કહ્યું ... (૧૩)

इमां विरूपामसतीमतिमत्तां महोदरीम् । राक्षसीं पुरुषव्याघ्र विरूपयितुमर्हसि ॥१४॥
કે લક્ષ્મણ કદ્રૂપ, અસતી અને મદોન્મત્ત, મોટા પેટવાળી રાક્ષસીને તમે વધારે કદ્રૂપ બનાવી દો.

इत्युक्तो लक्ष्मणस्तस्याः क्रुद्धो रामस्य पश्यतः । उद्धृत्य खड्गं चिच्छेद कर्णनासे महाबलः ॥१५॥
રામજીની આજ્ઞા સાંભળી ક્રુદ્ધ થયેલા લક્ષ્મણે તલવાર વડે તેના કાન અને નાક કાપી નાંખ્યાં.

निकृत्तकर्णनासा तु विस्वरं सा विनद्य च । यथागतं प्रदुद्राव घोरा शूर्पणखा वनम् ॥१६॥
નાક કાન કપાયી ગયાં ત્યારે તે ભયંકર સ્વરથી ગાજીને જ્યાંથી આવી હતી તે જ વનમાં નાઠી. (૧૬)

सा विरूपा महाघोरा राक्षसी शोणितोक्षिता । ननाद विविधान् नादान् यथा प्रावृषि तोयदः ॥१७॥
તે કદ્રૂપ અને મહાભયંકર રાક્ષસી લોહીથી ખરડાયેલી, જેમ વર્ષાકાળમાં મેઘ ગાજે તેમ ગાજવા લાગી. (૧૭)

सा विक्षरन्ती रुधिरं बहुधा घोरदर्शना । प्रगृह्य बाहू गर्जन्ती प्रविवेश महावनम् ॥१८॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डेऽष्टादशः सर्गः ॥१८॥

તે ભયંકર રાક્ષસી લોહી વહેવરાવતી, હાથ ઉંચા કરીને ગાજતી મહાવનમાં ચાલી ગયી (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટાદશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત

## अथ एकोनविंशः सर्गः

तां तथा पतितां दृष्ट्वा विरूपां शोणितोक्षिताम् । भगिनीं क्रोधसन्तप्तः खरः पप्रच्छ राक्षसः ॥१॥
રક્તથી ભરેલી અને કદ્રૂપ બનેલી પોતાની બહેનને ભૂમિ ઉપર પડેલી જોયીને ક્રોધથી તપી ગયેલા ખરે પૂછ્યું. (૧)

उत्तिष्ठ तावदाख्याहि प्रमोहं जहि सम्भ्रमम् । व्यक्तमाख्याहि केन त्वमेवंरूपा विरूपिता ॥२॥
ઉઠ, મોહને અને વ્યાકુળતાને ત્યજ અને સ્પષ્ટ કહે કે કોણે સુંદર રૂપવાળી તને આ રીતે વિરૂપ બનાવી છે. (૨)

कः कृष्णसर्पमासीनमाशीविषमनागसम् । तुदत्यभिसमापन्नमङ्गुल्यग्रेण लीलया ॥३॥
આવો કોણ છે જે નિરપરાધ બેઠેલા કૃષ્ણસર્પને આંગલીથી છંછેડે છે. (૩)

कालपाशं समासज्य कण्ठे मोहान्न बुध्यते । यस्त्वामद्य समासाद्य पीतवान् विषमुत्तमम् ।४॥
પોતાના કંઠમાં મૃત્યુપાશ બાંધીને કોણ આવો છે જે જાણતો નથી કે તેણે તમારી આ દશા કરીને પોતે ભયંકર વિષપાન કર્યું છે. (૪)

बलविक्रमसम्पन्ना कामगा कामरूपिणी । इमामवस्थां नीता त्वं केनान्तकसमागता ॥५॥
તું બલથી અને પરાક્રમથી સંપન્ન છે. ઇચ્છાનુસાર ગમે ત્યાં વિહાર કરનારી છે. તું પોતે કાલસમાન છે; તારી આ દશા કોણે કરી ? (૫)

देवगन्धर्वभूतानामृषीणां च महात्मनाम् । न हि पश्याम्यहं लोके यः कुर्यान्मम विप्रियम् ॥६॥
દેવ, ગંધર્વ, ભૂત, ઋષિ, મહાત્મા આ બધામાંથી કોયીને હું જાણતો નથી કે જે ઇંદ્રથી અતિરિક્ત કોયી મારું અણગમતું કરે. (૬)

अद्याहं मार्गणैः प्राणानादास्ये जीवितान्तगैः । सलिले क्षीरमासक्तं निष्पिबन्निव सारसः ॥७॥
જેમ પાણીમાં મિશ્ર દૂધનું સારસ પાન કરે છે તેમ જીવનના અંત કરનારા મારા બાણો વડે હું તેના પ્રાણોનો નાશ કરીશ. (૭)

निहतस्य मया सङ्ख्ये शरसङ्कृत्तमर्मणः । सफेनं रुधिरं कस्य मेदिनी पातुमिच्छति ॥८॥
યુદ્ધમાં મારા બાણોથી હું મર્મસ્થાનને વીંધી નાખું અને તે મરણ પામે આવો કોણ છે જેનાં રક્તનું પાન કરવા પૃથિવી ઇચ્છા કરતી હોય (૮)

कस्य पत्ररथाः कायान्मांसमुत्कृत्य सङ्गताः । प्रहृष्टा भक्षयिष्यन्ति निहतस्य मया रणे ॥९॥
આવો કોણ છે જેને હું મારી નાખું અને પક્ષિયો તેના શરીરમાંથી કાપી કાપીને માંસનું ભક્ષણ પ્રસન્ન થયીને કરે ? (૯)

तं न देवा न गन्धर्वा न पिशाचा न राक्षसाः । मयापकृष्टं कृपणं शक्तास्त्रातुं महाहवे ॥१०॥
જેને હું યુદ્ધમાં મારી નાખવાની ઇચ્છા કરું, તે ક્ષુદ્ર અને દીનને બચાવવા માટે દેવો, ગંધર્વો, પિશાચો અને રાક્ષસો પણ સમર્થ નથી. (૧૦)

उपलभ्य शनैः सञ्ज्ञां तं मे शंसितुमर्हसि । येन त्वं दुर्विनीतेन वने विक्रम्य निर्जिता ॥११॥
તું સાવધ થા અને મને કહે કે કયા વિનયશૂન્યે વનમાં પરાક્રમ કરીને તને પજવેલ છે. (૧૧)

इति भ्रातुर्वचः श्रुत्वा क्रुद्धस्य च विशेषतः । ततः शूर्पणखा वाक्यं सबाष्पमिदमब्रवीत् ॥१२॥
આ પ્રમાણે ક્રુદ્ધ થયેલા ભાયીનું વચન સાંભળીને શૂર્પણખા રડતી રડતી કહેવા લાગી. (૧૨)

तरुणौ रूपसम्पन्नौ सुकुमारौ महाबलौ । पुण्डरीकविशालाक्षौ चीरकृष्णाजिनाम्बरौ ॥१३॥
બે યુવાનો, રૂપાલા, સુકુમાર છતાં મહાબળશાળી કમળસમાન આંખોવાળા, ચીર અને કૃષ્ણમૃગચર્મને ધારણ કરનારા ....(૧૩)

फलमूलाशनौ दान्तौ तापसौ ब्रह्मचारिणौ । पुत्रौ दशरथस्यास्तां भ्रातरौ रामलक्ष्मणौ ॥१४॥
ફળ-મૂળને ખાનારા, ઇન્દ્રિયો ઉપર અધિકાર પ્રાપ્ત કરેલા, તપસ્વી અને બ્રહ્મચારી આવા બે પુત્રો દશરથના અહિં આવ્યા છે. રામ અને લક્ષ્મણ તેમનું નામ છે. (૧૪)

गन्धर्वराजप्रतिमौ पार्थिवव्यञ्जनान्वितौ । देवौ वा दानवावेतौ न तर्कयितुमुत्सहे ॥१५॥

તેવો ગંધર્વરાજ સમાન રૂપવાળા છે. રાજચિહ્નથી યુક્ત છે હું કહી શકતી નથી કે તેવો દેવકોટિના છે કે દાનવકોટિના. (૧૫)

तरुणी रूपसम्पन्ना सर्वाभरणभूषिता । दृष्टा तत्र मया नारी तयोर्मध्ये सुमध्यमा ॥१६॥

તે બન્નેની વચમાં એક સ્ત્રી મેં જોયી, જે યુવતી છે, રૂપાળી છે, અને આભૂષણોથી ભરેલી છે.

ताभ्यामुभाभ्यां सम्भूय प्रमदामधिकृत्य ताम् । इमामवस्थां नीताहं यथानाथासती तथा ॥१७॥

તે સ્ત્રીને લીધે તે બન્નેયે મળીને અનાથ અસતીની જેમ મારી આ દશા કરી છે. (૧૭)

तस्याश्चानृजुवृत्तायास्तयोश्च हतयोरहम् । सफेनं पातुमिच्छामि रुधिरं रणमूर्धनि ॥१८॥

મારી ઇચ્છા છે કે તું યુદ્ધ કર અને તે યુદ્ધમાં હું તે બન્ને ભાયિયોનું અને તે દુષ્ટ સ્ત્રીનું ફીણુ સાથે રક્તપાન કરું. (૧૮)

एष मे प्रथमः कामः कृतस्तत्र त्वया भवेत् । तस्यास्तयोश्च रुधिरं पिबेयमहमाहवे ॥१९॥

હે તાત, તે ત્રણેયનું હું રક્તપાન કરું. આ મારી ઇચ્છાને તું જ પૂર્ણ કરી શકે છે. (૧૯)

इति तस्यां ब्रुवाणायां चतुर्दश महाबलान् । व्यादिदेश खरः क्रुद्धो राक्षसानन्तकोपमान् ॥२०॥

શૂર્પણખાની આ વાત સાંભળી ક્રોધે ભરેલ ખરે યમરાજ જેવા ચૌદ મહાબલવાન્ રાક્ષસોને આજ્ઞા કરી કે ... ... (૨૦)

मानुषौ शस्त्रसम्पन्नौ चीरकृष्णाजिनाम्बरौ । प्रविष्टौ दण्डकारण्यं घोरं प्रमदया सह ॥२१॥

શસ્ત્રધારી છતાં ચીર અને કૃષ્ણમૃગચર્મને ધારણ કરનારા કોયી બે મનુષ્યો સ્ત્રી સાથે આ અરણ્યમાં પ્રવિષ્ટ થયા છે. (૨૧)

तौ हत्वा तां च दुर्वृत्तामुपावर्तितुमर्हथ । इयं च भगिनी तेषां रुधिरं मम पास्यति ॥२२॥

તે ત્રણેયને મારીને મારી પાસે લયી આવો. આ મારી બહેન તેમનું રક્તપાન કરશે (૨૨)

मनोरथोयमिष्टोस्या भगिन्या मम राक्षसाः । शीघ्रं सम्पाद्यतां गत्वा तौ प्रमथ्य स्वतेजसा ॥२३॥
युष्माभिर्निहतौ दृष्ट्वा तावुभौ भ्रातरौ रणे । इयं प्रहृष्टा मुदिता रुधिरं युधि पास्यति ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे एकोनविंशः सर्गः ॥१९॥

આ મારી બહેનની આ જ ઇચ્છા છે. હે મારા રાક્ષસો, શીઘ્ર જાવો અને તમારા તેજથી એટલે બળથી તેમનો વધ કરીને અહીં લાવો. અને બહેન પ્રસન્ન થયીને તેમનું રક્તપાન કરશે (૨૩-૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકોનવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ विंशः सर्गः

—*—

ततः शूर्पणखा घोरा राघवाश्रममागता । राक्षसानाचचक्षे तौ भ्रातरौ सह सीतया ॥१॥
તે ભયંકર શૂર્પણખાયે રામના આશ્રમમાં આવીને રાક્ષસોને, બન્ને ભાયિયો અને સાથે રહેલી સીતાની વાત કરી (૧)

ते रामं पर्णशालायामुपविष्टं महाबलम् । ददृशुः सीतया सार्धं लक्ष्मणेनापि सेवितम् ॥२॥
તે રાક્ષસો સીતા અને લક્ષ્મણ સાથે પર્ણશાળમાં બેઠેલા રામને જોયા (૨)

तां दृष्ट्वा राघवः श्रीमानागतांस्तांश्च राक्षसान् । अब्रवीद् भ्रातरं रामो लक्ष्मणं दीप्ततेजसम् ॥३॥
રામે તે શૂર્પણખા અને તે રાક્ષસોને આવેલાં જોયીને પ્રતાપી ભાયી લક્ષ્મણને કહ્યું ... (૩)

मुहूर्तं भव सौमित्रे सीतायाः प्रत्यनन्तरः । इमानस्या वधिष्यामि पदवीमागतानिह ॥४॥
લક્ષ્મણ, તમે થોડીવાર સુધી સીતાની પાસે રહો. આ રાક્ષસીની સહાયતા માટે આવેલા આ રાક્ષસોનો હું વધ કરિશ. (૪)

वाक्यमेतत् ततः श्रुत्वा रामस्य विदितात्मनः । तथेति लक्ष्मणो वाक्यं राघवस्य प्रपूजयन् ॥५॥
તત્ત્વજ્ઞાની રામનું આ વચન સાંભળી લક્ષ્મણે કહ્યું "સારું." (૫)

राघवोपि महच्चापं चामीकरविभूषितम् । चकार सज्यं धर्मात्मा तानि रक्षांसि चाब्रवीत् ॥६॥
રામે સોનાથી શણગારેલ મોટા ધનુષ્ ઉપર જ્યા ચડાવીને તે રાક્ષસોને કહ્યું.... (૬)

पुत्रौ दशरथस्यावां भ्रातरौ रामलक्ष्मणौ । प्रविष्टौ सीतया सार्धं दुश्चरं दण्डकावनम् ॥७॥
અમે દશરથના પુત્ર છિયે. રામ અને લક્ષ્મણ નામ છે. સીતા સાથે આ ભયંકર દંડકારણ્યમાં આવ્યા છિયે. (૭)

फलमूलाशनौ दान्तौ तापसौ ब्रह्मचारिणौ । वसन्तौ दण्डकारण्ये किमर्थमुपहिंसथ ॥८॥
અમે ફળ-મૂળ ખાયીને રહિયે છિયે. જિતેન્દ્રિય છિયે. ધર્માચરણ કરનારા છિયે. દંડકારણ્યમાં નિવાસ કરિયે છિયે. તમે શા માટે અમને પજવો છો? (૮)

युष्मान् पापात्मकान् हन्तुं विप्रकारान् महाहवे । ऋषीणां तु नियोगेन सम्प्राप्तः सशरासनः ॥९॥
ઋષિયોની આજ્ઞાથી તમારા જેવા પાપિયોનો યુદ્ધમાં વધ કરવા ધનુષ્-બાણ સાથે અહિં આવ્યો છું. (૯)

तिष्ठतैवात्र सन्तुष्टा नोपवर्तितुमर्हथ । यदि प्राणैरिहार्थो वो निवर्तध्वं निशाचराः ॥१०॥
અહિં ઉભા રહો. યુદ્ધમાં તમને સંતોષ પમાડીશ. નાસી જશો નહિ. અને જો તમને જીવતા રહેવું હોય તો પાછા ચાલ્યા જાવ. (૧૦)

तस्य तद् वचनं श्रुत्वा राक्षसास्ते चतुर्दश । ऊचुर्वाचं सुसङ्क्रुद्धा ब्रह्मघ्नाः शूलपाणयः ॥११
રામનું વચન સાંભળી વધારે ક્રુદ્ધ થયીને બ્રહ્મઘાતિયો હાથમાં શૂલવાળા તેવો બોલ્યા. (૧૧)

क्रोधमुत्पाद्य नो भर्तुः खरस्य सुमहात्मनः । त्वमेव हास्यसे प्राणान् सद्योस्माभिर्हतो युधि ॥१२॥
અમારા સ્વામી ખરને ક્રુદ્ધ કરાવીને, તમે અમારાથી માર ખાશો અને મરી જ જશો. (૧૨)

का हि ते शक्तिरेकस्य बहूनां रणमूर्धनि । अस्माकमग्रतः स्थातुं किं पुनर्योद्धुमाहवे ॥१३॥
તમારા એકલાની શી શકિત છે કે તમે અમારી સાથે યુદ્ધ કરી શકો અને અમારી આગળ ઉભા રહો. (૧૩)

एभिर्बाहुप्रयुक्तैश्च परिघैः शूलपट्टिशैः । प्राणांस्त्यक्ष्यसि वीर्यं च धनुश्च करपीडितम् ॥१४॥
જુવો છો, અમારા હાથમાં પરિઘ છે, શૂલ છે. તમે બળ અને પ્રાણોનો ત્યાગ કરશો. આ તમારૂં ધનુષ્ તમારાં હાથમાં જ રહી જશે. (૧૪)

इत्येवमुक्त्वा संरब्धा राक्षसास्ते चतुर्दश । चिक्षिपुस्तानि शूलानि राघवं प्रति दुर्जयम् ॥१५॥
આમ કહીને યુદ્ધ માટે ઉદ્યત તે ચૌદ રાક્ષસો શૂલ ઉગામીને દુર્જય રામની ઓર દોડયા. (૧૫)

तानि शूलानि काकुत्स्थः समस्तानि चतुर्दश । तावद्भिरेव चिच्छेद शरैः काञ्चनभूषितैः ॥१६॥
તે સમસ્ત ૧૪ શૂલોને, સુવર્ણથી વિભૂષિત ૧૪ બાણોથી રામે કાપી નાખ્યાં. (૧૬)

ततः पश्चान्महातेजा नाराचान् सूर्यसन्निभान् । जग्राह परमक्रुद्धश्चतुर्दश शिलाशितान् ॥१७॥
શૂલોને કાપી નાખ્યા ત્યાર પછી મહાતેજસ્વી રામે પત્થર ઉપર ઘસીને તેજ કરાયેલા ચળકાટ મારતા બાણોને હાથમાં લીધા. (૧૭)

गृहीत्वा धनुरायम्य लक्ष्यानुद्दिश्य राक्षसान् । मुमोच राघवो बाणान् वज्रानिव शतक्रतुः ॥१८॥
ધનુષ્ને લયીને, ચડાવીને, રાક્ષસોને ઉદ્દેશીને પરમ ક્રુદ્ધ રામે ૧૪ બાણોને હાથમાં લીધા અને જેમ ઇન્દ્ર વજ્ર નાખે તેમ રામે રાક્ષસો ઉપર તેમને નાખ્યા. (૧૮)

ते भित्त्वा रक्षसां वेगाद् वक्षांसि रुधिरप्लुताः । विनिष्पेतुस्तदा भूमौ वल्मीकादिव पन्नगाः ॥१९॥
તે બાણો રાક્ષસોના હૃદયો વીંધીને લોહીથી, ભરેલા, દરમાંથી સર્પોની જેમ, પૃથિવી ઉપર પડ્યા.

तैर्भग्नहृदया भूमौ छिन्नमूला इव द्रुमाः । निपेतुः शोणितस्नाता विकृता विगतासवः ॥२०॥
તેમનાં હૃદયો વિદીર્ણ થયી ગયેલાં હતાં. મૂલથી કપાયેલાં વૃક્ષોની જેમ તેવો પૃથિવી પર પડી ગયા. (૨૦)

तान् भूमौ पतितान् दृष्ट्वा राक्षसी क्रोधमूर्छिता । पपात पुनरेवार्ता सनिर्यासेव वल्लरी ॥२१॥
તે બધાને ભૂમિ ઉપર પડેલા જોયીને શૂર્પણખા ક્રોધે ભરાયેલી, થોડુંક સૂકાયેલા નિર્યાસસહિત વલ્લરીની જેમ ફરી પડી ગયી. (૨૧)

भ्रातुः समीपे शोकार्ता ससर्ज निनदं महत् । सस्वरं मुमुचे बाष्पं विवर्णवदना तदा ॥२२॥
શોકથી પીડાયેલી તે શૂર્પણખા ભાયીની પાસે જયીને, બૂમ પાડીને રડવા લાગી. (૨૨)

निपातितान् प्रेक्ष्य रणे तु राक्षसान् प्रधाविता शूर्पणखा पुनस्ततः ।
वधं च तेषां निखिलेन रक्षसां शशंस सर्वं भगिनी खरस्य सा ॥२३॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे विंशः सर्गः ॥२०॥

તે બધા રાક્ષસોનો વધ જોયીને શૂર્પણખા દોડી અને ખરની પાસે જયીને બધા રાક્ષસોના વધની વાત કરી. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના વિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकविंशः सर्गः

स पुनः पतितां दृष्ट्वा क्रोधाच्छूर्पणखां पुनः । उवाच व्यक्तया वाचा तामनर्थार्थमागताम् ॥१॥
રાક્ષસવંશના અનર્થ માટે આવેલી તે શૂર્પણખાને ભૂમિ ઉપર પડેલી જોયીને ક્રોધથી ખર બોલ્યો. (૧)

मया त्विदानीं शूरास्ते राक्षसाः पिशिताशनाः । त्वत्प्रियार्थं विनिर्दिष्टाः किमर्थं रुद्यते पुनः ॥२॥
મેં હમણા જ તારા હિત માટે લોહી પીનારા વીર રાક્ષસોને મોકલ્યા છે અને જેમ તારું હિત થાય તેમ કરવા માટે મેં તેમને નિર્દેશ કર્યો છે. તું શા માટે ફરી રડે છે? (૨)

किमेतच्छ्रोतुमिच्छामि कारणं यत्कृते पुनः । हा नाथेति विनर्दन्ती सर्पवच्चेष्टसे क्षितौ ॥३॥
શું કારણ છે કે તું ફરીથી, હા નાથ આમ બોલતી સાપની પેઠે પૃથિવી ઉપર આલોટે છે? (૩)

अनाथवद् विलपसि किं नु नाथे मयि स्थिते । उत्तिष्ठोत्तिष्ठ मा मैवं वैक्लव्यं त्यज्यतामिति ॥४॥
મારા જેવા વર્તમાન છે છતાં તું અનાથની પેઠે શા માટે વિલાપ કરે છે? ઉઠ, ભયનો ત્યાગ કર, વ્યાકુળતા મૂકી દે. (૪)

इत्येवमुक्ता दुर्धर्षा खरेण परिसान्त्विता । विमृज्य नयने सास्रे खरं भ्रातरमब्रवीत् ॥५॥
ખરે જ્યારે આમ કહીને તેને સાન્ત્વના આપી ત્યારે તે આંસૂ ભરેલ આંખોને લૂંછીને ભાયીને કહેવા લાગી. (૫)

अस्मीदानीमहं प्राप्ता हतश्रवणनासिका । शोणितौघपरिक्लिन्ना त्वया च परिसान्त्विता ॥६॥
નાક-કાન વિનાની હું અત્યારે તમારી પાસે આવી છું. લોહીથી ખરડાયેલી છું. તમે મને ધીરજ આપી છે. (૬)

प्रेषिताश्च त्वया शूरा राक्षसास्ते चतुर्दश । निहन्तुं राघवं घोरं मत्प्रियार्थं सलक्ष्मणम् ॥७॥
ते तु रामेण सामर्षाः शूलपट्टिशपाणयः । समरे निहताः सर्वे सायकैर्मर्मभेदिभिः ॥८॥
મારા હિત માટે તમોયે જે રાક્ષસોને રામનો વધ કરવા મોકલ્યા હતા, તેમના હાથમાં શૂલ પણ હતા, પટ્ટિશ પણ હતા, છતાં રામે મર્મભેદી બાણોથી તેમને મારી નાખ્યા. (૭-૮)

तान् भूमौ पतितान् दृष्ट्वा क्षणेनैव महाजवान् । रामस्य च महत्कर्म महांस्त्रासोऽभवन्मम ॥९॥
ક્ષણભરમાં તેવોને ભૂમિ ઉપર પડેલા જોયીને, રામના તે અદ્ભુત કર્મથી, મને ભારે ત્રાસ થયું.

सास्मि भीता समुद्विग्ना विषण्णा च निशाचर । शरणं त्वां पुनः प्राप्ता सर्वतो भयदर्शिनी ॥१०॥
હું તો ભયભીત થયી ગયી છું. વિષાદયુકત થયી છું. તેથી ચારે ઓર ભય જોયીને પછી તમારી શરણે આવી છું. (૧૦)

विषादनक्राध्युषिते परित्रासोर्मिमालिनि । किं मां न त्रायसे मग्नां विपुले शोकसागरे ॥११॥
વિષાદરૂપ નક્ર જેમાં રહેલાં છે એવા ભયરૂપસાગરમાં ડૂબતી મને તું કાં નથી બચાવતો. ? (૧૧)

एते च निहता भूमौ रामेण निशितैः शरैः । ये च मे पदवीं प्राप्ता राक्षसाः पिशिताशनाः ॥१२॥
રામે તીક્ષ્ણ બાણોથી તેવોને મારીને પૃથિવી ઉપર નાખી દીધા છે. લોહી પીનારા તે રાક્ષસોની પણ મારી જ દશા થયી છે. (૧૨)

मयि ते यद्यनुक्रोशो यदि रक्षःसु तेषु च । दण्डकारण्यनिलयं जहि राक्षसकण्टकम् ॥१३॥

જો મારા માટે તારામાં દયા હોય, તેમજ તે મરેલા રાક્ષસો ઉપર પણ તને દયા આવતી હોય, તો રાક્ષસોના શત્રુ અને દંડકારણ્યમાં રહેલા તે રામને મારી નાખ (૧૩)

यदि राममित्रघ्नं न त्वमद्य वधिष्यसि । तव चैवाग्रतः प्राणांस्त्यक्ष्यामि निरपत्रपा ॥१४॥

જો મારા શત્રુ રામને તું આજે જ મારી નાખીશ નહિ તો હું નિર્લજ્જ થયીને તારી આગળ જ મારા પ્રાણોનો ત્યાગ કરીશ. (૧૪)

बुद्ध्याहमनुपश्यामि न त्वं रामस्य संयुगे । स्थातुं प्रतिमुखे शक्तः सबलोपि महारणे ॥१५॥

હું વિચાર કરું છું તો મને લાગે છે કે તું બલવાન્ છું તથાપિ યુદ્ધમાં રામની સામે ઉભો રહી શકીશ નહિ. (૧૫)

शूरमानी न शूरस्त्वं मिथ्यारोपितविक्रमः । अपयाहि जनस्थानात् त्वरितः सहबान्धवः ॥१६॥

જો તું મિથ્યાભિમાની થયીને પોતાને શૂર માનતો હયિશ તો ખરેખર તું શૂર નથી. તેથી તારા કુટુંબ સાથે તરત જ આ જનસ્થાનથી નાસી જા. (૧૬)

मानुषौ तौ न शक्नोषि हन्तुं वै रामलक्ष्मणौ । निःसत्त्वस्याल्पवीर्यस्य वासस्ते कीदृशस्त्विह ॥१७॥

જો તું રામ લક્ષ્મણ જેવા મનુષ્યને મારી શકતો નથી તો સત્ત્વહીન અને અલ્પબળવાલો તું અહિં કેવી રીતે રહી શકીશ ? (૧૭)

स हि तेजःसमायुक्तो रामो दशरथात्मजः । भ्राता चास्य महावीर्यो येन चास्मि विरूपिता ॥१८॥

રામ તો ભારે તેજસ્વી છે, અને જેણે મને કદ્રૂપા બનાવી છે તે તેમનો ભાયી લક્ષ્મણ પણ મહાબલવાન્ છે. (૧૮)

एवं विलप्य बहुशो राक्षसी प्रदरोदरी । भ्रातुः समीपे शोकार्ता नष्टसञ्ज्ञा बभूव ह ॥१९॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे एकविंशः सर्गः ॥२१॥

આ રીતે મોટી પેટવાળી તે રાક્ષસી વિલાપ કરીને પેટ કૂટીને, ભારે દુઃખિની થયીને રડવા લાગી. (૧૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्वाविंशः सर्गः

—*—

एवमाधर्षितः शूरः शूर्पणख्या खरस्ततः । उवाच रक्षसां मध्ये खरः खरतरं वचः ॥१॥

શૂર્પણખાયે આ રીતે જ્યારે ખરનો તિરસ્કાર કર્યો ત્યારે તે શૂર ખર, રાક્ષસોની વચમાં કઠોર વચન બોલવા લાગ્યો. (૧)

तवापमानप्रभवः क्रोधोयमतुलो मम । न शक्यते धारयितुं लवणाम्भ इवोल्बणम् ॥२॥

હે શૂર્પણખા, તારા અપમાનને લીધે મને જે ક્રોધ થયો છે તેને હું રોકી શકતો નથી. જેમ ઘા ઉપર મીઠાનું પાણી અસહ્ય હોય છે તેમ આ અપમાન અસહ્ય છે. (૨)

न रामं गणये वीर्यान्मानुषं क्षीणजीवितम् । आत्मदुश्चरितैः प्राणान् हतो योद्य विमोक्ष्यते ॥३॥

રામ તો મનુષ્ય છે. ક્ષણજીવી છે. મારા બળ આગળ એની હું કયીં ચિંતા કરતો નથી. તે રામ આજે જ પોતાના પાપને લીધે મારાથી હણાયેલો પ્રાણત્યાગ કરશે (૩)

बाष्पः संधार्यतामेष सम्भ्रमश्च विमुच्यताम् । अहं रामं सह भ्रात्रा नयामि यमसादनम् ॥४॥

અશ્રુધારાને તું રોક. ભયનો ત્યાગ કર. હું રામને તેના ભાયી લક્ષ્મણ સાથે યમરાજની પાસે મોકલું છું. (૪)

परश्वधहतस्याद्य मन्दप्राणस्य भूतले । रामस्य रुधिरं रक्तमुष्णं पास्यसि राक्षसि ॥५॥

મારા પરશ્વધથી યુદ્ધમાં તે અલ્પપ્રાણ રામનો હું વધ કરિશ અને તેનું ઉનું ઉનું રકતનુ તું પાન કરિશ. (૫)

सम्प्रहृष्टा वचः श्रुत्वा खरस्य वदनाच्च्युतम् । प्रशशंस पुनर्मौर्ख्याद् भ्रातरं रक्षसां वरम् ॥६॥

ખરનું વચન સાંભળી તે વધારે પ્રસન્ન થયી અને મૂર્ખતાને લીધે રાક્ષસોમાં શ્રેષ્ઠ તે ખરની પ્રશંસા કરવા લાગી. (૬)

तया परुषितः पूर्वं पुनरेव प्रशंसितः । अब्रवीद् दूषणं नाम खरः सेनापतिं तदा ॥७॥

શૂર્પણુખાયે પહેલાં તો તેના માટે કઠોર શબ્દો કહ્યા હતા અને પછીથી તેની પ્રશંસા પણ કરી. ત્યારે ખરે સેનાપતિ દૂષણને કહ્યું... (૭)

चतुर्दश सहस्राणि मम चित्तानुवर्तिनाम् । सर्वोद्योगमुदीर्णानां रक्षसां सौम्य कारय ॥८॥

મારી ઇચ્છા પ્રમાણે વર્તનારા અને યુદ્ધમાં ઉત્સાહ રાખનારા આવા રાક્ષસોથી હે સૌમ્ય બધા ઉદ્યોગ-પ્રયત્ન કરાવશો. (૮)

उपस्थापय मे क्षिप्रं रथं सौम्य धनूंषि च । शरांश्च चित्रान् खड्गांश्च शक्तीश्च विविधाः शिताः ॥९

અને હે સૌમ્ય, ધનુષ, બાણ અને વિવિધ પ્રકારના તીક્ષ્ણ ખડ્ગ અને શકિતયો ઉપસ્થિત કરો.

अग्रे निर्यातुमिच्छामि पौलस्त्यानां महात्मनाम् । वधार्थं दुर्विनीतस्य रामस्य रणकोविद ॥१०॥

જે મહાત્મા રાક્ષસો છે, તે સૌ કરતાં હું શ્રેષ્ઠ થવા ઇચ્છું છું, તેથી રણપંડિત હું દુર્વિનીત રામનો વધ કરવા ઇચ્છું છું. (૧૦)

इति तस्य ब्रुवाणस्य सूर्यवर्णं महारथम् । सदश्वैः शबलैर्युक्तमाचचक्षेथ दूषणः ॥११॥

ખરનું વચન સાંભળી, ચિત્રવર્ણવાળા સારા સારા અશ્વોથી યુકત સૂર્ય જેવા પ્રકાશમાન રથ તૈયાર છે, એમ દૂષણે કહ્યું. (૧૧)

तं मेरुशिखराकारं तप्तकाञ्चनभूषणम् । हेमचक्रमसम्बाधं वैदूर्यमयकूबरम् ॥१२॥

मत्स्यैः पुष्पैर्द्रुमैः शैलैश्चन्द्रसूर्यैश्च काञ्चनैः । माङ्गल्यैः पक्षिसङ्घैश्च ताराभिश्च समावृतम् ॥१३॥

ध्वजनिस्त्रिंशसम्पन्नं किंकिणीवरभूषितम् । सदश्वयुक्तं सोमर्षादारुरोह खरस्तदा ॥१४॥

મેરુપર્વતના શિખર જેવા ઉચ્ચ, તપાવેલા સોનાના આભૂષણો જેમાં હતા, જેના પેડાં સોનાના હતાં, વૈડૂર્યમણિના જેનું યુગંધર હતું, મત્સ્ય, પુષ્પ, વૃક્ષ, પર્વત, ચંદ્રમણિ, સુવર્ણ, મંગલસૂચક પક્ષિયોનો સંઘ અને તારાવોથી ભરેલ રથ......! ધ્વજ, ખડ્ગ, નાનીનાની ઘંટડિયોથી સુશોભિત, શ્રેષ્ઠ અશ્વો જેમાં હતા, આવા રથ ઉપર ખર સવાર થયો. (૧૨-૧૪)

खरस्तु तन्महत्सैन्यं रथचर्मायुधध्वजम् । निर्यातेत्यब्रवीत् प्रेक्ष्य दूषणः सर्वराक्षसान् ॥१५॥

ખર અને દૂષણુ રથ, ચર્મ, આયુધ, ધ્વજ ઇત્યાદિથી સંપન્ન સૈન્યને અને રાક્ષસોને જોયીને કહ્યું કે નિકલો-ચાલો. (૧૫)

ततस्तद् राक्षसं सैन्यं घोरचर्मायुधध्वजम् । निर्जगाम जनस्थानान्महानादं महाजवम् ॥१६॥

ત્યારે તે રાક્ષસોની સેના જે ઘોર ચર્મ અને આયુધોથી સજ્જ હતી, અને અત્યંત બળવતી હતી, ત્યાંથી ગર્જના કરતી નિકળી. (૧૬)

मुद्गरैः पट्टिशैः शूलैः सुतीक्ष्णैश्च परश्वधैः । खड्गैश्चक्रैश्च हस्तस्थैर्भ्राजमानैः सतोमरैः ॥१७॥

મુદ્દગર, પટ્ટિશ, શૂલ, તીક્ષ્ણુ પાવડા, ખડ્ગ, ચક્ર, તોમર આ બધાં આયુધોને હાથમાં લયીને તે સેના ચાલી. (૧૭)

शक्तिभिः परिघैर्घोरैरतिमात्रैश्च कार्मुकैः । गदासिमुसलैर्वज्रैर्गृहीतैर्भीमदर्शनैः ॥१८॥

શક્તિ, ભયંકર પરિઘ, ઘણાં મોટા મોટા ધનુષ, ગદા, તલવાર, મુસલ, વજ્ર આદિ ભયંકર અસ્ત્રો શસ્ત્રોથી યુકત સેના ચાલી. (૧૮)

राक्षसानां सुघोराणां सहस्राणि चतुर्दश । निर्यातानि जनस्थानात् खरचित्तानुवर्तिनाम् ॥१९॥

ખરની ઇચ્છા પ્રમાણે વર્તનારા ચૌદ સહસ્ર ભયંકર રાક્ષસો જનસ્થાનથી નિકળીને ચાલ્યા. (તે સેના જે ખરની ઇચ્છા પ્રમાણે ચાલતી હતી, જનસ્થાનથી નીકળી). (૧૯)

तांस्तु निर्धावतो दृष्ट्वा राक्षसान् भीमदर्शनान् । खरस्याथ रथः किंचिज्जगाम तदनन्तरम् ॥२०॥

જોતાં બીક લાગે આવા ભયંકર રાક્ષસોને દોડતા જોયીને ખરનો રથ પણ થોડો આગળ એટલે રામની પાસે પહોંચ્યો. (૨૦)

ततस्ताञ्छबलानश्वांस्तप्तकाञ्चनभूषितान् । खरस्य मतमाज्ञाय सारथिः पर्यचोदयत् ॥२१॥

અનેક પ્રકારના રંગવાળા અને તપાવેલા સોનાના ઘરેણાંથી શણગારેલા અશ્વોને, ખરની ઇચ્છા જાણીને સારથિયે આગળ ચલાવ્યા. (૨૧)

संचोदितो रथः शीघ्रं खरस्य रिपुघातिनः । शब्देनापूरयामास दिशः स प्रदिशस्तथा ॥२२॥

શત્રુવોનો નાશ કરનાર ખરનો રથ જ્યારે ચાલ્યો ત્યારે તેના શબ્દથી દિશાવો અને વિદિશાવો ગાજી ઉઠી. (૨૨)

प्रवृद्धमन्युस्तु खरः खरस्वरो रिपोर्वधार्थं त्वरितो यथान्तकः ।
अचूचुदत् सारथिमुन्नदन् पुनर्महाबलो मेघ इवाश्मवर्षवान् ॥२३॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे द्वाविंशः सर्गः ॥२२॥

પત્થરનો વરસાદ વરસાવનાર, મેઘની જેમ કઠોર શબ્દ બોલનાર, મહાક્રોધી યમરાજ જેવા ખરે, સારથિને આગળ વધવાની પ્રેરણા કરી. (૨૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વાવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रयोविंशः सर्गः

तत्प्रयातं बलं घोरमशिवं शोणितोदकम् । अभ्यवर्षन्महाघोरस्तुमुलो गर्दभारुणः ॥१॥
ખરની તે ભયંકર અને અમંગળ સેના જ્યારે ચાલી ત્યારે પરમદુઃખદ રકતની જેમ જળનો વરસાદ તે વરસાવવા લાગી. (૧)

निपेतुस्तुरगास्तस्य रथयुक्ता महाजवाः । समे पुष्पचिते देशे राजमार्गे यदृच्छया ॥२॥
જેમાં પુષ્પો પથરાયલાં હતાં એવા સમતલ રાજમાર્ગ ઉપર ઇચ્છાપ્રમાણે મહાવેગવાળા રથમાં જોડાયેલા અશ્વો પડવા લાગ્યા. (૨)

श्यामं रुधिरपर्यन्तं बभूव परिवेषणम् । अलातचक्रप्रतिमं प्रतिगृह्य दिवाकरम् ॥३॥
અને, શ્યામ તથા જેનો પ્રાંત ભાગ રકત જેવો હતો, એવા અલાતચક્રની જેમ ગોલ સૂર્યની ચારે ઓર પરિવેષણ એટલે ઘેરો થઇ ગયો. (૩)

ततो ध्वजमुपागम्य हेमदण्डं समुच्छ्रितम् । समाक्रम्य महाकायस्तस्थौ गृध्रः सुदारुणः ॥४॥
ત્યાર પછી જેનો દંડ સુવર્ણનો હતો એવા ધ્વજને ઊંચો કરીને જ્યારે તે ચાલ્યો ત્યારે બહુજ મોટો એક ભયંકર ગીધ તેના ઉપર બેસી ગયો. (૪)

जनस्थानसमीपे च समाक्रम्य खरस्वनाः । विस्वरान् विविधान् नादान् मांसादा मृगपक्षिणः ॥५॥
જ્યારે તે સેના જનસ્થાનની પાસે આવી ત્યારે માંસાહારી પશુવો અને પક્ષિયો અનેક પ્રકારના ભયંકર સ્વર કરવા લાગ્યા (૫)

व्याजह्रुरभिदीप्तायां दिशि वै भैरवस्वनम् । अशिवं यातुधानानां शिवा घोरा महास्वनाः ॥६॥
જે દિશામાં સૂર્ય હતો તે દિશામાં મહાભયંકર શબ્દ કરનારા ભયંકર શિવા, ભયંકર શબ્દ કરવા લાગ્યાં. (૬)

प्रभिन्नगजसङ्काशास्तोयशोणितधारिणः । आकाशं तदनाकाशं चक्रुर्भीमाम्बुवाहकाः ॥७॥
જેના મસ્તકમાંથી મધ ઝરતો હોય આવા ગજરાજની જેમ, જલની જેમ રકતને ધારણ કરનારા મેઘો આકાશમાં ચારે ઓર છવાયી ગયા. (૭)

बभूव तिमिरं घोरमुद्धतं रोमहर्षणम् । दिशो वा प्रदिशो वापि सुव्यक्तं न चकाशिरे ॥८॥
રોમાટા ઉભા કરે આવો ઘોર અંધકાર ચારે ઓર વ્યાપી ગયો જેથી દિશાવો અને ઉપદિશાવો સ્પષ્ટ જણાતી ન હતી. (૮)

क्षतजार्द्रसवर्णाभा सन्ध्याकाले विना बभौ । खरं चाभिमुखं नेदुस्तदा घोरा मृगाः खगाः ॥९॥
લોહીથી ભરાયેલું જે વસ્ત્રાદિક, તેની પેઠે જ અસમયની સંધ્યા જણાવવા લાગી. તેમજ ખરની સામે ભયંકર પક્ષિયો અને પશુવો બોલવા લાગ્યાં. (૯)

कङ्कगोमायुगृध्राश्च चुक्रुशुर्भयशंसिनः । नित्याशिवकरा युद्धे शिवा घोरनिदर्शनाः ॥१०॥
યુદ્ધમાં અવશ્ય જ અમંગળ કરનારા ભયંકર, કંક, ગોમાયુ, અને ગૃધ્ર શબ્દ કરવા લાગ્યા. (૧૦)

र्बलस्याभिमुखं नेदुर्ज्वालोद्गारिभिराननैः । कबन्धः परिघाभासो दृश्यते भास्करान्तिके ॥११॥
સેનાની આગળ જ અશુભ પશુવો અને પક્ષિયો શબ્દ કરતા હતા. અને ત્યાં જ સૂર્યની સામે પરિઘ જેવો કબંધ જોવામાં આવવા લાગ્યો. (૧૧)

जग्राह सूर्यं स्वर्भानुरपर्वणि महाग्रहः । प्रवाति मारुतः शीघ्रं निष्प्रभोभूद दिवाकरः ॥१२॥
પર્વ વિના જ રાહુયે સૂર્યને ગ્રસ્યો. પવન વેગથી ચાલવા લાગ્યો અને સૂર્ય નિસ્તેજ બની ગયો. (૧૨)

उपेतुश्च विना रात्रिं ताराः खद्योतसप्रभाः । संलीनमीनविहगा नलिन्यः शुष्कपङ्कजाः ॥१३॥
રાત્રિ ન હતી છતાં ખદ્યોત સમાન તારા નિકળી આવ્યા. માછલિયો અને જળપક્ષિયો જળમાં સમાયી ગયા અને તળાવનાં કમળો સુકાયી ગયાં. (૧૩)

तस्मिन् क्षणे बभूवुश्च विना पुष्पफलैर्द्रुमाः । उद्धूतश्च विना वातं रेणुर्जलधरारुणः ॥१४॥
તે સમયે ઝાડોના પુષ્પો અને ફળો અદૃશ્ય થયી ગયાં. તેમજ પવન ન હતો તો પણ ધૂસર ધૂળ ઉડવા લાગી. (૧૪)

चीचीकूचीति वाश्यन्त्यो बभूवुस्तत्र सारिकाः । उल्काश्चापि सनिर्घोषा निपेतुर्घोरदर्शनाः ॥१५॥
અને સારિકાવો ચી ચી શબ્દ કરવા લાગી અને શબ્દ સાથે ભયંકર ઉલ્કાપાત થવા લાગ્યો (૧૫)

प्रचचाल मही चापि सशैलवनकानना । खरस्य च रथस्थस्य नर्दमानस्य धीमतः ॥१६॥
અને ખર જ્યારે રથ ઉપરથી ગાજવા લાગ્યો ત્યારે પર્વત, વન, પૃથિવી આદિ ધ્રુજવા લાગ્યાં. (૧૬)

प्राकम्पत भुजः सव्यः खरश्चास्यावसज्जत । ललाटे च रुजो जाता न च मोहान्न्यवर्तत ॥१७॥
ખરનો ડાબો હાથ ધ્રુજવા લગ્યો અને સ્વર બેસી ગયો. અને આમ તેમ જોતાં તેના માથા ઉપર પરસેવા આવી ગયા. (૧૭)

तान् समीक्ष्य महोत्पातानुत्थितान् रोमहर्षणान् । अब्रवीद् राक्षसान् सर्वान् प्रहसन् स खरस्तदा ॥
રોમાટા ઉભા કરે તેવા તે ઉત્પાતોને જોયીને હંસતો હંસતો તે રાક્ષસ ખર બોલવા લાગ્યો (૧૮)

न चिन्तयाम्यहं वीर्याद् बलवान् दुर्बलानिव । तारा अपि शरैस्तीक्ष्णैः पातयेयं नभस्तलात् १९॥
આ ભયંકર ઉત્પાતોને જોયીને હું તે રીતે તેની ચિંતા કરતો નથી જેમ બલશાળી માણુસ દુર્બળોને જોયીને ચિંતા કરતો નથી. (૧૯)

राघवं तं बलोत्सिक्तं भ्रातरं चापि लक्ष्मणम् । अहत्वा सायकैस्तीक्ष्णैर्नोपावर्तितुमुत्सहे ॥२०॥
। બળનો અભિમાન રાખનારા તે રામ અને તેમના ભાયી લક્ષ્મણને પણ, તીક્ષ્ણ બાણોથી માર્યા વિના હું પાછો નહિ જ ફરું (૨૦)

यन्निमित्तं तु रामस्य लक्ष्मणस्य विपर्ययः । सकामा भगिनी मेस्तु पीत्वा तु रुधिरं तयोः ॥
જેના માટે રામ અને લક્ષ્મણ વિપરીત કર્મ કર્યું છે તે મારી બહેન શૂર્પણખા તે બન્નેનું રક્તપાન કરીને પોતાની ઇચ્છાને સફળ બનાવે (૨૧)

न क्वचित् प्राप्तपूर्वो मे संयुगेषु पराजयः । युष्माकमेतत् प्रत्यक्षं नानृतं कथयाम्यहम् ॥२२॥
હજી સુધી હું ક્યાંય યુદ્ધોમાં પરાજિત થયો નથી. આ વાત તમે બધા જાણો જ છો. હું મિથ્યા કહેતો નથી. (૨૨)

देवराजमपि क्रुद्धो मत्तैरावतगामिनम् । वज्रहस्तं रणे हन्यां किं पुनस्तौ च मानवौ ॥२३॥

હું જ્યારે ક્રોધે ભરાવું તો મત્ત ઐરાવત ઉપર બેસીને ચાલનાર અને વજ્રધારી ઈન્દ્રને પણ મારી નાખી શકું છું તો આ બન્ને માનવોની શી વાત છે ! (૨૩)

**सा तस्य गर्जितं श्रुत्वा राक्षसानां महाचमूः । प्रहर्षमतुलं लेभे मृत्युपाशावपाशिता ॥२४॥**

તેની આ ગર્જના સાંભળીને રાક્ષસોની તે મોટી સેના ભારે પ્રસન્ન થયી ગયી કેમકે તેનું મૃત્યુ પાસે જ હતું (૨૪)

**ऋषयो देवगन्धर्वाः सिद्धाश्च सह चारणैः । समेत्य चोचुः सहितास्तेन्योन्यं पुण्यकर्मणः ॥२५॥**

**जयतां राघवो युद्धे पौलस्त्यान् रजनीचरान् । चक्रहस्तो यथा विष्णुः सर्वानसुरसत्तमान् ॥२६॥**

ઋષિયો, દેવો, ગંધર્વો, સિદ્ધો, ચારણો વધા ભેગા થયીને અન્યોન્ય કહેવા લાગ્યા કે હાથમાં ચક્રધારણ કરનારા વિષ્ણુની જેમ રાઘવ યુદ્ધમાં પુલસ્યવંશના બધા મોટા મોટા રાક્ષસોને રામ મારી નાખે, (૨૫-૨૬)

**चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् । एकश्च रामो धर्मात्मा कथं युद्धं भविष्यति ॥२७॥**

અને તેવો ફરી કહેવા લાગ્યા કે આવા ભયંકર ૧૪ સહસ્ર રાક્ષસોને યુદ્ધમાં રામ એકલા કયી રીતે મારી શકશે. (૨૭)

**एतच्चान्यच्च बहुशो ब्रुवाणाः परमर्षयः । ददृशुर्वाहिनीं तेषां राक्षसानां गतायुषाम् ॥२८॥**

આ અને બીજું પણ બોલનારા પરમઋષિયોયે મરવાની અણી ઉપર ઊભેલા રાક્ષસોની મોટી સેના જોયી. (૨૮)

**श्येनगामी पृथुग्रीवो यज्ञशत्रुर्विहङ्गमः । दुर्जयः करवीराक्षः परुषः कालकार्मुकः ॥२९॥**

**हेममाली महामाली सर्पास्यो रुधिराशनः । द्वादशैते महावीर्याः प्रतस्थुरभितः खरम् ॥३०॥**

**महाकपालः स्थूलाक्षः प्रमाथस्त्रिशिरास्तथा । चत्वार एते सेनाग्रे दूषणं पृष्ठतोन्वयुः ॥३१॥**

શ્યેનગામી, પૃથુગ્રીવ, યજ્ઞશત્રુ, વિહંગમ, દુર્જય, કરવીરાક્ષ, કાળકાર્મુક, હેમમાલી, મહા-સર્પાસ્ય, રુધિરાશન આ ૧૨ વીરો ખરની ચારે ઓર ચાલ્યા, અને મહાકપાલ, સ્થૂલાક્ષ, પ્રમાથ તથા ત્રિશિરા આ ચારે સેના અગ્રભાગમાં દૂષણની પાછળ ચાલ્યા. દૂષણના પીઠ પાછળ ચાલ્યા. (૨૯-૩૧)

**सा भीमवेगा समराभिकाङ्क्षिणी सुदारुणा राक्षसवीरसेना ।**
**तौ राजपुत्रौ सहसाभ्युपेता माला ग्रहाणामिव चन्द्रसूर्यौ ॥३२॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येरण्यकाण्डे त्रयोविंशः सर्गः ॥२३॥

ભયંકર વેગવાળી, અત્યંત ભયંકર, સમરની ઇચ્છાવાળી રાક્ષસસેના જેમ માલાગ્રહની પાસે ચંદ્ર-સૂર્ય જાય તેમ રામ અને લક્ષ્મણની પાસે પહોંચી ગયી. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રયોવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुर्विंशः सर्गः

——*——

तानुत्पातान् महाघोरान् रामो दृष्ट्वात्यमर्षणः । प्रजानामहितान् दृष्ट्वा वाक्यं लक्ष्मणमब्रवीत् ॥१॥

પ્રજાવોનું અહિત કરનાર તે મહાભયંકર ઉત્પાતોને જોયીને રામે લક્ષ્મણને કહ્યું (૧)

इमान् पश्य महाबाहो सर्वभूतापहारिणः । समुत्थितान् महोत्पातान् संहर्तुं सर्वराक्षसान् ॥२॥

હે મહાબાહો લક્ષ્મણ, સર્વપ્રાણિયોને કષ્ટ આપનારા, મહાન્ ઉપદ્રવી આ બધા રાક્ષસોનો સંહાર કરવાનો વિચાર કરો. (૨)

अमी रुधिरधारास्तु विसृजन्ते खरस्वनाः । व्योम्नि मेघा निवर्तन्ते परुषा गर्दभारुणाः ॥३॥

ગર્દભ જેવા સ્વર બોલનારા આ બધા લોહીની ધારા વહેવરાવે છે, અને આકાશમાં મેઘોની જેમ તેવો ચારેકોર ફરી રહ્યા છે. (૩)

यादृशा इह कूजन्ति पक्षिणो वनचारिणः । अग्रतो नो भयं प्राप्तं संशयो जीवितस्य च ॥४॥

અને વનના પક્ષિયો જે પ્રકારના શબ્દ કરી રહ્યા છે તેથી લાગે છે કે આપણી સામે ભય ઊભું છે અને પ્રાણસંકટ પણ ઉપસ્થિત છે. (૪)

सम्प्रहारस्तु सुमहान् भविष्यति न संशयः । अयमाख्याति मे बाहुः स्फुरमाणो मुहुर्मुहुः ॥५॥

અને આ મારો બાહુ વારંવાર ફડકે છે, તે જણાવે છે કે બહુ મોટું યુદ્ધ થવાનું છે, આમાં સંદેહ નહિ. (૫)

सन्निकर्षे तु नः शूर जयं शत्रोः पराजयम् । सुप्रभं च प्रसन्नं च तव वक्त्रं हि लक्ष्यते ॥६॥

હે વીર લક્ષ્મણ, આપણી પાસે તો જય છે અને શત્રુનો પરાજય છે. એમ કહેવાનો હેતુ આ છે કે તમારું મુખ સુશોભિત અને પ્રસન્ન જણાય છે. (૬)

उद्यतानां हि युद्धार्थं येषां भवति लक्ष्मण । निष्प्रभं वदनं तेषां भवत्यायुःपरिक्षयः ॥७॥

હે લક્ષ્મણ, જે યુદ્ધ માટે ઉદ્યત હોય પણ તેમનું મુખ ઉદાસ હોય તો તેનું આયુ ક્ષીણ થાય છે. (૭)

रक्षसां नर्दतां घोरः श्रूयतेयं महाध्वनिः । आहतानां च भेरीणां राक्षसैः क्रूरकर्मभिः ॥८॥

આ રાક્ષસો ગાજી રહ્યા છે અને ક્રૂરકર્મા રાક્ષસોયે વગાડેલ ભેરીનો શબ્દ સંભળાય છે. (૮)

अनागतविधानं तु कर्तव्यं शुभमिच्छता । आपदं शङ्कमानेन पुरुषेण विपश्चिता ॥९॥

વિદ્વાન્ પુરુષનો ધર્મ છે કે આપત્તિની શંકા હોય તો આપણા કલ્યાણ માટે પહેલાંથી જ માર્ગ એટલે ઉપાય વિચારી લેવો જોયિયે. (૯)

तस्माद् गृहीत्वा वैदेहीं शरपाणिर्धनुर्धरः । गुहामाश्रय शैलस्य दुर्गां पादपसङ्कुलाम् ॥१०॥

તેથી તમે ધનુષ્ બાણ લયીને, સીતાને લયીને, વૃક્ષોની વચમાં, શીઘ્ર કોયી ત્યાં જયી શકે નહિ, આવી પર્વતની ગુફામાં ચાલ્યા જાવ. (૧૦)

प्रतिकूलितुमिच्छामि न हि वाक्यमिदं त्वया । शापितो मम पादाभ्यां गम्यतां वत्स मा चिरम् ॥

હું તમને મારા ચરણોનો સમ આપું છું કે મારી વાતને ટાળશો નહિ. તેથી હે વત્સ શીઘ્ર અહિંથી જાવ. વિલંબ કરો નહિ. (૧૧)

त्वं हि शूरश्च बलवान् हन्या एतान् न संशयः । स्वयं निहन्तुमिच्छामि सर्वानेव निशाचरान् ॥
હું જાણું છું કે તમે શૂર છો અને આ બધા રાક્ષસોનો વધ તમે કરી શકો છો, આમાં સંદેહ નથી. પણ આ બધાને હું જ મારી નાખવા ઇચ્છું છું. (૧૨)

एवमुक्तस्तु रामेण लक्ष्मणः सह सीतया । शरानादाय चापं च गुहां दुर्गां समाश्रयत् ॥१३॥
રામની આ આજ્ઞા સાંભળી લક્ષ્મણ ધનુષ્-બાણ લયીને સીતા સાથે જયાં કોયી શીઘ્ર પહોંચી શકે નહિ આવી તે ગુફામાં ચાલ્યા ગયા. (૧૩)

तस्मिन् प्रविष्टे तु गुहां लक्ष्मणे सह सीतया । हन्त निर्युक्तमित्युक्त्वा रामः कवचमाविशत् ॥१४॥
જ્યારે લક્ષ્મણ સીતા સાથે ગુફામાં ચાલ્યા ગયા ત્યારે 'મેં કહેલું લક્ષ્મણે કર્યું" તેથી સંતોષ પામી રામે કવચ ધારણ કર્યું. (૧૪)

स तेनाग्निनिकाशेन कवचेन विभूषितः । बभूव रामस्तिमिरे महानग्निरिवोत्थितः ॥१५॥
અગ્નિ સમાન દેદીપ્યમાન તે કવચથી રામ તે રીતે સુશોભિત થયા, જેમ ઘોર અંધકારમાં ધૂમવિનાનો અગ્નિ શોભે. (૧૫)

स चापमुद्यम्य महच्छरानादाय वीर्यवान् । बभूवावस्थितस्तत्र ज्यास्वनैः पूरयन् दिशः ॥१६॥
ત્યારે રામ ધનુષ્-બાણ લયીને ધનુષના ટંકારથી દિશાઓને ગુંજાવવા લાગ્યા. (૧૬)

ततो देवाः सगन्धर्वाः सिद्धाश्च सह चारणैः । समेयुश्च महात्मानो युद्धदर्शनकाङ्क्षया ॥१७॥
ત્યારે યુદ્ધ જોવાની ઇચ્છાવાળા દેવો, ગંધર્વો, સિદ્ધો, ચારણો અને મહાત્માઓ ત્યાં આવ્યા (૧૭)

ऋषयश्च महात्मानो लोके ब्रह्मर्षिसत्तमाः । समेत्य चोचुः सहितास्तेन्योन्यं पुण्यकर्मणः ॥१८॥
લોકમાં પ્રસિદ્ધ પુણ્યાત્માઓ, બ્રહ્મઋષિયો, ઋષિયો મહાત્માઓ ભેગા થયીને એકબીજાને કહેવા લાગ્યા. (૧૮)

जयतां राघवो युद्धे पौलस्त्यान् रजनीचरान् । चक्रहस्तो यथा युद्धे सर्वानसुरपुङ्गवान् ॥१९॥
જે રીતે ઇન્દ્ર બધા અસુરો ઉપર વિજય મેળવે છે તે જ પ્રમાણે રાઘવ પણ આ રાક્ષસો ઉપર વિજય મેળવો. (૧૯)

चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् । एकश्च रामो धर्मात्मा कथं युद्धं भविष्यति ॥२०॥
રાક્ષસો તો ચૌદ સહસ્ર છે અને ધર્માત્મા રામ તો એકલા છે. યુદ્ધ કયી રીતે થશે ? (૨૦)

इति राजर्षयः सिद्धाः सगणाश्च द्विजर्षभाः । जातकौतूहलास्तस्थुर्विमानस्थाश्च देवताः ॥२१॥
આ પ્રમાણે બોલતા કે વિચારતા રાજર્ષિયો, સિદ્ધો, ગણો, બ્રાહ્મણો, આશ્ચર્યપૂર્ણ હતા, અને દેવો વિમાનમાં બેઠા હતા. (૨૧)

आविष्टं तेजसा रामं सङ्ग्रामशिरसि स्थितम् । दृष्ट्वा सर्वाणि भूतानि भयाद् विव्यथिरे तदा ॥२२॥
જ્યારે તેજસ્વી રામ યુદ્ધમાં આગળ ઉભા થયા, તેમને જોયીને બધાય ભયથી દુઃખિત થયી ગયા.

रूपमप्रतिमं तस्य रामस्याक्लिष्टकर्मणः । बभूव रूपं क्रुद्धस्य रुद्रस्येव महात्मनः ॥२३॥
રામનું તે અપ્રતિમ ભવ્ય રૂપ, તે સમયે ક્રુદ્ધ થયેલા રુદ્રની જેમ લાગતું હતું. (૨૩)

ततो गम्भीरनिर्ह्रादं घोरचर्मायुधध्वजम् । अनीकं यातुधानानां समन्तात् प्रत्यपद्यत ॥२४॥
બધા આવી રીતે બોલી રહ્યા હતા ત્યારે ભયંકર ઢાળ, અસ્ત્ર-શસ્ત્રવાળી તથા ધ્વજવાળી રાક્ષસોની સેના પાસે પહોંચી ગયી. (૨૪)

वीरालापान् विसृजतामन्योन्यमभिगर्जताम् । चापानि विस्फारयतां जृम्भतां चाप्यभीक्ष्णशः २५॥
વીરતાના શબ્દો કરતા, એકએકની સામે ગર્જતા, ધનુષ્યને ચડાવતા, શરીરને ધ્રુજાવતા, (૨૫)

तेषां सुतुमुलः शब्दः पूरयामास तद् वनम् । तेन शब्देन वित्रस्ताः श्वापदा वनचारिणः ॥२६॥
રાક્ષસોની સેનાના શબ્દોથી તે આખું વન ગૂંજી ઊઠયું અને વનના હિંસક પશુવો ભયભીત થયી ગયા. (૨૬)

तच्चानीकं महावेगं रामं समनुवर्तत । धृतनानाप्रहरणं गम्भीरं सागरोपमम् ॥२७॥
અનેક પ્રકારના શસ્ત્રોથી સજ્જ, સાગર જેવા ગંભીર એટલે ભયંકર સેના રામની ઓર ચાલ્યી.

रामोपि चारयंश्चक्षुः सर्वतो रणपण्डितः । ददर्श खरसैन्यं तद् युद्धायाभिमुखं गतः ॥२८॥
રણપંડિત રામે પણ ચારે ઓર દૃષ્ટિ ફેરવીને યુદ્ધ માટે સામે આવેલી ખરની-સેનાનું નિરીક્ષણ કર્યું. (૨૮)

वितत्य च धनुर्भीमं तूण्याश्चोद्धृत्य सायकान् । क्रोधमाहारयत् तीव्रं बधार्थं सर्वरक्षसाम् ॥२९।
ત્યારે તેવો ધનુષ ચડાવીને તેના ઉપર બાણો મૂકીને, સર્વરાક્ષસોના સંહાર માટે ક્રોધથી ભરાયી ગયેલા (૨૯)

दुष्प्रेक्ष्यश्चाभवत् क्रुद्धो युगान्ताग्निरिव ज्वलन् । तं दृष्ट्वा तेजसाविष्टं प्राव्यथन् वनदेवताः ॥३०॥
પ્રલયકાળના અગ્નિની જેમ રામની ઓર કોયી દૃષ્ટિપાત કરી શકતો ન હુતો. તેજથી ભરેલા રામને જોયીને વનદેવતાવો વ્યાકુળ થયી ગયાં (૩૦)

तस्य रुष्टस्य रूपं तु रामस्य ददृशे तदा । दक्षस्येव क्रतुं हन्तुमुद्यतस्य पिनाकिनः ॥३१॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे चतुर्विंशः सर्गः ॥२४॥

ક્રોધે ભરાયેલા રામનું રૂપ તે સમયે. દક્ષપ્રજાપતિના યજ્ઞનો વિધ્વંસ કરવા સમયે રુદ્રનાં રૂપ જેવું હતું. (૩૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચર્તુવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ पञ्चविंशः सर्गः

—*—

अवष्टब्धधनुं रामं क्रुद्धं तं रिपुघातिनम् । ददर्शाश्रममागम्य खरः सह पुरःसरैः ॥१॥
ખરે પોતાના સાથિયો સાથે આવીને ક્રુદ્ધ થયેલા ધનુર્ધારી રામને જોયા. (૧)

तं दृष्ट्वा सगुणं चापमुद्यम्य खरनिःस्वनम् । रामस्याभिमुखं सूतं चोद्यतामित्यचोदयत् ॥२॥
રામને ધનુર્બાણથી સજ્જ જોયીને ખરે પોતાના સારથિને કહ્યું કે રથ રામની પાસે લયી ચાલ. (૨)

स खरस्याज्ञया सूतस्तुरगान् समचोदयत् । यत्र रामो महाबाहुरेको धुन्वन् धनुः स्थितः ॥३॥
ખરની આજ્ઞાથી સારથિયે રથ ત્યાં લયી ગયો જ્યાં મહાબાહુ રામ એકલા ધનુષ લયીને ઉભા હતા. (૩)

तं तु निष्पतितं दृष्ट्वा सर्वतो रजनीचराः। मुञ्चमाना महानादं सचिवाः पर्यवारयन् ॥४॥
ખર રામની પાસે પહોંચી ગયો છે, એમ જોયીને શ્યેનગામી આદિ સચિવો તેની પાસે પહોંચી ગયા અને કોલાહલ કરવા લાગ્યા. (૪)

स तेषां यातुधानानां मध्ये रथगतः खरः। बभूव मध्ये ताराणां लोहिताङ्ग इवोदितः ॥५॥
તે ખર રાક્ષસની વચમાં રથમાં બેઠેલો એમ લાગતો હતો જેમ તારાવોની વચમાં મંગળ.

ततः शरसहस्रेण राममप्रतिमौजसम्। अर्दयित्वा महानादं ननाद समरे खरः ॥६॥
ખર સહસ્રો બાણોથી મહાવીર રામને ઘાયલ કરીને ઉચ્ચ સ્વરથી યુદ્ધમાં ગર્જવા લાગ્યો. (૬)

ततस्तं भीमधन्वानं क्रुद्धाः सर्वे निशाचराः। रामं नानाविधैः शस्त्रैरभ्यवर्षन्त दुर्जयम् ॥७॥
ત્યારે પછી બીજા રાક્ષસો પણ ભિન્ન ભિન્ન પ્રકારનાં શસ્ત્રો લયીને દુર્જય રામ ઉપર શસ્ત્રવર્ષા કરવા લાગ્યા. (૭)

मुद्गरैः पट्टिशैः शूलैः प्रासैः खड्गैः परश्वधैः। राक्षसाः समरे शूरं निजघ्नू रोषतत्पराः ॥८॥
મુદ્ગર, પટ્ટિશ, શૂલ, પ્રાસ, ખડ્ગ પરશ્વધ આવાં શસ્ત્રોથી રોષે ભરાયેલા રાક્ષસો રામ ઉપર પ્રહાર કરવા લાગ્યા. (૮)

ते बलाहकसङ्काशा महाकाया महाबलाः। अभ्यधावन्त काकुत्स्थं रथैर्वाजिभिरेव च ॥९॥
મહાકાય અને મહાબળશાલી તે રાક્ષસો બાદલની જેમ રથ અથવા અશ્વો ઉપર ચડીને રામની ઓર દોડયા. (૯)

गजैः पर्वतकूटाभै रामं युद्धे जिघांसवः। ते रामे शरवर्षाणि व्यसृजन् रक्षसां गणाः ॥१०॥
મોટા મોટા હાથિયો ઉપર ચડેલા, રામને મારવાની ઇચ્છાવાળા રાક્ષસો રામના ઉપર બાણ વર્ષા કરવા લાગ્યા. (૧૦)

शैलेन्द्रमिव धाराभिर्वर्षमाणा महाघनाः। सर्वैः परिवृतो रामो राक्षसैः क्रूरदर्शनैः ॥११॥
જેમ મુશલધાર વર્ષા વરસાવતા મહામેઘો હિમાલયને ઘેરી લે, તેમ તે ક્રૂર રાક્ષસોયે રામને ઘેરી લીધેલા (૧૧)

तानि मुक्तानि शस्त्राणि यातुधानैः स राघवः। प्रतिजग्राह विशिखैर्नद्योघानिव सागरः ॥१२॥
જેમ મહાસાગર નદિયોના સમૂહને ગ્રહણ કરી લે છે તેમ રામે રાક્ષસોયે છોડેલાં શસ્ત્રોને પકડી લીધાં. (૧૨)

स तैः प्रहरणैर्घोरैर्भिन्नगात्रो न विव्यथे। रामः प्रदीप्तैर्बहुभिर्वज्रैरिव महाचलः ॥१३॥
રાક્ષસોના ભયંકર અસ્ત્ર-શસ્ત્રોથી રામનું શરીર ક્ષત-વિક્ષત થયી ગયેલું તો પણ તેવો વજ્રથી હિમાલયની જેમ વ્યથિત થયા નહિ. (૧૩)

स विद्धः क्षतजादिग्धः सर्वगात्रेषु राघवः। बभूव रामः सन्ध्याभ्रैर्दिवाकर इवावृतः ॥१४॥
રાક્ષસોયે રામના શરીરને બાણોથી વીંધી નાખ્યું અને તેથી શરીરમાંથી લોહી વહેતું હતું. ત્યારે તેવો એવા લાગતા હતા જાણે કે સંધ્યાકાળના મેઘથી સૂર્ય ઢંકાયેલો હોય. (૧૪)

एकं सहस्रैर्बहुभिस्तदा दृष्ट्वा समावृतम्। विषेदुर्देवगन्धर्वाः सिद्धाश्च परमर्षयः ॥१५॥
સહસ્રો રાક્ષસોથી એકલા રામ જ્યારે ઘેરાયી ગયા ત્યારે દેવો, ગંધર્વો, સિદ્ધો, પરમ ઋષિયો ચિંતા કરવા લાગ્યા. (૧૫)

ततो रामस्तु सङ्क्रुद्धो मण्डलीकृतकार्मुकः । ससर्ज निशितान् बाणाञ्छतशोथ सहस्रशः ॥१६॥
ત્યારે ક્રોધે ભરાયેલા રામે ધનુષ્ ચડાવીને સહસ્રો તીક્ષ્ણ બાણો રાક્ષસો ઉપર નાખ્યા (૧૬)

दुर्विषहान् दुरावारान् कालपाशोपमान् रणे । मुमोच लीलया कङ्कपत्रान् काञ्चनभूषणान् ॥१७॥
રોકી શકાય નહિ, સહન કરી શકાય નહિ આવા યમરાજના કાલપાશની જેમ રણમાં રામે સીધા જનારા બાણોને છોડયા. (૧૭)

ते शराः शत्रुसैन्येषु मुक्ता रामेण लीलया । आददू रक्षसां प्राणान् पाशाः कालकृता इव ॥१८॥
રામે મૂકેલા તે બાણો શત્રુવોની સેનામાં, યમરાજના પાશની જેમ, રાક્ષસોના પ્રાણ નાશ કરવા લાગ્યા. (૧૮)

भित्त्वा राक्षसदेहांस्तांस्ते शरा रुधिराप्लुताः । अन्तरिक्षगता रेजुर्दीप्ताग्निसमतेजसः ॥१९॥
તે બાણો રાક્ષસોનાં શરીરોને ફાડીને લોહીથી ભરેલા, અગ્નિસમાન તે આકાશમાં શોભવા લાગ્યા.

असङ्ख्येयास्तु रामस्य सायकाश्चापमण्डलात् । विनिष्पेतुरतीवोग्रा रक्षःप्राणापहारिणः ॥२०॥
રાક્ષસોના પ્રાણહરણ કરનારા અસંખ્ય બાણો રામના ધનુષ્ ઉપરથી છૂટીને રાક્ષસો ઉપર પડવા લાગ્યા. (૨૦)

तैर्धनूंषि ध्वजाग्राणि चर्माणि कवचानि च । चिच्छेद रामः समरे शतशोथ सहस्रशः॥२१॥
રામે સમરમાં તે બાણોથી શત્રુવોના સૈકડો અને સહસ્રો ધ્વજ, વર્મ, કવચ, આદિ ને ફાડી નાખ્યાં.

गजांश्च सगजारोहान् सहयान् सादिनस्तदा । चिच्छिदुर्बिभिदुश्चैव रामबाणा गुणच्युताः ॥२२॥
હાથિયોને, હાથિયો ઉપર બેસનારાવોને, અશ્વોને અને અશ્વારોહોને, ધનુષ્-ઉપરથી છૂટેલા રામના બાણોયે કાપી નાખ્યા અને ફાડી નાખ્યા. (૨૨)

ततो नालीकनाराचैस्तीक्ष्णाग्रैश्च विकर्णिभिः । भीममार्तस्वरं चक्रुश्छिद्यमाना निशाचराः ॥२३॥
ત્યારે લોઢાના અગ્રભાગવાળા તીક્ષ્ણ બાણો બડે, આવા બાણો વડે જેના અગ્રભાગ અંકુશ જેવા હતા અને શરીરમાંથી તેને કાઢો તો શરીર ફાડી નાખે એવા બાંણો વડે, કપાયેલા રાક્ષસો હાહાકાર કરવા મંડયા. (૨૩)

तत्सैन्यं विविधैर्बाणैरर्दितं मर्मभेदिभिः । न रामेण सुखं लेभे शुष्कं वनमिवाग्निना ॥२४॥
જેવી રીતે સૂકા વનમાં આગ લાગે અને કોયી ને શાંતિ ન મળે તેમ રામના મર્મભેદી વિવિધ બાણોથી ભેદાયેલી તે સેના નાસીપાસ થયી ગયી. (૨૪)

केचिद् भीमबलाः शूराः प्रासाञ्शूलान् परश्वधान् । चिक्षिपुः परमक्रुद्धा रामाय रजनीचराः ॥२५॥
કેટલાય રાક્ષસવીરો ક્રોધે ભરાયીને રામ ઉપર પાશ, શૂલ, પરશ્વધ આદિ અસ્ત્રો નાખવા લાગ્યાં. ૨૫)

तानि बाणैर्महाबाहुः शस्त्राण्यावार्य वीर्यवान् । जहार समरे प्राणांश्चिच्छेद च शिरोधरान् ॥२६॥
મહાબાહુ રામે રાક્ષસોના બાણોને રોકીને, યુદ્ધમાં તેમનાં મસ્તકો કાપી નાખ્યા અને મારી નાખ્યા. (૨૬)

ते छिन्नशिरसः पेतुश्छिन्नचर्मशरासनाः । सुपर्णवातनिक्षिप्ता जगत्यां पादपा यथा ॥२७॥
રાક્ષસોના ધનુષ્ અને વર્મ નષ્ટ થયી ગયાં, માથાં કપાયી ગયાં, અને ગરુડના ઉડવાથી ચાલતા વાયુથી જેમ ઝાડો ભૂમિ ઉપર પડી જાય, તેમ તેવો પડવા લાગ્યા. (૨૭)

अवशिष्टाश्च ये तत्र विषण्णास्ते निशाचराः । खरमेवाभ्यधावन्त शरणार्थं शराहताः ॥२८॥
જે રાક્ષસો બચી ગયા હતા તે બાણોના મારથી દુઃખિત થયીને ખરના શરણે દોડી ગયા. (૨૮)

तान् सर्वान् धनुरादाय समाश्वास्य च दूषणः । अभ्यधावत् सुसङ्क्रुद्धः क्रुद्धं क्रुद्ध इवान्तकः॥
દૂષણે તે બધાને આશ્વાસન આપીને, અને સાથે લયીને ક્રોધે ભરાયેલા રામની ઓર ક્રુદ્ધ યમરાજની પેઠે દોડયો. (૨૯)

निवृत्तास्तु पुनः सर्वे दूषणाश्रयनिर्भयाः । राममेवाभ्यधावन्त सालतालशिलायुधाः ॥३०॥
દૂષણના આશ્રયમાં નિશ્ચિંત થયેલા તે રાક્ષસો સાલ, તાલ, શિલા અને આયુધો લયીને રામ પ્રત્યે દોડયા. (૩૦)

शूलमुद्गरहस्ताश्च पाशहस्ता महाबलाः । सृजन्तः शरवर्षाणि शस्त्रवर्षाणि संयुगे ॥३१॥
હાથમાં શૂલ, મુદ્ગર, ધનુષ આદિ લયીને તે મહાબલવાન્ રાક્ષસો યુદ્ધમાં શસ્ત્રો અને બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. (૩૧)

तद् बभूवाद्भुतं युद्धं तुमुलं रोमहर्षणम् । रामस्यास्य महाघोरं पुनस्तेषां च रक्षसाम् ॥३२॥
રામ અને રાક્ષસોનું તે યુદ્ધ મહાભયંકર હતું. રોમાટાં ઉભાં થયી જાય તેવું હતું. (૩૨)

ततः सर्वा दिशो दृष्ट्वा प्रदिशश्च समावृताः । राक्षसैरुद्यतप्रासैः शरवर्षाभिरावृतः ॥३३॥
રામે જોયું કે રાક્ષસો બધેય પથરાયી ગયેલા છે અને હાથમાં પ્રાસ લયીને રાક્ષસો બાણોના વરસાદથી તેમણે (રામને) ઘેરી લીધા છે. ત્યારે...(૩૩)

स कृत्वा भैरवं नादमस्त्रं परमभास्वरम् । समयोजयद् गान्धर्वं राक्षसेषु महाबलः ॥३४॥
ત્યારે રામે ગર્જના કરીને પરમ તેજસ્વી ગાંધર્વ અસ્ત્રને રાક્ષસો ઉપર છોડયું. (૩૪)

ततः शरसहस्राणि निर्ययुश्चापमण्डलात् । सर्वा दश दिशो बाणैरापूर्यन्त समागतैः ॥३५॥
ત્યારે તો રામના ધનુષમાંથી સહસ્રો બાણો નિકળ્યા અને તેમનાથી દશો દિશાવો ભરાયી ગયી.

नाददानं शरान् घोरान् विमुञ्चन्तं शरोत्तमान् । विकर्षमाणं पश्यन्ति राक्षसास्ते शरार्दिताः ॥३६॥
રામ ભયંકર બાણોને કયારે હાથમાં લેતા હતા અને કયારે છોડતા હતા, તે બાણોથી વ્યાકુળ થયેલા રાક્ષસો જોયી શકતા ન હતા. (૩૬)

शरान्धकारमाकाशमावृणोत् सदिवाकरम् । बभूवावस्थितो रामः प्रवमन्निव ताञ्छरान् ॥३७॥
તે બાણવર્ષાથી આકાશ અને સૂર્ય ઢંકાયી ગયેલાં અને રામ જેમ તે બાણોનું વમન ન કરતા હોય તેમ જણાતા હતા. (૩૭)

युगपत्पतमानैश्च युगपच्च हतैर्भृशम् । युगपत्पतितैश्चैव विकीर्णा वसुधाभवत् ॥३८॥
રામના બાણોથી એકી સાથે કેટલાય હણાયીને નીચે પડેલા હતા, કેટલા નીચે પડી રહ્યા હતા. આ રીતે તેમનાં શરીરથી આખી પૃથિવી ભરાયી ગયી. (૩૮)

निहताः पतिताः क्षीणाश्छिन्ना भिन्ना विदारिताः । तत्र तत्र स्म दृश्यन्ते राक्षसास्ते सहस्रशः
મરાયેલા, પડેલા, છિન્ન ભિન્ન થયેલા, ફાડી નંખાયેલા સહસ્રો રાક્ષસો આમ તેમ જોવામાં આવતા હતા. (૩૯)

**सोष्णीषैरुत्तमाङ्गैश्च साङ्गदैर्बाहुभिस्तथा । ऊरुभिर्बाहुभिश्छिन्नैर्नानारूपैर्विभूषणैः ॥४०॥**

રાક્ષસોના પાઘડી પેહેરેલા માથાવોથી, અંગદ પેહેરેલા ભુજાવોથી, જાંઘોથી, અનેક પ્રકારના આભૂષણોથી...(૪૦)

**हयैश्च द्विपमुख्यैश्च रथैर्भिन्नैरनेकशः । चामरव्यजनैश्छत्रैर्ध्वजैर्नानाविधैरपि ॥४१॥**

મરેલા અશ્વો અને હાથિયોથી, તૂટેલા રથોથી, અનેક પ્રકારના ચમરોથી, વ્યજનો અને છત્રોથી તેમજ નાના પ્રકારના ધ્વજોથી (૪૧)

**रामेण बाणाभिहतैर्विच्छिन्नैः शूलपट्टिशैः । विच्छिन्नैः समरे भूमिर्विस्तीर्णाभूद् भयङ्करा ॥४२॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे पञ्चविंशः सर्गः ॥२५॥

અને રામના બાણોથી તૂટેલા શૂલો અને પટ્ટિશોથી આખી ભૂમિ ભરાયી ગયી હતી અને વિકરાળ લાગતી હતી. (૪૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षड्विंशः सर्गः

---*---

**दूषणस्तु स्वकं सैन्यं हन्यमानं विलोक्य च । राक्षसान् पञ्चसाहस्रान् समरेष्वनिवर्तिनः ॥१॥**

દૂષણે જ્યારે જોયું કે તેની સેના હણાયી રહેલી છે ત્યારે ભયંકર અને કોયીથી ન જિતાય એવા રાક્ષસોને યુદ્ધમાં જવાની આજ્ઞા આપી. (૧)

**ते शूलैः पट्टिशैः खड्गैः शिलावर्षैर्द्रुमैरपि । शरवर्षैरविच्छिन्नं ववर्षुस्तं समन्ततः ॥२॥**

તે રાક્ષસો શૂલ, પટ્ટિશ, ખડ્ગ આદિનો તેમજ પત્થરોના અને ઉખેડેલા વૃક્ષોના તેમજ બાણોના અતૂટ વરસાદ વરસાવવા લાગ્યા. (૨)

**प्रतिगृह्य च तद् वर्षं निमीलित इवर्षभः । रामः क्रोधं परं लेभे वधार्थं सर्वरक्षसाम् ॥३॥**

તે વરસાદને આંખ મીંચેલા વડદની જેમ સહન કરીને ધર્માત્મા રામ તે રાક્ષસોના વધ માટે ક્રોધે ભરાયી ગયા. (૩)

**ततः क्रोधसमाविष्टः प्रदीप्त इव तेजसा । शरैरभ्यकिरत् सैन्यं सर्वतः सहदूषणम् ॥४॥**

ત્યારે તેજસ્વી રામે દૂષણ અને તેની સેનાને બાણોથી વિખેરી નાખ્યાં. (૪)

**ततः सेनापतिः क्रुद्धो दूषणः शत्रुदूषणः । शरैरशनिकल्पैस्तं राघवं समवाकिरत् ॥५॥**

ત્યારે સેનાપતિ દૂષણે ક્રોધે ભરાયીને વજ્ર જેવા બાણોથી રામને વીંધી નાખેલા. (૫)

**ततो रामः सुसङ्क्रुद्धः क्षुरेणास्य महद् धनुः । चिच्छेद समरे वीरश्चतुर्भिश्चतुरो हयान् ॥६॥**

ત્યારે મહાધનુર્ધારી રામે ભારે ક્રોધ કરીને ક્ષુરના ધાર જેવા ચાર તીક્ષ્ણ બાણોથી ચાર અશ્વોને કાપી નાખ્યા. (૬)

**हत्वा चाश्वाञ्शरैस्तीक्ष्णैरर्धचन्द्रेण सारथेः । शिरो जहार तद्रक्षस्त्रिभिर्विव्याध वक्षसि ॥७॥**

તીક્ષ્ણ બાણોથી અશ્વોનો વધ કરીને રામે અર્ધચંદ્રથી સારથિનો પણ વધ કરી નાખ્યો. અને તે રાક્ષસની છાતીમાં ત્રણ બાણ માર્યાં. (૭)

**स च्छिन्नधन्वा विरथो हताश्वो हतसारथिः । जग्राह गिरिशृङ्गाभं परिघं रोमहर्षणम् ॥८॥**
જ્યારે ખરનું ધનુષ તૂટી ગયું, રથ પણ નષ્ટ થયી ગયો, અશ્વો અને સારથિનો પણ વધ થયી ગયો ત્યારે ખરે ભયંકર ગિરિશૃંગ જેવો પરિઘ હાથમાં લીધો. (૮)

**आयसैः शङ्कुभिस्तीक्ष्णैः कीर्णं परवसोक्षितम् । वज्राशनिसमस्पर्शं परगोपुरदारणम् ॥९॥**
લોહથી બનેલ તીક્ષ્ણ શંકુવોથી ભરેલ, શત્રુની વસાથી લતપત, વજ્ર અને અશનિના સ્પર્શની જેમ કઠોર સ્પર્શવાળો, શત્રુવોના ગોપુરનો નાશકરનાર...(૯)

**तं महोरगसङ्काशं प्रगृह्य परिघं रणे । दूषणोऽभ्यपतद् रामं क्रूरकर्मा निशाचरः ॥१०॥**
મોટા સર્પની જેમ તે પરિઘને લયીને ક્રૂરકર્મા નિશાચર દૂષણ રામની ઓર દોડ્યો. (૧૦)

**तस्याभिपतमानस्य दूषणस्य च राघवः । द्वाभ्यां शराभ्यां चिच्छेद सहस्ताभरणौ भुजौ ॥११॥**
દૂષણ જ્યારે રામની ઓર દોડ્યો ત્યારે રામે બે બાણોથી તેના આભૂષણ સહિત બન્ને હાથોને કાપી નાખ્યા. (૧૧)

**भ्रष्टस्तस्य महाकायः पपात रणमूर्धनि । परिघश्छिन्नहस्तस्य शक्रध्वज इवाग्रतः ॥१२॥**
રણમાં રામે તેના બન્ને હાથો કાપી નાખ્યા, તે મહાકાય રાક્ષસ ઇંદ્રના ધ્વજની જેમ પડી ગયો. (૧૨)

**कराभ्यां च विकीर्णाभ्यां पपात भुवि दूषणः । विषाणाभ्यां विशीर्णाभ्यां मनस्वीव महागजः ॥**
જેમ બન્ને દાંતો પડી જવાથી મનસ્વી ગજ પડી જાય તેમ બન્ને કપાયેલા હાથવાળો દૂષણ ભૂમિ ઉપર પડી ગયો. (૧૩)

**दृष्ट्वा तं पतितं भूमौ दूषणं निहतं रणे । साधु साध्विति काकुत्स्थं सर्वभूतान्यपूजयन् ॥१४॥**
દૂષણને રણમાં ભૂમિ ઉપર પડેલા જોયીને સર્વ પ્રાણિયોયે સારું થયું કહીને રામની પ્રશંસા કરવા લાગ્યા. (૧૪)

**एतस्मिन्नन्तरे क्रुद्धास्त्रयः सेनाग्रयायिनः । संहत्याभ्यद्रवन् रामं मृत्युपाशावपाशिताः ॥१५॥**
આ જ સમયે ક્રોધે ભરાયેલા, અને મૃત્યુથી પ્રેરાયેલા ત્રણ સેનાપતિયો રામની ઓર દોડ્યા. (૧૫)

**महाकपालो विपुलं शूलमुद्यम्य राक्षसः । स्थूलाक्षः पट्टिशं गृह्य प्रमाथी च परश्वधम् ॥१६॥**
મહાકપાલ સેનાપતિ મોટું શૂલ ઉગામીને, સ્થૂલાક્ષ પટ્ટિશ લયીને, પ્રમાથી પરશ્વધ લયીને રામની ઓર દોડ્યા. (૧૬)

**दृष्ट्वैवापततस्तांस्तु राघवः सायकैः शितैः । तीक्ष्णाग्रैः प्रतिजग्राह सम्प्राप्तानतिथीनिव ॥१७॥**
જેમ અતિથિયોને આવેલા જોયીને કોયી સત્કાર કરે તેમ રામે તીક્ષ્ણ બાણોથી તે બાણોનો સ્વીકાર કર્યો. (૧૭)

**महाकपालस्य शिरश्चिच्छेद रघुनन्दनः । असङ्ख्येयैस्तु बाणौघैः प्रममाथ प्रमाथिनम् ॥१८॥**
મહાકપાલનું અને પ્રમાથીનું માથું અસંખ્ય બાણોથી રામે કાપી નાખ્યું. (૧૮)

**स्थूलाक्षस्याक्षिणी स्थूले पूरयामास सायकैः । स पपात हतो भूमौ विटपीव महाद्रुमः ॥१९॥**
સ્થૂલાક્ષની આંખોને તીક્ષ્ણ બાણોથી રામે પૂરી નાખી. મોટા ઝાડની જેમ તે હણાયેલો ભૂમિપર પડી ગયો. (૧૯)

  

दूषणस्यानुगान् पञ्चसाहस्रान् कुपितः क्षणात् । हत्वा तु पञ्चसाहस्रैरनयद् यमसादनम् ॥२०॥

અને દૂષણના પાંચ સહસ્ર અનુયાયી રાક્ષસોને પાંચ સહસ્ર બાણોથી મારીને યમલોકમાં મોકલી દીધા. (૨૦)

दूषणं निहतं श्रुत्वा तस्य चैव पदानुगान् । व्यादिदेश खरः क्रुद्धः सेनाध्यक्षान् महाबलान् ॥२१॥

દૂષણને તેમજ તેના અનુયાયિયોને મરેલા સાંભળીને ક્રોધે ભરાયેલા ખરે મહાબળશાળી સેનાપતિયોને આજ્ઞા કરી કે ....... (૨૧)

महत्या सेनया सार्धं युद्ध्वा रामं कुमानुषम् । शस्त्रैर्नानाविधाकारैर्हनध्वं सर्वराक्षसाः ॥२२॥

હે રાક્ષસો, મોટી સેના અને અનેક પ્રકારના શસ્ત્રો લયીને આ દુષ્ટ માણસ રામને યુદ્ધ કરીને મારી નાખો. (૨૨)

द्वादशैते महावीर्या बलाध्यक्षाः ससैनिकाः । राममेवाभ्यधावन्त विसृजन्तः शरोत्तमान् ॥२३॥

આ જે મહાબલવાન્ મારા બાર સૈનિકો છે તેવો ઉત્તમ બાણોથી રામની ઉપર આક્રમણ કરો.

ततः पावकसङ्काशैर्हेमवज्रविभूषितैः । जघान शेषं तेजस्वी तस्य सैन्यस्य सायकैः ॥२४॥

ત્યારે તેજસ્વી રામે અગ્નિસમાન, હેમ અને વજ્રથી વિભૂષિત બાણોથી ખરની અવશિષ્ટ સેનાને મારી નાખી. (૨૪)

रक्षसां तु शतं रामः शतेनैकेन कर्णिना । सहस्रं तु सहस्रेण जघान रणमूर्धनि ॥२५॥

કર્ણિ નામવાળા એક સો બાણથી સો રાક્ષસોને અને એક સહસ્ર બાણોથી એક સહસ્ર રાક્ષસોને રણમાં રામે મારી નાખ્યા. (૨૫)

तैर्भिन्नवर्माभरणाश्छिन्नभिन्नशरासनाः । निपेतुः शोणितादिग्धा धरण्यां रजनीचराः ॥२६॥

તે બાણોથી જેમના કવચ તૂટી ગયા હતા, ધનુષ્ ભાંગી ગયા હતાં આવા રાક્ષસો લોહીલુહાણ થયીને પૃથ્વી ઉપર પડી ગયા. (૨૬)

तैर्मुक्तकेशैः समरे पतितैः शोणितोक्षितैः । विस्तीर्णा वसुधा कृत्स्ना महावेदीः कुशैरिव ॥२७॥

જેમના બાળો છૂટા થયી ગયા હતા, જેવો સમરમાં લોહી લોહાણ થયીને પડ્યા હતા, તેમનાથી પૃથિવી તેમ ઢંકાયી ગયી હતી જેમ કુશોથી યજ્ઞની મોટી વેદિ. (૨૭)

तत्क्षणे तु महाघोरं वनं निहतराक्षसम् । बभूव निरयप्रख्यं मांसशोणितकर्दमम् ॥२८॥

ક્ષણભરમાં જ રાક્ષસોનો નાશ થયી ગયો અને તેમના માંસ અને લોહીથી નરકની જેમ તે વન ત્યારે લાગતું હતું. (૨૮)

चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् । हतान्येकेन रामेण मानुषेण पदातिना ॥२९॥

એકલા મનુષ્ય રામે ભયંકર ૧૪ સહસ્ર રાક્ષસોને એકજ બાણથી મારી નાખ્યા. (૨૯)

तस्य सैन्यस्य सर्वस्य खरः शेषो महारथः । राक्षसस्त्रिशिराश्चैव रामश्च रिपुसूदनः ॥३०॥

તે આખી સેનામાંથી મહારથ ખર, ત્રિશિરા, અને શત્રુવોનો નાશ કરનાર રામ અવશિષ્ટ રહ્યા. (૩૦)

शेषा हता महावीर्या राक्षसा रणमूर्धनि । घोरा दुर्विषहाः सर्वे लक्ष्मणस्याग्रजेन ते ॥३१॥

અવશિષ્ટ મહાબલવાન્ ભયંકર રાક્ષસોને રણમાં રામે મારી નાખ્યા. (૩૧)

ततस्तु तद्भीमबलं महाहवे समीक्ष्य रामेण हतं बलीयसा ।
रथेन रामं महता खरस्ततः समाससादेन्द्र इवोद्यताशनिः ॥३२॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षड्विंशः सर्गः ॥२६॥

જ્યારે ખરે જોયું કે તે મહાયુદ્ધમાં રામે રાક્ષસોની મોટી સેનાને મારી નાખી ત્યારે તે રથ ઉપર બેસીને, જેમ વજ્ર લઈને ઇન્દ્ર આવે તેમ, તે રામની સામે આવી પહોંચ્યો. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષડ્વિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तविंशः सर्गः

—–*—–

खरं तु रामाभिमुखं प्रयान्तं वाहिनीपतिः । राक्षसस्त्रिशिरा नाम सन्निपत्येदमब्रवीत् ॥१॥

સેનાપતિ ત્રિશિરા રાક્ષસે જોયું કે ખર રામની સામે જઈ રહ્યો છે ત્યારે તેણે તેની પાસે જઈને કહ્યું. (૧)

मां नियोजय विक्रान्तं त्वं निवर्तस्व साहसात् । पश्य रामं महाबाहुं संयुगे विनिपातितम् ॥२॥

તમે સાહસ નહિ કરો. મને આજ્ઞા કરો. તમે જુવો કે હું રામને પાડી નાખું છું. (૨)

प्रतिजानामि ते सत्यमायुधं चाहमालभे । यथा रामं वधिष्यामि वधार्हं सर्वरक्षसाम् ॥३॥

હું તમારી આગળ પ્રતિજ્ઞા કરું છું, મારાં શસ્ત્રોનો શપથ કરું છું કે હું રામનો વધ કરિશ જેને વધા રાક્ષસો વધ યોગ્ય સમજે છે. (૩)

अहं वास्य रणे मृत्युरेष वा समरे मम । विनिवर्त्य रणोत्साहं मुहूर्तं प्राश्निको भव ॥४॥

રણમાં કે તો હું રામનો મૃત્યુ છું અથવા રામ મારો મૃત્યુ છે. તમે રણ માટે ઉત્સાહને શાંત રાખો અને મધ્યસ્થ રહો. (૪)

प्रहृष्टो वा हते रामे जनस्थानं प्रयास्यसि । मयि वा निहते रामं संयुगाय प्रयास्यसि ॥५॥

કે તો હું રામને મારી નાંખીશ અને તમે પ્રસન્ન થશો, અને જનસ્થાનમાં જશો અથવા જો રામ મારો વધ કરશે તો તમે યુદ્ધ માટે પ્રયાણ કરશો. (૫)

खरस्त्रिरसा तेन मृत्युलोभात् प्रसादितः । गच्छ युध्येत्यनुज्ञातो राघवाभिमुखो ययौ ॥६॥

મૃત્યુના માટે યુદ્ધ કરનાર ખરને ત્રિશિરા રાક્ષસે પ્રસન્ન કર્યો અને ખરે કહ્યું કે જા તું જ રામ સાથે યુદ્ધ કર. તેથી ત્રિશિરા રામની સામે ગયો. (૬)

त्रिशिरास्तु रथेनैव वाजियुक्तेन भास्वता । अभ्यद्रवद् रणे रामं त्रिश्रृङ्ग इव पर्वतः ॥७॥

અશ્વયુક્ત રથમાં બેસીને ત્રિશૃંગ પર્વતની જેમ તે ત્રિશિરા રણમાં રામની સામે ગયો. (૭)

शरधारासमूहान् स महामेघ इवोत्सृजन् । व्यसृजत् सदृशं नादं जलार्द्रस्येव दुन्दुभेः ॥८॥

જેમ મહામેઘ જલધારાના સમૂહની વર્ષા કરે તેમ તે શરધારા સમૂહને રામ ઉપર નાંખતો, જળથી પલડી ગયેલ દુંદુભિની જેમ નાદ કરવા લાગ્યો. (૮)

आगच्छन्तं त्रिशिरसं राक्षसं प्रेक्ष्य राघवः । धनुषा प्रतिजग्राह विधुन्वन् सायकाञ्शितान् ॥९॥

ત્રિશિરાને આવતા જોયી રામે તીક્ષ્ણ બાણોને અને ધનુષ્યને હાથમાં લીધાં અને બાણવર્ષા કરવા લાગ્યા. (૯)

स सम्प्रहारस्तुमुलो रामत्रिशिरसोस्तदा । सम्बभूवातिबलिनोः सिंहकुञ्जरयोरिव ॥१०॥

સિંહ અને હાથીનું જેમ યુદ્ધ થાય તેમ રામ અને ત્રિશિરાનો તે ભયંકર યુદ્ધ થવા લાગ્યું. (૧૦)

ततस्त्रिशिरसा बाणैर्ललाटे ताडितस्त्रिभिः । अमर्षी कुपितो रामः संरब्ध इदमब्रवीत् ॥११॥

ત્રિશિરાયે બાણો વડે રામના માથામાં પ્રહાર કર્યો ત્યારે અસહનશીલ રામ ક્રોધે ભરાયીને આમ બોલ્યા. (૧૧)

अहो विक्रमशूरस्य राक्षसस्येदृशं बलम् । पुष्पैरिव शरैर्योहं ललाटेस्मि परिक्षतः ॥१२॥

અહો, પરાક્રમશાળી રાક્ષસનું આવું બળ છે કે જેણે પુષ્પ જેવા બાણોથી મારા લલાટમાં પ્રહાર કર્યો છે. (વ્યંગ-ઉકિત) (૧૨)

ममापि प्रतिगृह्णीष्व शरांश्चापगुणाच्च्युतान् । एवमुक्त्वा सुसंरब्धः शरानाशीविषोपमान् ॥१३॥

હવે તું મારા ધનુષ્યમાંથી છૂટેલા બાણોને જો. આમ કહીને કુપિત થયેલા રામે સર્પજેવા બાણોને છોડયા. (૧૩)

त्रिशिरोवक्षसि क्रुद्धो निजघान चतुर्दश । चतुर्भिस्तुरगानस्य शरैः सन्नतपर्वभिः ॥१४॥

ક્રુદ્ધ થયેલા રામે ત્રિશિરાના છાતીમાં ૧૪ બાણો માર્યા અને સંનત પર્વવાળા ચાર બાણોથી એના અશ્વોને મારી નાખ્યા. (૧૪)

न्यपातयत तेजस्वी चतुरस्तस्य वाजिनः । अष्टभिः सायकैः सूतं रथोपस्थे न्यपातयत् ॥१५॥

તેજસ્વી રામે તેના ચાર અશ્વોને પાડી દીધા. અને આઠબાણોથી રથમાં બેઠેલા સૂતને પાડી દીધો.

ततो हतरथात् तस्मादुत्पतन्तं निशाचरम् । चिच्छेद रामस्तं बाणैर्हृदये सोभवज्जडः ॥१६॥

ત્યારે તે તૂટેલા રથમાં ઉછળતા તે નિશાચરના હૃદયમાં રામે બાણોથી ઘા કર્યા અને તે મૂર્છિત થયી ગયો. (૧૬)

सायकैश्चाप्रमेयात्मा सामर्षस्तस्य रक्षसः । शिरांस्यपातयत् त्रीणि वेगवद्भिस्त्रिभिः शरैः॥१७॥

જેની શકિતનું માપ નહિ હોયી શકે તેવા રામે ક્રોધથી ત્રણ બાણોથી તેના ત્રણેય માથાં પાડી દીધાં. (૧૭)

सधूमशोणितोद्गारी रामबाणाभिपीडितः । न्यपतत् पतितैः पूर्वं समरस्थो निशाचरः ॥१८॥

તે રામના બાણોથી પીડિત થયો ત્યારે રકતની ધારા તેના મુખમાંથી નિકળવા લાગી અને તે પૃથિવી ઉપર પડી ગયો. (૧૮)

हतशेषास्ततो भग्ना राक्षसाः खरसंश्रयाः । द्रवन्ति स्म न तिष्ठन्ति व्याघ्रत्रस्ता मृगा इव ॥१९॥

અવશિષ્ટ રહેલા રાક્ષસોનું સાહસ જતું રહ્યું અને ત્યાંથી તેમ નાઠા જેમ વ્યાઘથી ભય પામેલા મૃગો નાસે છે. (૧૯)

तान् खरो द्रवतो दृष्ट्वा निवर्त्य रुषितस्त्वरन् । राममेवाभिदुद्राव राहुश्चन्द्रमसं यथा ॥२०॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे सप्तविंशः सर्गः ॥२७॥

તે બધાને નાસતા જોયીને ખરે પાછા વાળ્યા અને પોતે જેમ રાહુ ચંદ્રમાની ઓર દોડે તેમ તે રામની ઓર દોડ્યો. (૨૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તવિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત

# अथ अष्टाविंशः सर्गः

निहतं दूषणं दृष्ट्वा रणे त्रिशिरसा सह । खरस्याप्यभवत् त्रासो दृष्ट्वा रामस्य विक्रमम् ॥१॥
ત્રિશિરાની સાથે દૂષણુને પણ રણુમાં મરેલો જોયીને, રામના પરાક્રમથી ખરને પણ ત્રાસ થયો. (૧)

स दृष्ट्वा राक्षसं सैन्यमविषह्यं महाबलम् । हतमेकेन रामेण दूषणस्त्रिशिरा अपि ॥२॥
ખરે જ્યારે જોયું કે મહાબલશાળી સેનાને તેમજ દૂષણુ અને ત્રિશિરાને પણ એકલા રામે મારી નાખ્યાં (૨)

तद्बलं हतभूयिष्ठं विमनाः प्रेक्ष्य राक्षसः । आससाद खरो रामं नमुचिर्वासवं यथा ॥३॥
પોતાની સેનાને અધિક ભાગમાં હણાયેલી જોયીને, જેમ નમુચિ વાસવની ઓર દોડે તેમ તે રામની ઓર દોડ્યો. (૩)

विकृष्य बलवच्चापं नाराचान् रक्तभोजनान् । खरश्चिक्षेप रामाय क्रुद्धानाशीविषानिव ॥४॥
ખરે ધનુષ ખેંચીને ક્રુદ્ધ થયેલા સર્પોની જેમ, રક્ત પીનારા બાણોને વેગથી, રામની ઓર છોડ્યા. (૪)

ज्या विधुन्वन् सुबहुशः शिक्षयास्त्राणि दर्शयन् । चचार समरे मार्गाञ्शरै रथगतः खरः ॥५॥
ધનુષ્‌ને ધ્રુજાવતો અને ઉપદેશપ્રમાણે અસ્ત્રોને દેખાડતો એટલે ચલાવતો, ખર સમરમાં ફરવા લાગ્યો (૫).

स सर्वांश्च दिशो बाणैः प्रदिशश्च महारथः । पूरयामास तं दृष्ट्वा रामोपि सुमहद् धनुः ॥६॥
स सायकैर्दुर्विषहैर्विस्फुलिङ्गैरिवाग्निभिः । नभश्चकाराविवरं पर्जन्य इव वृष्टिभिः ॥७॥
તેણે બાણોથી બધી દિશાવોને ભરી દીધી. તેને જોયીને મહાધનુર્ધારી રામે પણ અગ્નિના વિસ્ફુલિંગ જેવા અસહ્ય બાણોથી આકાશને તેમ ભરી દીધેલ, જેમ પર્જન્ય વૃષ્ટિથી આકાશને ભરી દે છે.

तद् बभूव शितैर्बाणैः खररामविसर्जितैः । पर्याकाशमनाकाशं सर्वतः शरसङ्कुलम् ॥८॥
ખરે અને રામે એટલા તીક્ષ્ણુ બાણો છોડ્યા કે આકાશ બાણોથી જ ભરાયી ગયેલ અને તેમાં તનિક પણ અવકાશ રહ્યો નહિ. (૮)

शरजालावृतः सूर्यो न तदा स्म प्रकाशते । अन्योन्यवधसंरम्भादुभयोः सम्प्रयुध्यतोः ॥९॥
એક બીજાના વધ કરવાની ઇચ્છાથી જ્યારે તેવો યુદ્ધ કરી રહ્યા હતા ત્યારે બાણોથી સૂર્ય ઢંકાયી ગયો હતો (૯)

ततो नालीकनाराचैस्तीक्ष्णाग्रैश्च विकर्णिभिः । आजघान रणे रामं तोत्रैरिव महाद्विपम् ॥१०॥
ત્યાર પછી તીક્ષ્ણુ નાલીક, નારાચ અને વિકર્ણિ બાણોથી રણુમાં રામને આ રીતે તેણે વીંધ્યો જેમ તોત્રથી મોટા હાથીને વીંધે (૧૦)

तं रथस्थं धनुष्पाणिं राक्षसं पर्यवस्थितम् । ददृशुः सर्वभूतानि पाशहस्तमिवान्तकम् ॥११॥
તે રાક્ષસ જ્યારે હાથમાં ધનુષ્‌-બાણ લયીને બેઠો ત્યારે લોકોયે તેને, હાથમાં પાશ લીધેલા યમરાજની પેઠે જોયો. (૧૧)

हन्तारं सर्वसैन्यस्य पौरुषे पर्यवस्थितम् । परिश्रान्तं महासत्त्वं मेने रामं खरस्तदा ॥१२॥
ત્યારે બધી સેનાને મારનાર મહાપૌરુષશાળી રામ થાકી ગયા છે એમ ખર સમજ્યો. (૧૨)

तं सिंहमिव विक्रान्तं सिंहविक्रान्तगामिनम् । दृष्ट्वा नोद्विजते रामः सिंहः क्षुद्रमृगं यथा ॥१३॥
ક્ષુદ્ર જન્તુને જોયીને જેમ સિંહ વ્યાકુળ થતો નથી તેમ સિંહ જેવો જ પરાક્રમી રામ, તે રાક્ષસને જોયીને ગભરાયા નહિ. (૧૩)

ततः सूर्यनिकाशेन रथेन महता खरः । आससादाथ तं रामं पतङ्ग इव पावकम् ॥१४॥
જેમ પતંગિયો અગ્નિની ઓર જાય, તેમ સૂર્ય જેવા પ્રકાશમાન મોટા રથ ઉપર બેસીને ખર, રણમાં રામની પાસે પહોંચ્યો. (૧૪)

ततोऽस्य सशरं चापं मुष्टिदेशे महात्मनः । खरश्चिच्छेद रामस्य दर्शयन् हस्तलाघवम् ॥१५॥
પોતાના હાથની કુશળતા જણાવવા માટે ખરે રામની મુઠ્ઠીમાં રહેલા ધનુષ્ અને બાણને કાપી નાખ્યાં. (૧૫)

स पुनस्त्वपरान् सप्त शरानादाय मर्मणि । निजघान रणे क्रुद्धः शक्राशनिसमप्रभान् ॥१६॥
ફરી ક્રુદ્ધ થયેલ ખરે, ઇન્દ્રના વજ્રસમાન બીજા સાત બાણોથી, રામનું મર્મસ્થળ વીંધી નાંખ્યું.

ततः शरसहस्रेण राममप्रतिमौजसम् । अर्दयित्वा महानादं ननाद समरे खरः ॥१७॥
ત્યાર પછી તો સહસ્રો બાણોથી ખરે, અદ્વિતીય ઓજસ્વી રામને વીંધીને યુદ્ધમાં મોટી ગર્જના કરી

ततस्तत्प्रहतं बाणैः खरमुक्तैः सुपर्वभिः । पपात कवचं भूमौ रामस्यादित्यवर्चसम् ॥१८॥
ખરે જ્યારે અત્યંત તીક્ષ્ણ બાણોનો ઉપયોગ કર્યો ત્યારે રામનું કવચ તૂટીને પૃથ્વી ઉપર પડી ગયું.

स शरैरर्पितः क्रुद्धः सर्वगात्रेषु राघवः । रराज समरे रामो विधूमोऽग्निरिव ज्वलन् ॥१९॥
રામના શરીરમાં જ્યારે શત્રુના બાણો પડ્યા ત્યારે રામ પ્રજ્વલિત અગ્નિની પેઠે શોભવા લાગ્યા. (૧૯)

ततो गम्भीरनिर्ह्रादं रामः शत्रुनिबर्हणः । चकारान्ताय स रिपोः सज्यमन्यन्महद्धनुः ॥२०॥
ત્યારે શત્રુસંહારી રામે શત્રુનો નાશ કરવા માટે બીજા ધનુષ્ ઉપર જ્યા ચડાવી દીધી. (૨૦)

सुमहद् वैष्णवं यत् तदतिसृष्टं महर्षिणा । वरं तद् धनुरुद्यम्य खरं समभिधावत ॥२१॥
મહર્ષિ અગસ્ત્યે જે વૈષ્ણવ ધનુષ્ રામને આપ્યું હતું, તેને ઉગામીને ખરની પાછળ રામ દોડ્યા.

ततः कनकपुङ्खैस्तु शरैः सन्नतपर्वभिः । चिच्छेद रामः सङ्क्रुद्धः खरस्य समरे ध्वजम् ॥२२॥
ત્યારે અગ્રભાગ જેનો સોનાનો હતો તેવા સંનતપર્વ બાણોથી રામે સમરમાં ખરના ધ્વજને તોડી નાખ્યો. (૨૨)

स दर्शनीयो बहुधा विच्छिन्नः काञ्चनो ध्वजः । जगाम धरणीं सूर्यो देवतानामिवाज्ञया ॥२३॥
જેમ કદી દેવોની આજ્ઞાથી સૂર્ય પૃથિવી ઉપર આવે તેમ તે સોનાનો દર્શનીય ધ્વજ કકડે-કકડા થયીને ભૂમિપર પડ્યો. (૨૩)

तं चतुर्भिः खरः क्रुद्धो रामं गात्रेषु मार्गणैः । विव्याध हृदि मर्मज्ञो मातङ्गमिव तोमरैः ॥२४॥
જેમ મર્મજ્ઞ મહાવત તોમરથી હાથીને વીંધે તેમ, ક્રુદ્ધ થયેલા ખરે ચાર બાણોથી રામને વીંધી નાખ્યા. (૨૪)

स रामो बहुभिर्बाणैः खरकार्मुकनिःसृतैः । विद्धो रुधिरसिक्ताङ्गो बभूव रुषितो भृशम् ॥२५॥

તે સમયે રામ ખરના બાણોથી વીંધાયી ગયા, તેમનું શરીર લોહીથી લથપથ થયી ગયું અને ત્યારે તેવો ક્રોધે ભરાયા. (૨૫)

स धनुर्धन्विनां श्रेष्ठः सङ्गृह्य परमाहवे । मुमोच परमेष्वासः षट् शरानभिलक्षितान् ॥२६॥

ત્યારે ધનુર્ધારિયોમાં શ્રેષ્ઠ રામે તે મહાયુદ્ધમાં છ બાણો ખર ઉપર છોડ્યા (૨૬)

शिरस्येकेन बाणेन द्वाभ्यां बाह्वोरथार्दयत् । त्रिभिश्चन्द्रार्धवक्त्रैश्च वक्षस्यभिजघान ह ॥२७॥

રામે તેના માથામાં એક બાણ માર્યો, બાહુમાં બે, અને ત્રણ અર્ધચંદ્રાકાર બાણો છાતીમાં માર્યાં. (૨૭)

ततः पश्चान्महातेजा नाराचान् भास्करोपमान् । जघान राक्षसं क्रुद्धस्त्रयोदश शिलाशितान् ॥२८॥

ત્યાર પછી તે મહાતેજસ્વી રામે ક્રોધ કરીને સૂર્ય સમાન તેજસ્વી અને શિલા જેવા તીક્ષ્ણ તેર બાણો તેની ઉપર નાખ્યા. (૨૮)

रथस्य युगमेकेन चतुर्भिः शबलान् हयान् । षष्ठेन च शिरः सङ्ख्ये चिच्छेद खरसारथेः ॥२९॥

ત્યાર પછી રામે તોડી નાંખ્યું, એક બાણથી રથના યુગને ચાર બાણોથી ચાર અશ્વોને મારી નાખ્યા અને છઠા બાણથી રણમાં ખરના સારથિનું માથું કાપી નાખ્યું (૨૯)

त्रिभिस्त्रिवेणून् बलवान् द्वाभ्यामक्षं महाबलः । द्वादशेन तु बाणेन खरस्य सशरं धनुः ॥३०॥

બલવાન્ રામે ત્રણ બાણોથી રથના મુખ્ય યુગાધાર દંડને, બે બાણોથી અક્ષને, બારમા બાણથી ખરના હાથ અને હાથમાં રહેલ ધનુષ્યને કાપી નાખ્યાં. (૩૦)

छित्त्वा वज्रनिकाशेन राघवः प्रहसन्निव । त्रयोदशेनेन्द्रसमो बिभेद समरे खरम् ॥३१॥

અને વજ્ર જેવા તેરમા બાણથી રામે હસતાં હસતાં સમરમાં ખરને મારી નાખ્યો (૩૧)

प्रभग्नधन्वा विरथो हताश्वो हतसारथिः । गदापाणिरवप्लुत्य तस्थौ भूमौ खरस्तदा ॥३२॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे अष्टाविंशः सर्गः ॥२८॥

ખરનો ધનુષ ભાંગી ગયું હતું, રથ પણ તૂટી ગયો હતો, ઘોડાવો અને સારથિ પણ હણાયા હતા, તો પણ તે કૂદીને હાથમાં ગદા લયીને ભૂમિ ઉપર ઊભો થયો. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટાવિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोनत्रिंशः सर्गः

—★—

खरं तु विरथं रामो गदापाणिमवस्थितम् । मृदुपूर्वं महातेजाः परुषं वाक्यमब्रवीत् ॥१॥

રામે જ્યારે જોયું કે ખરનો રથ ભાંગી ગયો છે તોપણ તે હાથમાં ગદા લયીને પૃથ્વી ઉપર ઊભો છે, ત્યારે મહાતેજસ્વી રામ પહેલાં કોમળ અને પછી કઠોર વચન તેને કહેવા લાગ્યા. (૧)

गजाश्वरथसम्बाधे बले महति तिष्ठता । कृतं ते दारुणं कर्म सर्वलोकजुगुप्सितम् ॥२॥

હાથી, ઘોડા, રથથી ભરેલ મોટી સેનામાં રહીને તેં એવું દારુણ કર્મ કર્યું છે જેની બધા લોકો નિંદા કરી રહ્યાં છે. (૨)

उद्वेजनीयो भूतानां नृशंसः पापकर्मकृत् । त्रयाणामपि लोकानामीश्वरोपि न तिष्ठति ॥३॥
જે પ્રાણિયોને ઉદ્વેગ કરનારો હોય, ક્રૂર અને પાપકર્મ કરનારો હોય, તે ભલે ત્રણેય લોકોનો સ્વામી હોય પણ તે ચિરકાળ સુધી રહી શકતો નથી. (૩)

कर्म लोकविरुद्धं तु कुर्वाणं क्षणदाचर । तीक्ष्णं सर्वजनो हन्ति सर्पं दुष्टमिवागतम् ॥४॥
હે રાક્ષસ, જેમ આવેલા દુષ્ટ સર્પને લોકો મારી નાખે છે, તેમજ લોકવિરુદ્ધ કર્મ કરનારને લોકો મારી જ નાખે છે. (૪)

लोभात् पापानि कुर्वाणः कामाद् वा यो न बुध्यते। हृष्टः पश्यति तस्यान्तं ब्राह्मणी करकादिव ॥
લોભથી કે કામથી પાપને જે સમજતો નથી તે ભ્રષ્ટપુરુષ તેનું અંતિમ ફળ ભોગવે છે; જેમ કરાંને ખાનારી બ્રાહ્મણી કરાં ખાયીને પોતાનો અંત ચણે છે. (૫)

वसतो दण्डकारण्ये तापसान् धर्मचारिणः । किं नु हत्वा महाभागान् फलं प्राप्यसि राक्षस ॥६॥
આ દંડકારણ્યમાં નિવાસ કરનારા તપસ્વિયોને મારીને તું શું ફળ મેળવીશ ? (૬)

न चिरं पापकर्माणः क्रूरा लोकजुगुप्सिताः । ऐश्वर्यं प्राप्य तिष्ठन्ति शीर्णमूला इव द्रुमाः ॥७॥
પાપિયો, ક્રૂરો, જેની બધાય નિન્દા કરે છે તેવો, ઐશ્વર્ય પામીને વધારે સમય સુધી જીર્ણ-શીર્ણમૂળવાળા ઝાડની જેમ ટકતા નથી. (૭)

अवश्यं लभते कर्ता फलं पापस्य कर्मणः । घोरं पर्यागते काले द्रुमः पुष्पमिवार्तवम् ॥८॥
કોયી પણ પ્રાણી કોયી પણ પાપકર્મનું ઘોર ફળ અવશ્ય મેળવે છે. જેમ વૃક્ષ તે તે ઋતુમાં પુષ્પને મેળવે છે. (૮)

नचिरात् प्राप्यते लोके पापानां कर्मणां फलम्। सविषाणामिवान्नानां भुक्तानां क्षणदाचर ॥९॥
હે રાક્ષસ, જેમ વિષયુક્ત અન્નને ખાનારા વિષભક્ષણનું ફળ મેળવે છે, તેમ પાપીને પાપકર્મોનું ફળ મળતાં વાર લાગતી નથી. (૯)

पापमाचरतां घोरं लोकस्याप्रियमिच्छताम् । अहमासादितो राज्ञा प्राणान् हन्तुं निशाचर ॥१०॥
હે રાક્ષસ, જે લોકોનું ભલું ઇચ્છતા નથી અને ઘોર પાપ કરે છે તેવોનો વધ કરવા માટે જ હું અહિં આવ્યો છું. (૧૦)

अद्य भित्त्वा मया मुक्ताः शराः काञ्चनभूषणाः। विदार्य निपतिष्यन्ति वल्मीकमिव पन्नगाः ॥११॥
રામે કહ્યું : અત્યારે હું જે બાણો છોડું છું, તે સર્પ જેમ પોતાને વિલમાં પ્રવેશ કરે છે તેમ, તને ફાડીને જ પડશે. (૧૧)

ये त्वया दण्डकारण्ये भक्षिता धर्मचारिणः। तानद्य निहतः सङ्ख्ये ससैन्योनुगमिष्यसि ॥१२॥
તેં દંડકારણ્યના ધર્માત્માવોને ખાધા છે, તું આજે આ યુદ્ધમાં હણાયેલો, તેવોની પાસે જ જયિશ.

अद्य त्वां निहतं बाणैः पश्यन्तु परमर्षयः। निरयस्थं विमानस्था ये त्वया निहताः पुरा ॥१३॥
જે મહર્ષિયોને તેં મારી નાખ્યા છે તેવો વિમાનમાં બેસીને જોશે કે રામે તને બાણોથી મારી નાખ્યો છે. (૧૩)

प्रहरस्व यथाकामं कुरु यत्नं कुलाधम। अद्य ते पातयिष्यामि शिरस्तालफलं यथा ॥१४॥
તું સ્વેચ્છાથી મારા ઉપર પ્રહાર કર. અને તું તને બચાવવા માટે પ્રયત્ન કર. આજે હું તારું માથું તાલના ફળની જેમ પાડી નાખીશ. (૧૪)

एवमुक्तस्तु रामेण क्रुद्धः संरक्तलोचनः । प्रत्युवाच ततो रामं प्रहसन् क्रोधमूर्च्छितः ॥१५॥
ક્રોધે ભરાયેલા રામે જ્યારે આમ કહ્યું ત્યારે તે ક્રોધે ભરાયીને રામને કહેવા લાગ્યો. (૧૫)

प्राकृतान् राक्षसान् हत्वा युद्धे दशरथात्मज । आत्मना कथमात्मानमप्रशस्यं प्रशंससि ॥१६॥
રામ, તમે સામાન્ય રાક્ષસોનો વધ કરીને કયીં સારું કામ કર્યું નથી છતાં તમે શા માટે આત્મપ્રશંસા કરો છો ? (૧૬)

विक्रान्ता बलवन्तो वा ये भवन्ति नरर्षभाः । कथयन्ति न ते किंचित् तेजसा चातिगर्विताः ॥१७॥
જે લોકો શૂરવીર હોય છે, બલવાન્ હોય છે, શ્રેષ્ઠ માનવ હોય છે, તેવો હે રામ તેજથી અતિગર્વવાળા થયીને આત્મશ્લાઘા કરતા નથી. (૧૭)

प्राकृतास्त्वकृतात्मानो लोके क्षत्रियपांसनाः । निरर्थकं विकत्थन्ते यथा राम विकत्थसे ॥१८॥
લોકમાં અસફળ અને સામાન્ય નીચ ક્ષત્રિયો જ, હે રામ તમારી પેઠે આત્મશ્લાઘા કરે છે. (૧૮)

कुलं व्यपदिशन् वीरः समरे कोभिधास्यति । मृत्युकाले तु सम्प्राप्ते स्वयमप्रस्तवे स्तवम् ॥१९॥
યુદ્ધમાં જ્યારે મૃત્યુનો સમય આવી પહોંચ્યો હોય ત્યારે પોતાના કુળની પ્રશંસા કયો વીર કરશે ?

सर्वथा तु लघुत्वं ते कत्थनेन विदर्शितम् । सुवर्णप्रतिरूपेण तप्तेनेव कुशाग्निना ॥२०॥
જેમ કુશાગ્નિ સળગતો હોય છે ત્યારે સુવર્ણની જેમ ભાસે છે પછી તો તે અગ્નિનું કોયી મૂલ્ય હોતું નથી. તેમ તમારી આત્મશ્લાઘાથી તમે તમારી લઘુતા જ પ્રકટ કરી છે. (૨૦)

न तु मामिह तिष्ठन्तं पश्यसि त्वं गदाधरम् । धराधरमिवाकम्प्यं पर्वतं धातुभिश्चितम् ॥२१॥
તમે મને જોતા નથી કે હું ગદા લયીને પર્વતની જેમ, હલાવવા માટે અશકય આવા ધાતુવોથી ભરેલા પર્વતનીજેમ તમારી સામે ઉભો છું. (૨૧)

पर्याप्तोहं गदापाणिर्हन्तुं प्राणान् रणे तव । त्रयाणामपि लोकानां पाशहस्त इवान्तकः ॥२२॥
યમરાજ જેમ હાથમાં પાશ લયીને ત્રણેય લોકોનો નાશ કરવા પર્યાપ્ત હોય છે, તેમ આ રણમાં તમને મારી નાચવા હાથમાં ગદાવાળો હું પર્યાપ્ત છું. (૨૨)

कामं बह्वपि वक्तव्यं त्वयि वक्ष्यामि न त्वहम् । अस्तं प्राप्नोति सविता युद्धविघ्नस्ततो भवेत् ॥
મારે ઘણું કહેવું છે પણ હવે હું કશું નહિ કહિશ કેમકે સૂર્ય આથમવા આવ્યો છે, પછી તો યુદ્ધમાં વિઘ્ન થશે. (૨૩)

चतुर्दश सहस्राणि राक्षसानां हतानि ते । त्वद्विनाशात् करोम्यद्य तेषामश्रुप्रमार्जनम् ॥२४॥
તમે મારા ૧૪ સહસ્ર રાક્ષસોનો વધ કર્યો છે, તો હું આજે તમારો વધ કરીને તેવોનું અશ્રુ-પ્રમાર્જન કરું છું એટલે આંસુ લુછું છું (૨૪)

इत्युक्त्वा परमक्रुद्धः स गदां परमाङ्गदाम् । खरश्चिक्षेप रामाय प्रदीप्तामशनिं यथा ॥२५॥
પરમ ક્રુદ્ધ થયેલો અંગદધારી તે રાક્ષસે એમ કહીને તેજસ્વી અશનિની જેમ પોતાની મોટી ગદા રામની ઓર ફેંકી. (૨૫)

खरबाहुप्रमुक्ता सा प्रदीप्ता महती गदा । भस्म वृक्षांश्च गुल्मांश्च कृत्वागात् तत्समीपतः ॥२६॥
ખરના હાથમાંથી છૂટેલી તે મોટી ગદા વૃક્ષો અને ગુલ્મોને ભસ્મ કરીને રામની પાસે આવીને પઠી. (૨૬)

तामापतन्तीं महतीं मृत्युपाशोपमां गदाम् । अन्तरिक्षगतां रामश्चिच्छेद बहुधा शरैः ॥२७॥
યમરાજના પાશ જેવી તે મહતી ગદાને આવતી જોઈને રામે ઘણા પ્રકારના બાણોથી આકાશમાં જ તેને છેદી નાખી. (૨૭)

सा विशीर्णा शरैर्भिन्ना पपात धरणीतले । गदा मन्त्रौषधिबलैर्व्यालीव विनिपातिता ॥२८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे एकोनत्रिंशः सर्गः ॥२९॥

જેમ મંત્ર અને ઔષધના બલથી સર્પિણી બલહીન થાય છે તેમ રામના બાણોથી નાશ પામેલી તે ગદા પૃથિવી ઉપર આવી પડી. (૨૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકોનત્રિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रिंशः सर्गः

—★—

भित्वा तु तां गदां बाणै राघवो धर्मवत्सलः । स्मयमान इदं वाक्यं संरब्धमिदमब्रवीत् ॥१॥
ધર્મવત્સલ શ્રીરામે તે ગદાને તોડી ફોડીને મંદહાસ્ય કરતા કહ્યું : (૧)

एतत् ते बलसर्वस्वं दर्शितं राक्षसाधम । शक्तिहीनतरो मत्तो वृथा त्वमुपगर्जसि ॥२॥
અરે નીચ રાક્ષસ, તેં તારું બાખું બલ દેખાડી દીધું. તું તો મારા કરતાં અત્યંત હીન શક્તિવાળો છું. વ્યર્થ જ ગાજી રહ્યો છું. (૨)

एषा बाणविनिर्भिन्ना गदा भूमितलं गता । अभिधानप्रगल्भस्य तव प्रत्ययघातिनी ॥३॥
તું જેના નામથી અભિમાન કરતો હતો તે તારી આ વિશ્વાસઘાતિની ગદા મારા બાણોથી ચૂર્ણ થયીને ભૂમિ ઉપર પડી ગયી છે. (૩)

यत् त्वयोक्तं विनष्टानामिदमश्रुप्रमार्जनम् । राक्षसानां करोमीति मिथ्या तदपि ते वचः ॥४॥
તેં જે કહ્યું હતું કે આ મરેલાનું અશ્રુમાર્જન કરીશ, તે પણ તારું વચન મિથ્યા થયું છે. (૪)

नीचस्य क्षुद्रशीलस्य मिथ्यावृत्तस्य रक्षसः । प्राणानपहरिष्यामि गरुत्मानमृतं यथा ॥५॥
જેમ ગરુડ અમૃતનું હરણ કરે છે તેમ હું તારા જેવા નીચ, મિથ્યાચારીના પ્રાણોનું હરણ કેરિશ. (૫)

अद्य ते भिन्नकण्ठस्य फेनबुद्बुदभूषितम् । विदारितस्य मद्बाणैर्मही पास्यति शोणितम् ॥६॥
હમણાં જ તારા કંઠને કાપી નાખું છું. મારા બાણોથી વિદીર્ણ થયેલા તારા કંઠના તે લોહીનું પાન કરશે જે ફીણ અને પરપોટાથી ભરેલું હશે. (૬)

पांसुरूषितसर्वाङ्गः स्रस्तन्यस्तभुजद्वयः । स्वप्स्यसे गां समाश्लिष्य दुर्लभां प्रमदामिव ॥७॥
તારું સર્વાંગ ધૂલથી ભરેલું હશે. તારા બન્ને ભુજ કપાયીને આમતેમ વિખરાયેલા પડયા હશે. આવો તું દુર્લભ પ્રમદાની જેમ પૃથિવીનું આલિંગન કરીને ઊંઘીશ. (૭)

प्रवृद्धनिद्रे शयिते त्वयि राक्षसपांसने । भविष्यन्त्यशरण्यानां शरण्या दण्डका इमे ॥८॥

નીચ રાક્ષસ, તું જ્યારે સદાને માટે ઊંઘી જયિશ ત્યારે શરણ વિનાના લોકોને આ દંડકાવન શરણ બની જશે. (૮)

जनस्थाने हतस्थाने तव राक्षस मच्छरैः । निर्भया विचरिष्यन्ति सर्वतो मुनयो वने ॥९॥

જ્યારે હે રાક્ષસ, મારા બાણોથી રાક્ષસોનું નિવાસસ્થાન આ જનસ્થાનનો નાશ થયી જશે ત્યારે આ વનમાં મુનિયો સર્વત્ર નિર્ભય થયીને વિચરશે. (૯)

अद्य विप्रसरिष्यन्ति राक्षस्यो हतबान्धवाः । बाष्पार्द्रवदना दीना भयादन्यभयावहाः ॥१०॥

જ્યારે બધા સગા-સબંધિયો નાશ પામશે ત્યારે બીજાને ભય પમાડનારી રાક્ષસિયો પોતે ભયભીત થયીને અહિંથી ભાગી જશે. (૧૦)

नृशंसशील क्षुद्रात्मन् नित्यं ब्राह्मणकण्टक । त्वत्कृते शङ्कितैरग्नौ मुनिभिः पात्यते हविः ॥११॥

અરે ક્રૂર, ક્ષુદ્ર, બ્રાહ્મણકંટક, રાક્ષસ, તારા લીધે શંકાશીલ બનેલા મુનિયો અગ્નિમાં હવિ હોમતા હતા. (૧૧)

अद्य शोकरसज्ञास्ता भविष्यन्ति निरर्थिकाः । अनुरूपकुलाः पत्न्यो यासां त्वं पतिरीदृशः ॥१२॥

અને જે રાક્ષસિયોનો આવો તું પતિ છે તે બધાં શોકાતુર થયીને, નિરર્થક થયીને તારા જેવા બીજા રાક્ષસોની પત્ની થશે. (૧૨)

तमेवमभिसंरब्धं ब्रुवाणं राघवं वने । खरो निर्भर्त्सयामास रोषात् खरतरस्वरः ॥१३॥

કર્કશ સ્વરવાળો તે ખરરાક્ષસ, કઠોર વચન બોલનાર રામની, ક્રોધથી ભર્ત્સના કરવા લાગ્યો.

दृढं खल्ववलिप्तोसि भयेष्वपि च निर्भयः । वाच्यावाच्यं ततो हि त्वं मृत्योर्वश्यो न बुध्यसे ॥१४॥

તું ભારે અભિમાની છું, ભયકાલમાં પણ તું નિર્ભય છું, તું અત્યારે મૃત્યુના હાથમાં છું તેથી શું બોલવું જોયિયે અને શું નહિ બોલવું જોયિયે તેનું તને ભાન નથી. (૧૪)

कालपाशपरिक्षिप्ता भवन्ति पुरुषा हि ये । कार्याकार्यं न जानन्ति ते निरस्तषडिन्द्रियाः ॥१५॥

જે પુરુષો કાલના પાશથી બંધાયેલા હોય છે તેવો શું કરવું જોયિયે અને શું નહિ કરવું જોયિયે તે જાણતા નથી; કેમકે તેનાં મન અને પાંચે જ્ઞાન ઇંદ્રિયો તે સમયે બહેર મારી ગયેલાં હોય છે.

एवमुक्त्वा ततो रामं संरुध्य भृकुटी ततः । स ददर्श महासालमविदूरे निशाचरः ॥१६॥

રામને આમ કહીને ભૌં ચડાવીને તે રાક્ષસે પાસે જ એક મહાકાયવૃક્ષ જોયું. (૧૬)

रणे प्रहरणस्यार्थे सर्वतो ह्यवलोकयन् । स तमुत्पाटयामास सन्दष्टदशनच्छदम् ॥१७॥

આમતેમ જોયીને, જ્યારે બીજું કશું ન મળ્યું, ત્યારે દાંત તલે ઓઠ દબાવીને એટલે ભારે બલ લગાડીને તે ઝાડને તેણે ઉપાડી લીધેલ. (૧૭)

तं समुत्क्षिप्य बाहुभ्यां विनर्दित्वा महाबलः । राममुद्दिश्य चिक्षेप हतस्त्वमिति चाब्रवीत् ॥१८॥

મહાબલશાળી તે રાક્ષસે તે ઝાડને ઉપાડીને મોટા સ્વરથી ગર્જના કરીને "લે હવે તું મર્યો" આમ રામને કહ્યું, (૧૮)

तमापतन्तं बाणौघैश्छित्त्वा रामः प्रतापवान् । रोषमाहारयत् तीव्रं निहन्तुं समरे खरम् ॥१९॥

પોતાની ઓર આવતા તે ઝાડને પ્રતાપી રામે બાણોથી કાપીને, સમરમાં ખરને મારી નાખવા ભારે ક્રોધ કર્યો. (૧૯)

जातस्वेदस्ततो रामो रोषरक्तान्तलोचनः । निर्बिभेद सहस्रेण बाणानां समरे खरम् ॥२०॥

તે સમયે રામ પરસેવા પરસેવા થયી ગયેલા. ક્રોધથી તેમની આંખોના ખૂણામાં રતાશ આવી ગયી હતી. સમરમાં સહસ્રો બાણોથી ખરને રામે વીંધી નાખ્યો. (૨૦)

तस्य बाणान्तराद् रक्तं बहु सुस्राव फेनिलम् । गिरेः प्रस्रवणस्येव तोयधारापरिस्रवः ॥२१॥

પ્રસ્રવણ પર્વતમાંથી જેમ જલધારાનો પ્રવાહ નિકળે તેમ, જ્યાં તેને બાણ વાગ્યા હતા ત્યાંથી ફીણવાળું લોહી વહેવા લાગ્યું. (૨૧)

विकलः स कृतो बाणैः खरो रामेण संयुगे । मत्तो रुधिरगन्धेन तमेवाभ्यद्रवद् द्रुतम् ॥२२॥

યુદ્ધમાં જ્યારે રામના બાણોથી તે વ્યાકુળ બની ગયેલો ત્યારે લોહીથી ગંધાતો રામની ઓર દોડયો. (૨૨)

तमापतन्तं सङ्क्रुद्धं कृतास्त्रो रुधिराप्लुतम् । अपासर्पद् द्वित्रिपदं किञ्चित्त्वरितविक्रमः ॥२३॥

લોહીથી ખરડાયેલ અને ક્રોધે ભરાયેલ તે ખરને આવતાં જોયીને શીઘ્રગતિવાળા રામ બે ત્રણ પગ ત્યાંથી ખસી ગયા. (૨૩)

ततः पावकसङ्काशं वधाय समरे शरम् । खरस्य रामो जग्राह ब्रह्मदण्डमिवापरम् ॥२४॥

ત્યારે રામે, સમરમાં વધને માટે આવેલ અગ્નિસમાન ખરના બાણને બીજા બ્રહ્મદંડની પેઠે પકડી લીધેલ.

स तद् दत्तं मघवता सुरराजेन धीमता । सन्दधे च स धर्मात्मा मुमोच च खरं प्रति ॥२५॥

ત્યારે ધર્માત્મા રામે, બુદ્ધિશાલી ઇન્દ્રે જે બાણ રામને આપ્યો હતો તે બાણનું સંધાન કર્યું અને ખર પ્રત્યે તેને છોડયો. (૨૫)

स विमुक्तो महाबाणो निर्घातसमनिस्वनः । रामेण धनुरायम्य खरस्योरसि चापतत् ॥२६॥

રામે ધનુષ ખેંચીને જ્યારે તે મહાબાણ છોડયો ત્યારે વજ્રસમાન શબ્દ કરનારો તે બાણ ખરની છાતી પર પડયો. (૨૬)

स पपात खरो भूमौ दह्यमानः शराग्निना । रुद्रेणेव विनिर्दग्धः श्वेतारण्ये यथान्धकः ॥२७॥

જેમ શ્વેતારણ્યમાં રુદ્રથી ભસ્મ કરાયેલો અંધક પડયો હતો તેમ તે બાણરૂપ અગ્નિથી ભસ્મ થયેલો ભૂમિ ઉપર પડી ગયો. (૨૭)

स वृत्र इव वज्रेण फेनेन नमुचिर्यथा । बलो वेन्द्राशनिहतो निपपात हतः खरः ॥२८॥

વજ્રથી હણાયેલ વૃત્રાસુરની જેમ, ફીણથી નમુચિની જેમ, ઇન્દ્રના વજ્રથી હણાયેલ બલની જેમ, રામથી હણાયેલો તે ખર પડી ગયો. (૨૮)

एतस्मिन्नन्तरे देवाश्चारणैः सह सङ्गताः । दुन्दुभींश्चाभिनिघ्नन्तः पुष्पवर्षं समन्ततः ॥२९॥

આ સમયે દેવો, ચારણો સાથે મળીને દુંદુભિ બગાડવા લાગ્યા અને ચારે ઓર પુષ્પોનો વરસાદ કરવા લાગ્યા. (૨૯)

चतुर्दश सहस्राणि रक्षसां कामरूपिणाम् । खरदूषणमुख्यानां निहतानि महामृधे ॥३०॥

ખર અને દૂષણ જેમાં મુખ્ય હતા આવા ભયંકર ૧૪ સહસ્ર રાક્ષસોનો તે યુદ્ધમાં વધ થયો. (૩૦)

अहो बत महत्कर्म रामस्य विदितात्मनः । अहो वीर्यमहो दाढर्यं विष्णोरिव हि दृश्यते ॥३१॥
આત્મજ્ઞાની રામનું આ મહત્ કર્મ, આવું મહાન્ બલ, આવી કુશળતા ધન્યવાદને પાત્ર છે. અથવા આશ્ચર્ય પમાડનારી છે, કેમકે આ બધી વસ્તુવો રામમાં વિષ્ણુની જેમ દેખાય છે. (૩૧)

ततो राजर्षयः सर्वे सङ्गताः परमर्षयः । सभाज्य मुदिता रामं सागस्त्या इदमब्रुवन् ॥३२॥
આમ કહીને જ્યારે બધા દેવો જ્યાંથી આવ્યા હતા, ત્યાં ચાલ્યા ગયા, ત્યારે રાજર્ષિયો અને પરમર્ષિયો બધા ત્યાં ભેગા થયા. અગસ્ત્ય પણ આવ્યા. બધાયે પ્રસન્ન થયી રામનો સત્કાર કરી આ પ્રમાણે કહ્યું. (૩૨)

एतदर्थं महातेजा महेन्द्रः पाकशासनः । शरभङ्गाश्रमं पुण्यमाजगाम पुरन्दरः ॥३३॥
મહાતેજસ્વી શત્રુનું પુર નષ્ટ કરનાર ઇન્દ્ર, શરભંગ ઋષિના પવિત્ર આશ્રમમાં આવ્યા હતા.

आनीतस्त्वमिमं देशमुपायेन महर्षिभिः । एषां वधार्थं शत्रूणां रक्षसां पापकर्मणाम् ॥३४॥
મહર્ષિયોયે ઉપાય કરીને તમને આ દેશમાં આ શત્રુવોનો વધ કરવા માટે જ લાવ્યા હતા. (૩૪)

तदिदं नः कृतं कार्यं त्वया दशरथात्मज । स्वधर्मं प्रचरिष्यन्ति दण्डकेषु महर्षयः ॥३५॥
તે તમોયે આ અમારું કામ કરી દીધું છે. હવે મહર્ષિયો આ દંડકારણ્યમાં સુખ-શાંતિથી પોતાના ધર્મનું આચરણ કરશે. (૩૫)

एतस्मिन्नन्तरे वीरो लक्ष्मणः सह सीतया । गिरिदुर्गाद् विनिष्क्रम्य संविवेशाश्रमे सुखी ॥३६॥
આ જ સમયે વીર લક્ષ્મણે સીતાને લયીને પર્વતની ગુહામાંથી નિકળીને આશ્રમમાં પ્રવેશ કર્યો.

ततो रामस्तु विजयी पूज्यमानो महर्षिभिः । प्रविवेशाश्रमं वीरो लक्ष्मणेनाभिपूजितः ॥३७॥
ત્યાર પછી વિજયી રામે મહર્ષિયોથી સત્કૃત થયીને તેમજ લક્ષ્મણથી પણ પૂજિત થયીને આશ્રમમાં પ્રવેશ કર્યો. (૩૭)

तं दृष्ट्वा शत्रुहन्तारं महर्षीणां सुखावहम् । बभूव हृष्टा वैदेही भर्तारं परिषस्वजे ॥३८॥
શત્રુવોનો વધ કરનારા તેમજ મહર્ષિયોને સુખ આપનારા પતિ રામને જોયીને સીતા પ્રસન્ન થયાં અને રામનું આલિંગન તેમણે કર્યું. (૩૮)

मुदा परमया युक्ता दृष्ट्वा रक्षोगणान् हतान् । रामं चैवाव्ययं दृष्ट्वा तुतोष जनकात्मजा ॥३९॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे त्रिंशः सर्गः ॥३०॥

સીતાજીયે જ્યારે જોયું કે બધા રાક્ષસો હણાયી ગયા છે અને રામ સકુશળ છે ત્યારે તેવોયે સંતોષ અનુભવ્યો. (૩૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकत्रिंशः सर्गः

— — *— —

त्वरमाणस्ततो गत्वा जनस्थानादकम्पनः । प्रविश्य लङ्कां वेगेन रावणं वाक्यमब्रवीत् ॥१॥
ત્યાર પછી અકંપનનામા રાક્ષસે ઉતાવળે લંકામાં જયીને રાવણુને કહ્યું....(૧)

जनस्थानस्थिता राजन् राक्षसा बहवो हताः । खरश्च निहतः सङ्ख्ये कथञ्चिदहमागतः ॥२॥
હે રાજન્, જનસ્થાનમાં રહેનારા ઘણાં રાક્ષસો હણાયી ગયા છે. ખર પણ યુદ્ધમાં માર્યો ગયો છો. કોયી રીતે બચીને હું અહિં આવ્યો છુ. (૨)

एवमुक्तो दशग्रीवः क्रुद्धः संरक्तलोचनः । अकम्पनमुवाचेदं निर्दहन्निव तेजसा ॥३॥
અકંપનની વાત સાંભળીને રાવણુની આંખો ક્રોધને લીધે રાતી થયી ગયી અને તેજથી બાળતો ન હોય તેમ રાવણે અકંપનને કહ્યું (૩)

केन भीमं जनस्थानं हतं मम परासुना । को हि सर्वेषु लोकेषु गतिं नाधिगमिष्यति ॥४॥
મૃત્યુ કાંઠે ઉભેલો આવો કોણુ છે જેણે જનસ્થાનનો નાશ કર્યો? આવો કોણુ છે જે ત્રણેય લોકોમાં કયાંય નિવાસ મેળવવો ઇચ્છતો નથી? (૪)

न हि मे विप्रियं कृत्वा शक्यं मघवता सुखम् । प्राप्तुं वैश्रवणेनापि न यमेन च विष्णुना ॥५॥
મારું અહિત કરીને તો ઇંદ્ર, કુબેર, યમ અને વિષ્ણુ પણુ સુખ અને શાંતિ મેળવી શકતા નથી. (૫)

कालस्य चाप्यहं कालो दहेयमपि पावकम् । मृत्युं मरणधर्मेण संयोजयितुमुत्सहे ॥६॥
હું તો કાલનો પણ કાલ છું. અગ્નિને પણ બાળી શકું છું. તેમજ મૃત્યુનો પણ નાશ કરી શકું છું. (૬)

वातस्य तरसा वेगं निहन्तुमपि चोत्सहे । दहेयमपि सङ्क्रुद्धस्तेजसादित्यपावकौ ॥७॥
મારા વેગથી હું વાયુનો પણ નાશ કરી શકું છું. અને જો મને ક્રોધ થાય તો હું સૂર્ય અને અગ્નિને પણ બાળી શકું છું. (૭)

तथा क्रुद्धं दशग्रीवं कृताञ्जलिरकम्पनः । भयात् सन्दिग्धया वाचा रावणं याचतेभयम् ॥८॥
આવા ક્રોધે ભરાયેલા રાવણુને જોયીને, અકંપને હાથ જોડીને ભયથી સંદિગ્ધ વાણીથી રાવણુ પાસેથી અભયદાન માંગ્યું. (૮)

दशग्रीवोभयं तस्मै प्रददौ रक्षसां वरः । स विस्रब्धोब्रवीद् वाक्यमसन्दिग्धमकम्पनः ॥९॥
રાવણે તેને અભયદાન આપ્યું ત્યારે તે વિશ્વસ્ત થયીને રાવણુને કહેવા લાગ્યો. (૯)

पुत्रो दशरथस्यास्ते सिंहसंहननो युवा । रामो नाम महास्कन्धो वृत्तायतमहाभुजः ॥१०॥
મહારાજ, દશરથનો એક પુત્ર છે. સિંહસમાન તેનું શરીર છે. તે યુવા છે. વિશાળ તેના સ્કંધ છે. ગોળ અને વિસ્તારવાળા તેના વિશાળ બાહુ છે. (૧૦)

श्यामः पृथुयशाः श्रीमानतुल्यबलविक्रमः । हतस्तेन जनस्थाने खरश्च सहदूषणः ॥११॥
રામ શ્યામ છે, યશસ્વી છે, શ્રીમાન્ અને અતુલબળશાળી છે. તેણે જનસ્થાનમાં ખર અને દૂષણુને મારી નાખ્યા છે. (૧૧)

अकम्पनवचः श्रुत्वा रावणो राक्षसाधिपः । नागेन्द्र इव निःश्वस्य इदं वचनमब्रवीत् ॥१२॥
રાવણુ અકંપનની વાત સાંભળી મહાન્ ગજની પેઠે નિસાસો નાખીને આમ બોલ્યો. (૧૨)

स सुरेन्द्रेण संयुक्तो रामः सर्वामरैः सह । उपयातो जनस्थानं ब्रूहि कच्चिदकम्पन ॥१३॥
અકંપન, તે રામ, ઇન્દ્રને તેમજ બધા દેવોને સાથે લયીને તો આવ્યા નથી ને ? (૧૩)

रावणस्य पुनर्वाक्यं निशम्य तदकम्पनः । आचचक्षे बलं तस्य विक्रमं च महात्मनः ॥१४॥
રાવણુનું વચન સાંભળી અકંપને રામનાં બળ અને પરાક્રમોનું વર્ણન કર્યું. (૧૪)

रामो नाम महातेजाः श्रेष्ठः सर्वधनुष्मताम् । दिव्यास्त्रगुणसम्पन्नः परं धर्मं गतो युधि ॥१५॥
રામ મહાન્ તેજસ્વી છે. બધા ધનુર્ધારિયોમાં શ્રેષ્ઠ છે. દિવ્ય અસ્ત્રો અને દિવ્ય ગુણોથી સંપન્ન છે અને યુદ્ધવિદ્યામાં ભારે કુશળ છે. (૧૫)

तस्यानुरूपो बलवान् रक्ताक्षो दुन्दुभिस्वनः कनीयाँल्लक्ष्मणो भ्राता राकाशशिनिभाननः ॥१६॥
રામ જેવા જ બળશાળી, રાતી આંખોવાળા, દુંદુભિ જેવા ગંભીર સ્વરવાળા અને ચંદ્રમુખ લક્ષ્મણુ તેમનો નાનો ભાયી છે. (૧૬)

स तेन सह संयुक्तः पावकेनानिलो यथा । श्रीमान् राजवरस्तेन जनस्थानं निपातितम् ॥१७॥
જેમ અગ્નિ સાથે મળીને પવન કોયીનો વિનાશ કરે તેમ તેણે જનસ્થાનનો નાશ કર્યો છે.

शरा रामेण तूत्सृष्टा रुक्मपुङ्खाः पतत्रिणः । सर्पाः पञ्चानना भूत्वा भक्षयन्ति स्म राक्षसान् ॥१८॥
રામ જે બાણો નાખે છે તે સાપ અને સિંહ થયીને રાક્ષસોને ખાયી જાય છે. (૧૮)

येन येन च गच्छन्ति राक्षसा भयकर्पिताः । तेन तेन स्म पश्यन्ति राममेवाग्रतः स्थितम् ॥१९॥
ભયથી વ્યાકુળ થયેલા રાક્ષસો જે જે માર્ગે જાય છે તે તે માર્ગમાં તેવો જુવે છે કે રામ આગળને આગળ જ ઊભા છે. (૧૯)

अकम्पनवचः श्रुत्वा रावणो वक्यमब्रवीत् । गमिष्यामि जनस्थानं रामं हन्तुं सलक्ष्मणम् ॥२०॥
અકંપનનું વચન સાંભળીને રાવણે કહ્યું, રામ અને લક્ષ્મણનો વધ કરવા હું જનસ્થાને જયીશ. (૨૦)

अथैवमुक्ते वचने प्रोवाचेदमकम्पनः । शृणु राजन् यथावृत्तं रामस्य बलपौरुषम् ॥२१॥
રાવણુનું વચન સાંભળી અકંપને કહ્યું, હે રાજન્, રામનાં બળ અને પુરુષાર્થ જેમ છે તે તમે સાંભળો. (૨૦)

असाध्यः कुपितो रामो विक्रमेण महायशाः । आपगायास्तु पूर्णाया वेगं परिहरेच्छरैः ॥२२॥
યશસ્વી રામ જ્યારે ક્રુદ્ધ થાય છે ત્યારે તે પરાક્રમથી અસાધ્ય બની જાય છે અને ભરેલી નદીના વેગને, તે બાણોથી રોકી શકે છે. (૨૨)

सताराग्रहनक्षत्रं नभश्चाप्यवसादयेत् । असौ रामस्तु सीदन्तीं श्रीमानभ्युद्धरेन्महीम् ॥२३॥
તે રામ તારા, ગ્રહ, નક્ષત્ર સાથે આકાશને પણ નષ્ટ કરી શકે છે. તેમજ નાશ પામતી પૃથ્વીનો ઉદ્ધાર કરી શકે છે. (૨૩)

भित्त्वा बेलां समुद्रस्य लोकानाप्लावयेद् विभुः । वेगं वापि समुद्रस्य वायुं वा विधमेच्छरैः ॥२४॥
સમુદ્રની વેલાને ભાંગીને તે બધા લોકોને ડુબાડી શકે છે. અથવા સમુદ્રના વેગને, તેમજ વાયુને, પોતાના બાણોથી નષ્ટ કરી શકે છે. (૨૪)

संहृत्य वा पुनर्लोकान् विक्रमेण महायशाः । शक्तः श्रेष्ठः स पुरुषः स्रष्टुं पुनरपि प्रजाः ॥२५॥
મહાયશસ્વી રામ પોતાના વિક્રમથી લોકોનો સંહાર કરીને ફરીથી તેને રચી શકે છે. અને ફરીથી પ્રજાની સૃષ્ટિ કરી શકે છે. (૨૫)

नहि रामो दशग्रीव शक्यो जेतुं रणे त्वया । रक्षसां वापि लोकेन स्वर्गः पापजनैरिव ॥२६॥
હે રાવણ, જેમ પાપિયોથી સ્વર્ગ જિતાતો નથી તેમ રણમાં તમે રામને જીતી શકો તેમ નથી. અથવા રાક્ષસો પણ જીતી શકે તેમ નથી. (૨૬)

न तं वध्यमहं मन्ये सर्वैर्देवासुरैरपि । अयं तस्य वधोपायस्तन्ममैकमनाः शृणु ॥२७॥
હું માનું છું કે બધા દેવો અને અસુરો પણ તેનો વધ કરી શકે તેમ નથી. તેના વધનો આ ઉપાય હું બતાવું છું, સાવધ થયીને સાંભળો. (૨૭)

भार्या तस्योत्तमा लोके सीता नाम सुमध्यमा । श्यामा समविभक्ताङ्गी स्त्रीरत्नं रत्नभूषिता ॥२८॥
રામની પત્ની સીતા પાતળી કેડ વાળી છે, યુવતી છે, તેના બધાંજ અંગો સરખાં છે. રત્નોથી શણગારાયેલી છે અને સ્ત્રિયોમાં સર્વશ્રેષ્ઠ છે. (૨૮)

नैव देवी न गन्धर्वी नाप्सरा न च पन्नगी । तुल्या सीमन्तिनी तस्या मानुषी तु कुतो भवेत् ॥२९॥
કોયી પણ દેવપત્ની, ગંધર્વ પત્ની, અપ્સરા, પન્નગી પણ તેના જેવાં સુંદર નથી તો માનુષીની તો વાત શી કરવી, (૨૯)

तस्यापहर भार्यां त्वं तं प्रमथ्य महावने । सीतया रहितो रामो न चैव हि भविष्यति ॥३०॥
તમે તે મહાવનમાં રામનું માનમર્દન કરીને તેની ભાર્યાનું અપહરણ કરો. ત્યારે સીતા વિના રામ જીવી શકશે નહિ. (૩૦)

अरोचयत तद्वाक्यं रावणो राक्षसाधिपः । चिन्तयित्वा महाबाहुरकम्पनमुवाच ह ॥३१॥
અકંપનની આ વાત રાવણને ગમી ગયી. વિચાર કરીને તે અકંપન પ્રત્યે બોલ્યો. (૩૧)

बाढं कल्यं गमिष्यामि ह्येकः सारथिना सह । आनेष्यामि च वैदेहीमिमां हृष्टो महापुरीम् ॥३२॥
સારું, હું આવતી કાળે સારથિ સાથે એકલો જ જયિશ અને પ્રસન્નતા સાથે સીતાને આ મહાપુરી લંકામાં લયી આવીશ. (૩૨)

तदेवमुक्त्वा प्रययौ खरयुक्तेन रावणः । रथेनादित्यवर्णेन दिशः सर्वाः प्रकाशयन् ॥३३॥
રાવણ આમ કહીને ખરયુક્ત રથમાં બેસીને બધી દિશાવો તે પ્રકાશિત કરતો ચાલ્યો. (૩૩)

स रथो राक्षसेन्द्रस्य नक्षत्रपथगो महान् । चञ्चूर्यमाणः शुशुभे जलदे चन्द्रमा इव ॥३४॥
રાવણનો તે નક્ષત્ર-પથગામી રથ આમ તેમ ઉડતો, મેઘમાં ચંદ્ર જેમ શોભે તેમ શોભતો હતો. (૩૪)

स दूरे चाश्रमं गत्वा ताटकेयमुपागमत् । मारीचेनार्चितो राजा भक्ष्यभोज्यैरमानुषैः ॥३५॥
તે દૂર સુધી ગયા પછી મારીચના આશ્રમે પહોંચ્યો. મારીચે અમાનુષ ભક્ષ્ય, ભોજ્ય વડે રાવણનો સત્કાર કર્યો. (૩૫)

तं स्वयं पूजयित्वा तु आसनेनोदकेन च । अर्थोपहितया वाचा मारीचो वाक्यमब्रवीत् ॥३६॥
મારીચે પોતે તેમનો સત્કાર કરીને, આસન અને જળ અર્પણ કરીને અર્થયુક્ત વાણીથી રાવણને પૂછ્યું...(૩૬)

**कच्चित् सुकुशलं राजँल्लोकानां राक्षसाधिप । आशङ्के नाधिजाने त्वं यतस्तूर्णमुपागतः ॥३७॥**

હે રાક્ષસોના સ્વામી, તમે કુશળથી છો ને ? મને સંદેહ થાય છે કે તમે આટલી ઉતાવળથી મારી પાસે કેમ આવ્યા. ? (૩૭)

**एवमुक्तो महातेजा मारीचेन स रावणः ततः पश्चादिदं वाक्यमब्रवीद् वाक्यकोविदः ॥३८॥**

મારીચથી આમ પુછાયેલા રાવણે કહ્યું. (૩૮)

**आरक्षो मे हतस्तात रामेणाक्लिष्टकारिणा । जनस्थानमवध्यं तत् सर्वं युधि निपातितम् ॥३९॥**

હે તાત, અકિલષ્ટકારી રામે મારા આરક્ષ રક્ષણ કરનાર જરાદિતે મારી નાખ્યો છે. હજી સુધી જે જનસ્થાન અવધ્ય હતું તેનો પણ યુદ્ધમાં નાશ થયો છે. (૩૯)

**तस्य मे कुरु साचिव्यं तस्य भार्यापहारणे । राक्षसेन्द्रवचः श्रुत्वा मारीचो वाक्यमब्रवीत् ॥४०॥**

તેથી તમે મારી સહાયતા કરો જેથી કે હું રામની પત્નીનું અપહરણ કરી શકું. રાવણની વાત સાંભળી મારીચે કહ્યું. (૪૦)

**आख्याता केन वा सीता मित्ररूपेण शत्रुणा । त्वया राक्षसशार्दूल को न नन्दति नन्दितः ॥४१॥**

શત્રુ હોવા છતાં મિત્રના રૂપે કોણે તમને સીતાની વાત કરી છે. હે રાવણ આવો કોણ છે જેની તમે વૃદ્ધિ કરી છે, ઉન્નતિ કરી છે, પણ તે તમારા આનંદથી આનંદિત થતો નથી (૪૧)

**सीतामिहानयस्वेति को ब्रवीति ब्रवीहि मे । रक्षोलोकस्य सर्वस्य कः शृङ्गं छेत्तुमिच्छति ॥४२॥**

તમે મને કહો કે તે કોણ છે જે કહે છે કે સીતાને અહિં લયી આવો ? આવો કોણ છે જે બધા રાક્ષસોની પ્રતિષ્ઠાનો ભંગ કરવા ઇચ્છે છે ? (૪૨)

**प्रोत्साहयति यश्च त्वां स च शत्रुरसंशयम् । आशीविषमुखात् दंष्ट्रामुद्धर्तुं चेच्छति त्वया ॥४३॥**

જે તમને આમ કરવા ઉત્સાહ આપે છે તે નિશ્ચય જ તમારા શત્રુ છે. આવો કોણ છે જે તમને સાપના મુખમાંથી તેના દાંતને કાઢી લેવા કહે છે. (૪૩)

**कर्मणानेन केनासि कापथं प्रतिपादितः । सुखसुप्तस्य ते राजन् प्रहृतं केन मूर्धनि ॥४४॥**

આ કર્મ કરવા માટે કોણ તમને ખોટે માર્ગે દોરવણી આપી છે ? તમે સુખથી રહેતા હતા, સુખથો ઊંઘતા હતા. કોણે તમારા માથામાં ઘા કર્યો છે ? (૪૪)

**विशुद्धवंशाभिजनाग्रहस्ततेजोमदः संस्थितदोर्विषाणः ।**
**उदीक्षितुं रावण नेह युक्तः स संयुगे राघवगन्धहस्ती ॥४५॥**

પવિત્ર વંશમાં જન્મ આજ જેની સૂંડ છે, બંન્ને બાહુવો જ જેના દંત છે આવા રાઘવરૂપ મદોન્મત્ત હાથીની ઓર જોવું, હે રાવણ ઉચિત નથી. (૪૫)

**असौ रणान्तःस्थितिसन्धिवालो विदग्धरक्षोमृगहा नृसिंहः ।**
**सुप्तस्त्वया बोधयितुं न शक्यः शराङ्गपूर्णो निशितासिदंष्ट्रः ॥४६॥**

રણમાં સ્થિતિમાટે સંધિ એટલે ઉત્સુકતા જ તેનો બાલ છે. જ જેનો કેસર છે. ચતુર રાક્ષસરૂપ મૃગોનો વધ કરવા જે મનુષ્ય શરીરે સિંહ છે. બાણોથી પૂર્ણ, તીક્ષ્ણ તલવાર જ જેની દાઢ છે આવા સૂતેલા સિંહને જગાડવો યુક્ત નથી.

चापापहारे भुजवेगपङ्के शरोर्मिमाले सुमहाहवौघे ।
न रामपातालमुखेतिघोरे प्रस्कन्दितुं राक्षसराज युक्तम् ॥४७॥

ધનુષ્ જ જેમાં અવહાર એટલે ગ્રાહ છે, ભુજાવોનું બળજ જેમાં પંક-કાદવ છે, બાણુ જ જેનાં તરંગો છે, મહાન્ યુદ્ધ જ જેમાં જળ છે, આવા મહાભયંકર રામના પાતાલ એટલે મહાબિલ, તેના મુખમાં એટલે તેના મધ્યમાં કૂદવું હે રાક્ષસરાજ રાવણ યુક્ત નથી. (૪૭)

प्रसीद लङ्केश्वर राक्षसेन्द्र भवप्रसन्नो व्रज साधु लङ्काम् ।
त्वं स्वेषु दारेषु रमस्व नित्यं रामः सभार्यो रमतां वनेषु ॥४८॥

હે રાક્ષસરાજ લંકાધિપતે, પ્રસન્નતા સાથે લંકા પાછા જાવ. તમારી જ રાણિયો સાથે આનંદ કરો. રામને વનમાં પોતાની ભાર્યા સાથે આનંદ કરવા દો. (૪૮)

एवमुक्तो दशग्रीवो मारीचेन स रावणः । न्यवर्तत पुरीं लङ्कां विवेश च गृहोत्तमम् ॥४९॥

મારીચની આ વાત સાંભળી રાવણ લંકામાં આવ્યો અને પોતાના મહલમાં ગયો. (૪૯)

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे एकत्रिंशः सर्गः ॥३१॥

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ द्वात्रिंशः सर्गः

—*—

ततः शूर्पणखा दृष्ट्वा सहस्राणि चतुर्दश । हतान्येकेन रामेण रक्षसां भीमकर्मणाम् ॥१॥
दूषणं च खरं चैव हतं त्रिशिरसं रणे । दृष्ट्वा पुनर्महानादान् ननाद जलदोपमा ॥२॥

રામે એકજ વાણુથી ૧૪ સહસ્ર ભયંકર રાક્ષસોને મારી નાખેલા જોયીને, તેમજ ખર, દૂષણ, ત્રિશિરાને પણ રણમાં હણાયેલા જોયીને, શૂર્પણખા, મેઘ જેવો મોટો શબ્દ કરવા લાગી. (૧-૨)

सा दृष्ट्वा कर्म रामस्य कृतमन्यैः सुदुष्करम् । जगाम परमोद्विग्ना लङ्कां रावणपालिताम् ॥३॥

બીજો કોયી નહિ કરી શકે આવું રામે કરેલું રાક્ષસોના વધરૂપ કર્મ જોયીને, ભારે વ્યાકુલ થયીને તે રાવણની લંકામાં ગયી. (૩)

सा ददर्श विमानाग्रे रावणं दीप्ततेजसम् । उपोपविष्टं सचिवैर्मरुद्भिरिव वासवम् ॥४॥

ત્યાં તેણે, જેમ દેવોથી વીંટલાયેલા ઇંદ્ર બેઠા હોય તેમ, મંત્રિયો સાથે વિમાનમાં બેઠેલા પરમ તેજસ્વી રાવણને જોયો. (૪)

आसीनं सूर्यसङ्काशे काञ्चने परमासने । रुक्मवेदिगतं प्राज्यं ज्वलन्तमिव पावकम् ॥५॥

જેમ સુવર્ણ વેદીમાં ઘી નાખવાથી અગ્નિ પ્રજ્વલિત થાય તેમ સૂર્ય સમાન પ્રકાશિત સુવર્ણના મોટા સિંહાસન ઉપર બેઠેલા...(૫)

देवगन्धर्वभूतानामृषीणां च महात्मनाम् । अजेयं समरे घोरं व्यात्ताननमिवान्तकम् ॥६॥

જેને સમરમાં દેવ, ગંધર્વ, ભૂત, ઋષિ કે મહાત્મા પણ જીતી શકે નહિ, તેને યમરાજની જેમ મોં પોળું કરેલા...(૬)

देवासुरविमर्देषु वज्राशनिकृतव्रणम् । ऐरावतविषाणाग्रैरुत्कृष्टकिणवक्षसम् ॥७॥
દેવાસુર સંગ્રામમાં વજ્ર અને અશનિથી જેના શરીરમાં ઘા થયો હતો અને ઐરાવતના દાંતોના અગ્રભાગ વડે લેખનથી દાંતના આકારનું વ્રણ થયું હતું જેના છાતીમાં, આવો.....(૭)

विंशद्भुजं दशग्रीवं दर्शनीयपरिच्छदम् । विशालवक्षसं वीरं राजलक्षणलक्षितम् ॥८॥
અને વીશ ભુજવાળો, સુંદર વસ્ત્ર અને અલંકાર યુક્ત, વિશાળ છાતીવાળો, રાજચિહ્નવાળો...(૮)

नद्धवैदूर्यसङ्काशं तप्तकाञ्चनभूषणम् । सुभुजं शुक्लदशनं महास्यं पर्वतोपमम् ॥९॥
સુંદર વૈદૂર્ય મણિ જેવો, રાતા સોનાના આભૂષણવાળો, સુંદર ભુજવાળો, શ્વેત દાંતવાળો, મોટું મુખવાળો, પર્વત સમાન (૯)

विष्णुचक्रनिपातैश्च शतशो देवसंयुगे । अन्यैः शस्त्रैः प्रहारैश्च महायुद्धेषु ताडितम् ॥१०॥
સૈકડો વાર દેવસંગ્રામમાં વિષ્ણુના ચક્ર પડવાથી અને બીજાં અસ્ત્રશસ્ત્રોના પ્રહારથી મહાયુદ્ધો ....માં જેને માર પડયો હતો....(૧૦)

दशवर्षसहस्राणि तपस्तप्त्वा महावने । पुरा स्वयम्भुवे धीरः शिरांस्युपजहार यः ॥११॥
ઘણા વર્ષો સુધી મહાવનમાં તપસ્યા કરીને જેણે પોતાના મસ્તકોને બ્રહ્માજીના ચરણે ભેટ મૂકી દીધા હતાં....(૧૧)

देवदानवगन्धर्वपिशाचपतगोरगैः । अभयं यस्य सङ्ग्रामे मृत्युतो मानुषादृते ॥१२॥
દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, પતંગ, ઉરગોની સાથે સંગ્રામમાં જેને ભય થતું નથી, અને મનુષ્યથી અતિરિક્ત કોયીથી પણ જેને મૃત્યુનો ભય નથી....(૧૨)

मन्त्रैरभिष्टुतं पुण्यमध्वरेषु द्विजातिभिः । हविर्धानेषु यः सोममुपहन्ति महाबलः ॥१३॥
યજ્ઞોમાં બ્રાહ્મણોથી સોમાભિષવ-શાળામાં અભિષ્ટુત સોમને, જે મહાબળશાળી નષ્ટ કરે છે. (૧૩)

प्राप्तयज्ञहरं दुष्टं ब्रह्मघ्नं क्रूरकारिणम् । कर्कशं निरनुक्रोशं प्रजानामहिते रतम् ॥१४॥
ઋષિયોના યજ્ઞને વગાડનારા, દુષ્ટ, બ્રહ્મઘ્ન, ક્રૂર કર્મ કરનારા, કર્કશ, નિર્દય, પ્રજાના અહિતમાં લાગેલ...(૧૪)

रावणं सर्वभूतानां सर्वलोकभयावहम् । राक्षसी भ्रातरं क्रूरं सा ददर्श महाबलम् ॥१५॥
સર્વ પ્રાણિયોને રડાવનાર, સર્વ પ્રાણિયોને ભય આપનાર, આવા મહાબળવાન્ ક્રૂર ભાયીને રાક્ષસિયે જોયો. (૧૫)

तं दिव्यवस्त्राभरणं दिव्यमाल्योपशोभितम् । आसने सूपविष्टं च काले कालमिवोद्यतम् ॥१६॥
રાવણ દિવ્ય વસ્ત્ર અને આભૂષણથી સજ્જ હતો. દિવ્ય માળાથી શોભતો હતો, અને કાલના પણ કાલની જેમ આસન પર બેઠો હતો. (૧૬)

राक्षसेन्द्रं महाभागं पौलस्त्यकुलनन्दनम् । उपगम्याब्रवीद् वाक्यं राक्षसी भयविह्वला ॥१७॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे द्वात्रिंशः सर्गः ॥३२॥

પૌલસ્ત્ય-કુલનંદન રાવણની પાસે જયીને ભયથી વ્યાકુળ તે રાક્ષસી બોલી (૧૭)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વાત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रयस्त्रिंशः सर्गः

ततः शूर्पणखा दीना रावणं लोकरावणम् । अमात्यमध्ये सङ्क्रुद्धा परुषं वाक्यमब्रवीत् ॥१॥

ત્યાર પછી ક્રોધે ભરાયેલી શૂર્પણખાયે, મંત્રિયોની વચમાં લોકોને ભય પમાડનાર રાવણને કહ્યું.

प्रमत्तः कामभोगेषु स्वैरवृत्तो निरङ्कुशः । समुत्पन्नं भयं घोरं बोद्धव्यं नावबुध्यसे ॥२॥

રાવણ, તું કામભોગમાં જ ગાંડો બનેલો છું. ફાવે તેમ કરનારો છું. તારા ઊપર કોયી અંકુશ નથી. તારી સામે ઘોર ભય ઊભું છે તે તારે જાણવું જોયિયે, પણ તું જાણતો નથી. (૨)

सक्तं ग्राम्येषु भोगेषु कामवृत्तं महीपतिम् । लुब्धं न बहु मन्यन्ते श्मशानाग्निमिव प्रजाः ॥३॥

જેમ શ્મશાનના અગ્નિનો કોયી મહત્ત્વ નથી તેમ, જે ક્ષુદ્ર ભોગોમાં જ લાગ્યો રહે છે અને લોભી હોય છે આવા રાજાને પ્રજા બહુ માન આપતી નથી. (૩)

स्वयं कार्याणि यः काले नानुतिष्ठति पार्थिवः । स तु वै सह राज्येन तैश्च कार्यैर्विनश्यति ॥४॥

જે રાજા સમયસર કરવાનાં કાર્યો પોતે કરતો નથી તે રાજાનો નાશ થાય છે અને તે કાર્યો પણ નષ્ટ થયી જાય છે. (૪)

अयुक्तचारं दुर्दर्शमस्वाधीनं नराधिपम् । वर्जयन्ति नरा दूरान्नदीपङ्कमिव द्विपाः ॥५॥

જે રાજાની પાસે ગુપ્તચરો સારા નથી હોતા, પ્રજા જે રાજાની પાસે પહોંચી શકતી નથી, જે લાભહાનિનો વિચાર કરવામાં પરતંત્ર હોય છે, આવા રાજાનો, લોકો તેમ ત્યાગ કરે છે, જેમ હાથિયો નદીના કાદવનો ત્યાગ કરે છે. (૫)

ये न रक्षन्ति विषयमस्वाधीनं नराधिपाः । ते न वृद्धया प्रकाशन्ते गिरयःसागरे यथा ॥६॥

જે રાજાવો સ્વતંત્રરૂપથી રાજ્યનું રક્ષણ કરતા નથી તેવો, સમુદ્રમાં પર્વતોની જેમ, વૃદ્ધિથી પ્રકાશમાં આવતા નથી. (૬)

आत्मवद्भिर्विगृह्य त्वं देवगन्धर्वदानवैः । अयुक्तचारश्चपलः कथं राजा भविष्यसि ॥७॥

જેવો પોતાના બાહ્ય ઇંદ્રિયોને વશમાં રાખે છે આવા દેવો, ગંધર્વો, અને દાનવો સાથે વિગ્રહ કરીને, અયુક્ત આચરણ વાળો અને ચંચળ તું, કયી રીતે રાજા રહી શકીશ. (૭)

त्वं तु बालस्वभावश्च बुद्धिहीनश्च राक्षस । ज्ञातव्यं तन्न जानीषे कथं राजा भविष्यसि ॥८॥

તારો સ્વભાવ બાળક જેવો છે, બુદ્ધિ તો તારામાં છે જ નહિ, જે જાણવું જોયિયે તે તું જાણતો નથી, તો કયી રીતે તું રાજા રહી શકીશ. (૮)

येषां चाराश्च कोशश्च नयश्च जयतां वर । अस्वाधीना नरेन्द्राणां प्राकृतैस्ते जनैः समाः ॥९॥

જે રાજાવોના ચાર, કોષ, અને નીતિ પારકાના હાથમાં હોય છે તેવો સામાન્ય માણસની જેમ હોય છે. (૯)

यस्मात् पश्यन्ति दूरस्थान् सर्वानर्थान् नराधिपाः । चारेण तस्मादुच्यन्ते राजानो दीर्घचक्षुषः ॥

રાજાવો ચાર દ્વારા દૂરની વસ્તુવોને પણ જાણે છે તેથી તેવો દીર્ઘદર્શી કહેવાય છે. (૧૦)

अयुक्तचारं मन्ये त्वां प्राकृतैः सचिवैर्युतः । स्वजनं च जनस्थानं निहतं नावबुध्यसे ॥११॥

હું ધારું છું કે તારા ચારો યોગ્ય નથી, તારા સચિવો પણ સામાન્ય જ રાક્ષસો છે, તેથી તું જાણતો નથી કે જ્યાં તારા સ્વજનો વાસ કરે છે તે જનસ્થાન નષ્ટ થયું છે. (૧૧)

चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् । हतान्येकेन रामेण खरश्च सहदूषणः ॥१२॥

ભયંકર કર્મ કરનારા આવા ૧૪ સહસ્ર રાક્ષસોનો તેમજ ખર અને દૂષણનો એકલા જ રામે વધ કર્યો છે. (૧૨)

ऋषीणामभयं दत्तं कृतक्षेमाश्च दण्डकाः । धर्षितं च जनस्थानं रामेणाक्लिष्टकारिणा ॥१३॥

પરિશ્રમ વિનાજ રામે ઋષિયોને અભય બનાવ્યા, દંડકારણ્યનું પણ કલ્યાણ કરી દીધું અને જનસ્થાનનો નાશ કર્યો છે. (૧૩)

त्वं तु लुब्धः प्रमत्तश्च पराधीनश्च राक्षस । विषये स्वे समुत्पन्नं यद् भयं नावबुध्यसे ॥१४॥

તું તો વિષયનો લોભિયો, અસાવધ અને પરાધીન છું તેથી જ પોતાના દેશમાં જે ભય ઉત્પન્ન થયું છે તેને તું જાણતો નથી. (૧૪)

तीक्ष्णमल्पप्रदातारं प्रमत्तं गर्वितं शठम् । व्यसने सर्वभूतानि नाभिधावन्ति पार्थिवम् ॥१५॥

જે રાજા કઠોર હોય, કૃપણ હોય, પ્રમત્ત અને અહંકારી હોય કે શઠ હોય, આવા રાજાની પાસે સંકટકાળમાં પ્રજા જતી નથી. (૧૫)

अतिमानिनमग्राह्यमात्मसम्भावितं नरम् । क्रोधनं व्यसने हन्ति स्वजनोपि नराधिपम् ॥१६॥

જે રાજા વધારે માની હોય છે તેની પાસે કોયી જતું નથી અને પોતે જ પોતાને મોટો જે માને છે અને ક્રોધી હોય છે, આવા રાજાને વ્યસનકાળમાં સ્વજન પણ મારી નાખે છે અથવા આવા રાજાની પાસે દુઃખમાં સ્વજન પણ જતો નથી. (૧૬)

नानुतिष्ठति कार्याणि भयेषु न बिभेति च । क्षिप्रं राज्याच्च्युतो दीनस्तृणैस्तुल्यो भवेदिह ॥१७॥

જે કરવા યોગ્ય કાર્યો કરતો નથી, ભયની સ્થિતિમાં બીતો નથી, તે રાજા શીઘ્ર જ રાજ્યથી ચ્યુત થયીને, દીન બની, તૃણ જેવો થયી જાય છે. (૧૭)

शुष्ककाष्ठैर्भवेत् कार्यं लोष्ठैरपि च पांसुभिः। न तु स्थानात् परिभ्रष्टैः कार्यं स्याद् वसुधाधिपैः ॥

સૂકી લાકડીથી, માટીના ઢેપાથી, અને ધૂળથી પણ માણસનું પ્રયોજન હોય છે, પણ જો આખી પૃથિવીનો પણ રાજા હોય પરંતુ બુદ્ધિભ્રષ્ટ તથા સ્થાનભ્રષ્ટ થયેલો હોય તો તેનાથી કશું પ્રયોજન હોતું નથી. (૧૮)

उपभुक्तं यथा वासः स्रजो वा मृदिता यथा । एवं राज्यात् परिभ्रष्टः समर्थोऽपि निरर्थकः ॥१९॥

વાપરેલા વસ્ત્રો અને કરમાયી ગયેલી માળાવોની જેમ, રાજ્યથી ભ્રષ્ટ થયેલો રાજા, સમર્થ હોય તોપણ નિરર્થક છે. (૧૯)

अप्रमत्तश्च यो राजा सर्वज्ञो विजितेन्द्रियः । कृतज्ञो धर्मशीलश्च स राजा तिष्ठते चिरम् ॥२०॥

જે રાજા સાવધ રહે છે, રાજ્યની વધી વસ્તુવોને જાણતો રહે છે, પોતે જિતેન્દ્રિય હોય છે, કૃતજ્ઞ અને ધર્મશીલ હોય છે, તે ઘણા સમય સુધી ટકી રહે છે. (૨૦)

नयनाभ्यां प्रसुप्तोपि जागर्ति नयचक्षुषा । व्यक्तक्रोधप्रसादश्च स राजा पूज्यते जनैः ॥२१॥

જે રાજા ભલે ઊંઘી ગયો હોય પણ નીતિરૂપ નેત્રોથી જાગતો રહે છે અને જેનો ક્રોધ અને પ્રસાદ બન્ને સ્પષ્ટ હોય છે, તે રાજા લોકોથી પુજાય છે. (૨૧)

त्वं तु रावण दुर्बुद्धिर्गुणैरेतैर्विवर्जितः । यस्य तेविदितश्चारै रक्षसां सुमहान् वधः ॥२२॥

અને રાવણ, તું તો દુષ્ટ બુદ્ધિવાળો છું. આ ગુણો તારામાં નથી. તેથી તને ચારોથી આ સમાચાર મળ્યા નથી કે રાક્ષસોનો ભારે વધ થયો છે. (૨૨)

परावमन्ता विषयेषु सङ्गवान् न देशकालप्रविभागतत्त्ववित् ।
अयुक्तबुद्धिर्गुणदोषनिश्चये विपन्नराज्यो नचिराद् विपत्स्यसे ॥२३॥

તું શત્રુની અવગણના કરે છે, વિષયોમાં ફસાયેલો રહે છે, કયા દેશમાં અને કયા કાલમાં શું કરવું જોયિયે, આ તું જાણતો નથી, દોષ અને ગુણને નિશ્ચય કરવામાં તારી બુદ્ધિ કામ કરતી નથી, તેથી તરતજ રાજ્ય ગુમાવીને તું દુઃખી થયિશ. (૨૩)

इति स्वदोषान् परिकीर्तितांस्तया समीक्ष्य बुद्ध्या क्षणदाचरेश्वरः ।
धनेन दर्पेण बलेन चान्वितो विचिन्तयामास चिरं स रावणः ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे त्रयस्त्रिंशः सर्गः ॥३३॥

આ રીતે શૂર્પણખાયે વર્ણવેલ પોતાના દોષોનો વિચાર કરીને, ધન, દર્પ અને બલથી યુક્ત રાવણ, ઘણા સમય સુધી વિચાર કરતો રહ્યો. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રયસ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुस्त्रिंशः सर्गः

———*———

ततः शूर्पणखां दृष्ट्वा ब्रुवन्तीं परुषं वचः । अमात्यमध्ये सङ्क्रुद्धः परिपप्रच्छ रावणः ॥१॥

મંત્રિયોની વચમાં આ રીતે કઠોર વચન બોલનારી શૂર્પણખાને, રાવણ ક્રોધી થયીને પૂછવા લાગ્યો. (૧)

कश्च रामः कथंवीर्यः किंरूपः किंपराक्रमः । किमर्थं दण्डकारण्यं प्रविष्टश्च सुदुस्तरम् ॥२॥

આ રામ કોણ છે ? તેનામાં કેટલું બલ છે ? કેટલો પરાક્રમ છે, અને તે શા માટે ઘોર દંડકારણ્યમાં આવ્યો છે. (૨)

आयुधं किं च रामस्य येन ते राक्षसा हताः । तत्त्वं ब्रूहि मनोज्ञाङ्गि केन त्वं च विरूपिता ॥३॥

અને રામની પાસે શા અસ્ત્રશસ્ત્ર છે જેનાથી તેણે રાક્ષસોનો વધ કર્યો છે ! તું સાચું જ કહે કે તને કદ્રૂપ કોણે બનાવી છે ? (૩)

इत्युक्ता राक्षसेन्द्रेण राक्षसी क्रोधमूर्च्छिता । ततो रामं यथान्यायमाख्यातुमुपचक्रमे ॥४॥

રાવણની વાત સાંભળીને તે રાક્ષસી ક્રોધથી બેભાન બનીને, રામ વસ્તુતઃ કેવા છે, તે કહેવા લાગી. (૪)

दीर्घबाहुर्विशालाक्षश्चीरकृष्णाजिनाम्बरः । कन्दर्पसमरूपश्च रामो दशरथात्मजः ॥५॥

તેના બાહુ લાંબા છે. આંખો મોટી મોટી છે, ચીર અને કૃષ્ણમૃગનું ચર્મ ધારણ કરેલ છે. કામસમાન રૂપવાન્ છે, દશરથનો પુત્ર છે અને તેનું નામ રામ છે. (૫)

शक्रचापनिभं चापं विकृष्य कनकाङ्गदम् । दीप्तान् क्षिपति नाराचान् सर्पानिव महाविषान् ॥६॥

ઇંદ્રના ધનુષની જેમ ધનુષ્ ખેંચીને મહાવિષધર સાપની જેમ બાણો નાખે છે. (૬)

नाददानं शरान् घोरान् विमुञ्चन्तं महाबलम् । न कार्मुकं विकर्षन्तं रामं पश्यामि संयुगे ॥७॥
યુદ્ધમાં તે બાણોને ક્યારે પકડે છે અને ક્યારે છોડે છે અને ધનુષ ક્યારે તે ખેંચે છે, તે હું જોતી નથી. (૭)

रक्षसां भीमवीर्याणां सहस्राणि चतुर्दश । निहतानि शरैस्तीक्ष्णैस्तेनैकेन पदातिना ॥८॥
૧૪ મહસ્ર ભયંકર બળશાળી રાક્ષસોને તેણે એકલાયે જ તીક્ષ્ણ બાણોથી મારી નાખ્યા. (૮)

एका कथञ्चिन्मुक्ताहं परिभूय महात्मना । स्त्रीवधं शङ्कमानेन रामेण विदितात्मना ॥९॥
રામ તત્ત્વજ્ઞાની વિચારશીલ છે, તેથી તેણે સ્ત્રીવધ ઉચિત નથી એમ વિચાર કરીને મને છોડી દીધી છે, મારી નાખી નથી. (૯)

भ्राता चास्य महातेजा गुणतस्तुल्यविक्रमः । अनुरक्तश्च भक्तश्च लक्ष्मणो नाम वीर्यवान् ॥१०॥
એનો ભાયી પણ મહાન્ તેજસ્વી છે, અને રામ જેવો જ શૂર-વીર છે, રામમાં તેનો પૂરો પ્રેમ છે અને ભક્તિ પણ છે. લક્ષ્મણ તેનું નામ છે. (૧૦)

अमर्षी दुर्जयो जेता विक्रान्तो बुद्धिमान् बली । रामस्य दक्षिणो बाहुर्नित्यं प्राणो बहिश्चरः ॥११॥
તે ભારે ક્રોધી છે. દુઃખે જીતી શકાય તેવો છે. વિજયી છે. વિક્રમી છે. બુદ્ધિશાળી અને બળશાળી છે. રામનો તે જમણો હાથ છે અને પ્રાણસમાન છે. (૧૧)

रामस्य तु विशालाक्षी पूर्णेन्दुसदृशानना । धर्मपत्नी प्रिया नित्यं भर्तुः प्रियहिते रता ॥१२॥
રામની ધર્મપત્ની છે, તેની આંખો મોટી મોટી છે, પૂર્ણ ચંદ્ર જેવું તેનું મુખ છે અને તે સદા પોતાના પતિના હિતમાં લાગી રહે છે (૧૨)

सा सुकेशी सुनासोरूः सुरूपा च यशस्विनी । देवतेव वनस्यास्य राजते श्रीरिवापरा ॥१३॥
તેના વાળો સુંદર છે, નાક અને જાંઘો સુંદર છે, રૂપાળી છે. યશસ્વિની છે. વનનો દેવતાની પેઠે અને બીજી લક્ષ્મીની પેઠે તે શોભે છે. (૧૩)

तप्तकाञ्चनवर्णाभा रक्ततुङ्गनखी शुभा । सीता नाम वरारोहा वैदेही तनुमध्यमा ॥१४॥
તપાવેલા સુવર્ણના રંગ જેવો જેનો રંગ છે, રાતા અને ઉંચા જેના નખો છે, આવી પાતળી કેડ વાળી સીતા છે. (૧૪)

नैव देवी न गन्धर्वी न यक्षी न च किंनरी । तथारूपा मया नारी दृष्टपूर्वा महीतले ॥१५॥
દેવી, ગંધર્વી, યક્ષી, કોયી પણ નારી તેટલી રૂપાલી પૃથિવી ઉપર મેં જોયી નથી. (૧૫)

यस्य सीता भवेद् भार्या यं च हृष्टा परिष्वजेत् । अभिजीवेत् स सर्वेषु लोकेष्वपि पुरन्दरात् ॥
તે સીતા જેની ભાર્યા બનશે અને તે પ્રસન્ન થયીને જેનું આલિંગન કરશે તેનું જીવન ઇન્દ્ર કરતાં પણ ઉત્તમ જીવન બનશે. (૧૬)

सा सुशीला वपुःश्लाघ्या रूपेणाप्रतिमा भुवि । तवानुरूपा भार्या सा त्वं च तस्याः पतिर्वरः ॥१७॥
ને સુશીલ છે, તેનં સુંદર શરીર છે. અજોડ છે. રાવણ, તારા માટે તે યોગ્ય ભાર્યા છે અને તું તેના માટે યોગ્ય પતિ છું. (૧૭)

तां तु विस्तीर्णजघनां पीनोत्तुङ्गपयोधराम् । भार्यार्थे तु तवानेतुमुद्यताहं वराननाम् ॥१८॥
તેની જાંઘો વિસ્તાર વાળી છે. મોટા અને ઊંચા સ્તનો છે. તું જો તેને તારી ભાર્યા બનાવે તો હું લાવવા માટે ઉદ્યત છું. (૧૮)

तां तु दृष्ट्वाद्य वैदेहीं पूर्णचन्द्रनिभाननाम् । मन्मथस्य शराणां च त्वं विधेयो भविष्यसि ॥१९॥
પૂર્ણચંદ્રસમાન સુંદર મુખવાળી સીતાને જોયીને તું અવશ્ય કામવશ થયી જયીશ. (૧૯)
यदि तस्यामभिप्रायो भार्यात्वे तव जायते । शीघ्रमुद्ध्रियतां पादो जयार्थमिह दक्षिणः ॥२०॥
જો તેને પોતાની ભાર્યા બનાવવાનો તારો અભિપ્રાય હોય તો શીઘ્ર વિજય માટે જમણો પગ ઉપાડ. (૨૦)
रोचते यदि ते वाक्यं ममैतद् राक्षसेश्वर । क्रियतां निर्विशङ्केन वचनं मम रावण ॥२१॥
હે રાવણ, જો તને આ મારી વાત ગમતી હોય તો નિઃશંક થયીને મેં કહ્યું છે, તે કર. (૨૧)

निशम्य रामेण शरैरजिह्मगैर्हताञ्जनस्थानगतान् निशाचरान् ।
खरं च दृष्ट्वा निहतं च दूषणं त्वमद्य कृत्यं प्रतिपत्तुमर्हसि ॥२२॥

જનસ્થાનના રાક્ષસોનો તીક્ષ્ણ બાણોથી વધ સાંભળીને, તેમજ ખર અને દૂષણને પણ મરેલા જાણીને, તું તારા કર્તવ્યનો વિચાર કર. (૨૨)

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे चतुस्त्रिंशः सर्गः ॥३४॥
ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચતુસ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## पञ्चत्रिंशः सर्गः

ततः शूर्पणखावाक्यं तच्छ्रुत्वा रोमहर्षणम् । सचिवानभ्यनुज्ञाय कार्यं बुद्ध्वा जगाम सः ॥१॥
રોમાટાં ઊભા કરે આવું શૂર્પણખાનું વચન સાંભળી, મંત્રિયોની સંમતિ લયીને, કર્તવ્યનો વિચાર કરીને, મારીચના આશ્રમે રાવણ ગયો. (૧)
तत् कार्यमनुगम्यान्तर्यथावदुपलभ्य च । दोषाणां च गुणानां च सम्प्रधार्य बलाबलम् ॥२॥
તે કર્તવ્યના ઉદ્દેશ્યથી એટલે સીતાના હરણના ઉદ્દેશ્યથી, સારી રીતે વિચાર કરીને, દોષ–ગુણ અને બલાબલનો નિશ્ચય કરીને...(૨)
इति कर्तव्यमित्येव कृत्वा निश्चयमात्मनः । स्थिरबुद्धिस्ततो रम्यां यानशालां जगाम सः ॥३॥
મારે આમ કરવું છે, આવો આત્મનિશ્ચય કરીને, સ્થિર વિચાર વાળો તે યાનશાળામાં ગયો.(૩)
यानशालां ततो गत्वा प्रच्छन्नं राक्षसाधिपः । सूतं सञ्चोदयामास रथः संयुज्यतामिति ॥४॥
ત્યાં જયીને તેણે ચૂપચાપ સૂતને કહ્યું કે રથ તૈયાર કર. (૪)
एवमुक्तः क्षणेनैव सारथिर्लघुविक्रमः । रथं संयोजयामास तस्याभिमतमुत्तमम् ॥५॥
આ સાંભળીને સૂતે તરતજ તે રથ સજ્જ કર્યો જે રાવણને જોયતો હતો. (૫)
कामगं रथमास्थाय काञ्चनं रत्नभूषितम् । पिशाचवदनैर्युक्तं खरैः कनकभूषणैः ॥६॥
કામગ નામના રત્નજટિત સોનાના રથ ઉપર, જે રથમાં સુવર્ણના આભૂષણોથી ભૂષિત પિશાચ જેવા ગધેડાવો જોડાયા હતા....(૬)
मेघप्रतिमनादेन स तेन धनदानुजः । राक्षसाधिपतिः श्रीमान् ययौ नदनदीपतिम् ॥७॥

મેઘ જેવો જેનો નાદ હતો આવા તે રથ ઉપર બેસીને, કુવેરનો નાનો ભાયી, રાક્ષસોનો રાજા રાવણ સમુદ્રની ઓર ગયો. (૭)

**स श्वेतवालव्यजनः श्वेतच्छत्रो दशाननः । स्निग्धवैदूर्यसङ्काशस्तप्तकाञ्चनभूषणः ॥८॥**

શ્વેત ચમરથી અને શ્વેત છત્રથી વિભૂષિત, સુંદર વૈડૂર્યમણિ સમાન સારા સોનાના ભૂષણોને ધારણ કરનારો...(૮)

**दशास्यो विंशतिभुजो दर्शनीयपरिच्छदः । त्रिदशारिर्मुनीन्द्रघ्नो दशशीर्ष इवाद्रिराट् ॥९॥**

સુંદર વસ્ત્ર ધારણ કરેલ, ૧૦ મુખવાળો અને ૨૦ ભુજ વાળો, ૧૦ માથા વાળા પર્વતની જેમ, દેવોનો શત્રુ અને મુનિયોનો નાશ કરનાર....(૯)

**कामगं रथमास्थाय शुशुभे राक्षसाधिपः । विद्युन्मण्डलवान् मेघः सबलाक इवाम्बरे ॥१०॥**

કામગ રથ ઉપર બેઠેલો તે રાવણ, બલાકાવો હતાં જ્યાં, તે આકાશમાં વિજળીવાળા મેઘની જેમ...(૧૦)

**सशैलसागरानूपं वीर्यवानवलोकयन् । नानापुष्पफलैर्वृक्षैरनुकीर्णं सहस्रशः ॥११॥**

તે બલશાળી રાવણ અનેક પુષ્પવાળા અને ફળવાળા વૃક્ષોથી ભરેલ....(૧૧)

**शीतमङ्गलतोयाभिः पद्मिनीभिः समन्ततः । विशालैराश्रमपदैर्वेदिमद्भिरलङ्कृतम् ॥१२॥**

શીતળ અને નિર્મલ જળવાળા તળાવ અને વેદિવાળા વિશાળ આશ્રમોથી સુશોભિત....(૧૨)

**कदल्यटविसंशोभं नारिकेलोपशोभितम् । सालैस्तालैस्तमालैश्च तरुभिश्च सुपुष्पितैः ॥१३॥**

કેળાના વનથી તેમજ નારિયલના વનથી તથા વિકસિત સાલ, તાલ, તમાલ, વૃક્ષોથી શોભિત.

**अत्यन्तनियताहारैः शोभितं परमर्षिभिः । नागैः सुपर्णैर्गन्धर्वैः किंनरैश्च सहस्रशः ॥१४॥**

અત્યંત નિયત આહાર લેનારા પરમર્ષિયોથી સુશોભિત, તેમજ સહસ્રો નાગ, સુપર્ણ, ગંધર્વ, અને કિંનરોથી સુશોભિત. (૧૪)

**जितकामैश्च सिद्धैश्च चारणैश्चोपशोभितम् । आजैर्वैखानसैर्माषैर्वालखिल्यैर्मरीचिपैः ॥१५॥**

બધી ઇચ્છાવો ઉપર વિજય મેળવનારા સિદ્ધો અને ચારણોથી શોભિત, બ્રહ્માના નખમાંથી ઉત્પન્ન થયેલા વૈખાનસોથી, સૂર્ય કિરણોનું પાન કરવા વાળા માષગોત્રવાળા બાલખિલ્યોથી સુશોભિત...(૧૫)

**दिव्याभरणमाल्याभिर्दिव्यरूपाभिरावृतम् । क्रीडारतिविधिज्ञाभिरप्सरोभिः सहस्रशः ॥१६॥**

અને સુંદર અલંકાર અને માલા ધારણ કરનારી, સુંદર રૂપવાળી ક્રીડાના આનંદનો પ્રકાર જાણનારી સહસ્રો અપ્સરાવોથી...(૧૬)

**सेवितं देवपत्नीभिः श्रीमतीभिरुपासितम् । देवदानवसङ्घैश्च चरितं त्वमृताशिभिः ॥१७॥**

તેમજ સુંદર દેવપત્નિયોથી સેવિત, શોભાથી ભરેલ, અમૃત ભોજન કરનારા દેવ, દાનવોના સમૂહથી ભરેલ. (૧૭)

**हंसक्रौञ्चप्लवाकीर्णं सारसैः सम्प्रसादितम् । वैदूर्यप्रस्तरं स्निग्धं सान्द्रं सागरतेजसा ॥१८॥**

હંસ, ક્રૌંચ, પ્લવ એટલે મંડૂક આદિથી ભરેલા, સારસ પક્ષિયોથી શોભિત, રમ્ય અને સમુદ્રથી લીસું થયેલ વૈડૂર્ય જેવા પત્થરવાળા. (૧૮)

**पाण्डुराणि विशालानि दिव्यमाल्ययुतानि च । तूर्यगीताभिजुष्टानि विमानानि समन्ततः ॥१९॥**

ચારે કોર પાંડુર વર્ણવાળાં, વિશાલ, દિવ્યમાળાયુક્ત વાદ્ય-ગીતવાળાં વિમાનો એટલે સપ્તભૂમ પ્રાસાદો...(૧૯)

तपसा जितलोकानां कामगान्यभिसम्पतन् । गन्धर्वाप्सरसश्चैव ददर्श धनदानुजः ॥२०॥
તપસ્યાથી લોકોને જીતનારાવોના વિમાનોની પાસેથી જતા રાવણે ગંધર્વો અને અપ્સરાવોને જોયાં.

निर्यासरससमूलानां चन्दनानां सहस्रशः । वनानि पश्यन् सौम्यानि प्राणतृप्तिकराणि च ॥२१॥
જેનાંથી રસ નિકળતો હતો આવાં સૌમ્ય અને પ્રાણોને તૃપ્તિ આપનારો સુગંધિત સહસ્રો ચંદન-વનોને જોતો જોતો...(૨૧)

अगुरूणां च मुख्यानां वनान्युपवनानि च । अङ्कोलानां च जात्यानां फलिनां च सुगन्धिनाम् ॥
સારા અગર વનોને, ઉપવનોને સુંદર અઙ્કોલના વનોને...(૨૨)

पुष्पाणि च तमालस्य गुल्मानि मरिचस्य च । मुक्तानां च समूहानि शुष्यमाणानि तीरतः ॥२३॥
તમાલના પુષ્પો અને મરીચના ગુલ્મો-ગુચ્છો, સૂકાયેલા સમૂહને તીરે તીરે જોતા. (૨૩)
હાથી ઘોડા, રથથી ભરેલ સ્વર્ગ જેવા નગરોને નગરોને મહાસાગરના અનૂપ પ્રદેશમાં તેણે જોયાં.

शैलान् हि प्रवरांश्चैव प्रवालनिचयांस्तथा । काञ्चनानि च शृङ्गाणि राजतानि तथैव च ॥२४॥
શિલાખંડોને, સારી જાતના પ્રવાલોને, સોના રૂપાના પર્વતોને. (૨૪)

प्रस्रवाणि मनोज्ञानि प्रसन्नान्यद्भुतानि च । धनधान्योपपन्नानि स्त्रीरत्नैरावृतानि च ॥२५॥
મનોહર ઝરણાં, નિર્મલ મોટા તળાવો, ધનધાન્યથી પરિપૂર્ણ, તેમજ સ્ત્રીરત્નોથી એટલે સુંદર સ્ત્રિયોથી ભરેલ...(૨૫)

तं महर्षिगणैर्जुष्टं सुपर्णकृतलक्षणम् । नाम्ना सुभद्रं न्यग्रोधं ददर्श धनदानुजः ॥२६॥
આવા સુભદ્ર નામવાળા વટવૃક્ષને રાવણે જોયો, જ્યાં મહર્ષિયો વિરાજતા હતા. (૨૬)

तं तु गत्वा परं पारं समुद्रस्य नदीपतेः । ददर्शाश्रममेकान्ते पुण्ये रम्ये वनान्तरे ॥२७॥
તે સમુદ્રના પેલે પાર જયીને પવિત્ર અને રમણીય વનવિભાગમાં એકાંતમાં તેણે આશ્રમ જોયો. (૨૭)

तत्र कृष्णाजिनधरं जटामण्डलधारिणम् । ददर्श नियताहारं मारीचं नाम राक्षसम् ॥२८॥
તે આશ્રમમાં કૃષ્ણ મૃગચર્મ તેમજ, જટા અને બલ્કલ ધારણ કરેલા, અમુક જ આહાર કરનારા રાક્ષસ મારીચને રાવણે જોયો. (૨૮)

स रावणः समागम्य विधिवत् तेन रक्षसा । मारीचेनार्चितो राजा सर्वकामैरमानुषैः ॥२९॥
તે રાવણ જ્યારે ત્યાં આશ્રમમાં પહોંચ્યો ત્યારે મારીચે દરેક રીતે તેનો સત્કાર કર્યો. (૨૯)

तं स्वयं पूजयित्वा च भोजनेनोदकेन च । अर्थोपहितया वाचा मारीचो वाक्यमब्रवीत् ॥३०॥
ભોજન, જળ આદિથી રાવણનો સત્કાર કરીને ભાવપૂર્ણ વાણીથી તે મારીચ બોલ્યો. (૩૦)

कच्चित्ते कुशलं राजँल्लङ्कायां राक्षसेश्वर । केनार्थेन पुनस्त्वं वै तूर्णमेव त्विहागतः ॥३१॥
હે રાક્ષસેશ્વર, તમારી લંકામાં બધું કુશળ તો છે ને ? આવું શું કામ આવી પડયું કે જેથી તમે શીઘ્ર અહિં આવ્યા ? (૩૧)

एवमुक्तो महातेजा मारीचेन स रावणः । ततः पश्चादिदं वाक्यमब्रवीद् वाक्यकोविदः ॥३२॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे पञ्चत्रिंशः सर्गः ॥३५॥

મારીચનું આ વચન સાંભળી, બોલવામાં કુશળ રાવણ કહેવા લાગ્યો. (૩૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

જે રામે કોઈપણુ વૈર વિનાજ, કેવળ પોતાના બલને લીધેજ, મારી બહેનનાં નાકકાન કાપીને તેને કદ્રૂપ બનાવી છે. (૧૨)

**अस्य भार्यां जनस्थानात् सीतां सुरसुतोपमाम् । आनयिष्यामि विक्रम्य सहायस्तत्र मे भव ॥१३॥**

આ રામની પત્ની સુરસુંદરીની જેમ સુંદરી છે. સીતા તેનું નામ છે. હું બલાત્કારથી તેને મારી રાજધાનીમાં લયી આવીશ. તમે મારા સહાયક બનો. (૧૩)

**त्वया ह्यहं सहायेन पार्श्वस्थेन महाबल । भ्रातृभिश्च सुरान् सर्वान् नाहमत्राभिचिन्तये ॥१४॥**

તમે જો મારા સહાયક બનો અને મારી સાથેજ રહો તો મારા ભાયિયોની સાથે જ બધા દેવોની પણ મને કોયી ભય નથી. (૧૪)

**वीर्ये युद्धे च दर्पे च न ह्यस्ति सदृशस्तव । एतदर्थमहं प्राप्तस्त्वत्समीपं निशाचर ॥१५॥**

બલમાં, યુદ્ધ કરવામાં, દર્પમાં, તમારા સમાન કોયી નથી. હે નિશાચર, આના માટે જ હું તમારી પાસે આવ્યો છું. (૧૫)

**सौवर्णस्त्वं मृगो भूत्वा चित्रो रजतबिन्दुभिः। आश्रमे तस्य रामस्य सीतायाः प्रमुखे चर ॥१६॥**

તમે આશ્ચર્ય પમાડનાર સોનાનો મૃગ બનો. તમારા શરીર ઉપર ધોલાધોલા ટપકા બનાવો અને ત્યારે રામના આશ્રમમાં સીતાની સામે જાવો. (૧૬)

**त्वां तु निःसशयं सीता दृष्ट्वा तु मृगरूपिणम् । गृह्यतामिति भर्तारं लक्ष्मणं चाभिधास्यति ॥१७॥**

તમને મૃગના રૂપમાં જોયીને સીતા, રામ અને લક્ષ્મણને અવશ્ય કહેશે કે આ મૃગને પકડો.

**ततस्तयोरपाये तु शून्ये सीतां यथासुखम् । निराबाधो हरिष्यामि राहुश्चन्द्रप्रभामिव ॥१८॥**

તેથી તેવો તમારી પાસે તમને પકડવા જશે. ત્યારે સીતા, એકલી રહી જશે, ત્યારે હું કંયીં પણ અડચણ વિનાજ, રાહુ જેમ ચંદ્રને પકડે છે, તેમ તેને પકડીને લયી આવીશ. (૧૮)

**ततः पश्चात् सुखं रामे भार्याहरणकर्शिते । विश्रब्धं प्रहरिष्यामि कृतार्थेनान्तरात्मना ॥१९॥**

ત્યારે પોતાની સ્ત્રીના હરણને લીધે ચિંતાથી રામ કૃશ થયી જશે, અને પછી તો હું કૃતાર્થ થયીને સારી રીતે રામને મારી શકીશ. (૧૯)

**तस्य रामकथां श्रुत्वा मारीचस्य महात्मनः । शुष्कं समभवद् वक्त्रं परित्रस्तो बभूव च ॥२०॥**

તે રામની વાત સાંભળીને બળવાન્ પણ મારીચનું મુખ સૂકાયી ગયું. અને તે બી ગયો. (૨૦)

**ओष्ठौ परिलिहञ्शुष्कौ नेत्रैरनिमिषैरिव । मृतभूत इवार्तस्तु रावणं समुदैक्षत ॥२१॥**

સુકાયેલા હોઠોને ચાટતો ચાટતો આંખના પલકારા માર્યા વિના જ તે મારીચ, મરેલાની જેમ થયીને રાવણને જોવા લાગ્યો. (૨૧)

**स रावणं त्रस्तविषण्णचेता महावने रामपराक्रमज्ञः ।**
**कृताञ्जलिस्तत्त्वमुवाच वाक्यं हितं च तस्मै हितमात्मनश्च ॥२२॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षट्त्रिंश सर्गः ॥३६॥

તે મહાવનમાં રામના પરાક્રમને જાણનારો તે મારીચ હાથ જોડીને રાવણના તેમજ પોતાના હિતની વાત કરવા લાગ્યો. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષટ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# षट्त्रिंशः सर्गः

मारीच श्रूयतां तात वचनं मम भाषतः । आर्तोऽस्मि मम चार्तस्य भवान् हि परमा गतिः ॥१॥
મારીચ, તમે મારી વાત સાંભળો, હું અત્યંત દુઃખી છું અને તમે મારા પરમ આધાર છો.

जानीषे त्वं जनस्थानं भ्राता यत्र खरो मम । दूषणश्च महाबाहुः स्वसा शूर्पणखा च मे ॥२॥
તમે જનસ્થાનને તો જાણો જ છો, ત્યાં મારો ભાયી ખર, દૂષણ અને બહેન શૂર્પણખા રહે છે. (૨)

त्रिशिराश्च महाबाहू राक्षसः पिशिताशनः । अन्ये च बहवः शूरा लब्धलक्षा निशाचराः ॥३॥
મહાન્ તેજસ્વી, માંસાહારી ત્રિશિરા અને બીજા ઘણાં આમ તેમથી-મારી ખાનારા રાક્ષસો.

वसन्ति मन्नियोगेन अधिवासं च राक्षसाः । बाधमाना महारण्ये मुनीन् ये धर्मचारिणः ॥४॥
મારી આજ્ઞાથી ત્યાં રહે છે. અને તેવો મુનિયોને તથા બીજા જે કોયી ધર્માચરણ કરતા હોય બધાને પજવતા રહે છે. (૪)

चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् । शूराणां लब्धलक्षाणां खरचित्तानुवर्तिनाम् ॥५॥
ખરની ઇચ્છાને અનુસરનારા, શૂર અને ભયંકર ૧૪ સહસ્ર રાક્ષસો ત્યાં રહેતા હતા. (૫)

ते त्विदानीं जनस्थाने वसमाना महाबलाः । सङ्गताः परमायत्ता रामेण सह संयुगे ॥६॥
તેવો મહાબલવાન્ રાક્ષસો જનસ્થાનમાં જ સ્વતંત્ર રહેતા હતા. તેવો રામની સાથે યુદ્ધમાં ભેગા થયીને લડ્યા હતા. (૬)

तेन सञ्जातरोषेण रामेण रणमूर्धनि । अनुक्त्वा परुषं किंचिच्छरैर्व्यापारितं धनुः ॥७॥
તે રામે ક્રોધે ભરાયીને કયીંપણ બોલ્યા ચાલ્યા વિના જ ધનુષ્ અને બાણોનો ઉપયોગ કર્યો. (૭)

चतुर्दश सहस्राणि रक्षसामुग्रतेजसाम् । निहतानि शरैर्दीप्तैर्मानुषेण पदातिना ॥८॥
અને તે મનુષ્ય રામે કોયીપણ રથ આદિ સાધન વિનાજ યુદ્ધમાં બધા રાક્ષસોને મારી નાખ્યા છે. (૮)

खरश्च निहतः सङ्ख्ये दूषणश्च निपातितः । हत्वा त्रिशिरसं चापि निर्भया दण्डकाः कृताः ॥९॥
અને યુદ્ધમાં ખર અને દૂષણને પણ તેમજ ત્રિશિરાને પણ મારીને દંડકારણ્યને નિર્ભય તેણે બનાવી દીધેલ. (૯)

पित्रा निरस्तः क्रुद्धेन सभार्यः क्षीणजीवितः । स हन्ता तस्य सैन्यस्य रामः क्षत्रियपांसन ॥१०॥
ક્રોધે ભરાયીને રામના બાપે પત્ની સાથે રામને દેશવટો આપ્યો છે. તેજ દુષ્ટ ક્ષત્રિ તે આખી સેનાનો નાશ કરનાર છે. (૧૦)

अशीलः कर्कशस्तीक्ष्णो मूर्खो लुब्धोजितेन्द्रियः । त्यक्तधर्मा त्वधर्मात्मा भूतानामहिते रतः ॥
તે શીલ વિનાનો છે, કઠોર છે, મૂર્ખ છે, લોભી છે અને દુરાચારી છે. ધર્મહીન છે તેથી અધર્મી છે અને પ્રાણિયોના અહિત કરવામાં તત્પર છે (૧૧)

येन वैरं विनारण्ये सत्त्वमास्थाय केवलम् । कर्णनासापहारेण भगिनी मे विरूपिता ॥१२॥

જે રામે કોયીપણ વૈર વિનાજ, કેવળ પોતાના બલને લીધેજ, મારી બહેનનાં નાકકાન કાપીને તેને કદ્રૂપ બનાવી છે. (૧૨)

अस्य भार्यां जनस्थानात् सीतां सुरसुतोपमाम् । आनयिष्यामि विक्रम्य सहायस्तत्र मे भव ॥१३॥

આ રામની પત્ની સુરસુંદરીની જેમ સુંદરી છે. સીતા તેનું નામ છે. હું બલાત્કારથી તેને મારી રાજધાનીમાં લયી આવીશ. તમે મારા સહાયક બનો. (૧૩)

त्वया ह्यहं सहायेन पार्श्वस्थेन महाबल । भ्रातृभिश्च सुरान् सर्वान् नाहमत्राभिचिन्तये ॥१४॥

તમે જો મારા સહાયક બનો અને મારી સાથેજ રહો તો મારા ભાયિયોની સાથે જ બધા દેવોની પણ મને કોયી ભય નથી. (૧૪)

वीर्ये युद्धे च दर्पे च न ह्यस्ति सदृशस्तव । एतदर्थमहं प्राप्तस्त्वत्समीपं निशाचर ॥१५॥

બલમાં, યુદ્ધ કરવામાં, દર્પમાં, તમારા સમાન કોયી નથી. હે નિશાચર, આના માટે જ હું તમારી પાસે આવ્યો છું. (૧૫)

सौवर्णस्त्वं मृगो भूत्वा चित्रो रजतबिन्दुभिः। आश्रमे तस्य रामस्य सीतायाः प्रमुखे चर ॥१६॥

તમે આશ્ચર્ય પમાડનાર સોનાનો મૃગ બનો. તમારા શરીર ઉપર ધોલાધોલા ટપકા બનાવો અને ત્યારે રામના આશ્રમમાં સીતાની સામે જાવો. (૧૬)

त्वां तु निःसशयं सीता दृष्ट्वा तु मृगरूपिणम् । गृह्यतामिति भर्तारं लक्ष्मणं चाभिधास्यति ॥१७॥

તમને મૃગના રૂપમાં જોયીને સીતા, રામ અને લક્ષ્મણને અવશ્ય કહેશે કે આ મૃગને પકડો.

ततस्तयोरपाये तु शून्ये सीतां यथासुखम् । निराबाधो हरिष्यामि राहुश्चन्द्रप्रभामिव ॥१८॥

તેથી તેવો તમારી પાસે તમને પકડવા જશે. ત્યારે સીતા, એકલી રહી જશે, ત્યારે હું કંયીં પણ અડચણ વિનાજ, રાહુ જેમ ચંદ્રને પકડે છે, તેમ તેને પકડીને લયી આવીશ. (૧૮)

ततः पश्चात् सुखं रामे भार्याहरणकर्शिते । विश्रब्धं प्रहरिष्यामि कृतार्थेनान्तरात्मना ॥१९॥

ત્યારે પોતાની સ્ત્રીના હરણને લીધે ચિંતાથી રામ કૃશ થયી જશે, અને પછી તો હું કૃતાર્થ થયીને સારી રીતે રામને મારી શકીશ. (૧૯)

तस्य रामकथां श्रुत्वा मारीचस्य महात्मनः । शुष्कं समभवद् वक्त्रं परित्रस्तो बभूव च ॥२०॥

તે રામની વાત સાંભળીને બળવાન્ પણ મારીચનું મુખ સૂકાયી ગયું. અને તે બી ગયો. (૨૦)

ओष्ठौ परिलिहञ्शुष्कौ नेत्रैरनिमिषैरिव । मृतभूत इवार्तस्तु रावणं समुदैक्षत ॥२१॥

સુકાયેલા હોઠોને ચાટતો ચાટતો આંખના પલકારા માર્યા વિના જ તે મારીચ, મરેલાની જેમ થયીને રાવણને જોવા લાગ્યો. (૨૧)

स रावणं त्रस्तविषण्णचेता महावने रामपराक्रमज्ञः ।
कृताञ्जलिस्तत्त्वमुवाच वाक्यं हितं च तस्मै हितमात्मनश्च ॥२२॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षट्त्रिंश सर्गः ॥३६॥

તે મહાવનમાં રામના પરાક્રમને જાણનારો તે મારીચ હાથ જોડીને રાવણના તેમજ પોતાના હિતની વાત કરવા લાગ્યો. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષટ્ત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સહૃદયબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तत्रिंशः सर्गः

तच्छ्रुत्वा राक्षसेन्द्रस्य वाक्यं वाक्यविशारदः । प्रत्युवाच महातेजा मारीचो राक्षसेश्वरम् ॥१॥

રાવણુની તે વાત સાંભળીને મહાન્ તેજસ્વી મારીચે તેને કહ્યું. (૧)

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः । अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥२॥

હે રાજન્, પ્રિય બોલનારા માણસો તો સુલભ હોય પણુ જે અપ્રિય છતાં હિતની વાત કહે છે, આવો માણસ દુર્લભ હોય છે. (૨)

न नूनं बुध्यसे रामं महावीर्यगुणोन्नतम् । अयुक्तचारश्चपलो महेन्द्रवरुणोपमम् ॥३॥

રાવણુ તું ચંચલ છે. અયોગ્ય આચાર-વિચારવાળો છે. તેથી જ મહેંદ્ર અને વરુણુ જેવા મહાબલવાન્ અને મહાગુણુશાળી રામને તું સારી રીતે જાણુતો નથી. (૩)

अपि स्वस्ति भवेत् तात सर्वेषामपि रक्षसाम् । अपि रामो न सङ्क्रुद्धः कुर्याल्लोकानराक्षसान् ॥४॥

સૌ રાક્ષસોનું ભલું થાવ, આવી મારી ઇચ્છા. રામ જો ક્રોધ કરશે તો ભૂમિને રાક્ષસો વિનાની કરી નાંખશે. (૪)

अपि ते जीवितान्ताय नोत्पन्ना जनकात्मजा । अपि सीतानिमित्तं च न भवेद् व्यसनं महत् ॥५॥

તારા જીવનનો અંત કરવા માટે જ તો સીતા પ્રકટ થયાં નથી ? જોજો, સીતાને લીધે કોયી ભારે સંકટ આવી પડે નહિ. (૫)

अपि त्वामीश्वरं प्राप्य कामवृत्तं निरङ्कुशम् । न विनश्येत् पुरी लङ्का त्वया सह सराक्षसा ॥६॥

તારા જેવા નિરંકુશ અને ફાવે તેમ કરનાર રાજાને પામીને, તારી સાથેજ લંકા નષ્ટ ન થયી જાય, તે જોવાનું રહે છે. (૬)

त्वद्विधः कामवृत्तो हि दुःशीलः पापमन्त्रितः । आत्मानं स्वजनं राष्ट्रं स राजा हन्ति दुर्मतिः ॥७॥

તારા જેવા સ્વેચ્છાચારી દુઃશીલ અને પાપનો વિચાર કરનાર દુર્બુદ્ધિ રાજા, પોતાનો, સ્વજનોનો અને રાષ્ટ્રનો પણુ નાશ કરે છે. (૭)

न च पित्रा परित्यक्तो नामर्यादः कथञ्चन । न लुब्धो न च दुःशीलो न च क्षत्रियपांसनः ॥८॥

રામ, પિતાથી ત્યજાયેલા નથી, કોયી પણુ રીતે મર્યાદાહીન નથી. રામ લોભી નથી, દુઃશીલ નથી અને અયોગ્ય ક્ષત્રિય નથી. (૮)

न च धर्मगुणैर्हीनः कौसल्यानन्दवर्धनः । न च तीक्ष्णो हि भूतानां सर्वभूतहिते रतः ॥९॥

ધર્મ અને ગુણોથી રામ રહિત નથી, કોયીને માટે તેવો કઠોર નથી. તે તો સર્વજીવોનાં કલ્યાણુ માટે પ્રયત્ન કરનાર છે. (૯)

वञ्चितं पितरं दृष्ट्वा कैकेय्या सत्यवादिनम् । करिष्यामीति धर्मात्मा ततः प्रव्रजितो वनम् ॥१०॥

રામે જ્યારે જોયું કે કૈકેયી સત્યવાદી પિતા દશરથને છેતરી રહી છે, ત્યારે પિતાજીને હું સત્યવાદી જ રહેવા દયિશ, આમ વિચાર કરીને રામ વનમાં ચાલ્યા આવ્યા. (૧૦)

कैकेय्याः प्रियकामार्थं पितुर्दशरथस्य च । हित्वा राज्यं च भोगांश्च प्रविष्टो दण्डकावनम् ॥११॥

કૈકેયીને સારું લાગે અને પિતાનું બુરું થાય નહિ તેથી જ તે રાજ્યનો અને ભોગોનો ત્યાગ કરીને વનમાં આવ્યા છે. (૧૧)

  

**न रामः कर्कशस्तात नाविद्वान् नाजितेन्द्रियः । अनृतं न श्रुतं चैव नैवं त्वं वक्तुमर्हसि ॥१२॥**

રામ કઠોર નથી, મૂર્ખ નથી. દુરાચારી નથી, અસત્યવાદી નથી. તે વિદ્વાન્ છે, માટે તું એમ તેમના માટે કહે નહિ. (૧૨)

**रामो विग्रहवान् धर्मः साधुः सत्यपराक्रमः । राजा सर्वस्य लोकस्य देवानामिव वासवः ॥१३॥**

રામ તો સાક્ષાત્ ધર્મ છે. સજ્જન અને સત્યપરાક્રમવાળા છે, ઇન્દ્ર જેમ દેવોના રાજા છે તેમ રામ સર્વલોકનો રાજા છે. (૧૩)

**कथं नु तस्य वैदेहीं रक्षितां स्वेन तेजसा । इच्छसि प्रसभं हर्तुं प्रभामिव विवस्वतः ॥१४॥**

સીતાનું રક્ષણ તો તેવો પોતાના તેજથી જ કરે છે. સૂર્યની પ્રભાની જેમ સીતાને તું બળથી હરણ કરવા ઇચ્છે છે? (૧૪)

**शरार्चिषमनाधृष्यं चापखड्गेन्धनं रणे । रामाग्निं सहसा दीप्तं न प्रवेष्टुं त्वमर्हसि ॥१५॥**

રામ તો યુદ્ધમાં અગ્નિ જેવા છે. તેમના ધનુષ્ અને ખડ્ગ આજ તે અગ્નિ માટે ઇંધન છે. અકસ્માત્ સળગી ઉઠેલ રામરૂપ અગ્નિમાં તું પ્રવેશ કરવાની ઇચ્છા નહિ કર. (૧૫)

**धनुर्व्यादितदीप्तास्यं शरार्चिषममर्षणम् । चापबाणधरं तीक्ष्णं शत्रुसेनापहारिणम् ॥१६॥**

જ્યારે તેવો ધનુષ્ ચડાવવા માટે વિચાર કરે છે ત્યારે તેમનું ધનુપૂજ મુખ છે. અસહ્ય બાણુની જ્વાલા તેજ અસહ્ય અગ્નિ છે, શત્રુની સેનાનો વધ કરનાર તેમજ ધનુષ્બાણુ ધારણુ કરનાર...(૧૬)

**राज्यं सुखं च सन्त्यज्य जीवितं देहमात्मनः । नात्यासादयितुं तात रामान्तकमिहार्हसि ॥१७॥**

આવા યમ જેવા રામની પાસે પોતાનુ રાજ્ય, સુખ, જીવન અને દેહનો ત્યાગ કરીને જવું જોઇયે નહિ, જો તારૂં જીવન તને પ્રિય હોય તો. (૧૭)

**अप्रमेयं हि तत्तेजो यस्थ सा जनकात्मजा । न त्वं समर्थस्तां हर्तुं रामचापाश्रयां वने ॥१८॥**

તે સીતા જે રામની પત્ની છે તેનું તેજ તો અમાપ છે. રામના ધનુષ્‌ના આશ્રયે વનમાં રહેનારી સીતાનું હરણ તું કરી શકે નહિ. (૧૮)

**तस्य वै नरसिंहस्य सिंहोरस्कस्य भामिनी । प्राणेभ्योपि प्रियतरा भार्या नित्यमनुव्रता ॥१९॥**

નરસિંહ જેવા, સિંહની જેમ છાતીવાળા તે રામની પ્રાણા કરતાં પણુ વ્હાલી સીતાનું હરણ તું કરી શકીશ નહિ. (૧૯)

**न सा धर्षयितुं शक्या मैथिल्योजस्विनः प्रिया । दीप्तस्येव हुताशस्य शिखा सीता सुमध्यमा ॥२०॥**

તે સીતા બલવાન્‌ની પ્રિય પત્ની છે. તેનું કોયી અપમાન કરી શકે જ નહિ. સીતા તો સળગતી આગની શિખા જેવી છે. (૨૦)

**किमुद्यमं व्यर्थमिमं कृत्वा ते राक्षसाधिप । दृष्टश्चेत् त्वं रणे तेन तदन्तमुपजीवितम् ॥२१॥**

રાક્ષસરાજ રાવણુ, શા માટે તમે આ વ્યર્થ શ્રમ કરો છો. રણુમાં તમને તેવો જ્યારે જોશે, સમજો કે ત્યારે જ તમારો અંત થવાનો. (૨૧)

**जीवितं च सुखं चैव राज्यं चैव सुदुर्लभम् । यदीच्छसि चिरं भोक्तुं मा कृथा रामविप्रियम् ॥२२॥**

જીવન, સુખ, રાજ્ય આ બધી વસ્તુવો અત્યંત દુર્લભ છે. જો તમે આ વધી વસ્તુવોનો ચિરકાલ સુધી ભોગ કરવા ઇચ્છતા હો, તો રામનું અહિત કરો નહિ. (૨૨)

**स सर्वैः सचिवैः सार्धं विभीषणपुरस्कृतैः । दोषाणां च गुणानां च सम्प्रधार्य बलाबलम् ॥२३॥**

તે તમે બધા ધર્મિષ્ઠ મંત્રિયોની સાથે અને વિભીષણુની સાથે, મંત્રણા કરીને જ પોતાનાં કર્તવ્યનો નિશ્ચય કરો. (૨૩)

**आत्मनश्च बलं ज्ञात्वा राघवस्य च तत्त्वतः । हितं हि तव निश्चित्य क्षमं त्वं कर्तुमर्हसि ॥२४॥**

પોતાનું અને રામનું સાચી રીતે બલ જાણી લયીને, હિત–અહિતનો વિચાર કરીને, કયીંપણ કરવા તમે સ્વતંત્ર છો. (૨૪)

**अहं तु मन्ये तव न क्षमं रणे समागमः कोसलराजसूनुना ।**
**इदं हि भूयः शृणु वाक्यमुत्तमं क्षमं च युक्तं च निशाचराधिप ॥२५॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे सप्तत्रिंशः सर्गः ॥३७॥

હું તો એમ માનું છે કે તમે રામની સાથે રણમાં કશું કરી શકશો નહિ. ત્યારે મેં જે કહ્યું છે તેને તમે ફરી સાંભળો અને વિચાર કરો. (૨૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તત્રિંશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टात्रिंशः सर्गः

— — * — —

**कदाचिदप्यहं वीर्यात् पर्यटन् पृथिवीमिमाम् । बलं नागसहस्रस्य धारयन् पर्वतोपमः ॥१॥**

કોયી સમયે સહસ્ર હાથીનું બળ ધારણ કરીને પર્વત જેવો હું અભિમાનથી આ પૃથિવી ઉપર પર્યટન કરતો હતો. (૧)

**नीलजीमूतसङ्काशस्तप्तकाञ्चनकुण्डलः । भयं लोकस्य जनयन् किरीटी परिघायुधः ॥२॥**

મારા કાનોમાં સુવર્ણના કુંડલો હતાં, માથે કિરીટ હતું. નીલ મેઘ સમાન મારો આકાર હતો. પરિઘ મારું આયુધ હતું. આવો હું લોકોને ભય પમાડતો...(૨)

**विचरन् दण्डकारण्यमृषिमांसानि भक्षयन् । विश्वामित्रोथ धर्मात्मा मद्वित्रस्तो महामुनिः ॥३॥**

દંડકારણ્યમાં ઋષિયોના માંસને ખાતો હું વિચરતો હતો. મહામુનિ ધર્માત્મા વિશ્વામિત્ર મારાથી ભયભીત થયીને....(૩)

**स्वयं गत्वा दशरथं नरेन्द्रमिदमब्रवीत् । अयं रक्षतु मां रामः पर्वकाले समाहितः ॥४॥**

દશરથ રાજાની પાસે જયીને વિશ્વામિત્રે કહ્યું કે પર્વકાળમાં આ રામ મારી રક્ષા કરે એટલે યજ્ઞકાળમાં મારી રક્ષા માટે રામને મારી સાથે મોકલો. (૪)

**इत्येवमुक्तो धर्मात्मा राजा दशरथस्तदा । प्रत्युवाच महाभागं विश्वामित्रं महामुनिम् ॥५॥**

વિશ્વામિત્રનું આવું વચન સાંભળી મહારાજ દશરથે તેમને કહ્યું. (૫)

**ऊनद्वादशवर्षोयमकृतास्त्रश्च राघवः । कामं तु मम तत् सैन्यं मया सह गमिष्यति ॥६॥**

આ મારો રામ હજી ૧૨ વર્ષનો પણ થયો નથી. અસ્ત્રવિદ્યા પણ આને આવડતી નથી. (૬)

**बलेन चतुरङ्गेण स्वयमेत्य निशाचरम् । वधिष्यामि मुनिश्रेष्ठ शत्रुं तव यथेप्सितम् ॥७॥**

ચતુરંગિણી સેના લયીને હું પોતે ત્યાં ચાલીને તમારા શત્રુનો વધ કરિશ. (૭)

**एवमुक्तः स तु मुनी राजानमिदमब्रवीत् । रामान्नान्यद् बलं लोके पर्याप्तं तस्य रक्षसः ॥८॥**

દશરથે આમ કહ્યું ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે રામથી અતિરિક્ત લોકમાં આવો કોયી નથી કે જે તે રાક્ષસનો વધ કરી શકે. (૮)

देवतानामपि भवान् समरेष्वभिपालकः । आसीत् तव कृतं कर्म त्रिलोकविदितं नृप ॥९॥

દેવોના યુદ્ધમાં પણ આપ રક્ષક રહ્યા છો અને તે તમારું કર્મ આખું જગત્ જાણે છે. (૯)

बालोप्येष महातेजाः समर्थस्तस्य निग्रहे । गमिष्ये राममादाय स्वस्ति तेस्तु परन्तप ॥१०॥

રામ બાળક છે તોપણ મહાતેજસ્વી છે અને તે રાક્ષસના નિગ્રહમાં સમર્થ છે. માટે હું રામને લયીને જયિશ. હે શત્રુવોને તપાવનાર રાજન્ તમારું કલ્યાણ થાવ. (૧૦)

इत्येवमुक्त्वा स मुनिस्तमादाय नृपात्मजम् । जगाम परमप्रीतो विश्वामित्रः स्वमाश्रमम् ॥११॥

તે મુનિ, રાજાને આમ કહીને તે રાજકુમાર રામને લયીને, પ્રસન્ન થયીને, પોતાના આશ્રમે ગયા.

तं तथा दण्डकारण्ये यज्ञमुद्दिश्य दीक्षितम् । बभूवोपस्थितो रामश्चित्रं विस्फारयन् धनुः ॥१२॥

દંડકારણ્યમાં વિશ્વામિત્ર જ્યારે યજ્ઞ માટે દીક્ષિત થયા ત્યારે રામ ધનુષને ચડાવીને ત્યાં ઉપસ્થિત થયા. (૧૨)

अजातव्यञ्जनः श्रीमान् बालः श्यामः शुभेक्षणः । एकवस्त्रधरो धन्वी शिखी कनकमालया ।१३॥

રામ તે સમયે બાળક હતા, યુવાવસ્થાનું કોયી પણ ચિહ્ન ન હતું. તેમની આંખો સારી હતી, શ્યામ વર્ણ તેમનો હતો. એકજ વસ્ત્ર તેમણે ધારણ કર્યું હતું, એટલે નાની અવસ્થાના હતા. હાથમાં ધનુષ હતું અને માથામાં શિખા હતી. સુવર્ણમાળાથી શોભિત હતા. (૧૩)

शोभयन् दण्डकारण्यं दीप्तेन स्वेन तेजसा । अदृश्यत तदा रामो बालचन्द्र इवोदितः ॥१४॥

પોતાના તેજથી તે દંડકારણ્યને શોભાવતા રામ, ઉદય પામેલા નવીન ચંદ્રમાની જેમ લાગતા હતા. (૧૪)

ततोहं मेघसङ्काशस्तप्तकाञ्चनकुण्डलः । बली दत्तवरो दर्पादाजगामाश्रमान्तरम् ॥१५॥

ત્યારે મેઘના રંગ જેવો રંગવાળો, સુવર્ણકુંડળ ધારણ કરેલો, મને જે વરદાન મળ્યું હતું તેનાથી અભિમાની બનેલો હું આશ્રમમાં આવ્યો. (૧૫)

तेन दृष्टः प्रविष्टोहं सहसैवोद्यतायुधः । मां तु दृष्ट्वा धनुः सज्यमसम्भ्रान्तश्चकार सः ॥१६॥

આશ્રમમાં પ્રવેશ–કરતા મને રામે જોયી લીધેલ અને એકદમ અસ્ત્રશસ્ત્ર સજાવીને, ધનુષ ઉપર જ્યા મૂકી દીધી. (૧૬)

अवजानन्नहं मोहाद् बालोयमिति राघवम् । विश्वामित्रस्य तां वेदिमभ्यधावं कृतत्वरः ॥१७॥

અજ્ઞાનને લીધે મેં વિચાર કર્યો કે આ તો બાળક છે, શુ કરી લેવાનો છે. આમ વિચાર કરીને ઉતાવળે વિશ્વામિત્રની વેદીની ઓર દોડયો. (૧૭)

तेन मुक्तस्ततो बाणः शितः शत्रुनिबर्हणः । तेनाहं ताडितः क्षिप्तः समुद्रे शतयोजने ॥१८॥

તેમણે એક તીક્ષ્ણ બાણ છોડ્યો, તેનાથી ઘવાયેલો હું સો યોજન દૂર સમુદ્રમાં જયીને પડયો.

नेच्छता तात मां हन्तुं तदा वीरेण रक्षितः । रामस्य शरवेगेन निरस्तो भ्रान्तचेतनः ॥१९॥

તેમની મને મારવાની ઇચ્છા ન હતી તેથી તેમણે મને બચાવી લીધેલ. પણ તેમના બાણના વેગથી હું ફેંકાયી ગયો અને બે ભાન થયી ગયો. (૧૯)

पातितोहं तदा तेन गम्भीरे सागराम्भसि । प्राप्य संज्ञां चिरात् तात लङ्कां प्रति गतः पुरीम् ॥

તેમણે તો મને સાગરના ગંભીર જળમાં પાડી દીધો. ત્યાં જ્યારે મને ચેતના આવી ત્યારે હું લંકામાં ગયો. (૨૦)

एवमस्मि तदा मुक्तः सहायास्ते निपातिताः । अकृतास्त्रेण रामेण बालेनाक्लिष्टकर्मणा ॥२१॥
આ રીતે તે સમયે હું બચી ગયો અને મારા સહાયકોને તેણે પાડી દીધા. તે સમયે તો રામ અસ્ત્રવિદ્યામાં કુશળ પણ ન હતા અને આવા ભારે કામો પણ તેવો કરતા ન હતા. (૨૧)

तन्मया वार्यमाणस्तु यदि रामेण विग्रहम् । करिष्यस्यापदं घोरां क्षिप्रं प्राप्य नशिष्यसि ॥२२॥
તેથી હું તમને ના પાડુ છું. છતાં તે રામ સાથે યુદ્ધ કરશો તો ઘોર આપત્તિમાં પડશો અને જીવતિ બચશો નહિ. (૨૨)

क्रीडारतिविधिज्ञानां समाजोत्सवदर्शिनाम् । रक्षसां चैव सन्तापमनर्थं चाहरिष्यसि ॥२३॥
અને રાક્ષસો તો કેવળ ક્રીડા કરવાનું જ જાણે છે. સમાજોમાં ઉત્સવને જ તેવો જોનારા છે. પણ સમજી લેશો કે રાક્ષસોને સંતાપ થશે અને ભારે અનર્થ થશે. (૨૩)

हर्म्यप्रासादसम्बाधां नानारत्नविभूषिताम् । द्रक्ष्यसि त्वं पुरीं लङ्कां विनष्टां मैथिलीकृते ॥२४॥
આજે જે તમારી લંકા, મહલ અને અટારિયોથી ભરેલી છે, અનેક રત્નોથી શરણુગારાયેલી છે, તેને તમે સીતાને લીધે નષ્ટ થયેલીજ જોશો. (૨૪)

अकुर्वन्तोपि पापानि शुचयः पापसंश्रयात् । परपापैर्विनश्यन्ति मत्स्या नागह्रदे यथा ॥२५॥
નિર્દોષ માણસો કયીંપણ પાપ નથી કરતા તોપણ બીજાના પાપોથી તેવો પણ તેમ નાશ પામે છે જેમ નાગથી ભરેલા હ્રદમાં માછળા. (૨૫)

दिव्यचन्दनदिग्धाङ्गान् दिव्याभरणभूषितान् । द्रक्ष्यस्यभिहतान् भूमौ तव दोषात् तु राक्षसान् ॥
આજે જે રાક્ષસોયે સુંદર ચંદનથી પોતાના શરીરને શણગારી રાખ્યાં છે, દિવ્ય આભૂષણોથી અલંકૃત છે, તેવોને તમે ભૂમિ ઉપર મરેલા પડેલા જોશો. (૨૬)

हृतदारान् सदारांश्च दश विद्रवतो दिशः । हतशेषानशरणान् द्रक्ष्यसि त्वं निशाचरान् ॥२७॥
તમે જોશો કે રામના બાણથી બચી ગયેલા કોયી રાક્ષસની સ્ત્રીનું હરણ થયી ગયું છે, અને કોયી પોતાની પત્ની સાથે ચારે ઓર નાસી રહ્યા છે. (૨૭)

शरजालपरिक्षिप्तामग्निज्वालासमावृताम् । प्रदग्धभवनां लङ्कां द्रक्ष्यसि त्वमसंशयम् ॥२८॥
તું જોયિશ કે તારી લંકા બાણોથી કયાંય નખાયી ગયેલી હશે અને આગની જ્વાલાથી વિંટલાયેલી હશે. લંકાના બધા ઘરો ભસ્મ થયી ગયાં હશે. આવી લંકા તું અવશ્ય જ જોયિશ. (૨૮)

परदाराभिमर्शात् तु नान्यत् पापतरं महत् । प्रमदानां सहस्राणि तव राजन् परिग्रहे ॥२९॥
પારકી સ્ત્રીના સ્પર્શ કરવા કરતાં બીજું કોયીપણ મોટું પાપ નથી. અને સહસ્રો સુંદર જુવાન સ્ત્રિયો તો તારા મહલમાં જ છે. (૨૯)

भव स्वदारनिरतः स्वकुलं रक्ष राक्षसान् । मानं वृद्धिं च राज्यं च जीवितं चेष्टमात्मनः ॥३०॥
માટે, રાવણ, તું પોતાની સ્ત્રિયોમાંજ પ્રેમ કરી પ્રસન્ન રહે. તેમ કરીને પોતાની, વંશની અને માનની, વૃદ્ધિની અને પોતાના જીવનની તેમજ બધા રાક્ષસોની રક્ષા કરી લે. (૩૦)

कलत्राणि च सौम्यानि मित्रवर्गं तथैव च । यदीच्छसि चिरं भोक्तुं मा कृथा रामविप्रियम् ॥३१॥
જો તું તારી સ્ત્રિયોને તેમજ મિત્રવર્ગને પણ ઘણા સમય સુધી સુખ અને શાંતિમાં જોવા ઇચ્છતો હોય તો રામ સાથે વિદ્રોહ નહિ કર. (૩૧)

निवार्यमाणः सुहृदा मया भृशं प्रसह्य सीतां यदि धर्षयिष्यसि ।
गमिष्यसि क्षीणबलः सबान्धवो यमक्षयं रामशरास्तजीवितः ॥३३॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे अष्टात्रिंशः सर्गः ॥३८॥

હું તારો મિત્ર છું—હિતૈષી છું, હું તને આ કામ કરવા ના પાડું છું, છતાં જો તું હઠ કરીને સીતાનું અપમાન કરિશ તો તારી સેનાનો પણ નાશ થશે અને તું પણ રામના બાણોથી મરીને યમલોકમાં જયિશ. (૩૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટાત્રિંશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनचत्वारिंशः सर्गः

—★—

एवमस्मि तदा मुक्तः कथञ्चित् तेन संयुगे । इदानीमपि तद् वृत्तं तच्छृणुष्व यदुत्तरम् ॥१॥

ત્યારે રામે યુદ્ધમાં મને જેમ તેમ કરીને છોડી દીધેલ, હવે પણ જે કયીં થયું છે તેને પણ સાંભળો. (૧)

राक्षसाभ्यामहं द्वाभ्यामनिर्विण्णस्तथाकृतः । सहितो मृगरूपाभ्यां प्रविष्टो दण्डकावने ॥२॥

આ રીતે અપમાનિત થયીને પણ મૃગરૂપ ધારણ કરનારા બે રાક્ષસોની સાથે હું દંડકારણ્યમાં ગયો. (૨)

दीप्तजिह्वो महादंष्ट्रस्तीक्ष्णशृङ्गो महाबलः । व्यचरं दण्डकारण्यं मांसभक्षो महामृगः ॥३॥

મારી જીભમાં પ્રકાશ હતો. મારા દાંતો મોટા મોટા હતા, અત્યંત તેજ શિંગડાં હતાં, અને હું બળશાળી હતો. એવો હું માંસભક્ષી, મૃગરૂપ ધારણ કરી બે રાક્ષસો સાથે વિચરતો હતો. (૩)

अग्निहोत्रेषु तीर्थेषु चैत्यवृक्षेषु रावण । अत्यन्तघोरो विचरंस्तापसांस्तान् प्रधर्षयन् ॥४॥

યજ્ઞ ભૂમિયોમાં, તીર્થોમાં, ચૈત્યવૃક્ષોમાં તે તપસ્વિયોને પજવતો, ત્યાં વિચરતો હતો. (૪)

निहत्य दण्डकारण्ये तापसान् धर्मचारिणः । रुधिराणि पिबंस्तेषां तन्मांसानि च भक्षयन् ॥५॥

દંડકારણ્યમાં ધર્મકરનાર તપસ્વિયોને મારીને એમનું રક્તપાન કરતો અને તેવોનું માંસ ભક્ષણ કરતો હું ત્યાં ફરતો હતો. (૫)

तत्राहं दण्डकारण्ये विचरन् धर्मदूषकः । आसादयं तदा रामं तापसं धर्ममाश्रितम् ॥६॥

ત્યારે મેં ધર્મવિરોધ કરતો દંડકારણ્યમાં જ વિહાર કરતો, હતો ત્યારે ધર્માત્મા તપસ્વી રામને મેં જોયા. (૬)

वैदेहीं च महाभागां लक्ष्मणं च महारथम् । तापसं नियताहारं सर्वभूतहिते रतम् ॥७॥
ભાગ્યશાલિની સીતાને, જેવો સર્વ પ્રાણિયોના હિતમાં લાગ્યા હતા, અલ્પભોજી હતા, તપસ્વી હતા, આવા મહારથ લક્ષ્મણને, મેં જોયાં. (૭)

सोहं वनगतं रामं परिभूय महाबलम् । तापसोयमिति ज्ञात्वा पूर्ववैरमनुस्मरन् ॥८॥
રામ વનમાં છે, તેવો મહાબલવાન્ છે છતાં મેં તેમનો તિરસ્કાર કરીને અને આ તાપસ છે એમ સમજીને તથા પૂર્વની શત્રુતાનું સ્મરણ કરીને...(૮)

अभ्यधावं सुसङ्क्रुद्धस्तीक्ष्णशृङ्गो मृगाकृतिः । जिघांसुरकृतप्रज्ञस्तं प्रहारमनुस्मरन् ॥९॥
ભારે ક્રોધે ભરાયેલો, મૃગરૂપવાળો તેમજ તીક્ષ્ણ શૃંગવાળો હું તેમનો તે પ્રહારનું સ્મરણ કરીને, તેમને મારી નાખવાની ઇચ્છાથી તેમના પ્રત્યે દોડ્યો. (૯)

तेन मुक्तास्त्रयो बाणाः शिताः शत्रुनिबर्हणाः । विकृष्य सुमहच्चापं सुपर्णानिलतुल्यगाः ॥१०॥
તેમણે શત્રુવોના નાશ કરનારા, સુપર્ણ અને વાયુસમાન વેગવાળા ત્રણ બાણો ધનુષ્ ખેંચીને છોડયા. (૧૦)

ते बाणा वज्रसङ्काशाः सुघोरा रक्तभोजनाः । आजग्मुः सहिताः सर्वे त्रयः सन्नतपर्वणः ॥११॥
વજ્ર જેવા ભયંકર અને રકતપાન કરનારા તે ત્રણેય બાણો સાથે જ મારી પાસે આવ્યા. (૧૧)

पराक्रमज्ञो रामस्य शठो दृष्टभयः पुरा । समुत्क्रान्तस्ततो मुक्तस्तावुभौ राक्षसौ हतौ ॥१२॥
હું તો રામના પરાક્રમને જાણતો હતો. પહેલાં મેં તેમના પરાક્રમથી ભય અનુભવેલો, તેથી હું તો ત્યાંથી નાઠો પણ તે બન્ને રાક્ષસો હણાયા. (૧૨)

शरेण मुक्तो रामस्य कथञ्चित् प्राप्य जीवितम् । इह प्रव्राजितो युक्तस्तापसोहं समाहितः ॥१३॥
રામના બાણથી બચીને કોયી રીતે જીવન પ્રાપ્ત કરીને, સંન્યાસી થયીને, શાંત થયીને અહિં રહું છું. (૧૩)

वृक्षे वृक्षे हि पश्यामि चीरकृष्णाजिनाम्बरम् । गृहीतधनुषं रामं पाशहस्तमिवान्तकम् ॥१४॥
મારા મનમાં આવી તો બીક પૈસી ગયી છે કે દરેક વૃક્ષમાં મને ચીર અને કૃષ્ણમૃગચર્મ ધારી, હાથમાં ધનુષ્ ધારણ કરનાર રામજ જોવામાં આવે છે. (૧૪)

अपि रामसहस्राणि भीतः पश्यामि रावण । रामभूतमिदं सर्वमरण्यं प्रतिभाति मे ॥१५॥
રાવણ, હું તો આવો ભીત થયી ગયો છું કે મને સહસ્રો રામ જોવામાં આવે છે. આખું જંગળ મને રામરૂપેજ ભાસે છે. (૧૫)

राममेव हि पश्यामि रहिते राक्षसेश्वर । दृष्ट्वा स्वप्नगतं राममुद्भ्रमामि विचेतनः ॥१६॥
એકાંત સ્થાનમાં પણ, હે રાવણ હું રામને જ જોવું છું. સ્વપ્નમાં પણ હું રામને જોવું છું અને ત્યારે અચેતન થયીને ભમવા લાગું છું. (૧૬)

रकारादीनि नामानि रामत्रस्तस्य रावण । रत्नानि च रथाश्चैव वित्रासं जनयन्ति मे ॥१७॥
રાવણ, હું તો રામથી આવી રીતે બી ગયો છું કે જે કોયી વસ્તુના નામમાં રેફ હોય છે જેમકે રત્ન, રથ આદિ, બધાથી બી જાવું છું. (૧૭)

अहं तस्य प्रभावज्ञो न युद्धं तेन ते क्षमम् । बलिं वा नमुचिं वापि हन्याद्धि रघुनन्दनः ॥१८॥

હું તેમનો પ્રભાવ જાણું છું. તેમની સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી. તેવો તો આવો બલવાન્ છે કે બલિ અને નમુચિને પણ મારી શકે છે. (૧૮)

**रणे रामेण युध्यस्व क्षमां वा कुरु रावण । न ते रामकथा कार्या यदि मां द्रष्टुमिच्छसि ॥१९॥**

હે રાવણ, તમે રણમાં રામ સાથે યુદ્ધ કરો અથવા ક્ષમા કરો, પણ જો તમે મને જોવા ઇચ્છતા હો તો મારી આગળ રામની વાત કરશો જ નહિ. (૧૯)

**बहवः साधवो लोके युक्ता धर्ममनुष्ठिताः । परेषामपराधेन विनष्टाः सपरिच्छदाः ॥२०॥**

મેં ઘણાં અપરાધ વિનાના સાધુ પુરુષો જોયા છે કે જેવો પારકાના અપરાધને લીધે પોતેજ બાલ-બચ્ચાં સાથે નષ્ટ થયા છે. (૨૦)

**नाहं परापराधेन विनश्येयं निशाचर । कुरु यत् ते क्षमं तत्त्वमहं त्वां नानुयामि वै ॥२१॥**

તેથી હે રાવણ, હું બીજાના અપરાધથી નષ્ટ થવા ઇચ્છતો નથી. તમને જે ઉચિત લાગે તે કરો. હું તમારી પાછળ નહિ જ ચાલું. (૨૧)

**रामश्च हि महातेजा महासत्त्वो महाबलः । अपि राक्षसलोकस्य भवेदन्तकरोपि सः ॥२२॥**

રામ તો મહાન્ તેજસ્વી છે, અને મહાબળશાળી છે. સંપૂર્ણ રાક્ષસોનો નાશ તે કરી શકે છે. (૨૨)

**यदि शूर्पणखाहेतोरतिवृत्तो हतः खरः । अत्र ब्रूहि यथातत्त्वं को रामस्य व्यतिक्रमः ॥२३॥**

જો શૂર્પણખાને લીધે અવિવેકી ખર જનસ્થાનમાં ગયો અને અકિલષ્ટ કર્મ કરનારા રામે તેનો વધ કર્યો, તો તું જ કહે, આમાં રામનો શો દોષ છે ? (૨૩)

**इदं वचो बन्धुहितार्थिना मया यथोच्यमानं यदि नाभिपत्स्यसे ।**
**सबान्धवस्त्यक्ष्यसि जीवितं रणे हतोद्य रामेण शरैरजिह्मगैः ॥२४॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे एकोनचत्वरिंशः सर्गः ॥३९॥

હું તારો હિતૈષી છું, જો તું મારી વાત ઉપર ધ્યાન નહિ આપીશ તો રામના બાણોથી તું તારા કુટુંબિયો સાથે નાશ પામીશ. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકોનચત્વારિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चत्वारिंशः सर्गः

---

**मारीचस्य तु तद् वाक्यं क्षमं युक्तं च रावणः । उक्तो न प्रतिजग्राह मर्तुकाम इवौषधम् ॥१॥**

જેમ જેનું મૃત્યુ પાસે જ ઉભું હોય છે તે ઔષધનું સેવન કરતો નથી, આવી જ રીતે જેનું મૃત્યુ પાસે હતું આવા રાવણે મારીચની શિખામણ ઉપર ધ્યાન આપ્યું નહિ. (૧)

**तं पथ्यहितवक्तारं मारीचं राक्षसाधिपः । अब्रवीत् परुषं वाक्यमयुक्तं कालचोदितः ॥२॥**

હિતકરનાર મારીચના ઉપદેશને સાંભળીને, મૃત્યુથી પ્રેરાયેલો રાવણ મારીચને અયુક્ત વચન કહેવા લાગ્યો. (૨)

**दुष्कुलैतदयुक्तार्थं मारीच मयि कथ्यते । वाक्यं निष्फलमत्यर्थं बीजमुप्तमिवोषरे ॥३॥**

અને મારીચ, નીચ, આવું અયુકત વચન તું મારી આગળ બોલે છે, પણ જેમ ઊષરમાં વાવેલ બીજ નિષ્ફળ જાય છે, તેમ તારો આ ઉપદેશ નિષ્ફળ જવાનો. (૩)

**त्वद्वाक्यैर्न तु मां शक्यं भेत्तुं रामस्य संयुगे । मूर्खस्य पापशीलस्य मानुषस्य विशेषतः ॥४॥**

તારા વાકયો રામની સાથે યુદ્ધ કરવાથી મને રોકી શકે નહિ. કેમકે રામ મૂર્ખ છે, પાપી છે અને સૌ કરતાં મોટી વાત આ છે કે તે માનુષ છે. (૪)

**यस्त्यक्त्वा सुहृदो राज्यं मातरं पितरं तथा । स्त्रीवाक्यं प्राकृतं श्रुत्वा वनमेकपदे गतः ॥५॥**

જે મિત્રોનો, રાજ્યનો, માતા–પિતાનો ત્યાગ કરીને, સામાન્ય સ્ત્રીની વાત માનીને તરત વનમાં ચાલ્યો ગયો...(૫)

**अवश्यं तु मया तस्य संयुगे खरघातिनः । प्राणैः प्रियतरा सीता हर्तव्या तव सन्निधौ ॥६॥**

યુદ્ધમાં ખરને મારનાર તે રામની પ્રિયા સીતાનું તારી સામેજ હું અવશ્ય હરણ કરીશ. (૬)

**एवं मे निश्चिता बुद्धिर्हृदि मारीच विद्यते । न व्यावर्तयितुं शक्या सेन्द्रैरपि सुरासुरैः ॥७॥**

મારીચ, આ વિચાર મારા મનમાં દ્દઢ થયી ગયો છે. આ વિચારને ઇંદ્ર, સુર, અસુર કોયી-પણ ફેરવી શકશે નહિ. (૭)

**दोषं गुणं वा सम्पृष्टस्त्वमेवं वक्तुमर्हसि । अपायं वा उपायं वा कार्यस्यास्य विनिश्चये ॥८॥**

જો તને આમ પૂછવામાં આવે કે આ કાર્યમાં શો દોષ છે, શો ગુણ છે, અપાય શો છે અને ઉપાય શો છે, તો તું આ પ્રશ્નોનો ઉત્તર આપી શકે છે. (૮)

**सम्पृष्टेन तु वक्तव्यं सचिवेन विपश्चिता । उद्यताञ्जलिना राज्ञो य इच्छेद् भूतिमात्मनः ॥९॥**

અને જો બુદ્ધિમાન્ સચિવ હાથ જોડીને પૂછે તો જે કોયી પોતાનું કલ્યાણ ઇચ્છે તેણે ઉત્તર આપવો જ જોયિયે. (૯)

**वाक्यमप्रतिकूलं तु मृदुपूर्वं शुभं हितम् । उपचारेण वक्तव्यो युक्तं च वसुधाधिपः ॥१०॥**

પ્રતિકૂળ ન હોય, મૃદુ હોય, શુભ અને હિતકર હોય, નીતિ શાસ્ત્રને અનુકૂળ હોય આવો ઉત્તર રાજાને આપવું જોયિયે. (૧૦)

**सावमर्दं तु यद्वाक्यमथवा हितमुच्यते । नाभिनन्देत तद् राजा मानार्थी मानवर्जितम् ॥११॥**

જે વચનથી હિત થતું હોય, પણ અભિમાનથી બોલાયેલું હોય તો રાજાયે તે વાકયને અભિનંદન આપવું જોયિયે નહિ એટલે તે વચનનો સ્વીકાર કરવો જોયિયે નહિ. (૧૧)

**पञ्च रूपाणि राजानो धारयन्त्यमितौजसः । अग्नेरिन्द्रस्य सोमस्य यमस्य वरुणस्य च ॥१२॥**

પ્રતાપી રાજા, અગ્નિ, ઇન્દ્ર, સોમ, યમ અને વરુણનું રૂપ ધારણ કરે છે. (૧૨)

**औष्ण्यं च विक्रमं चापि सौम्यं दण्डं प्रसन्नताम् । धारयन्ति महात्मानो राजानः क्षणदाचर ॥१३॥**

હે રાક્ષસ, મહાપુરુષો, ઉષ્ણતા, પરાક્રમ, સામ્ય, દંડ અને પ્રસન્નતા આ પાચ રૂપોને ધારણ કરે છે. (૧૩)

**तस्मात् सर्वास्ववस्थासु मान्याः पूज्याश्च नित्यदा । त्वं तु धर्ममविज्ञाय केवलं मोहमाश्रितः ॥१४॥**

તેથી દરેક સ્થિતિમાં આવા મહાપુરુષો સદાય માન્ય અને પૂજ્ય હોય છે. તું તો ધર્મનું જ્ઞાન મેળવ્યા વિનાજ અધર્મમાં લાગી ગયો છું. (૧૪)

  

**अभ्यागतं तु दौरात्म्यात् परुषं वदसीदृशम् । गुणदोषौ न पृच्छामि क्षेमं चात्मनि राक्षस ॥१५॥**

હું અભ્યાગત છું, તેથી જ તું દુષ્ટતાથી આવું કઠોર વચન બોલે છે. હું ગુણ-દોષ નથી પૂછતો તેમજ મારો ક્ષેમ પણ પૂછતો નથી. (૧૫)

**मयोक्तमपि चैतावत् त्वां प्रत्यमितविक्रम । अस्मिंस्तु स भवान् कृत्ये साहाय्यं कर्तुमर्हति ॥१६॥**

જેના પરાક્રમનું માપ નથી આવા હે મારીચ, હું તો આટલું જ કહું છું કે આ કાર્યમાં તમે મારી સહાયતા કરો. (૧૬)

**शृणु तत्कर्म साहाय्ये यत्कार्यं वचनान्मम । सौवर्णस्त्वं मृगो भूत्वा चित्रो रजतबिन्दुभिः ॥१७॥**

અને જે કામમાં તમારે સહાયતા કરવી છે તે સાંભળો. તમે સુવર્ણ મૃગ બનો, રૂપાના તમારા શરીરે બિંદુ લગાડો. (૧૭)

**आश्रमे तस्य रामस्य सीतायाः प्रमुखे चर । प्रलोभयित्वा वैदेहीं यथेष्टं गन्तुमर्हसि ॥१८॥**

પછી રામના તે આશ્રમમાં જયી સીતાની આગળ ચાલો. અને પછી સીતાને લોભાવીને જ્યાં જવું હોય ત્યાં જશો. જ્યાં જવું હશે ત્યાં હું જયિશ. (૧૮)

**त्वां हि मायामयं दृष्ट्वा काञ्चनं जातविस्मया । आनयैनमिति क्षिप्रं रामं वक्ष्यति मैथिली ॥१९॥**

અને તમને માયાથી સોનાનું રૂપ ધારણ કરેલો જોયીને, આશ્ચર્ય સાથે સીતા રામને કહેશે કે આ મૃગને લયી આવો. (૧૯)

**अपक्रान्ते च काकुत्स्थे दूरं गत्वाप्युदाहर । हा सीते लक्ष्मणेत्येवं रामवाक्यानुरूपकम् ॥२०॥**

રામ જ્યારે તારી પાછળ જાય ત્યારે તું દૂર સુધી જયીને, રામ જેમ બોલે છે તેમજ હા સીતા, હા લક્ષ્મણ આમ બૂમ પાડીને બોલીશ. (૨૦)

**तच्छ्रुत्वा रामपदवीं सीतया च प्रचोदितः । अनुगच्छति सम्भ्रान्तं सौमित्रिरपि सौहृदात् ॥२१॥**

રામની આવી દશા શબ્દોથી જાણીને, સીતાના કહેવાથી, પ્રેમથી લક્ષ્મણ પણ રામની પાસે જશે. (૨૧)

**अपक्रान्ते च काकुत्स्थे लक्ष्मणे च यथासुखम् । आहरिष्यामि वैदेहीं सहस्राक्षः शचीमिव ॥२२॥**

રામ જ્યારે બહુ દૂર નિકળી ગયા હોય, અને પાછળથી લક્ષ્મણ પણ ચાલ્યા ગયા હોય ત્યારે જેમ ઇન્દ્ર શચીને લાવે તેમ હું સીતાને લયી આવીશ. (૨૨)

**एवं कृत्वा त्विदं कार्यं यथेष्टं गच्छ राक्षस । राज्यस्यार्धं प्रदास्यामि मारीच तव सुव्रत ॥२३॥**

આવું રૂપ બનાવીને આ કાર્ય માટે તું પ્રસન્ન થયીને જા. અને હું તને મારા રાજ્યનો અર્ધો ભાગ આપીશ. (૨૩)

**गच्छ सौम्य शिवं मार्गं कार्यस्यास्य विवृद्धये । अहं त्वानुगमिष्यामि सरथो दण्डकावनम् ॥२४॥**

હે સૌમ્ય, તું જા, આ કાર્ય માટે તારો માર્ગ નિષ્કંટક બનો. અને હું રથ લયીને દંડકારણ્યમાં તારી પાછળ પાછળ આવીશ. (૨૪)

**प्राप्य सीतामयुद्धेन वञ्चयित्वा तु राघवम् । लङ्कां प्रति गमिष्यामि कृतकार्यः सह त्वया ॥२५॥**

રામને છેતરીને, યુદ્ધ વિનાજ સીતાને મેળવીને, કૃતાર્થ થયીને તમારી સાથે લંકામાં જયિશ. (૨૫)

नो चेत् करोषि मारीच हन्मि त्वामहमद्य वै। राज्ञो विप्रतिकूलस्थो न जातु सुखमेधते ॥२६॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे चत्वारिंशः सर्गः ॥४०॥

આ મારું કાર્ય તારે બલાત્ પણ કરવું જોઇયે. નહિ કરિશ તો હું તારો વધ કરિશ. કેમકે જે કોયી રાજાની ઇચ્છાથી વિરુદ્ધ આચરણ કરે છે તે કદી સુખ પામતો નથી. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकचत्वारिंशः सर्गः

आज्ञप्तो रावणेनेत्थं प्रतिकूलं च राजवत् । अब्रवीत् परुषं वाक्यं निःशङ्को राक्षसाधिपम् ॥१॥

રાવણે જ્યારે આ રીતે પ્રતિકૂળ—ગમે નહિ તેવી આજ્ઞા કરી ત્યારે મારીચે નિઃશંક થયીને રાવણને કહ્યું. (૧)

केनायमुपदिष्टस्ते विनाशः पापकर्मणा । सपुत्रस्य सराज्यस्य सामात्यस्य निशाचर ॥२॥

હે રાવણ, પુત્ર, રાજ્ય અને મંત્રિયો સાથે તારો નાશ થાય આવા માર્ગનો ઉપદેશ તને કોણે કર્યો છે ? (૨)

कस्त्वया सुखिना राजन् नाभिनन्दति पापकृत् । केनेदमुपदिष्टं ते मृत्युद्वारमुपायतः ॥३॥

તમને સુખી જોયીને કોને દુઃખ થાય છે ? અથવા અદેખાયી થાય છે ? અને કોણે તને આ મૃત્યુના દ્વારનો ઉપદેશ કર્યો છે ? (૩)

शत्रवस्तव सुव्यक्तं हीनवीर्या निशाचर । इच्छन्ति त्वां विनश्यन्तमुपरुद्धं बलीयसा ॥४॥

હે રાવણ, નિર્બળ તમારા શત્રુવો સ્પષ્ટરૂપે ઇચ્છે છે કે તમે બલવાન્ સાથે યુદ્ધમાં આક્રાંત થયીને નાશ પામો. (૪)

वध्याः खलु न वध्यन्ते सचिवास्तव रावण । ये त्वामुत्पथमारूढं न निगृह्णन्ति सर्वशः ॥५॥

રાવણ, તમારા જે સચિવો, આવા નિકૃષ્ટ માર્ગે જતા તમને રોકતા નથી, તેમનો અવશ્ય જ વધ કરવો જોયિયે. (૫)

अमात्यैः कामवृत्तो हि राजा कापथमाश्रितः । निग्राह्यः सर्वथा सद्भिः स निग्राह्यो न गृह्यसे ।

જે રાજા સ્વેચ્છાચારી હોય અને અસન્માર્ગે જતો હોય તેને સારા મંત્રિયોયે તે માર્ગે જતાં રોકવો જોયિયે, તમને આવા માર્ગે જતાં રોકવા જોયિયે પણ તેવો રોકતા નથી. (૬)

धर्ममर्थं च कामं च यशश्च जयतां वर । स्वामिप्रसादात् सचिवाः प्राप्नुवन्ति निशाचर ॥७॥

હે રાવણ, ધર્મ, અર્થ, કામ, યશ આ ચારેની પ્રાપ્તિ સ્વામીની કૃપાથી જ સચિવો પ્રાપ્ત કરે છે. (૭)

विपर्यये तु तत्सर्वं व्यर्थं भवति रावण । व्यसनं स्वामिवैगुण्यात् प्राप्नुवन्तीतरे जनाः ॥८॥

અને જો સ્વામીની કૃપા નહિ હોય તો બધું વ્યર્થ થાય છે. અને બીજા લોકો પણ દુઃખી થાય છે. (૮)

राजमूलो हि धर्मश्च यशश्च जयतां वर । तस्मात् सर्वास्ववस्थासु रक्षितव्या नराधिपाः ॥९॥

હે શ્રેષ્ઠ વિજયી રાવણ, ધર્મ અને કીર્તિનું મૂલ રાજા જ હોય છે. તેથી દરેક સ્થિતિમાં રાજાવોની રક્ષા કરવી જોયિયે. (૯)

राज्यं पालयितुं शक्यं न तीक्ष्णेन निशाचर । न चातिप्रतिकूलेन नाविनीतेन राक्षस ॥१०॥

અને હે રાવણ રજા કઠોર હોય, પ્રતિકૂળ હોય, અને અવિનીત હોય તો રાજ્યનું પાલન થયી શકતું નથી. (૧૦)

ये तीक्ष्णमन्त्राः सचिवा भुज्यन्ते सह तेन वै । विषमेषु रथाः शीघ्रं मन्दसारथयो यथा ॥११॥

જે મન્ત્રિયો તીક્ષ્ણ ઉપાયનો ઉપયોગ કરનારા હોય છે, તેવો તે રાજાની સાથે જ નષ્ટ થયી જાય છે; જેમ ઉંચા નીચા પ્રદેશમાં જનારા રથો તેના સારથિયો સાથે નષ્ટ થાય છે. (૧૧)

बहवः साधवो लोके युक्तधर्ममनुष्ठिताः । परेषामपराधेन विनष्टाः सपरिच्छदाः ॥१२॥

ધર્મનું પાલન કરનારા ઘણા સજ્જનો, પારકાના અપરાધથી પોતાના પરિવાર અને સાથિયો સાથે નષ્ટ થયી ગયા છે. (૧૨)

स्वामिना प्रतिकूलेन प्रजास्तीक्ष्णेन रावण । रक्ष्यमाणा न वर्धन्ते मेषा गोमायुना यथा ॥१३॥

કઠોર અને પ્રતિકૂળ રાજાથી રક્ષાયેલી પ્રજા, મૃગહિંસક પ્રાણીથી મૃગની જેમ કદી આગળ વધી શકતી નથી. (૧૩)

अवश्यं विनशिष्यन्ति सर्वे रावण राक्षसाः । येषां त्वं कर्कशो राजा दुर्बुद्धिरजितेन्द्रियः ॥१४॥

હે રાવણ, તારા જેવા દુર્બુદ્ધિ, કઠોર, અને અજિતેન્દ્રિય જેમનાં રાજા છે તે બધા રાક્ષસો અવશ્ય જ નાશ પામશે. (૧૪)

तदिदं काकतालीयं घोरमासादितं मया । अत्र त्वं शोचनीयोसि ससैन्यो विनशिष्यसि ॥१५॥

તેથી આ દુઃખ મને અકસ્માત્ પ્રાપ્ત થયું છે. તારી મને ચિંતા થાય છે. તું તારી સેના-સાથે નષ્ટ થયિશ. (૧૫)

मां निहत्य तु रामोसावचिरात् त्वां बधिष्यति । अनेन कृतकृत्योस्मि म्रिये चाप्यरिणा हतः ॥

મને મારીને આ રામ તરત જ તને પણ મારી નાખશે. પણ હું તો પોતાને ધન્ય માનું છું કે મારા શત્રુના હાથે મારું મરણ થશે. (૧૬)

दर्शनादेव रामस्य हतं मामवधारय । आत्मानं च हतं विद्धि हत्वा सीतां सबान्धवम् ॥१७॥

રાવણ, સીતાનું હરણ કર્યા પછી તું વિશ્વાસ કર, મને અને તને જોતાં વેંત રામ મારી નાખશે. (૧૭)

आनयिष्यसि चेत् सीतामाश्रमात् सहितो मया । नैव त्वमपि नाहं वै नैव लङ्का न राक्षसाः ॥१८॥

જો રામાશ્રમમાંથી સીતાને તું લયી આવીશ તો તું જાણી લે કે નથી હું રહેવાનો, નથી તું રહેવાનું, નથી લંકા રહેવાની અને નથી રાક્ષસો રહેવાના. (૧૮)

निवार्यमाणस्तु मया हितैषिणा न मृष्यसे वाक्यमिदं निशाचर ।
परेतकल्पा हि गतायुषो नरा हितं न गृह्णन्ति सुहृद्भिरीरितम् ॥१९॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे एकचत्वारिंशः सर्गः ॥४१॥

હું તારો હિતૈષી છું. હું તને આ કામ નહિ કરવાનું કહું છું. પણ તું મારી વાત ઉપર ધ્યાન નથી આપતું. આનું કારણ આટલુંજ કે જેનું આયુષ્ય પૂરૂં થયું છે અને જે મરેલા જેવા જ છે તેવો મિત્રોની વાતને માનતા નથી. (૧૯)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्विचत्वारिंशः सर्गः

—*—

एवमुक्त्वा तु परुषं मारीचो रावणं ततः । गच्छावेत्यब्रवीद् दीनो भयाद् रात्रिचरप्रभोः ॥१॥

મારીચે આમ રાવણને કઠોર વચન સંભળાવીને તેના ભયથી કહ્યું કે, સારું, ચાલો, આપણે ત્યાં ચાલિયે. (૧)

दृष्टश्चाहं पुनस्तेन शरचापासिधारिणा । मद्वधोद्यतशस्त्रेण निहतं जीवितं च मे ॥२॥

ધનુષ્, બાણ અને તલવાર ધારણ કરનાર રામ તો મારા વધ માટે ઉદ્યત જ છે. જોતાંની સાથેજ, તે મને મારી નાખશે. (૨)

नहि रामं पराक्रम्य जीवन् प्रतिनिवर्तते । वर्तते प्रतिरूपोंसौ यमदण्डहतस्य ते ॥३॥

રામની સાથે યુદ્ધ કરીને કોયી જીવતો પાછો જતો નથી. જાણી લે કે તમે પણ મરેલાજ છો. અને આ જ દશા મારી પણ સમજી લો. (૩)

किं नु कर्तुं मया शक्यमेवं त्वयि दुरात्मनि । एष गच्छाम्यहं तात स्वस्ति तेस्तु निशाचर ॥४॥

તારા જેવા દુષ્ટાત્મા હોવાથી, મારાથી શું કરી શકાય ? છતાં, હું તો આ ચાલ્યો. તારું કલ્યાણ થાવ. (૪)

प्रहृष्टस्त्वभवत् तेन वचनेन स राक्षसः । परिष्वज्य सुसंश्लिष्टमिदं बचनमब्रवीत् ॥५॥

તેના આમ કહેવાથી રાવણ પ્રસન્ન થયો અને સારી રીતે ભેટીને તેણે કહ્યું કે...(૫)

एतच्छौटीर्ययुक्तं ते मच्छन्दवशवर्तिनः । इदानीमसि मारीचः पूर्वमन्यो हि राक्षसः ॥६॥

મારી ઇચ્છાને વશ થયીને તમે જે કહ્યું તે વીરતાની વાત છે. તમે સાચા રાક્ષસ થયા છો. પહેલાં તો તમે કોયી બીજા હતા. (૬)

आरुह्यतामयं शीघ्रं खगो रत्नविभूषितः । मया सह रथो युक्तः पिशाचवदनैः खरैः ॥७॥

આ રત્નવિભૂષિત આકાશગામી રથ ઉપસ્થિત છે, પિશાચ જેવા મોઢાંવાળા ગધેડાવો આમાં જોડાયા છે. મારી સાથે શીઘ્ર આના ઉપર બેસો. (૭)

प्रलोभयित्वा वैदेहीं यथेष्टं गन्तुमर्हसि । तां शून्ये प्रसभं सीतामानयिष्यामि मैथिलीम् ॥८॥

સીતાને લોભાવીને, રામને તમે જ્યાં તમારી ઈચ્છા હોય લયી જશો. અને પછી તો શૂન્યમાં હું સીતાને લયી આવીશ. (૮)

ततो रावणमारीचौ विमानमिव तं रथम् । आरुह्यायतुः शीघ्रं तस्मादाश्रममण्डलात् ॥९॥

ત્યાર પછી રાવણ અને મારીચ વિમાન જેવા રથ ઉપર બેસીને તે આશ્રમથી આવ્યા. (૯)

तथैव तत्र पश्यन्तौ पत्तनानि वनानि च । गिरींश्च सरितः सर्वा राष्ट्राणि नगराणि च ॥१०॥

તે બન્ને, નગરો અને જંગલોને જોતાં, પર્વતો, નદિયો, અને રાષ્ટ્રોને જોતાં. (૧૦)

समेत्य दण्डकारण्यं राघवस्याश्रमं ततः । ददर्श सहमारीचो रावणो राक्षसाधिपः ॥११॥

દંડકારણ્યમાં આવીને તેવોયે રામનો આશ્રમ જોયો. (૧૧)

अवतीर्य रथात् तस्मात् ततः काञ्चनभूषणात् । हस्ते गृहीत्वा मारीचं रावणो वाक्यमब्रवीत् ॥

તે સોનાથી શણગારેલા રથથી ઉતરીને રાવણે હાથ પકડીને મારીચને કહ્યું (૧૨)

एतद् रामाश्रमपदं दृश्यते कदलीवृतम् । क्रियतां तत् सखे शीघ्रं यदर्थं वयमागताः ॥१३॥

કેળાનાં વૃક્ષોથી ઘેરાયેલો આ રામનો આશ્રમ જોવામાં આવે છે. હે મિત્ર, હવે તો તે કામ કરો જેના માટે અમે આવ્યા છિયે (૧૩)

स रावणवचः श्रुत्वा मारीचो राक्षसस्तदा । मृगो भूत्वाश्रमद्वारि रामस्य विचचार ह ॥१४॥

રાવણની વાત સાંભળીને, મારીચ મૃગ બનીને, રામના આશ્રમના દ્વારે ફરવા લાગ્યો. (૧૪)

मणिप्रवरशृङ्गाग्रः सितासितमुखाकृतिः । रक्तपद्मोत्पलमुख इन्द्रनीलोत्पलश्रवाः ॥१५॥

તે મૃગના શિંગડાના અગ્રભાગમાં મણિ હતા. મુખની આકૃતિ કયાંક ધવલ હતી અને કયાંક કૃષ્ણ. રાતા કમળ જેવું તેનું મુખ હતું. ઇન્દ્રનીલોત્પલ જેવાં મોટાં તેના કાન હતાં. (૧૫)

किंचिदभ्युन्नतग्रीव इन्द्रनीलनिभोदरः । मधूकनिभपार्श्वश्च कञ्जकिञ्जल्कसन्निभः ॥१६॥

થોડી ઉંચી તેની ગરદન હતી, ઇન્દ્રનીલ જેવું પેટ હતું. મધૂક જેવા તેના બન્ને પાછળના ભાગો હતા. (૧૬)

वैदूर्यसङ्काशखुरस्तनुजङ्घः सुसंहतः । इन्द्रायुधसवर्णेन पुच्छेनोर्ध्वं विराजितः ॥१७॥

વૈડૂર્ય મણિની જેમ તેની ખરિયો હતી. અને ઇન્દ્રાયુધ જેવી પૂંછડીથી તે શોભતો હતો. (૧૭)

मनोहरस्निग्धवर्णो रत्नैर्नानाविधैर्वृतः । क्षणेन राक्षसो जातो मृगः परमशोभनः ॥१८॥

હૃદયને લોભાવનાર તથા પ્રેમ ઉપજાવે આવો તેનો રંગ હતો. અનેક પ્રકારના રત્નોથી વિંટલાયેલો હતો. અને તે પરમ સુંદર મૃગ ક્ષણભરમાં જ રાક્ષસ બની ગયો. (૧૮)

वनं प्रज्वलयन् रम्यं रामाश्रमपदं च तत् । मनोहरं दर्शनीयं रूपं कृत्वा स राक्षसः ॥१९॥

તે વનને અને રામાશ્રમને શોભાવતો તે રાક્ષસ સુંદર રૂપ બનાવીને...(૧૯)

प्रलोभनार्थं वैदेह्या नानाधातुविचित्रितम् । विचरन् गच्छते सम्यक् शाद्वलानि समन्ततः ॥२०॥

સીતાને લોભાવવા માટે વિચિત્ર રૂપ બનાવીને, ચારે ઓર ઘાસોને ચરતો....(૨૦)

रौप्यैर्बिन्दुशतैश्चित्रं भूत्वा च प्रियदर्शनः । विटपीनां किसलयान् भक्षयन् विचचार सः ॥२१॥

રૂપાના ઘણાંય ટપકાથી વિચિત્ર થયીને સુંદર દેખાતા, વૃક્ષોનાં પાંદડાં ખાતો તે, ત્યાં ફરવા લાગ્યો. (૨૧)

कदलीगृहकं गत्वा कर्णिकारानितस्ततः । समाश्रयन् मन्दगतिं सीतासन्दर्शनं ततः ॥२२॥

કેળથી બનાવેલ ગૃહ પાસે જયીને, કર્ણિકારો પાસે જયીને, સીતાને જોવા માટે તેણે મંદ ગતિનો આશ્રય લીધો. (૨૨)

राजीवचित्रपृष्ठः स विरराज महामृगः । रामाश्रमपदाभ्याशे विचचार यथासुखम् ॥२३॥

રાજીવ સમાન ચિત્ર પીઠવાળો તે મહામૃગ રામના આશ્રમની પાસે શોભતો અને વિચરતો હતો. (૨૩)

पुनर्गत्वा निवृत्तश्च विचचार मृगोत्तमः । गत्वा मुहूर्तं त्वरया पुनः प्रतिनिवर्तते ॥२४॥

તે મૃગ ફરી જાય, ફરી પાછો ફરે, થોડીવાર જયીને તરત ફરી પાછો ફરે. (૨૪)

विक्रीडंश्च क्वचिद् भूमौ पुनरेव निषीदति । आश्रमद्वारमागम्य मृगयूथानि गच्छति ॥२५॥

રમતો રમતો બેસી જતો. આશ્રમના દ્વારે આવીને, મૃગોનાં ટોલા હતાં, ત્યાં જતો. (૨૫)

मृगयूथैरनुगतः पुनरेव निवर्तते । सीतादर्शनमाकाङ्क्षन् राक्षसो मृगतां गतः ॥२६॥

મૃગોના ટોળાં સાથે ફરી પાછો ફરતો. સીતાના દર્શન માટેજ તે રાક્ષસ મૃગ બન્યો હતો.

समुद्वीक्ष्य च सर्वे तं मृगा येन्ये वनेचराः । उपगम्य समाघ्राय विद्रवन्ति दिशो दश ॥२७॥

બીજા કેટલાક જંગલી મૃગો તેને જોયીને, તેની પાસે આવીને, તેને સૂંઘીને ચારે કોર નાસી જતા. (૨૭)

राक्षसः सोपि तान् वन्यान् मृगान् मृगवधे रतः । प्रच्छादनार्थं भावस्य न भक्षयति संस्पृशन् ॥

તે રાક્ષસ જો કે જંગલી મૃગોને મારવાની ટેવવાળો જ હતો, છતાં પોતાના સ્વરૂપને છુપાવવા માટે, તેનો સ્પર્શ કરતો, પણ ખાતો ન હતો. (૨૮)

तस्मिन्नेव ततः काले वैदेही शुभलोचना । कुसमापचये व्यग्रा पादपानत्यवर्तत ॥२९॥

તેજ સમયે સુંદર આંખોવાળી સીતા ફૂલો તોડવા માટે વૃક્ષોની વચમાં ફરતાં હતાં. (૨૯)

कर्णिकारानशोकांश्च चूतांश्च मदिरेक्षणा । कुसुमान्यपचिन्वन्ती चचार रुचिरानना ॥३०॥

કર્ણિકાર, અશોક અને આંબાનાં ઝાડો પાસે જયીને ફૂલો તોડતાં સીતા ફરી રહ્યાં હતાં. (૩૦)

अनर्हा वनवासस्य सा तं रत्नमयं मृगम् । मुक्तामणिविचित्राङ्गं ददर्श परमाङ्गना ॥३१॥

વનવાસ તો કદીયે સીતાયે કરેલ નહી, તેથી તે મુકતા અને અન્ય મણિયોથી વિચિત્ર દેહવાળો મૃગ તેમણે જોયેલ. (૩૧)

तं वै रुचिरदन्तोष्ठं रूप्यधातुतनूरुहम् । विस्मयोत्फुल्लनयना सस्नेहं समुदैक्षत ॥३२॥

તેવો સુંદર દાંતવાળા અને હોઠવાળા, રૂપા અને બીજા ધાતુવો જેવા વાલવાળા, તે મૃગને આંખો ફાડી ફાડીને પ્રેમ સાથે જોવા લાગ્યાં. (૩૨)

स च तां रामदयितां पश्यन् मायामयो मृगः । विचचार ततस्तत्र दीपयन्निव तद् वनम् ॥३३॥

અને તે માયામૃગ પણ સીતાને જોતો, તે વનને શોભાવતો ત્યાં ફરવા લાગ્યો. (૩૩)

अदृष्टपूर्वं दृष्ट्वा तं नानारत्नमयं मृगम् । विस्मयं परमं सीता जगाम जनकात्मजा ॥३४॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे द्विचत्वारिंशः सर्गः ॥४२॥

કદી ન જોયેલો તેવા મૃગને જોયીને સીતાને ભારે આશ્ચર્ય થયું. (૩૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વિચત્વારિંશસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिचत्वारिंशः सर्गः

---*---

सा तं सम्प्रेक्ष्य सुश्रोणी कुसुमानि विचिन्वती । हेमराजतवर्णाभ्यां पार्श्वाभ्यामुपशोभितम् ॥१॥

ફૂલો તોડતાં તે સીતા, બન્ને ભાગોમાં સોના અને રૂપાથી શોભતા મૃગને જોયીને....(૧)

प्रहृष्टा चानवद्याङ्गी मृष्टहाटकवर्णिनी । भर्तारमपि चक्रन्द लक्ष्मणं चैव सायुधम् ॥२॥

પ્રસન્ન થયીને અસ્ત્રધારી રામ અને લક્ષ્મણને બોલાવ્યા. (૨)

आहूयाहूय च पुनस्तं मृगं साधु वीक्षते । आगच्छागच्छ शीघ्रं वै आर्यपुत्र सहानुजः ॥३॥

હે આર્યપુત્ર, લક્ષ્મણ સાથે શીઘ્ર આવો, એમ ફરી ફરીથી બોલાવીને તે મૃગને જ જોતાં હતાં. (૩)

तावाहूतौ नरव्याघ्रौ वैदेह्या रामलक्ष्मणौ । वीक्षमाणौ तु तं देशं तदा ददृशतुर्मृगम् ॥४॥

સીતાના બોલાવવાના શબ્દ સાંભળી, બન્ને તે દિશામાં જોવા લાગ્યા અને ત્યારે રામે અને લક્ષ્મણે મૃગ જોયો. (૪)

शङ्कमानस्तु तं दृष्ट्वा लक्ष्मणो वाक्यमब्रवीत् । तमेवैनमहं मन्ये मारीचं राक्षसं मृगम् ॥५॥

શંકા કરતા લક્ષ્મણ બોલ્યા કે, લાગે છે કે મૃગ બનેલો તે મારીચ રાક્ષસ આ જ છે. (૫)

चरन्तो मृगयां हृष्टाः पापेनोपाधिना वने । अनेन निहता राम राजानः कामरूपिणा ॥६॥

મૃગયા ખેલનારા કેટલાક રાજાવોને, કામરૂપ આ પાપી રાક્ષસે મારી નાખ્યા છે. (૬)

अस्य मायाविदो माया मृगरूपमिदं कृतम् । भानुमत् पुरुषव्याघ्र गन्धर्वपुरसन्निभम् ॥७॥

હે પુરુષશ્રેષ્ઠ રામ, આ માયાવિયે એવું માયામૃગનું રૂપ બનાવ્યું છે કે જાણે સુંદર ગંધર્વ નગર જ ન હોય ! (૭)

मृगो ह्येवंविधो रत्नविचित्रो नास्ति राघव । जगत्यां जगतीनाथ मायैषा हि न संशयः ॥८॥

રત્નથી શોભતો આવો મૃગ તો સંસારમાં નથી જ. તેથી આ માયા જ છે, આમાં સંશય નથી.(૮)

एवं ब्रुवाणं काकुत्स्थं प्रतिवार्य शुचिस्मता । उवाच सीता संहृष्टा छद्मना हृतचेतना ॥९॥

આ રીતે લક્ષ્મણને બોલતાં રોકીને, તે મૃગના ચર્મથી મોહ પામીને સીતાજીયે હસતાં હસતાં કહ્યું કે ...... (૯)

आर्यपुत्राभिरामोऽसौ मृगो हरति मे मनः । आनयैनं महाबाहो क्रीडार्थं नो भविष्यति ॥१०॥

હે આર્યપુત્ર, આ મૃગ પરમ સુંદર છે, મારું મન આને જોયીને લોભાય છે. આને લયી આવો તો મારા માટે રમવાનું એક સાધન થશે. (૧૦)

इहाश्रमपदेऽस्माकं बहवः पुण्यदर्शनाः । मृगाश्चरन्ति सहिताश्चमराः सृमरास्तथा ॥११॥

આ આપણા આશ્રમમાં ઘણુાય સુંદર કાલી પૂંછડીવાળા, ચમર, સૃમર મૃગો ચરે છે. (૧૧)

ऋक्षाः पृषतसङ्घाश्च वानराः किन्नरास्तथा । विहरन्ति महाबाहो रूपश्रेष्ठा महाबलाः ॥१२॥

સુંદર મનોહર, ઋચ્છ, બિંદુમૃગ, વાનર, કિંનર બધા અહિં વિહાર કરે છે. (૧૨)

न चान्यः सदृशो राजन् दृष्टः पूर्वं मृगो मया । तेजसा क्षमया दीप्त्या यथायं मृगसत्तमः ॥१३॥
પણ હે મહારાજ, તેજથી, ક્ષમાથી, શોભાથી યુકત આ મૃગ જેવો મૃગ મેં પૂર્વે કદી જોયો નથી. (૧૩)

नानावर्णविचित्राङ्गो रत्नभूतो ममाग्रतः । द्योतयन् वनमव्यग्रं शोभते शशिसन्निभः ॥१४॥
અનેક પ્રકારના રંગો આના શરીરમાં છે. રત્ન જ ન હોય એમ લાગે છે. શાંત થયીને આ વનને પ્રકાશિત કરતો ચંદ્રની જેમ તે શોભી રહ્યો છે. (૧૪)

अहो रूपमहो लक्ष्मीः स्वरसम्पच्च शोभना । मृगोद्भुतो विचित्राङ्गो हृदयं हरतीव मे ॥१५॥
કેવું આનું રૂપ છે ! કેવી આની શોભા છે ! કેવો એનો સ્વર છે ! આ મૃગ તો અદ્ભુત છે. માટે મારા મનને હરે છે (૧૫)

यदि ग्रहणमभ्येति जीवन्नेव मृगस्तव । आश्चर्यभूतं भवति विस्मयं जनयिष्यति ॥१६॥
જો આ જીવતો પકડાય તો મારા મનને આશ્ચર્ય પમાડશે. (૧૬)

समाप्तवनवासानां राज्यस्थानां च नः पुनः । अन्तःपुरे विभूषार्थो मृग एष भविष्यति ॥१७॥
અને જ્યારે વનવાસ પૂરો કરીને આપણે અયોધ્યા જયિશું અને રાજ્ય ભોગવિશું ત્યારે અંતઃપુરમાં આ એક શૃંગાર જેવો થયી રહેશે. (૧૭)

भरतस्यार्यपुत्रस्य श्वश्रूणां मम च प्रभो । मृगरूपमिदं दिव्यं विस्मयं जनयिष्यति ॥१८॥
આર્યપુત્રભરતને, કૌસલ્યા આદિ મારા સાસુવોને, અને મને પણ આ દિવ્ય મૃગનું રૂપ આશ્ચર્ય પમાડશે. (૧૮)

जीवन्न यदि तेऽभ्येति ग्रहणं मृगसत्तमः । अजिनं नरशार्दूल रुचिरं तु भविष्यति ॥१९॥
અને જો આ જીવતો તમારા હાથમાં ન આવી શકે તો, આનું ચામડું તો સરસ થશે જ. (૧૯)

निहतस्यास्य सत्त्वस्य जाम्बूनदमयत्वचि । शष्पबृस्यां विनीतायामिच्छाम्यहमुपासितुम् ॥२०॥
મરી જશે, તો નીચે ઘાસ પાથરીને આના ઉપર આનું ચર્મ પાથરી તમારી સાથે બેસવા ઇચ્છું છું.

कामवृत्तमिदं रौद्रं स्त्रीणामसदृशं मतम् । वपुषा त्वस्य सत्त्वस्य विस्मयो जनितो मम ॥२१॥
સીતાયે કહ્યું : આ જે હું કહું છું તે મારા સ્વાર્થની વાત કહું છું અને ખરેખર આ અયુકત છે, સ્ત્રીને આમ કહેવું ઉચિત નથી, પણ શું કરું આના રૂપરંગથી મારું મન લોભાયી ગયું છે. (૨૧)

लोभितस्तेन रूपेण सीतया च प्रचोदितः । उवाच राघवो हृष्टो भ्रातरं लक्ष्मणं वचः ॥२२॥
તે રૂપથી પોતે લુબ્ધ થયી અને સીતાની પ્રેરણાથી પણ, રામે પ્રસન્ન થયીને લક્ષ્મણને કહ્યું ... (૨૨)

पश्य लक्ष्मण वैदेह्याः स्पृहामुल्लसितामिमाम् । रूपश्रेष्ठतया ह्येष मृगोद्य न भविष्यति ॥२३॥
લક્ષ્મણ, સીતાના આ અભિલાષને જુવો. ત્યારે આ રૂપને લીધે જ આ મૃગ આજે રહેવાનો નથી. (૨૩)

न वने नन्दनोद्देशे न चैत्ररथसंश्रये । कुतः पृथिव्यां सौमित्रे योऽस्य कश्चिद् समो मृगः ॥२४॥
આના જેવો મૃગ નંદનવનમાં પણ નથી, ચૈત્રરથમાં પણ નથી, તો હે લક્ષ્મણ પૃથિવી ઉપરની તો વાત જ શી ? (૨૪)

  

प्रतिलोमानुलोमाश्च रुचिरा रोमराजयः । शोभन्ते मृगमाश्रित्य चित्राः कनकबिन्दुभिः ॥२५॥

ઉલટા સીધા ઊગનારા સુંદર એના રુમાટાં સોનાના બિંદુવો સાથે અત્યંત સુંદર લાગે છે. (૨૫)

पश्यास्य जृम्भमाणस्य दीप्तामग्निशिखोपमाम् । जिह्वां मुखान्निःसरन्तीं मेघादिव शतह्रदाम् ॥

લક્ષ્મણ, જુવો, જ્યારે આ વગાસું ખાય છે ત્યારે આની જીભ અગ્નિની શિખાની જેમ અથવા મેઘથી નિકળતી વિજળીની જેમ લાગે છે. (૨૬)

मसारगल्लर्कमुखः शङ्खमुक्तानिभोदरः । कस्य नामानिरूप्योसौ न मनो लोभयेन्मृगः ॥२७॥

ઇન્દ્રનીલમણીથી બનેલ પવાલાની જેમ મુખવાળો, શંખ અને મુક્તાની જેમ પેટવાળો, વર્ણવી શકાય નહિ આવો આ મૃગ કોના મનને નહિ લોભાવે ? (૨૭)

कस्य रूपमिदं दृष्ट्वा जाम्बूनदमयप्रभम् । नानारत्नमयं दिव्यं न मनो विस्मयं व्रजेत् ॥२८॥

સોનાની શોભા જેવી શોભાવાળું, તેમજ અનેક પ્રકારના રત્નોવાળું આ રૂપ જોઈને કોનું મન આશ્ચર્ય નહિ પામે. ? (૨૮)

मांसहेतोरपि मृगान् विहारार्थं च धन्विनः । घ्नन्ति लक्ष्मण राजानो मृगयायां महावने ॥२९॥

હે લક્ષ્મણ, માંસ માટે પણ, શિકાર માટે પણ ધનુષ્ધારી રાજાવો મહાવનમાં મૃગોને મારે છે. (૨૯)

धनानि व्यवसायेन विचीयन्ते महावने । धातवो विविधाश्चापि मणिरत्नसुवर्णिनः ॥३०॥

મહાવનમાં લોકો ઉદ્યોગ કરીને ધન, જાતજાતના ધાતુવો, મણિયે, અને રત્નોને ભેગાં કરે છે. (૩૦)

तत् सारमखिलं नृणां धनं निचयवर्धनम् । मनसा चिन्तितं सर्वं यथा शुक्रस्य लक्ष्मण ॥३१॥

આ આખું વન કોશને વધારનાર ધનથી પરિપૂર્ણ છે અને ધનને વધારનાર છે, જેમ મનથી વિચારાયેલી બધી વસ્તુવો શુક્રની એટલે વીર્યની વૃદ્ધિ કરે છે. (૩૧)

अर्थी येनार्थकृत्येन संव्रजत्यविचारयन् । तमर्थमर्थशास्त्रज्ञाः प्राहुरर्थ्याश्च लक्ष्मण ॥३२॥

અર્થને ચાહનાર માણસ જે અર્થ માટે, વધારે વિચાર કર્યા વિના જ ઘરથી નીકળી પડે છે, હે લક્ષ્મણ તે જ અર્થને શાસ્ત્રતત્ત્વ જાણનારા અને અર્થ સાધન કરનારા વિદ્વાનો અર્થ કહે છે. (૩૨)

एतस्य मृगरत्नस्य परार्ध्ये काञ्चनत्वचि । उपवेक्ष्यति वैदेही मया सह सुमध्यमा ॥३३॥

આ ઉત્તમ મૃગના બહુમૂલ્ય સુવર્ણચર્મ ઉપર સીતા મારી સાથે બેસશે. (૩૩)

न कादली न प्रियकी न प्रवेणी न चाविकी । भवेदेतस्य सदृशी स्पर्शेनेनेति मे मतिः ॥३४॥

કાદલી, પ્રિયકી અને પ્રવેણી (આ બધાં અમુક મૃગનાં ચર્મોના નામો છે) તથા ઘેંટાના ચર્મ પણ એના તુલ્ય નથી હોતાં, એમ હું માનું છું. (૩૪)

एष चैव मृगः श्रीमान् यश्च दिव्यो नभश्चरः । उभावेतौ मृगौ दिव्यौ तारामृगमहीमृगौ ॥३५॥

આ મૃગ મહીમૃગ છે અને આકાશમાં તારામૃગ છે. આ જ બન્ને મૃગો દિવ્ય મૃગો છે. (૩૫)

यदि वायं तथा यन्मां भवेद् वदसि लक्ष्मण । मायैषा राक्षसस्येति कर्तव्योस्य वधो मया ॥३६॥

અથવા હે લક્ષ્મણ, તમે કહો છો તેમ જો આ માયામૃગ હોય તો તો આ રાક્ષસનો મારે વધ કરવો જ જોયિયે. (૩૬)

उत्थाय बहवोनेन मृगयायां जनाधिपाः । निहताः परमेष्वासास्तस्माद् वध्यस्त्वयं मृगः ॥३७॥

મૃગયા કરવાના સમયે ઘણાય સારાસારા ધનુર્ધારી રાજાવોને એણે મારી નાખ્યા છે, તેથી હું આનો વધ કરીશ (૩૭)

**मद्विधं योतिमन्येत धर्मनित्यं जितेन्द्रियम् । भवेद्धतोयं वातापिरगस्त्येनेव मां गतः ॥३८॥**

તેથી અગસ્ત્યે જેમ વાતાપિને મારી નાખેલ, તેમજ મારા જેવા ધર્માત્મા અને જિતેન્દ્રિયનો તિરસ્કાર કરનાર આનો હું વધ કરીશ. (૩૮)

**इह त्वं भव सन्नद्धो यन्त्रितो रक्ष मैथिलीम् । अस्यामायत्तमस्माकं यत् कृत्यं रघुनन्दन ॥३९॥**

તમે અહિં સાવધ રહો. યંત્રની પેઠે સીતાની રક્ષા કરો. કેમકે મારે જે કરવું છે તે તો આના જ અધીન છે. (૩૯)

**यावद्गच्छामि सौमित्रे मृगमानयितुं द्रुतम् । पश्य लक्ष्मण वैदेह्या मृगत्वचि गतां स्पृहाम् ॥४०॥**

હે લક્ષ્મણ, હું જ્યાં સુધી મૃગને લેવા જાઉં છું ત્યાં સુધી મૃગચર્મની ઇચ્છાવાળી આ સીતાની તમે દેખરેખ કરો. (૪૦)

**अप्रमत्तेन ते भाव्यमाश्रमस्थेन सीतया । हत्वैतच्चर्म चादाय शीघ्रमेष्यामि लक्ष्मण ॥४१॥**

તમે સાવધ થયીને આશ્રમમાં જ રહેશો હું આને મારીને, ચર્મ લયીને શીઘ્ર જ આવીશ. (૪૧)

**प्रदक्षिणेनातिबलेन पक्षिणा जटायुषा बुद्धिमता च लक्ष्मण ।**
**भवाप्रमत्तः प्रतिगृह्य मैथिलीं प्रतिक्षणं सर्वत एव शङ्कितः ॥४२॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे त्रिचत्वारिंशः सर्गः ॥४३॥

હે લક્ષ્મણ ક્ષણેક્ષણ શંકા રાખીને, અતિકુશળ અને બુદ્ધિશાળી આ જટાયુ સાથે સીતાને લયીને સાવધાન રહેશો. (૪૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રિચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चतुश्चत्वारिंशः सर्गः

---*---

**तथा तं तु समादिश्य भ्रातरं रघुनन्दनः । बबन्धासिं महातेजा जाम्बूनदमयत्सरुम् ॥१॥**

આ રીતે લક્ષ્મણને કહીને મહાતેજસ્વી રામે સોનાના મૂઠવાળી તલવાર હાથમાં લીધી. (૧)

**ततस्त्र्यवनतं चापमादायात्मविभूषणम् । आबध्य च कलापौ द्वौ जगामोदग्रविक्रमः ॥२॥**

અને પછી પોતાનું ભૂષણ જેવું ત્રણ ઠેકાણે વાંકું ધનુષ્ લયીને અને બે તૂણો એટલે (ભાથા ધનુષ રખાય છે તે) લયીને પરાક્રમી રામ ચાલ્યા. (૨)

**तं वन्यराजो राजेन्द्रमापतन्तं निरीक्ष्य वै । बभूवान्तर्हितस्त्रासात् पुनः सन्दर्शनेभवत् ॥३॥**

તે રાજેન્દ્ર રામને આવતા જોયીને, તેમને છેતરનારો તે મૃગ ભયથી છુપાયી ગયેલો અને ફરી પ્રકટ થયેલો (૩)

**बद्धासिर्धनुरादाय प्रदुद्राव यतो मृगः । तं स्म पश्यति रूपेण द्योतयन्तमिवाग्रतः ॥४॥**

ખડ્ગ અને ધનુષ લયીને, મૃગની પાછળ રામ દોડયા પોતાના રૂપથી આગળ આગળ પ્રકાશિત થતા મૃગને રામે જોયો. (૪)

अवेक्ष्यावेक्ष्य धावन्तं धनुष्पाणिर्महावने । अतिवृत्तमिवोत्पाताल्लोभयानं कदाचन ॥५॥

તે મહાવનમાં ધનુર્ધારી રામને દોડતા જોયી જોયીને, અને બાણના પડવાથી અતિવૃત્ત–નિવૃત્ત થયેલો-બચી ગયેલો, તેથી કદી લોભ પમાડતો .......(૫)

शङ्कितं तु समुद्भ्रान्तमुत्पतन्तमिवाम्बरम् । दृश्यमानमदृश्यं च वनोद्देशेषु केषुचित् ॥६॥

શંકિત થયેલો, વ્યાકુલ થયેલો, આકાશમાં ઉછલતો અને કેટલા વનપ્રદેશોમાં કદી દેખાતો કદી અદશ્ય થતો ......(૬)

छिन्नाभ्रैरिव संवीतं शारदं चन्द्रमण्डलम् । मुहूर्तादेव ददृशे मुहुर्दूरात् प्रकाशते ॥७॥

જેમ શરદ્‌ઋતુનો ચંદ્ર, ફાટી ગયેલા વાદળોથી ઢંકાયી જાય તેમ, તે મૃગ કદી છુપાયી જતો અને કદી જોવામાં આવતો. (૭)

दर्शनादर्शनेनैव सोपाकर्षत राघवम् । स दूरमाश्रमस्यास्य मारीचो मृगतां गतः ॥८॥

તે મૃગ કદી દેખાય, કદી ન દેખાય આ રીતે રામને પોતાની પાછળ ખેંચી ગયો, અને રામના આશ્રમથી ઘણું જ દૂર તે મૃગરૂપ રાક્ષસ, રામને લયી ગયો. (૮)

आसीत् क्रुद्धस्तु काकुत्स्थो विवशस्तेन मोहितः । अथावतस्थे सुश्रान्तश्छायामाश्रित्य शाद्वले ॥

બલાત્કારે તેનાથી મોહિત કરાયેલા રામ, ક્રુદ્ધ થયી ગયા હતા, અને અત્યન્ત થાકીને લીલી ઘાસવાળી ભૂમિમાં, છાયામાં ઊભા રહ્યા. (૯)

स तमुन्मादयामास मृगरूपो निशाचरः । मृगैः परिवृतोथान्यैरदूरात् प्रत्यदृश्यत ॥१०॥

તે મૃગરૂપધારી રાક્ષસ રામને ગભરાવી દીધેલ અને બીજા મૃગોથી ઘેરાયેલો, તે પાસે જ જોવામાં આવવા લાગ્યો (૧૦)

ग्रहीतुकामं दृष्ट्वा तं पुनरेवाभ्यधावत । तत्क्षणादेव सन्त्रासात् पुनरन्तर्हितोऽभवत् ॥११॥

મારીચે જ્યારે જોયું કે રામ મને પકડવા ઇચ્છે છે ત્યારે તે ફરી દોડ્યો. અને બીકને લીધે તે પુનઃ ક્યાંક છુપાયી ગયેલો. (૧૧)

पुनरेव ततो दूराद् वृक्षषण्डाद् विनिःसृतः । दृष्ट्वा रामो महातेजास्तं हन्तुं कृतनिश्चयः ॥१२॥

થોડી વાર પછી ફરીથી તે વૃક્ષોના સમૂહમાંથી બહાર નિકળ્યો. મહાતેજસ્વી રામે તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો. (૧૨)

भूयस्तु शरमुद्धृत्य कुपितस्तत्र राघवः । सूर्यरश्मिप्रतीकाशं ज्वलन्तमरिमर्दनम् ॥१३॥

ક્રોધે ભરાયેલા રામે ફરી સૂર્યના કિરણો જેવા અને શત્રુવોનો નાશ કરનાર બાણ લયીને (૧૩)

सन्धाय सुदृढे चापे विकृष्य बलवद्बली । तमेव मृगमुद्दिश्य श्वसन्तमिव पन्नगम् ॥१४॥

તે બાણને સારી રીતે બલપૂર્વક ધનુષ્ ઉપર મૂકીને, બલથી ધનુષ્‌ને ખેંચીને, તે જ મૃગને ઉદ્દેશીને ફુફકારો મારતા સર્પની જેમ....... (૧૪)

मुमोच ज्वलितं दीप्तमस्त्रं ब्रह्मविनिर्मितम् । शरीरं मृगरूपस्य विनिर्भिद्य शरोत्तमः ॥१५॥

બ્રહ્મનિર્મિત તે સળગતા અસ્ત્રને રામે મૃગ ઉપર છોડ્યું. તે અસ્ત્રે મૃગરૂપ રાક્ષસના શરીરને ફાડીને....... (૧૫)

मारीचस्यैव हृदयं बिभेदाशनिसन्निभः । तालमात्रमथोत्प्लुत्य न्यपतत् स भृशातुरः ॥१६॥

વિદ્યુત્સમાન તે અસ્ત્રે મારીચનાં હૃદયને ફાડી નાખેલું, તેથી તે તાલ જેટલું ઉંચું કૂદીને, ઉછળીને નીચે પડ્યો. (૧૬)

व्यनदद् भैरवं नादं धरण्यामल्पजीवितः। म्रियमाणस्तु मारीचो जहौ तां कृत्रिमां तनुम् ॥१७॥

ક્ષણજીવી તે રાક્ષસે ભયંકર શબ્દ કરતા, પૃથિવી ઉપર પડેલા, મૃત્યુના કાંઠે ઉભેલા, તે બનાવટી શરીરનો ત્યાગ કરી દીધો. (૧૭)

स्मृत्वा तद्वचनं रक्षो दध्यौ केन तु लक्ष्मणम् । इह प्रस्थापयेत् सीता तां शून्ये रावणो हरेत् ॥

મારીચે રાવણની વાતનું સ્મરણ કરીને વિચાર કર્યો કે કયા ઉપાયથી લક્ષ્મણને સીતા અહીં મોકલી દે, અને શૂન્ય આશ્રમથી રાવણ સીતાનું હરણ કરી જાય. (૧૮)

स प्राप्तकालमाज्ञाय चकार च ततः स्वनम् । सदृशं राघवस्येव हा सीते लक्ष्मणेति च ॥१९॥

તેણે સમયનો વિચાર કરીને રામના સ્વર સમાન સ્વરથી, હા સીતા, હા લક્ષ્મણ, આવો શબ્દ કર્યો. (૧૯)

रामो रुधिरसिक्ताङ्गं चेष्टमानं महीतले । जगाम मनसा सीतां लक्ष्मणस्य वचः स्मरन् ॥२०॥

લોહીથી ખરડાયેલા અને ભૂમિ ઉપર પછાડ ખાતા (મારીચને જોયીને) લક્ષ્મણની વાતનું સ્મરણ કરીને રામે સીતાનો મનમાં વિચાર કર્યો. (૨૦)

मारीचस्य तु मायैषा पूर्वोक्तं लक्ष्मणेन तु । तत् तथा ह्यभवच्चाद्य मारीचोयं मया हतः ॥२१॥

લક્ષ્મણે કહ્યું હતું કે આ મૃગ નથી, મારીચની માયા છે, તે તેમજ થયું. અને મેં તે મારીચનો વધ કર્યો છે. (૨૧)

हा सीते लक्ष्मणेत्येवमाक्रुश्य तु महास्वनम् । ममार राक्षसः सोयं श्रुत्वा सीता कथं भवेत् ॥२२॥

આ રાક્ષસે હા સીતા, હા લક્ષ્મણ એમ કહીને પ્રાણ ત્યાગ કર્યો છે આ સાંભળીને સીતાની શી દશા હશે ? (૨૨)

लक्ष्मणश्च महाबाहुः कामवस्थां गमिष्यति । इति सञ्चिन्त्य धर्मात्मा रामो हृष्टतनूरुहः ॥२३॥

લક્ષ્મણની પણ શી દશા થયી હશે ? આમ વિચાર કરીને રામના શરીરે પુલકાવલિ છવાયી ગયી. (૨૩)

तत्र रामं भयं तीव्रमाविवेश विषादजम् । त्वरमाणो जनस्थानं ससाराभिमुखं तदा ॥२४॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे चतुश्चत्वारिंशः सर्गः ॥४४॥

આ દુઃખને લીધે રામનાં હૃદયમાં તીવ્રભય ઉત્પન્ન થયો અને ઉતાવળે જનસ્થાનની ઓર ચાલ્યા (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચતુશ્ચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चचत्वारिंशः सर्गः

———*———

आर्तस्वरं तु तं भर्तुर्विज्ञाय सदृशं वने। उवाच लक्ष्मणं सीता गच्छ जानीहि राघवम् ॥१॥

પતિના એટલે રામના તે આર્તસ્વરને ઓળખીને સીતાએ લક્ષ્મણને કહ્યું કે રામના સમાચાર જાણો. (૧)

नहि मे जीवितं स्थाने हृदयं वावतिष्ठते। क्रोशतः परमार्तस्य श्रुतः शब्दो मया भृशम् ॥२॥

મારો જીવ ઠેકાણે નથી. મારું હૃદય સ્થિર નથી. રડી રહેલા રામનો જ આ શબ્દ મેં ઘણીવાર સાંભળ્યો છે. (૨)

आक्रन्दमानं तु वने भ्रातरं त्रातुमर्हसि। तं क्षिप्रमभिधाव त्वं भ्रातरं शरणैषिणम् ॥३॥

વનમાં રડતા ભાયીની તમે રક્ષા કરો. સહાયતા શોધનાર રામની સહાયતા માટે તમે શીઘ્ર દોડો. (૩)

न जगाम तथोक्तस्तु भ्रातुराज्ञाय शासनम्। तमुवाच ततस्तत्र क्षुभिता जनकात्मजा ॥४॥

એમ કહેવા છતાં લક્ષ્મણ ગયા નહિ, તેથી સીતા કુપિત અથવા ક્ષુબ્ધ થયીને લક્ષ્મણને કહેવા લાગ્યા. (૪)

केन तिष्ठसि विस्रब्धं तमपश्यन् महाद्युतिम्। किं हि संशयमापन्ने तस्मिन्निह मया भवेत् ॥५॥

લક્ષ્મણ ભાયીની ચિંતા કર્યા વિના શા માટે તમે અહિં ઉભા રહ્યા છો. અરે, રામને કશું થયી જશે તો અહિં હું શું કરી શકીશ ? (૫)

एवं ब्रुवाणां वैदेहीं बाष्पशोकसमन्विताम्। अब्रवील्लक्ष्मणस्त्रस्तां सीतां मृगवधूमिव ॥६॥

શોકાતુર થયેલાં અને રડતાં સીતાયે જ્યારે આમ કહ્યું ત્યારે મૃગની જેમ ભયભીત સીતાને લક્ષ્મણે કહ્યું .......(૬)

पन्नगासुरगन्धर्वदेवदानवराक्षसैः। अशक्यस्तव वैदेहि भर्ता जेतुं न संशयः ॥७॥

નાગ, અસુર, ગંધર્વ, દેવ, દાનવ, રાક્ષસ એમાંથી કોયી પણ રામને જીતી શકે તેમ નથી. (૭)

देवि देवमनुष्येषु गन्धर्वेषु पतत्रिषु। राक्षसेषु पिशाचेषु किन्नरेषु मृगेषु च ॥८॥

दानवेषु च घोरेषु न स विद्येत शोभने। यो रामं प्रतियुध्येत समरे वासवोपमम् ॥९॥

હે દેવિ, દેવો, મનુષ્યો, ગંધર્વો, પતત્રિયો, રાક્ષસો, પિશાચો, કિંનરો, મૃગો અને ભયંકર દાનવોમાંથી આવો કોયી નથી જે રામની સાથે યુદ્ધ કરી શકે. (૮)(૯)

अवध्यः समरे रामो नैवं त्वं वक्तुमर्हसि। न त्वामस्मिन् वने हातुमुत्सहे राघवं विना ॥१०॥

યુદ્ધમાં રામને કોયી મારી શકે જ નહિ. તમે આમ બોલો નહિ. આ જંગળમાં તમને મૂકીને હું જયી શકું નહિં. (૧૦)

अनिवार्यं बलं तस्य बलैर्बलवतामपि। त्रिभिर्लोकैः समुदितैः सेश्वरैः सामरैरपि ॥११॥

ગમે તેટલા મોટા બલવાનો ભેગા થશે, અને ત્રણેય લોકોના બળશાળો વીરો ભેગા થશે, ઘણા રાજાવો અને દેવો ભેગા થશે તો પણ રામના બળને કોયી તોડી શકશે નહિ. (૧૧)

हृदयं निर्वृतं तेऽस्तु संतापस्त्यज्यतां तव । आगमिष्यति ते भर्ता शीघ्रं हत्वा मृगोत्तमम् ॥१२॥
માટે તમે હૃદયમાં શાંતિ રાખો. સંતાપ મૂકી દો. મૃગનો વધ કરીને રામ તો હમણાં જ આવશે. (૧૨)

न स तस्य स्वरो व्यक्तं न कश्चिदपि दैवतः । गन्धर्वनगरप्रख्या माया तस्य च रक्षसः ॥१३॥
તમે જે સ્વર સાંભળ્યો છે તે તેમનો નથી. તે તો કોયિયે માયાથી, છળથી તેમના જેવો જ સ્વર કર્યો છે. તે તો ગંધર્વનગરની પેઠે તે રાક્ષસની માયા જ છે. (૧૩)

न्यासभूतासि वैदेहि न्यस्ता मयि महात्मना । रामेण त्वं वरारोहे न त्वां त्यक्तुमिहोत्सहे ॥१४॥
મારા ભાયી તમને મારા હાથમાં થાપણની પેઠે મૂકી ગયા છે. માટે હે વરારોહે, ઉચ્ચ વિચારવાળાં સીતા, તમને હું મૂકી શકું નહિ. (૧૪)

कृतवैराश्च कल्याणि वयमेतैर्निशाचरैः । खरस्य निधने देवि जनस्थानवधं प्रति ॥१५॥
જ્યારથી ખરનો વધ થયો છે, જનસ્થાન પણ ઉજ્જડ થયું છે, ત્યારથી જ હે દેવિ, રાક્ષસો આપણી સાથે શત્રુતા કરી રહ્યા છે. (૧૫)

राक्षसा विविधा वाचो व्याहरन्ति महावने । हिंसाविहारा वैदेहि न चिन्तयितुमर्हसि ॥१६॥
આ મહાવનમાં રાક્ષસો જ ભિન્ન ભિન્ન પ્રકારના શબ્દો કર્યા કરે છે. તેવો તો સારા માણુસોને પીડિત કરવાનું જ જાણે છે. માટે તમે ચિંતા કરો નહિ. (૧૬)

लक्ष्मणेनैवमुक्ता तु क्रुद्धा संरक्तलोचना । अब्रवीत् परुषं वाक्यं लक्ष्मणं सत्यवादिनम् ॥१७॥
લક્ષ્મણુની આ વાત સાંભળી સીતાજી ક્રોધે ભરાયાં અને તેમની આંખો લાલ ચોળ થયી ગયી. અને સત્યવાદી લક્ષ્મણુ પ્રત્યે કઠોર શબ્દો બોલવા લાગ્યા. (૧૭)

अब्रवील्लक्ष्मणः सीतां प्राञ्जलिः स जितेन्द्रियः । उत्तरं नोत्सहे वक्तुं दैवतं भवती मम ॥१८॥
તે જિતેન્દ્રિય લક્ષ્મણે હાથ જોડીને સીતાને કહ્યું કે હું આપને ઉત્તર આપી શકું નહિ. કેમકે આપ મારી દેવતા છો. (૧૮)

गच्छामि यत्र काकुत्स्थः स्वस्ति तेऽस्तु वरानने । रक्षन्तु त्वां विशालाक्षि समग्रा वनदेवताः ॥१९॥
જ્યાં મારા ભાયી છે હું ત્યાં જ જાવું છું. વનની બધી દેવતાવો તમારું રક્ષણુ કરશે. (૧૯)

निमित्तानि हि घोराणि यानि प्रादुर्भवन्ति मे । अपि त्वां सह रामेण पश्येयं पुनरागतः ॥२०॥
ભયંકર અપશકુન તો એવાં થયી રહ્યાં છે કે જ્યારે ભાયી સાથે હું અહિં આવીશ, તો ભાગ્યે જ તમને જોયિશ. (૨૦)

लक्ष्मणेनैवमुक्ता तु रुदती जनकात्मजा । प्रत्युवाच ततो वाक्यं तीव्रबाष्पपरिप्लुता ॥२१॥
લક્ષ્મણુની આ વાત સાંભળી સીતાયે રડતાં રડતાં ઉત્તર આપેલ કે .... (૨૧)

गोदावरीं प्रवेक्ष्यामि हीना रामेण लक्ष्मण । आबन्धिष्येऽथवा त्यक्ष्ये विषमे देहमात्मनः ॥२२॥
હે લક્ષ્મણુ, રામ વિના હું ગોદાવરીમાં ડૂબી મરિશ, અથવા ફાંસો ખાયીને મરી જ્યીશ, અથવા તેવા વિષમ કાળમાં કોયી રીતે મારા દેહનો ત્યાગ કરી દયિશ. (૨૨)

तामार्तरूपां विमना रुदन्तीं सौमित्रिरालोक्य विशालनेत्राम् ।
आश्वासयामास न चैव भर्तुस्तं भ्रातरं किंचिदुवाच सीता ॥२३॥

તે દુઃખિની સીતાને રડતાં જોઈને વ્યાકુલ થયેલા લક્ષ્મણે આશ્વાસન આપ્યું. પણ તે દિયર સાથે સીતા કશું બોલ્યાં નહિ. (૨૩)

ततस्तु सीतामभिवाद्य लक्ष्मणः कृताञ्जलिः किंचिदभिप्रणम्य ।
अवेक्षमाणो बहुशः स मैथिलीं जगाम रामस्य समीपमात्मवान् ॥२४॥

ત્યાર પછી લક્ષ્મણ સીતાજીને હાથ જોડી પ્રણામ કરીને, તેમને ફરી ફરીથી જોતાં રામની પાસે ગયા. (૨૪)

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे पञ्चचत्वारिंशः सर्गः ॥४५॥

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षट्चत्वारिंशः सर्गः

—*—

तया परुषमुक्तस्तु कुपितो राघवानुजः । स विकाङ्क्षन् भृशं रामं प्रतस्थे नचिरादिव ॥१॥

સીતાજીના આવા કઠોર શબ્દો સાંભળી ક્રોધે ભરાયેલા લક્ષ્મણ કેટલાક મનમાં વિચારો કરતા, રામની પાસે જવા તરત જ ત્યાંથી નિકળ્યા, (૧)

तदासाद्य दशग्रीवः क्षिप्रमन्तरमास्थितः । अभिचक्राम वैदेहीं परिव्राजकरूपधृक् ॥२॥

રાવણ આ અવસર પામીને સંન્યાસીનું રૂપ ધારણ કરીને સીતાની પાસે પહોંચી ગયો. (૨)

रहितां सूर्यचन्द्राभ्यां सन्ध्यामिव महत्तमः । तामपश्यत् ततो बालां राजपुत्रीं यशस्विनीम् ॥३॥

સૂર્ય અને ચંદ્ર વિના સંધ્યાની જેમ તે રાજપુત્રી સીતાને રાવણે જોયાં. (૩)

तमुग्रं पापकर्माणं जनस्थानगता द्रुमाः । सन्दृश्य न प्रकम्पन्ते न प्रवाति च मारुतः ॥४॥

તે પાપી રાવણને ત્યાં જોઈને જનસ્થાનનાં વૃક્ષો હાળતાં બન્ધ થયી ગયાં. પવન પણ બંધ થયી ગયો. (૪)

शीघ्रस्रोताश्च तं दृष्ट्वा वीक्षन्तं रक्तलोचनम् । स्तिमितं गन्तुमारेभे भयाद् गोदावरी नदी ॥५॥

વેગથી વહેનારી ગોદાવરી નદી પણ તે રાતી આંખોવાળા રાવણને જોયીને ભયથી મંદ મંદ વહેવા લાગી. (૫)

अभव्यो भव्यरूपेण भर्तारमनुशोचतीम् । अभ्यवर्तत वैदेहीं चित्रामिव शनैश्चरः ॥६॥

દુષ્ટ રાવણ સુંદર વેષ બનાવીને રામ માટે શોક કરતાં સીતાની પાસે, જેમ શનૈશ્ચર ચિત્રા નક્ષત્ર પાસે પહોંચે, તેમ પહોંચી ગયો. (૬)

सहसा भव्यरूपेण तृणैः कूप इवावृतः । अतिष्ठत् प्रेक्ष्य वैदेहीं रामपत्नीं यशस्विनीम् ॥७॥

જેમ કૂપને તૃણથી ઢાંકે તેમ પોતાને ભવ્યરૂપથી છુપાવીને, યશસ્વિની રામપત્ની સીતા પાસે ઉભો રહ્યો. (૭)

तिष्ठंस्तदा च सम्प्रेक्ष्य पत्नीं रामस्य रावणः । शुभां रुचिरदन्तोष्ठीं पूर्णचन्द्रनिभाननाम् ॥८॥

સીતાજી સુંદરી હતાં, તેમનાં દાંતો અને અધર સુંદર હતાં, પૂર્ણચંદ્રની પેઠે તેમનું મુખ હતું.

**आसीनां पर्णशालायां बाष्पशोकाभिपीडिताम् । स तां पद्मपलाशाक्षीं पीतकौशेयवासिनीम् ॥९॥**

રડતાં રડતાં પર્ણશાળામાં બેઠેલાં હતાં. પીલા રેશમી વસ્ત્ર ધારણ કરેલ તેમની પાસે તે દુષ્ટ-વિચારવાળો રાક્ષસ ઊભો રહ્યો. (૯)

**दृष्ट्वा कामशराविद्धो ब्रह्मघोषमुदीरयन् । अब्रवीत् प्रथितं वाक्यं रहिते राक्षसाधिपः ॥१०॥**

કામબાણુથી પીડિત થયીને રાક્ષસ ઓમ્ ઓમ્ બોલતો, એકાંતમાં સીતાના પ્રશંસાવચન બોલવા લાગ્યો. (૧૦)

**नेह गच्छन्ति गन्धर्वा न देवा न च किन्नराः । राक्षसानामयं वासः कथं तु त्वमिहागता ॥११॥**

અહિં ગંધર્વો, દેવો, કિંનરો કોયી-પણ આવતા નથી. આ તો રાક્ષસોનો નિવાસસ્થાન છે. તમે અહિં કયી રીતે આવી ગયાં ? (૧૧)

**इह शाखामृगाः सिंहा द्वीपिव्याघ्रमृगा वृकाः । ऋक्षास्तरक्षवः कङ्काः कथं तेभ्यो न बिभ्यसि ।**

અહિં તો વાનરો, સિંહ, દ્વીપી, વ્યાઘ્ર, મૃગ, વૃક, ઋક્ષ, તરક્ષુ, કંક આદિ રહે છે. તેમનાથી તમને ભય નથી લાગતું ? (૧૨)

**कासि कस्य कुतश्च त्वं किं निमित्तं च दण्डकान् । एका चरसि कल्याणि घोराक्षस सेविता ।**

તમે કોણ છો ? કોના છો ? કયાંથી આવ્યા છો ? અને શા કારણુથી ઘોર રાક્ષસોથી ભરેલ આ દંડકારણ્યમાં એકલાં રહો છો ?(૧૩)

**इति प्रशस्ता वैदेही रावणेन महात्मना । सर्वैरतिथिसत्कारैः पूजयामास मैथिली ॥१४॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षट्चत्वारिंशः सर्गः ॥४६॥

રાવણથી આ રીતે પ્રશંસા પામેલાં સીતાયે યોગ્ય રીતે તેનો સત્કાર કર્યો. (૧૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષટચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ सप्तचत्वारिंशः सर्गः

—*—

**रावणेन तु वैदेही तदा पृष्टा जिहीर्षुणा । परिव्राजकरूपेण शशंसात्मानमात्मना ॥१॥**

પરિવ્રાજક રૂપધારી અને સીતાના હરણ કરવાની ઇચ્છાવાળા રાવણે જ્યારે સીતાને આવા પ્રશ્નો કર્યા, ત્યારે તેવો મનમાં વિચાર કરવા લાગ્યાં. (૧)

**ब्राह्मणश्चातिथिश्चैव अनुक्तो हि शपेत माम् । इति ध्यात्वा मुहूर्तं तु सीता वचनमब्रवीत् ॥२॥**

સીતાયે થોડીવાર સુધી વિચાર કર્યો કે આ બ્રાહ્મણ છે અને અતિથિ છે. જો આની સાથે વાત નહિં કરું તો મને શાપ આપી દેશે. આમ વિચાર કરીને સીત બોલ્યાં. (૨)

**दुहिता जनकस्याहं मैथिलस्य महात्मनः । सीता नाम्नास्मि भद्रं ते रामस्य महिषी प्रिया ॥३॥**

હું મિથિલાના મહાત્મા જનકની પુત્રી છું. સીતા મારું નામ છે અને રામની ભાર્યા છું. (૩)

उषित्वा द्वादश समा इक्ष्वाकूणां निवेशने । भुञ्जाना मानुषान् भोगान् सर्वकामसमृद्धिनी ॥४॥

અયોધ્યામાં ઇક્ષ્વાકુકુલમાં ૧૨ વર્ષ સુધી નિવાસ કરીને બધા ભોગોનો મેં ભોગ કર્યો છે. મારી બધી ઇચ્છાપૂર્ણ થયી ગયી છે. (૪)

तत्र त्रयोदशे वर्षे राजामन्त्रयत प्रभुः । अभिषेचयितुं रामं समेतो राजमन्त्रिभिः ॥५॥

ત્યાર પછી રામનો રાજ્યાભિષેક કરવા માટે મહારાજ દશરથે પોતાના મંત્રિયો સાથે મંત્રણા કરી. (૫)

तस्मिन् सम्भ्रियमाणे तु राघवस्याभिषेचने । कैकेयी नाम भर्तारं ममार्या याचते वरम् ॥६॥

જ્યારે રાજ્યાભિષેકની તૈયારી થતી હતી ત્યારે મારા એક સાસુ કૈકેયીયે રાજા પાસે વરની માગણી કરી. (૬)

परिगृह्य तु कैकेयी श्वशुरं सुकृतेन मे । मम प्रव्राजनं भर्तुर्भरतस्याभिषेचनम् ॥७॥

કૈકેયીયે મારા સસરાને, પ્રતિજ્ઞા કરાવીને, મારા પતિ માટે વનવાસની માંગણી કરી અને ભરતના માટે રાજ્યાભિષેકની. (૭)

नाद्य भोक्ष्ये न च स्वप्स्ये न पास्ये न कदाचन । एष मे जीवितस्यान्तो रामो यद्यभिषिच्यते ॥

અને કૈકેયીયે આમ પણ રાજાને કહ્યું કે તમે જો રામનો રાજ્યાભિષેક કરશો તો હું આજે ખાવા, પીવા અને ઊંઘવાનો ત્યાગ કરી દયિશ, અને મારા જીવનનો અંત આણીશ. (૮)

इति ब्रुवाणां कैकेयीं श्वशुरो मे स पार्थिवः । अयाचतार्थैरन्वर्थैर्न च याच्ञां चकार सा ॥९॥

આમ બોલનારાં કૈકેયીને મારા સસરાયે તે વર જેવું જ બીજું કોયી વર માગવા કહ્યું, પણ કૈકેયીયે તેનો સ્વીકાર કર્યો નહિ. (૯)

रामेति प्रथितो लोके सत्यवाञ्शीलवाञ्शुचिः । विशालाक्षो महाबाहुः सर्वभूतहिते रतः ॥१०॥

મારા પતિને રામ આ નામથી બધાંય ઓળખે છે. તેવો સત્યવાદી અને સુશીલ તેમજ દરેક રીતે પવિત્ર છે. તેવો, વિશાળબાહુ છે અને સૌના હિતમાં લાગ્યા રહે છે. (૧૦)

कैकेयी मम भर्तारमित्युवाच द्रुतं वचः । तव पित्रा समाज्ञप्तं ममेदं शृणु राघव ॥११॥

કૈકેયિયે મારા પતિને કહ્યું કે તમારા પિતાશ્રીયે તમારા માટે જે આજ્ઞા કરી છે તે મારી પાસેથી સાંભળો. (૧૧)

भरताय प्रदातव्यमिदं राज्यमकण्टकम् । त्वया तु खलु वस्तव्यं नव वर्षाणि पञ्च च ॥१२॥

તમારા પિતાશ્રીયે કહ્યું છે કે આ અકંટક રાજ્ય ભરતને આપવું છે, તમારે ૧૪ વર્ષ સુધી વનવાસ કરવો છે. (૧૨)

वने प्रव्रज काकुत्स्थ पितरं मोचयानृतात् । तथेत्युवाच तां रामः कैकेयीमकुतोभयः ॥१३॥

માટે હે રામ, તમે વનમાં જાવો અને તેમ કરીને તમારા પિતાને અસત્યથી બચાવી લો. ત્યારે રામે નિર્ભય થયીને કૈકેયીને કહ્યું, સારું આમ જ થશે. (૧૩)

दद्यान्न प्रतिगृह्णीयात् सत्यं ब्रूयान्न चानृतम् । एतद् ब्राह्मण रामस्य व्रतं धृतमनुत्तमम् ॥१४॥

દાન કરવું પણ દાન લેવું નહિ, સત્ય બોલવું અસત્ય નહિ, હે બ્રાહ્મણ, રામનો આ સર્વશ્રેષ્ઠ સંકલ્પ છે. (૧૪)

तस्य भ्राता तु वैमात्रो लक्ष्मणो नाम वीर्यवान् । रामस्य पुरुषव्याघ्रः सहायः समरेरिहा ॥१५॥
તેમના બીજા માતાના પુત્ર લક્ષ્મણ જે બ્રહ્મચારી છે અને દૃઢ સંકલ્પવાળા છે, સમરમાં શત્રુવો ઉપર વિજય મેળવનાર છે, તે તેમના સાથી બન્યા. (૧૫)

जटी तापसरूपेण मया सह सहानुजः । प्रविष्टो दण्डकारण्यं धर्मनित्यो दृढव्रतः ॥१६॥
તે રામ જટા ધારણ કરી, તપસ્વીના રૂપમાં મને અને લક્ષ્મણને સાથમાં લયીને, જિતેન્દ્રિય થયીને આ દંડકારણ્યમાં પ્રવિષ્ટ થયા છે. (૧૬)

ते वयं प्रच्युता राज्यात् कैकेय्यास्तु कृते त्रयः । विचरामो द्विजश्रेष्ठ वनं गम्भीरमोजसा ॥१७॥
તે અમે ત્રણેય જણ કૈકેયીને લીધે આ ઘોર વનમાં પોતાના બલપર વિચરિયે છિયે. (૧૭)

समाश्वस मुहूर्तं तु शक्यं वस्तुमिह त्वया । आगमिष्यति मे भर्ता वन्यमादाय पुष्कलम् ॥१८॥
થોડીવાર સુધી થાક ખાવ. તમે અહીં રહીશકો છો. મારા પતિ જંગલથી પુષ્કળ ફળ મૂળ લયીને આવશે. (૧૮)

स त्वं नाम च गोत्रं च कुलमाचक्ष्व तत्त्वतः । एकश्च दण्डकारण्ये किमर्थं चरसि द्विज ॥१९॥
તમારું નામ અને ગોત્ર, તથા પોતાનો વંશ બતાવો. અને હે વિપ્ર, તમે આ દંડકારણ્યમાં એકલા કેમ ફરો છો, તે કહો. (૧૯)

एवं ब्रुवत्यां सीतायां रामपत्न्यां महाबलः । प्रत्युवाचोत्तरं तीव्रं रावणो राक्षसाधिपः ॥२०॥
સીતાના આ વચન સાંભળીને રાવણે તીવ્ર ઉત્તર આપ્યો .... (૨૦)

येन वित्रासिता लोकाः सदेवासुरमानुषाः । अहं स रावणो नाम सीते रक्षोगणेश्वरः ॥२१॥
જેણે સુર, અસુર, માનવોને પજવી રાખ્યા છે તે જ હું રાક્ષસોનો રાજા રાવણ છું. (૨૧)

त्वां तु काञ्चनवर्णाभां दृष्ट्वा कौशेयवासिनीम् । रतिं स्वकेषु दारेषु नाधिगच्छाम्यनिन्दिते ॥२२॥
અને તમને ગૌરવર્ણવાળાં અને રેશમી વસ્ત્ર પહેરનારાં જોયીને, મારી પોતાની સ્ત્રિયોમાંથી મારો પ્રેમ ચાલ્યો ગયો છે. (૨૨)

बह्वीनामुत्तमस्त्रीणामाहृतानामितस्ततः । सर्वासामेव भद्रं ते ममाग्रमहिषी भव ॥२३॥
હું તો ઘણી સ્ત્રિયોને જ્યાં ત્યાંથી ઉપાડી લાવ્યો છું. તેવોમાં તમે મારી પટરાણી બનો. (૨૩).

लङ्का नाम समुद्रस्य मध्ये मम महापुरी । सागरेण परिक्षिप्ता निविष्टा गिरिमूर्धनि ॥२४॥
સમુદ્રની વચમાં લંકા નામની મારી મોટી નગરી છે. તે પર્વત ઉપર રહેલી છે અને તેના ચારે કોર સમુદ્ર છે. (૨૪)

तत्र सीते मया सार्धं वनेषु विचरिष्यसि । न चास्य वनवासस्य स्पृहयिष्यसि भामिनि ॥२५॥
અને હે સીતા, ત્યાં જ મારી સાથે ઉદ્યાનોમાં તમે વિહાર કરશો અને પછી આ વનવાસની ઇચ્છા કરશો જ નહિ. (૨૫)

पञ्च दास्यः सहस्राणि सर्वाभरणभूषिताः । सीते परिचरिष्यन्ति भार्या भवसि मे यदि ॥२६॥
અને જો તમે મારી પત્ની બનો તો બધા આભૂષણોથી શોભિત પાંચ સહસ્ર દાસિયો તમારી સેવામાં રહેશે. (૨૬)

रावणेनैवमुक्ता तु कुपिता जनकात्मजा । प्रत्युवाचानवद्याङ्गी तमनादृत्य राक्षसम् ॥२७॥

રાવણની આ વાત સાંભળી સીતા ક્રોધે ભરાયાં. અને તેનો અનાદર કરીને બોલ્યાં. (૨૭)

महागिरिमिवाकम्प्यं महेन्द्रसदृशं पतिम् । महोदधिमिवाक्षोभ्यमहं राममनुव्रता ॥२८॥

મારા પતિ પર્વતની જેમ અકંપ્ય છે, મહેન્દ્ર જેવા છે. સમુદ્રની પેઠે અક્ષોભ્ય છે અને હું તે રામને જ અનુકૂળ રહેનારી છું. (૨૮)

सर्वलक्षणसम्पन्नं न्यग्रोधपरिमण्डलम् । सत्यसन्धं महाभागमहं राममनुव्रता ॥२९॥

મારા પતિ બધાય સારાં લક્ષણોથી ભરપૂર છે, તેમજ પોતાના આશ્રયમાં રહેનારના સંતાપને દૂર કરનાર છે. સત્યપ્રતિજ્ઞ અને મહાભાગ્યશાળી છે. (૨૯)

महाबाहुं महोरस्कं सिंहविक्रान्तगामिनम् । नृसिंहं सिंहसङ्काशमहं राममनुव्रता ॥३०॥

મારા પતિના બાહુ વિશાળ છે. છાતી વિશાળ છે. સિંહની પેઠે નિર્ભય ગમનશીલ છે. મનુષ્યોમાં સિંહ જેવા શૂર છે. (૩૦)

पूर्णचन्द्राननं रामं राजवत्सं जितेन्द्रियम् । पृथुकीर्तिं महाबाहुमहं राममनुव्रता ॥३१॥

મારા પતિનું પૂર્ણ ચંદ્ર જેવું મુખ છે, તેવો રાજપુત્ર અને જિતેન્દ્રિય છે, યશસ્વી અને મહાત્મા છે. હું તેમની જ આજ્ઞાકારિણી પત્ની છું. (૩૧)

त्वं पुनर्जम्बुकः सिंहीं मामिहेच्छसि दुर्लभाम् । नाहं शक्या त्वया स्प्रष्टुमादित्यस्य प्रभा यथा ॥
पादपान् काञ्चनान् नूनं बहून् पश्यसि मन्दभाक् । राघवस्य प्रियां भार्यां यस्त्वमिच्छसि राक्षस ॥

સિંહણ જેવી મને શિયાળ જેવો તું ઇચ્છે છે. જેમ સૂર્યની પ્રભાને કોઈ અડકી શકતો નથી તેમ તું મને અડકી શકે નહિ. રામની પ્રિય પત્નીને રાવણ, તું ઇચ્છે છે તે તો સુવર્ણના વૃક્ષ જોવા સમાન, તારા માટે અપશકુન જ છે. (૩૨–૩૩)

क्षुधितस्य च सिंहस्य मृगशत्रोस्तरस्विनः । आशीविषस्य वदनाद् दंष्ट्रामादातुमिच्छसि ॥३४॥

મૃગોના શત્રુ અને બલશાળી ભૂખ્યા સિંહનાં અને સાપના મુખમાંથી દાંત કાઢી લેવા જેમ અશકય છે, તેમ રામ પાસેથી મારું ગ્રહણ પણ અશકય જ છે. (૩૪)

मन्दरं पर्वतश्रेष्ठं पाणिना हर्तुमिच्छसि । कालकूटं विषं पीत्वा स्वस्तिमान् गन्तुमिच्छसि ॥

તું મારું ગ્રહણ ઇચ્છે છે તે તો મંદર પર્વતને હાથથી ઉપાડવા જેવું જ કામ છે. અથવા કાલકૂટ વિષનું પાન કરીને પોતાનું કલ્યાણ ઇચ્છવા જેવું છે. (૩૫)

अक्षि सूच्या प्रमृजसि जिह्वया लेढि च क्षुरम् । राघवस्य प्रियां भार्यामधिगन्तुं त्वमिच्छसि ॥३६॥

રામની પત્નીને મેળવવાનું તારું કામ આવું છે જેમ સોયથી આંખ સ્વચ્છ કરવી અને જીભથી ક્ષુરને ચાટવું. (૩૬)

अवसज्य शिलां कण्ठे समुद्रं तर्तुमिच्छसि । सूर्याचन्द्रमसौ चोभौ पाणिभ्यां हर्तुमिच्छसि ॥३७॥

ગળામાં શિલા બાંધીને સમુદ્રને તરવા જેવી તું વાત કરે છે. તું સૂર્ય અને ચંદ્રને હાથથી પકડવા જેવી વાત કરે છે. (૩૭)

यो रामस्य प्रियां भार्यां प्रधर्षयितुमिच्छसि । अग्निं प्रज्वलितं दृष्ट्वा वस्त्रेणाहर्तुमिच्छसि ॥३८॥

તું રામની પ્રિયાને મેળવવાની વાત કરે છે તે તો સળગતી આગને વસ્ત્રથી ઉપાડી લાવવા જેવી છે. (૩૮)

अयोमुखानां शूलानामग्रे चरितुमिच्छसि । रामस्य सदृशीं भार्यां योधिगन्तुं त्वमिच्छसि ॥३९॥

રામની અદ્વિતીય ભાર્યાને તું મેળવવા ઇચ્છે છે, તે તો લોઢાનું મુખવાળા શૂલોની વચમાં ચાલવા જેવી ઇચ્છા છે. (૩૯)

यदन्तरं काञ्चनसीसलोहयोर्यदन्तरं चन्दनवारिपङ्कयोः ।
यदन्तरं हस्तिबिडालयोर्वने तदन्तरं दाशरथेस्तवैव च ॥४०॥

સોના અને શીશામાં, ચંદનલેપ અને કાદવમાં, અને હાથી અને બિલાડામાં જે અંતર છે તે જ અંતર મારા પતિ અને તારામાં છે. (૪૦)

यदन्तरं वायसवैनतेययोर्यदन्तरं मद्‍गुमयूरयोरपि ।
यदन्तरं हंसकगृध्रयोर्वने तदन्तरं दाशरथेस्तवैव च ॥४१॥

કાગડા અને ગરુડમાં, જળકુકડા અને મોરમાં, અને સારસ અને ગીધમાં જે અંતર છે તે જ અંતર રામમાં અને તારામાં છે. (૪૧)

तस्मिन् सहस्राक्षसमप्रभावे रामे स्थिते कार्मुकबाणपाणौ ।
हृतापि तेहं न जरां गमिष्ये आज्यं यथा मक्षिकयावगीर्णम् ॥४२॥

ધનુષ્યબાણ લઈને ઈન્દ્ર જેવા પ્રભાવશાળી અને ધનુર્ધારી મારા પતિના અસ્તિત્વમાં જો તું મને ઉપાડીને લઈ જઈશ તો પણ જેમ માખી ઘીને પચાવી શકતી નથી, તેમ તું મને પચાવી શકીશ નહિ. (૪૨)

इतीव तद्‍वाक्यमदुष्टभावा सुदुष्टमुक्त्वा रजनीचरं तम् ।
गात्रप्रकम्पाद् व्यथिता बभूव वातोद्धता सा कदलीव तन्वी ॥४३॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येरण्यकाण्डे सप्तचत्वारिंशः सर्गः ॥४७॥

પવિત્ર ભાવવાળાં તે સીતા, તે દુષ્ટ રાક્ષસને આમ કહીને, જેમ વાયુથી કેળનું ઝાડ કાંપે તેમ તેવો ધ્રુજવા લાગ્યાં અને વ્યથિત થયાં (૪૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अष्टचत्वारिंशः सर्गः

एवं ब्रुवत्यां सीतायां संरब्धः परुषं वचः । ललाटे भ्रुकुटिं कृत्वा रावणः प्रत्युवाच सः ॥१॥

સીતા આમ બોલતાં હતાં ત્યારે ક્રોધે ભરેલ રાવણ માથા ઉપર ભૃકુટિ કરીને બોલ્યો...(૧)

भ्राता वैश्रवणस्याहं सापत्नो वरवर्णिनि । रावणो नाम भद्रं ते दशग्रीवः प्रतापवान् ॥२॥

હું કુબેરનો સાવકો ભાયી છું. તારું ભલું થાવ, હું ચારો વેદો અને છહો શાસ્ત્રોનો વિદ્વાન્ છું. રાવણ મારું નામ છે. (૨)

यस्य देवाः सगन्धर्वाः पिशाचपतगोरगाः । विद्रवन्ति सदा भीता मृत्योरिव सदा प्रजाः ॥३॥

અને જેમ મૃત્યુથી ભય પામીને પ્રજા સદા ભાગે છે, તેમ દેવો, ગંધર્વો, પિશાચો, પતંગો ઉરગો મારાથી દૂર જ રહે છે. (૩)

येन वैश्रवणो भ्राता वैमात्रः कारणान्तरे । द्वन्द्वमासादितः क्रोधाद् रणे विक्रम्य निर्जितः ॥४॥

અને કોયી કારણસર વૈમાત્ર ભાયી વૈશ્રવણ સાથે યુદ્ધ થયી ગયું ત્યારે ક્રોધથી તેના ઉપર પ્રહાર કરીને મેં તેનો પરાજય કરેલો. (૪)

मद्भयार्तः परित्यज्य स्वमधिष्ठानमृद्धिमत् । कैलासं पर्वतश्रेष्ठमध्यास्त नरवाहनः ॥५॥

અને મારા ભયથી દુઃખી થયીને નરવાહન પોતાનું રહેઠાણ (લંકા) ત્યજીને કૈલાસ ઉપર જયીને રહ્યો છે. (૫)

यस्य तत् पुष्पकं नाम विमानं कामगं शुभम् । वीर्यादावर्जितं भद्रे येन यामि विहायसम् ॥६॥

અને ઇચ્છાને અનુસરીને ચાલનારાં ઉડનારાં પુષ્પકવિમાનને મેં બળથી લયી લીધું, જેનાથી હું આકાશમાં આવ-જાવ કર્યા કરું છું. (૬)

मम संजातरोषस्य मुखं दृष्ट्वैव मैथिलि । विद्रवन्ति परित्रस्ताः सुराः शक्रपुरोगमाः ॥७॥

અને હું જ્યારે ક્રોધ કરું છું ત્યારે મારા મોંને જોયીને જ ભય પામીને ઇન્દ્ર દેવો સાથે નાસી જાય છે. (૭)

यत्र तिष्ठाम्यहं तत्र मारुतो वाति शङ्कितः । तीव्रांशुः शिशिरांशुश्च भयात् सम्पद्यते दिवि ॥८॥

જ્યાં હું રહું ત્યાં વાયુ પણ શંકિત થયીને વાય છે, અને તીવ્ર કિરણોવાળો સૂર્ય પણ શીતળ કિરણોવાળો થયી જાય છે. (૮)

निष्कम्पपत्रास्तरवो नद्यश्च स्तिमितोदकाः । भवन्ति यत्र तत्राहं तिष्ठामि च चरामि च ॥९॥

અને જ્યાં હું રહું કે વિચરું ત્યાં વૃક્ષો હાલતાં નથી અને નદિયો સ્થિર થયી જાય છે. (૯)

मम पारे समुद्रस्य लङ्का नाम पुरी शुभा । सम्पूर्णा राक्षसैर्घोरैर्यथेन्द्रस्यामरावती ॥१०॥

સમુદ્રપાર મારી લંકા નગરી છે. તે ઇન્દ્રની અમરાવતી જેવી જ છે. અને ત્યાં ભયંકર રાક્ષસો રહે છે. (૧૦)

प्राकारेण परिक्षिप्ता पाण्डुरेण विराजिता । हेमकक्ष्या पुरी रम्या वैदूर्यमयतोरणा ॥११॥

અને રૂપાના શ્વેત પરકોટાથી ઘેરાયેલી છે. સોનાની ત્યાં કોઠરિયો છે. વૈડૂર્ય મણિના બહારનું દ્વાર છે ! (૧૧)

**हस्त्यश्वरथसम्बाधा तूर्यनादविनादिता । सर्वकामफलैर्वृक्षैः सङ्कुलोद्यानभूषिता ॥१२॥**

હાથી, ઘોડા, રથથી તે લંકા ભરાયેલી છે. બાજાના શબ્દોથી તે ગૂંજતી જ હોય છે. દરેક ઋતુમાં ફળ આપનારાં વૃક્ષોથી અને બાગબગીચાવોથી તે પરિપૂર્ણ છે (૧૨)

**तत्र त्वं वस हे सीते राजपुत्रि मया सह । न स्मरिष्यसि नारीणां मानुषीणां मनस्विनि ॥१३॥**

અને હે મનસ્વિની, રાજપુત્રી સીતા, ત્યાં તું મારી સાથે રહીશ અને તમને માનુષી સ્ત્રિયોનું ત્યાં સ્મરણુ થશે નહિ. (૧૩)

**भुञ्जाना मानुषान् भोगान् दिव्यांश्च वरवर्णिनि । न स्मरिष्यसि रामस्य मानुषस्य गतायुषः ॥**

અને ત્યાં માનુષ અને દિવ્ય ભોગોનો ભોગ કરતાં તમને અલ્પ આયુષ્યવાળા મનુષ્ય રામનું સ્મરણુ પણુ થશે નહિ. (૧૪)

**स्थापयित्वा प्रियं पुत्रं राज्ये दशरथो नृपः । मन्दवीर्यस्ततो ज्येष्ठः सुतः प्रस्थापितो वनम् ॥**

રાજા દશરથે પ્રિય પુત્રને રાજ્ય આપીને, નિર્બળ હોવાથી જ્યેષ્ઠ પુત્ર રામને વનમાં મોકલી દીધેલ. (૧૫)

**तेन किं भ्रष्टराज्येन रामेण गतचेतसा । करिष्यसि विशालाक्षि तापसेन तपस्विना ॥१६॥**

આવા રાજ્યથી ભ્રષ્ટ થયેલા માયકાંગલા અને તપસ્વી રામ સાથે રહીને તમે શું કરશો ? (૧૬)

**रक्ष राक्षसभर्तारं कामय स्वयमागतम् । न मन्मथशराविष्टं प्रत्याख्यातुं त्वमर्हसि ॥१७॥**

સર્વ રાક્ષસોનો સ્વામી કામાતુર થયીને પોતાની મેળે તમારી પાસે આવ્યો છે તેનો સ્વીકાર કરો. તેનું અપમાન કરવું યોગ્ય નથી. (૧૭)

**प्रत्याख्याय हि मां भीरु पश्चात्तापं गमिष्यसि । चरणेनाभिहत्येव पुरूरवसमुर्वशी ॥१८॥**

જેવી રીતે ઉર્વશી પુરુરવાને પગથી અપમાન કરીને પછી પશ્ચાત્તાપ કરતી હતી, તેમ તમે પણુ મારો ત્યાગ કરવાથી પશ્ચાત્તાપ કરશો. (૧૮)

**अङ्गुल्या न समो रामो मम युद्धे स मानुषः । तव भाग्येन सम्प्राप्तं भजस्व वरवर्णिनि ॥१९॥**

યુદ્ધમાં રામ તો મારી આંગલી સમાન પણુ નથી. તમારા ભાગ્યથી જ હું તમને મળ્યો છું. મારો અંગીકાર કરો (૧૯)

**एवमुक्ता तु वैदेही क्रुद्धा संरक्तलोचना । अब्रवीत् परुषं वाक्यं रहिते राक्षसाधिपम् ॥२०॥**

સીતા, રાવણુની આ વાત સાંભળી, ક્રોધે ભરાયેલી, લાલ આંખો કરીને, તેવો ત્યાં એકલાં હતાં તોપણુ આ રીતે કઠોર વચન બોલ્યાં. (૨૦)

**कथं वैश्रवणं देवं सर्वदेवनमस्कृतम् । भ्रातरं व्यपदिश्य त्वमशुभं कर्तुमिच्छसि ॥२१॥**

સર્વદેવોના પૂજ્ય આવા વૈશ્રવણુ દેવનું નામ લયીને તું આવું અશુભ કર્મ કરવા શા માટે ઇચ્છે છે ? (૨૧)

**अवश्यं विनशिष्यन्ति सर्वे रावण राक्षसाः । येषां त्वं कर्कशो राजा दुर्बुद्धिरजितेन्द्रियः ॥२२॥**

હે રાવણુ, દુષ્ટ બુદ્ધિવાળો અને વિષયી તું જે રાક્ષસોનો રાજા છું તેવો બધાય અવશ્ય જ નાશ પામશે. (૨૨)

**अपहृत्य शचीं भार्यां शक्यमिन्द्रस्य जीवितुम् । नहि रामस्य भार्यामामानीय स्वस्तिमान् भवेत् ॥**

ઇન્દ્રની ભાર્યા શચીનું હરણ કરીને જેમ કોયીને માટે જીવવું અશક્ય છે, તેમ રામની ભાર્યા મને લયી આવીને કોયી કલ્યાણ પામી શકે જ નહિ. (૨૩)

**जीवेच्चिरं वज्रधरस्य पश्चाच्छचीं प्रधृष्याप्रतिरूपरूपाम् ।**
**न मादृशीं राक्षस धर्षयित्वा पीतामृतस्यापि तवास्ति मोक्षः ॥२४॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे अष्टचत्वारिंशः सर्गः ॥४८॥

અનુપમ સૌંદર્યવાળી શચીનું અપમાન કરીને ઇન્દ્રના હાથથી કોયી બચી શકે છે પણ મારા જેવાનું હરણ કરીને, તું અમૃત પીને આવે તોપણ બચી શકીશ નહિ. (૨૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટચત્વારિંશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनपञ्चाशः सर्गः

—★—

**सीताया वचनं श्रुत्वा दशग्रीवः प्रतापवान् । हस्ते हस्तं समाहत्य चकार सुमहद् वपुः ॥१॥**

રાવણે સીતાનું વચન સાંભળી, તાલી વગાડીને મોટું શરીર બનાવી લીધું (૧)

**स मैथिलीं पुनर्वाक्यं बभाषे वाक्यकोविदः । नोन्मत्तया श्रुतौ मन्ये मम वीर्यपराक्रमौ ॥२॥**

અને બોલવામાં કુશળ તે રાવણ પુનઃ સીતાને કહેવા લાગ્યો કે હું ધારું છું કે તેં મારા વીર્ય અને પરાક્રમની વાત સાંભળી નથી. (૨)

**उद्वहेयं भुजाभ्यां तु मेदिनीमम्बरे स्थितः । आपिबेयं समुद्रं च मृत्युं हन्यां रणे स्थितः ॥३॥**

હું તો આવો છું કે ભૂમિને હાથથી ઉપાડીને આકાશમાં લયી જાવું, સમુદ્રને પી જાવું અને રણમાં યમરાજને પણ મારી નાખું. (૩)

**अर्कं तुद्यां शरैस्तीक्ष्णैर्विभिन्द्यां हि महीतलम् । कामरूपेण उन्मत्ते पश्य मां कामरूपिणम् ॥४॥**

તીક્ષ્ણ બાણોથી સૂર્યને પણ વ્યથિત કરી નાખું, હે ઉન્મત્ત સીતા, તું તારી ઇચ્છાને પૂર્ણ કરનાર કામરૂપી મને તારો પતિ માની લે. (૪)

**एवमुक्तवतस्तस्य रावणस्य शिखिप्रभे । क्रुद्धस्य हरिपर्यन्ते रक्ते नेत्रे बभूवतुः ॥५॥**

ક્રોધથી આમ બોલનાર રાવણની મોટી મોટી આંખો રાતી થયી ગયી. (૫)

**स तामसितकेशान्तां भास्करस्य प्रभामिव । वसनाभरणोपेतां मैथिलीं रावणोऽब्रवीत् ॥६॥**

કૃષ્ણ કેશવાળાં અને સૂર્યની પ્રભાની જેમ સુંદર વસ્ત્ર અને આભૂષણવાળાં સીતાને રાવણે કહ્યું.

**त्रिषु लोकेषु विख्यातं यदि भर्तारमिच्छसि । मामाश्रय वरारोहे तवाहं सदृशः पतिः ॥७॥**

જો તું ત્રણેય લોકોમાં પ્રખ્યાત પતિ ઇચ્છતી હોય તો મારો સ્વીકાર કર. હું જ તારો યોગ્ય પતિ છું. (૭)

**मां भजस्व चिराय त्वमहं श्लाघ्यः पतिस्तव । नैव चाहं क्वचिद् भद्रे करिष्ये तव विप्रियम् ॥८॥**

તું મને સ્વીકાર કર, હું જ તમારો સુંદર પતિ છું. હું કદીપણ આવું કામ નહિ કરિશ જે તને પ્રિય નહિ હોય. (૮)

त्यजतां मानुषे भावो मयि भावः प्रणीयताम् । राज्याच्च्युतमसिद्धार्थं रामं परिमितायुषम् ॥९॥

મનુષ્યમાં પ્રેમ ત્યજીને મારામાં પ્રેમ કરો, રામ તો રાજ્યથી ચ્યુત છે અને થોડા સમય સુધી જીવનારા છે. (૯)

कैर्गुणैरनुरक्तासि मूढे पण्डितमानिनि । अस्मिन् व्यालानुचरिते वने वसति दुर्मतिः ॥१०॥

આ જંગલી જીવોથી ભરેલ જંગળમાં જે મૂર્ખ નિવાસ કરે છે, તેનામાં આવો કયો ગુણ છે જેથી કે તું તેમાં અનુરક્ત છે ? (૧૦)

इत्युक्त्वा मैथिलीं वाक्यं प्रियार्हां प्रियवादिनीम् । जग्राह रावणः सीतां बुधः खे रोहिणीमिव ॥

રાવણ સીતાને આમ કહીને જેમ આકાશમાં બુધ રોહિણી નક્ષત્રને પકડે તેમ તેણે સીતાને પકડી. (૧૧)

ततस्तां परुषैर्वाक्यैरभितर्ज्य महास्वनः । अङ्केनादाय वैदेहीं रथमारोपयत् तदा ॥१२॥

પછી, રાવણે કઠોર વચનોથી, મોટા શબ્દોથી સીતાને ભય પમાડતા, ખોળામાં લયીને રથમાં ચડાવી દીધી. (૧૨)

सा गृहीतातिचुक्रोश रावणेन यशस्विनी । रामेति सीता दुःखार्ता रामं दूरं गतं वने ॥१३॥

રાવણથી આ રીતે પકડાયેલાં, દુઃખથી પીડાતાં સીતા, વનમાં દૂર ગયેલા રામને બૂમ પાડવા લાગ્યાં. (૧૩)

तामकामां स कामार्तः पन्नगेन्द्रवधूमिव । विचेष्टमानामादाय उत्पपाताथ रावणः ॥१४॥

સાંપણની પેઠે આલોટતી રાગહીન તે સીતાને રથમાં લયીને કામાતુર રાવણ ઉડ્યો. (૧૪)

ततः सा राक्षसेन्द्रेण ह्रियमाणा विहायसा । भृशं चुक्रोश मत्तेव भ्रान्तचित्ता यथातुरा ॥१५॥

રાવણ જ્યારે સીતાને આ રીતે લયી જતો હતો ત્યારે ભયથી વ્યાકુળ, ગાંડાની પેઠે તેવો બૂમ પાડતાં હતાં. (૧૫)

हा लक्ष्मण महाबाहो गुरुचित्तप्रसादक । ह्रियमाणां न जानीषे राक्षसा कामरूपिणा ॥१६॥

મોટા ભાયીને સદા પ્રસન્ન રાખનારા હે વિશાળભુજવાળા લક્ષ્મણ, તમને કયાં જ્ઞાન છે કે રાવણ મને લયી જાય છે. (૧૬)

जीवितं सुखमर्थं च धर्महेतोः परित्यजन् । ह्रियमाणामधर्मेण मां राघव न पश्यसि ॥१७॥

ધર્મ માટે સુખમય જીવનનો ત્યાગ કરનારા રામ, અધર્મથી મારું હરણ કરીને મને આ લયી જાય છે, તે હે રામ તમે જાણુતા નથી. (૧૭)

ननु नामाविनीतानां विनेतासि परन्तप । कथमेवंविधं पापं न त्वं शास्सि हि रावणम् ॥१८॥

તમે તો અવિનીતોને શિક્ષણ-ઉપદેશ આપનારા છો. આવા પાપી રાવણને તમે કેમ ઉપદેશ આપતા નથી ? (૧૮)

ननु सद्योविनीतस्य दृश्यते कर्मणः फलम् । कालोप्यङ्गीभवत्यत्र सस्यानामिव पक्तये ॥१९॥

તુરત જ અન્યાચ્ય કર્મનું ફળ મળતું નથી. જેમ ધાન્ય સમય પ્રમાણે જ પાકે છે તેમ કર્મફળ પણ સમય પ્રમાણે જ મળે છે. (૧૯)

आमन्त्रये जनस्थाने कर्णिकारांश्च पुष्पितान् । क्षिप्रं रामाय शंसध्वं सीतां हरति रावणः ॥२०॥

આ જનસ્થાનમાં ઊગેલા કર્ણિકાર પુષ્પોને કહું છું કે તમે તરતજ રામને કહી દો કે સીતાને રાવણ લયી જાય છે. (૨૦)

हंससारससङ्घुष्टां वन्दे गोदावरीं नदीम् । क्षिप्रं रामाय शंस त्वं सीतां हरति रावणः ॥२१॥

હંસ અને સારસ જેમાં શબ્દ કરી રહ્યા છે આવી ગોદાવરી નદીને હું પ્રણામ કરું છું. તમે શીઘ્રજ રામને કહો કે સીતાને રાવણ લયી જાય છે. (૨૧)

दैवतानि च यान्यस्मिन् वने विविधपादपे । नमस्करोम्यहं तेभ्यो भर्तुः शंसत मां हृताम् ॥२२॥

આ વનમાં જાતજાતના વૃક્ષો ઉપર જે દેવો રહે છે તેમને હું વંદન કરું છું. તમે રામને કહેશો કે સીતાને રાવણ હરણ કરીને લયી ગયો છે. (૨૨)

यानि कानिचिदप्यत्र सत्त्वानि विविधानि च । सर्वाणि शरणं यामि मृगपक्षिगणानि वै ॥२३॥

આ અરણ્યમાં જે કોયી રહેતા હોય ભલે તે પશુ પક્ષી જ હોય બધાંની શરણે હું છું (૨૩)

ह्रियमाणां प्रियां भर्तुः प्राणेभ्योपि गरीयसीम् । विवशा ते हृता सीता रावणेनेति शंसत ॥२४॥

તમે બધાં રામને કહેશો કે તમારી પ્રાણો કરતાં પણ વધારે પ્રિય સીતાને રાવણ લયી ગયો છે. (૨૪)

विदित्वा तु महाबाहुरमुत्रापि महाबलः । आनेष्यति पराक्रम्य वैवस्वतहृतामपि ॥२५॥

રામ જ્યારે જાણશે ત્યારે વૈવસ્વત પણ જો મને લયી ગયો હોય તો પરાક્રમ કરીને મને લયી આવશે. (૨૫)

सा तदा करुणा वाचो विलपन्ती सुदुःखिता । वनस्पतिगतं गृध्रं ददर्शायतलोचना ॥२६॥

આ રીતે રડતાં સીતાની આંખો વૃક્ષ ઉપર બેઠેલા જટાયુ ઉપર પડી. (૨૬)

सा तमुद्वीक्ष्य सुश्रोणी रावणस्य वशंगता । समाक्रन्दद् भयपरा दुःखोपहतया गिरा ॥२७॥

જટાયુને જોયીને રાવણના અધીન રહેલાં સીતા દુઃખપૂર્ણ વાણીથી બોલ્યા. (૨૭)

जटायो पश्य मामार्य ह्रियमाणामनाथवत् । अनेन राक्षसेन्द्रेणाकरुणं पापकर्मणा ॥२८॥

જટાયુ, જુવો, આ પાપી મને અનાથની જેમ ઉપાડીને લયી જાય છે. (૨૮)

नैष वारयितुं शक्यस्त्वया क्रूरो निशाचरः । सत्ववाञ्जितकाशी च सायुधश्चैव दुर्मतिः ॥२९॥

આ રાવણ વધારે બળશાળી છે. આયુધ આના હાથમાં છે. તેથી તમારાથી આ રોકી શકાય નહિ. (૨૯)

रामाय तु यथातत्त्वं जटायो हरणं मम । लक्ष्मणाय च तत् सर्वमाख्यातव्यमशेषतः ॥३०॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे एकोनपञ्चाशः सर्गः ॥४९॥

તમે તો રામ અને લક્ષ્મણને કહેશો કે સીતાને રાવણ હરીને લયી ગયો છે. (૩૦)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકોનપંચાશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चाशः सर्गः

तं शब्दमवसुप्तस्तु जटायुरथ शुश्रुवे । निरैक्षद् रावणं क्षिप्रं वैदेहीं च ददर्श सः ॥१॥
કોયી કારણથી ઉંઘી ગયેલા જટાયુયે તે શબ્દ સાંભળ્યો અને રાવણને જોયોને સીતાને જોયાં.

ततः पर्वतशृङ्गाभस्तीक्ष्णतुण्डः खगोत्तमः । वनस्पतिगतः श्रीमान् व्याजहार शुभां गिरम् ॥२॥
ત્યારે પર્વતની જેમ શરીરવાળા અને તીક્ષ્ણ ચાંચવાળા, વૃક્ષ ઉપર રહેલા જટાયુયે શાંતિથી કહ્યું.

दशग्रीव स्थितो धर्मे पुराणे सत्यसंश्रयः । लोकानां च हिते युक्तो रामो दशरथात्मजः ॥३॥
હે રાવણ, સનાતનધર્મનું પાલન કરનારા, સત્યનિષ્ઠ, દશરથકુમાર રામ લોકોના કલ્યાણમાં લાગી રહેલા છે. (૩)

तस्यैषा लोकनाथस्य धर्मपत्नी यशस्विनी । सीता नाम वरारोहा यां त्वं हर्तुमिहेच्छसि ॥४॥
તે જ લોકનાથ રામના પત્ની આ સીતા છે, જેમનું તું હરણ કરવાની ઇચ્છા રાખે છે. (૪)

रक्षणीया विशेषेण राजदारा महाबल । निवर्तय गतिं नीचां परदाराभिमर्शनात् ॥५॥
હે બલવાન્ રાવણ, રાજદારાની રક્ષા તો સૌયે વિશેષરૂપે કરવી જોયિયે. પરસ્ત્રીના સ્પર્શરૂપ કર્મથી તારી નીચબુદ્ધિને પૃથક્ કર. (૫)

न तत् समाचरेद् धीरो यत् परोस्य विगर्हयेत् । यथात्मनस्तथान्येषां दारा रक्ष्या विमर्शनात् ॥६॥
જેની બીજા લોકો નિંદા કરે, તે કર્મ કદી કરવું જોયિયે નહિ. જેમ પોતાની સ્ત્રીની રક્ષા કરાય છે તેમજ પરસ્ત્રીની રક્ષા પણ બુદ્ધિશાળિયોયે કરવી જોયિયે. (૬)

अर्थं वा यदि वा कामं शिष्टाः शास्त्रेष्वनागतम् । व्यवस्यन्त्यनु राजानं धर्मं पौलस्त्यनन्दन ॥७॥
શાસ્ત્રોમાં જેનો નિષેધ કરવામાં ન આવ્યો હોય આવા પણ ત્યજવા યોગ્ય ધર્મ, અર્થ, કામને, હે રાવણ, શિષ્ટ રાજાવો કરતા નથી (૭)

राजा धर्मश्च कामश्च द्रव्याणां चोत्तमो निधिः । धर्मः शुभं वा पापं वा राजमूलं प्रवर्तते ॥८॥
રાજા ધર્મ, અર્થ અને કામનો ઉત્તમ નિધિ હોય છે. ધર્મ અથવા પાપકર્મ રાજાના આશ્રયે જ ફૂલેફાલે છે. (૮)

पापस्वभावश्चपलः कथं त्वं रक्षसां वर । ऐश्वर्यमभिसम्प्राप्तो विमानमिव दुष्कृती ॥९॥
પાપાત્માને જેમ સ્વર્ગનું વિમાન મળે, તેવી રીતે તારા જેવા પાપી અને ચંચળ ને આ ઐશ્વર્ય કેવી રીતે પ્રાપ્ત થયી ગયું ? (૯)

कामस्वभावो यः सोसौ न शक्यस्तं प्रमार्जितुम् । नहि दुष्टात्मनामार्यमावसत्यालये चिरम् ॥१०॥
વસ્તુતઃ જેનો જે સ્વભાવ હોય છે તે ટાળી શકાતો નથી. દુષ્ટાત્માવોની પાસે કદી પણ આર્યત્વ રહી શકતું નથી. (૧૦)

विषये वा पुरे वा ते यदा रामो महाबलः । नापराध्यति धर्मात्मा कथं तस्यापराध्यसि ॥११॥
જ્યારે ધર્માત્મા રામ તારા દેશમાં કે તારા નગરમાં કશું બગાડતા નથી તો તું શા માટે એમનું બગાડે છે ? (૧૧)

यदि शूर्पणखाहेतोर्जनस्थानगतः खरः । अतिवृत्तो हतः पूर्वं रामेणाक्लिष्टकर्मणा ॥१२॥

શૂર્પણખાને લીધે અહિં જનસ્થાનમાં રહેનાર ખરને રામે મારી નાખ્યો તે તો, તે અનુચિત આચરણવાળો હતો તેથી તે હણાયો, રામ તો કિલષ્ટકર્મા નથી—અનુચિત કર્મ કરનારા નથી. (૧૨)

अत्र ब्रूहि यथातत्त्वं को रामस्य व्यतिक्रमः । यस्य त्वं लोकनाथस्य हृत्वा भार्यां गमिष्यसि ॥१३॥

તું જ કહે કે અહિં રામનો શો દોષ છે ? જેથી કે તું લોકોના નાથ જેવા તેમના પત્નીનું હરણ કરીને લયી જાય છે. (૧૩)

क्षिप्रं विसृज वैदेहीं मा त्वा घोरेण चक्षुषा । दहेद् दहनभूतेन वृत्रमिन्द्राशनिर्यथा ॥१४॥

ઇન્દ્રે વજ્રથી વૃત્રનો વધ કર્યો તેમજ રામ તારો નાશ જ્યાંસુધી ઘોર ક્રોધાગ્નિથી કરતા નથી ત્યાંસુધી, તું સીતાને તરત જ મૂકી દે. (૧૪)

सर्पमाशीविषं बद्ध्वा वस्त्रान्ते नावबुध्यसे । ग्रीवायां प्रतिमुक्तं च कालपाशं न पश्यसि ॥१५॥

તેં તારા વસ્ત્રને છેડે સર્પને બાંધ્યો છે, અથવા તારા કંઠમાં કાલપાશ પડ્યો છે, તે તું જાણતો નથી (૧૫)

स भारः सौम्य भर्तव्यो यो नरं नावसादयेत् । तदन्नमपि भोक्तव्यं जीर्यते यदनामयम् ॥१६॥

ભાયી રાવણ, જે ઉપાડી શકાય તે જ ભાર ઉપાડવો જોયિયે અને તે જ ભોજન કરવું જોયિયે જે પચી શકે અને નિર્દોષ હોય (૧૬)

यत् कृत्वा न भवेद् धर्मो न कीर्तिर्न यशो ध्रुवम् । शरीरस्य भवेत् खेदः कस्तत् कर्म समाचरेत् ॥

જે કામ કરવાથી જગતમાં ન ધર્મ હોય, ન કીર્તિ હોય ન પારલૌકિક સુખ હોય, કેવળ શરીરને કષ્ટ હોય, આવું કર્મ કોણ બુદ્ધિશાળી કરશે ? (૧૭)

षष्टिवर्षसहस्राणि जातस्य मम रावण । पितृपैतामहं राज्यं यथावदनुतिष्ठतः ॥१८॥

હે રાવણ, મારા બાપદાદાનું રાજ્ય નભાવતાં મારા કેટલાંય વર્ષો વીતી ગયાં....(૧૮)

वृद्धोऽहं त्वं युवा धन्वी सरथः कवची शरी । न चाप्यादाय कुशली वैदेहीं मे गमिष्यसि ॥१९॥

જો કે હું વૃદ્ધ છું, તું યુવાન છે, તારી પાસે રથ છે, કવચ છે અને ધનુષ-બાણ છે. તો પણ તું સીતાને લયીને કુશળપૂર્વક નહિ જ જયિશ. (૧૮)

न शक्तस्त्वं बलाद्धर्तुं वैदेहीं मम पश्यतः । हेतुभिर्न्यायसंयुक्तैर्ध्रुवां वेदश्रुतीमिव ॥२०॥

ન્યાયયુક્ત હેતુવોથી દઢ કરાયેલા વેદશ્રુતિની જેમ, મારા જોતાં, બલથી સીતાને લયી જવામાં તું સમર્થ થયિશ નહિ. (૨૦)

युध्यस्व यदि शूरोसि मुहूर्तं तिष्ठ रावण । शयिष्यसे हतो भूमौ यथा पूर्वं खरस्तथा ॥२१॥

જો તારામાં બલ હોય તો થોડી વાર તો તું મારી સાથે યુદ્ધ કર, જેવી રીતે હણાયેલો ખર પૃથિવીમાં સુયી ગયો તેમ જ તું પણ ભૂમિશયન કરીશ. (૨૧)

असकृत्संयुगे येन निहता दैत्यदानवाः । न चिराच्चीरवासास्त्वां रामो युधि वधिष्यति ॥२२॥

જે રામે યુદ્ધમાં ઘણીયેવાર દૈત્યો અને દાનવોનો વધ કર્યો છે. તે ચીરધારી રામ યુદ્ધમાં તારો વધ કરવામાં વાર નહિ કરશે. (૨૨)

किं नु शक्यं मया कर्तुं गतौ दूरं नृपात्मजौ । क्षिप्रं त्वं नश्यसे नीच तयोर्भीतो न संशयः ॥२३॥

હું શું કરું ? બન્ને રાજકુમારો અહિં નથી, દૂર છે. પણ આમાં સંશય નથી કે તું તેમનાથી ભય પામીશ અને નષ્ટ થયી જયિશ. (૨૩)

नहि मे जीवमानस्य नयिष्यसि शुभामिमाम् । सीतां कमलपत्राक्षीं रामस्य महिषीं प्रियाम् ॥२४॥
અને જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી રામની આ નિર્દોષ સીતાને તું લયી જયી શકીશ નહિ (૨૪)

अवश्यं तु मया कार्यं प्रियं तस्य महात्मनः । जीवितेनापि रामस्य तथा दशरथस्य च ॥२५॥
પણ જ્યાં સુધી હું જીવિત છું ત્યાં સુધી દશરથનું અને મહાત્મા રામનું પ્રિય કાર્ય મારે કરવું જ જોયિયે. (૨૫)

तिष्ठ तिष्ठ दशग्रीव मुहूर्तं पश्य रावण । युद्धातिथ्यं प्रदास्यामि यथाप्राणं निशाचर ॥२६॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे पञ्चाशः सर्गः ॥५०॥

રાવણ, થોડી વાર ઉભો રહે. જ્યાં સુધી મારામાં પ્રાણ રહેશે ત્યાંસુધી હું તારી સાથે યુદ્ધ કરિશ જ. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચાશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकपञ्चाशः सर्गः

—★—

इत्युक्तः क्रोधताम्राक्षस्तप्तकाञ्चनकुण्डलः । राक्षसेन्द्रोऽभिदुद्राव पतगेन्द्रममर्षणः ॥१॥
જટાયુનું વચન સાંભળી ક્રોધથી રાતી આંખોવાળો, રાવણ જટાયુની ઓર દોડયો. (૧)

तद् बभूवाद्भुतं युद्धं गृध्रराक्षसयोस्तदा । सपक्षयोर्माल्यवतोर्महापर्वतयोरिव ॥२॥
દંડકારણ્યના અને કિષ્કિન્ધા પાસેના જાણે માલ્યવાન્ નામવાલા બે પર્વતો જ ન હોય તેમ રાવણ અને જટાયુમાં તે અદ્ભુત યુદ્ધ થવા લાગ્યું. (૨)

ततो नालीकनाराचैस्तीक्ष्णाग्रैश्च विकर्णिभिः । अभ्यवर्षन्महाघोरैर्गृध्रराजं महाबलम् ॥३॥
ત્યારે રાવણ તીક્ષ્ણ અગ્રભાગવાળા નાલીક, નારાચ, વિકર્ણ નામવાળા અસ્ત્રો જટાયુ ઉપર વરસાવવા લાગ્યો. (૩)

स तानि शरजालानि गृध्रः पत्ररथेश्वरः । जटायुः प्रतिजग्राह रावणास्त्राणि संयुगे ॥४॥
તે યુદ્ધમાં જટાયુયે તે બધાં અસ્ત્રો શસ્ત્રોને પકડી લીધાં. (૪)

तस्य तीक्ष्णनखाभ्यां तु चरणाभ्यां महाबलः । चकार बहुधा गात्रे व्रणान् पतगसत्तमः ॥५॥
અને જટાયુયે રાવણના શરીરમાં પોતાના તીક્ષ્ણ નખોવાળા પગોથી ઘણાંય ઘા કર્યા. (૫)

अथ क्रोधाद् दशग्रीवो जग्राह दश मार्गणान् । मृत्युदण्डनिभान् घोराञ्शत्रोर्निधनकाङ्क्षया ॥६॥
અને ત્યારે રાવણે ક્રોધ કરીને, જટાયુને મારવા માટે યમદંડ જેવા દશ બાણ હાથમાં લીધા. (૬)

स तैर्बाणैर्महावीर्यः पूर्णमुक्तैरजिह्मगैः । बिभेद निशितैस्तीक्ष्णैर्गृध्रं घोरैः शिलीमुखैः ॥७॥
તે તીક્ષ્ણ અને બળથી છોડેલા બાણોથી રાવણે જટાયુને ફાડી નાખેલ. (૭)

स राक्षसरथे पश्यञ्जानकीं बाष्पलोचनाम् । अचिन्तयित्वा बाणांस्तान् राक्षसं समभिद्रवत् ॥८॥
છતાં, રાવણના રથમાં સીતાને રડતાં જોયીને, તે બાણોની ચિંતા કર્યા વિના જ જટાયુયે રાવણ ઉપર આક્રમણ કર્યું. (૮)

ततोस्य सशरं चापं मुक्तामणिविभूषितम् । चरणाभ्यां महातेजा बभञ्ज पतगोत्तमः ॥९॥
મુક્તા, મણિથી શણગારેલ રાવણના ધનુષ્-બાણને મહાતેજસ્વી જટાયુયે પગથી તોડી નાખેલ. (૯)

ततोन्यद् धनुरादाय रावणः क्रोधमूर्छितः । ववर्ष शरवर्षाणि शतशोथ सहस्रशः ॥१०॥
ત્યારે વધારે ક્રુદ્ધ થયેલો રાવણ બીજું ધનુષ્ લયીને સેંકડો અને સહસ્રો બાણોનો વરસાદ કરવા લાગ્યો. (૧૦)

स तानि शरजालानि पक्षाभ्यां तु विधूय ह । चरणाभ्यां महातेजा बभञ्जास्य महद् धनुः ॥११॥
જટાયુયે તે બાણોને પોતાની પાંખોથી નષ્ટ કરીને, તેના ધનુષ્‌ને પણ પગથી તોડી નાખેલું. (૧૧)

तच्चाग्निसदृशं दीप्तं रावणस्य शरावरम् । पक्षाभ्यां च महातेजा व्यधुनोत् पतगेश्वरः ॥१२॥
પછી જટાયુયે અગ્નિસમાન ઝળકાટ મારતા તેના કવચને પણ પાંખોથી તોડી નાખ્યું. (૧૨)

काञ्चनोरश्छदान् दिव्यान् पिशाचवदनान् खरान् । तांश्चास्य जवसम्पन्नाञ्जघान समरे बली ॥
જેના છાતીના ભાગો સોનાથી ઢંકાયેલા હતા, અને જેમના મુખ પિશાચ જેવાં હતાં, તેવા વેગવાન્ રાવણના રથના ગધેડાવોને પણ સમરમાં જટાયુયે મારી નાખ્યા. (૧૩)

अथ त्रिवेणुसम्पन्नं कामगं पावकार्चिषम् । मणिसोपानचित्राङ्गं बभञ्ज च महारथम् ॥१४॥
અને યુગંધરયુક્ત, મણિસોપાનથી યુક્ત, પરમ તેજસ્વી રાવણના મહારથને પણ જટાયુયે તોડી પાડેલ. (૧૪)

पूर्णचन्द्रप्रतीकाशं छत्रं च व्यजनैः सह । पातयामास वेगेन ग्राहिभी राक्षसैः सह ॥१५॥
પૂર્ણચંદ્ર જેવા ધવલ છત્રને, અને તેના પકડનારા રાક્ષસોને પણ વેગથી જટાયુયે પાડી દીધાં. (૧૫)

सारथेश्चास्य वेगेन तुण्डेन च महच्छिरः । पुनर्व्यपहनच्छ्रीमान् पक्षिराजो महाबलः ॥१६॥
જટાયુયે પછીથી રાવણના સારથિના મસ્તકને પણ વેગથી ચાંચ મારીને તોડી નાંખ્યું. (૧૬)

स भग्नधन्वा विरथो हताश्वो हतसारथिः । अङ्केनादाय वैदेहीं पपात भुवि रावणः ॥१७॥
રાવણનું ધનુષ્ ભાંગી ગયેલું, રથ પણ તૂટી ગયેલો, અશ્વ અને સારથિ પણ હણાયી ગયેલા, ત્યારે રાવણ પોતે સીતાને ખોળામાં લયીને ભૂમિ ઉપર પડ્યો. (૧૭)

दृष्ट्वा निपतितं भूमौ रावणं भग्नवाहनम् । साधु साध्विति भूतानि गृध्रराजमपूजयन् ॥१८॥
જ્યારે લોકોયે જોયું કે રાવણ ભૂમિ ઉપર પડ્યો છે અને તેનો રથ પણ તૂટી ગયેલો છે ત્યારે લોકો જટાયુને ધન્યવાદ આપવા લાગ્યા. (૧૮)

परिश्रान्तं तु तं दृष्ट्वा जरया पक्षियूथपम् । उत्पात पुनर्हृष्टो मैथिलीं गृह्य रावणः ॥१९॥
જ્યારે રાવણે જોયું કે ઘડપણને લીધે જટાયુ થકી ગયો છે, તો પ્રસન્ન થયીને, સીતાને લયીને ફરી તે ઉપડયો. (૧૯)

तं प्रहृष्टं निधायाङ्के रावणं जनकात्मजाम् । गच्छन्तं खड्गशेषं च प्रणष्टहतसाधनम् ॥२०॥
જટાયુયે જ્યારે જોયું કે રાવણની પાસે ઘા કરવાના બધાં સાધનોમાંથી કેવળ તલવાર જ રહી ગયી છે......(૨૦)

गृध्रराजः समुत्पत्य रावणं समभिद्रवत् । समावार्य महातेजा जटायुरिदमब्रवीत् ॥२१॥
ત્યારે તેવો ઉછળીને રાવણની પાસે પહોંચી ગયા અને તેને, ઘેરો ઘાલીને કહ્યું. (૨૧)

वज्रसंस्पर्शबाणस्य भार्यां रामस्य रावण । अल्पबुद्धे हरस्येनां वधाय खलु रक्षसाम् ॥२२॥
હે રાવણ વજ્ર જેવા બાણોને ધારણ કરનારા રામની આ પત્નીનું, મૂર્ખ, તું હરણ કરે છે તેનું પરિણામ બધાય રાક્ષસોનો વધ જ છે. (૨૨)

समित्रबन्धुः सामात्यः सबलः सपरिच्छदः । विषपानं पिबस्येतत् पिपासित इवोदकम् ॥२३॥
તારા મિત્રો, સગાં સંબંધિયો, મન્ત્રિયો, બીજી સાધન-સામગ્રી સાથે, જેમ તરસેલો માણસ પાણી પિવે, તેમ તું વિષપાન કરી રહ્યો છે. (૨૩)

अनुबन्धमजानन्तः कर्मणामविचक्षणाः । शीघ्रमेव विनश्यन्ति यथा त्वं विनशिष्यसि ॥२४॥
જે લોકો કર્મોનાં પરિણામોને જાણતા નથી તોપણ કર્મ કરે છે અને શીઘ્ર જ નાશ પામે છે, તેમ તું પણ નાશ પામીશ. (૨૪)

बद्धस्त्वं कालपाशेन क्व गतस्तस्य मोक्ष्यसे । वधाय बडिशं गृह्य सामिषं जलजो यथा ॥२५॥
તું કાલના પાશથી હવે બંધાયેલો છું. કયાં જયીને તેમાંથી મુક્તિ મેળવીશ ? જેમ માછળી આમિષ સાથે બડિશને પકડી, મરે છે, તેમજ તારી દશા થશે. (૨૪)

नहि जातु दुराधर्षौ काकुत्स्थौ तव रावण । धर्षणं चाश्रमस्यास्य क्षमिष्येते तु राघवौ ॥२६॥
હે રાવણ, કોયીથી પણ પરાજિત નહિ થનારા રામ અને લક્ષ્મણ પોતાના આશ્રમના આ ભયંકર બનાવને-અપમાનને ક્ષમા કરશે નહિ. (૨૬)

यथा त्वया कृतं कर्म भीरुणा लोकगर्हितम् । तस्कराचरितो मार्गो नैष वीरनिषेवितः ॥२७॥
રાવણ તું તો બીકણ છું. તેં લોકનિંદિત કર્મ કર્યું છે. આ માર્ગ તો ચોરનો જ છે. વીરનો નહિ. (૨૭)

युद्ध्यस्व यदि शूरोसि मुहूर्तं तिष्ठ रावण । शयिष्यसे हतो भूमौ यथा भ्राता खरस्तथा ॥२८॥
જો તું શૂર હોય તો યુદ્ધ કર. તું એક ક્ષણ ઉભો રહે. અને તું પણ તારા ભાયી ખરની પેઠે ભૂમિશયન કરીશ. (૨૮)

परेतकाले पुरुषो यत् कर्म प्रतिपद्यते । विनाशायात्मनोधर्म्यं प्रतिपन्नोसि कर्म तत् ॥२९॥
મૃત્યુના સમયે માણસ જે કર્મ કરે છે, તે તેનું ફળ મેળવે છે. તું પણ તારા નાશ માટે તેવી જ રીતે, તેવું જ કર્મ કરી રહ્યો છું. (૨૯)

पापानुबन्धो वै यस्य कर्मणः को नु तत् पुमान् । कुर्वीत लोकाधिपतिः स्वयंभूर्भगवानपि ॥३०॥
જે કર્મનું જે ફળ હોય છે તે કર્મ કરીને, લોકોના સ્વામી સ્વયંભુ ભગવાન્ પણ, ફળ ભોગવ્યા વિના બચી શકતા નથી. (૩૦)

एवमुक्त्वा शुभं वाक्यं जटायुस्तस्य रक्षसः । निपपात भृशं पृष्ठे दशग्रीवस्य वीर्यवान् ॥३१॥
આમ ઉપદેશ આપીને જટાયુ રાવણની પીઠ ઉપર પડયો. એટલે તેણે આક્રમણ કર્યું. (૩૧)

तं गृहीत्वा नखैस्तीक्ष्णैर्विददार समन्ततः । अधिरूढो गजारोहो यथा स्याद् दुष्टवारणम् ॥३२॥

જેમ હાથી ઉપર ચઢેલો મહાવત દુષ્ટ હાથીને દંડ આપે છે, તેમ જટાયુ પોતાના તીક્ષ્ણ નખોથી, રાવણને પકડીને તેની પીઠ ફાડી નાખી. (૩૨)

विददार नखैरस्य तुण्डं पृष्ठे समर्पयन् । केशांश्चोत्पाटयामास नखपक्षमुखायुधः ॥३३॥

તેની પીઠ ઉપર ચાંચ મારીને પીઠ ફાડી નાખી અને નખ, પક્ષ, મુખ, એજ જેના આયુધ હતાં તે જટાયુયે તેના બાળો પણ ઉખેડી નાખ્યા. (૩૩)

स तथा गृध्रराजेन क्लिश्यमानो मुहुर्मुहुः । अमर्षस्फुरितोष्ठः सन् प्राकम्पत च राक्षसः ॥३४॥

જટાયુથી ફરી ફરીથી આ રીતે પજવાતા રાવણનો ઓષ્ઠ ક્રોધથી ફડફડવા લાગ્યા અને પોતે ધ્રૂજવા લાગ્યો. (૩૪)

सम्परिष्वज्य वैदेहीं वामेनाङ्केन रावणः । तलेनाभिजघानार्तो जटायुं क्रोधमूर्च्छितः ॥३५॥

સીતાને વામ ખોળામાં લયીને, ક્રોધથી ગાંડા બનેલા તે રાવણે હાથના તળિયાથી જટાયુ ઉપર પ્રહાર કર્યો. (૩૫)

ततः क्रोधाद् दशग्रीवः सीतामुत्सृज्य वीर्यवान् । मुष्टिभ्यां चरणाभ्यां च गृध्रराजमपोथयत् ॥३६॥

ત્યારે ક્રોધે ભરાયેલો રાવણ સીતાને મૂકીને, જટાયુને મુઠ્ઠીથી અને પગથી મારવા લાગ્યો.

ततो मुहूर्तं सङ्ग्रामो बभूवातुलवीर्ययोः । राक्षसानां च मुख्यस्य पक्षिणां प्रवरस्य च ॥३७॥

ત્યાર પછી થોડીવારસુધી અતુલબલશાળી જટાયુનું અને રાવણ સાથે યુદ્ધ થતું રહ્યું. (૩૭)

तस्य व्यायच्छमानस्य रामस्यार्थे स रावणः । पक्षौ पादौ च पार्श्वौ च खड्गमुद्धृत्य सोच्छिनत् ॥

રામના માટે પરાક્રમ કરનાર જટાયુના બન્ને પાંખોને બન્ને પગોને અને બન્ને પડખાંને રાવણે તલવારથી કાપી નાખ્યાં. (૩૮)

स च्छिन्नपक्षः सहसा रक्षसा रौद्रकर्मणा । निपपात महागृध्रो धरण्यामल्पजीवितः ॥३९॥

કપાયેલ પાંખોવાળા અલ્પજીવી જટાયુ પૃથિવી ઉપર પડી ગયો. (૩૯)

तं दृष्ट्वा पतितं भूमौ क्षतजार्द्रं जटायुषम् । अभ्यधावत वैदेही स्वबन्धुमिव दुःखिता ॥४०॥

લોહીથી ભરેલ તે જટાયુને ભૂમિપર પડેલા જોયીને, જેમ પોતાનો બંધુ જ ન હોય, તેમ માની સીતા તેની પાસે દોડી ગયાં. (૪૦)

तं नीलजीमूतनिकाशकल्पं सुपाण्डुरोरस्कमुदारवीर्यम् ।
ददर्श लङ्काधिपतिः पृथिव्यां जटायुषं शान्तमिवाग्निदावम् ॥४१॥

નીલમેઘ જેવો, પાંડુર છાતીવાળો, મહાબલવાન્ તે જટાયુને, શાંત વનાગ્નિ સમાન, રાવણે જોયો.

ततस्तु तं पत्ररथं महीतले निपातितं रावणवेगमर्दितम् ।
पुनश्च सङ्गृह्य शशिप्रभानना रुरोद सीता जनकात्मजा तदा ॥४२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे एकपञ्चाशः सर्गः ॥५१॥

ત્યારે રાવણના પ્રહારથી નાશ પામેલા અને પૃથિવી પર પડી ગયેલા તે જટાયુને સીતા ખોળામાં લયીને રડવા લાગ્યાં. (૪૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકપંચાશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्विपञ्चाशः सर्गः

——*——

ताराधिपमुखी सा तु गृध्रराजं निरीक्ष्य तम् । रावणेन विनिहतं विललाप सुदुःखिता ॥१॥

ચંદ્રમુખી તે સીતા રાવણથી હણાયેલા જટાયુને જોયીને વધારે દુઃખિત થયીને વિલાપ કરવા લાગ્યાં (૧)

निमित्तं लक्षणं स्वप्नं शकुनिस्वरदर्शनम् । अवश्यं सुखदुःखेषु नराणां परिदृश्यते ॥२॥

નિમિત્ત, લક્ષણ, સ્વપ્ન, પક્ષિયોનો સ્વર જોયીને, સાંભળીને, મનુષ્યને, સુખ કે દુઃખનું જ્ઞાન થાય છે. (૨)

नूनं राम न जानासि महद्व्यसनमात्मनः । धावन्ति नन्नु काकुत्स्थ मदर्थं मृगपक्षिणः ॥३॥

મારાં દુઃખને જણાવવા માટે પશુ પક્ષિયો રામની પાસે દોડીને જાય છે, છતાં વસ્તુતઃ રામ મારી ઉપર આવી પડેલ ભારે વિપત્તિને જાણુતા નથી, (૩)

अयं हि कृपया राम मां त्रातुमिह सङ्गतः । शेते विनिहतो भूमौ ममाभाग्याद् विहङ्गमः ॥४॥

હે રામ, આ જટાયુ મારા ઉપર દયા ખાયી મારી રક્ષા માટે આવ્યો, તે પણ મારા અભાગ્યને લીધે આ ભૂમિ ઉપર મરેલો પડ્યો છે. (૪)

त्राहि मामद्य काकुत्स्थ लक्ष्मणेति वराङ्गना । सुसन्त्रस्ता समाक्रन्दच्छृण्वतां तु यथान्तिके ॥५॥

સાંભળનારા પાસે જ ન હોય, એમ જાણીને વનમાં અત્યંત ભયાતુર સીતા, હા રામ, હા લક્ષ્મણ એમ બોલીને રડતાં હતાં. (૫)

तां क्लिष्टमाल्याभरणां विलपन्तीमनाथवत् । अभ्यधावत वैदेहीं रावणो राक्षसाधिपः ॥६॥

જેનાં માલા અને આભૂષણ વિખેરાયી ગયા હતાં અને જે અનાથની જેમ રડતાં હતાં, રાવણ વધારે તેમની–સીતાની પાસે આવી ગયો. (૬)

तां लतामिव वेष्टन्तीमालिङ्गन्तीं महाद्रुमान् । मुञ्च मुञ्चेति बहुशः प्राप तां राक्षसाधिपः ॥७॥

મોટા મોટા વૃક્ષોને પામીને સીતા, લતાની જેમ તેમને ચોંટી પડતાં ત્યારે મૂકી દે, મૂકી દે આમ બોલતો રાવણ વધારે તેમની પાસે આવી જતો (૭)

क्रोशन्तीं राम रामेति रामेण रहितां वने । जीवितान्ताय केशेषु जग्राहान्तकसन्निभः ॥८॥

રામ પાસે ન હતા તેથી રાવણે, રામરામ બોલતાં તે સીતાના વાલ પકડી લીધા; કેમકે તેના જીવનનો અંત આવી ગયો હતો. (૮)

जगत् सर्वममर्यादं तमसान्धेन संवृतम् । न वाति मारुतस्तत्र निष्प्रभोभूद् दिवाकरः ॥९॥

આખું જગત્ ઘોર અંધકારથી ઢંકાયી ગયું હતું અને જગત્માં કોયી મર્યાદા રહી ગયી ન હતી.

स तु तां राम रामेति रुदतीं लक्ष्मणेति च । जगामादाय चाकाशं रावणो राक्षसेश्वरः ॥१०॥

સીતા તો રામરામ કરતાં જ રહ્યાં અને તે રાક્ષસ તેમને લયીને આકાશમાં ગયો. (૧૦)

उत्तमाङ्गच्युता तस्याः पुष्पवृष्टिः समन्ततः । सीताया ह्रियमाणायाः पपात धरणीतले ॥११॥

સીતાને જ્યારે રાવણ લયી જતો હતો તે સમયે તેમના વાલમાંથી ખરી પડેલાં પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. (૧૧)

चरणान्नूपुरं भ्रष्टं वैदेह्या रत्नभूषितम् । विद्युन्मण्डलसङ्काशं पपात धरणीतले ॥१२॥

વિજળીની પેઠે પ્રકાશિત અને રત્નભૂષિત નૂપુર સીતાના પગમાંથી ભૂમિ ઉપર પડી ગયાં (૧૨)

तां महोल्कामिवाकाशे दीप्यमानां स्वतेजसा । जहाराकाशमाविश्य सीतां वैश्रवणानुजः ॥१३॥

રાવણ જ્યારે સીતાને આકાશમાંથી લયી જતો હતો ત્યારે સીતા પોતાના તેજથી એમ લાગતાં હતાં જેમ મોટી ઉલ્કા જ ન હોય. (૧૩)

ह्रियमाणां तु वैदेहीं दृष्ट्वा दीनो दिवाकरः । प्रविध्वस्तप्रभः श्रीमानासीत् पाण्डुरमण्डलः ॥१४॥

રાવણ સીતાને, હરણ કરીને લયી જાય છે, તેમ જોયીને સૂર્યનો પ્રકાશ મંદ પડી ગયો હતો અને આખું સૂર્યમંડળ ફીકું પડી ગયું હતું. (૧૪)

नास्ति धर्मः कुतः सत्यं नार्जवं नानृशंसता । यत्र रामस्य वैदेहीं सीतां हरति रावणः ॥१५॥

જ્યારે રાવણ સીતાને હરણ કરીને લયી જાય છે ત્યારે કયાં રહ્યો ધર્મ ? કયાં રહ્યું સત્ય ? અને કયાં રહી અનૃશંસતા એટલે દયાળુતા ? (૧૫)

इति भूतानि सर्वाणि गणशः पर्यदेवयन् । वित्रस्तका दीनमुखा रुरुदुर्मृगपोतकाः ॥१६॥

સીતાનું અપહરણ જોયીને બધા પ્રાણિયો રડતાં હતાં. ભય પામીને દીનમુખવાળા મૃગનાં બચ્ચાવો પણ રડતાં હતાં (૧૬)

उद्वीक्ष्योद्वीक्ष्य नयनैर्भयादिव विलक्षणैः । सुप्रवेपितगात्राश्च बभूवुर्वनदेवताः ॥१७॥

વનદેવતાવો પણ અપહૃત સીતાને, રાવણના ભયથી શોભાહીન આંખોથી જોયીને, ધ્રુજી રહ્યાં હતાં, (૧૭)

विक्रोशन्तीं दृढं सीतां दृष्ट्वा दुःखं तथा गताम् । जहारात्मविनाशाय दशग्रीवो मनस्विनीम् ॥१८॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे द्विपञ्चाशः सर्गः ॥५२॥

આવી સ્થિતિમાં આવી પડેલાં અને ભારે રડારોડ કરતાં મનસ્વિની એટલે દૃઢ મનોભાવવાળી સીતાને, પોતાના નાશ માટે, રાવણ હરણ કરીને લયી જતો હતો. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વિપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ त्रिपञ्चाशः सर्गः

—*—

खमुत्पतन्तं तं दृष्ट्वा मैथिली जनकात्मजा । दुःखिता परमोद्विग्ना भये महति वर्तिनी ॥१॥

આકાશમાં ઉડતા તે રાવણને જોયીને, સીતા ભારે ઉદ્વિગ્ન અને દુઃખિત તેમજ ભયાતુર હતાં.

रोषरोदनताम्राक्षी भीमाक्षं राक्षसाधिपम् । रुदती करुणं सीता ह्रियमाणा तमब्रवीत् ॥२॥

ક્રોધથી તેમજ રડવાથી રાતી આંખોવાળા સીતાયે, ભયંકર આખોવાળા રાવણને કહ્યું કે...(૨)

न व्यपत्रपसे नीच कर्मणानेन रावण । ज्ञात्वा विरहितां यो मां चोरयित्वा पलायसे ॥३॥

મને એકલી જોયીને, મારું અપહરણ કરીને તું નાસે છે ? અરે નીચ તને આ કર્મથી લજ્જા થતી નથી ? (૩)

त्वयैव नूनं दुष्टात्मन भीरुणा हर्तुमिच्छता । ममापवाहितो भर्ता मृगरूपेण मायया ॥४॥
અરે દુષ્ટ, તું જ, મારું હરણ કરવાની ઇચ્છાથી, માયામૃગની પાછળ મારા પતિને દૂર લયી ગયો.

यो हि मामुद्यतस्त्रातुं सोप्ययं विनिपातितः । गृध्रराजः पुराणोसौ श्वशुरस्य सखा मम ॥५॥
અને મારી રક્ષા માટે જે જટાયુ ઉદ્યત થયા હતા અને જે મારા સસરાના મિત્ર હતા તેમને પણ તેં મારી નાખ્યા. (૫)

ईदृशं गर्हितं कर्म कथं कृत्वा न लज्जसे । स्त्रियाश्चाहरणं नीच रहिते च परस्य च ॥६॥
એકાંતમાં પારકી સ્ત્રીનું હરણ જેવું આ નીચ કર્મ કરીને તને લજ્જા કેમ નથી લાગતી ?(૬)

कथयिष्यन्ति लोकेषु पुरुषाः कर्म कुत्सितम् । सुनृशंसमधर्मिष्ठं तव शौटीर्यमानिनः ॥७॥
તું પોતાને કુશળ અને ચતુર માનતો હોયિશ પણ લોકો તને ક્રૂર અને પાપી જ કહેશે. (૭)

धिक् ते शौर्यं च सत्त्वं च यत्त्वया कथितं तदा । कुलाक्रोशकरं लोके धिक् ते चारित्रमीदृशम् ॥
તેં મારા આશ્રમમાં પોતાની શૂરતાની અને બલની વાત કરી હતી, તે તારા બલ ને, શૂરતાને ધિક્કાર છે. તેમજ કુલને કલંકિત કરનાર તારા આ ચારિત્રને પણ ધિક્કાર છે, (૮)

किं शक्यं कर्तुमेवं हि यज्जवेनैव धावसि । मुहूर्तमपि तिष्ठ त्वं न जीवन् प्रतियास्यसि ॥९॥
શું કરી શકાય ? કેમકે વેગથો તું દોડતો જ જાય છે. તું જો થોડી વાર પણ થોભે તો જીવતો જયી શકીશ નહિ. (૯)

नहि चक्षुःपथं प्राप्य तयोः पार्थिवपुत्रयोः । ससैन्योपि समर्थस्त्वं मुहूर्तमपि जीवितुम् ॥१०॥
તે બન્ને રાજકુમારો એટલે રામ અને લક્ષ્મણની દૃષ્ટિમાં જો તું આવી જાય તો ભલે તું સમર્થ હોય કે તારી સાથે સેના હોય, એક ક્ષણ પણ તું જીવિત રહી શકતો નથી. (૧૦)

न त्वं तयोः शरस्पर्शं सोढुं शक्तः कथंचन । वने प्रज्वलितस्येव स्पर्शमग्नेर्विहङ्गमः ॥११॥
જેમ વનમાં અગ્નિ સળગતો હોય તો પક્ષિયો તેનો સ્પર્શ કરી શકતા નથી તેમ તું, રામ અને લક્ષ્મણના બાણનો સ્પર્શ કોયી પણ રીતે સહન કરી શકતો નથી. (૧૧)

मत्प्रधर्षणसङ्क्रुद्धो भ्रात्रा सह पतिर्मम । विधास्यति विनाशाय त्वं मां यदि न मुञ्चसि ॥१२॥
તેં મારો તિરસ્કાર કર્યો છે તેથી ક્રુદ્ધ થયેલા મારા પતિ, પોતાના ભાયી સાથે તારો નાશ જ કરશે, જો તું મને નહિ મૂકે તો. (૧૨)

येन त्वं व्यवसायेन बलान्मां हर्तुमिच्छसि । व्यवसायस्तु ते नीच भविष्यति निरर्थकः ॥१३॥
અને તું જે ભ્રષ્ટ કારણથી બલાત્ મારું અપહરણ કરી રહ્યો છું, નીચ, તે તારો વ્યવસાય નિરર્થક જ થવાનો ? (૧૩)

नह्यहं तमपश्यन्ती भर्तारं विबुधोपमम् । उत्सहे शत्रुवशगा प्राणान् धारयितुं चिरम् ॥१४॥
દેવ જેવા મારા પતિને જોયા વિના હું વધારે સમયસુધી જીવિત રહી શકતી નથી. (૧૪)

मृत्युकाले यथा मर्त्यो विपरीतानि सेवते । मुमूर्षूणां तु सर्वेषां यत् पथ्यं तन्न रोचते ॥१५॥
મૃત્યુના સમયે માણસ વિપરીત જ વસ્તુનું સેવન કરે છે. મરવાની અણી ઉપર ઉભેલાને જે સારું હોય છે, તે ગમતું જ નથી. (૧૫)

पश्यामीह हि कण्ठे त्वां कालपाशावपाशितम् । यथा चास्मिन् भयस्थाने न बिभेषि निशाचर ॥

હું જોયી રહી છું કે તારા ગલામાં યમરાજનો પાશ પડેલો જ છે. તેથી જ તું ભયસ્થાનમાં પણ બીતો નથી. (૧૬)

**नहि त्वमीदृशं कृत्वा तस्यालीकं महात्मनः । धारितुं शक्ष्यसि चिरं विषं पीत्वेव निर्घृण ॥१७॥**

તે મહાત્માનું તું આવું નિંદિત કર્મ કરીને, જેમ કોયી વિષપાન કરીને જીવવાની ઇચ્છા રાખે તેમ તું જીવવાની ઇચ્છા રાખે છે. (૧૭)

**बद्धस्त्वं कालपाशेन दुर्निवारेण रावण । क्व गतो लप्स्यसे शर्म मम भर्तुर्महात्मनः ॥१८॥**

તું કાળના પાશથી બંધાયી ગયો છું. કોયી રીતે હવે તું તેનાથી બચી શકતો નથી. મારા મહાત્મા પતિનો અપરાધ કરીને, કયાં જયીને તું સુખી થયિશ ? (૧૮)

**निमेषान्तरमात्रेण विना भ्रातरमाहवे । राक्षसा निहता येन सहस्राणि चतुर्दश ॥१९॥**

ભાયીની સહાયતા વિના જ એકલા જે રામે ૧૪ સહસ્ર રાક્ષસોને ક્ષણભરમાં મારી નાખ્યા છે...(૧૯)

**कथं स राघवो वीरः सर्वास्त्रकुशलो बली । न त्वां हन्याच्छरैस्तीक्ष्णैरिष्टभार्यापहारिणम् ॥२०॥**

તે સર્વ અસ્ત્રશાસ્ત્રમાં કુશળ બળશાળી રામ, પોતાની ભાર્યાનું અપહરણ કરનાર તને, પોતાના તીક્ષ્ણ બાણોથી કેમ નહિ મારી નાખશે ? (૨૦)

**एतच्चान्यच्च परुषं वैदेही रावणाङ्कगा । भयशोकसमाविष्टा करुणं विललाप सा ॥२१॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे त्रिपञ्चाशः सर्गः ॥५३॥

રાવણના ખોળામાં રહેલી સીતા આમ અને બીજું પણ બોલીને ભય અને શોકથી કરુણ વિલાપ કરવા લાગ્યાં. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રિપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ चतुष्पञ्चाशः सर्गः

—*—

**ह्रियमाणा तु वैदेही कञ्चिन्नाथमपश्यती । ददर्श गिरिशृङ्गस्थान पञ्च वानरपुङ्गवान् ॥१॥**

રાવણ સીતાને ઉપાડીને લયી જતો હતો. કોયી બીજો રક્ષક હતો જ નહિ. એટલામાં તેમણે પર્વતના શિખર ઉપર પાંચ વાનરોને જોયા. (૧)

**तेषां मध्ये विशालाक्षी कौशेयं कनकप्रभम् । वस्त्रमुत्सृज्य तन्मध्ये निक्षिप्तं सहभूषणम् ॥२॥**

સીતાયે તેમની વચમાં સુંદર રેશમી વસ્ત્ર અને તેની વચમાં ઘરેડું મૂકીને ભૂમિ ઉપર નાખી દીધું. (૨)

**पिङ्गाक्षास्तां विशालाक्षीं नेत्रैरनिमिषैरिव । विक्रोशन्तीं तदा सीतां ददृशुर्वानरोत्तमाः ॥३॥**

પીળી આંખોવાળા વાનરોયે વિશાળ આંખોવાળી રડતી સીતાને જોયાં. (૩)

**स च पम्पामतिक्रम्य लङ्कामभिमुखः पुरीम् । जगाम मैथिलीं गृह्य रुदतीं राक्षसेश्वरः ॥४॥**

રાવણ પંપાસરોવરને ઓળંગીને, રડતી સીતાને લયીને લંકા નગરીની ઓર ચાલ્યો. (૪)

**तां जहार सुसंहृष्टो रावणो मृत्युमात्मनः । उत्सङ्गेनैव भुजगीं तीक्ष्णदंष्ट्रां महाविषाम् ॥५॥**

રાવણ પ્રસન્ન થયીને સીતાને નથી લયી ગયો, તે લયી ગયો છે પોતાના મૃત્યુને. તે પોતાના ખોળામાં તીક્ષ્ણ દાંતોવાળી, મહાવિષધર સર્પિણીને લયી ગયો છે. (૫)

**वनानि सरितः शैलान् सरांसि च विहायसा । स क्षिप्रं समतीयाय शरश्चापादिव च्युतः ॥६॥**

ધનુષ્યમાંથી છૂટેલા બાણની જેમ, રાવણ વનો, નદિયો, પર્વતો, તળાવોને, આકાશમાર્ગથી ઓળંગી ગયો. (૬)

**सम्भ्रमात् परिवृत्तोर्मी रुद्धमीनमहोरगः । वैदेह्यां ह्रियमाणायां बभूव वरुणालयः ॥७॥**

સીતાનું જ્યારે હરણ થતું હતું ત્યારે સમુદ્રમાં તરંગો પછાડ ખાતા હતા અને માછળાં તેમજ મહાસર્પો પણ શાંત થયી ગયા હતા. (૭)

**अन्तरिक्षगता वाचः ससृजुश्चारणास्तदा । एतदन्तो दशग्रीव इति सिद्धास्तथाब्रुवन् ॥८॥**

સિદ્ધો અને ચારણો આકાશવાણીથી કહેવા લાગ્યા કે રાવણ હવે તારો અહિં જ અંત થાય છે હવે તને અત્યાચાર કરવાનો, રાક્ષસપણું દેખાડવાનો અવસર મળવાનો નથી. (૮)

**स तु सीतां विचेष्टन्तीमङ्केनादाय रावणः । प्रविवेश पुरीं लङ्कां रूपिणीं मृत्युमात्मनः ॥९॥**

તરફડિયાં મારતાં, પોતાના મૃત્યુસમાન સીતાને લયીને રાવણ લંકામાં પ્રવિષ્ટ થયો. (૯)

**सोऽभिगम्य पुरीं लङ्कां सुविभक्तमहापथाम् । संरूढकक्ष्यां बहुलां स्वमन्तःपुरमाविशत् ॥१०॥**

જ્યાં પૃથક્ પૃથક્ મોટા મોટા માર્ગો હતા, લોકોથી જેના દ્વારો ભરાયી ગયાં હતાં એવા પોતાના અંતઃપુરમાં રાવણ પ્રવિષ્ટ થયો. (૧૦)

**तत्र तामसितापाङ्गीं शोकमोहसमन्विताम् । निदधे रावणः सीतां मयो मायामिवासुरीम् ॥११॥**

જેમ મય દાનવ આસુરી માયાને ધારણ કરતો તેમ રાવણે શોકાતુર સીતાને રાખી. (૧૧)

**अब्रवीच्च दशग्रीवः पिशाचीर्घोरदर्शनाः । यथा नैनां पुमान् स्त्री वा सीतां पश्यत्यसम्मतः ॥१२॥**

રાવણે ભયંકર રાક્ષસિયોને કહ્યું કે જોજો, મારી આજ્ઞા વિના કોયી સ્ત્રી કે પુરુષ સીતાને જોયી શકે નહિ. (૧૨)

**मुक्तामणिसुवर्णानि वस्त्राण्याभरणानि च । यद् यदिच्छेत् तदेवास्या देयं मच्छन्दतो यथा ॥१३॥**

અને મુકતા, મણિ, સુવર્ણ, આભૂષણ, વસ્ત્ર, જે કોયી વસ્તુ સીતા ઇચ્છે તે બધી વસ્તુવો આપવી, આ મારી આજ્ઞા છે. (૧૩)

**या च वक्ष्यति वैदेहीं वचनं किञ्चिदप्रियम् । अज्ञानाद् यदि वा ज्ञानान्न तस्या जीवितं प्रियम् ॥**

અને જો કોયી પણ અપ્રિય એટલે કટુવચન સીતાને માટે જ્ઞાનથી કે અજ્ઞાનથી કહશે, તો સમજી લો કે ત્યારે તે જીવિત રહી શકશે નહિ. (૧૪)

**तथोक्त्वा राक्षसीस्तास्तु राक्षसेन्द्रः प्रतापवान् । ददर्शाष्टौ महावीर्यान् राक्षसान् पिशिताशनान् ॥**

તે રાક્ષસિયોને આ રીતે આજ્ઞા કરીને, રાવણ તે અંતઃપુરમાંથી નીકળી વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું જોયયે. એટલામાં તેણે આઠ મહાન્ રાક્ષસ વીરોને જોયા. (૧૫)

**स तान् दृष्ट्वा महावीर्यो वरदानेन मोहितः । उवाच तानिदं वाक्यं प्रशस्य बलवीर्यतः ॥१६॥**

બ્રહ્માના વરદાનથી મોહ પામેલા રાવણે તે વીરોને જોયીને, તેમના બળ અને વીર્યની પ્રશંસા કરીને તેમને કહ્યું....(૧૬)

नानाप्रहरणाः क्षिप्रमितो गच्छत सत्वराः । जनस्थानं हतस्थानं भूतपूर्वं खरालयम् ॥१७॥

તમે બધા અનેક પ્રકારના અસ્ત્ર-શસ્ત્રો લઈને જનસ્થાનમાં જાવો જ્યાં ખર રહેતો હતો અને જેનો અત્યારે નાશ થયી ગયો છે. (૧૭)

तत्रास्यतां जनस्थाने शून्ये निहतराक्षसे । पौरुषं बलमाश्रित्य त्रासमुत्सृज्य दूरतः ॥१८॥

ત્યાં ઉજ્જડ જનસ્થાનમાં, નિર્ભય થયીને તેમજ પુરુષાર્થ અને બળ સાથે નિવાસ કરો. (૧૮)

बहु सैन्यं महावीर्यं जनस्थाने निवेशितम् । सदूषणखरं युद्धे निहतं रामसायकैः ॥१९॥

અત્યંત બળશાળી સૈન્ય મેં જનસ્થાનમાં રાખ્યું હતું જેમાં ખર અને દૂષણ પણ હતા. પણ રામના બાણોથી બધાંય મરણ પામ્યાં છે. (૧૯)

ततः क्रोधो ममापूर्वो धैर्यस्योपरि वर्धते । वैरं च सुमहज्जातं रामं प्रति सुदारुणम् ॥२०॥

તેથી મારું ધૈર્ય ખુટી ગયું છે અને ભારે ક્રોધે મારા ઉપર અધિકાર મેળવ્યો છે, તેથી રામ પ્રત્યે ભારે અને ભયંકર વૈરની લાગણી થયી છે. (૨૦)

निर्यातयितुमिच्छामि तच्च वैरं महारिपोः । नहि लप्स्याम्यहं निद्रामहत्वा संयुगे रिपुम् ॥२१॥

તે વૈરનો બદલો લેવાની ઈચ્છા સેવું છું. યુદ્ધમાં જ્યાંસુધી શત્રુનો વધ નહિ કરું ત્યાંસુધી હું ઉંઘી શકતો નથી. (૨૧)

तं त्विदानीमहं हत्वा खरदूषणघातिनम् । रामं शर्मोपलप्स्यामि धनं लब्ध्वेव निर्धनः ॥२२॥

ખર-દૂષણને મારનાર તે રામને મારીને જ, જેમ ધન પામીને નિર્ધન માણસ શાંતિ મેળવે છે, તેમ હું શાંતિ મેળવીશ. (૨૨)

जनस्थाने वसद्भिस्तु भवद्भी राममाश्रिता । प्रवृत्तिरुपनेतव्या किं करोतीति तत्त्वतः ॥२३॥

અને તમે લોકો જનસ્થાનમાં રહીને સાચા સમાચાર મેળવતા રહેશો કે રામ ત્યાં શું કરે છે. (૨૩)

अप्रमादाच्च गन्तव्यं सर्वैरेव निशाचरैः । कर्तव्यश्च सदा यत्नो राघवस्य वधं प्रति ॥२४॥

તમે લોકો સાવધ થયીને જનસ્થાનમાં જાવ રામનો વધ કરવા માટે સદાય પ્રયત્ન કરતા રહેશો. (૨૪)

युष्माकं तु बलं ज्ञातं बहुशो रणमूर्धनि । अतश्चास्मिञ्जनस्थाने मया यूयं निवेशिताः ॥२५॥

ઘણાય યુદ્ધોમાં તમારાં બળથી મને સંતોષ થયો છે તેથી જ આ જનસ્થાનમાં મેં તમારી નિયુક્તિ કરી છે. (૨૫)

ततः प्रियं वाक्यमुपेत्य राक्षसा महार्थमष्टावभिवाद्य रावणम् ।
विहाय लङ्कां सहिताः प्रतस्थिरे यतो जनस्थानमलक्ष्यदर्शनाः ॥२६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे चतुष्पञ्चाशः सर्गः ॥५४॥

તે રાક્ષસો રાવણના મુખથી પોતાની પ્રશંસા સાંભળી, રાવણને પ્રણામ કરીને, શું થવાનું છે તેનો વિચાર કર્યા વિનાજ, લંકાથી જનસ્થાન જવા માટે પ્રસ્થિત થયા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચતુષ્પંચાશ સર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चपञ्चाशः सर्गः

सन्दिश्य राक्षसान् घोरान् रावणोऽष्टौ महाबलान् । आत्मानं बुद्धिवैक्लव्यात् कृतकृत्यममन्यत ॥१॥
રાવણની બુદ્ધિ ભ્રષ્ટ થયી ગયી હતી તેથી તે આઠ ભયંકર રાક્ષસોને આમ આજ્ઞા કરીને પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. (૧)

स चिन्तयानो वैदेहीं कामबाणैः प्रपीडितः । प्रविवेश गृहं रम्यं सीतां द्रष्टुमभित्वरन् ॥२॥
તે કામબાણથી પીડાતો, સીતાનો જ વિચાર કરતો, તેમને જોવા માટે રમણીય ભવનમાં ગયો.

स प्रविश्य तु तद्वेश्म रावणो राक्षसाधिपः । अपश्यद् राक्षसीमध्ये सीतां दुःखपरायणाम् ॥३॥
ત્યાં પ્રવેશ કરીને રાવણે જોયું કે સીતા રાક્ષસિયોની વચમાં દુઃખ અને ચિંતા કરી રહ્યાં હતાં.

अश्रुपूर्णमुखीं दीनां शोकभारावपीडिताम् । बायुवेगैरिवाक्रान्तां मज्जन्तीं नावमर्णवे ॥४॥
તેણે જોયું કે સીતાના મુખ ઉપર આંસુવોની ધારા વહી રહી હતી, તેવો શોકથી પીડાયી રહ્યાં હતાં, વાયુવેગથી સમુદ્રમાં નાવ ડૂબે, તેજ તેમની દશા હતી. (૪)

मृगयूथपरिभ्रष्टां मृगीं श्वभिरिवावृताम् । अधोगतमुखीं सीतां तामभ्येत्य निशाचरः ॥५॥
મૃગોના ટોળામાંથી એક મૃગી જેમ કુતરાવોથી ઘેરાયી ગયી હોય આવી રીતે રાક્ષસિયોથી ઘેરાયેલાં સીતાની પાસે રાવણ જયીને......(૫)

तां तु शोकवशाद् दीनामवशां राक्षसाधिपः । स बलाद् दर्शयामास गृहं देवगृहोपमम् ॥६॥
શોકને લીધે દીન અને પરાધીન સીતાને તેણે બલાત્ દેવગૃહ જેવું ગૃહ દેખાડયું. (૬)

हर्म्यप्रासादसम्बाधं स्त्रीसहस्रनिषेवितम् । नानापक्षिगणैर्जुष्टं नानारत्नसमन्वितम् ॥७॥
તે ભવનમાં, મોટા મોટા મહેલો હતા, સહસ્રો સ્ત્રિયો ત્યાં રહેતી હતી, અનેક પ્રકારના પક્ષિયો ત્યાં રાખવામાં આવ્યા હતાં અને અનેક પ્રકારના રત્નોથી તે મહલો શોભિત હતાં. (૭)

दान्तकैस्तापनीयैश्च स्फाटिकै राजतैस्तथा । वज्रवैदूर्यचित्रैश्च स्तम्भैर्दृष्टिमनोरमैः ॥८॥
આંખોને ગમે એવા ત્યાં સુંદર સોનાના, સ્ફટિકના, રૂપાના, તેમજ હીરા અને વૈડૂર્યમણિવાળા જાત જાતના સ્તંભો હતા. (૮)

दिव्यदुन्दुभिनिर्घोषं तप्तकाञ्चनभूषणम् । सोपानं काञ्चनं चित्रमारुरोह तया सह ॥९॥
તે દિવ્ય ભવનની સીઢિયો સોનાની હતી, ત્યાં દિવ્ય દુંદુભિ વાગી રહી હતી, આવી સીઢિયો ઉપર રાવણ સીતાને લયીને ચડી ગયો. (૯)

दान्तका राजताश्चैव गवाक्षाः प्रियदर्शनाः । हेमजालावृताश्चासंस्तत्र प्रासादपङ्क्तयः ॥१०॥
ત્યાં મહલોમાં હાથીદાંતથી અને રૂપાથી બનેલા ઝરૂખાવો હતા અને પ્રાસાદો તો સોનાથી જ ભરેલાં હતા. (૧૦)

सुधामणिविचित्राणि भूमिभागानि सर्वशः । दशग्रीवः स्वभवने प्रादर्शयत मैथिलीम् ॥११॥
ત્યાં પ્રાસાદોની ભૂમિ ચારે ઓર સુધા અને મણિયોથી વિચિત્ર જણાતી હતી, રાવણે સીતાજીને ત્યાં લયી જયીને આ બધું દેખાડયું. (૧૧)

दीर्घिकाः पुष्करिण्यश्च नानापुष्पसमावृताः । रावणो दर्शयामास सीतां शोकपरायणाम् ॥१२॥

  

ત્યાં નાના મોટા તળાવો તેણે શોકતુર સીતાને દેખાડ્યા જેમાં અનેક પ્રકારના પુષ્પો હતાં.

दर्शयित्वा तु वैदेहीं कृत्स्नं तद्भवनोत्तमम् । उवाच वाक्यं पापात्मा सीतां लोभितुमिच्छया ॥१३॥

તે બધી વસ્તુવો દેખાડીને લોભાવવાની ઇચ્છાથી પાપી રાવણે સીતાને કહ્યું. (૧૩)

दश राक्षसकोटयश्च द्वाविंशतिरथापराः । वर्जयित्वा जरावृद्धान् बालांश्च रजनीचरान् ॥१४॥

કે, ૨૨ કરોડ રાક્ષસો અહિં રહે છે. આમાં વૃદ્ધો અને બાળકોની ગણત્રી નથી, તેવો તો વધારાના છે. (૧૪)

तेषां प्रभुरहं सीते सर्वेषां भीमकर्मणाम् । सहस्रमेकमेकस्य मम कार्यपुरःसरम् ॥१५॥

તે બધાંય ભયંકર કર્મ કરનારાવો છે અને હું તેવોનો રાજા છું, અને હું તો એક છું પણ મારા સેવકો અંગરક્ષકો એક સહસ્ર છે. (૧૫)

यदिदं राज्यतन्त्रं मे त्वयि सर्वं प्रतिष्ठितम् । जीवितं च विशालाक्षि त्वं मे प्राणैर्गरीयसी ॥१६॥

રાવણે કહ્યું : આ બધું રાજતંત્ર તમારા અધીન રહેશે, અને મારું જીવન પણ તમારે જ અધીન રહેવાનું, કેમકે તમે મારા પ્રાણો કરતાં પણ મને વધારે પ્રિય છે. (૧૬)

बह्वीनामुत्तमस्त्रीणां मम योसौ परिग्रहः । तासां त्वमीश्वरी सीते मम भार्या भव प्रिये ॥१७॥

સારી સારી સ્ત્રિયોનો જે મારે ત્યાં આ સંગ્રહ છે, હે સીતા, જો તમે મારી ભાર્યા બનો તો આ બધાં તમારી જ અધીનતામાં રહેવાનાં. (૧૭)

साधु किं तेन्यथाबुद्ध्या रोचयस्व वचो मम । भजस्व माभितप्तस्य प्रसादं कर्तुमर्हसि ॥१८॥

હું કહું છું, તે જ સારું છે. બીજો વિચાર મૂકી દો. મારી વાત માની જા. હું કામાગ્નિથી ભસ્મ થયી રહ્યો છું, કૃપા કરો અને મારો સ્વીકાર કરો. (૧૮)

परिक्षिप्ता समुद्रेण लङ्केयं शतयोजना । नेयं धर्षयितुं शक्या सेन्द्रैरपि सुरासुरैः ॥१९॥

સીતા, આ લંકા સૌ યોજન વિસ્તારવાળી છે. સમુદ્રથી ઘેરાયેલી છે. ઇન્દ્રની સાથે, સુરો અને અસુરો પણ આના ઉપર આક્રમણ કરી શકે નહિ. (૧૯)

न देवेषु न यक्षेषु न गन्धर्वेषु नर्षिषु । अहं पश्यामि लोकेषु यो मे वीर्यसमो भवेत् ॥२०॥

હું જાણું છું કે સંસારમાં દેવોમાં, યક્ષોમાં, ગંધર્વોમાં અને ઋષિયોમાં આવો કોયી નથી કે જે મારા જેવો બલવાન્ હોય. (૨૦)

राज्यभ्रष्टेन दीनेन तापसेन पदातिना । किं करिष्यसि रामेण मानुषेणाल्पतेजसा ॥२१॥

રામ તો રાજ્યથી ભ્રષ્ટ થયા છે, દીન છે, તાપસ છે, અને અલ્પ તેજવાળા મનુષ્ય છે. તેને લયીને તમે શું કરશો ? (૨૧)

भजस्व सीते मामेव भर्ताहं सदृशस्तव । यौवनं त्वध्रुवं भीरु रमस्वेह मया सह ॥२२॥

હે સીતા, તમારા માટે તો હું જ યોગ્ય પતિ છું, તેથી મને પતિરૂપે સ્વીકૃત કરો. આ તમારી યુવાવસ્થા સદા રહેનારી નથી, માટે મારી સાથે રમણ કરો. (૨૨)

दर्शने मा कृथा बुद्धिं राघवस्य वरानने । कास्य शक्तिरिहागन्तुमपि सीते मनोरथैः ॥२३॥

હે સીતા, હવે તો તમે રામના દર્શનની પણ આશા મૂકી દો. કોની શક્તિ છે કે જે અહિં, મનથી પણ આવી શકે ? એટલે અહિં આવવાનો તો કોયી વિચાર પણ કરી શકે નહિ. (૨૩)

न शक्यो वायुराकाशे पाशैर्बद्धं महाजवः । दीप्यमानस्य वाप्यग्नेर्ग्रहीतुं विमलाः शिखाः ॥२४॥

આકાશમાં વાયુને કોયી રોકી શકતો નથી, તેમ જ સળગતા અગ્નિની શિખાને કોયી પકડી શકતો નથી. (૨૪)

**त्रयाणामपि लोकानां न तं पश्यामि शोभने। विक्रमेण नयेद् यस्त्वां मद्बाहुपरिपालितम् ॥२५॥**

ત્રણેય લોકોમાં આવા કોયીને હું જાણતો નથી કે જે તમને પરાક્રમથી મારા હાથમાંથી લયી જયી શકે. (૨૫)

**लङ्कायाः सुमहद्राज्यमिदं त्वमनुपालय। त्वत्प्रेष्या मद्विधाश्चैव देवाश्चापि चराचरम् ॥२६॥**

લંકાનું આ મોટું રાજ્ય છે. તેની તમે જ રક્ષિકા બનો. મારા જેવાં, અને દેવો પણ એટલે આખું ચરાચર જગત્ તમારી આજ્ઞાનું પાલન કરશે. (૨૬)

**अभिषेकजलक्लिन्ना तुष्टा च रमयस्व च। दुष्कृतं यत्पुरा कर्म वनवासेन तद्गतम् ॥२७॥**

વનવાસમાં તે બધાં દુષ્ટ કર્મો નષ્ટ થયાં છે જે પહેલાં કરવામાં આવ્યાં છે. હવે હું તો તમને અહીંની રાણી બનાવીશ. તમે રાજ્યાભિષેકના જલથી સ્નાત થયીને મને પ્રસન્ન કરો. (૨૭)

**इह सर्वाणि माल्यानि दिव्यगन्धानि मैथिलि। भूषणानि च मुख्यानि तानि सेव मया सह ॥**

હે સીતા, અહિં દિવ્યગંધયુકત ઘણી જાતની માળાવો છે, ઉત્તમોત્તમ આભૂષણો છે. તમે મારી સાથે રહીને બધાંનો ઉપયોગ કરો. (૨૮)

**पुष्पकं नाम सुश्रोणि भ्रातुर्वैश्रवणस्य मे। तत्र सीते मया सार्धं विहरस्व यथासुखम् ॥२९॥**

અહિં મારા ભાયી વૈશ્રવણનું વિમાન છે, તે સીતા, તેમાં મારી સાથે બેસીને વિહાર કરો. (૨૯)

**वदनं पद्मसङ्काशं विमलं चारुदर्शनम्। शोकार्तं तु वरारोहे न भ्राजति वरानने ॥३०॥**

હે સીતા, કમળ જેવું સુંદર દેખાવડું તમારું આ મુખ આ રીતે શોકાતુર શોભતું નથી. (૩૦)

**एवं वदति तस्मिन् सा वस्त्रान्तेन वराङ्गना। पिधायेन्दुनिभं सीता मन्दमश्रूण्यवर्तयत् ॥३१॥**

રાવણ જ્યારે આમ બોલતો હતો, તે સમયે સીતા સાડીના છેડાથી મુખને ઢાંકીને ધીમે ધીમે રડતાં હતાં. (૩૧)

**ध्यायन्तीं तामिवास्वस्थां सीतां चिन्ताहतप्रभाम्। उवाच वचनं वीरो रावणो रजनीचरः ॥३२॥**

અસ્વસ્થ અને ચિંતાતુર ધ્યાનાવસ્થ સીતાને રાવણે કહ્યું. (૩૨)

**आर्षोऽयं देवि निष्पन्दो यस्त्वामभिभविष्यति। एतौ पादौ मया स्निग्धौ शिरोभिः परिपीडितौ ॥**

હે દેવિ, તમારી સાથે મારો કે મારી સાથે તમારો જે આ સ્નેહબંધ છે તે આર્ષ છે. અર્થાત્ આવો સંબંધ પણ ઋષિયોયે સ્વીકૃત કરેલ છે. "**बलात्कारेण राक्षसः**" આ સ્મૃતિવચન છે. હે દેવિ, તમારા ચરણોમાં આ મારું મસ્તક મૂકું છું. (૩૩)

**प्रसादं कुरु मे क्षिप्रं वश्यो दासोहमस्मि ते। न चापि रावणः काञ्चिन्मूर्ध्ना स्त्रीं प्रणमेत ह ॥३४॥**

તમે મારા ઉપર શીઘ્ર કૃપા કરો. હું તમારો દાસ છું. રાવણ કદી પણ કોયી સ્ત્રીને પ્રણામ નથી કરતો. (૩૪)

**एवमुक्त्वा दशग्रीवो मैथिलीं जनकात्मजाम्। कृतान्तवशमापन्नो ममेयमिति मन्यते ॥३५॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे पञ्चपञ्चाशः सर्गः ॥५५॥

રાવણ સીતાને આમ કહીને આમ માનવા લાગ્યો કે આ સીતા હવે મારી જ છે. કેમકે તેનુ મૃત્યુ પાસે જ હતું (૩૫)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના પંચપંચાશસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षट्पञ्चाशः सर्गः

सा तथोक्ता तु वैदेही निर्भया शोककर्शिता । तृणमन्तरतः कृत्वा रावणं प्रत्यभाषत ॥१॥
શોકાતુર નિર્ભય સીતા આ બધું સાંભળીને તૃણને વચમાં મૂકીને રાવણને કહેવા લાગ્યા. (૧)
इक्ष्वाकूणां कुले जातः सिंहस्कन्धो महाद्युतिः । लक्ष्मणेन सह भ्राता यस्ते प्राणान् वधिष्यति ॥२॥
ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા, સિંહ સમાન વિશાળ સ્કંધવાળા, મહાતેજસ્વી જે રામ છે, તે તેમના ભાયીની સાથે તારો વધ કરશે, (૨)
प्रत्यक्षं यद्यहं तस्य त्वया वै धर्षिता बलात् । शयिता त्वं हतः सङ्ख्ये जनस्थाने यथा खरः ॥३॥
જો તું રામ-લક્ષ્મણની સામે આ રીતે મને ઉપાડી લાવ્યો હોત તો જે રીતે જનસ્થાનમાં યુદ્ધમાં ખર સદા માટે ઊંઘી ગયો, તું પણ તેવી રીતે જ ઊંઘત. (૩)
य एते राक्षसाः प्रोक्ता घोररूपा महाबलाः । राघवे निर्विषाः सर्वे सुपर्णे पन्नगा यथा ॥४॥
તેં જે આ ભયંકર રાક્ષસોની વાત કરી છે, તે તો જેમ ગરુડની આગળ બધા સર્પો નિર્વિષ બને છે તેમ જ આ રાક્ષસોનું પણ થાત. (૪)
तस्य ज्याविप्रमुक्तास्ते शराः काञ्चनभूषणाः । शरीरं विधमिष्यन्ति गङ्गाकूलमिवोर्मयः ॥५॥
જેવી રીતે જલના તરંગો ગંગાના કાંઠાને તોડે છે તેવી રીતે જ રામના જ્યા ઉપરથી છૂટેલા બાણો તારા શરીરને તોડી ફોડી નાખશે. (૫)
असुरैर्वा सुरैर्वा त्वं यद्यवध्योसि रावण । उत्पाद्य सुमहद् वैरं जीवंस्तस्य न मोक्ष्यसे ॥६॥
ભલે તું અસુરો અને સુરોનો અવધ્ય હોય, પણ રામની સાથે વૈર કરીને તેમના હાથથી જીવતો બચીશ નહિ. (૬)
स ते जीवितशेषस्य राघवोन्तकरो बली । पशोर्यूपगतस्येव जीवितं तव दुर्लभम् ॥७॥
તે બળવાન્ રામ તારા શેષ રહેલ જીવનનો નાશ કરનાર છે. યજ્ઞમાં જ્યારે પશુને યૂપમાં બાંધવામાં આવે છે ત્યારે તેનું જીવિત દુર્લભ જ હોય છે. (૭)
यदि पश्येत् स रामस्त्वां रोषदीप्तेन चक्षुषा । रक्षस्त्वमद्य निर्दग्धो यथा रुद्रेण मन्मथः ॥८॥
જેમ રુદ્રે કામદેવને ભસ્મ કર્યો તેમજ, જો રામ તને ક્રોધપૂર્ણ આંખોથી જોશે તો રાવણ, તને બાળી જ નાંખશે. (૮)
यश्चन्द्रं नभसो भूमौ पातयेन्नाशयेत वा । सागरं शोषयेद् वापि स सीतां मोचयेदिह ॥९॥
જે રામ આકાશમાંથી ચંદ્રને પૃથિવી ઉપર પાડી શકે છે કે નષ્ટ કરી શકે છે, અને સમુદ્રને સુકાવી શકે છે, તે જ રામ સીતાને અહીંથી છોડાવી શકે છે. (૯)
गतासुस्त्वं गतश्रीको गतसत्त्वो गतेन्द्रियः । लङ्का च वैधव्यसंयुक्ता त्वत्कृतेन भविष्यति ॥१०॥
તારા પ્રાણો, તમારી શ્રી, તારું સત્ત્વ, તારી ઇન્દ્રિયો બધાંય હવે તને મૂકી દીધેલ છે. તારા કર્મોને લીધે હવે લંકા વિધવા થશે. (૧૦)
न ते पापमिदं कर्म सुखोदर्कं भविष्यति । याहं नीता विना भावं पतिपार्श्वात् त्वया बलात् ॥
તું મને મારી ઇચ્છા વિના બળથી ઉપાડી લાવ્યો છું, આ તારું પાપ તને કદી સુખી રહેવા દેશે નહિ. (૧૧)

स हि देवरसंयुक्तो मम भर्ता महाद्युतिः । निर्भयो वीर्यमाश्रित्य शून्ये वसति दण्डके ॥१२॥
મારા પતિ તે રામ, લક્ષ્મણની સાથે, શૂન્ય દંડકારણ્યમાં નિર્ભય થઈને નિવાસ કરે છે. (૧૨)

स ते वीर्यं बलं दर्पमुत्सेकं च तथाविधम् । अपनेष्यति गात्रेभ्यः शरवर्षेण संयुगे ॥१३॥
તે જ તારા વીર્ય, બલ, તેજ, અભિમાનને તારા શરીરમાંથી બાણવર્ષાથી દૂર કરી દેશે. (૧૩)

यदा विनाशो भूतानां दृश्यते कालचोदितः । तदा कार्ये प्रमाद्यन्ति नराः कालवशं गताः ॥१४॥
જ્યારે કોઈના નાશનો સમય આવી જાય છે ત્યારે જીવો કાળવશ થઈને પ્રમાદ કરે છે-ભૂલ કરે છે. (૧૪)

मां प्रधृष्य स ते कालः प्राप्तोयं राक्षसाधम । आत्मनो राक्षसानां च वधायान्तःपुरस्य च ॥१५॥
તું મને જે રીતે ઉપાડી લાવ્યો છે તેથી નીચ રાક્ષસ, તારો કાળ આવી ગયો છે. તે કાળ તારો પણ, બધા રાક્ષસોનો પણ અને તારા અંતઃપુરનો પણ ભક્ષક બનશે. (૧૫)

न शक्या यज्ञमध्यस्था वेदिः स्रुग्भाण्डमण्डिता । द्विजातिमन्त्रसम्पूता चण्डालेनावमर्दितुम् ॥१६॥
બ્રાહ્મણોએ યજ્ઞશાળામાં સ્રુક્‌વાળી અને બીજા પણ પાત્રોવાળી જે વેદિને મંત્રોથી પવિત્ર કરી છે તેનો ચંડાલ સ્પર્શ કરી શકતો નથી. (૧૬)

तथाहं धर्मनित्यस्य धर्मपत्नी दृढव्रता । त्वया स्प्रष्टुं न शक्याहं राक्षसाधम पापिना ॥१७॥
તેવી જ રીતે ધર્માત્મા રામની પતિવ્રતા ધર્મપત્નીનો, નીચ રાક્ષસ, તું સ્પર્શ કરી શકતો નથી. (૧૭)

क्रीडन्ती राजहंसेन पद्मषण्डेषु नित्यशः । हंसी सा तृणमध्यस्थं कथं द्रक्ष्येत मद्गुकम् ॥१८॥
કમળોની વચમાં રાજહંસની સાથે ક્રીડા કરનારી હંસી ઘાસમાં રહેનાર જળકાકને જોઈ પણ કેમ શકે ? (૧૮)

नेदं शरीरं रक्ष्यं मे जीवितं वापि राक्षस । न तु शक्यमपक्रोशं पृथिव्यां दातुमात्मनः ॥१९॥
મારે આ શરીરની કે આ જીવનની રક્ષા નથી કરવી, હું મારી નિંદાને કોઈ રીતે પ્રચારમાં આવી દઈશ નહિ. (૧૯)

एवमुक्त्वा तु वैदेही क्रोधात् सुपरुषं वचः । रावणं जानकी तत्र पुनर्नोवाच किञ्चन ॥२०॥
રાવણને આવા કઠોર વચનો કહીને શ્રી સીતાજી ચૂપ થઈ ગયાં (૨૦)

प्रत्युवाच ततः सीतां भयसन्दर्शनं वचः । शृणु मैथिलि मद्वाक्यं मासान् द्वादश भामिनि ॥२१॥
ત્યારે રાવણે ભય ઉપજાવનાર વચન સીતાને કહ્યું : સીતા મારી વાતનો તું ૧૨ માસ સુધી વિચાર કર. (૨૧)

कालेनानेन नाभ्येषि यदि मां चारुहासिनि । ततस्त्वां प्रातराशार्थे सूदाश्छेत्स्यन्ति लेशशः ॥२२॥
જો તું આટલા સમયમાં પતિરૂપે મારો સ્વીકાર નહિ કરિશ તો મારા રસોઈયાઓ તને કાપીને કલેવો બનાવી દેશે. (૨૨)

इत्युक्त्वा परुषं वाक्यं रावणः शत्रुरावणः । राक्षसीश्च ततः क्रुद्ध इदं वचनमब्रवीत् ॥२३॥
રાવણે આ રીતે કઠોર વચન બોલીને, ક્રુદ્ધ થઈને રાક્ષસિયોને કહ્યું ....(૨૩)

शीघ्रमेव हि राक्षस्यो विरूपा घोरदर्शनाः । दर्पमस्यापनेष्यन्तु मांसशोणितभोजनाः ॥२४॥

માંસ ખાનારીયો અને રક્તનું પાન કરનારિયો ભયંકર રાક્ષસિયો, તરત જ આના અભિમાનને તમે બધાં દૂર કરો. (૨૪)

वचनादेव तास्तस्य सुघोरा घोरदर्शनाः । कृतप्राञ्जलयो भूत्वा मैथिलीं पर्यवारयन् ॥२५॥

રાવણની આજ્ઞા સાંભળતાં જ તે રાક્ષસિયોયે હાથ જોડીને સીતાજીનો ઘેરો ઘાલી દીધો. (૨૫)

स ताः प्रोवाच राजासौ रावणो घोरदर्शनाः । प्रचल्य चरणोत्कर्षैर्दारयन्निव मेदिनीम् ॥२६॥

अशोकवनिकामध्ये मैथिली नीयतामिति । तत्रेयं रक्ष्यतां गूढं युष्माभिः परिवारिता ॥२७॥

પગ પછાડીને પૃથિવીને ફાડતો ન હોય તેમ, રાજા રાવણે તે રાક્ષસિયોને કહ્યું કે આને અશોક વાટિકામાં લયી જાવ અને ત્યાં આને તમે ભેગાં રહીને ગુપ્તરીતે રાખશો. (૨૬–૨૭)

तत्रैनां तर्जनैर्घोरैः पुनः सान्त्वैश्च मैथिलीम् । आनयध्वं वशं सर्वा वन्यां गजवधूमिव ॥२८॥

અને ત્યાં જેમ જંગળી હાથિની ને સામ–દામ દેખાડી ને વશમાં કરે છે, તેમ તમે આ સીતાને ડરાવીને અને સમજાવીને વશમાં કરો. (૨૮)

इति प्रतिसमादिष्टा राक्षस्यो रावणेन ताः । अशोकवनिकां जग्मुर्मैथिलीं परिगृह्य तु ॥२९॥

રાવણની આ પ્રમાણે આજ્ઞા પામી તે રાક્ષસિયો સીતાને લયીને અશોકવાટિકામાં ગયી (૨૯)

सर्वकामफलैर्वृक्षैर्नानापुष्पफलैर्वृताम् । सर्वकालमदैश्चापि द्विजैः समुपसेविताम् ॥३०॥

તે વાટિકામાં જે ઇચ્છો તે ફળ મળે, અનેક જાતના તેમાં વૃક્ષો હતાં, અને દરેક ઋતુમાં મદોન્મત્ત પક્ષિયો ત્યાં નિવાસ કરતાં. (૩૦)

सा तु शोकपरीताङ्गी मैथिली जनकात्मजा । राक्षसीवशमापन्ना व्याघ्रीणां हरिणी यथा ॥३१॥

જેમ હરિણી વ્યાઘ્રીના વશમાં હોય તેમ શોકસંતપ્ત સીતાજી તે સમયે રાક્ષસિયોનાં વશ થયાં. (૩૧)

शोकेन महता ग्रस्ता मैथिली जनकात्मजा । न शर्म लभते भीरुः पाशबद्धा मृगी यथा ॥३२॥

જેમ જાળમાં બંધાયેલી ભીરુ મૃગીને સુખ મળે નહિ તેમ જ મહાન્ શોકથી વ્યાકુળ સીતા ત્યાં સુખ અને શાંતિ મેળવી શકયાં નહિ. (૩૩)

न विन्दते तत्र तु शर्म मैथिली विरूपनेत्राभिरतीव तर्जिता ।
पतिं स्मरन्ती दयितं च देवरं विचेतनाभूद् भयशोकपीडिता ॥३३॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षट्पञ्चाशः सर्गः ॥५६॥

ભયંકર નેત્રોવાળી રાક્ષસિયોથી બિવરાવાયેલી. ધમકાવાયેલી સીતાને ત્યાં તનિક પણ સુખ મળ્યું નહિ અને પતિ રામ અને દીયર લક્ષ્મણનું સ્મરણ કરી કરીને તેવો ભય અને શોકથી બેભાન બની ગયાં. (૩૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષટ્પંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तपञ्चाशः सर्गः

---*---

राक्षसं मृगरूपेण चरन्तं कामरूपिणम् । निहत्य रामो मारीचं तूर्णं पथि न्यवर्तत ॥१॥

કામરૂપધારી મૃગના રૂપમાં મારીચનો વધ કરીને રામ આશ્રમ માટે આવતા હતા. (૧)

तस्य सन्त्वरमाणस्य द्रष्टुकामस्य मैथिलीम् । क्रूरस्वनोथ गोमायुर्विननादास्य पृष्ठतः ॥२॥

સીતાને જોવા માટે ઉતાવળે રામ આવી રહ્યા હતા ત્યારે તેમની પાછળ શિયાળ શબ્દ કરવા લાગ્યો. (૨)

अशुभं बत मन्येहं गोमायुर्वाश्यते यथा । स्वस्ति स्यादपि वैदेह्या राक्षसैर्भक्षणं विना ॥३॥

શિયાળ બોલે છે, માટે મને લાગે છે કે કંઈક અશુભ થવાનું છે. રાક્ષસો સીતાને ઉપાડી ન ગયા હોય તો સારું, એમ રામે કહ્યું. (૩)

मारीचेन तु विज्ञाय स्वरमालक्ष्य मामकम् । विक्रुष्टं मृगरूपेण लक्ष्मणः शृणुयाद् यदि ॥४॥

મારીચે જાણી જોઈને જ મારા જેવો જ સ્વર કર્યો છે. તેને જો લક્ષ્મણે સાંભળ્યો હશે...

स सौमित्रिः स्वरं श्रुत्वा तां च हित्वाथ मैथिलीम् । तयैव प्रहितः क्षिप्रं मत्सकाशमिहैष्यति ॥५॥

લક્ષ્મણ તે સ્વરને સાંભળીને, સીતાને મૂકીને, સીતાની જ પ્રેરણાથી શીઘ્ર મારી પાસે આવશે.

काञ्चनश्च मृगो भूत्वा व्यपनीयाश्रमात् तु माम् । दूरं नीत्वाथ मारीचो राक्षसोभूच्छराहतः ॥६॥

મારીચ સ્વર્ણમૃગ બનીને, આશ્રમથી પૃથક્ કરીને, દૂર લયી આવ્યો, પછી મારા બાણુથી આહત થયીને તે રાક્ષસ બની ગયો. (૬)

हा लक्ष्मण हतोस्मीति यद्वाक्यं व्याजहार सः । अपि स्वस्ति भवेद् द्वाभ्यां रहिताभ्यां मया वने ॥

પછી તેણે હા લક્ષ્મણ, હું મર્યો, આ રીતે શબ્દ કર્યો છે. મારા વિના સીતા અને લક્ષ્મણ એકલાં જ છે, ભગવાન્ તેમનું કલ્યાણ કરો. (૭)

जनस्थाननिमित्तं हि कृतवैरोस्मि राक्षसैः । निमित्तानि च घोराणि दृश्यन्तेद्य बहूनि च ॥८॥

જનસ્થાનને લીધે રાક્ષસો મારી સાથે શત્રુતા કરે છે અને ઘણાં ભયંકર અપશકુન પણ જોવામાં આવે છે. (૮)

इत्येवं चिन्तयन् रामः श्रुत्वा गोमायुनिःस्वनम् । आजगाम जनस्थानं राघवः परिशङ्कितः ॥९॥

શૃગાળનો શબ્દ સાંભળી આ પ્રમાણે ચિંતા કરતા રામ, અત્યંત શંકિત થયીને જનસ્થાનમાં આવ્યા (૯)

तं दीनमानसं दीनमासेदुर्मृगपक्षिणः । सव्यं कृत्वा महात्मानं घोरांश्च ससृजुः स्वरान् ॥

દીન મનવાળા તે રામની ડાબી દિશામાં શિયાળો આવીને ભયંકર શબ્દો કરવા લાગ્યા. (૧૦)

ततो लक्ष्मणमायान्तं ददर्श विगतप्रभम् । ततोविदूरे रामेण समीयाय स लक्ष्मणः ॥११॥

તે દિશાથી ઉદાસમનવાળા લક્ષ્મણને આવતા જોયા, થોડીવારમાં લક્ષ્મણ રામની પાસે જ આવી ગયા. (૧૧)

गृहीत्वा च करं सव्यं लक्ष्मणं रघुनन्दनः । उवाच मधुरोदर्कमिदं परुषमार्तवत् ॥१२॥

રામ લક્ષ્મણનો ડાબો હાથ પકડીને, છેવટે મધુર હોય આવું આર્તની પેઠે કઠોર વચન બોલ્યા.

  

अहो लक्ष्मण गर्ह्यं ते कृतं यत् त्वं विहाय ताम् । सीतामिहागतः सौम्य कच्चित् स्वस्ति भवेदिति ॥

અહો, લક્ષ્મણુ તમે ભારી ભૂલ કરી જો સીતાને મૂકીને અહિં આવ્યા છો ? તે સારી સ્થિતિમાં હોય તો સારું. (૧૩)

न मेस्ति संशयो वीर सर्वथा जनकात्मजा । विनष्टा भक्षिता वापि राक्षसैर्वनचारिभिः ॥१४॥

મને તો સંદેહ નથી કે વનચારી રાક્ષસો તેને ખાયી ગયા હોય અથવા તો તે ખોવાયી ગયાં હોય. (૧૪)

अपि लक्ष्मण सीतायाः सामग्र्यं प्राप्नुयामहे । जीवन्त्याः पुरुषव्याघ्र सुताया जनकस्य वै ॥१५॥

જીવતાં સીતાને સકુશળ આપણે જોયિયે તો ભાગ્યની વાત છે એમ રામે કહ્યું. (૧૫)

यथा वै मृगसङ्घाश्च गोमायुश्चैव भैरवम् । अपि स्वस्ति भवेत् तस्या राजपुत्र्या महाबल ॥१६॥

જે રીતે પશુવો અને શિયાળો ભયંકર શબ્દ કરી રહ્યા છે, તે પ્રમાણે તો ભાગ્યે જ સીતા કુશળમાં હશે. (૧૬)

इदं हि रक्षो मृगसन्निकाशं प्रलोभ्य मां दूरमनुप्रयातम् ।
हतं कथञ्चिन्महता श्रमेण स राक्षसोभून्म्रियमाण एव ॥१७॥

મૃગ જેવો આ રાક્ષસ મને લોભાવીને ઘણું દૂર લયી ગયો. ઘણુા પરિશ્રમથી મેં તેનો વધ તો કર્યો પણુ તે મરતા મરતા રાક્ષસ થયી ગયો. (૧૭)

मनश्च मे दीनमिहाप्रहृष्टं चक्षुश्च सव्यं कुरुते विकारम् ।
असंशयं लक्ष्मण नास्ति सीता हृता मृता वा पथि वर्तते वा ॥१८॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येरण्यकाण्डे सप्तपञ्चाशः सर्गः ॥५७॥

અત્યારે મારું મન ઉદાસ છે. ડાબી આંખ ફરકે છે. તેથી લાગે છે કે હે લક્ષ્મણુ કે તો સીતાનું હરણુ થયી ગયું છે અને માર્ગમાં જ છે અથવા તેવો મરી ગયા છે. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તપચાશસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ अष्टपञ्चाशः सर्गः

——*——

स दृष्ट्वा लक्ष्मणं दीनं शून्यं दशरथात्मजः । पर्यपृच्छत धर्मात्मा वैदेहीमागतं विना ॥१॥

રામે લક્ષ્મણુને ઉદાસ જોયીને પૂછ્યું કે તમે સીતાને લીધા વિના કેમ આવ્યા ? (૧)

प्रस्थितं दण्डकारण्यं या मामनुजगाम ह । क्व सा लक्ष्मण वैदेही यां हित्वा त्वमिहागतः ॥२॥

હું જ્યારે દંડકારણ્ય માટે આવવા નિકળ્યો ત્યારે જે મારી સાથે આવ્યાં તે સીતાને મૂકીને લક્ષ્મણુ તમે કેમ આવ્યા ? (૨)

राज्यभ्रष्टस्य दीनस्य दण्डकान् परिधावतः । क्व सा दुःखसहाया मे वैदेही तनुमध्यमा ॥३॥

રાજ્યથી ભ્રષ્ટ થયેલા અને દીન બનેલા મારી સાથે દંડકારણ્યમાં આવી મારા દુઃખની સંગિની ક્યાં છે ? (૩)

६५

यां विना नोत्सहे वीर मुहूर्तमपि जीवितुम् । क्व सा प्राणसहाया मे सीते सुरसुतोपमा ॥४॥
જેના વિના હું ક્ષણભર પણ જીવવા ઇચ્છતો નથી તે મારા પ્રાણોની સહાયિકા સીતા ક્યાં છે ?

पतित्वममराणां हि पृथिव्याश्चापि लक्ष्मण । विना तां तपनीयाभां नेच्छेयं जनकात्मजाम् ॥५॥
લક્ષ્મણ, સીતા વિના હું દેવોના સ્વામી ઇન્દ્ર થવાની, તેમજ પૃથિવીના સ્વામી થવાની પણ ઇચ્છા નહિ કરું. (૫)

कच्चिज्जीवति वैदेही प्राणैः प्रियतरा मम । कच्चित् प्रव्राजनं वीर न मे मिथ्या भविष्यति ॥६॥
પ્રાણો કરતાં પણ વધારે વ્હાલી મારી સીતા જીવે છે કે કેમ ? આ વનવાસ મિથ્યા તો નહિ થશે. ૧૪ વર્ષનો વનવાસ છે પણ સીતા વિના તો હું હમણાં જ દેહ ત્યાગ કરી શકું છું પછી ૧૪ વર્ષની વાત તો વ્યર્થ થાય ને ? (૬)

यदि जीवति वैदेही गमिष्याम्याश्रमं पुनः । संवृत्ता यदि वृत्ता सा प्राणांस्त्यक्ष्यामि लक्ष्मण ॥७॥
જો સીતા જીવતી હશે તો જ હું આશ્રમે જયિશ અને જો તે હવે સંસારમાં નહિ હશે તો હું મારા શરીરનો ત્યાગ કરિશ. (૭)

यदि मामाश्रमगतं वैदेही नाभिभाषते । पुरः प्रहसिता सीता विनशिष्यामि लक्ष्मण ॥८॥
હે લક્ષ્મણ, હું આશ્રમમાં જાવું અને સીતા હસતાં હસતાં મારી સાથે વાતો નહિ કરે તો મારું મરણ જ થશે. (૮)

ब्रूहि लक्ष्मण वैदेही यदि जीवति वा न वा । त्वयि प्रमत्ते रक्षोभिर्भक्षिता वा तपस्विनी ॥९॥
લક્ષ્મણ, તમે જ કહો કે સીતા છે કે નહિ, તમારા પ્રમાદને લીધે રાક્ષસો તેને ખાયી ગયા હશે. (૯)

सुकुमारी च बाला च नित्यं चादुःखभागिनी । मद्वियोगेन वैदेही व्यक्तं शोचति दुर्मनाः ॥१०॥
સુકુમારી અને થોડી અવસ્થાવાળી તે સીતા દુઃખને જાણતી નથી, પણ મારા વિયોગથી તે અવશ્ય દુઃખિની થયીને શોક કરતી હશે. (૧૦)

सर्वथा रक्षसा तेन जिह्मेन सुदुरात्मना । वदता लक्ष्मणेत्युच्चैस्तवापि जनितं भयम् ॥११॥
તે દુષ્ટ અને કુટિલ રાક્ષસ મારીચે જ્યારે ઊંચા સ્વરથી "લક્ષ્મણ" એવું કહ્યું ત્યારે તો તમને પણ ભય લાગેલો જ. (૧૧)

श्रुतश्च मन्ये वैदेह्या स स्वरः सदृशो मम । त्रस्तया प्रेषितस्त्वं च द्रष्टुं मां शीघ्रमागतः ॥१२॥
હું ધારું છું કે મારા જેવો જ મારીચનો તે સ્વર સીતાયે સાંભળેલ, તેથી તેમણે તમને મને જોવા માટે મોકલેલ અને તમે ઉતાવળે અહિં આવ્યા. (૧૨)

सर्वथा तु कृतं कष्टं सीतामुत्सृजता वने । प्रतिकर्तुं नृशंसानां रक्षसां दत्तमन्तरम् ॥१३॥
સીતાને વનમાં એકલાં મૂકીને તમે આવ્યા તે તમે સારું કર્યું નહિ, કેમકે આમ કરવાથી ક્રૂર રાક્ષસોને બદલો લેવાનો અવસર મળ્યો. (૧૩)

दुःखिताः खरघातेन राक्षसाः पिशिताशनाः । तैः सीता निहता घोरैर्भविष्यति न संशयः ॥१४॥
ખરના મૃત્યુથી બધા રાક્ષસો દુઃખિત છે. તેવોયે સીતાને મારી નાખી હશે, આમાં સંદેહ નથી. (૧૪)

अहोस्मि व्यसने मग्नः सर्वथा रिपुनाशन । किं न्विदानीं करिष्यामि शङ्के प्राप्तव्यमीदृशम् ॥१५॥

હે લક્ષ્મણ, અત્યારે તો હું ખરેખર દુઃખમાં પડયો છું. મને લાગે છે કે આવું દુઃખ લખાયેલું જ હતું. હવે હું શું કરિશ. (૧૫)

इति सीतां वरारोहां चिन्तयन्नेव राघवः । आजगाम जनस्थानं त्वरया सहलक्ष्मणः ॥१६॥

આ રીતે સીતાની ચિંતા કરતા રામ, લક્ષ્મણ સાથે ઉતાવળે જનસ્થાનમાં આવી પહોંચ્યા. (૧૬)

विगर्हमाणोनुजमार्तरूपं क्षुधा श्रमेणैव पिपासया च ।
विनिःश्वसञ्शुष्कमुखो विषण्णः प्रतिश्रयं प्राप्य समीक्ष्य शून्यम् ॥१७॥

ભૂખ અને તરસથી પીડાતા દુઃખી લક્ષ્મણને આ રીતે ઠપકો આપતા, રામ, પોતે પણ નિસાસા નાખતા આશ્રમમાં આવી, આશ્રમને શૂન્ય જોયીને દુઃખી થયા. (૧૭)

स्वमाश्रमं स प्रविगाह्य वीरो विहारदेशाननुसृत्य कांश्चित् ।
एतत्तदित्येव निवासभूमौ प्रहृष्टरोमा व्यथितो बभूव ॥१८॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे अष्टपञ्चाशः सर्गः ।५८॥

રામ પોતાના આશ્રમે આવી, સીતાને નહિ જોયીને, તેમના વિહારના કેટલાક પ્રદેશોમાં ફરીને તપાસ કરી, સીતાના ફરવાના પ્રદેશો તો આટલા જ છે, એમ કહીને દુઃખિત થયી ગયા. (૧૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટપંચાશસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकोनषष्टितमः सर्गः

—-—*—-—

अथाश्रमादुपावृत्तमन्तरा रघुनन्दनः । परिपप्रच्छ सौमित्रिं रामो दुःखादिदं वचः ॥१॥

જ્યારે લક્ષ્મણ આશ્રમથી ચાલીને રામની પાસે આવ્યા ત્યારે માર્ગમાં રામે લક્ષ્મણને દુઃખી થયીને પૂછ્યું........(૧)

तमुवाच किमर्थं त्वमागतोपास्य मैथिलीम् । यदा सा तव विश्वासाद् वने विरहिता मया ॥२॥

લક્ષ્મણ, તમે સીતાને મૂકીને અહિં કેમ આવ્યા ? જ્યારે કે હું તમારા ભરોસે જ તેમને મૂકી આવ્યો હતો ? (૨)

दृष्ट्वैवाभ्यागतं त्वां मे मैथिलीं त्यज्य लक्ष्मण । शङ्कमानं महत् पापं यत्सत्यं व्यथितं मनः ॥३॥

તમે સીતાને ત્યાં મૂકીને આવ્યા ત્યારે જ મને અનિષ્ટની શંકા થવા લાગી અને મારું મન વ્યથા અનુભવવા લાગ્યું. (૩)

स्फुरते नयनं सव्यं बाहुश्च हृदयं च मे । दृष्ट्वा लक्ष्मण दूरे त्वां सीताविरहितं पथि ॥४॥

લક્ષ્મણ, જ્યારે મેં દૂરથી જ તમને સીતા વિના જ જોયો ત્યારે મારી ડાબી આંખ, ડાબો હાથ અને હૃદય ફરકવાં લાગ્યાં. (૪)

एवमुक्तस्तु सौमित्रिर्लक्ष्मणः शुभलक्षणः । भूयो दुःखसमाविष्टो दुःखितं राममब्रवीत् ॥५॥

આ સાંભળીને વધારે દુઃખિત થયીને લક્ષ્મણ, રામને કહેવા લાગ્યા. (૫)

न स्वयं कामकारेण तां त्यक्त्वाहमिहागतः । प्रचोदितस्तयैवोग्रैस्त्वत्सकाशमिहागतः ॥६॥

હું મારી ઇચ્છાથી તેમને મૂકીને અહીં આવ્યો નથી. તેમણે કઠોર શબ્દોથી મને અહિં આવવા આજ્ઞા આપી, ત્યારે આવ્યો છું. (૬)

**आर्येणेव परिक्रुष्टं लक्ष्मणेति सुविस्वरम् । परित्राहीति यद्वाक्यं मैथिल्यास्तच्छ्रुतिं गतम् ॥७॥**

આપના શબ્દનું અનુકરણ કરીને રાક્ષસે કહ્યું કે 'લક્ષ્મણ મને બચાવો' અને આ શબ્દો સીતાજીના કાને પડ્યા, (૭)

**सा तमार्तस्वरं श्रुत्वा तव स्नेहेन मैथिली । गच्छ गच्छेति मामाशु रुदती भयविक्लवा ॥८॥**

તે આર્તસ્વર સાંભળી સીતાજિયે તમારા સ્નેહને લીધે ભયથી વ્યાકુળ થયીને, રડતાં રડતાં મને કહ્યું કે તું શીઘ્ર જ રામની પાસે જા. (૮)

**प्रचोद्यमानेन मया गच्छेति बहुशस्तया । प्रत्युक्ता मैथिली वाक्यमिदं तत् प्रत्ययान्वितम् ॥९॥**

ઘણી વાર તેમણે મને તમારી પાસે આવવા માટે કહ્યું ત્યારે મેં તેમને વિશ્વાસ થાય આ રીતે કહ્યું કે........(૯)

**न तत् पश्याम्यहं रक्षो यदस्य भयमावहेत् । निर्वृता भव नास्त्येतत् केनाप्येतदुदाहृतम् ॥१०॥**

આવા રાક્ષસને હું નથી જોતો કે જે રામ માટે ભયકારક હોય. તમે શાંત રહો. આ શબ્દ તો કોયી બીજાનો છે. (૧૦)

**विगर्हितं च नीचं च कथमार्योऽभिधास्यति । त्राहीति वचनं सीते यस्त्रायेत् त्रिदशानपि ॥११॥**

મેં કહ્યું કે "બચાવો; બચાવો" આવો નિંદિત શબ્દ, તે મારા ભાયી બોલી શકે જ નહિ, કે જે દેવોની પણ રક્ષા કરી શકે છે. (૧૧)

**किंनिमित्तं तु केनापि भ्रातुरालम्ब्य मे स्वरम् । विस्वरं व्याहृतं वाक्यं लक्ष्मण त्राहि मामिति ॥१२॥**

મેં કહ્યું કે, કોયી કારણસર કોયીયે મારા ભાયીના સ્વરમાં લડખડાતા સ્વરથી, સ્વર કર્યો છે, "લક્ષ્મણ મને બચાવો". (૧૨)

**राक्षसेनेरितं वाक्यं त्रासात् त्राहीति शोभने । न भवत्या व्यथा कार्या कुनारीजनसेविता ॥१३॥**

મેં કહ્યું કે **ત્રાહિ ત્રાહિ** આ શબ્દ સાંભળીને સામાન્ય સ્ત્રિયોની પેઠે તમે ખેદ કરો નહિ.

**अलं विक्लवतां गन्तुं स्वस्था भव निरुत्सुका । न चास्ति त्रिषु लोकेषु पुमान् यो राघवं रणे ॥१४॥**

તમે વ્યાકુળ થાવ નહિ, સ્વસ્થ બનો. ત્રણેય લોકોમાં આવો કોયી નથી કે જે રામને યુદ્ધમાં પરાજિત કરે. (૧૪)

**एवमुक्ता तु वैदेही परिमोहितचेतना । उवाचाश्रूणि मुञ्चन्ती दारुणं मां वचो बहु ॥१५॥**

જ્યારે મેં આમ કહ્યું ત્યારે તેવો અત્યંત દુઃખિત થયાં, રડવાં લાગ્યાં અને મારા માટે ઘણાં કઠોર શબ્દો કહ્યા. (૧૫)

**एवं ब्रुवाणं सौमित्रिं रामः सन्तापमोहितः । अब्रवीद् दुष्कृतं सौम्य तां विना त्वमिहागतः ॥१६॥**

લક્ષ્મણની વાત સાંભળી રામે સંતાપથી મુંઝાયીને કહ્યું કે ભાયી લક્ષ્મણ, તમે તેમને સાથે લીધા વિના આવ્યા, તે જ ખોટું થયું છે. (૧૬)

**जानन्नपि समर्थं मां रक्षसामपवारणे । अनेन क्रोधवाक्येन मैथिल्या निर्गतो भवान् ॥१७॥**

તમે જાણો જ છો કે હું રાક્ષસોના દમન કરવામાં સમર્થ છું. સીતાના ક્રોધમાં આવીને કહેલા શબ્દોથી તમે ત્યાંથી નિકળી ગયા ! (૧૭)

नहि ते परितुष्यामि त्यक्त्वा यदसि मैथिलीम् । क्रुद्धायाः परुषं श्रुत्वा स्त्रिया यत् त्वमिहागतः ॥
સીતા તો સ્ત્રી છે, ક્રોધ કરવો સ્ત્રીનો સ્વભાવ છે. તમે સ્ત્રીના કઠોર શબ્દો સાંભળી અહિં આવ્યા તેથી હું તમારા ઉપર પ્રસન્ન થતો નથી. (૧૮)

सर्वथा त्वपनीतं ते सीतया यत् प्रचोदितः । क्रोधस्य वशमागम्य नाकरोः शासनं मम ॥१९॥
તમે સીતાના કહેવાથી, ક્રોધમાં આવીને મારી આજ્ઞાનું પાલન નથી કર્યું. તે તો તમે નીતિવિરુદ્ધ કામ કર્યું છે. (૧૯)

असौ हि राक्षसः शेते शरेणाभिहतो मया । मृगरूपेण येनाहमाश्रमादपवाहितः ॥२०॥
આ જુવોને, જે રાક્ષસે મૃગનું રૂપ ધારણ કરીને મને આશ્રમથી ખેંચી લાવ્યો તે તો આ મરેલો પડ્યો છે. (૨૦)

विकृष्य चापं परिधाय सायकं सलीलबाणेन च ताडितो मया ।
मार्गीं तनुं त्यज्य च विक्लवस्वरो बभूव केयूरधरः स राक्षसः ॥२१॥
મેં તો અનાયાસ જ તેને બાણ માર્યો અને તે મૃગશરીરનો ત્યાગ કરીને કેયૂરધારી રાક્ષસ બની ગયો અને વ્યાકુલતાનો તે સ્વર તેણે કર્યો. (૨૧)

शराहतेनैव तदार्तया गिरा स्वरं ममालम्ब्य सुदूरसुश्रवम् ।
उदाहृतं तद् वचनं सुदारुणं त्वमागतो येन विहाय मैथिलीम् ॥२२॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे एकोनषष्टितमः सर्गः ॥५९॥

બાણથી આહત થયીને તેણે દૂર સુધી સંભળાય આવો, મારા સ્વરથી શબ્દ કર્યો. તે સાંભળીને તમે સીતાને મૂકીને અહિં આવ્યા. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકોનષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ षष्टितमः सर्गः

—★—

दृष्ट्वाश्रमपदं शून्यं रामो दशरथात्मजः । रहितां पर्णशालां च प्रविद्धान्यासनानि च ॥१॥
રામે જોયું કે આશ્રમ શૂન્ય છે, પર્ણશાળામાં કોયી નથી, આસનો આમ તેમ વિખરાયેલાં પડયાં છે. (૧)

अदृष्ट्वा तत्र वैदेहीं संनिरीक्ष्य च लक्ष्मणम् । उवाच रामः प्राक्रुश्य प्रगृह्य रुचिरौ भुजौ ॥२॥
ત્યાં સીતાને ન જોયીને, સારી રીતે તપાસીને, લક્ષ્મણના બન્ને હાથો પકડીને, રડીને રામ બોલ્યા કે...(૨)

क्व नु लक्ष्मण वैदेही कं वा देशमितो गता । केनाहृता वा सौमित्रे भक्षिता केन वा प्रिया ॥३॥
લક્ષ્મણ, સીતા કયાં છે ! કયાં ગયાં હશે ? કોણ લયી ગયો હશે ? અથવા કોયી તેમને ખાયી ગયો હશે. (૩)

वृक्षेणावार्य यदि मां सीते हसितुमिच्छसि । अलं ते हसितेनाद्य मां भजस्व सुदुःखितम् ॥४॥

હે સીતા, જો તમે વૃક્ષની આડમાં રહીને હાંસી કરવાની ઇચ્છા કરતાં હો તો, હવે તે હાંસી કરવાનું રહેવા દો ને શીઘ્ર મારી પાસે આવો, (૪)

**यैः परिक्रीडसे सीते विश्वस्तैर्मृगपोतकैः । एते हीनास्त्वया सौम्ये ध्यायन्त्यस्राविलेक्षणः ॥५॥**

હે સીતા, જે પરિચિત અને હળી ગયેલા મૃગો સાથે તમે રમો છો, આ તે બધા તમારા વિના રડે છે અને ચિંતા કરે છે. (૫)

**सीतया रहितोहं वै नहि जीवामि लक्ष्मण । परलोके महाराजो नूनं द्रक्ष्यति मे पिता ॥६॥**

લક્ષ્મણ, સીતા વિના તો હું નહિ જ જીવું. પણ હું મરી જયીશ તો ત્યાં પરલોકમાં પિતાશ્રી તો અવશ્ય જ મળશે. (૬)

**कथं प्रतिज्ञां संश्रुत्य मया त्वमभियोजितः । अपूरयित्वा तं कालं मत्सकाशमिहागतः ॥७॥**

અને તેવો પુછશે કે પ્રતિજ્ઞા કરીને, ૧૪ વર્ષનો સમય પૂરા કર્યા વિનાજ તમે મારી પાસે કેમ આવ્યા ? એમ તેવો મારા ઉપર અભિયોગ લગાડશે. (૭)

**कामवृद्धमनार्यं वा मृषावादिनमेव च । धिक् त्वामिति परे लोके व्यक्तं वक्ष्यति मे पिता ॥८॥**

મને સ્વેચ્છાચારી અને અનાર્ય તેમજ અસત્યવાદી માનશે. તમને ધિક્કાર છે, એમ અવશ્ય જ મારા પિતા મને કહેશે. (૮)

**मामिहोत्सृज्य करुणं कीर्तिर्नरमिवानृजुम् । क्व गच्छसि वरारोहे मामुत्सृज्य सुमध्यमे ॥९॥**

હે સીતા, જેમ કીર્તિ કઠોર માણસનો ત્યાગ કરે છે, તેમ તમે મને ત્યજીને કયાં જાવો છો ?

**लक्ष्मणो राममत्यर्थमुवाच हितकाम्यया । मा विषादं महाबुद्धे कुरु यत्नं मया सह ॥१०॥**

હિતની ઇચ્છાથી, લક્ષ્મણે રામને કહ્યું કે આમ વિષાદ કરો મા, આપણે તેમને શોધવા માટે યત્ન કરિયે. (૧૦)

**प्रियकाननसञ्चारा वनोन्मत्ता च मैथिली । सा वनं वा प्रविष्टा स्यान्नलिनीं वा सुपुष्पिताम् ॥११॥**

સીતાને વનમાં ભ્રમણ ગમે છે. વન જોયીને તેવો ગાંડા થયી જાય છે. તેવો વનમાં ગયાં હશે અથવા પુષ્પિત તળાવમાં ગયાં હશે. (૧૧)

**जिज्ञासमाना वैदेही त्वां मां च पुरुषर्षभ । तस्या ह्यन्वेषणे श्रीमन् क्षिप्रमेव यतावहे ॥१२॥**

હે રામ, તમારી અને મારી પરીક્ષા લેવા માટે તેવો કયાંય હશે. ચાલો તેમની શોધ માટે આપણે શીઘ્ર પ્રયત્ન કરિયે. (૧૨)

**वनं सर्वं विचिनुवो यत्र सा जनकात्मजा । मन्यसे यदि काकुत्स्थ मा स्म शोके मनः कृथाः ॥१३॥**

હે ભાયી, જો તમે ઉચિત સમજતા હો તો ચાલો, આખા વનમાં તેમની શોધ કરિયે, જ્યાં તેવો હોય. (૧૪)

**एवमुक्तः स सौहार्दाल्लक्ष्मणेन समाहितः । सह सौमित्रिणा रामो विचेतुमुपचक्रमे ॥१४॥**

પ્રેમથી લક્ષ્મણે આમ કહ્યું ત્યારે લક્ષ્મણ સાથે મળીને રામે પણ શોધ કરવાનો આરંભ કર્યો. (૧૫)

**तौ वनानि गिरींश्चैव सरितश्च सरांसि च । निखिलेन विचिन्वन्तौ सीतां दशरथात्मजौ ॥१५॥**

તેવો બન્ને ભાયિયો વનોમાં, પર્વતોમાં, નદિયોમાં, તળાવોમાં, બધેય શોધવા લાગ્યા. (૧૫)

**विचित्य सर्वतः शैलं रामो लक्ष्मणमब्रवीत् । नेह पश्यामि सौमित्रे वैदेहीं पर्वते शुभाम् ॥१६॥**

પહાડમાં ચારેકોર સીતાને શોધીને રામે લક્ષ્મણુને કહ્યું, ભાયી પહાડમાં તો કયાંય તે જોવામાં નથી આવતાં. (૧૬)

ततो दुःखाभितसन्तप्तो लक्ष्मणो वाक्यमब्रवीत् । विचरन् दण्डकारण्यं भ्रातरं दीप्ततेजसम् ॥१७
ત્યારે દંડકારણ્યમાં ફરતા ફરતા લક્ષ્મણે દુઃખી થયીને રામને કહ્યું ...(૧૭)

प्राप्स्यसे त्वं महाप्राज्ञ मैथिलीं जनकात्मजाम् । यथा विष्णुर्महाबाहुर्बलिं बद्ध्वा महीमिमाम् ॥१८॥
જેમ મહાબલવાન્ વિષ્ણુયે બલિને બાંધીને આ પૃથિવીને પામેલ, તેમ સીતાને તમે મેળવશો તો અવશ્ય. (૧૮)

एवमुक्तस्तु वीरेण लक्ष्मणेन स राघवः । उवाच दीनया वाचा दुःखाभिहतचेतनः ॥१९॥
લક્ષ્મણુની આ વાત સાંભળી દુઃખિત થયેલા રામે દીનવાણીથી બોલ્યા. (૧૯)

वनं सुविचितं सर्वं पद्मिन्यः फुल्लपङ्कजाः । नहि पश्यामि वैदेहीं प्राणेभ्योपि गरीयसीम् ॥२०॥
આખું વન અમોયે શોધી નાખ્યું, તળાવો શોધી નાખ્યા. પ્રાણો કરતાં પણ પ્રિય એવા સીતાને હું જોતો નથી. (૨૦)

एवं स विलपन् रामः सीताहरणकर्षितः । दीनः शोकसमाविष्टो मुहूर्तं विह्वलोभवत् ॥२१॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे षष्टितमः सर्गः ॥६०॥

આમ દુઃખ પ્રકટ કરતા સીતાનાં હરણુને લીધે કૃશ થયેલા તેમજ શોકાતુર અને દીન બનેલા રામ વ્યાકુળ થયી ગયા, અને લાંબા અને ઉષ્ણુ નિસાસા લયીને બેસી ગયા. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણુના અરણ્યકાંડના ષષ્ટિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ एकषष्टितमः सर्गः

सीतामपश्यन् धर्मात्मा शोकोपहतचेतनः । विललाप महाबाहू रामः कमललोचनः ॥१॥
સીતાને ન જોતાં શોકાતુર બનેલા કમલનયન રામ વિલાપ કરવા લાગ્યા. (૧)

अवगच्छामि ते शीलं परिहासप्रियं प्रिये । आगच्छ त्वं विशालाक्षि शून्योयमुटजस्तव ॥२॥
હે સીતે, તમારા સ્વભાવને હું જાણુ છું. તમને પરિહાસ પ્રિય છે. પણ હવે તમે આવી જાવ. આ તમારી ઝુંપડી ખાલી પડી છે. (૨)

सुव्यक्तं राक्षसैः सीता भक्षिता वा हृतापि वा । न हि सा विलपन्तं मामुपसम्प्रैति लक्ष्मण ॥३॥
રામે લક્ષ્મણુને કહ્યું કે, અવશ્ય રાક્ષસો કે તો સીતાને ખાયી ગયા છે અથવા ઉપાડીને લયી ગયા છે; કેમકે હું વિલાપ કરી રહ્યો છું તોપણ સીતા મારી પાસે આવતાં નથી. (૩)

सीतया सह निर्यातो विना सीतामुपागतः । कथं नाम प्रवेक्ष्यामि शून्यमन्तःपुरं मम ॥४॥
હું સીતા સાથેજ અયોધ્યાથી મહલમાંથી નિકલ્યો છું. હવે તેમના વિનાજ શૂન્ય અંતઃપુરમાં કયી રીતે હું પ્રવેશ કરિશ. (૪)

**निर्वीर्य इति लोको मां निर्दयश्चेति वक्ष्यति । कातरत्वं प्रकाशं हि सीतापनयनेन मे ॥५॥**

લોકો મને માયકાંગલો અને નિર્દય કહેશે અને સીતાને ખોયીને, મારી કાયરતા તો સ્પષ્ટજ છે. (૫)

**निवृत्तवनवासश्च जनकं मिथिलाधिपम् । कुशलं परिपृच्छन्तं कथं शक्ये निरीक्षितुम् ॥६॥**

હું જ્યારે વનવાસ:પૂરો કરીને જયિશ અને મિથિલા નરેશ જનક, કુશળ સમાચાર પૂછશે ત્યારે હું કયી રીતે તેમના ભણે જોયી પણ શકીશ. (૬)

**विदेहराजो नूनं मां दृष्ट्वा विरहितं तया । सुताविनाशसन्तप्तो मोहस्य वशमेष्यति ॥७॥**

અને તેવો પણ મને એકલો જોયીને, પોતાની પુત્રીના નાશને લીધે બેભાન બનશે. જ. (૭)

**अथवा न गमिष्यामि पुरीं भरतपालिताम् । स्वर्गोपि हि तया हीनः शून्य एव मतो मम ॥८॥**

અથવા અયોધ્યાની રક્ષા ભરત કરી જ રહ્યા છે, ત્યારે હું હવે અયોધ્યા નહિ જ જયિશ. કેમકે સીતા વિના તો સ્વર્ગ પણ મારા માટે શૂન્ય જ છે. (૮)

**तन्मामुत्सृज्य हि वने गच्छायोध्यापुरीं शुभाम् । न त्वहं तां विना सीतां जीवेयं हि कथञ्चन ॥९॥**

તેથી હે લક્ષ્મણ, મને અહિં વનમાં જ મૂકીને તમે જ અયોધ્યા જાવ. સીતા વિના તો હું કોયી રીતે પણ જીવી શકું નહિ. (૯)

**गाढमाश्लिष्य भरतो वाच्यो मद्वचनात्त्वया । अनुज्ञातोसि रामेण पालयेति वसुन्धराम् ॥१०॥**

મારા શબ્દોથી ભાયી ભરતને આલિંગન કરીને કહેશો કે રામની આજ્ઞા છે કે રાજ્યનું રક્ષણ કરો. (૧૦)

**अम्बा च मम कैकेयी सुमित्रा च त्वया विभो । कौसल्या च यथान्यायमभिवाद्या ममाज्ञया ॥११॥**

માતા કૈકેયી, માતા સુમિત્રા અને માતા કૌસલ્યાને તમે યથાયોગ્ય મારા અભિવાદન કહેશો અને કહ્યા પ્રમાણે કરનારા તમે, તેમની રક્ષામાં પ્રયત્ન કરતા રહેશો. (૧૧)

**सीतायाश्च विनाशोयं मम चामित्रसूदन । विस्तरेण जनन्या मे विनिवेद्यस्त्वया भवेत् ॥१२॥**

અને હે લક્ષ્મણ, સીતાના આ સમાચાર લંબાણથી મારી બાને કહેશો. (૧૨)

**इति विलपति राघवे तु दीने वनमुपगम्य तया विना सुकेश्या ।**
**भयविकलमुखस्तु लक्ष्मणोपि व्यथितमना भृशमातुरो बभूव ॥१३॥**

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे एकषष्टितमः सर्गः ॥६१॥

વનમાં આવીને, સીતાને ગુમાવીને આ રીતે વિલાપ કરતા રામને જોયીને લક્ષ્મણના મુખ ઉપર ભયની છાયા ફરી વળી અને તેવો વધારે દુઃખિત થયા. (૧૩)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ द्विषष्टितमः सर्गः

स लक्ष्मणं शोकवशाभिपन्नं शोके निमग्नो विपुले तु रामः ।
उवाच वाक्यं व्यसनानुरूपमुष्णं विनिःश्वस्य रुदन् सशोकम् ॥१॥

લક્ષ્મણને શોકાતુર અને દુઃખમાં ડૂબેલા જોઈને લાંબા નિસાસા નાંખીને રામ બોલ્યા. (૧)

सर्वं तु दुःखं मम लक्ष्मणेदं शान्तं शरीरे वनमेत्य क्लेशम् ।
सीतावियोगात् पुनरप्युदीर्णं काष्ठैरिवाग्निः सहसोपदीप्तः ॥२॥

હે લક્ષ્મણ, વનમાં આવ્યા પછી બધાં દુઃખ, કલેશ મારા શરીરમાં શાંત થયી ગયાં પણ લાકડા નાખવાથી જેમ અગ્નિ પ્રદીપ્ત થાય તેમ સીતાના વિયોગથી તે દુઃખરૂપ અગ્નિ પુનઃ પ્રદીપ્ત થયો છે. (૨)

सा नूनमार्या मम राक्षसेन ह्यभ्याहृता खं समुपेत्य भीरुः ।
अपस्वरं सुस्वरविप्रलापा भयेन विक्रन्दितवत्यभीक्ष्णम् ॥३॥

અવશ્યજ મારી સીતાને રાક્ષસો ભક્ષણ કરી ગયા છે. તે સીતા તે સમયે ભયથી બૂમ પાડી પાડીને ફરી ફરી રડતાં રહ્યાં હશે. (૩)

तच्छ्लक्ष्णसुव्यक्तमृदुप्रलापं तस्या मुखं कुञ्चितकेशभारम् ।
रक्षोवशं नूनमुपागताया न भ्राजते राहुमुखे यथेन्दुः ॥४॥

સીતા રાક્ષસોના વશમાં ગયાં અને તેથી તેનાં કુંચિત કેશવાળું મૃદુ મુખ આજે રાહુના મુખમાં ગયેલ ચંદ્રની જેમ શોભતું નહિ હોય. (૪)

तां हारपाशस्य सदोचितान्तां ग्रीवां प्रियाया मम सुव्रतायाः ।
रक्षांसि नूनं परिपीतवन्ति शून्ये हि भित्त्वा रुधिराशनानि ॥५॥

સીતા સદાય કંઠમાં હાર ધારણ કરી રાખતાં. પણ આજે તો અવશ્ય જ, રકતપાન કરનારા રાક્ષસો એકાંતમાં તેમને ફાડીને તેમનુ લોહી પી ગયા હશે. (૫)

मया विहीना विजने वने सा रक्षोभिराहृत्य विकृष्यमाणा ।
नूनं विनादं कुररीव दीना सा मुक्तवत्यायतकान्तनेत्रा ॥६॥

રાક્ષસો તેમને પકડીને ખેંચી લયી ગયા હશે, મારા વિના તે દીન થયીને કુરરીની પેઠે રડતાં હશે. (૬)

अस्मिन् मया सार्धमुदारशीला शिलातले पूर्वमुपोपविष्टा ।
कान्तस्मिता लक्ष्मण जातहासा त्वामाह सीता बहुवाक्यजातम् ॥७॥

હે લક્ષ્મણ, આ શિલા છે. આના ઉપર તે મારી સાથે બેસતાં, હંસતાં અને તમારી સાથે કેટલીય વાતો કરતાં. (૭)

पद्मानना पद्मपलाशनेत्रा पद्मानि वानेतुमभिप्रयाता ।
तदप्ययुक्तं नहि सा कदाचिन्मया विना गच्छति पङ्कजानि ॥८॥

કમળની જેમ મુખવાળાં, કમળપત્રની જેમ વિશાળ નેત્રવાળાં, તેવો કમલ લેવા અહિંથી ગયાં હશે, તે પણ સાચું નથી. કેમકે મારા વિના તેવો કદી પંકજો લેવા જતાં નહિ. (૮)

कामं त्विदं पुष्पितवृक्षषण्डं नानाविधैः पक्षिगणैरुपेतम् ।
वनं प्रयाता नु तदप्ययुक्तमेकाकिनी सातिबिभेति भीरुः ॥९॥

અને તેવો જ્યાં ફૂલેલા વૃક્ષોના સમૂહ છે, જ્યાં પક્ષિયો શબ્દ કરી રહ્યા છે, આવા વનમાં ગયાં હશે આમ માનવું યુકત નથી. કેમકે તે એકલાં જતાં બીતાં હતાં. (૯)

आदित्य भो लोककृताकृतज्ञ लोकस्य सत्यानृतकर्मसाक्षिन् ।
मम प्रिया सा क्व गता हृता वा शंसस्व मे शोकहतस्य सर्वम् ॥१०॥

લોકોના કરેલાં અને નહિ કરેલાં કર્મોને જાણનારા અને સત્ય કે અસત્ય કર્મોના સાક્ષી હે સૂર્ય ભગવાન્ તમે જ કહો કે સીતા કયાં ગયાં ! કોચી તેમને ઉપાડી તો નહિ લયી ગયો !

लोकेषु सर्वेषु न नास्ति किञ्चिद् यत् ते न नित्यं विदितं भवेत् तत् ।
शंसस्व वायो कुलपालिनीं तां मृता हृता वा पथि वर्तते वा ॥११॥

સંસારમાં આવું કશું નથી, જેને તમે નહિ જાણતા હો. તેથી હે પવન દેવ, તમે જ કહો કે મારા વંશની રક્ષા કરનારી તે સીતાને કોયિયે મારી નાખી અથવા એનું હરણ કરીને કોયી લયી ગયો અથવા ક્યાંય માર્ગમાં છે ! (૧૧)

इतीव तं शोकविधेयदेहं रामं विसञ्ज्ञं विलपन्तमेव ।
उवाच सौमित्रिरदीनसत्त्वो न्याय्ये स्थितः कालयुतं च वाक्यम् ॥१२॥

આ રીતે જ્યારે ભાન ભૂલીને રામ રડતા હતા ત્યારે ધૈર્યવાળા લક્ષ્મણ ઉચિત માર્ગમાં સ્થિર રહીને સમયાનુકૂળ વચન કહેવા લાગ્યા. (૧૨)

शोकं विसृज्याद्य धृतिं भजस्व सोत्साहता चास्तु विमार्गणेऽस्याः ।
उत्साहवन्तो हि नरा न लोके सीदन्ति कर्मस्वतिदुष्करेषु ॥१३॥

મહારાજ, શોકને મૂકો, ધીરજ રાખો. અને સીતાની શોધ માટે ઉત્સાહ ધારણ કરો. કેમકે ઉત્સાહી પુરુષ અતિ દુષ્કર કર્મ કરવા હોય ત્યારે દુઃખી થતા નથી. (૧૩)

इतीव सौमित्रिमुदग्रपौरुषं ब्रुवन्तमार्तो रघुवंशवर्धनः ।
न चिन्तयामास धृतिं विमुक्तवान् पुनश्च दुःखं महदभ्युपागतम् ॥१४॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे द्विषष्टितमः सर्गः ॥६२॥

લક્ષ્મણના ઉત્સાહવર્ધક આ વચન સાંભળીને પણ રામને શાંતિ ન થયી અને પુનઃ ભારે દુઃખમાં ડૂબી ગયા. (૧૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના દ્વિષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ त्रिषष्टितमः सर्गः

स दीनो दीनया वाचा लक्ष्मणं वाक्यमब्रवीत् । शीघ्रं लक्ष्मण जानीहि गत्वा गोदावरीं नदीम् ॥
શ્રી રામે દુઃખી થયીને લક્ષ્મણને કહ્યું હે લક્ષ્મણ, શીઘ્ર જાવો અને ગોદાવરી-નદી-વિભાગમાં સીતાની શોધ કરો. (૧)

एवमुक्तस्तु रामेण लक्ष्मणः पुनरेव हि । नदीं गोदावरीं रम्यां जगाम लघुविक्रमः ॥२॥
રામની આજ્ઞાથી લક્ષ્મણ ફરીથી સુંદર ગોદાવરીની ઓર શીઘ્ર ગયા. (૨)

तां लक्ष्मणस्तीर्थवतीं विचित्वा राममब्रवीत् । नैनां पश्यामि तीर्थेषु क्रोशतो न श्रृणोति मे ॥३॥
લક્ષ્મણે ગોદાવરી પાસે જયીને ચારે ઓર શોધીને રામને કહ્યું કે ગોદાવરીના ઘાટોમાં સીતાને જોયાં નથી અને મારા આહ્વાનને કોયી સાંભળતું નથી. (૩)

कं नु सा देशमापन्ना वैदेही क्लेशनाशिनी । नहि तं वेद्मि वै राम यत्र सा तनुमध्यमा ॥४॥
હે રામ ! આપણા કષ્ટને દૂર કરનારી સીતા કયાં ગયાં તે હું જાણતો નથી. (૪)

लक्ष्मणस्य वचः श्रुत्वा दीनः सन्तापमोहितः । रामः तामभिचक्राम स्वयं गोदावरीं नदीम् ॥५॥
લક્ષ્મણનું વચન સાંભળી દીન અને સંતપ્ત થયેલા રામ પોતે ગોદાવરી નદી પાસે ગયા. (૫)

स तामुपस्थितो रामः क्व सीतेत्येवमब्रवीत् । न च सा ह्यवदत् सीतां पृष्टा रामेण शोचता ॥६॥
ગોદાવરી પાસે જયીને સીતાને માટે રામે પૂછ્યું પણ ગોદાવરિયે કશું કહ્યું નહિ. (૬)

या मे राज्यविहीनस्य वने वन्येन जीवतः । सर्वं व्यपानयच्छोकं वैदेही क्व नु सा गता ॥७॥
જે સીતાયે રાજ્ય ત્યાગ કરીને જંગલી ફળફૂળ આદિથી જીવન વ્યતીત કરતા મારી સાથે રહીને સુખનો ત્યાગ કર્યો તે સીતા કયાં ગયાં. (૭)

ज्ञातिवर्गविहीनस्य वेदेहीमप्यपश्यतः । मन्ये दीर्घा भविष्यन्ति रात्रयो मम जाग्रतः ॥८॥
જ્ઞાતિવર્ગથી છૂટા પડેલા અને સીતાને ન જોતાં મને લાગે છે મને નિદ્રા નહી આવશે અને રાત્રિયો મોટી જણાશે (૮)

मन्दाकिनीं जनस्थानमिमं प्रस्रवणं गिरिम् । सर्वाण्यनुचरिष्यामि यदि सीता हि लभ्यते ॥९॥
મંદાકિની, જનસ્થાન અને પ્રસ્રવણ પર્વત બધામાં ફરીશું, કદાચ સીતા કયાંય મળી જાય.

एते महामृगा वीर मामीक्षन्ते पुनः पुनः । वक्तुकामा इह हि मे इङ्गितान्युपलक्षये ॥१०॥
હે વીર, આ મોટા મોટા મૃગ આદિ પશુવો ફરી ફરીથી મને જુવે છે તેથી મને લાગે છે કે તેવો કંયીક કહેવા ઇચ્છે છે. (૧૦)

तांस्तु दृष्ट्वा नरव्याघ्रो राघवः प्रत्युवाच ह । क्व सीतेति निरीक्षन् वै बाष्पसंरुद्धया गिरा ॥११॥
નરશિરોમણિ રામે તેવોને જોતાં ગદ્ગદ્ વાણીથી કહ્યું કે સીતા કયાં છે ? (૧૧)

एवमुक्ता नरेन्द्रेण ते मृगाः सहसोत्थिताः । दक्षिणाभिमुखाः सर्वे दर्शयन्तो नभःस्थलम् ॥१२॥
રામના વચન સાંભળીને તે પશુવો એકદમ દક્ષિણ દિશામાં મુખ કરી ઉભાં થયી ગયાં અને આકાશને દેખાડવા લાગ્યાં. (૧૨)

मैथिली ह्रियमाणा सा दिशं यामभ्यपद्यत । तेन मार्गेण गच्छन्तो निरीक्षन्ते नराधिपम् ॥१३॥
હરણ કરીને લયી જવાતાં સીતાને જે દિશામાં તેવોયે જોયેલ તે દિશામાં તેવો જવા લાગ્યા અને રામને જોતા રહ્યા. (૧૩)

उवाच लक्ष्मणो धीमाञ्ज्येष्ठं भ्रातरमार्तवत् । क्व सीतेति त्वया पृष्टा यथेमे सहसोत्थिताः ॥१४॥
બુદ્ધિમાન્ લક્ષ્મણે મોટાભાયી રામને કહ્યું કે તમે પૂછ્યું કે સીતા કયાં છે ? તેથી એ બધાંય અકસ્માત્ ઉભા થયીને. (૧૪)

दर्शयन्ति क्षितिं चैव दक्षिणां च दिशं मृगाः । साधु गच्छावहे देव दिशमेतां च नैर्ऋतीम् ॥१५॥
આ મૃગો પૃથ્વી અને દક્ષિણ દિશાને બતાવી રહ્યાં છે તેથી હે મહારાજ ! આપણે દક્ષિણ દિશામાં જયિયે. (૧૫)

यदि तस्या गमः कश्चिदार्या वा साथ लक्ष्यते । बाढमित्येव काकुत्स्थः प्रस्थितो दक्षिणां दिशम् ॥
કદાચ તેમનું તે દિશામાં જવું થયું હોય. કદાચ તેવો તે દિશામાં જોવામાં આવી જાય. રામ તેમની વાત માની દક્ષિણ દિશામાં ચાલવા લાગ્યા. (૧૬)

पुष्पवृष्टिं निपतितां दृष्ट्वा रामो महीतले । उवाच लक्ष्मणं वीरो दुःखितो दुःखितं वचः ॥१७॥
પૃથ્વી ઉપર પડેલા ફૂલોને બંને ભાયિયોયે જોયાં અને રામ દુઃખી થયીને લક્ષ્મણને કહેવા લાગ્યા. (૧૭)

अभिजानामि पुष्पाणि तानीमानीह लक्ष्मण । अपिनद्धानि वैदेह्या मया दत्तानि कानने ॥१८॥
હે લક્ષ્મણ ! આ પુષ્પોને હું ઓળખું છું. આ તેજ પુષ્પો છે જે મેં લાવીને જંગલમાં સીતાને આપ્યાં હતાં અને તેવોયે માથામાં નાખ્યાં હતાં. (૧૮)

मन्ये सूर्यश्च वायुश्च मेदिनी च यशस्विनी । अभिरक्षन्ति पुष्पाणि प्रकुर्वन्तो मम प्रियम् ॥१९॥
મને લાગે છે કે સૂર્ય, વાયુ, પૃથ્વી મારું હિત કરવાને માટે આ ફૂલોની રક્ષા કરી રહ્યાં છે. (૧૯)

एवं प्ररुषितो रामो दिधक्षन्निव चक्षुषा । ददर्श भूमौ निष्क्रान्तं राक्षसस्य पदं महत् ॥२०॥
આ રીતે ક્રોધે ભરાયેલા રામે, આંખથી ભસ્મ કરી નાખશે તેવા જણાતા રામે, પૃથિવી ઉપર રાક્ષસના મોટા પગ જોયા. (૨૦)

राक्षसेनानुसृप्ताया वैदेह्याश्च पदानि तु । स समीक्ष्य परिक्रान्तं सीताया राक्षसस्य च ॥२१॥
આગળ આગળ સીતાના અને તેમની પાછળ રાક્ષસના પગ જોયીને રામે કહ્યું...(૨૧)

तप्तबिन्दुनिकाशैश्च चित्रैः क्षतजबिन्दुभिः । आवृतं पश्य सौमित्रे सर्वतो धरणीतलम् ॥२२॥
હે લક્ષ્મણ જુવો, ઉષ્ણ રકતના છાંટાથી પૃથિવી ઢંકાયી ગયેલી છે. (૨૨)

मन्ये लक्ष्मण वैदेही राक्षसैः कामरूपिभिः । भित्त्वा भित्त्वा विभक्ता वा भक्षिता वा भविष्यति ॥
હે લક્ષ્મણ હું ધારું છું કે સ્વેચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારા રાક્ષસોયે સીતાને ફાડીને જુદા જુદા કર્યા છે અથવા તો ખાયી ગયા છે. (૨૩)

तस्या निमित्तं सीताया द्वयोर्विवदमानयोः । बभूव युद्धं सौमित्रे घोरं राक्षसयोरिह ॥२४॥
તે સીતાને માટે જ ઝગડતા બે રાક્ષસોનો ઘોર સંગ્રામ અહીં થયો છે. (૨૪)

**मुक्तामणिचितं चेदं रमणीयं विभूषितम् । धरण्यां पतितं सौम्य कस्य भग्नं महद् धनुः ॥२५॥**

ભાયી લક્ષ્મણ ! મુક્તા અને મણિયોથી જટિત અતિ સુંદર આ મોટું ધનુષ્ પૃથ્વી ઉપર કોનું પડયું છે ? (૨૫)

**तरुणादित्यसङ्काशं वैदूर्यगुलिकाचितम् । विशीर्णं पतितं भूमौ कवचं कस्य काञ्चनम् ॥२६॥**

પ્રકાશમાન સૂર્યની જેમ વૈદૂર્યની ગોળીયોથી ભરેલ ફાટેલું આ સોનાનું કવચ પૃથ્વી પર પડેલું કોનું હશે ? (૨૬)

**छत्रं शतशलाकं च दिव्यमाल्योपशोभितम् । भग्नदण्डमिदं सौम्य भूमौ कस्य निपातितम् ॥२७॥**

સો સળીયોવાળું અને સુંદર માળાવોથી શોભિત આ તૂટેલું અને પૃથ્વી પર પડેલું છત્ર કોનું હશે ? (૨૭)

**दीप्तपावकसङ्काशो द्युतिमान् समरध्वजः । अपविद्धश्च भग्नश्च कस्य साङ्ग्रामिको रथः ॥२८॥**

પ્રદીપ્ત અગ્નિની જેમ ચમકદાર આ તૂટેલો ફાટેલો સમર ધ્વજવાળો, યુદ્ધનો રથ કોનો હશે ?

**रथाक्षमात्रा विशिखास्तपनीयविभूषणाः । कस्येमे निहता बाणाः प्रकीर्णा घोरदर्शनाः ॥२९॥**

આ સોના જેવા સુશોભિત, મોટા મોટા અને આમતેમ પડેલા ભયંકર બાણો કોના હશે ?

**शरावरौ शरैः पूर्णौ विध्वस्तौ पश्य लक्ष्मण । प्रतोदाभीषुहस्तोयं कस्य वा सारथिर्हतः ॥३०॥**

હે લક્ષ્મણ, બાણોથી ભરેલ અને તૂટેલ ભાથાં કોનાં હશે ? અને જેના હાથમાં ચાબુક રહેલું છે આવો આ સારથિ કોનો હશે ? (૩૦)

**सुघोरहृदयैः सौम्य राक्षसैः कामरूपिभिः । हता मृता वा वैदेही भक्षिता वा तपस्विनी ॥३१॥**

હે લક્ષ્મણ ! કઠોર હૃદયવાળા અને ઇચ્છાપ્રમાણે રૂપધારણ કરનારા રાક્ષસોયે સીતાનું હરણ કર્યું છે અથવા તેને મારી નાખી છે અથવા તો તેવો તેને ખાયી ગયા છે. (૩૧)

**भक्षितायां हि वैदेह्यां हृतायामपि लक्ष्मण । के हि लोके प्रियं कर्तुं शक्ताः सौम्य ममेश्वराः ॥३२॥**

હે લક્ષ્મણ ! સીતાનું ભક્ષણ થયું હોય અથવા હરણ થયું હોય પણ આ લોકમાં મારું હિત કરવા માટે કોણ સમર્થ છે. (૩૨)

**कर्तारमपि लोकानां शूरं करुणवेदिनम् । अज्ञानादवमन्येरन् सर्वभूतानि लक्ष्मण ॥३३॥**

લક્ષ્મણ, જગતના બનાવનાર, શૂરનો અને સૌના દુઃખને જાણનારનો પણ લોકો અજ્ઞાનથી અપમાન કરી શકે છે. (૩૩)

**मृदुं लोकहिते युक्तं दान्तं करुणवेदिनम् । निर्वीर्य इति मन्यन्ते नूनं मां त्रिदशेश्वराः ॥३४॥**

હે લક્ષ્મણ ! કોમળ પ્રકૃતિવાળા, લોકોના હિત કરનારા, જિતેન્દ્રિય અને કારુણિક આવા મને દેવતાવો ખરેખર નિર્વીર્ય માને છે. (૩૪)

**आकर्णपूर्णैरिषुभिर्जीवलोकदुरावरैः । करिष्ये मैथिलीहेतोरपिशाचमराक्षसम् ॥३५॥**

કાન સુધી ખેંચેલા અને સંસારમાં કોયીપણ જેને રોકી શકે નહિ એવા બાણોથી જાનકીને માટે હું આ જગતને પિશાચ અને રાક્ષસ વિનાનું બનાવી દયીશ. (૩૫)

**मम रोषप्रयुक्तानां विशिखानां बलं सुराः । द्रक्ष्यन्त्यद्य विमुक्तानाममर्षाद् दूरगामिनाम् ॥३६॥**

ક્રોધથી ફેંકાયેલા અને દૂર જનારા મારા બાણોનું બળ દેવો આજે જોશે. (૩૬)

भविष्यन्ति मम क्रोधात् त्रैलोक्ये विप्रणाशिते । नैव देवा न दैतेया न पिशाचा न राक्षसाः ॥
જયારે હું ક્રોધ કરીને ત્રણેય લોકોનો નાશ કરીશ ત્યારે દેવો, દૈત્યો, પિશાચો અને રાક્ષસો કોઈપણ રહેશે નહિ. (૩૭)

देवदानवयक्षाणां लोका ये रक्षसामपि । बहुधा निपतिष्यन्ति बाणौघैः शकलीकृताः ॥३८॥
દેવ, દાનવ, યક્ષો અને રાક્ષસો પણ મારા બાણોથી ખંડ ખંડ કરાયેલા અનેક રીતે પૃથ્વી પર પડશે. (૩૮)

हृतां मृतां वा सौमित्रे न दास्यन्ति ममेश्वराः । नाशयामि जगत् सर्वं त्रैलोक्यं सचराचरम् ॥३९॥
હે લક્ષ્મણ ! હરણ કરાયેલી અથવા મરેલી મારી સીતાને જો કોઈ નહિ આપશે તો આજે મારા બાણોથી ત્રણેય લોકોનો ઉચ્છેદ કરી નાખીશ. (૩૯)

इत्युक्त्वा क्रोधताम्राक्षः स्फुरमाणोष्ठसम्पुटः । वल्कलाजिनमाबद्ध्य जटाभारमबन्धयत् ॥४०॥
આમ કહીને ક્રોધથી રાતી આંખોવાળા અને ક્રોધથી જ જેના હોઠો ફફડતા હતા એવા રામે વલ્કલ અને મૃગચર્મને સારી રીતે શરીરમાં બાંધીને જટાને પણ સારી રીતે બાંધી લીધી (૪૦)

तस्य क्रुद्धस्य रामस्य तथाभूतस्य धीमतः । त्रिपुरं जघ्नुषः पूर्वं रुद्रस्येव बभौ तनुः ॥४१॥
તે સમયે ક્રુદ્ધ થયેલા બુદ્ધિમાન્ રામનું શરીર ત્રિપુરાસુરને મારનાર રુદ્રના શરીરની જેમ શોભવા લાગ્યું. (૪૧)

शरमादाय सन्दीप्तं घोरमाशीविषोपमम् । सन्दधे धनुषि श्रीमान् रामः परपुरञ्जयः ॥४२॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे त्रिषष्टितमः सर्गः ॥६३॥

મહાભયંકર અને સર્પ જેવા બાણને લઈને રામે ધનુષ્ય ઉપર મૂકયો. (૪૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ત્રિષષ્ટિતમ સર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

## अथ चतुःषष्टितमः सर्गः

—*—

तप्यमानं तदा रामं सीताहरणकर्शितम् । लोकानामभवे युक्तं सांवर्तकमिवानलम् ॥१॥
સીતાના અપહરણથી કૃશ થયેલા અને લોકોના નાશ કરવા માટે પ્રલય કાળના અગ્નિ સમાન...(૧)

वीक्षमाणं धनुः सज्यं निःश्वसन्तं पुनः पुनः । दग्धुकामं जगत् सर्वं युगान्ते च यथा हरम् ॥२॥
ધનુષ ચડાવીને, નિસાસા લેતા અને યુગોના અંતમાં જગતને ભસ્મ કરનાર હરની જેમ.

अदृष्टपूर्वं सङ्क्रुद्धं दृष्ट्वा रामं स लक्ष्मणः । अब्रवीत् प्राञ्जलिर्वाक्यं मुखेन परिशुष्यता ॥३॥
કદી નહિ જોવાયેલા એવા ક્રુદ્ધ થયેલા રામને, લક્ષ્મણે હાથ જોડીને, સુકાતાં મુખથી કહ્યું.

पुरा भूत्वा मृदुर्दान्तः सर्वभूतहिते रतः । न क्रोधवशमापन्नः प्रकृतिं हातुमर्हसि ॥४॥
પહેલાં કોમળ, ઇન્દ્રિયો ઉપર અધિકાર મેળવનાર તથા સર્વ પ્રાણિયોના કલ્યાણમાં ધ્યાન આપનાર થયીને, ક્રોધના કારણે પોતાના સ્વભાવ તમારે ત્યજવો જોયિયે નહિ. (૪)

**चन्द्रे लक्ष्मीः प्रभा सूर्ये गतिर्वायौ भुवि क्षमा । एतच्च नियतं नित्यं त्वयि चानुत्तमं यशः ॥५॥**

ચંદ્રમાં લક્ષ્મીનો નિવાસ, સૂર્યમાં પ્રભા, વાયુમાં ગતિ અને પૃથિવીમાં ક્ષમા નિયત છે અને તમારામાં સર્વોત્તમ યશ નિયત છે. (૫)

**न तु जानामि कस्यायं भग्नः सांग्रामिको रथ । केन वा कस्य वा हेतोः सयुगः सपरिच्छदः ॥६॥**

જણાતું નથી કે આ યુદ્ધનો રથ કોણે યુગ અને બીજી સામગ્રિયો સાથે તુટેલો પડયો છે. (૬)

**खुरनेमिक्षतश्चायं सिक्तो रुधिरबिन्दुभिः । देशो निवृत्तसङ्ग्रामः सुघोरः पार्थिवात्मज ॥७॥**

ખુર અને ચક્રની નેમિથી ખોદાયેલો, લોહીના બિંદુવોથી સીંચાયેલ, આ પ્રદેશ જણાય છે કે હમણુંજ અહિં ઘોર સંગ્રામ થયી ગયો છે. (૭)

**एकस्य तु विमर्दोयं न द्वयोर्वदतां वर । नहि वृत्तं हि पश्यामि बलस्य महतः पदम् ॥८॥**

અને એકનું જ આ યુદ્ધ છે. બેનું નહિ. કોયી મોટી સેનાનું પદચિહ્ન પણ જણાતું નથી.(૮)

**सदा त्वं सर्वभूतानां शरण्यः परमा गतिः । को नु दारप्रणाशं ते साधु मन्येत राघव ॥९॥**

અને હે રામ, તમે તો સૌને શરણુ આપનાર છો. તમારી પત્નીનું અપહરણ થાય આ કોને સારું લાગશે ? (૯)

**सरितः सागराः शैला देवगन्धर्वदानवाः । नालं ते विप्रियं कर्तुं दीक्षितस्येव साधवः ॥१०॥**

નદી, સમુદ્ર, પર્વત, દેવ, ગંધર્વ, દાનવ કોયીપણ તમારું તે રીતે બુરું કરી શકતાં નથી જેમ સાધુ પુરુષો યજ્ઞ માટે દીક્ષિતનો બુરું નહિ કરે. (૧૦)

**येन राजन् हृता सीता तमन्वेषितुमर्हसि । मद्द्वितीयो धनुष्पाणिः सहायैः परमर्षिभिः ॥११॥**

અને હે મહારાજ, મારી સાથે મળીને તમારે સીતાનું હરણ કરનારની શોધ કરવી જોયિયે.

**समुद्रं वा विचेष्यामः पर्वतांश्च वनानि च । गुहाश्च विविधा घोराः पद्मिन्यो विविधास्तथा ॥१२॥**

સમુદ્ર, પર્વત, ભયંકર ગુફાવો, વિવિધ સરોવરો આ બધાં સ્થાનોમાં સીતાની શોધ કરવી જોયિયે. (૧૨)

**देवगन्धर्वलोकांश्च विचेष्यामः समाहिताः । यावन्नाधिगमिष्यामस्तव भार्यापहारिणम् ॥१३॥**

દેવલોકમાં, ગંધર્વલોકમાં પણ સાવધ થયીને ત્યાં સુધી સીતાની શોધ આપણે કરિશું જ્યાં સુધી સીતાનું હરણ કરનારનો પતો નહિ લાગશે. (૧૩)

**न चेत् साम्ना प्रदास्यन्ति पत्नीं ते त्रिदशेश्वराः । कोसलेन्द्र ततः पश्चात् प्राप्तकालं करिष्यसि ॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे चतुःषष्टितमः सर्गः ॥६४॥

અને દેવો જો શાંતિથી સીતાને નહિ આપશે તો જેવો સમય હશે, તે પ્રમાણે આપણે વર્તી લયિશું. (૧૪)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ચતુઃષષ્ઠિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ पञ्चषष्टितमः सर्गः

तं तथा शोकसन्तप्तं विलपन्तमनाथवत् । मोहेन महता युक्तं परिद्यूनमचेतसम् ॥१॥
શોકથી સંતપ્ત, અનાથની પેઠે વિલાપ કરતા, મહામોહથી યુકત, દુઃખિત અને બે ભાન રામને...(૧)

ततः सौमित्रिराश्वास्य मुहूर्तादिव लक्ष्मणः । रामं सम्बोधयामास चरणौ चाभिपीडयन् ॥२॥
લક્ષ્મણ, પગ પકડીને કહેવા લાગ્યા. (૨)

महता तपसा चापि महता चापि कर्मणा । राज्ञा दशरथेनासील्लब्धोमृतमिवामरैः ॥३॥
ભારે તપ કરીને, અને મહાન્ કર્મ કરીને રાજા દશરથે, દેવો અમૃત મેળવેલ તેમ તમને પ્રાપ્ત કર્યો છે. (૩)

तव चैव गुणैर्बद्धास्त्वद्वियोगान्महीपतिः । राजा देवत्वमापन्नो भरतस्य यथा श्रुतम् ॥४॥
તમારા ગુણોથી તેવો બંધાયેલા હતા. તેથી જ તમારા વિયોગને લીધે, ભરતે કહ્યું તેમ તેવો સ્વર્ગે પધાર્યા. (૪)

यदि दुःखमिदं प्राप्तं काकुत्स्थ न सहिष्यसे । प्राकृतश्चाल्पसत्त्वश्च इतरः कः सहिष्यति ॥५॥
હે રામ, જો આ આવી પડેલ દુઃખને તમે સહન નહિ કરશો તો સામાન્ય અને નિર્બળ માણસ કેમ સહન કરી શકશે ? (૫)

आश्वसिहि नरश्रेष्ठ प्राणिनः कस्य नापदः । संस्पृशन्त्यग्निवद् राजन् क्षणेन व्यपयान्ति च ॥६॥
તમે સ્વસ્થ થાવ, આવો કયો પ્રાણી છે જેને દુઃખ નથી થતું. મહારાજ, વિપત્તિયો તો આવે છે અને ક્ષણભરમાં શાંત થયી જાય છે. (૬)

दुःखितो हि भवाँल्लोकांस्तेजसा यदि धक्ष्यते । आर्ताः प्रजा नरव्याघ्र क्व नु यास्यन्ति निर्वृतिम् ॥
તમે દુઃખિત થયીને જો તમારા તેજથી બધા લોકોને ભસ્મ કરી દેશો તો પીડાયેલી પ્રજા શાંતિ મેળવવા કયાં જશે ? (૭)

लोकस्वभाव एवैष ययातिर्नहुषात्मजः । गतः शक्रेण सालोक्यमनयस्तं समस्पृशत् ॥८॥
આ તો લોકનો સ્વભાવ છે. નહુષ રાજાનો પુત્ર યયાતિ ઈન્દ્રની સાથે સાલોકયમાં ગયો છતાં તેને અનીતિનો સ્પર્શ તો થયો જ. (૮)

महर्षियों वसिष्ठस्तु यः पितुर्नः पुरोहितः । अह्ना पुत्रशतं जज्ञे तथैवास्य पुनर्हतम् ॥९॥
આપણા પિતાના પુરોહિત વસિષ્ઠને એકજ દિવસે ૧૦૦ પુત્રો થયા અને તેમજ મરી પણ ગયા. (૯)

या चेयं जगतो माता सर्वलोकनमस्कृता । अस्याश्च चलनं भूमेर्दृश्यते कोसलेश्वर ॥१०॥
આ આપણી પૃથિવીમાતા તો જગત્‌ની માતા છે. છતાં, હે મહારાજ આને પણ કંપ તો થાય છે.

यौ धर्मौ जगतो नेत्रौ यत्र सर्वं प्रतिष्ठितम् । आदित्यचन्द्रौ ग्रहणमभ्युपेतौ महाबलौ ॥११॥
સૂર્ય અને ચંદ્ર આ બન્ને જગત્‌ના નેત્રો છે. એમનાથી જ ધર્મ ચાલ્યા જ કરે છે, છતાં તેમને પણ ગ્રહણ તો લાગે જ છે. (૧૧)

**सुमहान्त्यपि भूतानि देवाश्च पुरुषर्षभ । न दैवस्य प्रमुञ्चन्ति सर्वभूतानि देहिनः ॥१२॥**

ગમે તે ગમે તેટલા મહાન્ હોય છતાં જે થવાનું હોય છે, તે તેને પણ થાય છે જ. (૧૨)

**शक्रादिष्वपि देवेषु वर्तमानौ नयानयौ । श्रूयेते नरशार्दूल न त्वं शोचितुमर्हसि ॥१३॥**

ઇન્દ્રાદિ દેવોને પણ નીતિ, અનીતિ સ્પર્શે જ છે. માટે આપે શોક કરવો જોઈએ નહિ (૧૩)

**मृतायामपि वैदेह्यां नष्टायामपि राघव । शोचितुं नार्हसे वीर यथान्यः प्राकृतस्तथा ॥१४॥**

સીતા ગમે ખોવાયેલાં હશે કે મરી ગયેલાં હશે, તેમના માટે આમ સાધારણ માણસની જેમ તમારે શોક કરવો જોઈએ નહિ. (૧૪)

**त्वद्विधा नहि शोचन्ति सततं सर्वदर्शनाः । सुमहत्स्वपि कृच्छ्रेषु रामानिर्विण्णदर्शनाः ॥१५॥**

હે રામ, તમારા જેવા સર્વદ્રષ્ટા, મહાન્ કષ્ટ આવી પડ્યું હોય તો પણ શોક કરતા નથી.

**तत्त्वतो हि नरश्रेष्ठ बुद्ध्या समनुचिन्तय । बुद्ध्या युक्ता महाप्राज्ञा विजानन्ति शुभाशुभे ॥१६॥**

હે સર્વશ્રેષ્ઠ મહારાજ, બુદ્ધિથી વિચાર કરો. બુદ્ધિથી વિચાર કરનારાવો શુભ અને અશુભ બધું જાણે છે. (૧૬)

**अदृष्टगुणदोषाणामध्रुवाणां तु कर्मणाम् । नान्तरेण क्रियां तेषां फलमिष्टं च वर्तते ॥१७॥**

જેના ગુણ અને દોષનું જ્ઞાન થયું નથી, તેમજ જેનો નાશ અવશ્ય ભાવી છે તેના માટે પણ, કર્મ કર્યા વિના ઇષ્ટ ફળ મળી શકતું નથી. (૧૭)

**मामेवं हि पुरा वीर त्वमेव बहुशोक्तवान् । अनुशिष्याद्धि को नु त्वामपि साक्षाद् बृहस्पतिः ॥१८॥**

હે વીર, તમે જ મને પૂર્વે ઘણીય વાર આવો ઉપદેશ કરેલો, સાક્ષાત્ બૃહસ્પતિ હોય તો પણ તે આપને શિખામણ આપી શકશે નહિ. (૧૮)

**बुद्धिश्च ते महाप्राज्ञ देवैरपि दुरन्वया । शोकेनाभिप्रसुप्तं ते ज्ञानं सम्बोधयाम्यहम् ॥१९॥**

હે મહારાજ, આપની પાસે જે બુદ્ધિ છે તે તો દેવોને પણ મળી શકે તેમ નથી. તમારું જ્ઞાન અત્યારે શોકને લીધે સુપ્ત થયું છે, તેને જ હું તો જગાડું છું. ઉપદેશ કરતો નથી. (૧૯)

**दिव्यं च मानुषं चैवमात्मनश्च पराक्रमम् । इक्ष्वाकुवृषभावेक्ष्य यतस्व द्विषतां वधे ॥२०॥**

હે ઇક્ષ્વાકુવંશના રક્ષક રામ, પોતાના દિવ્ય અને માનુષ પરાક્રમનો વિચાર કરીને, શત્રુના વધ કરવાનો જ વિચાર કરો. (૨૦)

**किं ते सर्वविनाशेन कृतेन पुरुषर्षभ । तमेव तु रिपुं पापं विज्ञायोद्धर्तुमर्हसि ॥२१॥**

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे पञ्चषष्टितमः सर्गः ॥६५॥

આખા જગત્નો નાશ કરવાથી આપને શું મળવાનું છે ? માટે શોધીને તેજ શત્રુ રાવણનો નાશ કરવો જોઈએ. (૨૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સડસઠચાસસર્ગમાં
પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ षट्षष्टितमः सर्गः

—*—

पूर्वजोप्युक्तमात्रस्तु लक्ष्मणेन सुभाषितम् । सारग्राही महासारं प्रतिजग्राह राघवः ॥१॥
રામ મોટા હતા તો પણ લક્ષ્મણના સુંદર વચન સાંભળીને તેમાંથી તેમણે સારનું ગ્રહણ કરેલું.

स निगृह्य महाबाहुः प्रवृद्धं रोषमात्मनः । अवष्टभ्य धनुश्चित्रं रामो लक्ष्मणमब्रवीत् ॥२॥
વિશાળ હૈયાવાળા રામે પોતાના ક્રોધને રોકીને ધનુષનું અવલંબન લયીને લક્ષ્મણને કહ્યું. (૨)

किं करिष्यावहे वत्स क्व वा गच्छाव लक्ष्मण । केनोपायेन पश्यावः सीतामिह विचिन्तय ॥३॥
હે લક્ષ્મણ ! હે વત્સ ! અમે શું કરીશું ? કયાં જયિયે ? અને કયા ઉપાયથી સીતાની શોધ કરિયે. (૩)

तं तथा परितापार्तं लक्ष्मणो वाक्यमब्रवीत् । इदमेव जनस्थानं त्वमन्वेषितुमर्हसि ॥४॥
સીતાના વિયોગથી દુઃખી થયેલા રામને લક્ષ્મણે કહ્યું આ જનસ્થાનમાં જ આપણે સીતાની શોધ કરિયે. (૪)

राक्षसैर्बहुभिः कीर्णं नानाद्रुमलतायुतम् । सन्तीह गिरिदुर्गाणि निर्दराः कन्दराणि च ॥५॥
આ જનસ્થાન ઘણુાય રાક્ષસોથી ભરેલું છે. અને અનેક વૃક્ષ અને લતાવોથી પણ ભરેલું છે. અહીં ઘણાં પર્વતોની ગુફાવો અને કંદરાવો છે. (૫)

गुहाश्च विविध घोरा नानामृगगणायुताः । तानि युक्तो मया सार्धं समन्वेषितुमर्हसि ॥६॥
અહીં અનેક પ્રકારની અનેક પ્રકારના પશુવોથી ભરાયેલી ભયંકર ગુફાવો છે. તે બધાંમાં આપણે બન્ને સીતાની શોધ કરિયે. (૬)

त्वद्विधा बुद्धिसम्पन्ना महात्मानो नरर्षभाः । आपत्सु न प्रकम्पन्ते वायुवेगैरिवाचलाः ॥७॥
હે મહારાજ આપ જેવા બુદ્ધિમાન્ મહાત્માવો, જેમ વાયુના વેગથી પર્વતો ધ્રુજતા નથી તેમ આપત્તિકાળમાં ધ્રુજતા નથી. (૭)

इत्युक्तस्तद् वनं सर्वं विचचार सलक्ष्मणः । क्रुद्धो रामः शरं घोरं सन्धाय धनुषि क्षुरम् ॥८॥
લક્ષ્મણે આમ કહ્યું ત્યારે રામ ક્રોધે ભરાયીને ધનુષ્ ઉપર ભયંકર બાણુ મૂકીને તે આખા વનમાં ફરવા લાગ્યા. (૮)

ततः पर्वतकूटाभं महाभागं द्विजोत्तमम् । ददर्श पतितं भूमौ क्षतजार्द्रं जटायुषम् ॥९॥
ત્યાર પછી પર્વતના શિખર જેવા લોહીલુહાણ થયેલા ભૂમિ ઉપર પડેલા જટાયુને જોયીને રામે લક્ષ્મણને કહ્યું. (૯)

गृध्ररूपमिदं व्यक्तं रक्षो भ्रमति काननम् । भक्षयित्वा विशालाक्षीमास्ते सीतां यथासुखम् ॥१०॥
આ ગૃધ્રનું રૂપ ધારણ કરીને કોયી રાક્ષસ જંગલમાં ભમી રહ્યો છે. એજ વિશાળ નેત્રોવાળી સીતાને ખાયીને શાંતિથી પડ્યો છે. (૧૦)

एनं वधिष्ये दीप्ताग्रैः शरैर्घोरैरजिह्मगैः । इत्युक्त्वाभ्यपतद् द्रष्टुं संधाय धनुषि क्षुरम् ॥११॥
એને હું મારા ભયંકર બાણોથી મારીશ. આમ કહીને પૃથ્વીને ધ્રુજાવતા રામ ક્રોધે ભરાયા.

तं दीनदीनया वाचा सफेनं रुधिरं वमन् । अभ्यभाषत पक्षी स रामं दशरथात्मजम् ॥१२॥

તે ગૃધ્રરાજે રામને જોયીને લોહીની ઉલટી કરતા દીનવાણીથી કહ્યું. (૧૨)

यामोषधीमिवायुष्मन्नन्वेषसि महावने । सा देवी मम च प्राणा रावणेनोभयं हृतम् ॥१३॥

હે રામ! તમે ઔષધની પેઠે જે સીતાને આ ઘોર જંગલમાં શોધી રહ્યા છો તેનું અને મારા પ્રાણોનું પણ રાવણે હરણ કર્યું છે. (૧૩)

त्वया विरहिता देवी लक्ष्मणेन च राघव । ह्रियमाणा मया दृष्टा रावणेन बलीयसा ॥१४॥

તેણે કહ્યું હે રામ! તમારાથી અને લક્ષ્મણથી વિરહ પામેલા સીતાને બળવાન્ રાવણે હરણ કર્યું છે તે મેં જોયું છે. (૧૪)

सीतामभ्यवपन्नोहं रावणश्च रणे प्रभो । विध्वंसितरथच्छत्रः पतितो धरणीतले ॥१५॥

સીતાની રક્ષામાં આવેલા મારી સાથે રાવણનું યુદ્ધ થયું છે. અને મેં તેના રથનાં છત્રને પૃથ્વી ઉપર પાડી દીધું છે. (૧૫)

एतदस्य धनुर्भग्नमेते चास्य शरास्तथा । अयमस्य रणे राम भग्नः साङ्ग्रामिको रथः॥१६॥

હે રામ! જુવો. આ એનું તૂટેલું ધનુષ્ છે. આ એનાં બાણો છે. અને આ એનો યુદ્ધરથ છે જેને મેં તોડી નાંખ્યો છે. (૧૬)

परिश्रान्तस्य मे पक्षौ छित्त्वा खड्गेन रावणः । सीतामादाय वैदेहीमुत्पपात विहायसम् ॥१७॥

જ્યારે હું થાકી ગયેલો ત્યારે રાવણ તલવારથી મારી બંને પાંખો કાપીને અને જનકકુમારી સીતાને લયીને આકાશમાં ઊડી ગયો. (૧૭)

रामस्तस्य तु विज्ञाय सीतासक्तां प्रियां कथाम् । गृध्रराजं परिष्वज्य परित्यज्य महद् धनुः ॥१८॥

રામ સીતાસંબંધી પ્રિય કથાને જટાયુ પાસેથી સાંભળીને તેને છાતીએ લગાડીને અને ધનુષ્યનો ત્યાગ કરીને. (૧૮)

निपपातावशो भूमौ रुरोद सहलक्ष्मणः । द्विगुणीकृततापार्तो रामो धीरतरोपि सन् ॥१९॥

ધીરજવાળા હોવા છતાં બમણા દુઃખથી વ્યાકુળ થયેલા રામ ભૂમિ ઉપર વિવશ થયીને પડી ગયા. અને બન્ને ભાયિયો રડવા લાગ્યા. (૧૯)

एकमेकायने कृच्छ्रे निःश्वसन्तं मुहुर्मुहुः । समीक्ष्य दुःखितो रामः सौमित्रिमिदमब्रवीत् ॥२०॥

લક્ષ્મણ તે ભારે દુઃખથી ભારે નિસાસા લેતા હતા. તેને જોયીને દુઃખી થયેલા રામે લક્ષ્મણને કહ્યું. (૨૦)

राज्यं भ्रष्टं वने वासः सीता नष्टा मृतो द्विजः । ईदृशीयं ममालक्ष्मीर्दहेदपि हि पावकम् ॥२१॥

ભાયી! રાજ્ય ગયું, વનમાં રહેવાનું થયું, સીતા ખોવાયાં, આ ઉપકારી પક્ષી મર્યો, આવી મારી દુર્દશા અગ્નિને પણ બાળી શકે છે. (૨૧)

सम्पूर्णमपि चेदद्य प्रतरेयं महोदधिम् । सोपि नूनं ममालक्ष्म्या विशुष्येत् सरितां पतिः ॥२२॥

હે લક્ષ્મણ! જો આજે હું સંપૂર્ણ મહાસાગરને પાર કરું તો મારા દુર્ભાગ્યથી તે સમુદ્ર પણ સૂકાયી જશે. (૨૨)

नास्त्यभाग्यतरो लोके मत्तोस्मिन् सचराचरे । येनेयं महती प्राप्ता मया व्यसनवागुरा ॥२३॥

હે લક્ષ્મણ, આજે આ સંસારમાં મારા જેવો કોયી ભાગ્યહીન નથી જેને આવી ભારે વિપત્તિ પ્રાપ્ત થયી હોય. (૨૩)

अयं पितुर्वयस्यो मे गृध्रराजो महाबलः । शेते विनिहतो भूमौ मम भाग्यविपर्ययात् ॥२४॥

જુવો ! આ મારા પિતાનો મિત્ર મહાબળવાન્ ગૃધ્રરાજ મારા ભાગ્યની પ્રતિકૂળતાને લીધે જ મરેલો ભૂમિ પર પડ્યો છે. (૨૪)

इत्येवमुक्त्वा बहुशो राघवः सहलक्ष्मणः । जटायुषं च पस्पर्श पितृस्नेहं निदर्शयन् ॥२५॥

આવી રીતે ઘણી વાતો કરીને બંને ભાયિયોયે પિતાનો સ્નેહ બતાવતા જટાયુનો સ્પર્શ કર્યો.

निकृत्तपक्षं रुधिरावसिक्तं तं गृध्रराजं परिगृह्य राघवः ।
क्व मैथिली प्राणसमा ममेति विमुच्य वाचं निपपात भूमौ ॥२६॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्ये अरण्यकाण्डे षट्षष्टितमः सर्गः ॥६६॥

લોહીથી ભરેલી અને કપાયેલી પાંખવાળા તે જટાયુને ખોળામાં લયીને મારી પ્રાણસમાન જાનકી ક્યાં ગયી? એમ કહીને રામ પૃથ્વી ઉપર પડી ગયા. (૨૬)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના ષટ્ષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्तषष्टितमः सर्गः

—*—

रामः प्रेक्ष्य तु तं गृध्रं भुवि रौद्रेण पातितम् । सौमित्रिं मित्रसम्पन्नमिदं वचनमब्रवीत् ॥१॥

દુષ્ટ રાક્ષસે જટાયુને મારીને ભૂમિ ઉપર નાખી દીધેલ, તેને, જ્યારે રામે જોયું ત્યારે લક્ષ્મણને કહ્યું. (૧)

ममायं नूनमर्थेषु यतमानो विहङ्गमः । राक्षसेन हतः सङ्ख्ये प्राणांस्त्यजति मत्कृते ॥२॥

આ પક્ષી મારા કાર્યમાટે રાક્ષસથી હણાયો છે અને પ્રાણ છોડવાની અણી ઉપર આવી રહ્યો છે.

अतिखिन्नः शरीरेस्मिन् प्राणो लक्ष्मण विद्यते । तथा स्वरविहीनोयं विक्लवं समुदीक्षते ॥३॥

હે લક્ષ્મણ, આ શરીરમાં આના પ્રાણો વધારે સંકટમાં છે. જુવો આનો સ્વર ગયો છે. અને ગભરાટથી જોયી રહ્યો છે (૩)

जटायो यदि शक्नोषि वाक्यं व्याहरितुं पुनः । सीतामाख्याहि भद्रं ते वधमाख्याहि चात्मनः ॥

હે જટાયુ, યદિ તમે ફરીથી બોલી શકતા હો તો સીતાના સમાચાર કહો અને તમારો વધ કોણે કર્યો, તે પણ કહો. (૪)

किंनिमित्तो जहारार्यां रावणस्तस्य किं मया । अपराधं तु यं दृष्ट्वा रावणेन हृता प्रिया ॥५॥

રાવણનું મેં શું બગાડ્યું હતું કે જેને લીધે તેણે મારી પ્રિયા સીતાનું અપહરણ કર્યું છે?

कथंवीर्यः कथंरूपः किंकर्मा स च राक्षसः । क्व चास्य भवनं तात ब्रूहि मे परिपृच्छतः ॥६॥

રાવણમાં કેટલું બળ છે? આનું સ્વરૂપ કેવું છે? શું કરે છે? અને તેનું ઘર ક્યાં છે? આ બધું મને કહો. (૬)

तमुद्वीक्ष्य स धर्मात्मा विलपन्तमनाथवत् । वाचा विक्लवया राममिदं वचनमब्रवीत् ॥७॥

તે ધર્માત્મા જટાયુયે રામને અનાથની પેઠે વિલાપ કરતાં જોયીને અત્યંત નિર્બલ સ્વરથી કહ્યું.......(૭)

सा हता राक्षसेन्द्रेण रावणेन दुरात्मना । मायामास्थाय विपुलां वातदुर्दिनसङ्कुलाम् ॥८॥

રાક્ષસોના રાજા રાવણે પોતાની માયાથી વાયુ અને મેઘ ઉત્પન્ન કરીને સીતાનું હરણ કર્યું છે.

परिक्लान्तस्य मे तात पक्षौ छित्त्वा निशाचरः । सीतामादाय वैदेहीं प्रयातो दक्षिणामुखः ॥९॥

તેની સાથે, સીતાને મુક્ત કરાવવા, યુદ્ધ કરીને હું થાકી ગયો હતો ત્યારે તેણે મારી બન્ને પાંખો કાપી નાખી અને સીતાને લયીને દક્ષિણ દિશામાં તે ગયો છે. (૯)

उपरुध्यन्ति मे प्राणा दृष्टिर्भ्रमति राघव । पश्यामि वृक्षान् सौवर्णानुशीरश्रितमूर्धजान् ॥१०॥

હવે તો મારા પ્રાણો મને મૂકવાની અણી ઉપર છે. મારી દૃષ્ટિ ભમે છે. અને સોનાના આવા વૃક્ષો હું જોયી રહ્યો છું જેનો આગલો ભાગ ખસનો બનેલ છે. (૧૦)

बिन्दो नाम मुहूर्तोऽसौ न च काकुत्स्थ सोऽबुधत् । झषवद् बडिशं गृह्य क्षिप्रमेव विनश्यति ॥११॥

હે રામ, રાવણને જ્ઞાન ન હતું કે જે મુહૂર્તમાં તે સીતાને લયી ગયો છે, તેનું નામ બિન્દ હતું. તેનું ફળ આ છે કે જેમ બડિશને પકડીને માછલી તરત જ નાશ પામે છે, તેમજ બિંદ મુહૂર્તમાં કોયી ચોરી કરનાર માણસ તરત જ નષ્ટ થાય છે. (૧૧)

येन याति मुहूर्तेन सीतामादाय रावणः । विप्रणष्टं धनं क्षिप्रं तत्स्वामी प्रतिपद्यते ॥१२॥

જે મુહૂર્તમાં તે સીતાને લયી ગયો છે તેનું ફળ આ છે કે તે ખોવાયેલું ધન, તેના સ્વામીને શીઘ્ર મળી જાય છે. (૧૨)

न च त्वया व्यथा कार्या जनकस्य सुतां प्रति । वैदेह्या रंस्यसे क्षिप्रं हत्वा तं रणमूर्धनि ॥१३॥

તમારે ચિંતા કરવી જોયિયે નહિ. રણમાં રાવણનો વધ કરીને તમે શીઘ્ર સીતાને પ્રાપ્ત કરશો.

असम्मूढस्य गृध्रस्य रामं प्रत्यनुभाषतः । आस्यात् सुस्राव रुधिरं म्रियमाणस्य सामिषम् ॥१४॥

જટાયુનો મરણકાળ પાસે જ હતો તો પણ તે બેશુદ્ધ ન હતો. તે રામના પ્રશ્નનો ઉત્તર આપી રહ્યો હતો એટલામાં જ તેના મોંમાંથી રક્ત અને માંસ બહાર આવ્યાં. (૧૪)

पुत्रो विश्रवसः साक्षाद् भ्राता वैश्रवणस्य च । इत्युक्त्वा दुर्लभान् प्राणान् मुमोच पतगेश्वरः ॥१५॥

"વિશ્રવાનો પુત્ર અને વૈશ્રવણનો ભાયી." આટલું જ બોલીને જટાયુયે પ્રાણત્યાગ કરી દીધો.

ब्रूहि ब्रूहीति रामस्य ब्रुवाणस्य कृताञ्जलेः । त्यक्त्वा शरीरं गृध्रस्य प्राणा जग्मुर्विहायसम् ॥१६॥

રામ તો હાથ જોડીને કહેતાં જ રહ્યા કે "બોલો બોલો" પણ તેના પ્રાણો તેના શરીરને ત્યજીને બહાર નીકળી ગયા. (૧૬)

स निक्षिप्य शिरो भूमौ प्रसार्य चरणौ तथा । विक्षिप्य च शरीरं स्वं पपात धरणीतले ॥१७॥

તેનું માથું ભૂમિ ઉપર પડયું, બન્ને પગો તેણે લાંબા કર્યા, અને તે ભૂમિ ઉપર પડી ગયો.

तं गृध्रं प्रेक्ष्य ताम्राक्षं गतासुमचलोपमम् । रामः सुबहुभिर्दुःखैर्दीनः सौमित्रिमब्रवीत् ॥१८॥

રાતી આંખોવાળા તે ગૃધ્રને મરેલા જોયીને રામે વધારે દુઃખિત થયીને લક્ષ્મણને કહ્યું......

बहूनि रक्षसां वासे वर्षाणि वसता सुखम् । अनेन दण्डकारण्ये विशीर्णमिह पक्षिणा ॥१९॥

ઘણાં વર્ષો સુધી રાક્ષસોના નિવાસસ્થાનમાં સુખથી રહેતા આ જટાયુયે અહિં શરીરત્યાગ કર્યો છે.

अनेकवार्षिको यस्तु चिरकालसमुत्थितः । सोऽयमद्य हतः शेते कालो हि दुरतिक्रमः ॥२०॥

ઘણા વર્ષો સુધી શરીરને રાખીને, આજે તે અહિં અંતિમ નિદ્રામાં પડયો છે. કાલને કોયી જીતી શકતો નથી. (૨૦)

पश्य लक्ष्मण गृध्रोऽयमुपकारी हतश्च मे । सीताभभ्यवपन्नो हि रावणेन बलीयसा ॥२१॥
લક્ષ્મણ, જુવો, આ પક્ષી આપણો ઉપકારી છે. સીતાને બચાવવા જતાં આને રાવણે મારી નાખેલ. (૨૧)

गृध्रराज्यं परित्यज्य पितृपैतामहं महत् । मम हेतोरयं प्राणान् मुमोच पतगेश्वरः ॥२२॥
પિતૃ-પિતામહથી ચાલુ ગૃધ્રરાજ્યનો ત્યાગ કરીને, મારા માટે જ એણે પ્રાણત્યાગ કર્યો છે.

सर्वत्र खलु दृश्यन्ते साधवो धर्मचारिणः । शूराः शरण्याः सौमित्रे तिर्यग्योनिगतेष्वपि ॥२३॥
હે લક્ષ્મણ, સર્વત્ર જ તિર્યગ્યોનિમાં પણ સાધુ, ધર્માત્મા, શૂર અને શરણાગતરક્ષકો જોવા મળે છે. (૨૩)

सीताहरणजं दुःखं न मे सौम्य तथागतम् । यथा विनाशो गृध्रस्य मत्कृते च परन्तप ॥२४॥
સીતાહરણનું દુઃખ અત્યારે મારા માટે તેટલું નથી, જેટલું કે મારા માટે મરનાર આ ગૃધ્ર માટે છે. (૨૪)

राजा दशरथः श्रीमान् यथा मम महायशाः । पूजनीयश्च मान्यश्च तथायं पतगेश्वरः ॥२५॥
આપણા પિતાશ્રી જેમ આપણા માટે માન્ય અને પૂજ્ય હતા તેટલો જ માન્ય અને પૂજ્ય આ જટાયુ પણ છે. (૨૫)

सौमित्रे हर काष्ठानि निर्मथिष्यामि पावकम् । गृध्रराजं दिधक्ष्यामि मत्कृते निधनं गतम् ॥२६॥
લક્ષ્મણ, કાષ્ઠ લયી આવો. તેનું મંથન કરીને અગ્નિ ઉત્પન્ન કરીશ અને તેનાથી આ ગૃધ્રરાજનો દાહ-સંસ્કાર કરીશ. (૨૬)

नाथं पतगलोकस्य चितिमारोपयाम्यहम् । इमं धक्ष्यामि सौमित्रे हतं रौद्रेण रक्षसा ॥२७॥
પક્ષિયોના રાજા જટાયુને હું ચિતામાં મૂકીને બાળીશ. ૨૭

या गतिर्यज्ञशीलानामाहिताग्नेश्च या गतिः । अपरावर्तिनां या च या च भूमिप्रदायिनाम् ॥२८॥
અને યાજ્ઞિકોની, આહિતાગ્નયોની, ભૂમિદાન કરનારાવોની, સંન્યાસી થયીને પુનઃ જે ગૃહાશ્રમી નથી થતા તેમની જે ગતિ હોય છે.... (૨૮)

मया त्वं समनुज्ञातो गच्छ लोकाननुत्तमान् । गृध्रराज महासत्त्व संस्कृतश्च मया व्रज ॥२९॥
હે ગૃધ્રરાજ, મારાથી સંસ્કૃત થયીને, મારી આજ્ઞા પ્રમાણે તમે તે સર્વશ્રેષ્ઠલોકને પ્રાપ્ત કરો.

एवमुक्त्वा चितां दीप्तामारोप्य पतगेश्वरम् । ददाह रामो धर्मात्मा स्वबन्धुमिव दुःखितः ॥३०॥
આમ કહીને, ચિતા સળગાવીને પોતાના સંબંધીની જેમ રામે તેનું દાહકર્મ કર્યું. (૩૦)

ततो गोदावरीं गत्वा नदीं नरवरात्मजौ । उदकं चक्रतुस्तस्मै गृध्रराजाय तावुभौ ॥३१॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे सप्तषष्टितमः सर्गः ॥६७॥

ત્યારપછી ગોદાવરીમાં જયીને બન્ને ભાયિયોયે જટાયુને જળદાન કર્યું. (૩૧)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તષષ્ટિતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ अष्टषष्टितमः सर्गः

---*---

कृत्वैवमुदकं तस्मै प्रस्थितौ राघवौ तदा । अवेक्षन्तौ वने सीतां जग्मतुः पश्चिमां दिशम् ॥१॥

આમ જટાયુની જળક્રિયા કરીને બન્ને ભાયિયો વનમાં સીતાને શોધવા પશ્ચિમ દિશામાં ગયા.

तां दिशं दक्षिणां गत्वा शरचापासिधारिणौ । अविप्रहतमैक्ष्वाकौ पन्थानं चातिपेततुः ॥२॥

ધનુષ્બાણ ધારણ કરેલા તે બન્ને ભાયિયો દક્ષિણ દિશામાં જયીને આવા માર્ગમાં પહોંચ્યા જ્યાં કોયીની અવરજવર હતીજ નહિ. (૨)

गुल्मैर्वृक्षैश्च बहुभिर्लताभिश्च प्रवेष्टितम् । आवृतं सर्वतो दुर्गं गहनं घोरदर्शनम् ॥३॥

ઘણાય ગુલ્મો, વૃક્ષો અને લતાવોથી તે માર્ગ ભરેલો હતો. તે માર્ગ ગહન પણ હતો અને ભયંકર પણ હતો. (૩)

व्यतिक्रम्य तु वेगेन गृहीत्वा दक्षिणां दिशम् । सुभीमं तन्महारण्यं व्यतियातौ महाबलौ ॥४॥

તે માર્ગ વટાવીને દક્ષિણ દિશામાં ચાલ્યા. અને ત્યાંના મહાવનને તેવો વટાવી ગયા. (૪)

ततः परं जनस्थानात् त्रिक्रोशं गम्य राघवौ । क्रौञ्चारण्यं विविशतुर्गहनं तौ महौजसौ ॥५॥

તે જનસ્થાનથી ત્રણ ક્રોશ આગળ જયીને મહા ભયંકર ક્રૌંચારણ્યમાં તેવો પ્રવિષ્ટ થયા. (૫)

नानामेघघनप्रख्यं प्रहृष्टमिव सर्वतः । नानावर्णैः शुभैः पुष्पैर्मृगपक्षिगणैर्युतम् ॥६॥

અનેક રંગોવાળા પુષ્પો અને મૃગોના સમૂહથી ભરેલ અને ઘનઘોર. (૬)

दिदृक्षमाणौ वैदेहीं तद् वनं तौ विचिक्यतुः । तत्र तत्रावतिष्ठन्तौ सीताहरणदुःखितौ ॥७॥

તે વનમાં સીતાને શોધતા, સીતાના અપહરણથી દુઃખી થયેલા, બન્ને બંધુવો જ્યાં ત્યાં ઉભા પણ રહે. (૭)

ततः पूर्वेण तौ गत्वा त्रिक्रोशं भ्रातरौ तदा । क्रौञ्चारण्यमतिक्रम्य मतङ्गाश्रममन्तरे ॥८॥

ત્યાંથી પૂર્વ દિશામાં જયીને ત્રણ ગાઉ ઉપર ક્રૌંચારણ્યને પાર કરીને આગળ મતંગાશ્રમ જોયો. (૮)

ददृशाते गिरौ तत्र दरीं दशरथात्मजौ । पातालसमगम्भीरां तमसा नित्यसन्धृताम् ॥९॥

ત્યાં પર્વતમાં એક ગુહા જોવામાં આવી. તે અત્યંત ઊંડી અને અંધારી હતી. (૯)

आसाद्य च नरव्याघ्रौ दर्यास्तस्याविदूरतः । ददर्शतुर्महारूपां राक्षसीं विकृताननाम् ॥१०॥

તે ગુહાની પાસેજ તેમને એક ભયંકર રાક્ષસી મળી. (૧૦)

भयदामल्पसत्त्वानां बीभत्सां रौद्रदर्शनाम् । लम्बोदरीं तीक्ष्णदंष्ट्रां करालीं परुषत्वचम् ॥११॥

તે નિર્બલોને ભય આપનારી હતી. જોવામાં ભયંકર અને સૂગ ચડે આવી હતી. તેનું પેટ લાંબું, દાંતો તીક્ષ્ણ અને ચામડી જાડી હતી. (૧૧)

सा समासाद्य तौ वीरौ व्रजन्तं भ्रातुरग्रतः । एहि रंस्यावहेत्युक्त्वा सामालम्भत लक्ष्मणम् ॥१२॥

તે રામ–લક્ષ્મણની પાસે પહોંચી ગયી. અને ભાયીની આગળ ચાલતા લક્ષ્મણને કહેવા લાગી કે આવો અમે અહિં રમણ કરિયે એમ કહીને તેમને તેણે પકડી લીધેલા. (૧૨)

उवाच चैनं वचनं सौमित्रिमुपगुह्य च । अहं त्वयोमुखी नाम लाभस्ते त्वमसि प्रियः ॥१३॥
અને લક્ષ્મણને આલિંગન કરીને તે બોલી કે મારું અયોમુખી નામ છે. હું તમને મળી, એ એક લાભ છે. તમે મને પ્રિય છો. (૧૩)

नाथ पर्वतदुर्गेषु नदीनां पुलिनेषु च । आयुश्चिरमिदं वीर त्वं मया सह रंस्यसे ॥१४॥
હે નાથ, પર્વતની ગુફામાં, નદિયોના તટોમાં, આખું જીવન તમે મારી સાથે રમણ કરો.

एवमुक्तस्तु कुपितः खड्गमुद्धृत्य लक्ष्मणः । कर्णनासादिकं तस्या निचकर्तारिसूदनः ॥१५॥
આ સાંભળીને લક્ષ્મણને ક્રોધ આવ્યો અને તેમણે તલવાર લયીને તેના નાક, કાન આદિ કાપી નાખ્યા. (૧૫)

कर्णनासे निकृत्ते तु विस्वरं विननाद सा । यथागतं प्रदुद्राव राक्षसी घोरदर्शना ॥१६॥
નાક કાન કપાયી જવાથી ઘોંઘાટ કરતી, તે જ્યાંથી આવી હતી ત્યાં જ પાછી ચાલી ગયી.

तस्यां गतायां गहनं व्रजन्तौ वनमोजसा । आसेदतुरमित्रघ्नौ भ्रातरौ रामलक्ष्मणौ ॥१७॥
તે તો ચાલી ગયી અને રામ-લક્ષ્મણ બન્ને ભાયિયો એક ઘોર વનમાં પહોંચ્યા. (૧૭)

लक्ष्मणस्तु महातेजाः सत्त्ववाञ्छीलवाञ्छुचिः । अब्रवीत् प्राञ्जलिर्वाक्यं भ्रातरं दीप्ततेजसम् ॥१८
મહાતેજસ્વી અને શીલવાન્ લક્ષ્મણે હાથ જોડીને ભાયી રામને કહ્યું. (૧૮)

स्पन्दते मे दृढं बाहुरुद्विग्नमिव मे मनः । प्रायशश्चाप्यनिष्टानि निमित्तान्युपलक्षये ॥१९॥
મારો હાથ અત્યંત સ્પંદન કરે છે અને મારું મન અત્યંત ઉદ્વિગ્ન છે. ઘણાભાગે વધારે અનિષ્ટ નિમિત્ત જણાય છે. (૧૯)

तस्मात् सज्जीभवार्य त्वं कुरुष्व वचनं मम । ममैव हि निमित्तानि सद्यः शंसन्ति सम्भ्रमम् ॥२०॥
તેથી, ભાયી, તમે મારી વાત માનો અને સજ્જ થયી જાવ. કેમકે આ નિમિત્તો ભયની સૂચના કરે છે. (૨૦)

एष वञ्जुलको नाम पक्षी परमदारुणः । आवयोर्विजयं युद्धे शंसन्निव विनर्दति ॥२१॥
આ વંજુલક નામનું પક્ષી બહુ ભયંકર હોય છે. પણ આપણો યુદ્ધમાં વિજય થશે, એમ જણાવતું તે બોલી રહ્યું છે. (૨૧)

तयोरन्वेषतोरेवं सर्वं यद् वनमोजसा । सञ्जज्ञे विपुलः शब्दः प्रभञ्जन्निव तद् वनम् ॥२२॥

इति श्रीमद्वाल्मीकिरामायणे आदिकाव्येऽरण्यकाण्डे अष्टषष्टितमः सर्गः ॥६८॥

બન્ને ભાયિયો આ રીતે તે વનમાં સીતાને શોધતા હતાં, આટલામાં તે વનને તોડી નાખે આવો ઘોર શબ્દ થયો. (૨૨)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના અષ્ટષષ્ટિતમસર્ગમાં
પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ एकोनसप्ततितमः सर्गः

—*—

तौ पुष्करिण्याः पम्पायास्तीरमासाद्य पश्चिमम् । अपश्यतां ततस्तत्र शबर्या रम्यमाश्रमम् ॥१॥

તે બન્ને ભાયિયોયે પંપાના પશ્ચિમતટે પહોંચીને ત્યાં શબરીને રમણીય આશ્રમ જોયો.

तौ तमाश्रममासाद्य द्रुमैर्बहुभिरावृतम् । सुरम्यमभिवीक्षन्तौ शबरीमभ्युपेयतुः ॥२॥

તેવો તે આશ્રમ પાસે પહોંચીને, અનેક વૃક્ષોથી ઘેરાયેલા અને સુંદર તે આશ્રમને જોતાં જોતાં શબરીની પાસે પહોંચી ગયા. (૨)

तौ दृष्ट्वा तु तदा सिद्धा समुत्थाय कृताञ्जलिः । पादौ जग्राह रामस्य लक्ष्मणस्य च धीमतः ॥३॥

તે સિદ્ધા શબરી, તેવોને જોયીને ઊભી થયીને, હાથ જોડીને, પગે પડી. (૩)

पाद्यमाचमनीयं च सर्वं प्रादाद् यथाविधि । तामुवाच ततो रामः श्रमणीं धर्मसंस्थिताम् ॥४॥

અને પગ ધોવાનું તેમજ કોગળા આદિ કરવાનું પાણી આદિ, વિધિને અનુસરીને શબરિયે રામને આપ્યું. પછી રામે શબરીને પ્રશ્નો પૂછવાનો આરંભ કર્યો. (૪)

कच्चित्ते निर्जिता विघ्नाः कच्चित्ते वर्धते तपः । कच्चित्ते नियतः कोप आहारश्च तपोधने ॥५॥

વિઘ્નો તો તમને પજવતા નથીને ! તમારી તપશ્ચર્યા સારી રીતે થાય છે? ક્રોધ અને આહાર તમારા વશમાં છે ને ? (૫)

कच्चित्ते नियमाः प्राप्ताः कच्चित्ते मनसः सुखम् । कच्चित्ते गुरुशुश्रूषा सफला चारुभाषिणि ॥६॥

તમારા સ્વીકારાયેલા નિયમો સુરક્ષિત રૂપે ચાલે છે ને ? મનની શાંતિ તો છે ને ? અને ગુરુ-સેવાનું ફળ મળ્યું છે ને ? (૬)

रामेण तापसी पृष्टा सा सिद्धा सिद्धसम्मता । शशंस शबरी वृद्धा रामाय प्रत्यवस्थिता ॥७॥

આ રીતે રામે શબરીને પ્રશ્નો પૂછ્યા ત્યારે તેણે કહ્યું...(૭)

अद्य प्राप्ता तपःसिद्धिस्तव सन्दर्शनान्मया । अद्य मे सफलं जन्म गुरवश्च सुपूजिताः ॥८॥

તમારા દર્શનથી આજે મને મારા તપની સિદ્ધિ પ્રાપ્ત થયી ગયી છે. આજે મારો જન્મ સફળ છે અને ગુરુપૂજા પણ સફળ છે. (૮)

अद्य मे सफलं तप्तं स्वर्गश्चैव भविष्यति । त्वयि देववरे राम पूजिते पुरुषर्षभ ॥९॥

આજે મારી તપસ્યા સફળ થયી છે. અને આપની પૂજા કરવાથી મને સ્વર્ગ પ્રાપ્તિ પણ થશે જ.

तवाहं चक्षुषा सौम्य पूता सौम्येन मानद । गमिष्याम्यक्षयांल्लोकांस्त्वत्प्रसादादरिन्दम ॥१०॥

તમારી દૃષ્ટિથી હું પવિત્ર થયી છું અને તમારી કૃપાથી અક્ષય લોકોને હું અવશ્ય પ્રાપ્ત કરિશ. (૧૦)

चित्रकूटं त्वयि प्राप्ते विमानैरतुलप्रभैः । इतस्ते दिवमारूढा यानहं पर्यचारिषम् ॥११॥

હે મહારાજ, તમે જ્યારે ચિત્રકૂટમાં પધાર્યા ત્યારે જેમની હું પરિચર્યા કરતી હતી, તે મહર્ષિયો સ્વર્ગે ગયા. (૧૧)

तैश्चाहमुक्ता धर्मज्ञैर्महाभागैर्महर्षिभिः । आगमिष्यति ते रामः सुपुण्यमिममाश्रमम् ॥१२॥

તે મહર્ષિઓએ મને કહ્યું કે તારા આ પવિત્ર આશ્રમમાં રામ પધારશે. (૧૨)

स ते प्रतिग्रहीतव्यः सौमित्रिसहितोतिथिः । तं च दृष्ट्वा वरांल्लोकानक्षयांस्त्वं गमिष्यसि ॥१३॥

અને તેઓએ એમ પણ કહ્યું કે લક્ષ્મણ સહિત રામ અહિં આવે ત્યારે તેમનો અતિથિસત્કાર તું કરિશ અને તેમના દર્શન પછી તું તે અક્ષય લોકોને પ્રાપ્ત કરિશ. (૧૩)

मया तु सञ्चितं वन्यं विविधं पुरुषर्षभ । तवार्थे पुरुषव्याघ्र पम्पायास्तीरसम्भवम् ॥१४॥

અને હે મહારાજ, પંપાના કાંઠે કાંઠે જે જંગળી ફળ-મૂળ આદિ હોય છે, મેં બધાં તમારે માટે ભેગાં કર્યાં છે. (૧૪)

एवमुक्तः स धर्मात्मा शबर्या शबरीमिदम् । राघवः प्राह विज्ञाने तां नित्यमबहिष्कृताम् ।१५॥

શબરીની આ વાત સાંભળીને પરમજ્ઞાનિની તેને રામે કહ્યું...(૧૫)

दनोः सकाशात् तत्त्वेन प्रभावं ते महात्मनाम् । श्रुतं प्रत्यक्षमिच्छामि सन्द्रष्टुं यदि मन्यसे ॥१६॥

દનુના કહેવાથી મને તમારા પ્રભાવનું જ્ઞાન થયું છે. જો તમે દેખાડી શકો તો હું પ્રત્યક્ષ સાંભળેલી વસ્તુઓ જોવા ઇચ્છું છું. (૧૬)

शबरी दर्शयामास तावुभौ तद्वनं महत् । मतङ्गवनमित्येव विश्रुतं रघुनन्दनौ ॥१७॥

શબરિયે તે બન્ને ભાયિયોને તે વનનું દર્શન કરાવ્યું અને કહ્યું કે પ્રખ્યાત મતંગવન આજ છે. (૧૮)

इह ते भावितात्मानो गुरवो मे महाद्युते । जुहवांचक्रिरे नीडं मन्त्रवन्मन्त्रपूजितम् ॥१८॥

અહિં જ મારા પ્રભાવશાળી તત્ત્વજ્ઞાની ગુરુઓએ મંત્રથી પૂજિત થયેલા અથવા પવિત્ર થયેલા પોતાના દેહને હોમી દીધેલ. (૧૮)

इयं प्रत्यक्स्थली वेदी यत्र ते मे सुसत्कृताः । पुष्पोपहारं कुर्वन्ति श्रमादुद्वेपिभिः करैः ॥१९॥

આ પ્રત્યક્સ્થળી નામની વેદિ છે. મારાથી પુજાયેલા, સત્કૃત થયેલા મારા ગુરુઓ, વૃદ્ધ થવાને લીધે ધ્રુજતા હાથે અહિં પુષ્પોપહાર કરતા હતા. (૧૯)

तेषां तपःप्रभावेण पश्याद्यापि रघूत्तम । द्योतयन्ती दिशः सर्वाः श्रिया वेद्यतुलप्रभा ॥२०॥

જુઓ, તેમના તપના પ્રભાવથી અત્યારે પણ તે વેદી શોભાથી પૂર્ણ જોવામાં આવે છે. (૨૦)

कृताभिषेकैस्तैर्न्यस्ता वल्कलाः पादपेष्विह । अद्यापि न विशुष्यन्ति प्रदेशे रघुनन्दन ॥२१॥

તેઓ સ્નાન કરીને પોતાના આર્દ્ર વલ્કલોને આ વૃક્ષ ઉપર સુકાવતા હતા, તે વલ્કલો આજે પણ ત્યાં જ સુકાય છે. (૨૧)

देवकार्याणि कुर्वद्भिर्यानीमानि कृतानि वै । पुष्पैः कुवलयैः सार्धं म्लानत्वं न तु यान्ति वै ॥२२॥

તેઓ અહિં દેવપૂજા આદિ જે કમળપુષ્પોથી કરતા, માળા આદિ બનાવીને દેવપૂજન તેનાથી કરતા તે માળાઓ આજે પણ કરમાયેલાં નથી. (૨૨)

कृत्स्नं वनमिदं दृष्टं श्रोतव्यं च श्रुतं त्वया । तदिच्छाम्यभ्यनुज्ञाता त्यक्ष्याम्येतत् कलेवरम् ॥२३॥

આ આખું વન હે રામ તમે જોયી લીધું. જે સાંભળવું હતું, તે તમોએ સાંભળી લીધું. હવે તો તમે આજ્ઞા કરો કે હું આ શરીરનો હવે ત્યાગ કરું. (૨૩)

तेषामिच्छाम्यहं गन्तुं समीपं भावितात्मनाम् । मुनीनामाश्रमे येषामहं च परिचारिणी ॥२४॥

તે તત્ત્વજ્ઞાની મુનિયોની પાસે હું જવા ઇચ્છું છું જેમની હું અહિં સેવા કરતી હતી. (૨૪)

धर्मिष्ठं तु वचः श्रुत्वा राघवः सहलक्ष्मणः । प्रहर्षमतुलं लेभे आश्चर्यमिति चाब्रवीत् ॥२५॥

રામે અને લક્ષ્મણે તે ધર્મિષ્ઠ વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયી "ભારે આશ્ચર્ય પૂર્ણ આ ઘટના છે," એમ કહ્યું. (૨૫)

तामुवाच ततो रामः शबरीं संशितव्रताम् । अर्चितोहं त्वया भद्रे गच्छ कामं यथासुखम् ॥२६॥

રામે તે પરમ તપસ્વિની શબરીને કહ્યું તમે મારો સારો સત્કાર કર્યો છે. હવે તમારી જ્યાં ઇચ્છા હોય, જાવો. (૨૬)

अनुज्ञाता तु रामेण हुत्वात्मानं हुताशने । ज्वलत्पावकसङ्काशा स्वर्गमेव जगाम ह ॥२७॥

રામની આજ્ઞાનો સ્વીકાર કરીને પોતાના શરીરને અગ્નિને સમર્પિત કરીને શબરી સ્વર્ગે પહોંચી ગયાં. (૨૭)

यत्र ते सुकृतात्मानो विहरन्ति महर्षयः । तत् पुण्यं शबरी स्थानं जगामात्मसमाधिना ॥२८॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे एकोनसप्ततितमः सर्गः ॥६९॥

તે પુણ્યાત્મા મહર્ષિયો જ્યાં વિહાર કરે છે તેજ પવિત્ર સ્થાનમાં પોતાના સમાધિબળથી શબરી પણ પહોંચી ગયાં. (૨૮)

ઇતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના એકોનસપ્તતિતમસર્ગમાં પંડિતરાજ–સારસ્વતસાર્વભૌમ–સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

# अथ सप्ततितमः सर्ग

—–*—–

दिवं तु तस्यां यातायां शबर्यां स्वेन तेजसा । लक्ष्मणेन सह भ्रात्रा चिन्तयामास राघवः ॥१॥

શબરી જ્યારે પોતાના તેજથી સ્વર્ગે ચાલી ગયી ત્યારે રામ, ભાયી લક્ષ્મણ સાથે વિચાર કરવા લાગ્યા. (૧)

दृष्टोयमाश्रमः सौम्य बह्वाश्चर्यः कृतात्मनाम् । विश्वस्तमृगशार्दूलो नानाविहगसेवितः ॥२॥

હે સૌમ્ય, આત્મદર્શિયોનો આશ્ચર્યકારક મેં આશ્રય જોયો જ્યાં મૃગ અને સિંહ સાથે જ, પ્રેમથી નિવાસ કરે છે. અનેક પ્રકારના પક્ષિયો જ્યાં રહે છે. (૨)

प्रणष्टमशुभं यन्नः कल्याणं समुपस्थितम् । तेन त्वेतत् प्रहृष्टं मे मनो लक्ष्मण सम्प्रति ॥३॥

અમારું અશુભ બધું નાશ પામ્યું છે. અને શુભ સંસ્કારો ઉપસ્થિત થયા છે. હે લક્ષ્મણ, તેથી મારું મન અત્યારે પ્રસન્ન છે. (૩)

हृदये मे नरव्याघ्र शुभमाविर्भविष्यति । तदागच्छ गमिष्यावः पम्पां तां प्रियदर्शनाम् ॥४॥

અને હવે આપણું સારુંજ થશે. તેથી ચાલો, આપણે પંપાસરોવર જયિયે. (૪)

ऋष्यमूको गिरिर्यत्र नातिदूरे प्रकाशते । यस्मिन् वसति धर्मात्मा सुग्रीवोंशुमतः सुतः ॥५॥

જ્યાં ઋષ્યમૂક પર્વત પાસેજ છે. જ્યાં અંશુમાન્નો પુત્ર સુગ્રીવ નિવાસ કરે છે. (૫)

अहं त्वरे च तं द्रष्टुं सुग्रीवं वानरर्षभम् । तदधीनं हि मे कार्यं सीतायाः परिमार्गणम् ॥६॥

તે સુગ્રીવને મળવા માટે હું ઉતાવળ કરૂં છું કેમકે સીતાને શોધવાનું કામ તેજ કરી શકશે.

इति ब्रुवाणं तं वीरं सौमित्रिरिदमब्रवीत् । गच्छावस्त्वरितं तत्र ममापि त्वरते मनः ॥७॥

લક્ષ્મણે કહ્યું : મારૂં પણ મન એમજ કહે છે, માટે આપણે શીઘ્ર ત્યાં જયિયે. (૭)

आश्रमात्तु ततस्तस्मान्निष्क्रम्य स विशाम्पतिः । आजगाम ततः पम्पां लक्ष्मणेन सह प्रभुः ॥८॥

રાજા રામ તે આશ્રમથી નીકળી લક્ષ્મણ સાથે પંપાસરોવરે ગયા. (૮)

सबन्धुर्विविधान् वृक्षान् सरांसि विविधानि च । पश्यन् कामाभिसन्तप्तो जगाम परमं ह्रदम् ॥९॥

ભાયી લક્ષ્મણ સાથે દુઃખિત રામ, વિવિધ વૃક્ષોને અને સરોવરોને જોતા પંપાસરોવર જવા માટે ચાલ્યા. (૯)

रम्योपवनसम्बाधां पद्मसम्पीडितोदकाम् । स्फटिकोपमतोयां तां श्लक्ष्णवालुकसन्तताम् ॥१०॥

સુંદર ઉપવનોથી ભરેલી, કમળોવાળી, સ્ફટિક સમાન સ્વચ્છ જળવાળી સુંદર રેતીથી ભરેલી.

मत्स्यकच्छपसम्बाधां तीरस्थद्रुमशोभिताम् । सखीभिरिव संयुक्तां लताभिरनुवेष्टिताम् ॥११॥

જેમાં માછલાવો અને કાચવાવો ભરેલા હતા, કાંઠે કાંઠે વૃક્ષોથી શોભિત, સખીની જેમ લતાવોથી વિંટળાયેલાં. (૧૧)

नानाद्रुमलताकीर्णां शीतवारिनिधिं शुभाम् । पद्मसौगन्धकैस्ताम्रां शुक्लां कुमुदमण्डलैः ॥१२॥

અનેક પ્રકારના વૃક્ષો અને લતાવોથી ભરેલી, શીતળ જળવાળી, રાતા કમળોથી રાતી, સ્વેત કમળોથી સ્વેત.....(૧૨)

नीलां कुवलयोद्घाटैर्बहुवर्णां कुथामिव । पुष्पिताम्रवणोपेतां बर्हिणोद्घुष्टनादिताम् ॥१३॥

નીલકમળના સમૂહને લીધે નીલા, કારિકંપલની પેઠે અનેક રંગવાળી, પુષ્પિત આમ્રવન વાળી મયૂરોના સ્વરથી સ્વરવાળી....(૧૩)

तिलकैर्बीजपूरैश्च वटैः शुक्लद्रुमैस्तथा । पुष्पितैः करवीरैश्च पुंनागैश्च सुपुष्पितैः ॥१४॥

તિલક, બીજપુર, વટ, શુકલદ્રુમ, કરવીર, પુંનાગ. (૧૪)

मालतीकुन्दगुल्मैश्च भण्डीरैर्निचुलैस्तथा । अन्यैश्च विविधैर्वृक्षैः प्रमदामिव शोभिताम् ॥१५॥

માલતી, કુન્દ, ગુલ્મ, ભંડીર, નિચુલ, અશોક, સપ્તપર્ણ, કતક, અતિસુકતકથી શોભિત.(૧૫)

सा तामासाद्य वै रामो दूरात् पानीयवाहिनीम् । मतङ्गसरसं नाम ह्रदं समवगाहत ॥१६॥

રામે ત્યાં પહોંચીને તે પંપાસરોવરમાં જળપૂર્ણ મતંગસરમાં સ્નાન કર્યું. (૧૬)

स तां दृष्ट्वा ततः पम्पां रामः सौमित्रिणा सह । विललाप च तेजस्वी रामो दशरथात्मजः ॥१७॥

ભક્ષ્મણ સાથે આવી સુંદર પંપાને જોયીને તેજસ્વી રામ વિલાપ કરવા લાગ્યા. (૧૭)

अस्यास्तीरे तु पूर्वोक्तः पर्वतो धातुमण्डितः । ऋष्यमूक इति ख्यातश्चित्रपुष्पितपादपः ॥१८॥

આ પંપાના કાંઠેજ પૂર્વે કહેવામાં આવેલો તે ઋષ્યમૂક પર્વત હતો. જેમાં અનેક પ્રકારના ધાતુવો હતા અને ચિત્ર-વિચિત્ર પુષ્પોવાળાં વૃક્ષો હતાં. (૧૮)

हरिर्ऋक्षरजोनाम्नः पुत्रस्तस्य महात्मनः । अध्यास्ते तु महावीर्यः सुग्रीव इति विश्रुतः ॥१९॥

ત્યાં જ મહાત્મા ઋક્ષરજનો પુત્ર મહાબલવાન્ પ્રખ્યાત સુગ્રીવ રહે છે. (૧૯)

इत्युवाच पुनर्वाक्यं लक्ष्मणं सत्यविक्रमः । कथं मया विना सीतां शक्यं लक्ष्मण जीवितुम् ॥२०॥

इत्यार्षे श्रीमद्रामायणे वाल्मीकीये आदिकाव्येऽरण्यकाण्डे सप्ततितमः सर्गः ॥७०॥

ફરી રામે લક્ષ્મણને કહ્યું કે લક્ષ્મણ સીતા વિના હું કયી રીતે જીવી શકું ? (૨૦)

ઈતિશ્રી વાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડના સપ્તતિતમસર્ગમાં પંડિતરાજ-સારસ્વતસાર્વભૌમ-સ્વામિશ્રીભગવદાચાર્યકૃત સદર્થબોધિની વ્યાખ્યા સમાપ્ત.

इत्यरण्यकाण्डम्

श्रीमद्वाल्मीकिदृष्टे रघुपतिचरिते प्राञ्जले प्रत्नरत्ने,
तार्तीयीके च काण्डे जगदधिपतिना सत्कृते सच्चरित्रे ।
व्याख्येयं मामकीना प्रकृतिजनगिरा रामचर्याप्रबोधे,
सामर्थ्यं सद्दधाना परमसरलया प्रापदर्थ्यां समाप्तिम् ॥१॥

अनरण्यं गतोरण्यं रामः श्रीमन्मनोहरः ।
या लीला लीलयामास ताः समाः श्रेयसे नृणाम् ॥२॥

भगवत्स्वरूपवैविध्ये तत्स्वरूपविरोधि यत् ।
वाल्मीकिहृदयाविज्ञाः प्राक्षिपंस्तन्निराकृतम् ॥३॥

रामभक्तमनोमोदी यः कथांशोत्र विद्यते ।
वाल्मीकिमुनिना ग्रन्थे रचिते रचनाविदा ॥४॥

रक्षस्तमन्यमह्नाय पृथक्कृत्य विचारतः ।
श्रीमद्भगवदाचार्यः कार्तार्थ्यं भजतेराम् ॥५॥

रामेण शक्यते कर्तुं किं वक्तुं किं च तद्यदि ।
जानीयाद्यः स एवैतं व्याख्यातुं प्रभवेद्बुधः ॥६॥

अहं श्रीरामभक्तोस्मि रामतत्त्वविदप्यथ ।
सदर्थबोधिनीं टीकां ततः कृत्वा सुतृप्तहृत् ॥७॥

रामरूपानुकूल्यं यत् सन्धत्ते चरितामृतम् ।
तदेव रक्षितं यत्नैः सर्वमन्यद्बहिष्कृतम् ॥८॥

सतीत्वं न त्यजेत्सीतां सत्त्वं रामं न सन्त्यजेत् ।
यत्र, रामायणं तद्धि तदन्यद्रावणायनम् ॥९॥

रमैवाभूद्रामः परमसुखदः संसृतिहरः,
तथाणास्ते स्वार्थं न स विगुणमर्थं कथयति ।
ततो लीलाः कर्तुं विविधनिजशक्तीर्विभजतो,
हरेर्ज्ञेयं न स्यात् कथमपि हि सामर्थ्यमतुलम् ॥१०॥

परं तत्त्वं भव्यं भवति भवदेहे विलसितं,
रमेति श्रीशास्त्रे निगदितमिदं सर्वविदितम् ।
विभक्तं प्रत्येयं द्रुतमतिजनैर्यत्तु नितरां,
रमा वा रामो व भवति तदुपासाविधिवशात् ॥११॥

—*—

तृतीयम् आरण्यकाण्डं समाप्तिमगमत्